# ડૉ. બાબાસાહેબ

# આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

## ગ્રંથ-૧૫

પાકિસ્તાન અથવા હિંદના ભાગલા.



# ડૉ. બાબાસાહેબ આંબેડકર
## સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ : ૧૫

# પાકિસ્તાન
# અથવા
# હિંદના ભાગલા





*M. K. Parmar*
M.A.M.Phil
Managing Editor
Dr. Ambedkar foundation
Ministry of Social Welfare New Delhi.

1, New Niranjannagar, Behind Bhimraonagar, Near Kalapinagar,
Ahmedabad - 380 016. Ph. : (079) R - 373032



ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર
૧૯૯૮



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ. એમ.એસ.સી. પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસસી. (લંડન)
એલએલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઓસ્માનીયા)
બાર.એટ.લૉ. (લંડન)

જન્મ : ૧૪ એપ્રીલ, ૧૮૯૧
પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

મારું મન ખુલ્લું છે. જો કે તે ખાલી નથી. ખુલ્લા મનવાળી વ્યક્તિ સદૈવ અભિનંદન ને પાત્ર છે. પરંતુ ઘણીવખત એવું બને છે કે ખુલ્લુ મન ખાલી પણ હોય, અને આવું ખુલ્લુ મન ઘણી વખત સુખદ અથવા દુ:ખદ પરિસ્થિતિ સર્જે છે. ખાલી મગજ ધરાવતી વ્યક્તિ પર સંકટ સહેલાઈથી વર્ચસ્વ જમાવી દે છે. આવી વ્યક્તિ માલસામાન અને સુકાન વિનાના વહાણ જેવી હોય છે. જે સાચી દિશાના અભાવે ખડક સાથે અથડાઈને ભાંગી જાય છે.

એક વાત જણાવવાની રજા લઉ કે આ પુસ્તકમાં મેં મારો કોઈ દ્રષ્ટિકોણ દર્શાવ્યો નથી. માત્ર બન્ને બાજુના પ્રશ્નોની રજૂઆત કરી છે જેથી કરીને વાંચક પોતાનો અભિપ્રાય અને દ્રષ્ટિકોણ દર્શાવી શકે.

ડૉ. બી.આર. આંબેડકર

(પાકિસ્તાન અથવા હિંદના ભાગલાની પ્રસ્તાવનામાંથી)

પ્રથમ આવૃત્તિ : એપ્રીલ ૧૯૯૮
પ્રત : ૪,૦૦૦ સામાન્ય સંસ્કરણ
૧,૦૦૦ ડીલક્ષ સંસ્કરણ

મૂલ્ય : રૂ. ૪૦/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૧૦૦/- (ડીલક્ષ સંસ્કરણ)

**પ્રકાશક :**
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત રાજય, ગાંધીનગર.

**વેચાણ કેન્દ્ર :**
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રામ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી ભવન પાસે, એનેક્ષી-જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

**મુદ્રક :**
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે એવ પ્રિન્ટર્સ, અમદાવાદ દ્વારા મુદ્રિત.

સલાહકાર :

માનનીય શ્રી

૧. મેનકા ગાંધી
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી કેશુભાઈ પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય

૩. શ્રી મહેન્દ્ર ત્રિવેદી
મંત્રી, રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ

૪. શ્રી ડી. કે. મનાવલન
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૫. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૬. વસંત મૂન
પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૭. શ્રી એસ. કે. નંદા
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૮. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને
સંકલન

સંકલન (મૂળ અંગ્રેજી)

શ્રી વસંત મુન

અનુવાદક :

ડૉ. રવિન્દ્ર ઠાકોર

પરામર્શક :

રતિલાલ સા. નાયક

જોસેફ મેકવાન

ડૉ. રમેશચંદ્ર પરમાર

મુખ્ય સંપાદક અને સંકલન :

એમ. કે. પરમાર

એમ.એ.એમ.ફીલ






# સંદેશ

આર્યદ્રષ્ટા ડૉ. બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગના કરુણામય યુગપુરુષ હતા. તેમની દ્રષ્ટિમાં નારી નવચેતનાની પ્રતિક છે. તેમજ સમાજના નવનિર્માણમાં નારી પાયાનો પથ્થર છે. નારી અને સમાજની ઉન્નતિ અંગે ડૉ. આંબેડકરે કહ્યું હતું કે, "હું કોઈ પણ સમાજની પ્રગતિનું અનુમાન એ વાતથી કરું છું કે એ સમાજની મહિલાઓની સ્થિતી કેવી છે ? નારીની ઉન્નતિ વિના પરિવાર, સમાજ તેમજ રાષ્ટ્રની પ્રગતિના સ્વપ્ન જોવાં એતો રણમાં વહાણ ચલાવવા સમાન છે" અને આ વિધાનને સાર્થક કરવા તેમણે હિંદુકોડ બીલની રચના કરી. તેમાં ઊત્તરાધિકાર, છૂટાછેડા, વિધવાવિવાહ, પિતાની સંપત્તિમાં પૂત્રીનો ભાગ, સ્ત્રીધન સંબંધી અધિનિયમો રજૂ કરી નારી મુક્તિનો માર્ગ મોકળો કર્યો."

બાબાસાહેબના સમગ્ર વાડમયમાં નારી ઉત્થાન તેમજ રાષ્ટ્રની સામાજિક, આર્થિક પ્રગતિના દર્શન થાય છે. અમેરિકા અને યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમની ઉચ્ચશિક્ષા અર્થશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર, નૃવંશશાસ્ત્રના શોધકર્તાના રૂપમાં થઈ હતી. વર્તમાન યુગમાં બાબાસાહેબના આર્થિક વિચારો રાષ્ટ્રની પ્રગતિમાં સીમાચિહ્ન સમાન છે.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન બાબાસાહેબના સંપૂર્ણ વાડમયને હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરે છે. તેનું સમગ્ર ભારત અને વિશ્વમાં સ્વાગત થયેલ છે. આ શુંખલામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતા આનંદની લાગણી વ્યક્ત કરું છું.

આ મહાકાર્યમાં જોડાયેલા અનુવાદકો, પરામર્થકો, સંકલનકારોનું હું અભિવાદન કરું છું.

મેનકા ગાંધી
કલ્યાણમંત્રી, ભારત
સરકાર





## સંદેશો

ભારતના બંધારણના ઘડવૈયા અને દલિતોના ઉદ્ધારક ડો. બાબાસાહેબ આંબેડકર આ સદીની એક વિરલ વ્યક્તિ હતા. ડો. બાબાસાહેબ આબેડકરની દ્રઢ માન્યતા હતી કે શિક્ષણ દ્વારા વ્યક્તિ વિકાસ અને સામાજિક ક્રાંતિ દ્વારા જ સમાનતા, સ્વતંત્રતા અને બંધુતાના પાયા ઉપર રાષ્ટ્રનું નવનિર્માણ થઈ શકશે.

ડો. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશન દ્વારા પ્રસિધ્ધ થયેલ બાબાસાહેબના વિદ્વતાપૂર્ણ લખાણનું હિન્દી, ગુજરાતી અને અન્ય ભાષાઓમાં ભાષાંતર કરી, પ્રજા સુધી પહોંચાડવાનું કાર્ય ખૂબ મહત્વનું છે. ડો. બાબાસાહેબ આંબેડકરનો સંપૂર્ણ અક્ષરદેહ **ગ્રંથ નં. ૧૫ પાકિસ્તાન અથવા હિંદના ભાગલા** ગુજરાતી ભાષામાં પ્રકાશિત થાય છે ત્યારે હું આનંદની અને ધન્યતાની લાગણી અનુભવું છું. ગુજરાતી ભાષામાં આ પ્રકાશનોનો ઉમેરો થતાં સામાજિક સદ્‌ભાવના અને ન્યાયની પ્રક્રિયાને અવશ્ય વેગ મળશે.

આ ભગીરથ કાર્યમાં જે અનુવાદકો, સંકલનકારો અને પરામર્શકારોએ તેમની વિદ્વતાનો લાભ આપ્યો છે તે સૌની જહેમત અભિનંદનને પાત્ર છે. આ ગ્રંથના મુખ્ય સંપાદક શ્રી એમ.કે. પરમારે જે નિષ્ઠાથી કાર્ય પાર પાડ્યું છે તેને હું બિરદાવું છું.

હું આશા રાખું છું કે આ પ્રકાશનોને વ્યાપક લોક આવકાર મળશે.

કે.સ. પટેલ
(કેશુભાઈ પટેલ)
મુખ્યમંત્રી
ગુજરાત રાજ્ય






## આવકાર

ડો. બાબાસાહેબ આંબેડકર બહુમુખી પ્રતિભા ધરાવતા હતા, તેઓ વિદ્વાન અર્થશાસ્ત્રી, નૃવંશશાસ્ત્રી, ધારાશાસ્ત્રી, વિદ્વાન લેખક, પ્રખર રાષ્ટ્રભક્ત અને સામાજિક નવચેતનાના પ્રહરી હતા.

બ્રિટીશરોએ તેમના શાસન દરમ્યાન ભારતવર્ષના આર્થિક રીતે હાલ બેહાલ કર્યા હતા તેનો તાદૃશ્ય ચિતાર તેમના શોધ નિબંધોમાં આલેખેલ છે. તેમજ અસ્પૃશ્યતા નિવારણ, સામાજિક ન્યાય, દલિતોધ્ધાર, નારી સન્માન, જાતિપ્રથા, વર્ણ વ્યવસ્થા, રાષ્ટ્રની આર્થિક, સામાજિક, રાજકીય ઉન્નતિ વગેરે વિષય પણ તેમણે ઊંડુ ખેડાણ કરેલ છે.

મૂળ અંગ્રેજી વોલ્યુમમાંથી ગુજરાતી ગ્રંથ નં. ૧૫ પાકિસ્તાન અથવા હિંદના ભાગલા ગુજરાતીમાં ભાષાંતર કરી, ગુજરાતની પ્રજાના કરકમળોમાં મૂકતા હું હર્ષ અને આનંદની લાગણી અનુભવું છું.

વિદ્વાન અનુવાદકો, પરામર્શકો, સંકલનકારોએ ખૂબજ મહેનત કરી આ ગ્રંથોના પ્રકાશનમાં જે ફાળો આપેલ છે તે સરાહનીય છે. તેમજ આ ગ્રંથોના મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ.કે. પરમાર આ ગ્રંથોના પ્રકાશનમાં ખૂબજ મહેનત કરેલ છે તેને આ તબક્કે બિરદાવું છું.

મહેન્દ્ર ત્રિવેદી<br>
**મંત્રી,**<br>
રમતગમત યુવા, અને<br>
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ

## બે બોલ

ડૉ. બાબાસાહેબ આંબેડકર સ્વપ્નદ્રષ્ટા હતા તેમનું સમગ્રજીવન સદીઓથી શોષિત, પીડીત અને દલિતોના સામાજિક, આર્થિક અને શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત હતું. તેમણે સમાજમાં પ્રવર્તમાન રૂઢિચુસ્ત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરી, સામાજિક ન્યાય અને દલિતોને અધિકારો અપાવવા માટે આજીવન સંઘર્ષ કર્યો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને આર્થિક વિચારોને સાકાર કરવા માટે ભારત સરકારે ડૉ. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. આ ફાઉન્ડેશન નીચે દર્શાવેલ મુખ્ય યોજનાઓને કાર્યાન્વિત કરવા કૃતસંકલ્પ છે.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુસ્તકાલય

૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુરસ્કાર

૩. ડૉ. આંબેડકર ચેર્સ (યુનિવર્સિટી)ની સ્થાપના.

૪. ડૉ. આંબેડકર વિદેશ સ્કોલરશિપ

૫. ડૉ. આંબેડકર સંપૂર્ણ વાડ્મયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન

૬. હિંદી અને અંગ્રેજીમાં ત્રિમાસીક "**ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા**"નું પ્રકાશન

૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રીય પુરસ્કાર

૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રીયસ્મારક (૨૬ અલીપુર રોડ, દિલ્હી)ની સ્થાપના.

ગુજરાતી ભાષામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ના પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદનું સહભાગી બને છે. અને તેના મુખ્ય સંપાદક અને સંકલનકારશ્રી એમ.કે. પરમાર તથા અનુવાદકો પરામર્શકો અને સંપાદકો સન્માનને પાત્ર છે.

ડી.કે. મનાવલન
સચિવ કલ્યાણ
મંત્રાલય
ભારત સરકાર

## પ્રકાશકિય

અત્યંત આનંદની વાત છે કે "ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ" ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયેલ બધાજ ગ્રંથોનું સુજ્ઞ વાંચકોએ સ્વાગત કર્યું છે.

આ શ્રુખલામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં. ૧૧ થી ૧૭ (અંગ્રેજી વોલ્યુમ ૬,૭,૮,૯,) વિદ્વાન વાંચકોને સમર્પિત કરતા હું આનંદની લાગણી અનુભવું છું.

આ ગ્રંથોમાં (૧) ઈસ્ટ ઈંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો (૨) રૂપિયાની સમસ્યા (૩) શુદ્રો કોણ હતા ? અને ભારતીય આર્યોના સમાજમાં તેઓ ચોથી વર્ણમાં કેવી રીતે સમાયા. (૪) અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્યો કેવી રીતે બન્યા ? (૫) પાકિસ્તાન અને હિંદના ભાગલા (૬) કોંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું ? (૭) ગાંધીજી અને અસ્પૃશ્યતા નિવારણ વગેરે વિષયો પર ડૉ. બાબાસાહેબ આંબેડકરે પ્રકાશ પાડ્યો છે.

અંતમાં વિદ્વાન સંપાદકો, અનુવાદકો, પુનરીક્ષકો તથા અન્ય સહયોગીઓનો આભાર માનું છું. અને તેમાં વિશેષ કરીને મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ.કે. પરમારે સતત મહેનત કરી આ ગ્રંથોનું પ્રકાશન થાય તે માટે પ્રયાસ કરેલ છે.

મને સંપૂર્ણ વિશ્વાસ છે કે ઉપરોક્ત ગ્રંથોનું પૂર્વવત્ સ્વાગત થશે.

એચ.આર. ભીમાશંકર
ડાયરેકટર
ડૉ. બાબાસાહેબ ફાઉન્ડેશન

## સંપાદકીય

ડૉ. બાબાસાહેબ ભારતીય ઉપખંડના એક પ્રજ્ઞાશીલ રાજપુરુષ હતા. તેઓ ભારતના દરેક પ્રશ્નોનો તુલનાત્મક અભ્યાસ કરતા હતા, તે સમયના સળગતા પ્રશ્નોમાં પાકિસ્તાન ભારતીય ઉપખંડનો જલદ પ્રશ્ન હતો. પ્રસ્તુત ગ્રંથ ૧૫ "પાકિસ્તાન અથવા હિંદના ભાગલા"માં તેઓ બન્ને તરફનું ચિત્ર રજૂ કરે છે. તેમાં તેઓ પાકિસ્તાન માટે મુસ્લીમોની કેફીયત, હિંદુઓનો પાકિસ્તાન વિશેનો મત, વિભાજન, પાકિસ્તાન અને જાતીય શાંતિ, પાકિસ્તાન નહીં તો શું ? વિદેશીઓનો મત, તદ્ઉપરાંત નકશા અને હિંદુ મુસલમાનોની આંકડાકીય માહિતી આપેલ છે, આ ગ્રંથને દેશ અને પરદેશમાં ખૂબજ આવકાર મળ્યો હતો.

"ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ" ગ્રંથોનો ઉદ્દેશ એ છે કે બાબાસાહેબના વિવિધ પ્રશ્નો ઉપરના વૈજ્ઞાનિક વિચારો જનસાધારણ સુધી પહોંચાડવા.

તુલનાત્મક વૈજ્ઞાનિક વિચારો ધરાવતું આ પુસ્તક "પાકિસ્તાન અથવા હિંદના ભાગલા" પ્રસ્તુત કરતાં પ્રસન્નતા અનુભવું છું. આશા છે કે સુજ્ઞ વાંચકો આ ગ્રંથને પણ પહેલાની જેમ આવકારશે. આ ગ્રંથમાં અનુવાદક સહિત ડૉ. રમેશચંદ્ર પરમારે જે સહયોગ આપ્યો છે તે ભૂલી શકાય તેમ નથી.

એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને સંકલન

# પાકિસ્તાન

અથવા

# હિંદના ભાગલા

**"આ વિષય પરનાં અન્ય પુસ્તકો પૈકી એક પણ પુસ્તક એવું નથી જેમાં આ પુસ્તક જેટલી વ્યાપકતા કે ઊંડાણ હોય."**

લેખક
ડૉ. બી. આર. આંબેડકર

શ્રી એડવર્ડ થોમ્પસન તેમના 'એનલિસ્ટ ઈન્ડિયા ફોર ફ્રીડમ'માં કહે છે - આંબેડકર પાસે અંગ્રેજી ભાષા પરનું પોતાનું આગવું અને સમર્થ પ્રભુત્વ છે. તેઓ ઉત્સાહી પરંતુ ઉગ્ર દલીલબાજ છે, બિલકુલ નિર્ભીક હોવા સાથે અનપેક્ષિત તથા ઐતિહાસિક તથ્યો કે અન્ય પક્ષોની નિષ્ફળતા પર સંપૂર્ણ અભ્યાસ ધરાવે છે. તેમની શક્તિનું ઉડ્ડયન એટલું તો ત્વરિત છે કે તે એક રીતે અતિશય અસરકારક પરિણામો તે પ્રાપ્ત કરે છે. આંબેડકર પાસેથી જે કંઈ તમને મળે તે વાંચો અને તમને સમજાશે કે તે શા માટે રૂઢિચુસ્ત હિંદુઓને ગાંડા કરી મૂકે છે. હિંદની બાહોશ વ્યક્તિઓમાંની તે એક અત્યંત અદ્‌ભુત વ્યક્તિ છે.

# પાકિસ્તાન

## અથવા

# હિંદના ભાગલા

લેખક

ડૉ. બી. આર. આંબેડકર

"અમને સમ્યક સમજણ આપો, હે તથાગત સવિશેષ
કરૂણામય પ્રજ્ઞા, નહિતર અમને ઉપલબ્ધ થાય
એવું આ નંદનવન પણ અમે વેરણછેરણ કરીશું."

('થોટ્સ ઓન પાકિસ્તાન' (પ્રથમ આવૃત્તિ)ના આવરણ પરનું અવતરણ)

(૧૯૪૬ની આવૃત્તિનું પુર્નમુદ્રણ)

# અર્પણ

એના હૃદયની સરળતા, મનની ઉદારતા
અને એના ચારિત્ર્યની વિશુદ્ધતા, તદુપરાંત
અમારા ભાગ્યમાં આવી પડેલ અભાવ અને
ચિંતાઓના એકલવાયા દિવસોમાં મારી સાથે
સહન કરવાની તેની તત્પરતા
તથા
શાંત ધૈર્યની પ્રતીક સમી, અંતઃકરણમાં કોતરાયેલ
રામુની સ્મૃતિને
પ્રસંશા રુપે...

## અનુક્રમણિકા

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પાકિસ્તાનનો પ્રશ્ન પ્રત્યેક વ્યક્તિ માટે માથાનો દુખાવો બન્યો છે અને અન્ય કોઈ કરતાં મારે માટે તો સવિશેષ. એણે મારો એટલો બધો સમય લીધો છે - જ્યારે મારે મન આનાથીય વધુ મહત્ત્વની મારી અન્ય સાહિત્યિક કૃતિઓ માટે સમયને અભાવે કામ રોકાઈ ગયું. જેનું દુ:ખદ સ્મરણ કર્યા વિના હું રહી શકતો નથી. એટલે હું માનું છું કે આ બીજી આવૃત્તિ પણ છેલ્લી હશે. હું શ્રદ્ધા રાખું છું કે તે ખલાસ થઈ જાય તે પહેલાં જ કાં તો તે પ્રશ્ન ઉકેલાઈ ગયો હશે અથવા તો પાછો ખેંચી લેવામાં આવ્યો હશે.

પ્રથમ આવૃત્તિ કરતાં આ બીજી આવૃત્તિ ચાર પ્રકારે જુદી પડે છે.

[૧] પ્રથમ આવૃત્તિમાં અનેક મુદ્રણ દોષો હતા અને તે વાચકો તથા વિવેચકોની ફરિયાદોનું નિમિત્ત બન્યા. આ આવૃત્તિ તૈયાર કરતાં આ અંગે કોઈ ફરિયાદ ન રહે તેની શક્ય તેટલી વધુ કાળજી મેં રાખી છે. પ્રથમ આવૃત્તિમાં માત્ર ત્રણ ખંડો જ હતા. અહીં પાંચમો ખંડ વધારાનો છે અને તે પાકિસ્તાનની પ્રજા સાથે સંકળાયેલા અનેક પ્રકારના મુદ્દાઓ અંગે મારું દૃષ્ટિબિંદુ વ્યક્ત કરે છે. તે એટલા માટે ઉમેરાયો છે કે પ્રથમ આવૃત્તિ વખતે એવી ટીકાઓ થઈ હતી કે મેં પાકિસ્તાન વિશે લખ્યું ત્યારે તે અંગે મારાં કયાં મંતવ્યો છે તે તો મેં જણાવ્યાં જ નહિ. આ આવૃત્તિ પ્રથમ આવૃત્તિ કરતાં બીજી રીતે પણ જુદી પડે છે. પ્રથમ આવૃત્તિમાં જે નકશાઓ આપ્યા હતા તેટલા જ રાખવામાં આવ્યા છે. પરંતુ આમાં પરિશિષ્ટોની સંખ્યા વધારી છે. પ્રથમ આવૃત્તિમાં માત્ર અગિયાર પરિશિષ્ટો હતાં. આ આવૃત્તિમાં પચીસ છે.

આ પુસ્તકે એક સાચી માગ પૂરી પાડી હોય તેવું લાગે છે. મેં જોયું છે કે આમાંના કેટલાયે વિચારો, યોજનાઓ અને દલીલો અનેક લેખકો, રાજકારણીઓ અને અખબારોના તંત્રીઓએ પોતાના પક્ષના સમર્થનમાં લૂંટયા છે. દુ:ખ તો

૧ પ્રથમ આવૃત્તિમાં, કમભાગ્યે, પ્રૂફ સુધારણા પ્રત્યેની ઉપેક્ષાને કારણે બંગાળના અનેક જિલ્લાઓની વસ્તીના આંકડા વચ્ચે વિસંગતિ ઊભી થઈ અને બંગાળ પૂરતી પાકિસ્તાનની રૂપરેખા દર્શાવતા નકશામાં જે એ જિલ્લાઓ કે જેનો પાકિસ્તાનમાં સમાવેશ કરવો જોઈતો હતો તે તે નકશામાંથી બાકાત રખાયા. આ આવૃત્તિમાં આ ભૂલ સુધારી લેવામાં આવી છે અને નકશા તથા આંકડાઓનો બરાબર મેળ બેસાડવામાં આવ્યો છે.

એ વાતનું છે કે એમણે માત્ર આ પુસ્તકની દલીલો જ નહિ પણ ભાષાનોય ઉપયોગ કર્યો છે, ત્યારે પણ તેના મૂળનો સ્વીકાર કરવાની શિષ્ટતા દાખવવાની એમણે કાળજી લીધી નથી. પણ તેનો મને કશો વાંધો નથી. મને આનંદ તો એ વાતનો છે કે પાકિસ્તાનના આ જટિલ પ્રશ્નનો સામનો કરી રહેલા હિંદીઓને આ પુસ્તક ઉપયોગી નીવડયું છે. શ્રી ગાંધી અને શ્રી જિન્નાહે તેમની તાજેતરની વાટાઘાટોમાં આ પુસ્તકને આ વિષય અંગે અધિકૃત લેખી તેનો લાભદાયક ઉપયોગ કરવા માટે ઉલ્લેખ્યું તે જ આ પુસ્તકનું મૂલ્ય સૂચવે છે.

આ પુસ્તકમાં શીર્ષક પરથી તો એમ લાગે કે તે પાકિસ્તાન અંગે ગમે તે વિગતો આપતું હશે, પરંતુ તે એનાથીય મહત્ત્વનું કાર્ય કરે છે. આ પુસ્તકમાં કોમી પાર્શ્વભૂમિમાં હિંદના ઇતિહાસ તથા હિંદી રાજકારણનું વિશ્લેષણાત્મક નિરૂપણ પણ થયું છે. આમ તો, તે પાકિસ્તાનની પ્રાથમિક માહિતી આપવા માટે જ વિચારાયું હતું, પણ આ પુસ્તક પાકિસ્તાન વિશેના ગ્રંથ કરતાંય કંઈક સવિશેષ છે. આ પુસ્તકમાં હિંદના ઇતિહાસ તથા હિંદી રાજકારણની વિગતો એટલી તો પ્રચુર છે કે એને હિંદના રાજકારણની ગતિવિધિ પણ કહી શકાય.

આ પુસ્તકથી હિંદુઓ તથા મુસ્લિમો બંને નારાજ થયા છે. જો કે હિંદુઓની નારાજગીનાં કારણો મુસ્લિમોની નારાજગીનાં કારણો કરતાં જુદાં છે. મારા પુસ્તકને આવો આવકાર મળ્યો છે તેથી હું દુઃખી નથી. હિંદુઓએ આને અમાન્ય રાખ્યું અને મુસ્લિમોએ આનો અસ્વીકાર કર્યો તે જ મારે માટે તો મોટો પુરાવો છે કે એનામાં બેમાંથી કોઈનાંય દૂષણો નથી અને વિચાર સ્વાતંત્ર્ય તથા હકીકતોની નિર્ભીક રજૂઆતની દૃષ્ટિએ આ પુસ્તક કોઈ પક્ષીય નીપજ નથી.

કેટલાક લોકો ચિડાયા છે કારણ કે મેં જે કહ્યું છે તેનાથી તે દુભાયા છે. હું કબૂલ કરું છું કે કોઈ વ્યક્તિઓ કે વર્ગો દુભાશે અથવા તો ગમે તેવા આદરણીય હોય તે અભિપ્રાયોને આઘાત પહોંચશે તેવા ભયની અસર મેં મારા પર લગીરે પડવા દીધી જ નથી. આવો માર્ગ અપનાવતાં મેં અનેકવાર દિલગીરી અનુભવી છે, પણ ક્યારેય પશ્ચાતાપ અનુભવ્યો નથી. જેમને મેં દુભવ્યા હોય તે મારી પ્રામાણિકતા અને મારા ધ્યેયની નિઃસ્વાર્થતાને લક્ષમાં રાખીને, તેઓ મને માફ કરે. હું એવો દાવો નથી કરતો કે મેં આવેશ વિના લખ્યું છે, પણ

મને શ્રદ્ધા છે કે મેં કશાય પૂર્વગ્રહ વિના લખ્યું છે. કોઈ હિંદી પોતાના દેશ વિશે વાત કરતો હોય અને પોતાના સમયનો વિચાર કરતો હોય ત્યારે એને માટે શાંત રહેવું - હું તો એમ કહેવા જતો હતો કે એને માટે સારા રહેવું - ભાગ્યે જ શક્ય હોય. પાકિસ્તાનના પ્રશ્નની ચર્ચા કરતાં, હું જોઉં છું તે પરિસ્થિતિનું સંપૂર્ણ ચોક્કસ અને સાથેસાથે સૂચનાત્મક ચિત્ર આપવાનું જ મારું ધ્યેય રહ્યું છે. બંને પક્ષે શક્તિ અને મર્યાદાના જે મુદ્દાઓ મને જડયા છે તેની મેં હિંમતભેર રજૂઆત કરી છે. અક્કડ અને અવ્યવહારુ પગલાંઓથી ઊભી થનારી સંભવિત હાનિકારક અસરો પર પ્રકાશ ફેંકવા માટે મેં ભારે પરિશ્રમ ઉઠાવ્યો છે.

રાજયના સત્તાતંત્રનાં અને અંદરોઅંદર રાજય વિરોધી રાષ્ટ્રવાદનાં બળો વચ્ચેના સંઘર્ષ સંબંધી ઇતિહાસની સાક્ષી સંદિગ્ધ નહીં તો અચોક્કસ જરૂર રહી છે. પ્રોફે. ફ્રિડમેન[૧] જણાવે છે તેમ :-

"આજનું એકેય રાજય એવું નથી કે જેણે કદીપણ હઠીલા રાષ્ટ્રીય જૂથને એની પોતાની સત્તા નીચે રહેવા માટે દબાણ ન કર્યું હોય. સ્કોટ, બ્રિટન, કેટેલેન, જર્મન, પોલ, ઝેક, ફિન આ બધા જ લોકોને ક્યારેકને ક્યારેક તો, એમને ગમતું હોય કે ન ગમતું હોય તો પણ, વધુ સત્તાધારી રાજયની સત્તા ફરજિયાત સ્વીકારવી પડે છે. ઘણીવાર તો ગ્રેટ બ્રિટન કે ફ્રાન્સની જેમ, પરિબળો આખરે તો રાજયની સત્તા અને રાષ્ટ્રીય સુસંબદ્ધતાના સહકાર અને સહચાર તરફ ક્રમશઃ દોરી ગયાં છે, પણ જર્મની, પોલેન્ડ, ઈટલી અને મધ્ય યુરોપ અને બાલ્કન દેશો જેવા સમુદાયના ઘણા કિસ્સાઓમાં જયાં સુધી રાજયની સત્તાની બેડી ફગાવી ન દીધી અને પોતાનું ખુદનું રાજય ન સ્થાપ્યું ત્યાં સુધી રાષ્ટ્રવાદી બળો જંપ્યાં જ નહિ......"

ગઈ આવૃત્તિમાં, મેં એવા દેશોના અનુભવો આલેખ્યા હતા, જયાં રાજય રાષ્ટ્રવાદના નિષ્ઠુર દમનમાં જ રોકાયેલાં હોય અને અંતે પોતાના પ્રયત્નમાં તેઓ નરમ પડી ગયાં હોય. આ આવૃત્તિમાં, વિરોધી વાત બતાવવા માટે મેં અન્ય દેશોના અનુભવો પણ આલેખ્યા છે કે જો સાથે રહેવાનો સંકલ્પ હોય તો ભિન્ન કોમો, અરે, ભિન્ને દેશો માટેય એક રાજયની છત્રછાયા નીચે રહેવું અશક્ય

૧ ધ ક્રાઈસીસ ઓફ નેશનલ સ્ટેટ (૧૯૪૩) પૃ. ૪.

નથી. એમ કહી શકાય કે બંને પક્ષોને સલાહ આપતાં મેં જરૂર કરતાં વધુ આવેશભર્યા શબ્દોનો ઉપયોગ કર્યો છે. મેં એટલા માટે એમ કર્યું કે લકવાગ્રસ્ત અંગને સક્રિય કરવા માટે પ્રત્યેક લકવાગ્રસ્ત અંગના મહત્ત્વના મર્મસ્થાનો પકડી પાડવાનો પ્રયત્ન કરનાર ચિકિત્સકની રીત જ શું થઈ રહ્યું છે તે સમજવા માટે, સરેરાશ હિંદી જે અર્ધનિદ્રિત નથી પણ આત્મસંતોષી છે, ખોટી જાણકારી ધરાવતો નથી પણ શંકારહિત છે, એને ઝંઝોડવા માટે વધુ બંધબેસતી લાગે છે. હું આશા રાખું છું કે મારા પ્રયત્નોને ધાર્યું પરિણામ મળશે.

પ્રથમ આવૃત્તિના તમામ મુદ્રણ દોષો તથા લહિયાના દોષો દૂર કરી, આ આવૃત્તિ દોષરહિત બને તે માટે અથાગ પુરુષાર્થ કરનાર ખાલસા કૉલેજ, મુંબઈના પ્રો. મનોહર ચિટનીસ તથા શ્રી કે. વી. ચિત્રેનો આભાર માન્યા વિના હું આ પ્રસ્તાવના પૂરી ન કરી શકું.

૧, જાન્યુઆરી, ૧૯૪૫,
૨૨, પૃથ્વીરાજ માર્ગ,
નવી દિલ્હી.

બી. આર. આંબેડકર

# પુરોવચન

ચોક્કસપણે એમ કહી શકાય કે જે લાંબી પ્રસ્તાવનાથી આ ગ્રંથની શરૂઆત થઈ છે તેને કોઈ પુરોવચનની અનિવાર્યતા નથી. પણ આ ગ્રંથ સાથે ઉપસંહાર જોડાયો છે અને એમ કર્યા પછી, મેં વિચાર્યું કે મારે પુરોવચન પણ આગળ મૂકવું જોઈએ. સૌપ્રથમ તો એટલા માટે કે પુરોવચન મૂકવાથી ઉપસંહાર સાથે એક સમતુલા સધાય, અને બીજું એ કે, જેઓ આના મૂળ વિશે જિજ્ઞાસુ હોય તેમને આ ગ્રંથના મૂળ વિશે કહેવાનો અને તેમાં ચર્ચેલા પ્રશ્નો અંગે વાચકો પર પ્રભાવ પાડવાનો મને થોડોક અવકાશ મળે... જિજ્ઞાસુઓના સંતોષ માટે કહી શકાય કે ગમે તેમ પણ મુંબઈ પ્રાંતમાં સ્વતંત્ર મજૂરપક્ષ (આઈ. એલ. પી.) નામે ઓળખાતી એક રાજકીય સંસ્થા છેલ્લાં ત્રણ વર્ષથી અસ્તિત્વમાં છે. તે પુરાણી, પ્રાચીન, રાજકારણમાં વર્ષોથી ખૂંપેલી સંસ્થા નથી. તે સંસ્થા વૃદ્ધ બની નથી કે વૃદ્ધત્વની નબળાઈ અનુભવતી નથી કે જેથી તેનું નવું લોકપ્રિય નામાભિધાન કરી તેનો ફરી પ્રારંભ થયો હોય. અન્ય રાજકીય સંસ્થાઓની સરખામણીમાં આ સંસ્થા નવી અને સક્રિય છે. અને કોઈ હિત કે જૂથની આજ્ઞાકારી નથી. મુસ્લિમ લીગે પાકિસ્તાન અંગે જેવો લાહોર પ્રસ્તાવ પ્રસાર કર્યો કે તરત જ પાકિસ્તાનની યોજના પ્રત્યે તે સંસ્થાએ શું વલણ અપનાવવું તેનો વિચાર કરવા આઈ. એલ. પી.ની કારોબારી મળી. કારોબારી જોઈ શકી કે પાકિસ્તાનની આ યોજના હેઠળ રહેલા ખ્યાલ સામે કશો જ વાંધો ઉઠાવી શકાય તેમ નથી. કોમી પ્રશ્નના ઉકેલ તરીકે વિશિષ્ટ માનવવંશીય સર્જન તરીકે તેનું અર્થઘટન થતું હતું ત્યારે તો કારોબારી પાકિસ્તાનની યોજના પ્રત્યે આકર્ષાઈ હતી. અલબત્ત, તે તબક્કે પાકિસ્તાનના પ્રશ્ન અંગે પોતાનો નિર્ણિત અભિપ્રાય જાહેર કરવાનું કારોબારીને સક્ષમ ન લાગ્યું. આથી કારોબારીએ આ પ્રશ્નનો અભ્યાસ કરી તેનો અહેવાલ આપવા સમિતિ નીમી. મારા અધ્યક્ષપદ હેઠળની આ સમિતિમાં પ્રિન્સિપાલ એમ. વી. ડોંડે, બી. એ., શ્રી એસ.સી. જોષી, એમ.એ., એલએલ.બી, એડવોકેટ (ઓ.એસ.) એમ.એલ.સી., શ્રી આર. આર. ભોલે, બી. એસસી., એલએલ. બી., ધારાસભ્ય, શ્રી ડી. જી. જાધવ, બી. એ., એલએલ. બી., ધારાસભ્ય, અને શ્રી એ. બી. ચિત્રે, બી. એ., ધારાસભ્યનો સમાવેશ થતો

હતો. તે સંસ્થાના સભ્ય તરીકે આ બધાનો સમાવેશ થયો હતો. મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનના સભ્ય શ્રી ડી. વી. પ્રધાન આ સમિતિના સેક્રેટરી હતા. સમિતિએ મને પાકિસ્તાન ઉપર અહેવાલ તૈયાર કરવા જણાવ્યું અને મેં તે કાર્ય કર્યું. તે જ અહેવાલ આઈ. એલ. પી. ની કારોબારી સમક્ષ રજૂ કરાયો અને કારોબારીએ નિર્ણય લીધો કે તે અહેવાલ પ્રસિદ્ધ કરવો જોઈએ. આ પ્રસિદ્ધ થતો ગ્રંથ તે જ તે અહેવાલ.

પાકિસ્તાનના અભ્યાસીઓને તેમના ખુદના તારણ પર આવવામાં સહાય કરવાનો જ આ ગ્રંથનો હેતુ છે. આ જ હેતુ લક્ષમાં રાખીને મેં આ ગ્રંથમાં સઘળી અનિવાર્ય અને પ્રસ્તુત માહિતી જ એકત્રિત કરી નથી પણ તેમાં ૧૪ પરિશિષ્ટો અને ત્રણ નકશાઓ પણ ઉમેર્યા છે અને મારા અભિપ્રાય પ્રમાણે તે આ ગ્રંથના મહત્ત્વનાં અંગ બને છે.

હવે પછીના પાના પર જે સામગ્રી એકત્રિત કરી છે તે જ જોઈ જવી વાચક માટે પૂરતી નથી. તેણે તે અંગે ચિંતન પણ કરવું જ જોઈએ. કાર્લાઈલે તેની પેઢીના અંગ્રેજોને જે ચેતવણી આપી હતી તે તેણે હૃદયમાં સંઘરી રાખવી જોઈએ. કાર્લાઈલે કહ્યું હતું :

"ઝંઝાવાતો વચ્ચે પોતાના સમર્થ યૌવનને ખુલ્લું મૂકીને ઊડતા ગરુડની જેમ ઈંગ્લેન્ડની પ્રતિભા હવે વિશ્વની અવહેલના કરી સૂર્યારોહણ કરતી નથી... ... ... ચારા તથા બધું જ ધૂતવા ઉત્સુક લોભી શાહમૃગની જેમ ઈંગ્લેન્ડની પ્રતિભા... ... તેનું શાહમૃગ શિર સંરક્ષક ભ્રમણામાં ડુબાડીને તે પ્રશ્નને વિલંબમાં નાખે છે. પ્રશ્ન ધીમી ગતિનો છે પણ હવે તે અનિવાર્ય છે. હવે સાવ પાર્થિવ ચારાના લોભી બની ભ્રમણાઓમાં માથું ડુબાડી શાહમૃગ જેમ નહિ જીવાય, પણ એક દિવસ જાગવું પડશે. સ્વાભાવિકપણે નહિ તો ભયંકર અનુગામી કઠોરતાને કારણે આવી કોઈ પરિસ્થિતિ આવે તે પહેલાં જાગો. દેવો અને લોકોએ આપણને જગાડયા હતા. આપણા પૂર્વજોના અવાજો, એક સ્વરે, કઠોર ચેતવણી સાથે અભણને જાગવાની આજ્ઞા કરે છે."

આ ચેતવણી એક વાર જેમ ઈંગ્લેન્ડને લાગુ પડતી હતી તેમ આજની પરિસ્થિતિમાં, હિંદીઓને પણ લાગુ પડે છે તેમ હું ચોકકસપણે માનું છું અને

હિંદીઓ તેના પર ધ્યાન નહિ આપે તો તેમને જોખમે જ તે તેમ કરી રહ્યા છે.

હવે, આ અહેવાલ તૈયાર કરવામાં જેમણે મને સહાય કરી છે તેમને વિશે બે શબ્દ. શ્રી એમ. જી. ટિપ્રીસ, ડી. સી. ઈ. (કલા ભવન, વડોદરા) અને શ્રી છગનલાલ એસ. મોદીએ મને અતિ સહાય કરી છે. શ્રી ટિપ્રીસે નકશા તૈયાર કરવામાં અને શ્રી મોદીએ હસ્તપ્રત ટાઈપ કરવામાં માત્ર સ્નેહ ભાવે જ આ કાર્ય કર્યું છે. તે માટે હું બંનેનો ખૂબ આભારી છું અને મારા મિત્રો શ્રી બી. આર. કાદ્રેકર અને શ્રી કે. વી. ચિત્રેએ પ્રૂફ સુધારવાના અને મુદ્રણ નિરીક્ષણના અતિ અરસિક અને કંટાળાજનક કાર્યમાં પણ ભારે પરિશ્રમ ઉઠાવ્યો તે માટેય હું બંનેનો ખાસ ખાસ આભારી છું.

૨૮, ડિસેમ્બર, ૧૯૪૦,
'રાજગૃહ'
દાદર, મુંબઈ - ૧૪.

બી. આર. આંબેડકર

# પ્રાસ્તાવિક

મુસ્લિમ લીગના પાકિસ્તાન અંગેના પ્રસ્તાવના ભિન્નભિન્ન પ્રત્યાઘાતો પડયા છે. કેટલાક તેને રાજકીય ઓરીના કિસ્સા તરીકે લેખે છે અને આ માટે સભાન એકતા અને સત્તાના પ્રારંભાવસ્થાના લોકો જ જવાબદાર છે, જયારે અન્ય લોકો આને મુસ્લિમ માનસનો વહેતો તરંગ નહિ પણ મુસ્લિમ માનસનું કાયમી માળખું માને છે અને પરિણામે તે ભારે અસ્વસ્થ બન્યા છે.

નિ:શંક આ પ્રશ્ન વિવાદાસ્પદ છે. આ પ્રશ્ન મહત્ત્વનો છે અને આ વિવાદમાં કોઈ એક પક્ષે બીજા પક્ષને શાંત કરવા માટે એક પણ દલીલનો ઉપયોગ ન કર્યો હોય તેવું ક્યારેય બન્યું જ નથી. કેટલાક એવી દલીલ કરે છે કે અલગ રાષ્ટ્રો તરીકે બે રાજકીય ઘટકોમાં હિંદના ભાગલાની આ માગણી જ તેમની કલ્પનાને આઘાત પહોંચાડે છે. કેટલાક તો, દેશની આ એકતા - જે સદીઓ જૂની છે તેવો દાવો કરવામાં આવે છે - તોડવાના અવિચારી પ્રયત્ન પ્રત્યે પોતાના પ્રામાણિક રોષની લાગણીથી એવા તો રૂંધાઈ ગયા છે કે તેમનો રોષ તેમના વિચારોને વ્યકત થવા દેતો નથી. બીજાઓ માને છે કે આને ગંભીરતાથી લેવાની જરૂર નથી. તે લોકો આને ક્ષુલ્લક માને છે અને નિષ્ફળ માનતા હોય તેમ હસી કાઢે છે અને રૂપકોનો ઉપયોગ કરે છે. "તમારું શિર દર્દ ઓછું કરવા તમે તમારું માથું કાપતા નથી," "બે સ્ત્રીઓ બાળકની મા હોવાનો દાવો કરતી ઝઘડે છે તે કારણે તમે બાળકના બે ટુકડા કરતા નથી." પાકિસ્તાનની નિરર્થકતા પુરવાર કરવા માટે આવી આવી ઉપમાઓનો ઉપયોગ થાય છે. માત્ર લાગણીની જ ભૂમિકા પર વિવાદ આવતો હોય ત્યારે તટસ્થ અભ્યાસીને વધુ મુર્ખામી અને ઓછી સમજ, વધુ ઉગ્રતા અને ઓછી સૂઝ, વધુ વિચિત્રતા અને ઓછી ગંભીરતા જોવા મળે તેમાં કશું જ આશ્ચર્ય નથી.

આ વિષય પ્રત્યે મારું વલણ અસામાન્ય નહિ પણ નિશ્ચિત તો છે જ. હું નથી માનતો કે પાકિસ્તાનની માગણી તે માત્ર હું જે પરિસ્થિતિ જોઉં છું તે રાજકીય રોગ છે અને જે સમય જતાં જતો રહેશે. હું જે પરિસ્થિતિ જોઉં છું તે પરથી મને લાગે છે કે જીવવિજ્ઞાનના અર્થ પ્રમાણે તે એક લાક્ષણિકતા છે અને જેમ જીવ તંત્ર લાક્ષણિકતામાં પરિણમે છે તે જ રીતે મુસ્લિમ રાજકારણે

તેને વિકસાવ્યું છે. સ્વાભાવિક પસંદગીની પ્રક્રિયામાં તે ટકશે કે નહિ તે તો હિંદુઓ તથા મુસ્લિમોના અસ્તિત્વસંઘર્ષમાં સક્રિય બનતા બળો પર જ નિર્ભર છે. મને પાકિસ્તાનના ખ્યાલથી આઘાત પહોંચ્યો નથી, તેના પ્રત્યે મને રોષ નથી અને હું એમ પણ માનતો નથી કે તેને રૂપકોથી હસી કાઢી નિષ્ફળ માની શકાય. જેઓ હસી કાઢી તેને નિષ્ફળ માનતા હોય તેમણે યાદ રાખવું ઘટે કે અર્થહીનતાને પ્રાસમાં મૂકવાથી તે અર્થહીનતા મટી જતી નથી અને રૂપક તે કંઈ દલીલ નથી. જો કે ક્યારેક તે ગળે ઊતરે તેવો અને સ્મૃતિમાં સંઘરી રાખવા જેવો દારૂગોળો બને. જો આ યોજના પાછળ હિંદના ૯૦ ટકા મુસ્લિમોનો ઝનૂની ટેકો ન હોય પણ તેમની લાગણી હોય તો હું માનું છું કે તેને એકદમ ઈનકારવી શક્ય નથી અને તેમાં શાણપણ પણ નથી. મને લગીરે શંકા નથી કે પાકિસ્તાનની માગણી પ્રત્યેનું એક માત્ર યોગ્ય વલણ તો તેના સર્વ પાસાંઓનો અભ્યાસ કરવાનું, તેની અસરો સમજવાનું અને તે અંગે બૌદ્ધિક નિર્ણય બાંધવાનું જ હોવું જોઈએ.

આટલું બધુ કહ્યા પછી પણ વાચક તો પૂછશે જ : પાકિસ્તાન ઉપરનું આ પુસ્તક એવા અર્થમાં સમયસરનું છે કે વ્યક્તિએ તે વાંચવું જ જોઈએ, જેમ વ્યક્તિને સ્વસ્થ રહેવા માટે ઋતુનાં ફળો ખાવા પડે છે તેમ ? જો તે સમયસરનું હોય તો વાંચવું ગમે એવું છે ? આ સ્વાભાવિક પૃચ્છાઓ હોય અને વાચકોને આકર્ષવાનું જ જેનું ધ્યેય છે તે લેખક તેમને ઉત્તર આપવા પ્રાસ્તાવિકનોય કદાચ ઉપયોગ કરે.

આ પુસ્તકની સમયસરતા વિશે કોઈ શંકા નથી. કબૂલી લેવું જોઈએ કે હિંદને હિંદીઓની દૃષ્ટિએ જોવાની રીતમાં છેલ્લાં વીસ વર્ષમાં સંપૂર્ણ પરિવર્તન આવ્યું છે. ભારતના સંદર્ભમાં પ્રોફેસર આર્નોલ્ડ ટોયન્બીએ ૧૯૧૫માં લખ્યું હતું :

"૧૯મી સદીમાં બ્રિટિશ મુત્સદ્દીઓ હિંદને 'નિદ્રિત સુંદરી' માનતા હતા અને તે જાગે ત્યારે તેની સાથે સંવનન કરવાનો બ્રિટનનો જ પરંપરાગત અધિકાર છે તેવું માનતા હતા. એટલે જે ઉદ્યાનમાં તે સૂતી હતી તેની પાસપાસ કાંટાળી વાડ બાંધી કે જેની બહાર વેરાનમાં ભટકતા લૂંટારાઓથી તેનું રક્ષણ થઈ શકે.

હવે રાજકુમારી જાગી છે અને પોતાના હાથ આપવાના પોતાના અધિકારનો દાવો કરે છે અને લૂંટારાઓ પણ હવે આદરણીય સજ્જન બની જઈ રણને ઉદ્યાન બનાવવા પરિશ્રમ કરી રહ્યા છે. પણ બ્રિટિશરોની કાંટાળી વાડ ભયંકર રીતે તેમની આડે આવે છે. જ્યારે તેઓ નમ્રતાપૂર્વક આપણને તે હઠાવવા કહેશે ત્યારે આપણે અચૂક તેમને સંમતિ આપીશું. કારણ કે જ્યાં સુધી તેમને ખાતરી નહિ થાય કે તેઓ અમલ કરવા સમર્થ છે ત્યાં સુધી તેઓ તેવી માગણી નહિ કરે અને આપણે જો તે નકારીશું તો તેને પરિણામે ઉદ્‌ભવતા સંઘર્ષમાં હિંદની રાજકુમારીની સહાનુભૂતિઓ આપણે પક્ષે નહિ હોય. હવે તે જાગી છે, હવે તે તેના પડોશીઓ વચ્ચે વિદેશમાં ઘૂમવા ઇચ્છે છે, તેમની ખુશામત અથવા તો તેમના કોઈ પણ પ્રકારના ભયને આપણા નૈતિક ટેકા વિના પહોંચી વળવા પોતે સમર્થ છે તેવું તેને લાગે છે અને પેલા લોકોની જેમ તે પણ તેના ઉદ્યાનમાં તેને કેદમાં રાખતી પેલી વાડથી કંટાળી ગઈ છે."

"જો આપણે તેની સાથે કળથી કામ લઈશું તો હિંદ બ્રિટિશ સામ્રાજય સાથેના તેના આધ્યાત્મિક ભાઈચારામાંથી ક્યારેય પાછું નહિ હઠે પણ હવે તે અનિવાર્ય છે કે તેણે પોતાની જિંદગી વધુને વધુ સ્વતંત્રતાથી જીવવી જોઈએ અને તેના પડોશીઓ સાથે પ્રત્યક્ષ સંબંધો સ્થાપીને ઍંગ્લો-સેક્શન રાષ્ટ્ર સમૂહના ઉદાહરણનું અનુસરણ કરવું જોઈએ."

જો કે લેખક અંગ્રેજ છે છતાંય ૧૯૧૫માં તેમણે વ્યક્ત કરેલો આ અભિપ્રાય તે જ્ઞાતિ-સંપ્રદાયને લક્ષમાં લીધા વિના સહુ હિંદીઓનો સર્વમાન્ય અભિપ્રાય હતો. પ્રો. ટોયન્બીની નિદ્રિત સુંદરી હિંદ હવે જાગી છે. હવે તો તેના વિશે હિંદીઓનો શો અભિપ્રાય છે ? આ પ્રશ્ન અંગે, તે વાતમાં તો લગીરે શંકા નથી કે જેમણે તે નિદ્રિત સુંદરીને હાલના વર્ષોમાં જે રીતે વર્તતી નિહાળી છે તેઓને લાગે છે કે તેને જેવી નિષ્પાપ રાજકુમારી ધારવામાં આવતી હતી તેનાથી તો તે સાવ ભિન્ન છે, વિચિત્ર છે. તે બેવડું વ્યક્તિત્વ - અડધું, માનવનું, અડધું પશુનું - ધરાવતી ગાંડી યુવતી છે અને તેની આ બે પ્રકૃતિના સતત સંઘર્ષને કારણે હંમેશાં તાણ આવે છે. તેના આ બેવડા વ્યક્તિત્વ વિશે જો કશીક પણ શંકા હોય તો, તે મુસ્લિમ લીગના હિંદના પાકિસ્તાન અને હિંદુસ્તાન એવા બે

ભાગલા કરવાના ઠરાવે દૂર કરી છે કે જેથી એક સાથે રહેવાના બેવડા વ્યક્તિત્વથી ઊભાં થતા આ સંઘર્ષો અને તાણ હંમેશ માટે બંધ થાય અને આમ, એકબીજાથી મુક્ત થતાં જ હિંદુ અને મુસ્લિમ પોતપોતાની સંસ્કૃતિને અનુકૂળ અલગ ઘરોમાં વસી શકે.

એ નિર્વિવાદ છે કે પાકિસ્તાન એક યોજના છે જેને ધ્યાનમાં લેવી જ પડશે. આ યોજનાની વિચારણા થાય તેવો સતત આગ્રહ મુસ્લિમો રાખશે જ. રાજકીય સત્તા સોંપણી કરવાની સંમતિ આપતા પહેલાં હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે કોઈ પ્રકારની સમજૂતી સધાય તેવો દુરાગ્રહ અંગ્રેજો રાખશે જ. સત્તા સોંપણીની પૂર્વ શરત તરીકે આવી સમજૂતીના આગ્રહ માટે અંગ્રેજોને ઉપાલંભ આપવાનો કોઈ અર્થ નથી. આક્રમક હિંદુ બહુમતીને સત્તા સોંપી પોતાના વારસ બનાવવાની અને તેમની સ્વેચ્છા પ્રમાણે લઘુમતીઓ સાથે વ્યવહાર કરવાનું તેમની ખુશી પર છોડી દેવાની સંમતિ અંગ્રેજો આપી ન શકે. આમ થાય તો શાહીવાદનો અંત ન આવે. તે તો બીજો શાહીવાદ સર્જે. આથી, હિંદુઓની પાકિસ્તાનને રાખવાની ગમે તેટલી ઇચ્છા હોય તો પણ તેઓ પાકિસ્તાનની પકડમાં આવવાનું ટાળી શકશે નહીં.

જો પાકિસ્તાનની યોજનાની વિચારણા કરવાની જ હોય, તેમાંથી કોઈ છટક બારી ન જ હોય તો પછી કેટલાક એવા મુદ્દાઓ છે કે જેનો અચૂક ખ્યાલ રાખવો પડે.

પ્રથમ નોંધવાનો મુદ્દો એ છે કે હિંદુઓ તથા મુસ્લિમોએ જાતે જ આ પ્રશ્નનો નિર્ણય લેવો જોઈએ. તેઓ અન્ય કોઈની સહાયની યાચના ન કરી શકે અને એટલું તો ચોક્કસ કે આ અંગે તેમને બદલે અંગ્રેજો નિર્ણય લે તેવી અપેક્ષા રાખી ન શકાય. બ્રિટિશ સામ્રાજ્યની દૃષ્ટિને, જ્યાં સુધી તેઓ સામ્રાજ્યની હકૂમત હેઠળ રહેવા ઇચ્છે ત્યાં સુધી હિંદ એક અને અખંડ રહે છે કે તેના પાકિસ્તાન અને હિંદુસ્તાન એવા બે ભાગ પડે છે અથવા તો કોંગ્રેસની આ યોજના પ્રમાણે તે વીસ ભાષાવાર એકમોમાં વહેંચાય છે તે બાબતમાં બ્રિટનને ઝાઝી નિસબત નથી. આવા પ્રાદેશિક ભાગલાઓથી તેમને કશો જ ફેર પડતો નથી અને એટલા સાદા સીધા કારણે જ બ્રિટન વચ્ચે પડતું નથી.

વળી, જો હિંદુઓ એવી આશા રાખતા હોય કે પાકિસ્તાનને ડામી દેવા અંગ્રેજો બળનો ઉપયોગ કરશે તો તે અશક્ય છે. સૌપ્રથમ તો, બળ તે ઉપાય નથી. વર્ષો અગાઉ બર્કે તેના ભાષણોમાં અમેરિકી વસાહતોના બળ સંદર્ભમાં બળ અને પ્રતિકારની વ્યર્થતા અંગે નિર્દેશ કર્યો હતો. તેમના અવિસ્મરણીય શબ્દો માત્ર હિંદુ મહાસભાના લાભ માટે નહિ પરંતુ સહુના લાભ માટે અહીં ટાંકી શકાય. તેમણે આવું કહ્યું હતું :

“એક માત્ર બળનો ઉપયોગ અસ્થાયી છે. એક ક્ષણ તે સહી લે પણ ફરી વાર તાબે કરવાની અનિવાર્યતાને તે દૂર કરી શકતું નથી અને જે રાષ્ટ્રને વારંવાર જીતવું પડતું હોય તે રાષ્ટ્રનો વહીવટ થઈ શકતો નથી. વળી બળ સામેનો બીજો વાંધો છે અચોક્કસતા. ભય હંમેશ બળને કારણે ઊભો થતો નથી અને શસ્ત્રાસ્ત્રો તે વિજય નથી. જો તમે સફળ ન થાવ તો તમે સાધનસંપત્તિ વિનાના છો. સમાધાન નિષ્ફળ જાય તો બળ રહે છે. પણ એક વાર બળ નિષ્ફળ જાય પછી કોઈ પણ સમાધાનની આશા રહેતી નથી. બળ અને સત્તા ક્યારેક સદ્ભાવના દ્વારા પ્રાપ્ત થાય છે, પણ અકિંચન અને પરાજિત હિંસા દ્વારા તેની ભીખ માગી શકાતી નથી. વળી, બળ સામેનો વિશેષ વાંધો તો એ છે કે જે ધ્યેયને તમે સંરક્ષવા ઈચ્છો છો તેને તમે તમારા પ્રયત્નોથી જ હાનિ પહોંચાડો છો. તમે જે માટે લડો છો (લોકોની વફાદારી જીતવા) તે તો તમને પુનઃ પ્રાપ્ત થતી જ નથી. પણ મળે છે માત્ર આ સંઘર્ષમાં ઘસાયેલી, નિષ્ફળ ગયેલી, વ્યર્થ બનેલી, નાશ પામેલી વસ્તુ.” એટલે પાકિસ્તાનના વિકલ્પમાં બળ વિચારવાપાત્ર નથી.

તદુપરાંત, આત્મનિર્ણયના સિદ્ધાંતના અધિકારના લાભથી મુસ્લિમોને વંચિત ન રખાય. રાષ્ટ્રવાદી હિંદુઓ જો આત્મનિર્ણય પર વિશ્વાસ રાખતા હોય અને એમ પૂછતા હોય કે વિશ્વની નૈતિકતાએ યુરોપના નાનાંનાનાં રાષ્ટ્રો માટેય જેને માન્ય રાખ્યો છે તેનો ઈન્કાર બ્રિટન હિંદ પૂરતો કેમ કરી શકે. તેઓ અન્ય લઘુમતીઓ માટે તેનો નકાર કરવાનું બ્રિટનને કયે મોંએ કહી શકે ? પાકિસ્તાનની માગણી મૂકી દેવા માટે બ્રિટન મુસ્લિમો પર દબાણ કરશે તેવી આશા રાખતા રાષ્ટ્રવાદી હિંદુઓ ભૂલી જાય છે કે આક્રમક, વિદેશી શાહીવાદમાંથી મુક્તિનો રાષ્ટ્રવાદનો અધિકાર અને આક્રમક બહુમતીના રાષ્ટ્રવાદમાંથી મુક્તિનો લઘુમતીનો

અધિકાર ને બે ભિન્ન વસ્તુઓ નથી. એટલું જ નહિ રાષ્ટ્રવાદનો અધિકાર તે લઘુમતીના અધિકાર કરતાં સવિશેષ પવિત્ર નથી. તે બંને મુક્તિ સંઘર્ષનાં બે પાસાં જ છે અને તે રીતે તેમનું નૈતિક મહત્ત્વ સરખું જ છે. આક્રમક શાહીવાદમાંથી મુક્તિ માટે લડતા રાષ્ટ્રવાદીઓ આક્રમક બહુમતીના રાષ્ટ્રવાદમાંથી મુક્તિ મેળવવાના લઘુમતીના અધિકારને નિષ્ફળ બનાવવા માટે બ્રિટિશ શાહીવાદીઓની સહાય જ ન માગી શકે નહીં અને આથી જ, આ વાતનો નિર્ણય હિંદુઓ તથા મુસ્લિમોએ એકલા એ જ કરવાનો છે. તેમને માટેનો નિર્ણય અંગ્રેજો ન કરી શકે. આ મહત્ત્વનો મુદ્દો સૌપ્રથમ નોંધવા યોગ્ય છે.

સમગ્ર હિંદ પર વર્ચસ્વ ભોગવતી એક કેન્દ્ર સરકારની સ્થાપના સામેનો વિરોધ તે પાકિસ્તાનનો મર્મ છે. પાકિસ્તાન બે કેન્દ્ર સરકારો - એક પાકિસ્તાન માટે અને બીજી હિંદુસ્તાન માટે - વિચારે છે. આને કારણે બીજો મહત્ત્વનો મુદ્દો ઊભો થયો છે જેનો ખ્યાલ હિંદીઓએ કરવો જોઈએ અને તે મુદ્દો એ છે કે નવા બંધારણની રૂપરેખા નક્કી થાય અને તેનો પાયો નખાય તે પહેલાં જ પાકિસ્તાનના પ્રશ્નનો નિર્ણય કરી જ લેવો પડે. જો હિંદ માટે એક જ કેન્દ્ર સરકાર થવાની હોય તો બંધારણીય માળખાની રૂપરેખા, હિંદ માટે એક અને પાકિસ્તાન માટે બીજી કેન્દ્ર સરકાર હોય તેવા માળખા કરતાં સાવ ભિન્ન હોવાની જ. આમ હોવાને કારણે પાકિસ્તાન અંગેના નિર્ણયને મોકૂફ રાખવો તે અત્યંત ગેરડહાપણ હશે. કાં તો તે યોજના પડતી મૂકીને પરસ્પરની સંમતિથી બીજો વિકલ્પ શોધવો જોઈએ અથવા તો તે અંગે નિર્ણય લઈ લેવો જોઈએ. હમણાં જો પાકિસ્તાનને દફનાવી દેવાય તો તે ફરી પાછું તેનું માથું નહિ ઊંચકે તેમ માનવું તે મોટામાં મોટી મૂર્ખામી હશે. મને ચોક્કસ ખાતરી છે કે પાકિસ્તાનને દફનાવવાથી પાકિસ્તાનના પ્રેતને તો દફનાવી નહિ શકાય. હિંદ માટે એક કેન્દ્ર સરકારનો વિરોધ જે પાકિસ્તાનની યોજનાનો આદર્શ છે તે જ્યાં સુધી રહેશે ત્યાં સુધી પાકિસ્તાનનું પ્રેત હિંદના રાજકીય ભવિષ્ય પર તેનો અશુભ પડછાયો પાડતું જીવતું જ રહેશે. ભવિષ્યમાં કોઈ કાયમી નિર્ણય લેવાનું મોકૂફ રાખીને હાલ પૂરતી કોઈ કામચલાઉ વ્યવસ્થા ઊભી કરવામાંય કશું શાણપણ નથી. આમ કરવું એટલે રોગને નાબૂદ કર્યા વિના તેનાં લક્ષણોનો ઉપચાર કરવો. પણ આવા

કિસ્સાઓમાં ઘણીવાર બને છે તેમ રોગ પણ પેસી જાય છે અને તે રીતે ફરીવાર પોતાનું માથું, કદાચ વધુ તીવ્ર સ્વરૂપે ઊંચકવાની નિશ્ચિતતા પ્રાપ્ત કરી લે છે.

મને ચોક્કસ ખાતરી છે કે હિંદને એક કેન્દ્ર સરકાર હોવી જોઈએ, તે વાત નિશ્ચિત થઈ ગઈ છે તેમ માની લેવાની જરૂર નથી. તે એક મુદ્દો છે અને જો તે જીવંત મુદ્દો નહિ હોય તો ક્યારેક તો તે તેવો બનશે જ.

મુસ્લિમોએ જાહેરમાં કહ્યું કે તેઓ હિંદમાં કોઈ પણ પ્રકારની કેન્દ્ર સરકાર ઇચ્છતા નથી અને તેમણે અતિ અસંદિગ્ધતાથી તેનાં કારણો પણ દર્શાવ્યાં છે. મુસ્લિમોની જનસંખ્યા બહુમતીમાં હોય તેવા પાંચ પ્રાંતોનું અસ્તિત્વ ઊભું કરવામાં તે સફળ થયા છે અને આ પ્રાંતોમાં મુસ્લિમો સરકારની રચના કરી શકશે તેવી શક્યતા તેમને લાગે છે અને આ પ્રાંતોમાં મુસ્લિમ સરકારોનું સાતત્ય જળવાઈ રહે તે માટે તે ઉત્સુક છે. આ ગણતરીથી પ્રેરાયેલા હોવાથી હિંદના મુસ્લિમોને કેન્દ્ર સરકાર આંખના કણા જેવી લાગે છે. તેમની આંખ સામે આવું ચિત્ર છે, તેમને લાગે છે કે તેમના મુસ્લિમ પ્રાંતો મુખ્યત્વે હિંદુઓનું વર્ચસ્વ ધરાવતી કેન્દ્ર સરકારની આશ્રિત હશે, આ કેન્દ્ર સરકારને આ મુસ્લિમ પ્રાંતોના વહીવટનું નિરીક્ષણ કરવાની અને ક્યારેક તો તેમાં દખલ કરવાની પણ સત્તા હશે. મુસ્લિમોને લાગે છે કે સમગ્ર હિંદ માટે એક કેન્દ્ર સરકાર સ્વીકારવી એટલે મુસ્લિમ પ્રાંતીય સરકારોને હિંદુ કેન્દ્ર સરકારના હાથ નીચે મૂકવી અને બહુમતી મુસ્લિમ પ્રાંતો સર્જીને જે લાભ મેળવ્યો છે તે કેન્દ્રની હિંદુ સરકારના આશ્રિત બનીને ખોઈ દેવો. આ હિંદુ વર્ચસ્વવાળી કેન્દ્ર સરકારની ક્રૂરતામાંથી છટકવાનો માર્ગ એક જ અને તે હિંદમાં કેન્દ્ર સરકાર ન હોવી જોઈએ તે છે.[૧]

એકલા મુસ્લિમો જ કેન્દ્ર સરકારના અસ્તિત્વના વિરોધીઓ છે ? હિંદુઓનું શું ? હિંદુઓમાં જે રાજકીય ચર્ચાઓ થઈ રહી છે તે બધામાં એક સુપ્ત આધાર વિધાન એ છે કે હિંદના રાજકીય બંધારણના સ્થાયી અંગ તરીકે હિંદમાં હંમેશ એક કેન્દ્ર સરકાર હશે. આ વિધાનને કેટલું સાચું માની લેવું તે કહેવું અત્યારે મારે માટે અશક્ય છે. આમ છતાં, હું એક નિર્દેશ કરું કે અત્યારે બે પરિબળો

૧ ત્રીજી ગોળમેજી પરિષદમાં સર મહમંદ ઈકબાલે આ અભિપ્રાય રજૂ કર્યો હતો.

નિષ્ક્રિય છે, પણ ક્યારેક તો તે પ્રબળ બનશે અને કેન્દ્ર સરકારના ખ્યાલથી હિંદુઓને વિમુખ કરશે.

એક તો, હિંદુ પ્રાંતો વચ્ચે સાંસ્કૃતિક દ્વેષ. હિંદુ પ્રાંતો કોઈ રીતે સુખી કુટુંબ નથી. શીખોને બંગાળીઓ અથવા રાજપૂતો કે મદ્રાસીઓ માટે લાગણી ઊભરાય છે તેવો દંભ ન કરી શકાય. બંગાળીઓ પોતાને જ ચાહે છે. મદ્રાસીઓ પોતાના કક્કાને જ સાચો માને છે અને મરાઠા અંગે તો...! હિંદમાંથી મુસ્લિમ સામ્રાજ્યનો નાશ કરવા નીકળી પડેલા મરાઠાઓ અન્ય હિંદુઓ - જેમને તેમણે લગભગ એક સદી સુદી પજવ્યા અને પોતાની ગુલામીમાં રાખ્યા - માટે જોખમ બન્યા તે કોને યાદ નથી ? હિંદુ પ્રાંતોમાં તેમને એક સૂત્રમાં બાંધી રાખે તેવી કોઈ સર્વમાન્ય પરંપરાઓ નથી કે નથી કોઈ સર્વમાન્ય હિતો. ઊલટું ભાષા, જાતિના ભેદ તથા ભૂતકાળના સંઘર્ષો તેમને અલગ પાડવા માટેના અતિશક્તિશાળી બળો રહ્યાં છે. તે સાચું કે હિંદુઓ એક બનતા જાય છે અને એક સંયુક્ત રાષ્ટ્ર બનવાની લાગણી તેમના પર પ્રભાવ પાડી રહી છે. પણ તે ભુલાવું ન જોઈએ કે હજી સુધી તેઓ એક રાષ્ટ્ર બન્યા નથી. હજી તો તે રાષ્ટ્ર બનવાની પ્રક્રિયામાં છે અને તે પ્રક્રિયા પૂરી થાય તે પહેલાં જ કદાચ એકાદ આઘાત લાગે કે જે સમગ્ર સૈકાના કાર્યનો વિનાશ કરે.

બીજું આર્થિક પરિબળ છે. કેન્દ્ર સરકાર નિભાવવા માટે હિંદના લોકોને કેટલું ખર્ચ થશે અને પ્રત્યેક પ્રાંતે પોતાને પ્રમાણસર કેટલો બોજ વેઠવો પડશે તે હજી પૂરતા પ્રમાણમાં કંઈ જણાતું નથી.

બ્રિટિશ હિંદની કુલ વાર્ષિક આવક લગભગ રૂ. ૧૯૪,૬૪,૧૭,૯૨૬ જેટલી થાય છે. આમાંથી, પ્રાંતીય સરકારો પ્રાંતીય સાધનોમાંથી જે વાર્ષિક રકમ ઊભી કરે છે તે લગભગ રૂા. ૭૩,૫૭,૫૦,૧૨૫ જેટલી થાય છે અને કેન્દ્ર સરકાર કેન્દ્રીય આવકનાં સાધનોમાંથી જે વાર્ષિક રકમ ઊભી કરે છે તે લગભગ રૂ. ૧૨૧,૦૬,૬૭,૮૦૧ જેટલી થાય છે. એટલે કેન્દ્ર સરકારનો કેટલો બોજ હિંદની પ્રજાને ઉપાડવો પડશે તેનો ખ્યાલ આમાંથી આવી જશે. જ્યારે વ્યક્તિને એમ લાગે કે કેન્દ્ર સરકારનું કામ તો માત્ર શાંતિ જાળવવાનું છે અને પ્રજાના વિકાસનાં કોઈ કાર્ય સાથે તેને નિસબત નથી. ત્યારે લોકો એમ પૂછતા થાય કે શાંતિ

ખરીદવા માટે પ્રત્યેક વર્ષે આટલી પ્રચંડ કિંમત ચૂકવવી શું અનિવાર્ય છે તો નવાઈ ન પામવી જોઈએ. આ સંદર્ભમાં આપણે તે પણ ખ્યાલ રાખવો જોઈએ કે પ્રાંતોના લોકો સાચેસાચ ભૂખે મરે છે અને પ્રાંતો પાસે પોતાની આવક વધારવાનું કોઈ સાધન રહ્યું નથી.

હિંદની પ્રજાને કેન્દ્ર સરકાર નિભાવવા જે બોજ વેઠવાનો છે તે પણ જુદા જુદા પ્રાંતો વચ્ચે અત્યંત અસમાન રીતે વહેંચાયેલો છે. કેન્દ્રની આવકનાં સાધનો છે (૧) આયાત જકાત (૨) આબકારી જકાત (૩) મીઠું (૪) ચલણ (૫) ટપાલ-તાર (૬) આવકવેરો અને (૭) રેલવે. હિંદ સરકારે પ્રસિદ્ધ કરેલા હિસાબો પરથી કેન્દ્રની આવકના ત્રણ સાધનોમાંથી ચલણ, ટપાલ-તાર અને રેલવેમાંથી વહેંચણીનું આયોજન કરવું શક્ય નથી. અન્ય સાધનોમાંથી ઊભી કરેલી આવકનું પ્રાંતવાર આયોજન થઈ શકે. નીચેના કોઠામાં તેનું પરિણામ બતાવ્યું છે

| પ્રાંત | પ્રાંતીય સાધનોમાંથી પ્રાંતીય સરકાર દ્વારા ઊભી કરાતી આવક રૂપિયા | કેન્દ્રીય સાધનોમાંથી કેન્દ્રીય સરકાર દ્વારા ઊભી કરાતી આવક રૂપિયા |
|---|---|---|
| ૧. મદ્રાસ | ૧૬,૧૩,૪૪,૫૨૦ | ૯,૫૩,૨૬,૭૪૫ |
| ૨. મુંબઈ | ૧૨,૪૪,૫૯,૫૫૩ | ૨૨,૫૩,૪૪,૨૪૭ |
| ૩. બંગાળ | ૧૨,૭૬,૬૦,૮૯૨ | ૨૩,૩૯,૦૧,૫૮૩ |
| ૪. સંયુક્ત પ્રાંતો | ૧૨,૩૯,૯૯,૮૫૧ | ૪,૦૫,૫૩,૦૩૦ |
| ૫. બિહાર | ૫,૨૩,૮૩,૦૩૦ | ૧,૫૪,૩૭,૭૪૨ |
| ૬. મધ્ય પ્રાંતો તથા વિરાર | ૪,૨૭,૪૧,૨૮૦ | ૩૧,૪૨,૬૮૨ |
| ૭. આસામ | ૨,૫૮,૪૮,૪૭૪ | ૧,૮૭,૫૫,૯૬૭ |
| ૮. ઓરિસ્સા | ૧,૮૧,૯૯,૮૨૩ | ૫,૬૭,૩૪૬ |
| ૯. પંજાબ | ૧૧,૩૫,૮૬,૩૫૫ | ૧,૧૮,૦૧,૩૮૫ |
| ૧૦. વાયવ્ય સરહદી પ્રાંતો | ૧,૮૦,૮૩,૫૪૮ | ૯,૨૮,૨૯૪ |
| ૧૧. સિંધ | ૩,૭૦,૨૯,૩૫૪ | ૫,૬૬,૪૬,૯૧૫ |

આ કોઠા પરથી જોઈ શકાશે કે કેન્દ્ર સરકારને નિભાવવાનો બોજ માત્ર ભારે જ નથી પણ જુદાજુદા પ્રાંતો પર તે અસમાન રીતે પડે છે. મુંબઈ પ્રાંતીય

સરકાર રૂ. ૧૨,૪૪,૫૯,૫૫૩ ઊભા કરે છે. જ્યારે તેની સામે કેન્દ્ર સરકાર મુંબઈમાંથી રૂ. ૨૨,૫૩,૪૪,૨૪૭ ઊભા કરે છે. બંગાળ સરકાર રૂ. ૧૨,૭૬,૬૦,૮૯૨ ઊભા કરે છે. જ્યારે તેની સામે કેન્દ્ર સરકાર બંગાળમાંથી રૂ. ૨૩,૭૯,૦૧,૫૮૩ ઊભા કરે છે. સિંધ સરકાર રૂ. ૩,૭૦,૨૯,૩૫૪ ઊભા કરે છે. જ્યારે તેની સામે કેન્દ્ર સરકાર સિંધમાંથી રૂ. ૫,૬૬,૪૬,૯૧૫ ઊભા કરે છે. આસામ સરકાર લગભગ રૂ. ૨$\frac{1}{2}$ કરોડ ઊભા કરે છે. જ્યારે તેની સામે કેન્દ્ર સરકાર આસામમાંથી રૂ. ૨ કરોડ ઊભા કરે છે. કેન્દ્ર સરકાર આ પ્રાંતીય સરકારો પર આટલો બોજ નાખે છે. જ્યારે અન્ય પ્રાંતો કેન્દ્ર સરકારને લગભગ નહિવત્ ફાળો જ આપે છે. પંજાબ પોતાને માટે રૂ. ૧૧ કરોડ ઊભા કરે છે. જ્યારે કેન્દ્ર સરકારને તો તે માત્ર એક કરોડ રૂપિયા જ ફાળવે છે. વાયવ્ય સરહદી પ્રાંતોમાં પ્રાંતીય આવક રૂ. ૧,૮૦,૮૩,૫૪૮ની છે અને તેનો કેન્દ્ર સરકારને કુલ ફાળો કોણ જાણે કેમ પણ માત્ર રૂ. ૯,૨૮,૨૯૪નો જ છે. સંયુક્ત પ્રાંતો રૂ. ૧૩ કરોડ ઊભા કરે છે. પણ કેન્દ્રને માત્ર રૂ. ૪ કરોડ જ ફાળવે છે. બિહાર પોતાને માટે રૂ. પાંચ કરોડ ઊભા કરે છે. જ્યારે તે કેન્દ્રને માત્ર ૧$\frac{1}{2}$ કરોડ જ ફાળવે છે. મધ્ય પ્રાંતો અને બિહાર રૂ. ૪ કરોડ ઊભા કરે છે અને કેન્દ્રને માત્ર ૩૧ લાખ રૂપિયા આપે છે.

આ આર્થિક કારણ અત્યારસુધી ખ્યાલ બહાર ગયું છે. પણ એક સમય એવો આવે કે હિંદમાં કેન્દ્ર સરકારના જબરદસ્ત હિમાયતી હિંદુઓને પણ તેમની અત્યારની નવી રાષ્ટ્રવાદી લાગણીઓ કરતાંય કદાચ આ આર્થિક વિચારણા વધુ સ્પર્શી જાય. એટલે શક્ય છે કે એક દિવસે મુસ્લિમો કોમી ગણતરી અને હિંદુઓ આર્થિક ગણતરીએ કેન્દ્ર સરકારને નાબૂદ કરવા હાથ મિલાવે.

જો આમ જ બનવાનું હોય તો તે નવા બંધારણનો પાયો નખાય તે પહેલાં જ બને તે બહેતર. એક કેન્દ્ર સરકારને ખ્યાલમાં રાખીને નવા બંધારણનો પાયો નખાયા પછી તે બનશે તો ભારે સંકટ ઊભું થશે. આ સામાન્ય સર્વનાશમાં એક ઘટક તરીકે હિંદ તો નાશ પામશે જ પણ સાથેસાથે હિંદુ એકતાને જાળવવી પણ અશક્ય બનશે. મેં નિર્દેશ્યું છે તેમ આમેય હિંદુ પ્રાંતો વચ્ચે ઝાઝો મનમેળાપ નથી પણ આજની થોડી ઘણીય એકતા એકવાર જો નાશ પામશે તો પછી હિંદુ

પ્રાંતોની એકતા સર્જવા કશું જ નહીં રહ્યું હોય. આટલા માટે આયોજન કરતાં પહેલાં, બંધારણનો વિચાર કરતા પહેલાં હિંદીઓએ નિર્ણય કરી લેવો જોઈએ કે કોને માટે બંધારણનું માળખું ઊભું કરવાનું છે અને તે સ્થાયી છે કે અસ્થાયી. એક વાર એક જ પાયા પર એક છેડેથી બીજા છેડા સુધી લોઢાના પાટડાઓ નખાઈને માળખું રચાઈ જાય અને ત્યાર પછી એકાદ ભાગને પણ આખા માળખામાંથી છૂટો પાડવો પડે તો ખીલાઓ કાઢતાં જ આખી ઈમારત હાલી ઊઠે અને એક રાખવા માગેલા માળખાના બીજા ભાગોમાં પણ તિરાડો પડે. આ તિરાડોનો ભય વધુ મોટો છે કેમકે હિંદના કિસ્સામાં તેમને જોડતો સિમેન્ટ નીચી ગુણવત્તાનો છે. જો એક અને અખંડ હિંદને ખ્યાલમાં રાખીને નવું બંધારણ ઘડાય અને તેના આધારે માળખું રચાય અને ત્યાર પછી પાકિસ્તાનને હિંદુસ્તાનથી છૂટું પાડવાનો પ્રશ્ન ઊઠે અને હિંદુઓને તે સ્વીકારવું પડે તો આ શરણાગતિને કારણે અનિવાર્ય બને તેવા ફેરફારો આખા માળખાને કકડભૂસ કરશે. મુસ્લિમ પ્રાંતોની ઈચ્છાઓનો ચેપ કદાચ હિંદુ પ્રાંતોને લાગે અને મુસ્લિમ પ્રાંતોને ઊભી કરેલી અલગતાની ભાવના સાર્વત્રિક વિઘટન સર્જે.

ઈતિહાસમાં, બંધારણને જોખમમાં નાખે એવા અલગતાનાં ઉદાહરણોનો તોટો નથી. અમેરિકી સંઘના દક્ષિણનાં રાજ્યોનું ઉદાહરણ છે. દક્ષિણ આફ્રિકાના સંઘમાંથી નીકળી જવા નાતાલ હંમેશાં ઉત્સુક છે અને રહેલું અને ઓસ્ટ્રેલિયાના રાષ્ટ્ર સમૂહમાંથી છૂટા પડવા પશ્ચિમ ઓસ્ટ્રેલિયાએ તાજેતરમાં જ અરજી કરી હતી. જો કે, તે નિષ્ફળ ગઈ.

આ કિસ્સાઓમાં ખરેખર અલગતા ઊભી થઈ નહોતી અને જ્યાં ઊભી થઈ હતી ત્યાં તરત જ તે સમજાવટથી પતાવી દેવામાં આવી. જો કે, હિંદીઓ આવા સદ્ભાગી થવાની આશા ન રાખી શકે. તેમનું ભાગ્ય ઝેકોસ્લોવેકિયા જેવું જ થાય. પહેલી વાત તો એ કે હિંદુ પ્રાંતોથી છૂટા પડીને મુસ્લિમ પ્રાંતો દ્વારા હિંદી બંધારણને તોડવાની પ્રક્રિયા શરૂ થાય, તો પછી, આંતરવિગ્રહ બાદ અમેરિકામાં બન્યું હતું તેમ છૂટા પડેલા પ્રાંતોને મનાવવાનું કપરું બનશે. બીજું, જો નવું બંધારણ સાંસ્થાનિક બંધારણ હશે, તો અંગ્રેજો પણ તેના વિઘટનને

અટકાવવા કદાચ અસમર્થ બને. આથી, એમ લાગે છે કે નવું બંધારણ ઘડાય તે પહેલાં જ પાકિસ્તાનના પ્રશ્નનો નિર્ણય કરી લેવો આવશ્યક છે.

પાકિસ્તાનની યોજના એવી છે કે બંધારણના બીજીવારના પુનરાવલોકન વખતે હિંદીઓએ તેનો નિર્ણય કરવાનો હોય અને તેનો નિર્ણય કર્યા વિના છૂટકો જ નથી. તેવી લગીરે શંકા ન હોય તો પછી તે પ્રશ્નની પૂરી સમજ વિના તેનો નિર્ણય લેવો તે લોકો માટે ખતરનાક ભૂલ પુરવાર થશે. મને યાદ છે કે ગોળમેજી પરિષદના કેટલાક હિંદી પ્રતિનિધિઓના બંધારણ વિશેના અજ્ઞાને 'ઓબ્ઝર્વર'ના શ્રી ગાર્વિનને એવી ટીકા કરવા પ્રેર્યા હતા કે સાઈમન કમિશને હિંદ વિષે અહેવાલ લખવા કરતાં હિંદના બંધારણીય પ્રશ્નો અને વિશ્વના અન્ય દેશોએ તેવા જ પ્રશ્નોનો સામનો કેવી રીતે કર્યો હતો તે અંગે અહેવાલ લખ્યો હોત તો વધુ ઈષ્ટ ગણાત. દક્ષિણ આફ્રિકાનું બંધારણ જેમણે ઘડયું તે પ્રતિનિધિઓના ઉપયોગ માટે આવો અહેવાલ તૈયાર થયો હતો તે હું જાણું છું. એવી ઊણપોને દૂર કરવાનો મારો આ પ્રયત્ન છે અને હું માનું છું કે સમયસરની જરૂરિયાત તરીકે તેને આવકાર સાંપડશે.

આ પુસ્તક સમયસરનું છે કે નહિ તે પ્રશ્ન અંગે આટલું જ. બીજો પ્રશ્ન કે આ પુસ્તક વાચવું ગમે એવું છે કે નહિ તે અંગે કોઈ પણ લેખક ઓગસ્ટાઈન બિર્કેસના શબ્દો નહિ ભૂલી શકે. તેમણે કહ્યું હતું :

"રસોઈયાઓ, યોદ્ધાઓ અને લેખકોને, તેઓ જે અસર ઊભી કરે છે એનાથી મૂલવવા જોઈએ, સ્વાદિષ્ટ વાનગીઓ, ભવ્ય વિજયો, સુંદર ગ્રંથો, આ જ અમારી માગણીઓ છે. અમને સામગ્રી, કૌશલ કે રીતો સાથે નિસબત નથી. રસોડામાં, સભામાં કે અભ્યાસ-ખંડમાં પ્રવેશવાની અમારી ઇચ્છા નથી. રસોઈયા તેની મરજી મુજબ વાસણ વાપરી શકે છે, યોદ્ધો તેના સૈનિકોને તેની ઈચ્છા મુજબ ગોઠવી શકે છે. લેખક તેની સામગ્રીનો તેની શ્રેષ્ઠતા પ્રમાણે ઉપયોગ કરી શકે છે અથવા વસ્તુગુંફન કરી શકે છે. રસોઈ પિરસાય ત્યારે અમે માત્ર એટલું જ પૂછીએ - તે સરસ છે ને ? યુદ્ધ લડાય ત્યારે અમે એટલું જ પૂછીએ - કોણ જીત્યું ? અને પુસ્તક પ્રસિદ્ધ થાય ત્યારે અમારો તો એટલો જ પ્રશ્ન - તે વંચાય છે ?"

"લેખકોને તે યાદ કરાવવાનું ન હોય કે તેમનું પ્રથમ કર્તવ્ય છે રોચક લખવાનું. કેટલીક વિવાદાસ્પદ વ્યક્તિઓ પણ આમ કરવામાં સફળ થઈ છે અને આથી જ, કોઈએ નિરાશ થવાની જરૂર નથી. પ્રત્યેક લેખકે, તે ગંભીર હોય કે વિનોદી, પોતાની કૃતિને શક્ય તેટલી રોચક બનાવવાનો પ્રયત્ન કરવો જ જોઈએ. વાંચવું તે ફરજ નથી અને એટલે જ તેને અરોચક બનાવવાનો અર્થ નથી. કોઈ પણ વ્યક્તિ, બીજી વ્યક્તિની કૃતિ વાંચવા બંધાયેલી નથી."

આ વાતથી હું પૂર્ણ સભાન છું. પણ તેની મને ચિંતા નથી. અન્ય પુસ્તકોને આ લાગુ પડતું હશે પણ પાકિસ્તાન અંગેના પુસ્તકને તે નથી લાગુ પડતું. પ્રત્યેક હિંદીએ જો તે તેના દેશને સાચે રસ્તે દોરવાની સહાય કરવા માગતો હોય તો પાકિસ્તાન ઉપરનું પુસ્તક વાંચવું જોઈએ. આ નહિ તો બીજું.

કોઈ પણ પુસ્તક સુપેરે ન વંચાતું હોય એટલે કે તે રોચક ન હોય તો પણ મને ખાતરી છે કે વાચકને તેમાં બે સુંદર વસ્તુઓ મળશે.

સૌપ્રથમ તો તેમાં તેને સુંદર સામગ્રી મળશે. તે પુસ્તકમાં એવી સામગ્રી હશે કે જે તેને સહાયરૂપ થશે, જે મેળવતાં તેને ભારે પુરુષાર્થ કરવો પડયો હતો. સાચે જ, વાચક જોશે કે આ પુસ્તકમાં છેલ્લાં વીસ વર્ષનો હિંદના રાજકીય અને સામાજિક ઈતિહાસનો સંક્ષેપ છે અને પ્રત્યેક હિંદીએ તે જાણવો જોઈએ.

બીજું, તે એ જોશે કે તેમાં કોઈ પક્ષપાત નથી. મારું ધ્યેય પાકિસ્તાનની યોજનાનાં સર્વ પાસાં સ્પષ્ટ કરવાનું છે, તેની હિમાયત કરવાનું નહીં. આ અંગે સ્પષ્ટતા કરવાનું સમજાવવાનું ધ્યેય છે, વટલાવવાનું નહીં. જો કે, પાકિસ્તાન અંગે મારા અભિપ્રાયો નથી તેમ કહેવું તે એક દંભ ગણાય. તેમાંના કેટલાક અહીં વ્યક્ત કર્યા છે, બીજા મેળવી લેવાના રહે છે. મારા અભિપ્રાયો અંગે બે વસ્તુ જો કે કહી શકાય. પ્રથમ તો, જયારે તે વ્યક્ત કરાયા છે, ત્યારે તેની તર્કબધ્ધ દલીલો પણ કરી છે. બીજું, અભિપ્રાયો ગમે તે હોય તેમને લોકોના પૂર્વગ્રહોનું સ્થાયી વળગણ નથી. સાચે જ તે વિચારો છે, અભિપ્રાયો નહિ. બીજા શબ્દોમાં કહીએ તો મારું મન ખુલ્લું છે, જો કે તે ખાલી નથી. ખુલ્લા મનવાળી વ્યક્તિ સદૈવ અભિનંદનને પાત્ર છે. એક બાજુ આમ હોય ત્યારે સાથેસાથે એ પણ સમજી લેવું જોઈએ કે ખુલ્લું મન ખાલી પણ હોય અને આવું ખુલ્લું

મન - ભલે તે સુખદ પરિસ્થિતિ હોય પણ - વ્યક્તિ માટે તે ખતરનાક પરિસ્થિતિ છે. ખાલી મન ધરાવતી વ્યક્તિ પર સંકટ સહેલાઈથી વર્ચસ્વ પ્રાપ્ત કરી લે છે. આવી વ્યક્તિ માલસામાન અને સુકાન વિનાના વહાણ જેવી છે. તે તરે ખરી પણ દિશાના અભાવે ખડક સાથે અથડાઈ ભાંગી પણ જાય. તેની સામે સમગ્ર સુસંગત અને મહત્ત્વની સામગ્રી મૂકીને વાચકને સહાય કરવાનો ઉદ્દેશ રાખ્યો હોવા છતાં વાચક જોઈ શકશે કે મેં મારા અભિપ્રાયો તેના પર લાદવા પ્રયત્ન કર્યો નથી. મેં આ પ્રશ્નની બંને બાજુઓ તેની સમક્ષ મૂકી છે અને તેનો અભિપ્રાય બાંધવા તેને છૂટ આપી છે.

વાચક કદાચ ફરિયાદ કરે કે સુસંગત હકીકતો કહેતાં કહેતાં હું ઉશ્કેરાયો છું. મારા પર આવો આક્ષેપ કદાચ મુકાય તે અંગે હું સભાન છું. તે માટે આનંદપૂર્વક જાહેરમાં હું ક્ષમા યાચું છું. મારો બચાવ એ છે કે કોઈને દુભાવવાનો મારો આશય નથી. મારો આશય એક જ છે અને તે એ કે આ પુસ્તકમાં જે પ્રશ્નની ચર્ચા કરી છે તે પરત્વે ઉદાસીન અને સામાન્ય વાચકનું લક્ષ ફરજિયાતપણે દોરાય. હું વાચકને વિનંતી કરું છું કે મારા પરનો સઘળો રોષ બાજુએ મૂકી તે પોતાના વિચારો આ ભારે મુદ્દા પર કેન્દ્રિત કરે :

શું થવું જોઈએ ? પાકિસ્તાન કે પાકિસ્તાન નહિ જ ?

## ખંડ ૧

# પાકિસ્તાન માટે મુસ્લિમોની દલીલ

નીચેનાં કારણોસર પાકિસ્તાન માટે મુસ્લિમોની દલીલને ન્યાયોચિત ગણી શકાય:

(૧) મુસ્લિમોની માગણી આટલી જ છે. વિશિષ્ટ માનવવંશીય દષ્ટિએ વિશેષ સમરૂપ વહીવટી વિસ્તારો રચવાની એમની માગણી છે.

(૨) આ સમરૂપ વહીવટી વિસ્તારો કે જેમાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે. તે વિસ્તારોનાં અલગ રાજ્યો રચાવાં જોઈએ, તેવું મુસ્લિમો ઇચ્છે છે.

(અ) કારણ કે મુસ્લિમો આપ મેળે જ એક સ્વતંત્ર રાષ્ટ્ર રચે છે અને પોતાનું રાષ્ટ્રીય વતન હોય એવી એમની ઇચ્છા છે.

(બ) કારણ કે અનુભવે દર્શાવ્યું છે કે મુસ્લિમો સાથેના વ્યવહારમાં હિંદુઓ પોતાની બહુમતીનો ઉપયોગ એવી રીતે કરે છે કે જાણે કે તે કોઈ વિદેશી રાજ્યમાં બીજા વર્ગના નાગરિકો હોય.

આ ખંડ આ કારણોનાં વિવરણને સમર્પિત થયો છે.

## પ્રકરણ ૧

# લીગ શું માગે છે ?

૨૬મી માર્ચ ૧૯૪૦ને દિવસે હિંદુસ્તાનના હિંદુઓ આજ પહેલાં ક્યારેય નહોતા થયા તેવા આશ્ચર્યચકિત થઈ ગયા. તે દિવસે, મુસ્લિમ લીગે તેના લાહોર અધિવેશનમાં નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો :

"૧. ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગની પરામર્શ સમિતિ તથા કારોબારીએ તેમના ઑગસ્ટ, ૧૭ તથા ૧૮મી સપ્ટેમ્બર અને ૨૨મી ઑક્ટોબર ૧૯૩૯ તથા ૩જી ફેબ્રુઆરીના બંધારણીય પ્રશ્નો અંગેના પ્રસ્તાવો દ્વારા સૂચવેલા કાર્યને સંમતિ તથા સમર્થન આપતાં ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગનું આ અધિવેશન ફરીવાર ભારપૂર્વક જણાવે છે કે હિંદ સરકારના ૧૯૩૫ના ધારામાં સમાવેલી સમવાયતંત્રની યોજના આ દેશની વિશિષ્ટ પરિસ્થિતિઓમાં સંપૂર્ણપણે પ્રતિકૂળ તથા અવ્યવહારુ છે અને હિંદના મુસ્લિમોને સંપૂર્ણપણે અસ્વીકાર્ય છે;"

"૨. વળી, તે ભારપૂર્વક પોતાનો અભિપ્રાય આપે છે કે નામદાર સમ્રાટની સરકાર વતી વાઈસરોયે ૧૮મી ઑક્ટોબર ૧૯૩૯ને દિવસે કરેલી જાહેરાત કંઈક આશ્વાસનદાયક છે કારણ કે તે જાહેર કરે છે કે જે નીતિ અને યોજનાના આધારે હિંદ સરકારનો ૧૯૩૫નો ધારો ઘડાયો છે તેની હિંદના વિવિધ પક્ષો, હિતો અને કોમો સાથે ચર્ચા કરી પુનર્વિચારણા કરાશે. છતાં પણ સમગ્ર બંધારણની યોજનાની નવેસરથી વિચારણા ન થાય ત્યાં સુધી હિંદના મુસ્લિમોને સંતોષ થશે નહિ અને તેમની મંજૂરી અને સંમતિથી તે ઘડાશે નહિ ત્યાં સુધી કોઈ પણ સુધારેલી યોજનાનો મુસ્લિમો સ્વીકાર કરશે નહિ ;"

"૩. એમ ઠરાવવામાં આવે છે કે ઑલ ઇન્ડિયા મુસ્લિમ લીગ ગંભીર પણે માને છે કે કોઈ પણ બંધારણીય યોજનાને નીચેના મૂળભૂત સિદ્ધાંતો પર પ્રસ્થાપિત કરવામાં નહીં આવે ત્યાં સુધી તે વ્યવહારુ બનશે નહીં અથવા તે મુસ્લિમોને સ્વીકાર્ય પણ બનશે નહીં, અર્થાત્ ભૌગોલિક રીતે પાસેપાસે આવેલા એકમોની સીમા નક્કી કરવામાં આવે અને તેની પ્રાદેશિક પુનર્વ્યવસ્થા એવી રીતે કરવામાં આવે કે જ્યાં મુસ્લિમોની જનસંખ્યા બહુમતીમાં છે. તેવા 'સ્વતંત્ર

રાજ્યો' તરીકે રચના કરી શકાય અને તે રાજ્યોના અંગભૂત ઘટકો સ્વાયત્ત અને સાર્વભૌમ હોય ;"

"૪. આ ઘટકોમાં તથા પ્રદેશોમાં લઘુમતીઓના ધાર્મિક, સાંસ્કૃતિક, આર્થિક, રાજકીય, વહીવટી તથા અન્ય અધિકારો તથા હિતોનાં રક્ષણ માટે, તેમની સાથે ચર્ચા કરીને, લઘુમતીઓ માટે બંધારણમાં યોગ્ય, અસરકારક તથા ફરજિયાત સંરક્ષણોની ખાસ જોગવાઈ કરવી જોઈએ અને હિંદના અન્ય ભાગોમાં જ્યાં મુસ્લિમો લઘુમતીમાં છે ત્યાં તેમને માટે તથા અન્ય લઘુમતીઓ માટે તેમનાં ધાર્મિક, સાંસ્કૃતિક, આર્થિક, રાજકીય, વહીવટી તથા અન્ય અધિકારો તથા હિતોનાં રક્ષણ માટે, તેમની સાથે ચર્ચા કરીને બંધારણમાં યોગ્ય, અસરકારક તથા ફરજિયાત સંરક્ષણોની ખાસ જોગવાઈ કરવી જોઈએ."

"૫. આ અધિવેશન આ મૂળભૂત સિદ્ધાંતો સાથે સુસંગત એવી બંધારણની યોજના ઘડવાની તથા સંરક્ષણ, વિદેશવ્યવહાર, સંદેશાવ્યવહાર, આબકારી જકાત અને અનિવાર્ય લાગે તેવી અન્ય બાબતોની, જે તે પ્રદેશોને અંતે સ્વીકાર્ય તેવી જોગવાઈ કરવાની કારોબારીને સત્તા આપે છે."

આ પ્રસ્તાવનો આશય શો છે ? આ પ્રસ્તાવની ત્રીજી કંડિકા દર્શાવે છે કે જે પ્રદેશોમાં મુસ્લિમોની બહુમતી છે, તેમને સ્વતંત્ર રાજ્યો બનાવવાં સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો તેનો અર્થ એ કે વાયવ્ય દિશામાં પંજાબ, વાયવ્ય સરહદી પ્રાંતો, બલુચિસ્તાન અને સિંધ તથા પૂર્વના બંગાળ બ્રિટિશ હિંદના પ્રાંતો રહેવાને બદલે બ્રિટિશ હિંદ બહારના સ્વતંત્ર રાજ્યો બને. મુસ્લિમ લીગના પ્રસ્તાવનો ટૂંક સાર આટલો જ.

શું આ પ્રસ્તાવનો આશય એવો છે કે આ મુસ્લિમ પ્રાંતો સ્વતંત્ર રાજ્યો બન્યા પછી પ્રત્યેક રાજ્ય સ્વતંત્ર, સાર્વભૌમ રાજ્ય રહેશે કે પછી તે બધા એક જ બંધારણ - સમવાયી કે એકહથ્થુ બંધારણમાં જોડાઈ એક રાજ્યના સભ્યો બનશે ? આ મુદ્દા અંગે આ પ્રસ્તાવ સ્વયં વિસંગત નહિ તો કંઈક સંદિગ્ધ છે. તે આ વિભાગોની 'સ્વતંત્ર રાજ્યો તરીકે રચના કરી શકાય અને તે રાજ્યોના અંગભૂત ઘટકો સ્વાયત્ત અને સાર્વભૌમ હોય.' 'અંગભૂત ઘટકો' શબ્દોનો ઉપયોગ સમવાયતંત્રનો આશય સૂચવે છે. જો તેમ હોય તો આ ઘટકોનું 'સાર્વભૌમ'

વિશેષણ નકામું છે. ઘટકોનું સમવાયતંત્ર અને ઘટકોનું સાર્વભૌમત્વ તે બંને વિસંગત છે. કદાચ સાર્વભૌમ રાજ્યોનો સંઘ રચવાનો આશય હોય. આ સ્વતંત્ર રાજ્યો સમવાયી હશે કે સાર્વભૌમ રાજ્યોનો સંઘ હશે તે કંઈ અત્યારે અતિ મહત્ત્વનું નથી. મહત્ત્વની વાત તો છે મૂળભૂત માગણી એટલે કે આ વિસ્તારોને હિંદમાંથી છૂટા પાડવા અને તેમનાં સ્વતંત્ર રાજ્યો રચવાં.

આ પ્રસ્તાવ એવા શબ્દોમાં રજૂ થયો છે કે તેમાં જે યોજનાનો ખ્યાલ અપાયો છે તે જાણે કે નવો જ લાગે. પણ તેમાં કોઈ શંકા નથી કે આ પ્રસ્તાવ ૧૯૩૦ના ડિસેમ્બરમાં, લખનૌમાં ભરાયેલા મુસ્લિમ લીગના વાર્ષિક અધિવેશનમાં સર મહંમદ ઈકબાલે પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં રજૂ કરેલી યોજનાને જ પુનર્જીવિત કરી છે. ત્યારે લીગે તે યોજના સ્વીકારી નહોતી. શ્રી રહેમતઅલી નામની એક વ્યક્તિએ તે ઉપાડી લીધી અને તેને પાકિસ્તાન એવું નામ આપ્યું. તે નામે જ તે ઓળખાઈ. શ્રી રહેમતઅલી, એમ. એ., એલએલ. બી. એ ૧૯૩૦માં પાકિસ્તાન આંદોલનની સ્થાપના કરી. તેમણે પાકિસ્તાન અને હિંદુસ્તાન તેવા હિંદના બે ભાગલા પાડ્યા. તેમના પાકિસ્તાનમાં પંજાબ, વાયવ્ય સરહદી પ્રાંત, કાશ્મીર, સિંધ અને બલુચિસ્તાનનો સમાવેશ થતો હતો. બાકીના પ્રદેશો તેમને મન 'હિંદુસ્તાન' હતું. ઉત્તરના પાંચ મુસ્લિમ પ્રાંતોનું 'સ્વતંત્ર અને અલગ પાકિસ્તાન' સ્વતંત્ર રાજ્ય બને તેવો તેમનો ખ્યાલ હતો. આ દરખાસ્ત ગોળમેજી પરિષદના સભ્યોમાં વહેંચવામાં આવી હતી. પણ ક્યારેય અધિકૃત રીતે રજૂ થઈ નહોતી. બ્રિટિશ સરકારની સંમતિ પ્રાપ્ત કરવાનો પણ ખાનગીમાં પ્રયાસ થયો હતો. પણ બ્રિટિશ સરકારે તેના પર વિચારણા કરવાની ના પાડી કારણ કે તેમને લાગ્યું કે આ તો 'પુરાણા મુસ્લિમ સામ્રાજ્યને પુનર્જીવિત કરતી' યોજના હતી.[૧]

લીગે તો પાકિસ્તાનની મૂળ યોજનાનું માત્ર વિસ્તૃતીકરણ કર્યું છે. તેણે પૂર્વમાં, બંગાળ અને આસામના મુસ્લિમોને સમાવી લેતું એક લઘુ રાજ્ય સર્જવાનો પ્રયત્ન કર્યો છે. આટલા અપવાદ સિવાય, તે તેની સામાન્ય રૂપરેખા તથા તત્ત્વમાં સર મહંમદ ઈકબાલે રજૂ કરેલી અને શ્રી રહેમતઅલીએ પ્રચાર કરેલી યોજનાને જ અભિવ્યક્ત કરે છે. પૂર્વના આ નવા મુસ્લિમ રાજ્યને કાંઈ નામ અપાયું

૧ હાલિદે એદિબ - ઈનસાઈડ ઈન્ડિયા, પૃ. ૩૫૫.

નથી. પણ આથી શ્રી રહેમતઅલીની વિચારસરણીમાં સમાયેલા સિદ્ધાંત કે પ્રશ્નોમાં કશો ફેર પડતો નથી. માત્ર એક જ મુશ્કેલી કોઈ પણ અનુભવે અને તે એ કે લીગે પાસાંઓનું વિસ્તૃતીકરણ કરતાં આ બે મુસ્લિમ રાજ્યોનાં અપેક્ષિત એવાં ટૂંકા અને મીઠાં નામ પાડ્યાં નથી. તેણે તેમ નથી કર્યું અને આપણે પશ્ચિમનાં મુસ્લિમ રાજ્યો અને પૂર્વનાં મુસ્લિમ રાજ્યો એવા બે જડબાતોડ નામે ચર્ચા કરવી પડે તેવી સ્થિતિમાં આપણને મૂક્યા છે. પણ હું આ મુશ્કેલીઓનો ઉકેલ આ રીતે લાવવા ધારું છું. બે રાષ્ટ્રોના સિદ્ધાંતની વિચારસરણીનું હું પાકિસ્તાન જ નામ રાખીશ અને તેની પરિણામરૂપ અસરને હું ભાલગા કહીશ. વાયવ્ય તથા ઈશાન દિશામાં આવેલાં બે મુસ્લિમ રાજ્યોને હું પશ્ચિમ પાકિસ્તાન અને પૂર્વ પાકિસ્તાન નામ આપીશ.

આ યોજનાએ હિંદુસ્તાનના હિંદુઓનું માત્ર ધ્યાન જ નથી ખેંચ્યું પણ તેણે તેમને આઘાત પણ પહોંચાડ્યો. હવે પ્રશ્ન તો એ પૂછવાનો રહે છે કે આ યોજનામાં એવું તે શું નવું છે ? શું આઘાતજનક છે ?

વાયવ્ય સરહદી પ્રાંતોને એક સાથે જોડવાનો ખ્યાલ આઘાતજનક ખ્યાલ છે ? જો તેમ હોય તો, તે યાદ રાખવું ઘટે કે વાઈસરોય, વહીવટકર્તા તથા સેનાધિપતિઓએ ક્રમશઃ રજૂ કરેલો આ તો પુરાણો ખ્યાલ છે. વાયવ્યમાં આવેલા પાકિસ્તાની પ્રાંતોમાં, ૧૮૪૯માં અંગ્રેજોએ જ્યારે પંજાબ જીત્યું ત્યારથી પંજાબ અને વાયવ્ય સરહદી પ્રાંત એક જ પ્રાંતરૂપે હતા. બંને આમ એક પ્રાંત તરીકે ૧૯૦૧ સુધી રહ્યા. ૧૯૦૧માં લોર્ડ કર્ઝને તેમની એકતા તોડી અને તેમની અત્યારના બે પ્રાંતોમાં રચના કરી. પંજાબને સિંધ સાથે જોડવાની વાત અંગે એટલું જ કહેવાનું કે જો સિંધ પંજાબ પહેલાં નહિ પણ પંજાબ પછી જીતાયું હોત તો સિંધનો સમાવેશ પંજાબમાં જ થયો હોત તે વાતમાં કોઈ શંકા નથી. કારણ કે બંને પાસેપાસે જ છે એટલું જ નહિ પણ બંને એક નદીથી જોડાયેલાં છે ને તે બંને વચ્ચેનું પ્રાકૃતિક બંધન છે. જો કે, સિંધને મુંબઈ સાથે જોડવામાં આવ્યું તેનું કારણ એટલું જ કે પંજાબ સિવાય મુંબઈ જ એક એવું સ્થાન હતું જ્યાંથી તેનો વહીવટ થઈ શકે અને સિંધને મુંબઈથી છૂટું પાડી પંજાબ સાથે જોડવાનો ખ્યાલ મૂકી નહોતો દેવાયો અને તે અંગેની યોજનાઓ વારંવાર રજૂ

થઈ હતી. લોર્ડ ડેલહાઉસી જ્યારે ગવર્નર જનરલ હતા ત્યારે તે યોજના પ્રથમવાર મુકાઈ હતી પણ તે રાજ્ય સલાહકારોએ આર્થિક કારણોસર તે મંજૂર નહોતી રાખી. બળવા પછી આ પ્રશ્નની પુનર્વિચારણા થઈ હતી પણ સિંધુ વિસ્તારમાં સંદેશાં વ્યવહાર પછાત હોવાથી લોર્ડ કેનિંગે સંમતિ આપવાની ના પાડી. ૧૮૭૬માં, લોર્ડ નોર્થ બ્રુકનો અભિપ્રાય એવો હતો કે સિંધને પંજાબ સાથે જોડી દેવું જોઈએ. ૧૮૮૭માં લોર્ડ નોર્થ બ્રુકના અનુગામી લોર્ડ લિટને સિંધુ નદીની આસપાસના પ્રદેશોનો પ્રાંત રચવાનો પ્રયાસ કર્યો. તેમાં પંજાબના છ જિલ્લાઓ અને સિંધના સિંધુ નદી આસપાસ આવેલા જિલ્લાઓનો સમાવેશ થતો હતો. આમાં પંજાબના છ સરહદી જિલ્લાઓ - હઝારા, પેશાવર, કોહાર, બન્નું (સિંધુની આસપાસના વિસ્તાર સિવાય), દેરા ઈસ્માઈલ ખાન (તે જ અપવાદ સાથે), દેરા ગાઝીખાનનો અને સિંધુની આસપાસના પ્રદેશનો (કરાચી સિવાય) સમાવેશ થયો હોત. સિંધુની આસપાસનો પ્રદેશ ખોવો પડે તેની ભરપાઈ તરીકે મધ્ય પ્રાંતનો સમગ્ર અથવા તો તેનો ખંડ ભાગ મુંબઈને મળવો જોઈએ તેવી દરખાસ્ત પણ લિટને કરી હતી. પણ આ દરખાસ્તોનો સ્વીકાર હિંદી વજીરે ન કર્યો. લોર્ડ લેન્ડસડાઉનના વાઈસરોય તરીકેના અમલ દરમ્યાન (૧૮૮૮-૯૪) તે જ યોજના તેના મૂળ સ્વરૂપે એટલે કે સિંધને પંજાબ સાથે જોડી દેવું તે યોજના પુનર્જીવિત થઈ હતી. પણ બલુચિસ્તાન કચેરીની રચના થતાં સિંધ સરહદી જિલ્લો મટી ગયો અને આ જોડાણ પાછળનો લશ્કરી હેતુ તેનું બળ ગુમાવી બેઠો અને સિંધ પંજાબમાં જોડાયા વિનાનું રહ્યું. જો અંગ્રેજોએ બલુચિસ્તાન ન જીત્યું હોત અને લોર્ડ કર્ઝને પંજાબમાંથી જ વાયવ્ય સરહદી પ્રાંત ઊભા કરવાનું ન વિચાર્યું હોત તો આપણે લાંબા સમય પહેલાં વહીવટી એકમ તરીકે પાકિસ્તાનનું સર્જન નિહાળ્યું હોત.

બંગાળમાં રાષ્ટ્રીય મુસ્લિમ રાજ્ય રચવાના દાવા અંગે જો વાત કરીએ તો તેમાં પણ કશું નવું નથી. ઘણાને તે યાદ હશે કે ૧૯૦૫માં તત્કાલીન વાઈસરોય લોર્ડ કર્ઝને બંગાળ અને આસામ પ્રાંતનું બે પ્રાંતોમાં વિભાજન કર્યું હતું. (૧) પૂર્વ બંગાળ અને આસામ અને ઢાકા તેનું પાટનગર. (૨) પશ્ચિમ બંગાળ અને તેનું પાટનગર કલકત્તા. ત્યારે નવા સર્જાયેલા આસામ સહિતના પૂર્વ બંગાળ

પ્રાંતમાં આસામનો તથા જૂના બંગાળ તથા આસામ પ્રાંતના નીચેના જિલ્લાઓનો સમાવેશ થતો હતો. (૧) ઢાકા (૨) મૈમનસિંઘ (૩) ફરીદપુર (૪) બાકરગંજ (૫) ત્રિપુરા (૬) નોઆખલી (૭) ચિત્તાગોંગ (૮) ચિત્તાગોંગના ડુંગરાળ વિસ્તારો (૯) રાજાશાહી (૧૦) દિનાજપુર (૧૧) જલપાઈગુરી (૧૨) રંગપુર (૧૩) બોગ્રા (૧૪) પબ્ના અને (૧૫) માલ્દા. પશ્ચિમ બંગાળમાં જૂના બંગાળ તથા આસામ પ્રાંતના બાકીના જિલ્લાઓનો સમાવેશ થતો હતો. તદુપરાંત તેમાં સામ્બલપુર જિલ્લો ઉમેરવામાં આવ્યો હતો. મધ્ય પ્રાંતમાંથી આ જિલ્લો પશ્ચિમ બંગાળને તબદીલ કરવામાં આવ્યો હતો.

એક પ્રાંતનું બે પ્રાંતોમાં વિભાજન, જેને હિંદના ઈતિહાસમાં બંગાળના ભાગલા તરીકે ઓળખાય છે. તે પૂર્વ બંગાળમાં મુસ્લિમ રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન હતો કારણ કે આસામ સહિતનો નવો પૂર્વ બંગાળ પ્રાંત, આસામના વિસ્તારો સિવાય મોટે ભાગે મુસ્લિમ વિસ્તાર હતો. પણ ૧૯૦૧માં આ ભાગલા હિંદુઓની શરણાગતિ સ્વીકારી અંગ્રેજોએ રદ કર્યા, કારણ કે હિંદુઓનો તેની સામે વિરોધ હતો અને મુસ્લિમોની તેમને કશી જ પરવા કરી નહોતી કારણ કે મુસ્લિમો એટલા નબળા હતા કે આ સમજી શક્યા નહોતા. જો બંગાળના ભાગલા રદ ન કરાયા હોત તો પૂર્વ બંગાળમાં મુસ્લિમ રાજ્ય તે નવી યોજના ન હોત પણ તેને બદલે તે ૩૦ વર્ષ જૂનું રાજ્ય હોત.[૧]

-- ૩ --

હિંદુસ્તાનથી પાકિસ્તાનનો અલગ પડવાનો ખ્યાલ આઘાતજનક છે ? જો એમ હોય તો આ પ્રશ્ન સાથે જે પ્રસ્તુત છે અને જે કોંગ્રેસની નીતિના મૂળ સિધ્ધાંતો છે તેની યાદ મને અપાવવા દો. એ તો યાદ જ હશે કે શ્રી ગાંધીએ જેવું કોંગ્રેસ પર વર્ચસ્વ પ્રાપ્ત કર્યું કે તરત જ તેમણે બે વસ્તુઓ તેને લોકપ્રિય બનાવવા માટે કરી. સૌપ્રથમ તો તેમણે સવિનય કાનૂનભંગનો પ્રારંભ કર્યો.

શ્રી ગાંધીના હિંદના રાજકારણમાં પ્રવેશ પહેલાં કોંગ્રેસ, ઉદારમતવાદીઓ અને બંગાળના ઉગ્રવાદીઓ - આ ત્રણ પ્રક્ષો સત્તા માટે સ્પર્ધા કરતા હતા. આમ

૧ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા ગેઝેટ, નો. નં. ૨૮૩૨, તા. ૧, સપ્ટેમ્બર ૧૯૦૫. બંને પ્રાંત ૧૬, ઓક્ટોબર ૧૯૦૫થી અલગ વહીવટી એકમો બન્યા.

તો, કોંગ્રેસ અને ઉદારમતવાદીઓ બંને એક જ હતા અને આજે તેમને અલગ પાડતો જે ભેદ દેખાય છે તે ત્યારે નહોતો. એટલે આપણે એમ નિશ્ચિત કહી શકીએ કે હિંદમાં ત્યારે બે પક્ષો હતા. ઉદારમતવાદીઓ અને ઉગ્રવાદીઓ બંનેમાં પ્રવેશની શરતો અતિશય કઠિન હતી. ઉદારમતવાદી પક્ષમાં પ્રવેશ માટેની શરત માત્ર શિક્ષણ નહોતી પણ ઉચ્ચકક્ષાનું શિક્ષણ હતી. પ્રથમ શૈક્ષણિક નામના પ્રાપ્ત કર્યા વિના કોઈ વ્યક્તિ ઉદારમતવાદી પક્ષમાં પ્રવેશ પ્રાપ્ત કરી શકતી નહોતી. આમ, અભણને તે અસરકારક રીતે રાજકીય સત્તા સુધી પહોંચવામાંથી બાકાત રાખી શકી અને ઉગ્રવાદીઓ એ તો કલ્પી પણ ન શકાય તેવી કઠોરતમ શરત મૂકી હતી. જેઓ દેશ માટે પોતાની જિંદગી આપવા તૈયાર હોય, માત્ર સમર્પિત કરવા માટે નહિ પણ દેશ માટે મરવા તૈયાર હોય તેઓ જ તે સંસ્થાના સભ્ય બની શકતા. આથી, કોઈ પણ અપ્રમાણિક વ્યક્તિ ઉગ્રવાદીઓની સંસ્થામાં પ્રવેશ મેળવી શકતો નહોતો. સવિનય કાનૂન ભંગમાં તો ભણતરની જરૂરિયાત નહોતી. તેમાં મરવાની પણ જરૂર નહોતી ને ભણેલા નહોતા અને જે કઠોર શિક્ષા ભોગવવા તૈયાર નહોતા અને છતાંય જેઓ રાષ્ટ્રભક્ત તરીકે પ્રખ્યાત થવા માગતા હતા તેવા અસંખ્ય લોકો માટે આ મધ્યમ માર્ગ સરળ બની ગયો. આ મધ્યમ માર્ગે કોંગ્રેસને ઉદારમતવાદી પક્ષ કે ઉગ્રવાદી પક્ષ કરતાં વિશેષ લોકપ્રિય બનાવી.

બીજું કામ શ્રી ગાંધીએ ભાષાવાર પ્રાંત રચનાનો સિદ્ધાંત દાખલ કરવાનું કર્યું. શ્રી ગાંધીનાં પ્રેરણા તથા માર્ગદર્શન નીચે કોંગ્રેસ બંધારણમાં ઘડેલા હિંદમાં નીચે દર્શાવ્યા પ્રમાણેના ભાષાવાર પ્રાંતોની રચના થઈ હતી અને તેનાં મુખ્ય મથકો નીચે પ્રમાણે હતાં :

| પ્રાંત | ભાષા | મુખ્ય મથકો |
|---|---|---|
| અજમેર-મારવાડ | હિંદુસ્તાની | અજમેર |
| આંધ્ર | તેલુગુ | મદ્રાસ |
| આસામ | આસામી | ગૌહાટી |
| બિહાર | હિંદુસ્તાની | પટના |
| બંગાળ | બંગાળી | કલકત્તા |

| | | |
|---|---|---|
| મુબઈ (શહેર) | મરાઠી-ગુજરાતી | મુંબઈ |
| દિલ્હી | હિંદુસ્તાની | દિલ્હી |
| ગુજરાત | ગુજરાતી | અમદાવાદ |
| કર્ણાટક | કન્નડ | ધારવાડ |
| કેરળ | મલાયલમ્ | કાલિકટ |
| મહાકોશલ | હિંદુસ્તાની | જબલપોર |
| મહારાષ્ટ્ર | મરાઠી | પુના |
| નાગપુર | મરાઠી | નાગપુર |
| વાયવ્ય સરહદી પ્રાંત | પુશ્તૂ | પેશાવર |
| પંજાબ | પંજાબી | લાહોર |
| સિંધ | સિંધી | કરાંચી |
| તામિલનાડુ | તામિલ | મદ્રાસ |
| સંયુક્ત પ્રાંતો | હિંદુસ્તાની | લખનૌ |
| ઉત્કલ | ઉડિયા | કટક |
| વિદર્ભ (વિરાર) | મરાઠી | અકોલા |

આ વહેંચણીમાં ક્ષેત્ર, જનસંખ્યા કે આવકનો ખ્યાલ રખાયો નહોતો. પ્રત્યેક વહીવટી એકમ ઓછામાં ઓછું સુસંસ્કૃત જીવનધોરણ પૂરું પાડવા તથા તેને સહાય કરવા સમર્થ હોય અને એટલા માટે તેની પાસે પૂરતું ક્ષેત્ર, પૂરતી જનસંખ્યા અને પૂરતી આવક હોય તે વિચારને પ્રાંતીય હેતુઓ માટે આ વિસ્તારોના વિભાજનની યોજનામાં કોઈ સ્થાન હતું જ નહિ. ભાષા તે જ નિર્ણયાત્મક ધોરણ હતું. હિંદના સામાજિક જીવનનું માળખું આમેય શિથિલ છે અને તેમાં એક વધુ વિઘટનકારી બળનો ઉમેરો કરે તેવી શક્યતા છે તેનો તો વિચાર કરાયો જ નહોતો. લોકોની સ્થાનિક દેશભક્તિને સ્પર્શીને તેમને કોંગ્રેસ પ્રત્યે આકર્ષવાનો, કોંગ્રેસમાં જીતી લેવાનો એક માત્ર આશય જ આ યોજના પાછળ હતો અને તે જ આશયથી તે રજૂ થઈ હતી તે વાત નિ:શંક છે. ભાષાવાર પ્રાંતરચનાનો વિચાર સ્થાયી થયો તેને અમલમાં મૂકવાની માગણી એવી તો જોરદાર બનતી ગઈ કે જ્યારે કોંગ્રેસ સત્તા પર આવી ત્યારે તેણે તે અમલમાં

મૂકવી જ પડી. ઓરિસ્સાને બિહારથી છૂટું પાડી દેવામાં જ આવ્યું[૧] છે. આંધ્ર મદ્રાસથી છૂટા પડવાની માગણી કરી રહ્યું છે. કર્ણાટક મહારાષ્ટ્રથી છૂટું પડવા માગે છે. એક જ એવો ભાષાવાર પ્રાંત છે કે જે મહારાષ્ટ્રથી છૂટો પડવા નથી માગતો અને તે છે ગુજરાત. અથવા તો કદાચ ગુજરાતે છૂટા પડવાનો વિચાર હાલ પૂરતો છોડી દીધો હશે. કદાચ, તેનું કારણ તે પણ હોય કે ગુજરાતને ભાન થઈ ગયું હશે કે મહારાષ્ટ્ર સાથેનું જોડાણ રાજકીય તેમજ વ્યાપારી રીતે બહેતર રોકાણ છે.

તે ગમે તે હોય, પણ હકીકત એ કહે છે કે ભાષાકીય ધોરણે અલગતા તે કોંગ્રેસનો હવે સ્વીકૃત સિદ્ધાંત બની ગયો છે. એમ કહેવાનો કોઈ જ અર્થ નથી કે કર્ણાટક અને આંધ્ર ભાષાકીય ભેદને ધોરણે છૂટા પડવા માગે છે અને પાકિસ્તાનનો અલગતાનો દાવો સાંસ્કૃતિક ભેદ પર આધારિત છે. આ તફાવત વગરની ભિન્નતા છે. ભાષાકીય ભેદ તો માત્ર સાંસ્કૃતિક ભેદનો પર્યાય છે.

જો કર્ણાટક અને આંધ્ર છૂટા પડવા માગતા હોય તે જો આઘાતજનક ન હોય તો પછી પાકિસ્તાનની અલગતાની માગણીમાં આઘાત પામવા જેવું છે શું? જો તેની અસર વિઘટનકારી હોય તો હિંદુ પ્રાંતોની જેવા કે કર્ણાટકની મહારાષ્ટ્રથી અલગ થવાની કે આંધ્રની મદ્રાસથી અલગ થવાની માગણીથી તે ઝાઝી વિઘટનકારી તો નથી જ. પાકિસ્તાન તે તો પોતાની ખુદની વિશિષ્ટ સંસ્કૃતિના વિકાસ માટે સ્વાતંત્ર્યની માગણી કરતા સાંસ્કૃતિક ઘટકની એકમાત્ર બીજી અભિવ્યક્તિ છે.

૧ હિંદ સરકારના ૧૯૩૫ના ધારા નીચે આમ કરવામાં આવ્યું. કર્ણાટક, મદ્રાસ પ્રાંતમાંથી પણ કેટલાક જિલ્લાઓ માગે છે.

## પ્રકરણ ૨

# રાષ્ટ્રની વતન માગ

આ માગણીઓ પાછળ ઉન્મુખ કરતાં કારણો વહીવટી, ભાષાકીય કે સાંસ્કૃતિક હોય તો પણ આ.માટે કારણો તો છે જ તે હકીકત સૌ સ્વીકારે છે અને સમજે છે. કોઈ આ માગણીઓની ચિંતા કરતું નથી અને ઘણા તો તે બધી સ્વીકારવા તૈયાર છે. પણ હિંદુઓ એવું કહે છે કે મુસ્લિમો અલગતાના ખ્યાલથી કંઈક જુદું જ વિચારે છે અને આવો માર્ગ લેવાનું કારણ શું ? શા માટે તેઓ ભાગલા માગે છે ? પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચેના કાયદેસરના સંબંધ તોડી સામાન્ય બંધનોને પણ રદ બાતલ કરવા જેવા પ્રશ્નો ઊભા કરે છે અને પૂછે છે.

મુસ્લિમ લીગે તેના પ્રસ્તાવમાં જે જાહેરાત કરી છે કે હિંદના મુસ્લિમો એક અલગ રાષ્ટ્ર છે તેમાંથી જ આનો ઉત્તર મળી જાય છે. હિંદુઓ જેના પ્રત્યે રોષે ભરાય છે અને જેની ઠેકડી પણ ઉડાવે છે તે મુસ્લિમ લીગની આ જાહેરાત છે.

હિંદુઓનો રોષ સાવ સ્વાભાવિક છે. હિંદ રાષ્ટ્ર છે કે નહીં તે વિષય તો જયારથી ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના થઈ ત્યારથી લાંબાકાળથી એંગ્લો-ઇન્ડિયનો અને હિંદુ રાજકારણીઓ વચ્ચેનો એક વિવાદાસ્પદ વિષય બની ગયો છે. હિંદ રાષ્ટ્ર નથી અને 'હિંદીઓ' તે હિંદમાં લોકો માટેનું એક નામ છે. તેવું વારંવાર જાહેર કરતાં આ એંગ્લો-ઇન્ડિયનો ક્યારેય થાકતા નથી. આવા જ એક એંગ્લો-ઇન્ડિયનના શબ્દોમાં કહીએ તો 'હિંદ વિશે જાણવું એટલે હિંદ જેવું કંઈક છે તે ભૂલી જવું.' બીજી બાજુ, હિંદુ રાજકારણીઓ તથા રાષ્ટ્રભક્તો હિંદ રાષ્ટ્ર છે એવા પોતાના નિશ્ચયાત્મક દાવાના એટલા જ આગ્રહી છે. પેલા હિંદમાં વસતા એંગ્લો-ઇન્ડિયનો પોતાની અમાન્યતામાં સાચા હતા. તેનો ઈનકાર કરી શકાય તેમ નથી. બંગાળના રાષ્ટ્ર કવિ ડૉ. ટાગોર પણ તેમની સાથે સંમત થાય છે. છતાંય, આ મુદ્દા પર હિંદુઓ ડૉ. ટાગોર સાથે પણ ક્યારેય સંમત થયા નથી.

આનાં બે કારણો છે. પહેલું તો એકે હિંદ રાષ્ટ્ર નહોતું તેવું કબૂલ કરવામાં

હિંદુ લજ્જા અનુભવતો. જે વિશ્વમાં રાષ્ટ્રીયતા તથા રાષ્ટ્રવાદ લોકોના વિશિષ્ટ ગુણો ગણાતા હોય ત્યારે હિંદુઓ એવું અનુભવે તે સાવ સ્વાભાવિક છે, કારણ કે શ્રી એચ. જી. વેલ્સની ભાષામાં કહીએ તો ભરચક સભામાં વસ્ત્રવિહોણા હોવું તે માણસ માટે જેમ અયોગ્ય હોય તેવું જ હિંદ માટે રાષ્ટ્રીયતા વિનાના હોવું અયોગ્ય હોય. વળી તેને તે પણ સમજાયું હતું કે રાષ્ટ્રીયતાને સ્વરાજ્યના દાવા સાથે નિકટનો સંબંધ છે. તે જાણતો હતો કે ૧૯મી સદીના અંત સુધીમાં તે એક સ્વીકૃત સિદ્ધાંત થઈ ગયો છે કે જે લોકોએ રાષ્ટ્ર રચ્યું હતું તે લોકો, તે જ કારણે સ્વરાજ્ય માટેના અધિકારી બન્યા હતા અને તે પણ તે જાણતો હતો કે જે કોઈ રાષ્ટ્રભક્ત પોતાના લોકો માટે સ્વરાજ્ય માગે તેણે તે પુરવાર કરવું પડતું હતું કે તે લોકો પાસે રાષ્ટ્ર છે. આ જ કારણોસર હકીકતમાં હિંદ રાષ્ટ્ર હતું કે નહોતું તેની તપાસ પણ હિંદુએ ક્યારેય ન કરી. રાષ્ટ્રીયતા તે માત્ર લોકો માટે રાષ્ટ્ર છે તેવું કહેવાનો જ પ્રશ્ન છે કે લોકો પોતે રાષ્ટ્ર છે તેમ કહેવાનો પ્રશ્ન છે. તેનોય વિચાર કરવાની તેણે પરવા ન કરી. તે એક જ વાત જાણતો હતો અને તે એ કે જો તે હિંદુસ્તાનની સ્વરાજ્યની માગણીમાં સફળ થાય તો તે પુરવાર ન કરી શકે તો પણ તેણે તે વાતને વળગી રહેવું જોઈએ કે હિંદ રાષ્ટ્ર હતું.

આ દાવામાં કોઈ હિંદીએ તેનો વિરોધ કર્યો નથી. આ સિદ્ધાંત એવો સ્વીકાર્ય હતો કે ઇતિહાસના ગંભીર હિંદી વિદ્યાર્થીઓ પણ તેના સમર્થન માટે પ્રચારાત્મક સાહિત્ય લખવા આગળ આવ્યા. નિ:શંક, રાષ્ટ્રભક્તિને કારણે આ એક ખતરનાક ભ્રમણા છે તેવું જાણનારા હિંદુ સામાજિક સુધારકો ખુલ્લંખુલા આ સિદ્ધાંતોનો વિરોધ ન કરી શક્યા. હિંદુ રાજકારણી લાંબા સમય સુધી તેના અભિપ્રાયનો પ્રચાર કરવા સમર્થ હતો. તેના વિરોધી, પેલા ઍંગ્લો-ઇન્ડિયને તેને ઉત્તર આપવો બંધ કર્યો હતો. તેનો પ્રચાર લગભગ સફળ થયો. જ્યારે તે સફળ થવાની અણીએ હતો ત્યારે જ મુસ્લિમ લીગનો આ ઠરાવ - તંતુ વાદ્યનો તાર તૂટે તેવો આ ઠરાવ આવ્યો. તે પેલા ઍંગ્લો-ઇન્ડિયન તરફથી નહોતો આવ્યો એટલા કારણસર તે મરણતોલ ફટકો હતો. હિંદુ રાજકારણીઓએ વર્ષોથી જે કાર્ય કર્યું હતું તેને તેણે ધોઈ નાખ્યું. જો હિંદના મુસ્લિમો એક અલગ રાષ્ટ્ર હોય તો

અલબત્ત, હિંદ રાષ્ટ્ર જ નથી. આ નિશ્ચયાત્મક દાવાએ હિંદુ રાજકારણીઓના પગ નીચેની ધરતી સેરવી લીધી. એટલે તેઓ રોષે ભરાય અને પીઠ પાછળ ખંજર મરાયું છે તેવું કહે તે સ્વાભાવિક છે.

ખંજર મરાયું હોય કે ન મરાયું હોય પણ મુદ્દો એ છે કે મુસ્લિમો એક રાષ્ટ્ર રચે છે એવું કહી શકાય ? બીજું બધું અપ્રસ્તુત છે. આથી પ્રશ્ન ઊભો થાય છે - રાષ્ટ્ર એટલે શું ? આ વિષય પર ગ્રંથોના ગ્રંથો લખાયા છે. જેઓ ઉત્સુક છે તેમણે તે ગંભીરતાથી વાંચી વિવિધ મૂળભૂત વિભાવનાઓ અને સાથેસાથે તેનાં વિવિધ પાસાંનો અભ્યાસ કરવો જોઈએ. જો કે, આ વિષયનું હાર્દ જાણવું પર્યાપ્ત છે અને તે થોડાક જ શબ્દોમાં આલેખી શકાય. રાષ્ટ્રીયતા એક સામાજિક લાગણી છે. એકતાની સંયુક્ત ભાવનાની તે એવી લાગણી છે કે તેવી લાગણી અનુભવતા સહુ એવું અનુભવે છે કે તેઓ સ્વજનો છે. આ રાષ્ટ્રીય લાગણી બેધારી લાગણી છે. તે એકી સાથે પોતાનાં સ્વજનો માટે બંધુત્વની લાગણી છે અને જેઓ પોતાના સ્વજનો નથી તેમના પ્રત્યે દુશ્મનાવટની લાગણી છે. તે "સમ-ચેતના"ની લાગણી છે કે જે એક બાજુ જેમનામાં તે ચેતના છે, તેમને સાથે જોડે છે, એટલી તો સબળતાથી સાથે જોડે છે કે આર્થિક સંઘર્ષો કે સામાજિક દરજ્જાઓમાંથી જન્મતા બધા જ મતભેદોને ઓળંગી જાય છે અને બીજી બાજુ તેમના જેવા જે નથી તેમનાથી તેમને છૂટા પાડે છે. બીજા કોઈ પણ સમૂહના નહિ બનવાની તે ઈચ્છા છે. રાષ્ટ્રીયતા અને ભાવનાનો આ અર્ક છે.

હવે મુસ્લિમોના દાવાને આ કસોટી લાગુ પાડો. હિંદના મુસ્લિમો તે પોતાનો આગવો સમૂહ છે તે હકીકત છે કે નહિ ? તેમનામાં "સમ-ચેતના" છે તે હકીકત છે કે નહિ ? પ્રત્યેક મુસ્લિમ પોતાના સમૂહનો જ બની રહે છે અને અન્ય કોઈ બિનમુસ્લિમ સમૂહમાં ભળતો નથી તે હકીકત છે કે નહિ ?

જો આ પ્રશ્નનો ઉત્તર હકારમાં હોય . તો વિવાદનો અંત આવવો જોઈએ અને મુસ્લિમો પણ એક રાષ્ટ્ર છે તે દાવાનો સ્વીકાર કશાય વાંધા વિના કરી લેવો જોઈએ.

હિંદુઓએ તો એવું દેખાડવું જોઈએ કે થોડા મતમતાંતરો હોવા છતાંય

હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે તેમનું એક રાષ્ટ્ર રચવા જેટલો પૂરતો સંબંધ છે અથવા સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો હિંદુઓ અને મુસ્લિમો સાથે વસવાની ઇચ્છા કરે તેવું રાષ્ટ્ર રચાય તેવો પૂરતો સંબંધ છે.

મુસ્લિમો પણ પોતે એક અલગ રાષ્ટ્ર છે તેવા મુસ્લિમોના મંતવ્ય સાથે સંમત ન થનાર હિંદુઓ, હિંદુ સમાજ અને મુસ્લિમ સમાજ વચ્ચે અખંડિતતાનું બંધન રચી શકે તેવા દેખાતા હિંદુ સમાજજીવનના કેટલાક અંશો પર શ્રદ્ધા રાખે છે.

સૌપ્રથમ તો એમ કહેવાય છે કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે જાતિનો કોઈ ભેદ નથી. પંજાબી મુસલમાન તથા પંજાબી હિંદુ, સંયુક્ત પ્રાંતોના મુસલમાન અને સંયુક્ત પ્રાંતોનો હિંદુ, બિહારનો મુસલમાન અને બિહારનો હિંદુ, બંગાળનો મુસલમાન અને બંગાળનો હિંદુ, મદ્રાસનો મુસલમાન અને મદ્રાસનો હિંદુ અને મુંબઈનો મુસલમાન તથા મુંબઈનો હિંદુ તે એક જ પ્રકારના છે. મદ્રાસના બ્રાહ્મણ તથા પંજાબના બ્રાહ્મણ વચ્ચે જેટલો જાતિગત સંબંધ છે તેનાથી વિશેષ જાતિગત સંબંધ મદ્રાસના મુસલમાન અને મદ્રાસના બ્રાહ્મણ વચ્ચે છે. વળી, હિંદુઓ અને મુસ્લિમોની ભાષાકીય એકતા પર પણ વિશ્વાસ મુકાય છે. એમ કહેવાય છે કે મુસ્લિમોની પોતાની એક સર્વ સામાન્ય ભાષા નથી કે જે તેમને હિંદુઓથી અલગ ભાષાકીય જૂથ બનાવી શકે. ઊલટું બંને વચ્ચે સંપૂર્ણ ભાષાકીય એકતા છે. પંજાબમાં, હિંદુઓ તથા મુસ્લિમો બંને પંજાબી ભાષા બોલે છે. સિંધમાં બંને સિંધી બોલે છે. બંગાળમાં બંને બંગાળી બોલે છે. ગુજરાતમાં બંને ગુજરાતી બોલે છે. મહારાષ્ટ્રમાં બંને મરાઠી બોલે છે. બધા જ પ્રાંતોમાં આવું જ છે. માત્ર નગરોમાં જ મુસ્લિમો ઉર્દૂ બોલે છે અને હિંદુઓ તે પ્રાંતની ભાષા બોલે છે. પણ બહાર, ગામડાઓમાં હિંદુઓ તથા મુસ્લિમો બંને વચ્ચે સંપૂર્ણ ભાષાકીય ઐક્ય છે. ત્રીજું એમ દર્શાવાય છે કે હિંદુસ્તાનમાં હિંદુઓ તથા મુસ્લિમો સદીઓથી સાથે રહ્યા છે. તે એકલા માત્ર હિંદુઓનું વતન નથી કે નથી એકલા માત્ર મુસ્લિમોનું.

વળી બંને કોમોની માત્ર જાતિગત એકતા પર જ નહિ પણ બંનેના સામાજિક તથા સાંસ્કૃતિક જીવનનાં સામાન્ય લક્ષણો પર પણ ભાર મુકાય છે. એમ દર્શાવાય છે કે ઘણા મુસ્લિમ સમૂહોનું સામાજિક જીવન હિંદુ રૂઢિઓ સાથે મધપુડાની

જેમ ગુંથાઈ ગયું છે. ઉદાહરણ તરીકે પંજાબના અવાન લોકો જે મોટે ભાગે મુસ્લિમો છે તોય તે હિંદુ નામો રાખે છે અને બ્રાહ્મણ પરંપરા પ્રમાણે તેમની વંશાવળી રાખે છે. મુસ્લિમોમાં હિંદુ અટકો હોય છે. ઉદાહરણ તરીકે ચૌધરી હિંદુ અટક છે, પરંતુ ઉત્તર પ્રદેશ તથા ઉત્તર હિંદના મુસ્લિમોમાં પણ તે પ્રચલિત છે. લગ્ન બાબતમાં પણ કેટલાક મુસ્લિમ સમૂહો નામ પૂરતાં જ મુસ્લિમ હોય છે. કાં તો તે એકલી હિંદુ લગ્નવિધિને અનુસરે છે. અથવા તો તે પહેલાં હિંદુ રીતિથી વિધિ પ્રયોજી પછી કાજીને બોલાવી મુસ્લિમ વિધિ પ્રમાણે લગ્ન પતાવે છે. કેટલીક મુસ્લિમ કોમોને લગ્ન, વાલીપણા અને વારસાની બાબતોમાં હિંદુ કાયદો લાગુ પડે છે. શરિયત કાયદો પસાર થયો તે પહેલાં પંજાબ તથા વાયવ્ય સરહદી પ્રાંતોમાં પણ આમ થતું હતું. સામાજિક ક્ષેત્રે હિંદુ સમાજમાં જ્ઞાતિ પ્રથા જેટલી વખોડાય છે તેટલી જ મુસ્લિમ સમાજમાં પણ વખોડાય છે. એમ કહેવાય છે કે ધાર્મિક ક્ષેત્રે અનેક મુસ્લિમ પીરોને હિંદુ શિષ્યો હતા અને તેજ રીતે હિંદુ યોગીઓને મુસ્લિમ ચેલાઓ હતા. હરીફ સંપ્રદાયોના સંતો વચ્ચેની મૈત્રીનાં ઉદાહરણો પર ભાર મુકાય છે. પંજાબમાં, ૧૯મી સદીના પૂર્વાર્ધમાં જમાલી સુલતાન અને દિયાલભવન નામના બે સંતો વચ્ચે મૈત્રીભર્યા સંબંધો હતા. આજે પંજાબના ગિરોટમાં બંનેની સમાધિઓ અડખેપડખે ઊભી છે અને હિંદુઓ તથા મુસ્લિમો બંને તેમને એક સરખો જ આદર આપે છે. લગભગ ઈ. સ. ૧૭૦૦માં બાવા ફાથુ નામે એક મુસ્લિમ સંત થઈ ગયા. કાંગરા જિલ્લામાં આવેલા રાણીતલમાં તેમની કબર છે. તેમને સોધી ગુરુ ગુલાબસિંઘ નામના હિંદુસંતના આશીર્વાદથી સંતપદ પ્રાપ્ત થયું હતું. બીજી બાજુ, જંગ જિલ્લામાં જેમના સંપ્રદાયનું અનુસરણ થાય છે તે હિંદુ સંત બાબા શાહના, - મુસ્લિમ પીરના ચેલા હતા તેમ કહેવાય છે અને તે મુસ્લિમ પીરે પોતાના હિંદુ અનુયાયીનું મૂળ (મિહરા) નામ બદલીને મીર શાહ રાખ્યું હતું.

સાચે જ, આ બધુ સાચું છે. મુસ્લિમોની વિશાળ બહુમતી હિંદુઓની જેમ એક જ જાતિની છે તેમાં પ્રશ્ન નથી. બધા મુસ્લિમો એક સરખી ભાષા નથી બોલતા, ઘણા મુસ્લિમો હિંદુઓ જેવી જ ભાષા બોલે છે તેનો ઈનકાર થઈ શકે તેમ નથી. બંને વચ્ચે કેટલીક સામાજિક રૂઢિઓ સરખી છે તેનો પણ ઈનકાર

થઈ શકે તેમ નથી. બંનેની કેટલીક ધાર્મિક વિધિઓ અને પરંપરાઓ સરખી છે તેય એક હકીકત છે. પણ પ્રશ્ન તો એ છે કે આ બધાને કારણે હિંદુઓ તથા મુસ્લિમોનું એક રાષ્ટ્ર છે અથવા તો આ વસ્તુઓએ તેમનામાં પરસ્પર સાથે રહેવાની લાગણી પ્રગટાવી છે તેવા તારણને સમર્થન મળી શકે ?

હિંદુઓની દલીલમાં અનેક દોષ છે. સૌપ્રથમ તો બંને વચ્ચે જે સામાન્ય લક્ષણો દર્શાવ્યાં છે તે સામાજિક સુમેળ લાવવા માટે પરસ્પરની રીતિઓ અપનાવવા કે તેને અનુકૂળ થવાના સભાન પ્રયત્નનું પરિણામ નથી. ઊલટું આ એકરૂપતા તે નકકી નર્યાં ઔપચારિક કારણોનું પરિણામ છે. કંઈક અંશે તે અપૂર્ણ ધર્મપરિવર્તનનાં પરિણામો છે. હિંદ જેવા દેશમાં કે જ્યાં બહુમતી મુસ્લિમ વસ્તીમાં સવર્ણ હિંદુઓ તથા અસ્પૃશ્ય હિંદુઓને વટલાવીને સમાવ્યા છે, ત્યાં વટલેલાઓનું પરિવર્તન કાં તો વિદ્રોહના ડરને કારણે, કાં તો સમજાવટની રીતને કારણે, કાં અથવા તો અપૂરતા ધર્મગુરુઓને કારણે અપાયેલા અપૂરતા બોધને કારણે સંપૂર્ણ નહોતું કે અસરકારક નહોતું. આથી, મોટા ભાગની મુસ્લિમ કોમ આ કે તે સ્થળે તેમના સામાજિક અને ધાર્મિક જીવનમાં તેમની હિંદુ અસલિયત પ્રગટ કરે તેમાં નવાઈ નથી. વળી સદીઓથી હિંદુઓ તથા મુસ્લિમો જે સામાન્ય વાતાવરણમાં રહ્યા છે. તેનો પણ કંઈક અંશે પ્રભાવ હોય. સરખું વાતાવરણ સરખા પ્રતિભાવ પ્રગટાવે અને સરખા વાતાવરણને સતત એક સરખો પ્રતિભાવ આપ્યા કર્યાથી એક જ ઢબ ઊભી થાય જ. વળી, શહેનશાહ અકબરે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે ધાર્મિક સમન્વય સાધવાનો જે પ્રારંભ કર્યો હતો તે ગાળાના અવશેષરૂપે પણ કંઈક અંશે આ એકસરખાં દેખાતાં લક્ષણો બચ્યાં હોય. એટલે કે જેને વર્તમાન નથી કે ભવિષ્ય નથી તેવા મૃત અતીતનું તે પરિણામ છે.

જાતિગત ઐક્ય, ભાષાકીય ઐક્ય અને સદીઓના સહવસવાટ આધારિત દલીલ અંગે એટલું જ કહેવાનું. આ બાબતોની વાત જ અલગ છે. જો આ બાબતો જ રાષ્ટ્ર બનાવવામાં કે ન બનાવવામાં નિર્ણયાત્મક હોય તો તે જાતિ, ભાષાકીય સમાનતા તથા સહવાસને કારણે હિંદુઓ તથા મુસલમાનોનું એક રાષ્ટ્ર છે તેવું હિંદુઓ કહે તો તેમાં તે સાચા છે. ઐતિહાસિક અનુભવ પ્રમાણે તો જાતિ, ભાષા કે દેશને કારણે લોકોનું રાષ્ટ્ર તરીકે ઘડતર થતું નથી. આ અંગે

રેનને એવી સરસ દલીલ કરી છે કે તેની ભાષામાં ફેરફાર કરવો અશક્ય છે. વર્ષો પહેલાં, રાષ્ટ્રીયતા અંગેના તેના પ્રખ્યાત લેખમાં રેનના નિરૂપે છે :

"જાતિને રાષ્ટ્ર સાથે ન સાંકળવી જોઈએ. સત્ય તો એ છે કે કોઈ વિશુધ્ધ જાતિ જ નથી અને રાજકારણને વિશિષ્ટ માનવવંશીય વિશ્લેષણ પર અવલંબિત કરવું એટલે વ્યર્થ કલ્પના પર તેને આધાર રાખવાની છૂટ આપવી ... ... જાતિગત હકીકતો પ્રારંભમાં મહત્ત્વ ધરાવતી હોય છે. પણ પછી તેમનું મહત્ત્વ ખોવાનું સતત વલણ રહ્યું છે. માનવ ઈતિહાસ ખરેખર પ્રાણીશાસ્ત્રથી ભિન્ન છે. ઉંદર-બિલાડા વગેરેમાં જાતિ જેમ સર્વસ્વ છે, તેમ તે માનવ ઈતિહાસમાં નથી."

ભાષા વિષે બોલતાં રેનને દર્શાવે છે કે,

'ભાષા પુનર્મેળાપને આવકારે છે, પણ તેનું દબાણ તે કરતી નથી. અમેરિકા અને ઈંગ્લેન્ડ, સ્પેનિશ અમેરિકા અને સ્પેન એક જ ભાષાઓ બોલે છે અને છતાંય તે એક રાષ્ટ્ર રચતાં નથી. ઊલટું, તેના અલગઅલગ વિભાગોની સંમતિને કારણે જ સ્વિટ્ઝર્લેન્ડની સ્થિરતા હોવા છતાંય ત્યાં ત્રણ-ચાર ભાષાઓ બોલાય છે. માણસમાં ભાષા કરતાં કશુંક સર્વોપરી છે, - તે છે સંકલ્પ. ભાષાકીય વિવિધતા છતાંય એક સાથે રહેવાનો સ્વિટ્ઝર્લેન્ડનો સંકલ્પ તે વારંવાર મંડયા રહેવાથી પ્રાપ્ત થતા ભાષાકીય સામ્ય કરતાં પણ વધુ મહત્ત્વની હકીકત છે.

એક દેશ અંગેની રેનની દલીલ આ પ્રમાણે છે :

"જાતિની જેમ જમીન પણ રાષ્ટ્રની રચના કરતી નથી. જમીન તો એક આધાર પૂરો પાડે છે, યુધ્ધ તથા કાર્યનું ક્ષેત્ર. માણસ તેમાં પ્રાણ પૂરે છે. જે પવિત્ર વસ્તુ 'લોકો' તરીકે ઓળખાય છે. તેના સર્જનમાં તો માણસ જ સર્વસ્વ છે. તેનું સ્થાન કોઈ ભૌતિક વસ્તુ ન લઈ શકે."

જાતિ, ભાષા તથા દેશ રાષ્ટ્રનાં સર્જન માટે પૂરતાં નથી તેવું જણાવીને રેનન માર્મિકતાથી પ્રશ્ન ઊભો કરે છે કે તો પછી રાષ્ટ્રના સર્જન માટે શેની અનિવાર્યતા છે ? તેનો ઉત્તર તેના જ શબ્દોમાં આપી શકીએ :

રાષ્ટ્ર જીવંત આત્મા છે, આધ્યાત્મિક સિધ્ધાંત છે. બે વસ્તુઓ, વાસ્તવમાં તો બંને એક જ છે, આ આત્મા, આ આધ્યાત્મિક સિધ્ધાંત રચે છે. એક છે

અતીત તથા બીજી છે વર્તમાન. એક છે સ્મૃતિઓના સમૃદ્ધ વારસાનો કબજો અને બીજો છે સાથે રહેવાની ઈચ્છા, ખરી સંમતિ, મળેલા મૂલ્યવાન અખંડ વારસાને જાળવવાનો સંકલ્પ. માણસ કશું જ ઊભું કરતો નથી. વ્યક્તિની જેમ રાષ્ટ્ર પણ લાંબા ભૂતકાળના પુરુષાર્થો અને ત્યાગો અને સમર્પણની નીપજ છે અને આથી જ પૂર્વજોની પૂજા સવિશેષ કાયદેસર છે કારણ કે આપણા પૂર્વજોએ આપણને, આપણે જેવા છીએ તેવા બનાવ્યા છે. ગૌરવભર્યો ભૂતકાળ, મહાપુરુષો, ભવ્યતા-સાચી ભવ્યતાની હું વાત કરું છું. આ સહુ એક સામાજિક મૂડી બને છે જેના પર રાષ્ટ્રીય ખ્યાલ આધારિત હોય. ભૂતકાળમાં સમાન ભવ્યતા હોવી, વર્તમાનમાં સમાન સંકલ્પ હોવો, એક સાથે કરેલાં મહાકાર્યો અને ફરી તેવું જ કરવાનો સંકલ્પ - 'લોકો'ના નિર્માણ માટે આ મહત્ત્વની શરતો છે. જે ત્યાગોની આપણે સંમતિ આપી છે, જે યાતનાઓ આપણે વેઠી છે તેને આપણે આંશિક ચાહીએ છીએ. આપણે બાંધેલા ઘરને આપણે ચાહીએ છીએ અને આપણા વારસાને તે સોંપતા જઈશું. સ્પાર્ટનનું સ્તોત્ર, 'અમે છીએ જે તમે હતા તે, જેવા છો તમે તેવા થશું અમે.' તે એની સરળતામાં પ્રત્યેક દેશનું રાષ્ટ્રગીત છે.'

"અતીતની ભવ્યતા અને ભૂલોનો વારસો વહેંચી લેવાનો છે, ભવિષ્યમાં સમાન આદર્શોનો સાક્ષાત્કાર કરવાનો છે. એક સાથે યાતના વેઠવી, આનંદ કરવો અને આશાઓ સેવવી - આ સર્વ વસ્તુઓ, સહિયારી જકાત ચોકીઓ અને વ્યૂહાત્મક ખ્યાલો પ્રમાણે સરહદો હોવા કરતાં સવિશેષ મૂલ્યવાન છે અને જાતિ તથા ભાષાની ભિન્નતા હોવા છતાંય સમજી શકાય તેમ છે. મેં હમણાં જ કહ્યું, 'એક સાથે યાતના વેઠવી' - કેમ કે સાચેસાચ એક સાથે સહન કરવું તે માત્ર આનંદ નથી પણ તેના કરતાંય એકતાનું વિશેષ બંધન છે અને રાષ્ટ્રીય સ્મૃતિઓના સંદર્ભમાં વિજયો કરતાં પણ વિષાદો વધુ મૂલ્યવાન છે. કારણ કે તે કર્તવ્યો લાદે છે, તે સમાન પુરુષાર્થ માગે છે."

હિંદુઓ તથા મુસ્લિમો ગૌરવ કે વિષાદના પ્રસંગોમાં સહભાગી થયા હોય તેવી સમાન ઐતિહાસિક પૂર્વ ઘટનાઓ છે ખરી ? આ પ્રશ્નનો આ જ કોયડો છે. હિંદુઓ તથા મુસ્લિમોનું સહિયારું રાષ્ટ્ર છે તેવી દલીલને જાળવવા માગતા હોય તો હિંદુઓએ આ પ્રશ્નનો ઉત્તર આપવો જોઈએ. તેમના સંબંધોના આ

પાસાને નિસ્બત છે ત્યાંસુધી તે બંને પરસ્પર સામે યુધ્દે ચઢેલી બે સેનાઓ છે. સમાન સિધ્ધિ માટે સહભાગી થવાનું કોઈ સમાન ઘટનાચક્ર હતું જ નહિ. તેમનો ભૂતકાળ પરસ્પરના વિનાશનો ભૂતકાળ છે. પરસ્પરની શત્રુતાઓનો ભૂતકાળ છે. રાજકારણના ક્ષેત્રોએ તેમ જ ધાર્મિક ક્ષેત્રોએ 'હિંદુ રાષ્ટ્રીય આંદોલન' નામની પોતાની પુસ્તિકામાં ભાઈ પરમાનંદ નિર્દેશે છે તેમ "આ ભૂમિના ગૌરવ તથા સ્વાતંત્ર્ય માટે જે (મુસ્લિમો સામે) લડયા તે પૃથ્વીરાજ, પ્રતાપ, શિવાજી અને વૈરાગીવીરની સ્મૃતિઓને હિંદુઓ ઇતિહાસમાં આદર આપે છે. જ્યારે મુસ્લિમો મહંમદ બિન કાસિમ જેવા હિંદ પર આક્રમણ કરનારાઓને તથા ઔરંગઝેબ જેવા શાસકને તેમના રાષ્ટ્રીય નેતાઓ ગણે છે." ધાર્મિક ક્ષેત્રે હિંદુઓ રામાયણ, મહાભારત અને ગીતામાંથી પ્રેરણા મેળવે છે. તેનાથી ઊલટું મુસ્લિમો કુરાન તથા હદીસમાંથી પ્રેરણા મેળવે છે. આમ, એક સાથે જોડતી વસ્તુઓ કરતાં અલગ પાડતી વસ્તુઓ વિશેષ અગત્યની છે. હિંદુ તથા મુસ્લિમના સમાજજીવનની કેટલીક સરખી લાક્ષણિકતાઓ પર અવલંબન રાખીને, સમાન ભાષા, સમાન જાતિ અને સમાન દેશ પર વિશ્વાસ મૂકીને હિંદુઓ જે મહત્ત્વનું અને મૂળભૂત છે તેને ભૂલી જઈ જે આકસ્મિક અને ઉપરછલ્લું છે તેને મહત્ત્વ આપે છે. આ કહેવાતી સમાન વસ્તુઓ તેમને એક સાથે જોડે તેના કરતાં રાજકીય અને ધાર્મિક શત્રુતા હિંદુઓ અને મુસ્લિમોને વધુ અલગ પાડે છે. જો બંને કોમોનો ભૂતકાળ બંને ભૂલી જાય તો ભાવિ ચિત્ર કદાચ જૂદું બને. રાષ્ટ્રઘડતરના અંગ તરીકે ભુલકણાપણાની મહત્તાનેય રેનન નિર્દેશે છે :

ભુલકણાપણું, અરે હું તો એમ કહીશ કે ઐતિહાસિક ભૂલો પણ રાષ્ટ્ર ઘડતરનું મહત્ત્વનું અંગ છે અને આથી જ ઐતિહાસિક અભ્યાસો ઘણીવાર રાષ્ટ્રીયતા માટે ખતરનાક નીવડે છે. સઘળાં રાજકીય સંગઠનોના પ્રારંભે થયેલાં હિંસક કૃત્યોને - ઐતિહાસિક કૃત્યોને પુનઃ પ્રકાશમાં લાવે છે. તેવાય કૃત્યોને કે જેનાં પરિણામો અતિ લાભદાયક નીવડયાં હોય. હંમેશાં ક્રૂરતા દ્વારા જ એકતા સધાય છે. ઉત્તર તથા દક્ષિણ ફ્રાન્સનું જોડાણ લગભગ એક સદીના ક્રૂરતાના સામ્રાજ્ય અને સદંતર નાશનું પરિણામ હતું. મારે મન જે ખરેખર આદર્શ બિનસાંપ્રદાયિકતાને મૂર્ત સ્વરૂપ આપનાર હતા તે ફ્રાન્સના રાજવી અતિપૂર્ણ

રાષ્ટ્રીય એકતાને અસ્તિત્વમાં લાવ્યા અને જયારે તેને અતિ નિકટ નીરખી ત્યારે તેણે પોતાની પ્રતિષ્ઠા ખોઈ. તેણે જે રાષ્ટ્ર સ્થાપ્યું તે રાષ્ટ્રે તેને શાપ આપ્યો અને આજે, તે કેટલો સમર્થ હતો, તેણે શું કર્યું તેની જાણ થોડાક સંસ્કૃતજનોને જ છે.

"આમ, પશ્ચિમ યુરોપના ઈતિહાસના મહાન નિયમો વિરોધ દ્વારા જ છતા થયા છે. ફ્રાંસના રાજવીએ, પોતે હાથ ધરેલા કાર્યમાં, કંઈક અંશે ન્યાય દ્વારા જે પ્રશંસાપાત્ર સિદ્ધિ પ્રાપ્ત કરી તેમાં અનેક દેશો નિષ્ફળ ગયા. સેન્ટ ફિટફનના શાસન નીચે મેગ્યાર અને સ્લાવ લોકો આઠસો વર્ષ પહેલા હતા તેવા જ અલગ રહ્યા. ભિન્નભિન્ન ઘટકોને પોતાના વર્ચસ્વ નીચે લાવવાને બદલે હેપ્સબર્ગના મઠે તેમને અલગ જ રાખ્યા. એટલું જ નહિ પણ ઘણીવાર પરસ્પરના વિરોધી પણ બનાવ્યા. બોહેમિયામાં, કાચના ગ્લાસમાં તેલ અને પાણીની જેમ ઝેક ઘટક અને જર્મન ઘટક ઉપર ઉપર મુકાયા. રાષ્ટ્રવાદીઓને ધર્મ પ્રમાણે અલગ પાડવાની તુર્કસ્તાનની નીતિનાં અતિશય માઠાં પરિણામ આવ્યાં. તેણે પૂર્વનો વિનાશ નોંતર્યો. સ્મિર્ના કે સાલોનિકા જેવું શહેર લો. ત્યાં તમે જોશો કે પાંચ કે છ કોમો પોતપોતાની સ્મૃતિઓ સાચવીને બેસી રહી છે અને તેમનામાં ભાગ્યે જ સમાનતા છે. પણ રાષ્ટ્રનું અનિવાર્ય તત્ત્વ એ છે કે તેની પ્રત્યેક વ્યક્તિમાં સમાનતા હોવી જોઈએ અને સાથેસાથે તેમણે બધાએ ઘણું બધું વીસરી જવું જોઈએ. કોઈ ફ્રેન્ચ નાગરિકને ખબર નથી કે તે બર્ગુન્ડિયન, અલન છે કે વિસિગોથ છે. એકએક ફ્રેન્ચ નાગરિક સેન્ટ બાર્થોલોમ્યૂને અને તેરમી સદીમાં દક્ષિણમાં થયેલી કત્લેઆમને ભૂલી જ ગયો હશે. ફ્રાંસમાં એવાં દસ કુટુંબો નથી કે જે પોતે મૂળ ફ્રેન્ચ હોવાની સાબિતી આપી શકે અને છતાંય જો આવી સાબિતી અપાય તો તે હજારો અપરિચિત વર્ણ સંકરતાને કારણે સઘળી વંશપ્રથાને અવ્યવસ્થિત બનાવી શકે તેવી ખરેખર ખામી ભરેલી હશે."

દયાજનક પરિસ્થિતિ તો એ છે કે બંને કોમો તેમના ભૂતકાળને ભૂલી શકતી નથી. તેમનો ભૂતકાળ તેમના ધર્મમાં પડયો છે અને ભૂતકાળનો ત્યાગ કરવો એટલે ધર્મનો ત્યાગ કરવો. આવી આશા રાખવી તે વ્યર્થ આશા છે.

સમાન ઐતિહાસિક પૂર્વઘટનાઓના અભાવને કારણે હિંદુઓ તથા મુસ્લિમોનું

એક રાષ્ટ્ર છે તેવો હિંદુઓનો મત ખોટો ઠરે છે. તે જાળવી રાખવો એટલે ભ્રમણામાં જીવવું. હિંદના મુસ્લિમોમાં સાથે રહેવાની જે ઈચ્છા છે તેવી કોઈ પણ ઈચ્છા હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે નથી.

મુસ્લિમોનું એક રાષ્ટ્ર છે, તેવો દાવો તે તેમના નેતાઓને પાછળથી સૂઝેલો વિચાર છે, તેમ કહેવું પણ યોગ્ય નથી. આક્ષેપ પૂરતું તે સાચું છે. અત્યાર સુધી મુસ્લિમો પોતાને કોમ તરીકે ઓળખાવીને સંતોષ માનતા હતા. હવે હમણાં હમણાંથી તેમણે પોતાને રાષ્ટ્ર તરીકે ઓળખાવવા માંડયા છે. પણ વ્યક્તિના હેતુ પર આક્રમણ કરતા આક્ષેપથી તેના સિધ્ધાંતને નકારી શકાતો નથી. એમ કહેવું કે મુસ્લિમોએ એકવાર પોતાને કોમ તરીકે ઓળખાવી હતી તેથી પોતાને રાષ્ટ્ર તરીકે ઓળખાવવા માટે તેમના પર પ્રતિબંધ મૂકવામાં આવે તો તે રાષ્ટ્રીય ભાવનાના માનસશાસ્ત્રની રહસ્યમય કામગીરી અંગેની ખોટી સમજ છે. આ દલીલનો અર્થ એ થયો કે રાષ્ટ્ર રચી શકે તેવા ઘટકો ધરાવતા લોકોનું અસ્તિત્વ હોય તો તેમણે રાષ્ટ્રીયતાની તે ભાવના પ્રગટ કરવી જોઈએ તે જ તેમનું સ્વાભાવિક વલણ હોય અને થોડાક સમય માટે તેઓ તેમ પ્રગટ કરવામાં નિષ્ફળ જાય તો તે નિષ્ફળતાનો ઉપયોગ તેમણે રાષ્ટ્ર હોવાના પાછળથી કરેલા દાવાની અવાસ્તવિકતા પુરવાર કરવા માટે થઈ શકે. પણ આવી માન્યતાને કોઈ ઐતિહાસિક સમર્થન નથી. પ્રોફે. ટોયન્બી જણાવે છે તેમ :

"રાષ્ટ્રીયતાના અસ્તિત્વના આ પરિબળોમાંથી એક કે અનેકની ઉપસ્થિતિથી એમને એમ સ્વીકારી દલીલ કરવી અશક્ય છે. વર્ષોથી તે ત્યાં હોય પણ કોઈ પ્રતિભાવ ન પ્રગટાવી શકયા હોય અને એક કિસ્સાની દલીલમાંથી અન્ય કિસ્સા માટે દલીલ કરવાનું પણ અશક્ય છે. ચોકકસપણે કહીએ તો તે જ પરિબળોનો સમૂહ એક સ્થળે રાષ્ટ્રીયતા સર્જે અને બીજે સ્થળે તેની અસર ન પણ પડે."

આવી સંભવિતતાય છે અને પ્રો. બાર્કર તે દર્શાવી છે. તે કહે છે કે રાષ્ટ્રનું અસ્તિત્વ શક્ય છે અને કદાચ સદીઓ સુધી તે અચિંતનશીલ મૌનમાં હોય. જો કે તેમાં રાષ્ટ્રીયતાનો મહત્ત્વનો આધ્યાત્મિક અંશ હોય પણ તેના ઘણા સભ્યો તે જાણતા ન પણ હોય. મુસ્લિમોના કિસ્સામાં પણ કંઈક આવું જ બન્યું છે. રાષ્ટ્રીય જીવનનું આધ્યાત્મિક હાર્દ તેમની પાસે હતું તે હકીકતથી તે સભાન

નહોતા. આથી સ્પષ્ટ થાય છે કે અલગ રાષ્ટ્રીયતાની દલીલ તેમણે આટલી મોડી કેમ કરી. પણ તેનો અર્થ એવો નથી કે રાષ્ટ્રીય જીવનના આધ્યાત્મિક હાર્દનું કોઈ અસ્તિત્વ જ નથી.

એવી દલીલ કરવાનો પણ કોઈ અર્થ નથી કે એવા પણ કેટલાક કિસ્સાઓ છે કે જ્યાં રાષ્ટ્રીયતાનું અસ્તિત્વ છે, પરંતુ અલગ રાષ્ટ્રીય અસ્તિત્વની ઈચ્છા નથી. આ દલીલના સમર્થનમાં કેનેડાના ફ્રેંચો તથા દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોને ટાંકી શકાય. તે કબૂલવું જોઈએ કે આવા કિસ્સાઓ છે કે જ્યાં લોકો તેમની રાષ્ટ્રીયતાથી સભાન છે પણ આ રાષ્ટ્રીયતા તેમનામાં રાષ્ટ્રવાદનો જુસ્સો ઉત્પન્ન કરતી નથી. બીજા શબ્દોમાં કહીએ તો રાષ્ટ્રવાદથી સભર નહિ છતાંય તેમની રાષ્ટ્રીયતાથી સભાન એવા પણ રાષ્ટ્રો કદાચ હશે. આ કારણસર તેવી પણ દલીલ થઈ શકે કે મુસ્લિમો ભલે માને કે તેમનું એક રાષ્ટ્ર છે પણ તેટલા માટે તેમણે અલગ રાષ્ટ્રીય અસ્તિત્વ માગવાની જરૂર નથી. કેનેડામાં ફ્રેંચો અને દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજો જે દરજ્જો ભોગવે છે તેવા દરજ્જાથી તે સંતોષ કેમ નથી પામતા ? આ દલીલમાં તથ્ય છે અને તે મજબૂત પણ છે. છતાંય તે યાદ રાખવું જોઈએ કે ભાગલાનો આગ્રહ ન રાખવા માટે મુસ્લિમોને સમજાવીને જ આમ થઈ શકે. જો તેઓ ભાગલા માટે આગ્રહી હોય તો તેમના ભાગલાના દાવા સામે આ દલીલ નકામી છે.

સમજાવટ એટલે રદિયો આપવો એવો અર્થ ન થાય, તેટલા માટે બે વસ્તુઓ પર ધ્યાન દોરવું આવશ્યક છે. પ્રથમ તો એ કે રાષ્ટ્રીયતા અને રાષ્ટ્રવાદ વચ્ચે ભેદ છે. તે બંને માનવ મનની બે ભિન્ન માનસશાસ્ત્રીય સ્થિતિઓ છે. રાષ્ટ્રીયતા એટલે "સમ ચેતના, સંબંધના બંધનના અસ્તિત્વની સભાનતા." 'રાષ્ટ્રવાદ' એટલે, "આવા સંબંધ બંધને જેઓ બંધાયા છે, તેમની અલગ રાષ્ટ્રીય અસ્તિત્વ માટેની માગણી" બીજું, તે પણ સાચું છે કે રાષ્ટ્રીયતાના અસ્તિત્વ વિના રાષ્ટ્રવાદ સંભવી ન શકે. પણ તે ખ્યાલ રાખવો જોઈએ કે તેનાથી ઊલટો સિદ્ધાંત હંમેશા સાચો હોતો નથી. રાષ્ટ્રીયતાની ભાવના હોય છતાંય રાષ્ટ્રવાદની ભાવનાનો સાવ અભાવ હોય એટલે કે બધા જ કિસ્સાઓમાં રાષ્ટ્રીયતા રાષ્ટ્રવાદને નથી સર્જતી. રાષ્ટ્રીયતામાંથી રાષ્ટ્રવાદ પ્રકાશી ઊઠે તે માટે બે શરતો હોવી જરૂરી છે. પ્રથમ

તો 'રાષ્ટ્ર તરીકે જીવવાનો સંકલ્પ.' રાષ્ટ્રવાદ તે આની ગતિશીલ અભિવ્યક્તિ છે. બીજું એ કે રાષ્ટ્રવાદ જેનો કબજો મેળવી શકે અને રાજ્ય રચી શકે તેવો પ્રદેશ જોઈએ. સાથેસાથે રાષ્ટ્રનું સાંસ્કૃતિક વતન પણ જોઈએ. આવા પ્રદેશ વિના, લોર્ડ એક્ટોનના શબ્દોમાં કહીએ તો "રાષ્ટ્રવાદ ફરીથી જીવનનો પ્રારંભ કરવા દેહની શોધમાં જાણે કે ભટકતો આત્મા છે અને એક પણ દેહ ન મળતાં તે મૃત્યુ પામે છે." મુસ્લિમોએ "રાષ્ટ્ર તરીકે જીવવાનો સંકલ્પ" કેળવ્યો છે. તેમને માટે કુદરતે પ્રદેશ શોધી આપ્યો છે કે જેનો તે કબજો લઈ શકે અને તેનું રાજ્ય તથા નવજાત મુસ્લિમ રાષ્ટ્ર માટે સાંસ્કૃતિક વતન પણ સર્જી શકે. આવી લાભદાયક પરિસ્થિતિમાં જો મુસ્લિમો એમ કહે કે કેનેડામાં ફ્રેંચોએ અથવા તો દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજોએ જે સ્થિતિમાં જીવવાનું સ્વીકાર્યું તે સ્થિતિમાં જીવવાનું સ્વીકારવામાં તેમને સંતોષ નથી અને તેઓ તેમનું રાષ્ટ્રીય વતન મેળવશે જ જેને તે પોતાનું કહી શકશે તો નવાઈ ન પામવી જોઈએ.

## પ્રકરણ ૩

# અવનતિમાંથી છુટકારો

"હિંદના ભાગલા માગવાની અને સાથેસાથે અલગ મુસ્લિમ રાજ્ય માગવાની હિંદના મુસ્લિમોની માગણીમાં કેટલું વાજબીપણું છે ? આ બંડ શા માટે ? તેમને શી ફરિયાદો છે ?" ધાર્મિક આવેશમાં આવીને હિંદુઓ આમ પૂછે છે.

ઈતિહાસનું જે કોઈ અભ્યાસી છે તે હવે એટલું તો સમજી જ શકશે કે રાષ્ટ્રવાદ તે રાષ્ટ્રીય રાજ્ય સર્જવા પૂરતો વાજબી છે તે હવે સુસ્થાપિત સિદ્ધાંત બની ચૂક્યો છે. મહાન ઈતિહાસકાર લોર્ડ એકટન જણાવે છે તેમ :

"પ્રાચીન યુરોપીય પ્રથામાં સરકારોએ રાષ્ટ્રીયતાના અધિકારો નહોતા માન્ય કર્યા કે નહોતા પ્રજાએ ભારપૂર્વક પ્રસ્થાપિત કર્યા. રાષ્ટ્રોનાં નહિ પણ શાસક કુટુંબોનાં હિતો જ સરહદોનું નિયંત્રણ કરતાં અને સામાન્યતયા પ્રજાહિતને ધ્યાનમાં લીધા વિના જ વહીવટ કરાતો. જ્યારે સઘળી સ્વતંત્રતાઓનું દમન થયું, રાષ્ટ્રીય સ્વતંત્રતાના દાવાઓની અનિવાર્યપણે ઉપેક્ષા થઈ અને ફેનેલોનના શબ્દોમાં કહીએ તો રાજકુંવરી રાજાશાહીને પોતાના દાયજામાં લઈ ગઈ."

રાષ્ટ્રીયતાઓ પહેલાં સુસ્ત હતી. પણ જ્યારે તે સૌ સભાન બની ત્યારે -

"તેમણે સૌપ્રથમ તો તેમના કાયદેસરના શાસકોના સંરક્ષણ માટે વિજેતાઓ સામે વિદ્રોહ કર્યો. રાજ્ય પડાવી લેનારની સત્તા હેઠળ રહેવાનો એમણે ઈનકાર કર્યો. ત્યારપછી, તેમના શાસકોએ તેમના પર લાદેલા અન્યાયોને કારણે તેમણે બંડ પોકાર્યું. ચોક્કસ ફરિયાદોને કારણે વાજબી ઠરેલાં નિશ્ચિત દુઃખો સામે તેમનો રોષ વધ્યો. ત્યાર પછી આવી ફ્રાંસની ક્રાંતિ કે જેણે આમૂલ પરિવર્તન કર્યું. પોતાને માટે પોતાનું ગમતું કરવાના તેમના અધિકારના સર્વોપરી માપદંડ તરીકે પોતાની ઈચ્છાઓ તથા માગણીઓને આદર આપવા લોકોને શીખવ્યું. ભૂતકાળથી અનિયંત્રિત અને હાલની સ્થિતિથી અનિયંત્રિત લોકોની સર્વોપરીતાના ખ્યાલની એણે ઘોષણા કરી. ફ્રાંસની ક્રાંતિએ ઉપદેશેલો આ બોધ સહુ બૌદ્ધિક ચિંતકોનો સ્વીકૃત સિદ્ધાંત બની ગયો. મિલે તેને સમર્થન આપ્યું. મિલ કહે છે, 'માનવ જાતિના અનેક વિવિધ સમૂહોમાંથી પોતાને કોની સાથે જોડાવું તે પસંદ કરવાનો

નિર્ણય તેને ન હોય તો માનવ જાતિનો કોઈ પણ વિભાગ શું કરવા સ્વતંત્ર બન્યો હશે તે ભાગ્યે જ કોઈ જાણે છે.'

તેણે તો એટલે સુધી કહેવાની હિમ્મત કરી :-

'સામાન્યપણે સ્વતંત્ર સંસ્થાઓની આવશ્યક શરત છે કે સરકારોની સીમાઓ રાષ્ટ્રીયતાની સીમાઓ સાથે મુખ્ય રૂપે મળતી આવવી જોઈએ.'

આમ, ઈતિહાસ તો દર્શાવે છે કે લોકોની ઈચ્છાના સાર્વભૌમત્વના લોકશાહી સિદ્ધાંતમાં જ રાષ્ટ્રીયતાનો સિદ્ધાંત સમાયેલો છે. આનો અર્થ એ કે રાષ્ટ્ર રચવા માટે રાષ્ટ્રીયતાની માગને ફરિયાદોની કોઈ યાદીના સમર્થનની આવશ્યકતા નથી. લોકોની ઈચ્છા જ તેને વાજબી ઠરાવવા પૂરતી છે.

પણ જો પોતાના દાવાના સમર્થનમાં ફરિયાદો ટાંકવાની જ હોય તો મુસ્લિમો કહે છે કે તેમની પાસે અનેક ફરિયાદો છે. એક જ વાક્યમાં તે કહી શકાય અને તે એ કે બંધારણીય સલામતીઓ તેમને હિંદુ બહુમતીના જુલમો સામે રક્ષણ આપવામાં નિષ્ફળ ગઈ છે.

ગોળમેજી પરિષદમાં મુસ્લિમોએ તેમને માટેની સલામતીઓની યાદી રજૂ કરી હતી. તે સુપ્રસિદ્ધ ચૌદ મુદ્દાઓમાં ઘડવામાં આવી હતી. ગોળમેજી પરિષદમાં ઉપસ્થિત રહેલા હિંદુ પ્રતિનિધિઓ તે સાથે સંમત ન થયા. મડાગાંઠ ઊભી થઈ. બ્રિટિશ સરકાર વચ્ચે પડી અને તેણે જાણીતો "કોમી ચુકાદો" આપ્યો. તે નિર્ણયથી મુસ્લિમોને તેમના સઘળા ચૌદ મુદ્દાઓ મળી ગયા. આ 'કોમી ચુકાદા' સામે હિંદુઓમાં ભારે કડવાશ હતી. પણ કોંગ્રેસે હિંદુઓના આ રોષમાં ભાગ ન લીધો. જો કે, તેણે તેને રાષ્ટ્ર વિરોધી ગણવાનો અને મુસ્લિમોની સંમતિથી તેમાં ફેરફાર કરાવવાનો પોતાનો હક અબાધિત રાખ્યો. મુસ્લિમોની લાગણીઓ ન દુભાય તે જોવા કોંગ્રેસ એટલી તો સાવધ હતી કે જ્યારે કેન્દ્રીય ધારાસભામાં કોમી ચુકાદાને વખોડતો પ્રસ્તાવ રજૂ થયો ત્યારે કોંગ્રેસે તેને સહકાર ન આપ્યો. તે તટસ્થ રહી. ન તો તેણે તેનો વિરોધ કર્યો કે ન સમર્થન આપ્યું. કોંગ્રેસના આ વલણને મુસ્લિમો મૈત્રીભર્યું વલણ માને તે સાચે જ વાજબી હતું.

હિંદુ બહુમતી ધરાવતા પ્રાંતોમાં કોંગ્રેસનો ચૂંટણીઓમાં વિજય થયો. આથી

મુસ્લિમો અસ્વસ્થ ન બન્યા. તેમને થયું કે કોંગ્રેસ તરફથી તેમણે લગીરે ડરવા જેવું નથી અને કોંગ્રેસ તથા મુસ્લિમ લીગ સાથે બેસીને બંધારણ ઘડશે તેવી આશાઓ હતી. પણ હિંદુ પ્રાંતોમાંની કોંગ્રેસ સરકારોએ સવા બે વર્ષમાં જ તેમનો ભ્રમ ભાંગી નાખ્યો અને તેમને કોંગ્રેસના કટુમાં કટુ શત્રુ બનાવ્યા. ૨૨મી ડિસેમ્બર ૧૯૩૯ને દિવસે ઉજવાયેલો મુક્તિદિન તેમના રોષના ઊંડાણનો નિર્દેશ કરી જાય છે. ખરાબમાં ખરાબ પરિસ્થિતિ તો તે સર્જાઈ કે આ કટુતા કોંગ્રેસ પૂરતી સીમિત ન રહી. ગોળમેજી પરિષદમાં જે મુસ્લિમો સ્વરાજયની માગણી સાથે સહમત થયા હતા તે જ મુસ્લિમો આજે સ્વરાજયના કટ્ટર વિરોધી છે.

મુસ્લિમો આટલા બધા ગુસ્સે થાય તેવું કોંગ્રેસે શું કર્યું ? મુસ્લિમ લીગે દૃઢતાપૂર્વક કહ્યું છે કે કોંગ્રેસના શાસન નીચે મુસ્લિમોનું ખરેખર દમન થયું હતું. ખરેખર તેમના પ્રત્યે ક્રૂરતા આચરાઈ હતી. કહેવાય છે કે લીગે નિયુક્ત કરેલી બે સમિતિઓએ આ અંગે ઊંડી તપાસ કરી તેનો અહેવાલ આપ્યો હતો. પણ આ બધી વાત જવા દઈએ કારણ કે તટસ્થ ન્યાયપંચ દ્વારા તેની તપાસ થવી જોઈએ. પણ આ બે વાતે તો સંઘર્ષ ઊભો કર્યો જ છે. તેમાં કોઈ શંકા નથી - (૧) મુસ્લિમ લીગ તે જ મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવતી એકમાત્ર સંસ્થા છે. તે સ્વીકારવાનો કોંગ્રેસનો ઈનકાર. (૨) કોંગ્રેસ શાસિત પ્રાંતોમાં મિશ્ર સરકાર રચવાનો કોંગ્રેસનો ઈનકાર.

પહેલા પ્રશ્ન અંગે કોંગ્રેસ અને લીગ બંને અણનમ છે. સરકારો, રાષ્ટ્રવાદી મુસ્લિમો અને જમિયત-ઉલ-ઉલેમા જેવી અનેક મુસ્લિમ રાજકીય સંસ્થાઓ જેવી એક સંસ્થા તરીકે મુસ્લિમ લીગને સ્વીકારવા કોંગ્રેસ તૈયાર છે. પણ મુસ્લિમ લીગ મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવતી એકમાત્ર સંસ્થા છે તેવું તે નહિ સ્વીકારે અને તે હિંદના મુસ્લિમોનું પ્રતિનિધિત્વ કરતી એકમાત્ર સંસ્થા છે તેવું કોંગ્રેસ નહિ સ્વીકારે ત્યાં સુધી મુસ્લિમ લીગ કોઈ પણ પ્રકારની વાટાઘાટ કરવા તૈયાર નથી. હિંદુઓ લીગના આ દાવાને અતિશયોક્તિભર્યો કહી તેની નિંદા કરે છે અને તેની હાંસી ઉડાવવાનો પ્રયત્ન કરે છે. મુસ્લિમો કદાચ એમ પણ કહે કે રાષ્ટ્રો વચ્ચે સંધિઓ કેમ થાય છે તેની તપાસ જો હિંદુઓ કરે તો તેમને તેમના અભિપ્રાયની મૂર્ખતા સમજાશે. એવી દલીલ કરી શકાય કે જયારે એક રાષ્ટ્ર

બીજા રાષ્ટ્ર સાથે સંધિ કરવા તૈયાર થાય છે ત્યારે બીજા રાષ્ટ્રની સરકારને તે રાષ્ટ્રની સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી સરકાર તરીકે સ્વીકારી લે છે. કોઈ પણ દેશમાં તત્કાલ શાસન કરતી સરકાર સહુ લોકોનું પ્રતિનિધિત્વ કરતી નથી. છતાંય સઘળે તે બહુમતીનું જ પ્રતિનિધિત્વ ધરાવે છે. પણ તે સરકારે સમગ્ર પ્રજાનું પ્રતિનિધિત્વ ન ધરાવતી હોવાને કારણે રાષ્ટ્રો તેમના વિવાદો ઉકેલવાનો ઈનકાર કરતાં નથી. સરકાર પ્રજાની બહુમતીનું પ્રતિનિધિત્વ કરે છે તે જ પૂરતું છે. આ પ્રશ્ન અંગેના કોંગ્રેસ-લીગ વચ્ચેના ઝઘડામાં આ જ ઉદાહરણ લાગુ પાડવું જોઈએ તેવી દલીલ મુસ્લિમો પણ કરે. લીગ સમગ્ર મુસ્લિમોનું પ્રતિનિધિત્વ નહિ કરતી હોય પણ તે બહુમતી મુસ્લિમોનું પ્રતિનિધિત્વ કરે છે. એટલે હિંદુ-મુસ્લિમ પ્રશ્ન અંગે સમજૂતી સાધવા માટે તેની સાથે વાટાઘાટ કરવામાં કોંગ્રેસે કોઈ ખટકો ન અનુભવવો જોઈએ. અલબત્ત, કોઈ પણ દેશની સરકાર બીજા દેશની સરકાર, જ્યાં એક કરતા વધુ સંસ્થાઓ સરકાર હોવાનો દાવો કરતી હોય તેવા દેશની સરકારને અમાન્ય ગણવા માટે મુક્ત છે. તે જ રીતે કોંગ્રેસ લીગને ન સ્વીકારે. પણ તેણે રાષ્ટ્રવાદી મુસ્લિમો કે અહરાર કે જમિયત-ઉલ-ઉલેમાને સ્વીકારીને બે કોમો વચ્ચેની સમજૂતીની શરતો તો નક્કી કરવી જ જોઈએ. અલબત્ત, મુસ્લિમો કોને વધુ અમાન્ય ગણશે - લીગ સાથેની સમજૂતીને કે અન્ય મુસ્લિમ પક્ષો સાથેની સમજૂતીને તેના પૂર્ણ જ્ઞાન સાથે તેણે પગલું ભરવું જોઈએ. પણ કોંગ્રેસે એક યા બીજા કોઈની પણ સાથે વાટાઘાટ તો કરવી જ જોઈએ. કોઈની સાથેય વાટાઘાટ ન કરવી તે માત્ર મૂર્ખતા જ નથી પણ તે અણછાજતી રમત પણ છે. કોંગ્રેસનું આ વલણ મુસ્લિમોને માત્ર ગુસ્સે જ નહિ કરે. તેમનો ઉગ્ર રોષ ભભૂકી ઊઠશે. તેમના વર્ગમાં ગેરસમજ ઊભી કરી, તેમનામાં ભાગલા પડાવવાના તથા તેમનો મોરચો નબળો પાડવાના પ્રયત્નરૂપે જ કોંગ્રેસ આવું વલણ અપનાવે છે તે મુસ્લિમો સારી રીતે સમજી ગયા છે.

હવે બીજો પ્રશ્ન મુસ્લિમોની માગ છે કે ધારાસભામાં મુસ્લિમ સભ્યોનો વિશ્વાસ ધરાવતી હોય તેવી મુસ્લિમ વ્યક્તિનો સમાવેશ પ્રધાન મંડળોમાં કરવો જોઈએ. જો કોંગ્રેસ સત્તા પર આવશે તો તેમની આ માગણી સંતોષાશે તેવી તેમને આશા હતી. પણ તેમને સંપૂર્ણ નિરાશા સાંપડી. આ માગણી અંગે કોંગ્રેસે

કાનૂની વલણ અપનાવ્યું. કોંગ્રેસ મુસ્લિમોને પ્રધાન મંડળોમાં સમાવવા સંમત થઈ પણ તે શરતે કે મુસ્લિમો તેમના પક્ષોમાંથી રાજીનામું આપે, કોંગ્રેસમાં જોડાય અને કોંગ્રેસની પ્રતિજ્ઞા પર સહી કરે. ત્રણ કારણોસર મુસ્લિમોએ આનો વિરોધ કર્યો.

સૌપ્રથમ તો તેમણે આને વિશ્વાસભંગ ગણ્યો. મુસ્લિમો કહે છે કે તેમની આ માગણી બંધારણની ભાવના સાથે સુસંગત છે. ગોળમેજી પરિષદમાં તેવી સંમતિ સધાઈ હતી કે પ્રધાન મંડળોમાં લઘુમતી કોમોના પ્રતિનિધિઓનો સમાવેશ થશે. લઘુમતીઓએ આગ્રહ રાખ્યો કે આ અંગેની જોગવાઈ અંગે કાયદો થવો જોઈએ. બીજી બાજુ, હિંદુઓ એવું ઇચ્છતા હતા કે આ બાબત પરંપરા દ્વારા જ પ્રસ્થાપિત થવી જોઈએ. વચલો માર્ગ શોધાયો ત્યારે સંમતિ સધાઈ કે પ્રાંતોના ગર્વનરોને અપાતા સૂચનાપત્રમાં અને પ્રધાનમંડળોની રચનામાં આ પરંપરાનો અમલ થાય તેવી ફરજ તેમના પર લાદવામાં આવશે. મુસ્લિમોએ આ જોગવાઈને કાનૂનનો ભાગ બનાવવાનો આગ્રહ ન રાખ્યો કારણ કે તેમને હિંદુઓના વચન પર શ્રધ્ધા હતી. જે પક્ષે મુસ્લિમોને એવો વિશ્વાસ આપી સમજાવ્યા હતા કે તેમના પ્રત્યે તેમનું વલણ માત્ર સાચું જ નહિ પણ તેમની લાગણીઓનો પણ ખ્યાલ રખાશે. તે જ પક્ષે આ સમજૂતીનો ભંગ કર્યો હતો.

બીજું કારણ એ કે મુસ્લિમોને એમ લાગ્યું કે પરંપરાના સામા ક્ષેત્ર અંગે કોંગ્રેસનો દષ્ટિકોણ વિકૃત હતો. તેમણે સૂચનાપત્રમાંની આ કલમની વાચના[૧] પર વિશ્વાસ મૂકયો હતો અને તેમની દલીલ એવી હતી કે તેમાંના 'લઘુમતી કોમનો સભ્ય' એ શબ્દોનો એક જ માત્ર અર્થ થઈ શકે અને તે એ કે તે કોમની વિશ્વાસ ધરાવતી વ્યક્તિ. કોંગ્રેસે લીધેલું વલણ આ કલમના અર્થથી પ્રત્યક્ષ વિરોધી હતા અને તે દેશના સહુ પક્ષોને તોડવાનો પ્રચ્છન્ન પ્રયત્ન હતો અને તેમ કરી કોંગ્રેસને જ દેશનો એકમાત્ર રાજકીય પક્ષ બનાવવાનો પ્રયાસ

૧ "તેમનું પ્રધાન મંડળ રચતાં, તેમના પ્રધાનોની પસંદગીમાં આપણા ગવર્નરો નીચે પ્રમાણે વર્તવા તેમનો શ્રેષ્ઠ પુરુષાર્થ કરશે. એટલે કે તેમની વિવેકબુદ્ધિ પ્રમાણે ધારાસભામાં જે વ્યક્તિ સ્થિર બહુમતી ધરાવવા અતિ સમર્થ હોય તેની સાથે ચર્ચા કરીને પ્રધાનોની નિયુક્તિ કરશે, વળી એવી વ્યક્તિઓનો (શકય હોય ત્યાં સુધી મહત્ત્વની લઘુમતી કોમોના સભ્યોનો) પણ સમાવેશ કરશે, જે સામૂહિક રીતે બહુમતીનો વિશ્વાસ સંપાદન કરવા સમર્થ હોય. આમ કરવામાં, તેના પ્રધાનમંડળમાં સંયુકત જવાબદારીની ભાવના ઉત્પન્ન કરવાની અનિવાર્યતાનો તે સતત ખ્યાલ રાખશે."

હતો. કોંગ્રેસની પ્રતિજ્ઞા પર સહી કરવાની માગણીનો બીજો કોઈ અર્થ હતો જ નહીં. એકહથ્થુ રાજ્ય સ્થાપવાના આ પ્રયત્નને હિંદુઓ કદાચ આવકારે પણ મુક્ત પ્રજા તરીકે મુસ્લિમોનું તો તે રાજકીય મૃત્યુ જ હતું.

આ પરંપરા અમલમાં મૂકવાની ફરજ જેમના પર લાદવામાં આવી હતી કે ગવર્નરો પણ તેમ કરવામાં પાછા પડતા હતા તે જોઈને મુસ્લિમોનો રોષ સારા પ્રમાણમાં ભભૂકી ઊઠયો. કેટલાક ગવર્નરો આમ કરવામાં પાછા પડયા કારણ કે કોંગ્રેસ એકમાત્ર જ એવો પક્ષ હતો કે જે સ્થિર સરકાર સ્થાપી શકે, માત્ર કોંગ્રેસ સરકાર જ ત્યાં શક્ય હતી અને બંધારણને બાજુએ મૂક્યા સિવાય તેમની પાસે બીજો કોઈ વિકલ્પ નહોતો. બીજા કેટલાક ગવર્નરો એટલા માટે પાછા પડયા કે તે કોંગ્રેસ સરકારના સક્રિય સમર્થકો બની ગયા અને કોંગ્રેસની પ્રશંસા કરીને કે કોંગ્રેસ પક્ષનો અધિકૃત પહેરવેશ ખાદી પહેરીને તેમણે પક્ષપાત દર્શાવ્યો. ગમે તે કારણો હોય પણ મુસ્લિમો જાણી ગયા કે મહત્ત્વની બાંયધરી તેમને બચાવવામાં નિષ્ફળ ગઈ છે.

મુસ્લિમોના આ આક્ષેપનો કોંગ્રેસનો ઉત્તર બેધારો હતો. પહેલાં તો તેણે કહ્યું કે મિશ્ર પ્રધાનમંડળોનો ખ્યાલ પ્રધાનમંડળોની સંયુક્ત જવાબદારીના સિદ્ધાંત સાથે વિસંગત છે. મુસ્લિમોએ આને પ્રામાણિક દલીલ તરીકે સ્વીકારવાની ના પાડી. અંગ્રેજ પ્રજા જ માત્ર એકલી અને પહેલી પ્રજા હતી કે તેમણે તેમની સરકાર -પ્રથામાં આ સિદ્ધાંત સ્વીકાર્યો હતો. પણ હવે ત્યાં પણ તેનો ત્યાગ કરાયો છે. અંગ્રેજ પાર્લામેન્ટે આ પ્રશ્ન પર ચર્ચા કરી અને પછી તે એવા તારણ પર આવી કે તે પહેલાં જેટલો પવિત્ર નથી રહ્યો અને તે પડતો મૂકવાથી સરકારી તંત્રના સરળ વહીવટ પર કે તેની સક્ષમતા પર કોઈ અસર નહીં પડે.[1] બીજું, એ કે હકીકતમાં કોંગ્રેસ સરકારમાં કોઈ સામૂહિક જવાબદારી હતી જ નહિ. તે ખાતાં દ્વારા ચાલતી સરકાર હતી. પ્રત્યેક પ્રધાન અન્ય પ્રધાનથી સ્વતંત્ર હતો અને વડો પ્રધાન તે માત્ર પ્રધાન હતો. સામૂહિક જવાબદારી વિશે કોંગ્રેસે બોલવું તે અવિનયી હતું. તેની દલીલ પણ અપ્રામાણિક હતી કારણ કે જયાં

૧ જુઓ ૨૨, જાન્યુઆરી, ૧૯૩૨ને દિવસે, પાર્લામેન્ટમાંની ચર્ચાની તથા આયાત-નિકાસ જકાતના પ્રશ્ને અસંમત થયા અંગે કબૂલાત કરતા પ્રધાનમંડળના નિર્ણય અંગેની બ્રિટિશ વડાપ્રધાનની જાહેરાત.

કોંગ્રેસ લઘુમતીમાં હતી તે પ્રાંતોમાં તેમણે મિશ્ર પ્રધાનમંડળો રચ્યાં હતાં. એટલું જ નહિ પણ અન્ય પક્ષોના પ્રધાનોને કોંગ્રેસની પ્રતિજ્ઞા પર સહી કરવા પણ કહ્યું નહોતું. મુસ્લિમોને તે પૂછવાનો અધિકાર છે, 'જો મિશ્ર સરકાર ખરાબ હોય તો તે એક સ્થળે સારી અને બીજે ખરાબ એવું કઈ રીતે બની શકે ?'

કોંગ્રેસનો બીજો ઉત્તર એ હતો કે જો તેમનાં પ્રધાનમંડળોમાં તે બહુમતી મુસ્લિમોનો વિશ્વાસ ન ધરાવતા મુસ્લિમ પ્રધાનોને લે તો પણ તેમનાં હિતોની રક્ષા કરવામાં તેઓ નિષ્ફળ નથી ગયા. સરકાર વિશે પોપ જે દૃષ્ટિકોણ ધારણ કરતા હતા તેના પર આ આધારિત હતો તેમાં કોઈ શંકા નથી. તેમણે કહ્યું હતું -

'સરકારના સ્વરૂપ અંગે મૂર્ખોને ઝઘડવા દો,
જે શ્રેષ્ઠ રીતે વહીવટ કરે તે જ શ્રેષ્ઠ છે.'

આવો ઉત્તર આપતાં, મુસ્લિમો અને અન્ય લઘુમતીઓની મુખ્ય માગણી શી છે તે સમજવામાં કોંગ્રેસ મોવડીમંડળ થાપ ખાઈ ગયું છે. મુસ્લિમો અને લઘુમતીઓ માટે કોંગ્રેસે સારું કર્યું છે કે નથી કર્યું તે પ્રશ્ન અંગે તેમનો ઝઘડો જ નથી. તેમનો ઝઘડો સાવ જુદા જ પ્રશ્ન ઉપર છે. સ્વરાજ આવતાં જ હિંદુઓ શું શાસક વર્ગ રહેશે અને મુસ્લિમો તથા અન્ય લઘુમતીઓ તાબાનો વર્ગ રહેશે? મિશ્ર પ્રધાનમંડળો માગવામાં આ જ પ્રશ્ન સંકળાયેલો છે. તે પ્રશ્ન પર મુસ્લિમો તથા અન્ય લઘુમતીઓએ એક નિશ્ચિત વલણ અપનાવ્યું છે. તાબાની જાતિઓ તરીકેની સ્થિતિ સ્વીકારવા તેઓ તૈયાર નથી.

શાસક વર્ગે શાસિતોનું ભલું કર્યું છે તે સાવ જુદો મુદ્દો છે અને તાબાના લોકો તરીકેનો તેમની સાથેનો વ્યવહાર જીરવવાનો તેઓ ઈન્કાર કરે છે. તેથી લઘુમતીની માગણીનો તે ઉત્તર નથી. હિંદમાં હિંદીઓ માટે અંગ્રેજોએ ઘણું બધું સારું કર્યું છે. તેમણે તેમના માર્ગો સુધાર્યા, વધુ વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર નહેરો બાંધી, રેલવે દ્વારા હિંદીઓના વાહનવ્યવહારને ગતિશીલ કર્યો, સસ્તા ખર્ચે તેમના પત્રો લઈ જવાની ટપાલ વ્યવસ્થા કરી, વિદ્યુત વાહક દ્વારા તેમના સંદેશા પહોંચાડયા, તેમનું ચલણ સુધાર્યું, તેમના તોલમાપ વ્યવસ્થિત કર્યાં, ભૂગોળ, ખગોળશાસ્ત્ર અને તબીબીશાસ્ત્ર અંગે તેમના ખ્યાલો સુધાર્યા, અને તેમના

આંતરિક ઝઘડાઓ બંધ કર્યા તથા તેમની ભૌગોલિક સ્થિતિમાંય કંઈક પ્રગતિ સાધી. સારી સરકારનાં આવાં કાર્યોને કારણે કોઈએ હિંદીઓને અંગ્રેજોના આભાર નીચે રહી સ્વરાજય આંદોલન છોડી દેવાનું કહ્યું ? અથવા તો આવા સામાજિક ઉત્થાનનાં કાર્યોને કારણે, અંગ્રેજો દ્વારા તેમની સાથે ગુલામ પ્રજા તરીકે થતા વ્યવહાર સાથેનો તેમનો વિરોધ હિંદીઓએ છોડી દીધો ? હિંદીઓએ તેવું કશું જ નથી કર્યું. આવા સુકાર્યોથી સંતોષ માનવાનો ઈનકાર કરીને તેમણે તો સ્વરાજયનું આંદોલન ચાલુ જ રાખ્યું. આમ જ થાય કારણ કે આયર્લેન્ડના દેશભક્ત કુરનને કહ્યું હતું કે પોતાના સ્વમાનના ભોગે કોઈ વ્યક્તિ ઉપકારવશ ન રહી શકે પોતાના ચારિત્ર્યના ભોગે કોઈ સ્ત્રી ઉપકારવશ રહી ન શકે અને પોતાના ગૌરવને ભોગે કોઈ રાષ્ટ્ર ઉપકારવશ રહી ન શકે. આનાથી ઊલટું વર્તવું એટલે કાર્લાઈલે જેને 'ડુક્કરની ફિલસૂફી' કહી છે તેવી પોતાના જીવનની ફિલસૂફી દર્શાવવી. કોંગ્રેસના મોવડીમંડળને તે સમજાતું લાગતું નથી કે કોંગ્રેસે કરેલાં માત્ર સુકાર્યો કરતાં કોંગ્રેસ તેમના સ્વમાનનો સ્વીકાર કરે તેની જ મુસ્લિમો અને અન્ય લઘુમતીઓની ખેવના છે. જે લોકો પોતાની હયાતી વિશે સભાન છે તે પુષ્ટ કરતા ખોરાકની જ દરકાર કરતાં ડુક્કરો જેવા નથી. તેમને તેમનું ગૌરવ છે અને તેઓ સોના માટેય નહિ મૂકે. ટૂંકમાં, 'જીવન માંસ કરતાં કંઈક સવિશેષ છે.'

કોંગ્રેસ હિંદુઓની સંસ્થા છે તેવું ફરીવાર કહેવાનો કશો અર્થ નથી. જે સંસ્થા તેની રચનામાં જ હિંદુ હોય તે હિંદુ માનસનું પ્રતિબિંબ પાડે જ અને હિંદુઓની મહેચ્છાઓને સમર્થન આપે જ. કોંગ્રેસ અને હિંદુ મહાસભા વચ્ચે એક માત્ર જ ભેદ છે. હિંદુ મહાસભા તેના ઉદ્‌ગારોમાં તોછડી છે અને તેના વર્તનમાં જંગલી છે. જયારે કોંગ્રેસ વિચક્ષણ અને નમ્ર છે. આ હકીકતના ભેદ સિવાય કોંગ્રેસ અને હિંદુ મહાસભા વચ્ચે અન્ય કોઈ ભેદ નથી.

એ જ રીતે, શાસક અને શાસિત વચ્ચેનો ભેદ કોંગ્રેસ નથી સમજતી તે કહેવું પણ વ્યર્થ છે. જો તેમ હોય તો, અન્ય કોમોને મુક્ત અને સમાન ભાગીદાર તરીકે સ્વીકારવાની તત્પરતા સાથે કોંગ્રેસે પોતાની શુભદાનત પુરવાર કરવી જોઈએ. આવા સ્વીકારની કસોટી શી ? મને તો માત્ર એક જ લાગે છે અને

તે એ કે લઘુમતી કોમોના પ્રભાવી પ્રતિનિધિઓ સાથે સત્તા વહેંચવાની તત્પરતા દર્શાવવી. કોંગ્રેસ તે માટે તૈયાર છે ? પ્રત્યેક વ્યક્તિ તેનો ઉત્તર જાણે છે. જે કોમ કોંગ્રેસને વફાદાર નથી તે કોમના કોઈ પણ સભ્ય સાથે કોંગ્રેસ સત્તા વહેંચણી માટે તૈયાર નથી. કોંગ્રેસને વફાદારી તે સત્તા વહેંચણીની પૂર્વ શરત છે. કોંગ્રેસને તે નિયમ લાગે છે કે જો કોઈ પણ કોમ કોંગ્રેસ પ્રત્યે વફાદારી ન દર્શાવતી હોય તો તે કોમને રાજકીય સત્તામાંથી બાકાત રાખવી.

સત્તામાંથી બહિષ્કાર તે શાસક જાતિ અને શાસિત જાતિ વચ્ચેના ભેદનું મહત્ત્વનું તત્ત્વ છે અને કોંગ્રેસે આ સિદ્ધાંત જાળવ્યો હતો. એટલે એમ કહી શકાય કે જયારે તે સત્તા પર હતી ત્યારથી જ કોંગ્રેસે તેને અમલી બનાવ્યો હતો. મુસ્લિમો ફરિયાદ કરી શકે કે તેમણે સારું એવું સહન કર્યું છે અને આ તાબાની જાતિ તરીકેની તેમની સ્થિતિનો પેલી કહેવતમાં કહ્યું છે તેમ છેલ્લું તરણું છે. અંગ્રેજોએ આ દેશનો કબજો લીધો ત્યારથી તેમની અવનતિ અને પતનનો પ્રારંભ થયો. અંગ્રેજોએ દાખલ કરેલા પ્રત્યેક કારોબારી, વહીવટી કે કાનૂની ફેરફારે મુસ્લિમ કોમને ફટકો જ માર્યો છે. હિંદમાં મુસ્લિમ શાસકોએ હિંદુઓની દીવાની બાબતો અંગે તેમનો કાયદો હિંદુઓને જાળવવા દીધો. પણ તેમણે હિંદુ ફોજદારી કાયદો રદ કર્યો અને રાજયનો મુસ્લિમ ફોજદારી કાયદો ઘડયો જે હિંદુઓ તથા મુસ્લિમો બંનેને લાગુ પડતો હતો. અંગ્રેજોએ પહેલું કામ પોતાનો ફોજદારી કાયદો ઘડતાં ઘડતાં ક્રમશઃ મુસ્લિમ ફોજદારી કાયદો ખસેડવાનું કર્યું અને અંતે તે પ્રક્રિયા મેકોલેનો ફોજદારી કાયદો કરીને પૂરી કરી. હિંદની મુસ્લિમ કોમની પ્રતિષ્ઠાને, તેમની સ્થિતિને લાગેલો આ પહેલો આઘાત હતો. ત્યાર પછી, શરિયત અથવા તો મુસ્લિમ દીવાની કાયદાના અમલના ક્ષેત્રને મર્યાદિત બનાવ્યું. તેનો અમલ માત્ર લગ્ન અને વારસા જેવા અંગત સંબંધો પૂરતો મર્યાદિત બનાવ્યો અને પછી તો અંગ્રેજો પરવાનગી આવે તે ક્ષેત્ર સુધી જ સાથેસાથે ૧૮૩૭માં અદાલતો તથા સામાન્ય વહીવટની અધિકૃત ભાષા તરીકે ફારસીને નાબૂદ કરી અને તેની અવેજીમાં ફારસીને સ્થાને અંગ્રેજી તથા સ્થાનિક ભાષાઓને સ્થાન આપ્યું. ત્યાર પછી મુસ્લિમ શાસન દરમ્યાન જે શરિયતનો વહીવટ કરતાં હતા તે કાઝીઓની નાબૂદી આવી. તેમને સ્થાને કાનૂની અધિકારીઓ

તથા ન્યાયાધીશો મુકાયા. તેઓ ભલે ગમે તે ધર્મના હોય. પરંતુ એમને મુસ્લિમ કાયદાઓના અર્થઘટનનો અધિકાર મળ્યો હતો અને એમના ફેંસલા મસ્લિમોને બંધનકારી બન્યા હતા. મુસ્લિમો પર આ સખત ફટકો હતો, પરિણામે, મુસ્લિમોને પોતાની પ્રતિષ્ઠા ગયેલી જણાઈ, એમના કાયદાઓને સ્થાને બજા કાયદાઓ મુકાયા, એમની ભાષાને અધ્ધર મૂકી દેવામાં આવી, અને એના શિક્ષણનું નાણાકીય મૂલ્ય કાપી નાખવામાં આવ્યું. આની સાથોસાથ, સિંધ અને અવધને ખાલસા કરવામાં આવ્યાં, તે સ્વરૂપે તથા બળવો થવાથી ભારે ફટકો પડયો. બળવાની અસર ખાસ કરીને ઉચ્ચ વર્ગના મુસ્લિમો પર થઈ, બળવામાં એમની શંકાસ્પદ સામેલગીરીની શિક્ષા તરીકે અંગ્રેજો દ્વારા કરાયેલી વ્યાપક જપ્તીને લીધે એમણે ભારે સહન કર્યું. બળવાના અંતે, ઊંચા કે નીચા તમામ મુસલમાનોને, ગૌરવભંગ, ઘોર નિરાશા અને વ્યાપક ગરીબીની આ સંખ્યાબંધ ઘટનાઓથી ઉતારી પાડવામાં આવ્યા. પ્રતિષ્ઠા વિના, - શિક્ષણ વિના અને સાધનસંપત્તિ વિના મુસ્લિમોને હિંદુઓનો સામનો કરવા છોડી દેવામાં આવ્યા. અંગ્રેજોએ તટસ્થતાની ખાતરી આપી, તેઓ બે કોમો વચ્ચેના સંઘર્ષના પરિણામ પ્રત્યે બેપરવા હતાં. પરિણામ એ આવ્યું હતું કે મુસલમાનોની સ્થિતિ સંઘર્ષમાં સંપૂર્ણપણે ખરાબ થઈ ગઈ. હિંદ પર અંગ્રેજોના વિજયને પરિણામે બે કોમોની સાપેક્ષ સ્થિતિમાં સંપૂર્ણ રાજકીય ક્રાંતિ થઈ. છસો વર્ષથી મુસલમાનો હિંદુઓના માલિક હતા. અંગ્રેજોનું આધિપત્ય થવાથી એમને હિંદુઓના સ્તર સુધી નીચે ઉતાર્યા. માલિકમાંથી સાથી પ્રજાજન થવું તે પૂરતી અવનતિ હતી; પણ સાથી પ્રજાજનમાંથી હિંદુઓની પ્રજા બનવું તે ખરેખર હીણપતભર્યું છે. મુસ્લિમો જણાવે છે કે મુસ્લિમને શાંત વતન મળી શકે અને જેમાં શાસકજાતિ અને શાસિત જાતિના જીવનમાં ત્રાસને સ્થાન મળે નહીં એવા અલગ રાજયની રચના કરીને અસહ્ય પરિસ્થિતિમાંથી તેઓ ભાગવાનો પ્રયાસ કરે તો તે શું અસ્વાભાવિક છે ?

## ખંડ ૨

# પાકિસ્તાન વિરુદ્ધ હિંદુઓની દલીલ

જે હિંદુઓ પાકિસ્તાનની યોજનાનો વિરોધ કરી રહ્યા છે તેમના મનમાં ત્રણ કારણો રમતાં લાગે છે. આ યોજના સામેના વાંધા આ પ્રમાણે છે :

૧. કારણ કે તેને કારણે હિંદની એકતા ખંડિત થાય છે.

૨. કારણ કે તે હિંદના સંરક્ષણને નબળું બનાવે છે.

૩. કારણ કે તે કોમી પ્રશ્ન ઉકેલવામાં નિષ્ફળ જાય છે.

આ વાંધાઓમાં કંઈ તથ્ય છે ? આ વાંધાઓની કાયદેસરતાની તપાસ સાથે આ ખંડને નિસબત છે.

## પ્રકરણ ૪

# એકતાનું ખંડન

હિંદની એકતા ખંડિત થશે તેવી ફરિયાદ કરતાં પહેલાં હિંદુઓને ખાતરી કરી લેવા દો કે જે એકતાની તેઓ દાંડી પીટે છે તે અસ્તિત્વ ધરાવે છે ? પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે કંઈ એકતા છે ?

જે હિંદુઓ એકતા છે તેવું કહે છે તેઓ મુખ્યત્વે તે હકીકત પર આધાર રાખે છે કે મુસ્લિમો જે વિસ્તારોને હિંદથી અલગ પાડવા માગે છે તે હંમેશાં હિંદના જ ભાગ રહ્યા છે. નિ:શંક, ઐતિહાસિક દૃષ્ટિએ આ વાત સાચી છે. જ્યારે ચંદ્રગુપ્ત સમ્રાટ હતો ત્યારે આ વિસ્તાર હિંદનો ભાગ હતો. જ્યારે ઈ.સ.ની ૭મી સદીમાં ચીની યાત્રી હ્યુએનસંગ હિંદની મુલાકાતે આવ્યો ત્યારે તે વિસ્તાર હિંદના ભાગ તરીકે જ ચાલુ હતો. તેની ડાયરીમાં હ્યુએનસંગ નોંધે છે કે હિંદ પાંચ ખંડોમાં વહેંચાયલું હતું અથવા જો તેની જ ભાષા વાપરીએ તો ત્યારે 'પાંચ હિંદુસ્તાન' હતાં.[૧] (૧) ઉત્તર હિંદ (૨) પશ્ચિમ હિંદ (૩) મધ્ય હિંદ (૪) પૂર્વ હિંદ અને (૫) દક્ષિણ હિંદ અને આ પાંચ ખંડોમાં ૮૦ રાજ્યો હતાં. હ્યુએનસંગના દર્શાવ્યા પ્રમાણે ઉત્તર હિંદમાં મૂળ પંજાબનો, કાશ્મીરનો અને પાસેના ડુંગરાળ પ્રદેશોનો, સિંધુ નદીની પેલી પારના પૂર્વીય અફઘાનિસ્તાનનો અને સાથેસાથે સરસ્વતી નદીની પશ્ચિમે આવેલા સતલજ પાસેના પ્રદેશોનો સમાવેશ થતો હતો. આમ, ઉત્તર હિંદમાં કાબુલ, જલાલાબાદ, પેશાવર, ગઝની તથા બન્નુના બધા જિલ્લાઓનો સમાવેશ થતો હતો. આ બધા જ હિંદુ ક્ષત્રિય રાજવી કપિશના તાબામાં હતા. તેની રાજધાની મોટે ભાગે કાબુલથી ૨૭ માઈલ દૂર આવેલા ચરિકાટમાં હતી. મૂળ પંજાબમાં તક્ષશિલા, સિંધાપુર, ઊર્સા, પુંચ અને રાજોરી જિલ્લાઓ કાશ્મીરના રાજાના તાબામાં હતા. જ્યારે મુલતાન અને શોરકોટ સહિતનો સમગ્ર મેદાની પ્રદેશ લાહોર પાસેના તાકી અથવા સંગાલાના રાજવી પર નિર્ભર હતા. જ્યારે હ્યુએનસંગ પ્રવાસે

૧ કનિંગહામ પુસ્તક 'એન્શિયન્ટ જ્યોગ્રોફી ઓફ ઈન્ડિયા' (સંપા. મજમુદાર) પૃ. ૧૩-૧૪.
પુરાણના લેખકો હિંદને નવ ખંડમાં વહેંચે છે.

આવ્યો ત્યારે હિંદની ઉત્તરીય સીમાનો વિસ્તાર આવો હતો. પણ પ્રોફે. ટોયન્બી જણાવે છે તેમ :

"આપણે "ઐતિહાસિક લાગણી"થી સાવધ રહેવું જોઈએ એટલે કે એકવાર અસ્તિત્વ ધરાવતી કે અસ્તિત્વ ધરાવતી હોવાની મનાતી પરંતુ હવે આજની ક્ષણે સાચી ન હોય તેવી સ્થિતિઓમાંથી રજૂ થતી દલીલોથી આત્યંતિક ઉદાહરણો વડે તેનું ખૂબ સરળતાથી આલેખન થાય છે. ઈટાલીના અખબારે, ટ્રીપોલીના લીધેલા કબજાને માતૃભૂમિનો પ્રદેશ પાછો મેળવ્યો હોવાનું જણાવ્યું છે કારણ કે એકવાર તે રોમના સામ્રાજ્યનો ભાગ હતો અને મેસેડોનિયાના સમગ્ર પ્રદેશ પર એક બાજુ ગ્રીસના ઝનૂની રાષ્ટ્ર ભક્તો પોતાનો દાવો કરે છે. કારણ કે ઈ.સ. પૂર્વે ૪થી સદીમાં થઈ ગયેલા મહાન સિકંદરનું જન્મસ્થાન પેલ્લા ત્યાં આવેલું છે. બીજી બાજુ બલ્ગેરિયાના લોકો તેના પર દાવો કરે છે, કારણ કે તેની સામેના ખૂણે રશિયાના ઝારની સત્તા નીચે આવેલા બલ્ગેરિયાના ઝારના રાજ્યની રાજધાની ત્યાં ઈ. સ.ની દસમી સદીમાં હતી. પણ વહી ગયેલા સમયે, જેના પર આધુનિક ગ્રીક રાષ્ટ્રવાદીઓ દૃઢતાથી આગ્રહ રાખે છે. તે 'ઈમેથિયની વિજય'ની સિદ્ધિઓ જેટલી જ ઊંડી તેમની પરંપરાને દફનાવી દીધી છે."

આ જ તર્ક અહીં લાગુ પડે છે. અહીં પણ ભૂતકાળમાં અસ્તિત્વ ધરાવતી, પણ લાંબેગાળે વાસ્તવિક ન રહી હોય અને જે હ્યુએનસંગના પાછા ગયા પછીના હજાર વર્ષ દરમ્યાન ઈતિહાસે નોંધવી પડે એવી પછીની હકીકતોને ધ્યાનમાં લેવાનું છોડી દે છે એવી પરિસ્થિતિમાંથી દલીલો લેવામાં આવી છે.

તે સાચું છે કે હ્યુએનસંગના આગમન સમયે માત્ર પંજાબ જ નહિ પણ આજનું અફઘાનિસ્તાન પણ હિંદનો ભાગ હતું અને વધુમાં તો એ કે પંજાબ તથા અફઘાનિસ્તાનના લોકો ક્યાંક તો વૈદિક ધર્મના કે બૌદ્ધ ધર્મના અનુયાયીઓ હતા. પણ હ્યુએનસંગ હિંદથી પાછા ગયા પછી શું થયું !

વાયવ્યમાંથી મુસ્લિમ ધાડાઓનું હિંદ પર આક્રમણ તે અતિશય મહત્ત્વની ઘટના હતી. સૌથી પહેલું આક્રમણ થયું. મહમદ બિન કાસિમના નેતૃત્વ નીચે આરબોનું. ઈ.સ. ૭૧માં તે થયું અને તેણે સિંધ જીતી લીધું. પ્રથમ મુસ્લિમ આક્રમણે આ દેશ પર કાયમી કબજો ન ધરાવ્યો કારણ કે જેની આજ્ઞા અને

આદેશ અનુસાર આ આક્રમણ થયું હતું તે બગદાદના ખલીફાને ઈ. સ.ની ૯મી સદીના મધ્યભાગમાં તેના આ દૂર આવેલા સિંધ[1] પ્રાંત પરથી પોતાનું પ્રત્યક્ષ નિયંત્રણ પાછું ખેંચી લેવાની ફરજ પડી. આ આક્રમણ પાછું ખેંચાયા પછી તરત જ ઈ.સ. ૧૦૦૧માં મહંમદ ગઝનીના ભયંકર આક્રમણોની શ્રેણીઓનો પ્રારંભ થયો. ઈ.સ. ૧૦૩૦માં મહંમદનું મૃત્યુ થયું પણ ૩૦ વર્ષના ટૂંકા ગાળામાં તેણે સત્તરવાર આક્રમણ કર્યું. ત્યાર પછી મહંમદ ઘોરીનાં આક્રમણો શરૂ થયાં. મહંમદ ઘોરીએ તેનું પ્રથમ આક્રમણ ઈ.સ. ૧૧૭૩માં કર્યું. ઈ. સ. ૧૨૦૬માં તેની હત્યા કરાઈ. ત્રીસ વર્ષો સુધી મહંમદ ગઝનીએ હિંદને લૂંટીને પાયમાલ કર્યું અને ત્રીસ વર્ષ સુધી મહંમદ ઘોરીએ તે જ દેશને તે જ રીતે પાયમાલ કર્યો. ત્યાર પછી ચંગીજખાનના મોગલ ધાડાઓનાં આક્રમણો થયાં. ઈ.સ. ૧૨૨૧માં તેમણે પ્રથમ આક્રમણ કર્યું. ત્યારે તેઓએ હિંદની સરહદો પર શિયાળો ગાળ્યો પણ હિંદમાં દાખલ ન થયા. વીસ વર્ષ પછી તેમણે લાહોર તરફ કૂચ કરી અને તેને લૂંટયું. તેમનાં આક્રમણોમાં અત્યંત ભયંકર આક્રમણ હતું ઈ.સ. ૧૩૯૯માં થયેલું તૈમુરનું આક્રમણ. ત્યાર પછી ચિત્રમાં આવે છે નવો આક્રમક બાબર તેણે ઈ.સ. ૧૫૨૬માં હિંદ પર આક્રમણ કર્યું. બાબરના આક્રમણથી જ હિંદ પરના આક્રમણોનો અંત ન આવ્યો. વધુ બે આક્રમણો થયાં. ઈ.સ. ૧૭૩૮માં નાદિરશાહનું આક્રમણ તેનું લશ્કર 'ગાંડા સમુદ્ર' જેવી ઊભરાતી નદીઓની જેમ ફરી વળ્યું. તેના પછી અહમદશાહ અબ્દાલી આવ્યો. ઈ.સ. ૧૭૬૧માં તેણે હિંદ પર આક્રમણ કર્યું અને પાણિપતમાં મરાઠાઓના લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો અને તેને મુસ્લિમ આક્રમકો દ્વારા જિતાયેલી ભૂમિ પાછી મેળવવાનો હિંદુઓનો પ્રયત્ન હંમેશ માટે કચડી નાંખ્યો.

આ મુસ્લિમ આક્રમણો માત્ર લૂંટ કે વિજયની ભૂખને કારણે નહોતાં થયાં. તેમની પાછળ બીજો હેતુ હતો. મહમદ બિન કાસિમે સિંધ પર કરેલું આક્રમણ શિક્ષાત્મક પ્રકારનું હતું જ. સિંધના દેબુલ બંદરે પકડાયેલા આરબ વહાણને પાછું આપવાનું સિંધના રાજા દાહિરે ના પાડી. તેથી તેને દંડવા તે આક્રમણ થયું હતું. પણ હિંદુઓની મૂર્તિ પૂજા તથા દેવપૂજાને ફટકો મારી હિંદમાં ઈસ્લામની સ્થાપના

૧ મહમ્મદ ઘોરીએ ફરીવાર સિંધ જીત્યું હતું.

કરવાનો પણ તેનો એક હેતુ હતો. તેમાં કોઈ શંકા નથી. પોતાના એક પત્રમાં મહંમદ બિન કાસિમે હજિજને એમ લખ્યું કહેવાય છે.

"રાજા દાહિરના ભત્રીજાને, તેના સૈનિકો અને મુખ્ય અધિકારીઓને મારી નાખવામાં આવ્યા છે અને કાફરોને ઈસ્લામમાં વટલાવવામાં આવ્યા છે કે મારી નાખવામાં આવ્યા છે. મંદિરોને બદલે મસ્જિદો તથા બંદગીની બીજી જગ્યાઓ ઊભી કરાઈ છે. કુતબા વાંચવામાં આવે છે અને નમાજ પઢવામાં આવે છે કે જેથી નક્કી કરેલા સમયે બંદગી થઈ શકે. રોજ સવારે અને સાંજે ખુદાની બંદગી તથા તકબીર અપાય છે."[૧]

રાજાના વડા સાથે મોકલેલો આ પત્ર વાંચ્યા પછી હજિજે તેના સેનાધિપતિને નીચેનો ઉત્તર મોકલ્યો :

"નાનામોટા સહુને ભલે તમે એકસરખું રક્ષણ આપો પણ દુશ્મન અને દોસ્ત વચ્ચે ભેદ પાડવાનું તમે ન ભૂલતા. ખુદાએ કહ્યું છે, "કાફરોને કોઈ જીવન દાન ન આપતા પણ તેમનું ગળું રહેંસી નાંખજો." એટલે માની લેજો કે આ ખુદાનો હુકમ છે. રક્ષણ આપવા તમે એકદમ તૈયાર ન થતા કારણ કે તેથી તમારું કામ લંબાશે. હવે પછી સામાન્ય સિપાઈ સિવાય કોઈ દુશ્મનને જીવત દાન ન આપતા."[૨]

મહંમદ ગઝનીએ પણ હિંદ પરના પોતાના અસંખ્ય આક્રમણોને સતત ચાલુ રહેતું પવિત્ર યુદ્ધ જ માન્યું હતું. મહંમદનો ઇતિહાસકાર અલ અત્બી આ આક્રમણોને વર્ણવતાં લખે છે :

"તેણે મંદિરોનો નાશ કર્યો અને ઈસ્લામની સ્થાપના કરી. તેણે ...... શહેરો જીત્યાં, દુરાચારી દુશ્મનોની હત્યા કરી. મૂર્તિપૂજા કરનારાઓને મારી નાખ્યા અને મુસ્લિમોને ખુશખુશ કરી દીધા. પછી તે વતન પાછો ફર્યો અને ઈસ્લામ માટે મેળવેલી જીતોનો હિસાબ બહાર પાડયો અને શપથ લીધા કે દર વર્ષે તે હિંદ સાથે પાક યુદ્ધ લડશે."[૩]

૧ ઈન્ડિયન ઈસ્લામ લે. ડૉ. ટિટ્સ પૃ. ૧૦.
૨ ઈન્ડિયન ઈસ્લામ લે. ડૉ. ટિટ્સ પૃ. ૧૦.
૩ ઈન્ડિયન ઈસ્લામ લે. ડૉ. ટિટ્સ પૃ. ૧૧.

હિંદ પરના તેના આક્રમણમાં મહંમદ ઘોરી પણ તે જ પવિત્ર ઉત્સાહથી પ્રેરાયો હતો. ઈતિહાસકાર હસન નિઝામી તેના કાર્યને નીચેના શબ્દોમાં આલેખે છે.

"તેણે પોતાની તલવારથી બેવફાઈ અને બુરાઈની ગંદકીમાંથી હિંદની સફાઈ કરી અને આખા દેશને દેવદેવીઓ અને મૂર્તિપૂજાના કાંટાળા જંગલમાંથી મુક્ત કર્યું અને પોતાના રાજાશાહી બળ અને બહાદુરીથી એક પણ મંદિરને ઊભું ન રહેવા દીધું."[1]

હિંદ પર આક્રમણ કરવા તે કેમ પ્રેરાયો તે વિશે તૈમુરે પોતાનાં સંસ્મરણોમાં સ્પષ્ટતા કરી છે. તે કહે છે :

'હિંદુસ્તાન પરના મારા હુમલાની મકસદ હતી કાફરો સામે ઝુંબેશ ચલાવવાની. મહંમદ પયગંબરના (તેમના પર અને તેમના કુટુંબ પર ખુદાની દુવા અને અમન ઊતરો) હુકમ મુજબના એક સાચા મજહબમાં તેમને વટલાવવાની, અંધા અકીન અને બુત પરસ્તીની ગંદગીમાંથી દેશની સફાઈ કરવાની અને મંદિરો તથા બુતોને ઉખેડી નાખવાની, જેથી આપણે ખુદાની સામે મઝહબના ગાઝીઓ તથા મુજાહિદો, બિરાદરો અને સિપાઈઓ તરીકે ઊભા રહી શકીએ.'

મુસ્લિમો દ્વારા થયેલા આ આક્રમણો હિંદ પરનાં તો આક્રમણો હતાં જ પણ તે મુસ્લિમોની અંદરોઅંદર પણ યુદ્ધો હતાં. આ હકીકત એટલા માટે અજાણી રહી છે કે કશોય ભેદ પાડયા વિના બધા જ આક્રમણકારો મુસ્લિમો તરીકે એક વર્ગમાં જ મુકાયા છે. પણ હકીકતમાં તેઓ તાર્તારો, અફઘાનો અને મોંગલો હતા. મહમદ ગઝની તાર્તાર હતો, મહંમદ ઘોરી અફઘાન હતો, તૈમુર મોંગલ હતો. બાબર તાર્તાર હતો જયારે નાદિરશાહ અને અહમદશાહ અબ્દાલી અફઘાનો હતા. હિંદ પર આક્રમણ કરી અફઘાનો તાર્તારોનો નાશ કરવા બહાર પડયા હતા અને મોંગલો તાર્તારો અને અફઘાનો બંનેનો નાશ કરવા બહાર પડયા હતા. ઈસ્લામી બંધુત્વની લાગણીથી જોડાયેલું તેમનું તે પ્રેમાળ કુટુંબ નહોતું. તેઓ પરસ્પરના કટ્ટર હરીફ હતા અને તેમનાં યુદ્ધો ઘણીવાર પરસ્પરનો સમૂળગો નાશ કરવા માટેનાં યુદ્ધો હતાં. છતાં, ખ્યાલમાં રાખવાની મહત્ત્વની વાત તો એ

૧ ઇન્ડિયન ઈસ્લામ લે. ડૉ. ટિટ્સ પૃ. ૧૧.

છે કે તેમના આંતરિક સંઘર્ષો ગમે તે હોય પણ એક ધ્યેય પૂરતા તો તેઓ સંગઠિત હતા અને તે ધ્યેય હતું હિંદુધર્મનો નાશ કરવાનું.

હિંદ પરના મુસ્લિમ આક્રમકોએ જે રીતો અપનાવી તે હિંદના ત્યાર પછીના ઈતિહાસ પૂરતી તેમના આક્રમણના ધ્યેય કરતાં લગીરે મહત્ત્વની નહોતી.

મહમ્મદ બિન કાસિમના ધાર્મિક ઉત્સાહનું પ્રથમ કાર્ય હતું જીતેલા દેબુલ શહેરના બધા બ્રાહ્મણોની સુન્નત કરાવવાનું અને જયારે તેણે જાણ્યું કે તે આ પ્રકારના વટાળનો વિરોધ કરી રહ્યા છે ત્યારે ૧૭ વર્ષની ઉપરના સહુને તેણે મારી નખાવ્યા અને બાકીનાને, સ્ત્રી બાળકો સહિત ગુલામ બનાવવાનો આગ્રહ કર્યો. હિંદુઓના મંદિરો લૂંટવામાં આવ્યાં અને તે સમૃદ્ધ લૂંટમાંથી સરકાર માટે કાયદેસરનો ભાગ બાજુએ રાખીને તે લૂંટની સઘળી સમૃદ્ધિ સૈનિકો વચ્ચે સરખે ભાગે વહેંચી.

મહંમદ ગઝનીએ તો પહેલેથી એવી યોજનાઓ અપનાવી કે જેથી હિંદુઓના હૃદયમાં ભય ઉત્પન્ન થાય. ઈ.સ. ૧૦૦૧માં રાજા જયપાલના પરાજય પછી મહમદે હુકમ કર્યો કે 'રાજા જયપાલને શેરીઓમાં ફેરવવામાં આવે કે જેથી તેના દીકરાઓ અને સેનાપતિઓ તેને શરમજનક, બંદીવાન અને અપમાનજનક સ્થિતિમાં જુએ અને કાફરોના દેશ મારફતે વિદેશોમાં ઈસ્લામનો ભય પ્રસરે.'

"કાફરોની કતલ કરવામાં મહંમદને વિશિષ્ટ આનંદ આવતો. ઈ.સ. ૧૦૧૯માં ચાંદરાય પરના એક આક્રમણમાં અનેક કાફરોની કતલ કરવામાં આવી અથવા તેમને કેદ કરવામાં આવ્યા. કાફરો તથા સૂર્ય તથા અગ્નિ પૂજકોની હત્યા કર્યા સિવાય મુસ્લિમોને માત્ર લૂંટફાટથી સંતોષ થતો જ નહોતો. ઈતિહાસકાર તો નિખાલસતાથી ઉમેરે છે કે હિંદુ લશ્કરના હાથીઓ મૂર્તિઓ છોડીને આપમેળે મહંમદ પાસે આવતા અને ઈસ્લામ ધર્મની સેવા પસંદ કરતા." [૧]

મહંમદ બખ્ત્યાર ખિલજીના બિહાર વિજયમાં બન્યું તેમ હિંદુઓની વારંવારની આ કતલે હિંદુઓની દેશીય સંસ્કૃતિને ભારે આઘાત આપ્યો. જયારે તેમણે નુડિયા (બિહાર) જીત્યું ત્યારે તબકવત-ઈ-નાસિરી આપણને માહિતી આપે છે તેમ.

૧ ડૉ. ટિટસ ઈન્ડિયન ઈસ્લામ, પૃ. ૨૨ એજન પૃ. ૨૨ એજન પૃ. ૨૨-૨૩.

"વિજેતાઓના હાથમાં ભારે લૂંટ આવી પડી. મોટા ભાગના નિવાસીઓ બોડેલા માથાવાળા બ્રાહ્મણો હતા. તેમને મારી નાખવામાં આવ્યા. આખો કિલ્લો તથા આખું નગર અધ્યયનનું સ્થળ હોવાથી અસંખ્ય પુસ્તકો મળી આવ્યાં. પણ બધા જ લોકોની હત્યા કરાઈ હોવાથી તેમાં શું લખ્યું છે તે કોઈ સમજાવી શક્યું નહિ."

આ મુદ્દાની પ્રતીતિ કરાવતાં ઉદાહરણો આપી ડૉ. ટિટસ ઉપસંહાર કરે છે: "મંદિરોનો વિનાશ કરવાના અને મૂર્તિઓને અપવિત્ર બનાવવાના અસંખ્ય ઉદાહરણો આપણને મળે છે. મહંમદ બિન કાસિમે સિંધમાં આ વિનાશની પોતાની યોજના વ્યવસ્થિત અમલમાં મૂકી તે આપણે જોયું. પણ આવક મેળવવા ખાતર જ મુલતાનનું મંદિર અપવાદ રૂપે તેણે બાકી રાખ્યું કારણ કે તે યાત્રાધામ હતું અને યાત્રિકો મૂર્તિને મૂલ્યવાન ભેટ ધરતા. આમ, આ મંદિર ટકાવીને તેણે પોતાનો લોભ સંતોષ્યો અને છતાં પણ મૂર્તિની ડોક પર ગૌમાંસનો ટુકડો બાંધી તેણે પોતાની દુષ્ટતા પ્રગટ કરી."

"મિનદાજ - એસ - સિરાજ વધુમાં જણાવે છે કે, હજારેક મંદિરો તોડવા માટે તથા સોમનાથનું મંદરિ તોડવાની તેની બહાદુરી માટે તથા તેની મૂર્તિ લૂંટી તેના ચાર ટુકડા કરવાના તેના આગ્રહ વિશે મહમદે કેટલી વિશાળ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. એક ટુકડો તેણે ગઝનીની જામી મસ્જિદમાં મૂક્યો, એક ટુકડો તેણે બાદશાહી મહેલના પ્રવેશ દ્વારે મૂક્યો, ત્રીજો તેણે મક્કા મોકલ્યો અને ચોથો મદીના."

લેન પુલે કહે છે કે, "દર વર્ષે તે હિંદુસ્તાનના કાફરો સાથે પાક યુધ્ધ લડશે તેવી કસમ લેનાર મહંમદ ગઝનીને સોમનાથનું મંદિર ન તૂટયું ત્યાં સુધી તેને મૂર્તિ તોડવાની ઝુંબેશથી સંતોષ નહોતો થયો. અને આ જ માત્ર ખાસ હેતુથી, પોતાનાં જીવનમાં છેલ્લાં વર્ષોમાં તેણ મુલતાનથી થઈ આણહિલવાડને કાંઠેકાંઠે પોતાની વિકટ કૂચ આરંભી. આગળ વધતાંવધતાં તે લડતો ગયો અને છેવટે તેણે તે પ્રસિધ્ધ મંદિર જોયું.

"ત્યાં લાખો યાત્રિકો એકત્રિત થતા હતા, સહસ્ર બ્રાહ્મણો મંદિરમાં પૂજા કરતા હતા તથા તેના કોષનું રક્ષણ કરતા હતા, તેના પ્રવેશ દ્વારોએ સહસ્ત્ર

નૃત્યકારો તથા ગાયકો ગીત ગાતા હતા. તે મંદિરમાં તે પ્રસિદ્ધ લિંગ હતું. પ્રાકૃતિક સ્તંભ, ઝવેરાતથી આભૂષિત થયેલો ઊભો હતો અને તારાઓ જેવા અમૂલ્ય રત્નોથી મઢેલા સમૃદ્ધ ઝુમ્મરોમાં પ્રતિબિંબ પાડતા, તીર્થસ્થાનને ઝગમગાવતા બહુશાખ દીપો હતા. તેની રક્ષણદીવાલોએ શંકાશીલ બ્રાહ્મણોના ટોળેટોળાં હતાં. તે સર્વ ભગવાન સોમનાથ તેમને ચોક્સ ભસ્મીભૂત કરશે તેવી શ્રદ્ધાથી આ વિદેશી કાફરોની હાંસી ઉડાવતા હતા. આ વિદેશીઓ ડર્યા વિના દીવાલો પર ચઢી ગયા અને પોતાના સેવકોની તાત્કાલિક વિનંતીઓ પ્રત્યે ઈશ્વર મૂંગા રહ્યા. પોતાના ધર્મને ખાતર પચાસ હજાર હિંદુઓ મરાણા અને સાચા આસ્તિકોના આનંદ માટે મંદિરને લૂટવામાં આવ્યું. તે મહાન મૂર્તિ તોડી પાડવામાં આવી અને તેના અંશો વિજેતાના મહેલને શોભાવવા લઈ જવામાં આવ્યા. મંદિરના પ્રવેશદ્વારો ગઝનીમાં મુકાયા અને આ મૂર્તિ ભંજકોને દસ લાખ પાઉંડ જેટલો ખજાનો પણ મળ્યો.'[1]

મહંમદ ગઝનીએ કરેલું કાર્ય પવિત્ર પરંપરા બની ગઈ અને તેના અનુગામીઓએ તેનું સન્નિષ્ઠાપૂર્વક અનુસરણ કર્યું. ડૉ. ટિટસના શબ્દોમાં કહીએ તો :[2]

'મહંમદ ગઝનીના એક ઉત્સાહી અનુગામી મહંમદ ઘોરીએ તેના અજમેર વિજય પછી મૂર્તિ મંદિરોના સ્તંભો અને પાયાઓનો નાશ કર્યો અને તેને સ્થાને મસ્જિદો અને શિક્ષણ સંસ્થાઓ સ્થાપી અને ઈસ્લામનો બોધ, પરંપરા તથા કાનૂનો જાહેર તથા પ્રસ્થાપિત કર્યાં. દિલ્હી અને આસપાસના વિસ્તારોમાં મૂર્તિઓ તથા મંદિરો તોડી પાડ્યાં અને મૂર્તિઓનાં પવિત્ર સ્થાનોની જગ્યાએ એક જ ખુદાના બંદાઓએ મસ્જિદો ઊભી કરી.'

"એમ કહેવાય છે કે, કુતુબુદ્દીન ઐબકે પણ લગભગ હજાર મંદિર તોડી પાડયાં હતાં અને તેના પાયાઓ પર મસ્જિદો ઊભી કરી. તે જ લેખક જણાવે છે કે તેણે દિલ્હીની જામી મસ્જિદ બાંધી અને તેને હાથીઓએ તોડી પાડેલાં મંદિરોમાંથી પ્રાપ્ત થયેલાં રત્નો અને સુવર્ણથી આભૂષિત કરી. વળી દૈવી આજ્ઞા

૧ લેન પુલે મિડિયેવલ ઈન્ડિયા, પૃ. ૨૬.
૨ ડૉ. ટિટસ ઈન્ડિયન ઈસ્લામ પૃ. ૨૩-૨૪.

આલેખતા (કુરાનના) અનેક લખાણો તેના પર કોતરાવ્યાં. લાગણી દુભવાની આ પ્રક્રિયા વ્યવસ્થિત રીતે અપનાવાઈ હતી. તેનું ઉદાહરણ દિલ્હીની આ જ મસ્જિદના પૂર્વીય પ્રવેશદ્વાર સુધી વિદ્યમાન રહેલા શિલાલેખ પરથી મળે છે. એનો આપણી પાસે વધુ પુરાવો છે. જેમાં લખ્યું છે કે આ મસ્જિદ બાંધવામાં ૨૭ મંદિરોની સામગ્રીનો ઉપયોગ થયો છે.'

'કુત્બુદ્દીને બાંધેલા એક મિનારથી ચડિયાતો જામી મસ્જિદનો બીજો મિનાર બાંધવાના તેના ઉત્સાહમાં, અમીર ખુશરુના કહેવા પ્રમાણે, અલાઉદ્દીને તેને માટે ડુંગરાઓમાંથી જ પથ્થરો ખોદાવ્યા નહોતા પરંતુ તે પૂરો પાડવા કાફરોનાં મંદિરોનો પણ નાશ કર્યો હતો. પૂર્વમાં તેના પુરોગામીઓએ કર્યું હતું તેમ પોતાના દક્ષિણ હિંદના વિજયોમાં અલાઉદ્દીને મંદિરો તોડવાનું કામ જારી રાખ્યું."

"ને જે હિંદુઓએ નવાં મંદિરો બાંધવાની હિંમત કરી તે હિંદુઓ પ્રત્યે પોતે કેવો વ્યવહાર કર્યો તેનું આબેહૂબ વર્ણન તેના 'ફુતુહત'માં સુલતાન ફિરોજશાહ કરે છે. "જયારે તેઓએ પયગંબરના કાયદા વિરુદ્ધ દિલ્હીમાં અને તેની આસપાસના વિસ્તારમાં મંદિરો બાંધવાં શરૂ કર્યાં ત્યારે, આવું સહી ન લેવું જોઈએ" એવી ખુદાની પ્રેરણાથી મેં તે ઈમારતોનો નાશ કર્યો અને આ બેઈમાન નેતાઓને મારી નાખ્યા અને બીજાઓને ફટકા મારવાની સજા કરી, છેવટે આ બુરાઈનો સદંતરનાશ કરવામાં આવ્યો, અને હવે, જયાં કાફરો બુતની બંદગી કરતા હતા ત્યાં, ખુદાની મહેરબાનીથી મુસલમાનો સાચા ખુદાની બંદગી કરે છે."

શાહજહાંના શાસન દરમિયાન પણ હિંદુઓએ ફરી બાંધવા શરૂ કરેલાં મંદિરોનો વિનાશ થતો હતો તે આપણે વાંચીએ છીએ. બાદશાહનામામાં હિંદુઓની ધાર્મિકતા પરના સીધા પ્રહારનો અહેવાલ ગંભીરતાપૂર્વક નોંધાયેલો છે.

"ઈતિહાસકાર કહે છે કે શહેનશાહનું ધ્યાન તે હકીકત પર દોરવામાં આવ્યું હતું કે વીતેલા શાસન (અકબરના) દરમ્યાન કાફરોના મહાન ધાર્મિક સ્થાન વારાણસીમાં મંદિરો બાંધવા શરૂ થયાં હતાં પણ તે અધૂરાં રહ્યાં હતાં. આ કાફરો હવે તેમને પૂરા કરવા માગે છે. ધર્મ સંરક્ષક બાદશાહે હુકમો આપ્યા કે વારાણસીમાં તથા તેમના શાસનમાં સર્વત્ર, બંધાવા શરૂ થયેલાં બધાં મંદિરો તોડી પાડવાં.

અલ્હાબાદ પ્રાંતમાંથી જણાવવામાં આવ્યું હતું કે વારાણસી જિલ્લામાં ૭૬ મંદિરો તોડી પાડવામાં આવ્યાં હતાં." [૧]

મૂર્તિપૂજાનો અંત આણવાની અંતિમ જવાબદારી ઔરંગઝેબને સોંપવામાં આવી. હિંદુ, બૌદ્ધ તથા અન્ય મંદિરો તોડવાના તેના પ્રયત્નોને 'માહિરે-આલમગીરી'નો લેખક નીચે પ્રમાણે વર્ણવે છે :

"ઈ.સ. ૧૬૬૯ના એપ્રિલમાં ઔરંગઝેબે જાણ્યું કે થટ્ટા, મુલતાન અને વારાણસી પ્રાંતોમાં અને ખાસ કરીને વારાણસી પ્રાંતમાં મૂર્ખ બ્રાહ્મણો તેમની શાળાઓમાં ક્ષુલ્લક પુસ્તકો શીખવાડે છે અને દૂરદૂરથી હિંદુ તથા મુસ્લિમ વિદ્યાર્થીઓ ત્યાં ભણવા જાય છે. પરિણામે, આ ધર્મ નિયામકે તે પ્રાંતોની સરકારોને એવા હુકમો આપ્યા કે તેમણે સખત હાથે કાફરોની તે શાળાઓ તથા મંદિરોનો નાશ કરવો અને મૂર્તિપૂજક ભક્તિનાં શિક્ષણ તથા અમલને સંપૂર્ણ અટકાવવાની તેમને સત્તા આપવામાં આવી ... ત્યાર પછી તે ધર્મપરસ્ત શહેનશાહને એવી જાણ કરવામાં આવી કે સરકારી અમલદારોએ વારાણસીનું વિશ્વનાથ મંદિર તોડી પાડયું છે."[૨]

ડૉ. ટિટસ જણાવે છે તેમ :[૩]

"મહંમદ અને તૈમુર જેવા આક્રમકોને મૂર્તિ ખંડન, લૂંટેલી વસ્તુઓ એકત્ર કરવી, પકડાયેલાઓને, પરાજિતોને ગુલામ બનાવવા, અને ધર્માંતર કરાવતી તલવારથી કાફરોને જહન્નમમાં મોકલાવવા સાથે બીજી નિસબત હતી. બળથી તેમને ધર્માંતર કરાવવામાં એટલો બધો રસ નહોતો. પણ જયારે શાસકો હંમેશ માટે સ્થિર થયા ત્યારે ધર્માંતર કરાવીને જીતવાની વાત સૌથી વધુ તાકીદની બની ગઈ. ઈસ્લામને સમગ્ર દેશના ધર્મ તરીકે સ્થાપવાની રાજયની નીતિ બની.

મંદિર તોડવામાં મહંમદ જેટલી જ લગભગ જેની ભારે પ્રતિષ્ઠા હતી તે કુત્બુદ્દીને બારમી સદીના ઉત્તરાર્ધમાં અને તેરમી સદીના પૂર્વાર્ધમાં ધર્માંતર કરાવવા માટે વારંવાર બળનો આશ્રય લીધો જ હશે. એક ઉદાહરણ નોંધપાત્ર છે. જયારે

૧ ડૉ. ટિટસ : ઈન્ડિયન ઇસ્લામ, પૃ. ૨૪.
૨ એજન પૃ. ૨૨.
૩ એજન પૃ. ૩૧-૩૨.

ઈ.સ. ૧૧૯૪માં તે કોઈલ (અલીગઢ) ગયો ત્યારે 'લશ્કરના શાણા અને બુદ્ધિમાનોનું ઈસ્લામમાં ધર્માંતર કરાવ્યું પણ બીજાઓની તલવારથી કતલ કરી."

તદુપરાંત, ધર્માંતર કરાવવા માટે લીધેલાં આત્યંતિક પગલાંનાં ઉદાહરણો પણ અસંખ્ય છે. ફિરોઝશાહના શાસન દરમ્યાન (ઈ.સ. ૧૩૫૧-૧૩૮૮) એક કરુણ ઘટના નોંધાઈ છે. દિલ્હીના એક વૃદ્ધ બ્રાહ્મણ પર ઘરમાં મૂર્તિ પૂજા કરવાનો તથા મુસ્લિમ સ્ત્રીઓને કાફર બનાવવાનો આક્ષેપ મુકાયો હતો. તેને બોલાવવામાં આવ્યો અને તેની વાત ન્યાયાધીશો, તબીબો, વડીલો અને વકીલો સામે મુકાઈ. તેમનો ઉત્તર એ હતો કે કાયદાની જોગવાઈઓ સ્પષ્ટ છે. કાં તો બ્રાહ્મણે મુસ્લિમ બનવું અથવા તેને બાળી મૂકવો. તેને સાચો ધર્મ જણાવવામાં આવ્યો અને ખરો માર્ગ બતાવવામાં આવ્યો. પણ તેણે તે સ્વીકારવાની ના પાડી. પરિણામે, સુલતાનના હુકમથી તેને બાળી મૂકવામાં આવ્યો અને ટીકાકાર ઉમેરે છે. "સુલતાનનો કાનૂન તથા સચ્ચાઈ માટેનો ચુસ્ત આગ્રહ જુઓ. તે તેમાંથી લેશમાત્ર પણ ન ફંટાયો."

મહમદે માત્ર મંદિરો જ તોડયાં એટલું જ નહિ પણ જીતેલા હિંદુઓને ગુલામ બનાવવાની નીતિ તેણે અખત્યાર કરી. ડૉ. ટિટસના શબ્દોમાં કહીએ તો:

"હિંદ સાથેના ઈસ્લામના પ્રારંભના ગાળામાં કાફરોની કતલ અને તેમનાં મંદિરોના વિનાશનો જ આશ્રય માત્ર નહોતો લેવાયો પણ આપણે જોઈ ગયા તેમ, અનેક હારેલાઓને ગુલામ બનાવવામાં આવતા હતા. આ આક્રમણોમાં લૂંટને વહેંચી દેવી તે સેનાપતિઓ તથા સામાન્ય સૈનિકોનું મુખ્ય આકર્ષણ હતું. મહંમદે કાફરોની કતલ કરી, તેમનાં મંદિરોનો વિનાશ કર્યો, ગુલામો પકડયા અને લોકોની, ખાસ કરીને મંદિરોની તથા પૂજારીઓની સમૃદ્ધિ લૂંટી. આ જ તેના આક્રમણોનું મુખ્ય ધ્યેય જણાય છે. તેના પહેલાં જ આક્રમણ સમયે લૂંટીને તે ભારે સંપત્તિ તથા પાંચ લાખ હિંદુઓ સાથે લઈ ગયો હતો. 'સુંદર પુરુષો તથા સ્ત્રીઓને ગુલામ બનાવી ગઝની લઈ જવામાં આવ્યાં હતાં."[1]

૧ ડૉ. ટિટસનું અવતરણ - ઈન્ડિયન ઈસ્લામ પૃ. ૨૪.

ઈ.સ. ૧૦૧૭માં જ્યારે મહંમદે કનોજ જીત્યું તે લૂંટની એટલી બધી સમૃદ્ધિ અને કેદીઓ સાથે લઈ ગયો કે 'એમને ગણનારાની આંગળીઓ થાકી ગઈ હશે.' ઈ.સ. ૧૦૧૯ પછીના યુદ્ધ પછી ગઝની તથા મધ્ય એશિયામાં હિંદી ગુલામ કેવો સામાન્ય બની ગયો હતો તે વર્ણવતાં તે સમયનો ઈતિહાસકાર કહે છે :[૧] "પ્રત્યેક ગુલામ બેથી દસ દિરહમમાં વેચવામાં આવતો તે પરથી જ કેદીઓની સંખ્યાનો ખ્યાલ આવી જાય. પછી તેમને ગઝની લઈ જવામાં આવતા અને દૂર દૂરના શહેરોમાંથી વેપારીઓ તેમને ખરીદવા આવતા ... અને ગોરા કે કાળા, ધનિક કે ગરીબ સહુને એક જ સરખી ગુલામીમાં ભેળવી દેવામાં આવતા."

"ઈ.સ. ૧૨૦૨માં જ્યારે કુત્બુદ્દીને કલિંજર જીત્યું. ત્યાર પછી મંદિરોનું મસ્જિદોમાં પરિવર્તન થયું, મૂર્તિ પૂજાનો તો સમૂળગો નાશ થયો અને પચાસ હજાર લોકો ગુલામીના બંધનમાં બંધાયા અને સમગ્ર મેદાન હિંદુઓથી કાળુમેંશ બની ગયું."

આ પાક લડાઈમાં જે પકડાયા તે હિંદુઓને નસીબે ગુલામી જ હતી. પણ જ્યારે યુદ્ધ ન હોય ત્યારેય મુસ્લિમ આક્રમકોએ અપનાવેલી રીતોમાં હિંદુઓનું વ્યવસ્થિત અપમાન કરવામાં જરાય ઓછો ભાગ નહોતો ભજવ્યો. ચૌદમી સદીના પ્રારંભમાં અલાઉદ્દીનના સમયમાં કેટલાક ભાગોમાં હિંદુઓએ સુલતાનને પજવ્યો. એટલે તેણે તેમના પર એવા તો કરવેરા નાખવાનો નિર્ણય કર્યો કે તેઓ ક્યારેય બળવો ન કરી શકે.

'હિંદુઓ સવારી માટે ઘોડો ન રાખી શકે, શસ્ત્રો ન રાખી શકે, સુંદર વસ્ત્રો ન પહેરી શકે કે જીવનના કોઈ શોખ ન ભોગવી શકે.' [૨]

જજિયા જેવા કરવેરા વિશે બોલતાં ડૉ. ટિટસ કહે છે. [૩]

"સુલતાનો, શહેનશાહો તથા બાદશાહોના શાસન દરમ્યાન હિંદુઓ માટે હિંદના જુદાજુદા ભાગોમાં વત્તીઓછી નિયમિતતાથી જજિયાવેરો ભરવાનું ચાલુ જ રહ્યું. જો કે, મોટે ભાગે તે કાયદો માત્ર સિદ્ધાંતમાં જ અમલી બનતો કારણ કે આની

૧ એજન પૃ. ૨૬.
૨ ડૉ. ટિટસ : ઈન્ડિયન ઈસ્લામ, પૃ. ૨૯.
૩ એજન પૃ. ૩૦.

વસૂલાતનો અમલ કરવાનું કામ શાસકની શક્તિ પર જ સમગ્રતયા અવલંબિત હતું. જો કે, બુદ્ધિમાન અકબરના શાસનના (ઈ.સ. ૧૬૬૫) નવમા વર્ષે સમગ્ર મોગલ સામ્રાજ્યમાંથી તે દૂર કરવામાં આવ્યો. આઠ સૈકાથીય વધુ સમય હિંદમાં મુસ્લિમ સરકારની મૂળભૂત નીતિ તરીકેના તેના સ્વીકાર પછી."

લેન પૂલે કહે છે કે :

"હિંદુઓની જમીનમાં જે ઉત્પાદન થતું તેના અડધા ભાગનો કર એમના પર લાદવામાં આવ્યો હતો અને વળી તેને ભેંસ, બકરી અને અન્ય દૂઝણાં પશુઓ પર પણ કર ભરવો પડતો. ધનિક કે ગરીબ પર એકસરખો જ વેરો નખાતો, પ્રત્યેકે એકરદીઠ અમુક, પ્રત્યેક પશુદીઠ અમુક. જો કોઈ વેરો ઉઘરાવનારા કે અધિકારીઓ લાંચ લેતા ઝડપાતા તેમને તત્ક્ષણ જ બરતરફ કરવામાં આવતા અને તેમને લાકડીઓથી, સાણસાઓથી, લોખંડની ઘોડીઓથી, કેદથી કે સાંકળોથી શિક્ષા કરવામાં આવતી. નવા કાનૂનો ચુસ્તતાથી અમલમાં મુકાતા કે જેથી એક મહેસૂલી અમલદાર ૨૦ હિંદુઓને એક સાથે બાંધી પ્રહારો દ્વારા વસૂલાત કરે. હિંદુના ઘરમાં આનંદ આપે, ઉત્સાહ આપે તેવા સોના, ચાંદી કે સોપારી તો દેખાતાં જ નહિ અને નિર્ધન સ્થાનિક અમલદારોની પત્નીઓ મુસ્લિમ કુટુંબોમાં નોકરાણીઓ તરીકે રખાતી. મહેસૂલ અમલદાર મરકી કરતાં પણ ભયંકર લેખાતા અને સરકારી કારકુન થવું તે તો મોત કરતાંય શરમજનક હતું. એટલા માટે કે કોઈ હિંદુ તેને પોતાની કન્યા ન આપે."[1]

તે સમયનો ઈતિહાસકાર કહે છે કે આ રાજાજ્ઞાઓ, 'એટલી તો ચુસ્તતાથી પળાતી કે ચોકીદારો, નોકરો કે મુકાદમો ઘોડેસવારી નહોતા કરી શકતા, શસ્ત્રો નહોતા ધારણ કરી શકતા, સુંદર કપડાં નહોતા પહેરી શકતા કે પાન ખાઈ નહોતા શકતા.. કોઈ હિંદુ પોતાનું માથું ઊંચુ નહોતો રાખી શકતો... મુક્કા, હેડમાં પૂરવું, કેદ અને સાંકળો આ બધાનો ઉપયોગ વસૂલાત કરવા માટે થતો.'

આ બધું કંઈ તરંગ કે નૈતિક વિકૃતિનું પરિણામ નહોતું. ઊલટું તે, વિશાળ પરિપ્રેક્ષ્યમાં ઈસ્લામી નેતાઓના શાસક ખ્યાલો સાથે સુસંગત હતું. મુસ્લિમ

૧ લેન પૂલે : મિડિયેવલ ઈસ્લામ, પૃ. ૧૦૪.

કાયદા નીચે હિંદુઓની પરિસ્થિતિ કેવી હોવી જોઈએ તે જાણવા ઈચ્છતા સુલતાન અલાઉદ્દીને પૂછેલા પ્રશ્નનો કાઝીએ જે ઉત્તર આપ્યો તેના પરથી આ સ્પષ્ટ થાય છે : કાઝીએ કહ્યું :

"તેઓ ખંડણી ભરનારાઓ છે અને જયારે મહેસૂલી અમલદાર તેમની પાસે ચાંદી માગે ત્યારે કશો સવાલ કર્યા વિના ખૂબ નમ્રતાથી અને ઈજ્જતથી તેમણે સોનું આપવું જોઈએ. જો અમલદાર તેમનાં મોંમાં ધૂળ ફેંકે તો કશી હિચકિચાહટ વિના તેમણે તે લેવા મોં પહોળું કરવું જોઈએ. આ વસૂલાતમાં તથા તેમના મોંમાં ધૂળ ફેંકવામાં આ ગુલામોની બરોબર ગુલામી બહાર આવે છે. ઈસ્લામની ખ્યાતિ તે ફરજ છે અને મઝહબ માટેનો તિરસ્કાર નકામો છે. ખુદા તેમના તરફ નફરત રાખે છે કારણ કે તે તો કહે છે, 'તેમને ગુલામ બનાવો,' હિંદુઓનું અપમાન કર્યા જ કરવું તે તો મઝહબની ખાસ ફરજ છે કારણ કે તેઓ પયગંબરના ખૂબ હઠીલા દુશ્મનો છે અને પયગંબરે "તેમને ઈસ્લામમાં વટલાવો અથવા તેમને મારી નાંખો અને તેમને ગુલામ બનાવો અને તેમની સંપત્તિ તથા મિલકત લૂંટી લો." એમ કહીને પયગંબરે આપણને તેમની કતલ કરવાનો, તેમને લૂંટવાનો, તેમને જીતવાનો હુકમ આપ્યો છે. તેટલા કારણે કોઈ હનીફે નહીં પણ જેનો હુકમ આપણે માનીએ છીએ તે બડા હનીફે હિંદુઓ પર જજિયાવેરો નાખવાની આપણને સંમતિ આપી છે અને બીજા હનીફે પણ "મૃત્યુ કે ઈસ્લામ" સિવાય બીજો કોઈ વિકલ્પ લેવાની રજા નથી આપી.[1]

મહમદ ગઝનીના આગમન અને અહમદશાહ અબદાલીની વાપસી વચ્ચે જે ૭૬૨ વર્ષો વહી ગયાં તેની આવી કથા છે.

ઉત્તર હિંદ આર્યાવર્તનો ભાગ છે તેવું હિંદુઓ કઈ રીતે કહી શકશે ? કારણ કે એકવાર તે તેમનો હતો માટે હંમેશાં તે તેમનો જ રહેવો જોઈએ તેવું હિંદુઓ કેમ કરીને કહી શકશે ? જેઓ ભાગલાનો વિરોધ કરે છે અને 'અફઘાનિસ્તાન સહિતનું ઉત્તર હિંદ એક વાર હિંદનો પ્રદેશ હતો અને તે પ્રદેશના લોકો કાં તો બૌદ્ધો હતા અથવા તો હિંદુઓ હતા. આ તેવી પુરાણી હકીકતમાંથી ઉદ્ભવતી 'ઐતિહાસિક લાગણી'ને વળગી રહે છે. તેમને પૂછવું જોઈએ કે મુસ્લિમ આક્રમણની

૧ ડૉ. ટિટસ દ્વારા ઉદ્ધૃત - ઈન્ડિયન ઈસ્લામ, પૃ. ૨૯.

આ ૭૬૨ વર્ષની ઘટનાઓ, જે ધ્યેય સાથે તે આક્રમણો થયાં અને આ આક્રમકોએ તેમના હેતુઓ પાર પાડવા જે રીતો અપનાવી તે બધાંને શું સાવ અર્થહીન ગણવાનાં ?

તેનાં જે અન્ય પરિણામો આવ્યાં તે બાજુએ મૂકીએ તોય મારે મતે આ આક્રમણોએ આજે જેનો પાકિસ્તાનમાં સમાવેશ કરવાનો પ્રસ્તાવ થાય છે તે ઉત્તરના પ્રદેશનાં સંસ્કૃતિ તથા સ્વરૂપને ખૂબ બદલી નાખ્યાં છે. આ પ્રદેશો અને હિંદના બાકીના પ્રદેશો વચ્ચે એકતા જ નથી એટલું જ નહિ પણ હકીકતમાં તો બંને વચ્ચે અણગમો છે.

આ આક્રમણોનું પ્રથમ પરિણામ એ આવ્યું કે તેમણે ઉત્તર હિંદની અને શેષ હિંદ સાથેની એકતા તોડી નાંખી. ઉત્તર હિંદના પોતાના વિજય પછી મહંમદ ગઝનીએ તેને હિંદથી છૂટું પાડયું અને ગઝનીથી તેનું શાસન કર્યું. જયારે મહંમદ ઘોરી વિજેતા તરીકે મેદાનમાં આવ્યો ત્યારે તેણે તેને ફરી હિંદ સાથે જોડયું અને પહેલાં લાહોરથી અને પછી દિલ્હીથી તેના પર રાજય કર્યું. અકબરના ભાઈ હકીમે કાબૂલ તથા કંદહારને ઉત્તર હિંદથી છૂટા પાડયા. અકબરે ફરી તેમને ઉત્તર હિંદ સાથે જોડયાં. ઈ.સ. ૧૭૩૮માં ફરીવાર નાદિરશાહે તેમને છૂટાં પાડયા અને શીખોના ઊગમથી જો અંકુશ ન મુકાયો હોત તો સમગ્ર ઉત્તર હિંદ હિંદથી છૂટું પડી ગયું હોત. આથી, ઉત્તર હિંદ આગગાડીના 'વેગન' જેવું રહ્યું છે. જે પળની પરિસ્થિતિ મુજબ જોડી શકાય કે છૂટું પાડી શકાય. જો સામ્યની જરૂર હોય તો આલ્સાકેલોરેઈનનું ઉદાહરણ આપી શકાય. આલ્સાકે-લોરેઈન સ્વિટઝર્લેન્ડ અને નીચાણના પ્રદેશોની જેમ મૂળ જર્મનીનો ભાગ હતો. ઈ.સ. ૧૬૮૦ સુધી તે તેમ જ રહ્યો. ઈ.સ. ૧૬૮૦માં ફ્રાંસે તેને જીતી લીધો અને ફ્રાંસના પ્રદેશો સાથે તેને જોડી દીધો. ઈ.સ. ૧૮૭૧ સુધી તે ફ્રાંસનો ભાગ રહ્યો. તે વર્ષમાં જર્મનીએ તેને છૂટું પાડયું અને તેને પોતાનો પ્રદેશ બનાવ્યો. ઈ.સ. ૧૯૧૮માં તે ફરીવાર જર્મનીથી છૂટું પડાયું અને ફ્રાંસનો પ્રદેશ બનાવાયો. ઈ.સ. ૧૯૪૦માં ફ્રાંસથી તેને અલગ પાડી જર્મનીનો પ્રદેશ બનાવાયો.

આ આક્રમકોએ અપનાવેલી રીતોએ અનુગામી અસરો પણ ઉત્પન્ન કરી છે. તેમણે ઉત્પન્ન કરેલી આવી અસરોમાંથી એક અનુગામી અસર છે - હિંદુઓ

તથા મુસ્લિમો વચ્ચેની કટુતા. બંને વચ્ચેની આ કટુતા એટલી ઊંડી છે કે એક સદીનું રાજકીય જીવન તેને શાંત પાડવામાં સફળ નથી થયું કે લોકોને તે ભુલાવવામાં સફળ નથી થયું. આક્રમણોની સાથે મંદિરોનો વિનાશ, ફરજિયાત ધર્માંતર, મિલકતની લૂંટ, હત્યા, ગુલામી અને સ્ત્રી, પુરુષ તથા બાળકોનાં અપમાન સંકળાયેલાં હોવાથી આ આક્રમણો મુસ્લિમોનાં મનમાં ગૌરવરૂપે અને હિંદુઓનાં મનમાં લજ્જારૂપે હંમેશ જીવતાં રહે તેમાં શી નવાઈ ? આ બધી વાતો બાજુએ પણ હિંદનો વાયવ્ય ખૂણો તો એક રંગમંચ હતો જ્યાં એક જબરદસ્ત નાટક ભજવાયું. મુસ્લિમોનાં એક પછી એક ધાડાં ત્યાં ઊતરી આવ્યાં અને ત્યાંથી જ તેમણે હિંદના અન્ય ભાગોમાં પગપેસારો કર્યો. શેષ હિંદમાં ધીમેધીમે તેમણે આ પગપેસારો કર્યો. સમયગાળે તેઓ તેમની ખૂબ દૂરની સીમાઓથી પાછા હટયા. પણ જ્યાં સુધી તે ત્યાં રહ્યા ત્યાં સુધી હિંદના વાયવ્યખૂણામાં મૂળ આર્ય સંસ્કૃતિની સાથે ઈસ્લામી સંસ્કૃતિનો ઊંડો પ્રભાવ પડયો. આથી ધાર્મિક અને રાજકીય બંને દષ્ટિકોણોનો સમગ્ર રંગ બદલાઈ ગયો. નિ:શંક મુસ્લિમ આક્રમકો હિંદુઓ વિરુદ્ધનું ગીત ગાતા આવ્યા હતા. પણ માત્ર તેમણે તેમનાં તિરસ્કારનાં ગાણાં ન ગાયાં અને માર્ગમાં થોડાંક મંદિરો બાળીને તે પાછા ન ફર્યા. એટલું જ કર્યું હોત તો તે તેમનો આશીર્વાદ હોત. આવા નકારાત્મક પરિણામથી તેમને સંતોષ નહોતો થયો. તેમને તો રચનાત્મક કાર્ય કર્યું એટલે કે ઈસ્લામના બીજનું વાવેતર કર્યું. આ રોપાનો વિકાસ પણ નોંધપાત્ર છે. તે માત્ર નાનો ઉનાળુ છોડ નહોતો. તે તો ઓક જેટલો ઊંચો અને મજબૂત છોડ હતો. ઉત્તર ભારતમાં તેનો વિકાસ વધુમાં વધુ સઘન થયો. અનુગામી આક્રમણોએ અન્યત્ર કરતાં ત્યાં જ તેમનો કાંપ જમા કર્યો અને ત્યાં જ સન્નિષ્ઠ માળીની જેમ જળ સિંચન કર્યું. ઉત્તર ભારતમાં તેનો વિકાસ એટલો તો સઘન હતો કે બૌદ્ધ તથા હિંદુ સંસ્કૃતિ તો નાનાં છોડ હતાં. અરે, શીખોની કુહાડી આ ઓકને ન તોડી શકી. અલબત્ત, શીખો ઉત્તર ભારતના રાજકીય માલિકો બન્યા. પણ હ્યુએનસંગ પહેલાં શેષ હિંદ સાથે ઉત્તર ભારતને સાંકળતી આધ્યાત્મિક તથા સાંસ્કૃતિક એકતા તો પાછી ન મેળવી શકયા. શીખોએ તેને ભારત સાથે ફરી જોડયું. પણ તે શેષ ભારતને સંબંધ છે તેટલા પૂરતું તે રાજકીય રીતે છૂટું

પાડી શકાય તેવું આલ્સાકે-લોરેઈન બની ગયું અને આધ્યાત્મિક રીતે તો પરાયું બની ગયું. આ હકીકતો જોવામાં નિષ્ફળ જાય અથવા તો આ હકીકતો વચ્ચે એવો આગ્રહ રાખે કે પાકિસ્તાન એટલે જે સમગ્ર અખંડ છે તેના બે ભાગલા પાડવા તે માત્ર અકલ્પનાશીલ વ્યક્તિ જ હોઈ શકે.

હિંદુઓ પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે કઈ એકતા જુએ છે ? જો તે ભૌગોલિક એકતા હોય તો તે એકતા નથી. ભૌગોલિક એકતા તો પ્રકૃતિ ઈચ્છિત એકતા છે. ભૌગોલિક એકતા પર રાષ્ટ્રીયતાનું ઘડતર કરતાં તે યાદ રાખવું ઘટે કે તે તો પ્રકૃતિએ ઈચ્છેલી અને માણસે વ્યવસ્થિત ગોઠવેલી વાત છે. જો બાહ્યાચારમાં જ, ઉદાહરણ તરીકે, જીવનરીતિઓ અને ટેવોમાં જ એકતા હોય તો તે એકતા નથી. આ એકતા સમાન પરિસ્થિતિને અનુકૂળ થવાનું પરિણામ છે. જો તે વહીવટી એકતા હોય તો તે એકતા નથી. બ્રહ્મદેશનું ઉદાહરણ સામે જ છે. ઈ.સ. ૧૮૨૬માં એન્દાબુની સંધિથી આરાકાન અને ટેનાસેરિમ જોડાયાં હતાં. ઈ.સ. ૧૮૫૨માં પેરુ તથા માર્ત્બાન જોડાયાં હતાં. ઈ.સ. ૧૮૮૬માં ઉત્તર બ્રહ્મદેશનું જોડાણ થયું હતું. ઈ.સ. ૧૮૨૬માં હિંદ તેમજ બ્રહ્મદેશ વચ્ચે વહીવટી એકતા પ્રસ્થાપિત થઈ હતી. લગભગ ૧૧૦ વર્ષ સુધી તે વહીવટી એકતા અસ્તિત્વમાં રહી. ઈ.સ. ૧૯૩૭માં તે બંનેને સાથે બાંધતી ગાંઠ કાપી નાંખવામાં આવી અને કોઈએ આંસુ ન સાર્યાં. હિંદ અને બ્રહ્મદેશ વચ્ચેની એકતા લગીરે ઓછી મૂળભૂત નહોતી. જો એકતા સાચેસાચ જોડતી એકતા હોય તો તે સંબંધની લાગણીના પાયા પર, લોહીની સગાઈની ભાવના પર રચાયેલી હોવી જોઈએ. ટૂંકમાં, તે આધ્યાત્મિક હોવી જોઈએ. આ સઘળી વિચારણાઓના સંદર્ભમાં મૂલવતાં પાકિસ્તાન તથા હિંદુસ્તાનની એકતા એક કલ્પના છે. પાકિસ્તાન તથા હિંદુસ્તાન વચ્ચે જે આધ્યાત્મિક એકતા છે તેના કરતાં હિંદુસ્તાન અને બ્રહ્મદેશ વચ્ચે સવિશેષ આધ્યાત્મિક એકતા છે અને જો બ્રહ્મદેશને હિંદથી છૂટું પાડવામાં આવ્યું ત્યારે હિંદુઓએ વાંધો ન લીધો તો પુનરુચ્ચારણ કરીનેય કહું છું કે જે શેષ હિંદથી રાજકીય રીતે છૂટો પડી શકે તેવો છે, સામાજિક રીતે શત્રુતાભર્યો છે અને આધ્યાત્મિક રીતે પરાયો છે તે પાકિસ્તાન જેવો વિસ્તાર અલગ પડે તેમાં હિંદુઓ કેવી રીતે વાંધો લઈ શકે તે જ સમજાતું નથી.

## પ્રકરણ ૫

# સંરક્ષણ નબળું બનાવવું

પાકિસ્તાનનું સર્જન હિંદુસ્તાનના સંરક્ષણના પ્રશ્નને કેવી રીતે અસર કરશે? આ તાકીદનો પ્રશ્ન છે જ નહિ, કારણકે અસ્તિત્વમાં આવતાંની સાથે તરત જ પાકિસ્તાન હિંદુસ્તાન સાથે યુદ્ધ કરશે તેવું માનવાને કોઈ કારણ નથી. છતાં, આ પ્રશ્ન ઊભો થવાનો જ છે તો તેની પણ ચર્ચા કરી લઈએ તો બહેતર.

આ પ્રશ્ન ત્રણ વિભાગોમાં ચર્ચી શકાય. (૧) સરહદોનો પ્રશ્ન (૨) સાધનસંપત્તિનો પ્રશ્ન અને (૩) સશસ્ત્ર દળોનો પ્રશ્ન.

## ૧

## સરહદોનો પ્રશ્ન

હિંદુઓ એવી ભારપૂર્વક દલીલ કરશે કે હિંદુસ્તાનની કોઈક સૈદ્ધાંતિક સરહદ રાખ્યા વિના પાકિસ્તાન છૂટું પડે છે. અલબત્ત, તેનો દેખીતો ઉત્તર તો એ છે કે સરહદોની બાબતમાં તેમને - હિંદુઓને પ્રતિકૂળ અસર પડે છે એટલે કંઈ મુસ્લિમોને તેમનો પાકિસ્તાનનો અધિકાર છોડી દેવાનું તો ન જ કહેવાય. પણ મશ્કરી જવા દઈએ પણ એવી પણ બે વિચારણાઓ છે કે જેને ધ્યાનમાં લેવામાં આવે તો જણાશે કે આ અંગેનો હિંદુઓનો ભય અકારણ છે.

પ્રથમ વાત તો એ છે કે કોઈ પણ દેશ એવી આશા રાખી શકે કે તેની સરહદો વિજ્ઞાનના સિદ્ધાંત અનુસાર હોય ? "નોર્થ વેસ્ટ ફ્રન્ટિઅર"ના લેખક શ્રી ડેવિસ જણાવે છે તેમ.

"આપણા હિંદી સામ્રાજ્યની વાયવ્ય સરહદો માનવવંશીય, રાજકીય કે લશ્કરી જરૂરિયાતો સંતોષે તે રીતે તેમને સીમાંકિત કરવી અશક્ય છે. સરળ રીતે હદ બાંધી શકાય તેવા ભૌગોલિક લક્ષણો એક છેડેથી બીજે છેડે જતા હોય, ગાઢ સંબંધ ધરાવતી જનજાતિઓના પ્રદેશોમાંથી જતા હોય, માનવવંશીય વિચારણીય બાબતોનું ઉલ્લંઘન કરતા ન હોય, અને સાથેસાથે રાજકીય હદ ધરાવતા હોય તેવા પ્રદેશો શોધવાનો પ્રયાસ કરવો તે કાલ્પનિક આદર્શ માત્ર છે."

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો, વિજ્ઞાનના સિદ્ધાંત અનુસાર કોઈ હિંદની

સરહદો છે જ નહિ અને ભિન્નભિન્ન વ્યક્તિઓએ હિંદની ભિન્નભિન્ન સરહદોની હિમાયત કરી છે. આ સરહદોના પ્રશ્ને બે નીતિઓ ઊભી કરી છે. "અગ્રવર્તી નીતિ અને 'ફરી સિંધુ સુધી' પાછાની નીતિ. સર જ્યોર્જ મેકમનના શબ્દોમાં કહીએ તો 'અગ્રવર્તી' નીતિના બૃહદ અને લઘુ હેતુઓ હતા. તેના બૃહદ હેતુમાં હિંદ પરના આક્રમણને ખાળવા નિયતિ સર્જિત અવરોધ તરીકે અફઘાનિસ્તાનની આંતરિક બાબતો પર નિયંત્રણનો તથા પશ્ચિમ એશિયામાં આવેલી આમુદ નદી સુધી હિંદી પ્રભાવના વિસ્તરણનો સમાવેશ થાય છે. તેના લઘુ હેતુમાં, 'શાસિત પ્રદેશો' (એટલે કે વાયવ્ય સરહદી પ્રાંતોની) અને ડયૂરાન્ડ લાઈન દ્વારા નિર્ધારિત અફઘાનિસ્તાન વચ્ચેની કબીલાવાળી ડુંગરાળ ભૂમિનો સમાવેશ તથા તે લાઈન સુધી બ્રિટિશ નિયંત્રણના અમલ પૂરતી મર્યાદિત હતી. હિંદની સલામતીના આધાર તરીકેની બૃહદ હેતુ વાળી અગ્રવર્તીની નીતિ તો ક્યારનીય ત્યજી દેવામાં આવી છે. પરિણામે ત્રણ સરહદોમાંથી જ પસંદગી કરવાની રહી : (૧) સિંધુ નદી (૨) વાયવ્ય સરહદી પ્રાંતોની વર્તમાન વહીવટી સરહદ અને (૩) ડયૂરાન્ડ લાઈન. નિ:શંક, પાકિસ્તાન હિંદુસ્તાનની સરહદ સિંધુ સુધી એટલે કે સિંધુની પાછળ સતલજ સુધી લાવશે. પણ આ 'સિંધુ સુધી પાછાની' નીતિના સમર્થકો પણ છે. સિંધુની સરહદના મહાન પ્રતિપાદક હતા લોર્ડ લોરેન્સ. તે સિંધુની આસપાસના ડુંગરાની તળેટીઓમાં આવેલા પ્રદેશોથી આગળ જવાના પ્રચંડ વિરોધી હતા. સિંધુની ખીણમાં જ કોઈ પણ આક્રમકને પહોંચી વળવાની તેમણે હિમાયત કરી હતી. તેમને મન સિંધુની ખીણથી વિશેષ દૂર યુદ્ધ કરવું તે સાવ મૂર્ખતા અને નબળાઈ હતી, અને જેટલું અંતર વિશેષ હોય તેટલું આક્રમક લશ્કરને અફઘાનિસ્તાન તથા કબીલાવાળા ડુંગરાળ પ્રદેશોમાંથી કૂચ કરવી પડે, અને તેથી ભારે મુશ્કેલી સર્જાય. જો કે, બીજાઓએ બતાવ્યું છે કે નદી તે રક્ષણ માટે નબળો પ્રદેશ છે. પણ સિંધુની સરહદ સુધી પાછા નહીં વળવાનું મુખ્ય કારણ બીજે પડેલું છે. શ્રી ડેવિસ સાચું કારણ આપતાં જણાવે છે કે, "જ્યારે આર્વાચીન વાયવ્ય સરહદી પ્રાંતોના રહેવાસીઓના દૃષ્ટિકોણથી ચકાસવામાં આવે છે ત્યારે "પાછા સિંધુ સુધી'નો પોકાર નિરર્થક બની જાય છે. આ પીછેહઠ એટલે

માત્ર પ્રતિષ્ઠા ખોવી એટલું જ નહિ પણ આપણા લાભદાયક શાસનનો વિસ્તાર જેમના સુધી કર્યો છે તે લોકોને કરેલો સાવ વિશ્વાસઘાત.'

હકીકતમાં તો, કોઈ પણ અમુક સરહદ સલામત છે તેવો આગ્રહ રાખી શકાય નહિ. તેનું સાવ સરળ કારણ એ છે કે આજના વિશ્વમાં ભૌગોલિક પરિસ્થિતિઓ નિર્ણયાત્મક નથી અને આધુનિક ટેકનિકે પ્રાકૃતિક સરહદોના અગાઉના મહત્ત્વને ઝાઝા પ્રમાણમાં લૂંટી લીધું છે. અરે, જ્યાં પ્રચંડ પર્વતો, વિશાળમાં વિશાળ ઝરણાં, વ્યાપકમાં વ્યાપક સમુદ્રો અને પથરાયેલાં રણો હતાં ત્યાંય.

બીજું, પ્રાકૃતિક સરહદો વિનાના દેશો માટે આ ઊણપ દૂર કરી દેવી તે સદૈવ શક્ય છે. પ્રાકૃતિક સરહદો નથી તેવા દેશો ઓછા નથી. પણ તે બધાએ અવરોધ તરીકે કૃત્રિમ કિલ્લેબંધી ઊભી કરીને પ્રકૃતિની આ ઊણપ દૂર કરી છે અને આ કિલ્લેબંધીઓ પ્રાકૃતિક અવરોધો કરતાં સવિશેષ અભેદ્ય છે. પોતાના જેવી જ પરિસ્થિતિમાં આવેલા બીજા દેશોએ જે કર્યું તે હિંદુઓ નહિ કરી શકે તેમ માનવાને કોઈ કારણ નથી. આ કારણો બતાવ્યા પછી, પ્રાકૃતિક સંરક્ષક સરહદના અભાવનો ભય હિંદુઓએ ન રાખવો જોઈએ.

## ૨. સાધનસંપત્તિનો પ્રશ્ન

વિજ્ઞાનના સિદ્ધાંત અનુસાર સરહદના પ્રશ્ન કરતાં વધુ મહત્ત્વનો પ્રશ્ન છે સાધનસંપત્તિનો. જો આવશ્યક શસ્ત્ર સરંજામ માટે પૂરતી સાધનસંપત્તિ હોય તો વિજ્ઞાનના સિદ્ધાંત સિવાયની કે નબળી સરહદને કારણે સર્જાયેલી મુસીબતનો પાર પાડવી હંમેશાં શક્ય છે. એટલે આપણે પાકિસ્તાન અને હિંદુસ્તાનની સાધનસંપત્તિની તુલનાત્મક વિચારણા કરવી જોઈએ. તેમની તુલનાત્મક સાધનસંપત્તિનો ખ્યાલ નીચેના આંકડાઓ દ્વારા આપવામાં આવ્યો છે :[1]

| પ્રાંતો | વિસ્તાર | વસ્તી | આવક[1](રૂપિયા) |
|---|---|---|---|
| વાયવ્ય સરહદી પ્રાંત | ૧૩,૫૧૮ | ૨,૪૨૫,૦૦૩ | ૧,૯૦,૧૧,૮૪૨ |
| પંજાબ | ૯૧,૯૧૯ | ૨૩,૫૫૧,૨૧૦ | ૧૨,૫૩,૮૭,૭૩૦ |

૧ આ આવકમાં પ્રાંતીય સરકારોએ, પ્રાંતીય સાધનસંપત્તિમાંથી, પ્રાંતોમાંથી ઊભી કરેલી તથા કેન્દ્રીય સરકારે કેન્દ્રીય આવકોમાંથી ઊભી કરેલી આવકોનો સમાવેશ થાય છે.

| | | | |
|---|---|---|---|
| સિંધ | ૪૬,૩૭૮ | ૩,૮૮૭,૦૭૦ | ૯,૫૬,૭૬,૨૬૯ |
| બલુચિસ્તાન | ૫૪,૨૨૮ | ૪૨૦,૬૪૮ | --- |
| બંગાળ | ૮૨,૯૫૫ | ૫૦,૦૦૦,૦૦૦ | ૩૬,૫૫,૬૨,૪૮૫ |
| કુલ આવક | ૨૮૮,૯૯૮ | ૮૦,૨૮૩,૯૩૧ | ૬૦,૫૬,૩૮,૩૨૬ |

## હિંદની સાધનસંપત્તિ[1]

| પ્રાંતો | વિસ્તાર | વસ્તી | આવક[1] |
|---|---|---|---|
| અજમેર-મારવાડ | ૨,૭૧૧ | ૫૬૦,૨૯૨ | ૨૧,૦૦,૦૦૦ |
| આસામ | ૫૫,૦૧૪ | ૮,૬૨૨,૨૫૧ | ૪,૪૬,૦૪,૪૪૧ |
| બિહાર | ૬૯,૩૪૮ | ૩૨,૩૭૧,૪૩૪ | ૬,૭૮,૨૧,૫૮૮ |
| મુંબઈ | ૭૭,૨૭૧ | ૧૮,૦૦૦,૦૦૦ | ૩૪,૯૮,૦૩,૮૦૦ |
| મધ્ય પ્રાંતો અને વિરાર | ૯૯,૯૫૭ | ૧૫,૫૦૭,૭૨૩ | ૪,૫૮,૮૩,૯૬૧ |
| કુર્ગ | ૧,૫૯૩ | ૧૬૩,૩૨૭ | ૧૧,૦૦,૦૦૦ |
| દિલ્હી | ૫૭૩ | ૬૩૬,૨૪૬ | ૭૦,૦૦,૦૦૦ |
| મદ્રાસ | ૧૪૨,૨૭૭ | ૪૬,૦૦૦,૦૦૦ | ૨૫,૬૬,૭૧,૨૬૫ |
| ઓરિસ્સા | ૩૨,૬૯૫ | ૮,૦૪૩,૬૮૧ | ૮૭,૬૭,૨૬૯ |
| સંયુક્ત પ્રાંતો | ૨૦૬,૨૪૮ | ૪૮,૪૦૮,૭૬૩ | ૧૬,૮૫,૫૨,૮૮૧ |
| કુલ | ૬૦૭,૬૫૭ | ૧૭૮,૫૧૩,૯૧૯ | ૯૬,૨૪,૦૫,૨૦૬ |

આ એકંદર આંકડાઓ છે. આમાં વધઘટની શક્યતા છે. કેન્દ્ર સરકાર દ્વારા રેલવે, ચલણ અને તાર-ટપાલમાંથી ઊભી કરાતી આવકોનો આ આંકડાઓમાં સમાવેશ થતો નથી કારણકે પ્રત્યેક પ્રાંતમાંથી કેટલી મળે છે તે ચોકકસપણે મેળવવું મુશ્કેલ છે. જયારે તે મળશે ત્યારે આવકના આ આંકડાઓમાં કેટલોક વધારો કરવો પડશે. તેમાં શંકા જ નથી કે આવકનાં આ ક્ષેત્રોમાંથી હિંદુસ્તાનને જે આવક થશે તેનો હિસ્સો પાકિસ્તાનને મળનારા હિસ્સા કરતાં ખૂબ મોટો હશે. જેમ આ આંકડાઓમાં વધારો કરવો પડશે તેમ તેમાંથી ઘટાડો પણ કરવો પડશે. જો કે, મોટે ભાગે આ ઘટાડો પાકિસ્તાનને નસીબે આવશે. પાછળથી દર્શાવવામાં આવશે તેમ પંજાબનો કેટલોક ભાગ પશ્ચિમ પાકિસ્તાનની યોજનામાંથી

૧ આ આવકમાં પ્રાંતીય સરકારોએ, પ્રાંતીય સાધનસંપત્તિમાંથી, પ્રાંતોમાંથી ઊભી કરેલી તથા કેન્દ્રીય સરકારે કેન્દ્રીય આવકોમાંથી ઊભી કરેલી આવકોનો સમાવેશ થાય છે.

બાકાત રાખવો પડશે. તે જ રીતે બંગાળનો કેટલોક ભાગ સૂચિત પૂર્વ પાકિસ્તાનમાંથી બાકાત રાખવો પડશે. જો કે, આસામનો જિલ્લો તેમાં ઉમેરવો પડશે. મારે મતે, બંગાળમાંથી પંદર જિલ્લાઓ બાકાત કરવા પડશે અને પંજાબમાંથી તેર જિલ્લાઓ. આ જિલ્લાઓને બાકાત રાખવાને પરિણામે આ વિસ્તારોમાં, વસ્તીમાં તથા આવકમાં કેટલો ઘટાડો થશે તેનો ચોક્કસ ખ્યાલ આપવા કોઈ સમર્થ બને તેટલી પૂરતી વિગતો ઉપલબ્ધ નથી. છતાંય, કોઈ એવું અનુમાન તો કરી જ શકે કે જ્યાં સુધી પંજાબ તથા બંગાળને સંબંધ છે ત્યાં સુધી તેમની આવક અડધી થઈ જશે. પાકિસ્તાનને આ જે ખોટ થશે તે હિંદુસ્તાનને નફો જ હશે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પશ્ચિમ અને પૂર્વ પાકિસ્તાનની આવક ૬૦ કરોડ બાદ ૨૪ કરોડ એટલે કે ૩૬ કરોડ હશે જ્યારે હિંદુસ્તાનની આવક ૯૬ કરોડ વત્તા ૨૪ કરોડ એટલે ૧૨૦ કરોડ હશે.

મારા કરેલા અવલોકનો મુજબ, આ આંકડાઓનો અભ્યાસ કરતાં એટલું તો સ્પષ્ટ થશે કે હિંદુસ્તાનની સાધનસંપત્તિ પાકિસ્તાન કરતાં ખૂબ વધુ હશે. ભલે પછી તે વિસ્તાર, વસ્તી કે આવકની દૃષ્ટિએ હોય. આથી સાધનસંપત્તિ અંગે કોઈ આશંકા રાખવાની જરૂર નથી. કારણ કે પાકિસ્તાનના સર્જનથી હિંદુસ્તાન નબળી સ્થિતિમાં મુકાવાનું નથી.

## ૩

## સશસ્ત્ર દળોનો પ્રશ્ન

દેશના સંરક્ષણનો આધાર જેટલો તેની સાધનસંપત્તિ પર છે તેટલો તેની વિજ્ઞાનના સિદ્ધાંત પ્રમાણેની સરહદો પર નથી. પણ સાધનસંપત્તિ કરતાંય તેનો સવિશેષ આધાર તેને ઉપલબ્ધ એવાં લડાયક દળો પર છે.

પાકિસ્તાન તથા હિંદુસ્તાનને કયાં સશસ્ત્ર દળો ઉપલભ્ય છે ?

હિંદના સંરક્ષણના પ્રશ્નના વિશિષ્ટ લક્ષણ તરીકે ધ સાઈમન કમિશને નિર્દેશ કર્યો હતો કે કેટલાંક એવાં વિશિષ્ટ ક્ષેત્રો હતાં કે જ્યાંથી માત્ર હિંદના લશ્કરમાં સૈનિકોની ભરતી થાય છે અને એવાં કેટલાંક ક્ષેત્રો હતાં કે જ્યાંથી તેમની ભરતી જ નહોતી થતી અથવા તો ખૂબ ઓછી થતી હતી. કમિશનના અહેવાલ

પરથી નોંધેલી હકીકતો, હિંદના સંરક્ષણનો વિચાર કરતા, તેની ચિંતા કરતા અનેક હિંદીઓને અત્યંત આશ્ચર્ય ઉપજાવશે.

| ભરતીનાં ક્ષેત્રો | ભરતી થનારા સૈનિકોની સંખ્યા |
|---|---|
| ૧. વાયવ્ય સરહદી પ્રાંતો | ૫,૬૦૦ |
| ૨. કાશ્મીર | ૬,૫૦૦ |
| ૩. પંજાબ | ૮૬,૦૦૦ |
| ૪. બલુચિસ્તાન | ૩૦૦ |
| ૫. નેપાલ | ૧૯,૦૦૦ |
| ૬. સંયુક્ત પ્રાંતો | ૧૬,૫૦૦ |
| ૭. રાજપુતાના | ૭,૦૦૦ |
| ૮. મધ્ય હિંદ | ૨૦૦ |
| ૯. મુંબઈ | ૭,૦૦૦ |
| ૧૦. મધ્ય પ્રાંતો | ૧૦૦ |
| ૧૧. બિહાર તથા ઓરિસ્સા | ૩૦૦ |
| ૧૨. બંગાળ | શૂન્ય |
| ૧૩. આસામ | શૂન્ય |
| ૧૪. બ્રહ્મદેશ | ૩,૦૦૦ |
| ૧૫. હૈદરાબાદ | ૭૦૦ |
| ૧૬. મૈસૂર | ૧૦૦ |
| ૧૭. મદ્રાસ | ૪,૦૦૦ |
| ૧૮. પ્રકીર્ણ | ૧,૯૦૦ |
| કુલ | ૧૫૮,૨૦૦ |

સાઈમન કમિશને જોયું કે આ પરિસ્થિતિ હિંદ માટે સ્વાભાવિક હતી અને તેના સમર્થનમાં મહાયુદ્ધ વખતે હિંદના જુદાજુદા પ્રાંતોમાંથી થયેલી સૈનિકોની ભરતીના નીચેના આંકડાઓ ટાંક્યા કારણ કે 'એમ ન કહી શકાય કે કોઈ પણ વિસ્તારને સૈનિકોની ભરતી માટે કોઈ તક આપવામાં આવી નહોતી.'

| પ્રાંત | ભરતી થયેલા સૈનિકોની નોંધાયેલી સંખ્યા | ભરતી થયેલા બિનસૈનિકોની નોંધાયેલી સંખ્યા | કુલ |
|---|---|---|---|
| મદ્રાસ | ૫૧,૨૨૩ | ૪૧,૧૧૭ | ૯૨,૩૪૦ |
| મુંબઈ | ૪૧,૨૭૨ | ૩૦,૨૧૧ | ૭૧,૪૮૩ |
| બંગાળ | ૭,૧૧૭ | ૫૧,૯૩૫ | ૫૯,૦૫૨ |
| સંયુક્ત પ્રાંતો | ૧૬૩,૫૭૮ | ૧૧૭,૫૬૫ | ૨૮૧,૧૪૩ |
| પંજાબ | ૩૪૯,૬૮૮ | ૯૭,૨૮૮ | ૪૪૬,૯૭૬ |
| વાયવ્ય સરહદી પ્રાંતો | ૩૨,૧૮૧ | ૧૩,૦૫૦ | ૪૫,૨૩૧ |
| બલુચિસ્તાન | ૧,૭૬૧ | ૩૨૭ | ૨,૦૮૮ |
| બ્રહ્મદેશ | ૧૪,૦૯૪ | ૪,૫૭૯ | ૧૮,૬૭૩ |
| બિહાર તથા ઓરિસ્સા | ૮,૫૭૬ | ૩૨,૯૭૬ | ૪૧,૫૫૨ |
| મધ્ય પ્રાંતો | ૫,૩૭૬ | ૯,૬૩૧ | ૧૫,૦૦૭ |
| આસામ | ૯૪૨ | ૧૪,૧૮૨ | ૧૫,૧૨૪ |
| અજમેર-મારવાડ | ૭,૩૪૧ | ૧,૬૩૨ | ૮,૯૭૩ |
| નેપાલ | ૫૮,૯૦૪ | - | ૫૮,૯૦૪ |
| કુલ | ૭૪૨,૦૫૩ | ૪૧૪,૪૯૩ | ૧,૧૫૬,૫૪૬ |

આ હકીકતો સ્પષ્ટપણે પ્રગટ કરે છે કે હિંદનાં સંરક્ષણ માટેના સશસ્ત્ર દળોમાં ભરતી મુખ્યત્વે તે વિસ્તારોમાંથી થાય છે, જે વિસ્તારોનો સમાવેશ પાકિસ્તાનમાં થવાનો છે. આ પરથી એવી દલીલ થાય કે પાકિસ્તાન વિના હિંદ પોતાનું સંરક્ષણ ન કરી શકે.

અલબત્ત, સાઈમન કમિશને જે હકીકતો પ્રગટ કરી છે તે અંગે કોઈ પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી. પણ સાઈમન કમિશને જેમ સૂચવ્યું છે કે માત્ર પાકિસ્તાન જ સૈનિકો પેદા કરી શકે છે અને હિંદુસ્તાન નહિ તેવા તારણના આધાર તરીકે આ હકીકતોને ન લઈ શકાય. આવા તારણનું બિલકુલ સમર્થન ન થઈ શકે. જે નીચેની ચર્ચા પરથી જોઈ શકાશે.

સૌપ્રથમ તો, સાઈમન કમિશને હિંદની જે ખાસ વિશિષ્ટતા માની છે તે એવી કંઈ વિશિષ્ટતા છે જ નહિ. જે કંઈ વિશિષ્ટતા દેખાય છે તે લોકોની કોઈ મૂળભૂત ખામીને કારણે નથી. વર્ષોથી બ્રિટિશ સરકારે અપનાવેલી ભરતીની

નીતિને કારણે આવી વિશિષ્ટતા ઉદ્ભવી છે. હિંદી લશ્કરમાં વાયવ્ય પ્રદેશના લોકોનું પ્રાધાન્ય એટલા માટે છે કે તેઓ લડાયક વર્ગના છે એવી સત્તાવાર સ્પષ્ટતા અપાય છે. પણ શ્રી ચૌધરીએ લગીરે[1] દોષ વિનાની હકીકતો પ્રગટ કરીને બતાવ્યું છે કે આ સ્પષ્ટતા સત્યથી વેગળી છે. તેમણે દર્શાવ્યું છે કે લશ્કરમાં વાયવ્ય પ્રદેશોના લોકોનું પ્રાધાન્ય છેક ૧૮૫૭ના બળવાના સમયથી છે. સહુ પહેલીવાર ૧૮૭૯માં તે જ વર્ષે નિયુક્ત થયેલી વિશિષ્ટ લશ્કર સમિતિએ[2] અસ્પષ્ટપણે લડાયક તથા બિનલડાયક વર્ગોનો સિદ્ધાંત રજૂ કર્યો તે પહેલાંના વીસ વર્ષોથી તેમના વર્ચસ્વને તેમની કહેવાતી લડાયક લાક્ષણિકતા સાથે કશી જ નિસબત નથી, પણ બળવો દાબી દેવા, જે બળવામાં બંગાળનું લશ્કર સંપૂર્ણપણે જોડાયેલું હતું તે બળવો દાબી દેવા તેમણે અંગ્રેજોને કરેલી સહાય સાથે નિસબત છે. શ્રી ચૌધરીના જ શબ્દો ટાંકીએ. "બળવા પહેલાનું બંગાળનું લશ્કર મુખ્યત્વે ગંગાના નીચાણવાળા પ્રદેશોના બ્રાહ્મણો તથા ક્ષત્રિયોનું જ હતું. આ લેખના પ્રથમ ખંડમાં અમે દર્શાવ્યું તેમ તે સમયના ત્રણે પ્રાંતીય લશ્કરો ક્ષેત્રોની લડાયક શક્તિઓનું પ્રતિનિધિત્વ કરતાં હતાં. જો કે, તેમાંથી કોઈને ચુસ્તપણે સંબંધિત પ્રાંતોના રાષ્ટ્રીય લશ્કરો તરીકે સાચેસાચ વર્ણવી શકાય નહિ. કારણ કે વસ્તીના પરંપરાગત લડાયક વર્ગોમાંથી જ ભરતી કર્યા સિવાયનો કોઈ પ્રયત્ન નહોતો થયો. ભરતીનાં તેમનાં પ્રાકૃતિક ક્ષેત્રોમાંથી જ તે સહુની ભરતી થઈ હતી. ઉ. ત. મદ્રાસનું લશ્કર તામિલ અને તેલુગુ પ્રદેશોમાંથી, મુંબઈનું લશ્કર પશ્ચિમ હિંદમાંથી અને બંગાળનું લશ્કર બિહાર, સંયુક્ત પ્રાંતો અને બંગાળના મર્યાદિત ક્ષેત્રોમાંથી. જો અન્ય રીતે તે યોગ્ય હોય તો ભરતી થનાર પુરુષો પર જાતિ કે જ્ઞાતિ કે પ્રદેશની કોઈ અધિકૃત મર્યાદા નહોતી." એક ક્ષણ માટે મુંબઈ તથા મદ્રાસની વાત બાજુએ મૂકીએ તો બંગાળના લશ્કરમાં આ સામાન્ય નિયમમાં એકમાત્ર અપવાદ પંજાબીઓ તથા શીખોને લાગુ પડતો હતો

૧ જુઓ ધ 'મૉર્ડન રિવ્યુ'માં જુલાઈ ૧૯૩૦, સપ્ટેમ્બર ૧૯૩૦, જાન્યુઆરી ૧૯૩૧ તથા ફેબ્રુઆરી ૧૯૩૧માં પ્રસિદ્ધ થયેલી તેમની 'ધ માર્સિયલ રેસીસ ઓફ ઈન્ડિયા'નામની લેખમાળા.

૨ આ સમિતિએ ફેરવેલી પ્રશ્નાવલિમાં નીચેના પ્રશ્નનો સમાવેશ થતો હતો : 'જો સામ્રાજ્યની સલામતી માટે હિંદી લશ્કરના સક્ષમ અને ઉપલબ્ધ અનામત દળો અનિવાર્ય જણાય તો હિંદની નબળામાં નબળી અને ઓછી લડાયક જાતિઓથી એ સૈનિકોની ભરતી કરવાને બદલે આપણને શ્રેષ્ઠ સૈનિકો આપી શકે તેવા આ દેશના પ્રદેશોમાંથી સૈનિકોની ભરતી ન કરવી જોઈએ ? અને નિભાવવાં ન જોઈએ ?'

અને તે એ કે તેમની ભવ્ય લશ્કરી પરંપરા છતાંય તેમને ઉત્તર હિંદના લશ્કરમાં વાજબી પ્રતિનિધિત્વ અપાતું નહોતું. ઊલટું, સરકારી હુકમ દ્વારા મુકાયેલા ચુસ્ત નિયંત્રણ નીચે તેમની ભરતી થતી હતી અને આ હુકમ એવો હતો કે રેજિમેન્ટમાં પંજાબીઓની સંખ્યા ૨૦૦થી વધવી ન જોઈએ અને તેમનામાં શીખોની સંખ્યા ૧૦૦થી વધુ તો ન જ હોવી જોઈએ. માત્ર બંગાળના લશ્કરના હિંદુસ્તાની રેજિમેન્ટના બળવાને કારણે જ બ્રિટિશ સત્તાધીશોની નજરે ફરી ચઢવાની તક પંજાબીઓને મળી. ત્યાં સુધી તેઓ શંકાસ્પદ હતા, તેમના પર પ્રતિબંધ હતો અને ૧૮૫૭ના બળવા સુધી બંગાળના લશ્કરમાં ભરતી મુખ્યત્વે અવધ, ઉત્તર તથા દક્ષિણ બિહાર, ખાસ કરીને દક્ષિણ બિહારમાંથી, મુખ્યત્વે શાહબાદ તથા ભોજપુરમાંથી, ગંગા-યમુનાના દોઆબમાંથી અને રોહિલ ખંડમાંથી થતી. આ પ્રદેશોમાંથી ભરતી થયેલા સૈનિકો ઉચ્ચ વર્ણના પુરુષો, સર્વ સંપ્રદાયના બ્રાહ્મણો, ક્ષત્રિયો, રાજપૂતો તથા આહીરો હતા. રેજિમેન્ટમાં ભરતી થનારા આ લોકોનું સરેરાશ પ્રમાણ આ પ્રમાણે હતું. (૧) બ્રાહ્મણો ૭/૨૪, (૨) રાજપૂતો ૧/૪, (૩) નિમ્નવર્ગના હિંદુઓ ૧/૬, (૪) મુસ્લિમો ૧/૬, (૫) પંજાબીઓ ૧/૮.

"આજના લશ્કરમાં પંજાબ, નેપાળ, વાયવ્ય સરહદી પ્રાંત, કુમાઉ તથા ગઢવાલના ડુંગરાળ પ્રદેશો તથા રાજપુતાના જેવા જે વિસ્તારોમાંથી મહત્તમ સંખ્યામાં સૈનિકોની ભરતી થાય છે તે વિસ્તારોમાંથી આ લશ્કરમાં ઓછી ભરતી થતી હતી કે ક્યારેક તો બિલકુલ થતી જ નહોતી. તેમાં હિંદની શીખો, ગુરખાઓ, પંજાબી મુસલમાનો, ડોગરાઓ, જાટો, પઠાણો, ગઢવાલી, રાજપુતાનાના રાજપૂતો, કુમાઉવાસીઓ, ગૂર્જરો, સર્વ સમુદાયો તથા વિભાગો જેવી હિંદની પ્રસિદ્ધ લડાયક જ્ઞાતિઓને ખાસ કરી બાકાત રાખવામાં આવતી. આ એવી જાતિઓ કે જે આજના હિંદી લશ્કરની શક્તિનો સ્તંભ ગણાય છે. એક વર્ષ તથા એક બળવો અને બધું બદલાઈ ગયું. ૧૮૫૭ના બળવાએ બંગાળના લશ્કરને ઉડાવી દીધું અને પંજાબીઓનું ઝનૂની લશ્કર અસ્તિત્વમાં આવ્યું જે વિશાળપણે આજના હિંદી લશ્કરને તથા તેની રચનાના સામાન્ય પ્રમાણને મળતું આવે છે."

"હિંદુસ્તાની રેજિમેન્ટના (બંગાળના લશ્કરની) બળવાથી ખાલી પાડેલી જગ્યા સત્વરે જ શીખો તથા અન્ય પંજાબીઓથી અને વેર લેવા આતુર તથા હિંદુસ્તાનનાં

નગરોને લૂંટવા આતુર એવા ડુંગરાળ પ્રદેશોના લોકોથી ભરી દેવામાં આવી. હિંદુસ્તાની સૈનિકોની સહાયથી અંગ્રેજોએ તેમને જીતીને ગુલામ બનાવ્યા હતા અને તેમના અજ્ઞાનને કારણે તેઓ થોડાક અંગ્રેજોને બદલે હિંદુસ્તાનીઓને પોતાના સાચા દુશ્મન માનતા હતા. બળવો ડામવા માટે અંગ્રેજ સત્તાધીશોએ આ દુશ્મનાવટનો, વિશાળ પાયાપર ઉપયોગ કર્યો. જયારે ગુરખાની ભરતીના સમાચાર ઈંગ્લેન્ડમાં લોર્ડ ડેલહાઉસીને પહોંચ્યા ત્યારે તેણે અતિ સંતોષ પ્રગટ કર્યો અને પોતાના મિત્રને લખ્યું :" "અવધના સિપાઈઓ સામે તેઓ શેતાનની જેમ લડશે તેવી શ્રદ્ધાપૂર્વક આશા રાખી શકાય" અને બળવા પછી હિંદી લશ્કરના મુખ્ય અધિકારી જનરલ મેન્સફિલ્ડે શીખો વિશે લખ્યું, 'તેઓ આપણને ચાહતા હતા એવું નથી પરંતુ તેઓ હિંદુસ્તાન અને બંગાળના લશ્કરને તિરસ્કારતા હતા. તે કારણે જે તેમની સ્વતંત્રતા મેળવવા માટે લડવાની તક ઝડપી લેવાને બદલે તે આપણી સાથે જોડાયા. તેમને પોતાનું વેર લેવું હતું અને હિંદુસ્તાની નગરોને લૂંટીને સમૃદ્ધ થયું હતું. રોજના પગારનું જ તેમને આકર્ષણ નહોતું. આકર્ષણ તો હતું એક સામટી લૂંટની આશાનું અને તેમના દુશ્મનોનાં માથાં વધેરવાનું. ટૂંકમાં, રણજિતસિંહના જૂના ખાલસા લશ્કરની સમૂહ ગૌરવ ભાવનાનો લાભ આપણે પ્રાપ્ત કર્યો અને જયાં સુધી તેમના જૂના દુશ્મનો સામે તેમનું સક્રિય કાર્ય ચાલુ રહેશે ત્યાંસુધી શીખો અતિ અસરકારકતાથી આપણી સાથે જોડાયેલા જ રહેશે."

"હકીકતમાં જે સંબંધો બંધાયા હતા તે લાંબો સમય ટકવાના હતા. શીખો અને ગુરખાઓએ બળવા દરમ્યાન જે સેવાઓ આપી તે ક્યારેય ન ભુલાઈ અને ત્યારપછી પંજાબ તથા નેપાળને હિંદી લશ્કરમાં ગૌરવભર્યું સ્થાન મળ્યું."

હિંદી લશ્કરમાં વાયવ્ય પ્રદેશોના લોકોના પ્રાધાન્યનું સાચું કારણ ૧૮૫૭નો બળવો હતું. તેમાં શંકાની કોઈ શક્યતા જ નથી એવું કહેતા શ્રી ચૌધરી સાચા છે. વળી, આ પ્રાધાન્ય વાયવ્ય પ્રદેશોના લોકોની સ્થાનિક લડાયક શક્તિ ચડિયાતી હોવાને કારણે નહોતું તેવું શ્રી ચૌધરીનું કથન પણ બિનવિવાદાસ્પદ છે. કારણ કે તેમણે એકઠા કરેલા આંકડાઓ બળવા પહેલાં અને બળવા પછીના હિંદી પાયદળની રચનામાં થયેલું પરિવર્તન દર્શાવે છે તે પણ તેને સમર્થન આપે છે.

## હિંદી પાયદળની રચનામાં થયેલું પરિવર્તન

વિવિધ વિભાગોમાંથી લોકોની ટકાવારી

| વર્ષ | હિંદનો વાયવ્ય સરહદી પ્રદેશ | | ઈશાન હિંદ સં. પ્રાંતો, બિહાર | દક્ષિણ હિંદ | બ્રહ્મદેશ |
|---|---|---|---|---|---|
| | પંજાબ, વા.સ. પ્રાંત કાશ્મીર | નેપાળ, ગઢવાલ કુમાઉ | | | |
| ૧૮૫૬ | ૧૦ થી ઓછા | નહિવત્ | ૯૦ થી ઓછી નહિ | - | શૂન્ય |
| ૧૮૫૮ | ૪૭ | ૬ | ૪૭ | - | શૂન્ય |
| ૧૮૮૩ | ૪૮ | ૧૭ | ૩૫ | - | શૂન્ય |
| ૧૮૯૩ | ૫૩ | ૨૪ | ૨૩ | - | શૂન્ય |
| ૧૯૦૫ | ૪૭ | ૧૫ | ૨૨ | ૧૬ | શૂન્ય |
| ૧૯૧૯ | ૪૬ | ૧૪.૮ | ૨૫.૫ | ૧૨ | ૧.૭ |
| ૧૯૩૦ | ૫૮.૫ | ૨૨ | ૧૧.૦ | ૫.૫ | ૩ |

આ આંકડાઓ દર્શાવે છે કે બળવાના એક વર્ષ પહેલાં એટલે કે ૧૮૫૬માં વાયવ્ય પ્રદેશના લોકોનું સ્થાન હિંદી લશ્કરમાં નહિવત્ હતું. પણ ૧૮૫૮માં બળવા પછીના બીજે જ વર્ષે તેમણે પ્રભાવશાળી સ્થાન પ્રાપ્ત કરી લીધું જેને ત્યાર પછી ક્યારેય પીછેહઠ ન કરી.

આમ સ્પષ્ટરૂપે જોઈ શકાશે કે લડાયક અને બિનલડાયક વર્ગોનો જે ભેદ સૌ પ્રથમવાર ઈ.સ. ૧૮૭૯માં સિદ્ધાંત રૂપે રજૂ થયો હતો, પાછળથી લોર્ડ રોબર્ટસે [૧]ગંભીર બાબત તરીકે જેનો વિચાર કરવા આગ્રહ કર્યો હતો અને ત્યારપછી હિંદી લશ્કરમાં ભરતીના મુખ્ય સિદ્ધાંત તરીકે લોર્ડ કિચનરે સ્વીકાર્યો હતો તેને હિંદી લશ્કરમાં વાયવ્ય પ્રદેશના લોકોના પ્રાધાન્ય સાથે કશી નિસબત નથી. નિ:શંક, તે એક અકસ્માત છે કે સરકારે વાયવ્ય પ્રદેશોના લોકોને લડાયક વર્ગના લોકો તરીકે જાહેર કર્યા. તે તેમનું સદ્‌ભાગ્ય છે. જ્યારે શેષ હિંદના અન્ય પ્રદેશોમાંથી આવતા લોકો બિનલડાયક વર્ગના જાહેર થતાં તેમના દુર્ભાગ્યનાં પણ

૧ તેમના ફોર્ટીવન ઈયર્સમાં તેમણે લખ્યું હતું, 'પ્રત્યેક શિયાળામાં, મદ્રાસના લશ્કરની જરૂરિયાતો તથા શક્તિઓથી મારી જાતને વાકેફ કરવા મેં લાંબો પ્રવાસ ખેડયો હતો. છેલ્લાં યુદ્ધોમાં અને આ સદીના પ્રારંભમાં તેમના પૂર્વજોએ જે વિશિષ્ટ લડાયક શક્તિ પ્રદર્શિત કરી હતી તે તેમનામાં શોધવાનો મેં ભારે પ્રયત્ન કર્યો હતો... અને મારે ફરજિયાત તે તારણ પર આવવું પડયું છે કે બંગાળના સામાન્ય હિંદુસ્તાની કે મુંબઈના સામાન્ય મરાઠાની જેમ તેમનામાં પણ પુરાણી લડાયક શક્તિ મરી પરવારી છે અને લડાયક જાતિઓની સામે હવે તેમને સલામતપણે લડવા માટે ઊભા કરી શકાય તેમ નથી કે દક્ષિણ હિંદની સીમા બહાર નોકરીએ રાખી શકાય તેમ નથી.'

મહત્ત્વનાં પરિણામો આવ્યાં. લશ્કરમાં નિયમિતરૂપે નોકરી મળતી હોવાથી હિંદના વાયવ્ય પ્રદેશના લોકો લશ્કરની નોકરીને સલામતી સાથેનો એક વ્યવસાય તથા કારકિર્દી માનવા લાગ્યા, જે શેષ હિંદના લોકોને તે માટે નકારવામાં આવ્યું હતું. આમ, હિંદના વાયવ્ય પ્રદેશના લોકોની વિશાળ સંખ્યામાં ભરતી આટલું જ સૂચવે છે કે અંગ્રેજ સરકારની નીતિને કારણે લશ્કરમાં નોકરી તે તેમનો વ્યવસાય બની ગયો અને શેષ હિંદના અન્ય પ્રદેશના લોકો ભરતી થવા આગળ ન આવ્યા કારણ કે સરકારે તેમને લશ્કરમાં નોકરી ન આપી. તેમને ગમતો હોય કે ન ગમતો હોય છતાંય તેમણે તેમનો બાપદાદાઓનો વ્યવસાય સ્વીકાર્યો. લોકો નવો વ્યવસાય ન સ્વીકારે તેનો અર્થ એવો નથી જ કે તેઓ તેને માટે અયોગ્ય છે, તેનો અર્થ માત્ર એટલો જ કે તે તેમનો બાપદાદાઓનો વ્યવસાય નથી.

અલબત્ત, લડાયક અને બિનલડાયક વર્ગોનો ભેદ સાવ આપખુદ અને અસ્વાભાવિક ભેદ છે. કર્મને નહિ પણ માત્ર જન્મને જ જ્ઞાતિમાં સ્વીકારવાનો આધાર ગણતા હિંદુ જ્ઞાતિસિધ્ધાંત જેવો તે મૂર્ખામીભર્યો છે. એકવાર સરકારે આગ્રહ સેવ્યો હતો કે જે ભેદ તેમણે અપનાવ્યો છે તે સાચો ભેદ છે અને લડાયક શક્તિના સંદર્ભમાં તેનું ઘણું લડાયક મૂલ્ય છે. હકીકતમાં હિંદના વાયવ્ય પ્રદેશના વધુ લોકોની ભરતી માટેનો તેમનો આ બચાવ હતો. લડાયક શક્તિના તફાવતમાં આ ભેદને કશી નિસબત નથી તે હવે સ્વીકૃત હકીકત છે. હિંદના સ્વર્ગસ્થ સરસેનાપતિ સર ફિલીપ ચેતવોડે [1] હિંદી લશ્કરની રચના વિશે લંડનથી રેડિયો પ્રસારણ કરતાં એ સમજાવવા અથાગ પરિશ્રમ લીધો હતો કે લશ્કરમાં પંજાબના લોકોનું વિશાળતર પ્રમાણ હોવાનો અર્થ એ નથી કે આ દ્વીપકલ્પના અન્ય લોકો લડાયક શકિત વિનાના છે. સર ફિલીપ ચેતવોડે હિંદી લશ્કરમાં ઉત્તરના લોકોની વધુ પ્રમાણમાં થતી ભારતીના કારણ તરીકે વાતાવરણને મુખ્ય કારણ ગણાવ્યું હતું કેમ કે દક્ષિણના લોકો ઉત્તર હિંદની અત્યંત ગરમી કે ઠંડી વેઠી શકે નહિ. કોઈ પણ જાતિ હંમેશાં લડાયક શક્તિ વિનાની ન હોઈ શકે. લડાયક શક્તિ તે સ્વાભાવિક અંત:પ્રેરણાની બાબત નથી. તે તો તાલીમની બાબત છે અને કોઈને પણ તેની તાલીમ આપી શકાય.

૧ ઈન્ડિયન સોશ્યલ રિફોર્મર, ૨૭, જાન્યુઆરી, ૧૯૪૦.

પણ આ વાત જવા દઈએ તોય, તાલીમ આપીને ઊભી કરાય તે સિવાય પણ હિંદુસ્તાનમાં પૂરતી લડાયક શક્તિ છે. અહીં શીખો છે જેમની લડાયક શક્તિ વિશે કશું જ કહેવાપણું નથી. અહીં રાજપૂતો છે જેમનો પણ સમાવેશ હવે લડાયક વર્ગોમાં કરવામાં આવ્યો છે. તદુપરાંત, છેલ્લા યુરોપીય યુદ્ધમાં પોતાની લડાયક શક્તિની પ્રતીતિ કરાવનાર મરાઠાઓ પણ છે. અરે, મદ્રાસ પ્રાંતના લોકો પર પણ લશ્કરી વ્યવહારો માટે અવલંબન રાખી શકાય. સૈનિકો તરીકે મદ્રાસીઓ વિશે બોલતાં હિંદના એક વખતના સર સેનાપતિ સર ફ્રેડરિક પી. રેન્સે કહ્યું હતું.

"મદ્રાસના લશ્કરના સૈનિકો શારીરિક રીતે બંગાળના લશ્કરના સૈનિકો કરતાં ઊણા છે એવું કહેવાની એક પરંપરા છે અને વ્યક્તિત્વની દૃષ્ટિએ જ માત્ર વિચાર કરીએ તો આ સાચું છે. એમ પણ કહેવાય છે કે સંજોગોવશાત્ તેના સૈનિકોમાં લડાયક ભાવના અને સાચા સૈનિકોમાં આવશ્યક તેવી લાક્ષણિકતાઓ પણ જરીકે દેખાતી નથી. મદ્રાસની ટુકડીઓ અંગે તુલનાત્મક અક્ષમતાનાં ઉપરનાં તથા અન્ય વિધાનોનો અસ્વીકાર કરવાની મારી ફરજ છે. તે સાચું છે કે તાજેતરનાં વર્ષોમાં તેમણે અતિ ઓછા યુદ્ધો નિહાળ્યાં છે કારણ કે સંગઠનના સૈનિકો તરીકે જ તેમની પાસેથી કામ લેવાયું છે અને યુદ્ધ મેદાનનાં કાર્યોમાં સહભાગી થતા તેમને ખાસ બાકાત રાખવામાં આવ્યા છે. હું એક ક્ષણ માટેય તે કબૂલ કરવા તૈયાર નથી કે યોદ્ધાઓ તરીકે મદ્રાસના સૈનિકો ઊણા છે તેવું દર્શાવતી કોઈ ઘટના બની છે. ઇતિહાસની હકીકતો તો આથી ઊલટું માનવાની આપણને ખાતરી આપે છે. કવાયતની તાલીમ તથા શિસ્તની બાબતમાં મદ્રાસનો સૈનિક કોઈથી ઊણો નથી, જ્યારે સ્વાસ્થ્યની બાબતમાં અહેવાલોના જણાવ્યા પ્રમાણે તેના પડોશીઓ જેટલો જ સક્ષમ છે. સંગઠનના સૈનિકો અને ખૈબરમાં તેમના અનુગામીઓ દ્વારા આ સ્પષ્ટ કરાયું છે અને સંગઠનના સૈનિકો સૈનિકોના જ વર્ગના છે."

એટલે, પોતાના જ લોકોમાંથી પૂરતું લડાયક દળ મળશે કે નહિ તે અંગે હિંદુસ્તાને કોઈ આશંકા રાખવાની જરૂર નથી. પાકિસ્તાન અલગ પડશે તોય આ બાબતમાં તે તેને નબળું નહિ બનાવે.

સાઈમન કમિશને હિંદી લશ્કરની ત્રણ લાક્ષણિકતાઓ પ્રત્યે ધ્યાન દોર્યું હતું. તેમને તે હિંદ માટે ખાસ અને વિશિષ્ટ લાગી હતી. તેણે દર્શાવ્યું હતું કે હિંદમાં લશ્કરનું કર્તવ્ય બે પ્રકારનું છે; પ્રથમ તો, હિંદની અફઘાન સરહદે 'આવેલા સ્વતંત્ર કબીલાઓને નીચેના મેદાનના શાંત નિવાસીઓ પર આક્રમણ કરતા અટકાવવાનું. બીજું, એ કે આ અસંગઠિત પ્રદેશોની પટ્ટીની પાછળ અને પેલી પાર આવેલા દેશોના આક્રમણથી હિંદનું રક્ષણ કરવાનું. કમિશને તે પણ નોંધ્યું હતું કે ઈ.સ. ૧૮૫૦થી ઈ.સ. ૧૯૨૨ સુધી આ સ્વતંત્ર કબીલાઓ સામે ૭૨ યુદ્ધો થયાં હતાં. એટલે કે પ્રત્યેક વર્ષે એક યુદ્ધ થયું હતું અને તેણે તેય હકીકત નોંધી હતી કે આ અસંગઠિત પ્રદેશોની પાછળ અને પેલી પાર આવેલા દેશોની દિશામાંથી, યુગોથી હિંદની પ્રાદેશિક એકતા માટે ખતરો ઊભો થયો છે. 'કમિશનના મત મુજબ રાષ્ટ્ર સંઘના સભ્યો નથી તે દેશો' તે વિસ્તારનો કબજો ધરાવે છે અને એટલે જ તે હિંદ માટે પહેલાં કરતાંય વધુ જોખમકારક છે. કમિશને આગ્રહપૂર્વક ભાર મૂકતાં જણાવ્યું કે આ બે હકીકતો હિંદના લશ્કરી સંરક્ષણના પ્રશ્નની વિશિષ્ઠ લાક્ષણિકતાઓ બને છે અને જયાં સુધી આ પ્રશ્નનું મહત્ત્વ તથા તેની તાકીદને સંબંધ છે ત્યાં સુધી 'તેના જેવી લાક્ષણિકતા સામ્રાજયમાં બીજે કયાંય નથી અને તેથી જ સ્વશાસિત રાજયો વિકસાવવામાં પ્રમાણમાં જરા જેટલી મુશ્કેલી ઊભી નહોતી થઈ તેવી મુશ્કેલી સ્વરાજય આપવામાં ઊભી કરે છે.'

હિંદી લશ્કરની બીજી અદ્વિતીય લાક્ષણિકતા અંગે કમિશને નોંધ્યું છે :

"સાવ અપવાદરૂપ સમા બહારના ભયો સામે રક્ષણ કરવા જ માત્ર હિંદી લશ્કર ઊભું કરવામાં નથી આવ્યું, આંતરિક શાંતિ જાળવવા તથા સ્થાપવા માટેય તેને સમગ્ર હિંદમાં વહેંચવામાં આવ્યું છે અને ક્યારેક તેનો તે માટે ઉપયોગ પણ થાય છે. બધા દેશોમાં... સામાન્ય રીતે લશ્કરનો આવો ઉપયોગ નથી થતો અને આ હેતુ માટે તેને ઊભું કરવામાં તો આવતું નથી તે નક્કી. પણ હિંદનો કિસ્સો જ સાવ અલગ છે. વર્ષમાં ઘણીવાર આંતરિક તોફાનો રોકવા અથવા તેને જરૂર પડે દબાવી દેવા ટુકડીઓનો ઉપયોગ થાય છે. પોલીસ દળોનું સંગઠન પ્રશંસાપાત્ર છે. છતાં ધાર્મિક ઉન્માદથી ઝનૂની બનેલા ટોળાના અચાનક હિંસક ઉશ્કેરાટને બધા જ

કિસ્સાઓમાં તે પહોંચી વળે તેવી આશા ન રાખી શકાય. આથી જ હિંદમાં પોલીસ અને લશ્કર બંને અને મહત્ત્વનું તો એ છે કે મોટા ભાગના લોકો પણ બરાબર સમજે છે કે તે માટે સૈનિકો બોલાવવા પડે... આંતરિક વ્યવસ્થા જાળવવા તથા તેની પુન: સ્થાપના કરવા લશ્કરનો આવો ઉપયોગ ઘટવાને બદલે વધતો જાય છે અને આવા પ્રસંગોએ બ્રિટિશ લશ્કરની સાર્વત્રિક માગણી સામાન્યપણે થતી હોય છે. છેલ્લી પા સદીમાં આ ફરજ બજાવવાનું કામ હિંદી ટુકડીઓ કરતાં બ્રિટિશ ટુકડીઓને સોંપવાનું પ્રમાણ હકીકતમાં વધ્યું છે. અલબત્ત, તેનું કારણ એ છે કે બ્રિટિશ સૈનિક તટસ્થ છે અને મુસ્લિમો વિરુદ્ધ હિંદુઓ કે હિંદુઓ વિરુદ્ધ મુસ્લિમો પ્રત્યે પક્ષપાત કરે તેવી શંકા ન જાગે ... જ્યાં સુધી લશ્કરી દરમ્યાનગીરી માગે તેવા તોફાનો કોમી કે ધાર્મિક પ્રકારનાં હોવાથી તે સ્વાભાવિક અને આવશ્યક છે કે જે દરમ્યાનગીરી બંને પક્ષે સાચા કે ખોટા પૂર્વગ્રહ રહિત હોય તે જ ખૂબ અધિકૃત નીવડવાનો સંભવ હોય. આ સંદર્ભમાં તે પણ નોંધપાત્ર હકીકત છે કે હિંદના લશ્કરના નિયમિત ઘટકમાં સમગ્રતયા બ્રિટિશ સૈનિકો લઘુમતીમાં છે. ૨૧/૨ હિંદી સૈનિકે ૧ના પ્રમાણમાં પણ આંતરિક સલામતી માટે આ વર્ચસ્વ ઊલટું છે અને આ હેતુ માટે વધુમાં વધુ બ્રિટિશ ટુકડીઓને કામે લગાડાય છે. આંતરિક સલામતી માટે અંકિત કરેલી ટુકડીઓમાં સાત હિંદી સૈનિકોના પ્રમાણમાં લગભગ આઠ બ્રિટિશ સૈનિકો હોય છે."

હિંદી લશ્કરની આ લાક્ષણિકતા પર ટીકા કરતાં કમિશન કહે છે, "આથી, જ્યારે વર્તમાન લશ્કરી તંત્રને બદલે, કેનેડા જેમ કેનેડા સૈન્ય પર અને આયર્લેન્ડ જેમ આયર્લેન્ડના સૈન્ય પર વિશ્વાસ મૂકે છે તેમ એકમાત્ર હિંદી ઘટકોથી જ દેશનું સંરક્ષણ થતું હશે અને તેની શાંતિ જળવાતી હશે તેવા ભાવિ હિંદનો વિચાર કરતા આંતરિક વ્યવસ્થાના હિંદના પ્રશ્નના પરિમાણ તથા લાક્ષણિકતા તેમજ શાંતિમય સરકારના સમર્થનમાં બ્રિટિશ સૈનિક આજે (દેશમાં સામાન્ય સંતોષપૂર્વક) જે ભાગ ભજવી રહ્યો છે તે સમજવો અને તેને ખ્યાલમાં રાખવો મહત્ત્વનો છે."

સાઈમન કમિશને હિંદી લશ્કરની જે ત્રીજી લાક્ષણિકતા દર્શાવી તે છે તેમાં વાયવ્ય પ્રદેશોના લોકોનું પ્રાધાન્ય. આ પ્રાધાન્યનું મૂળ તથા તે માટે કરાયેલી સત્તાવાર સ્પષ્ટતા અંગેનાં કારણો તપાસાઈ ગયાં છે.

પણ હિંદી લશ્કરની એક વધુ વિશિષ્ટ લાક્ષણિકતા છે. જેનો ઉલ્લેખ કમિશને જરાપણ કર્યો નથી. કમિશને કાં તો તેની ઉપેક્ષા કરી છે અથવા તેને તેની જાણ નથી. તે એટલી તો મહત્ત્વની લાક્ષણિકતા છે કે કમિશને દર્શાવેલી તમામ ત્રણેય લાક્ષણિકતાઓને તેના મહત્ત્વની દષ્ટિએ તથા તેના સામાજિક તથા રાજકીય પરિણામોની દષ્ટિએ ઝાંખી પાડે છે.

જો તે લાક્ષણિકતાનો વ્યાપક પ્રસાર થાય તો તે અનેક લોકોને ઉગ્રતાથી વિચારવા પ્રેરે. તે નક્કી અનેક પ્રશ્નો ઊભા કરે જે ઉકેલી જ ન શકાય અને જે હિંદની રાજકીય પ્રગતિનો માર્ગ સરળતાથી રુંધે. જે લશ્કરના હિંદીકરણના સંદર્ભમાં ઊઠતા પ્રશ્નો કરતાંય વધુ મહત્ત્વના અને વધુ જટિલ હોય.

આ ઉપેક્ષિત લાક્ષણિકતાને હિંદી લશ્કરની કોમી રચના સાથે સંબંધ છે. અગાઉ ઉલ્લેખેલા તેમના લેખોમાં શ્રી ચૌધરીએ પ્રસ્તુત વિગતો એકત્રિત કરી છે. આ લેખો હિંદી લશ્કરના આ પાસા પર પુષ્કળ પ્રકાશ ફેંકે છે. નીચેનો કોઠો હિંદી પાયદળમાં નોકરી કરતા સૈનિકોનું, પ્રદેશ પ્રમાણે તથા જે કોમમાંથી તેમને લેવામાં આવ્યા છે તે કોમ પ્રમાણે પ્રમાણ દર્શાવે છે :

**હિંદી લશ્કરની કોમવાર રચનામાં પરિવર્તનો**

| પ્રદેશ તથા કોમો | ૧૯૧૪માં ટકાવારી | ૧૯૧૮માં ટકાવારી | ૧૯૧૯માં ટકાવારી | ૧૯૩૦માં ટકાવારી |
|---|---|---|---|---|
| ૧. પંજાબ, વાયવ્ય સરહદી પ્રાંત અને કાશ્મીર | ૪૭ | ૪૬.૫ | ૪૬ | ૫૮.૫ |
| (૧) શીખો | ૧૯.૨ | ૧૭.૪ | ૧૫.૪ | ૧૩.૫૮ |
| (૨) પંજાબી મુસ્લિમો | ૧૧.૧ | ૧૧.૩ | ૧૨.૪ | ૨૨.૬ |
| (૩) પઠાણો | ૬.૨ | ૫.૪૨ | ૪.૫૪ | ૬.૩૫ |
| ૨. નેપાળ, કુમાઉ, ગઢવાલ | ૧૫ | ૧૮.૯ | ૧૪.૯ | ૨૨.૦ |
| (૧) ગુરખાઓ | ૧૩.૧ | ૧૬.૬ | ૧૨.૨ | ૧૬.૪ |
| ૩. ઉપરનું હિંદ | ૨૨ | ૨૨.૭ | ૨૫.૫ | ૧૧.૦ |
| (૧) સ. પ્રાં.ના રાજપૂતો | ૬.૪ | ૬.૮ | ૭.૭ | ૨.૫૫ |
| (૨) હિંદુસ્તાની મુસ્લિમો | ૪.૧ | ૩.૪૨ | ૪.૪૫ | શૂન્ય |
| (૩) બ્રાહ્મણો | ૧.૮ | ૧.૮૬ | ૨.૫ | શૂન્ય |
| ૪. દક્ષિણ હિંદ | ૧૬ | ૧૧.૯ | ૧૨ | ૫.૫ |
| (૧) મરાઠાઓ | ૪.૯ | ૩.૮૫ | ૩.૭ | ૫.૩૩ |
| (૨) મદ્રાસી મુસ્લિમો | ૩.૫ | ૨.૭૧ | ૨.૧૩ | શૂન્ય |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | (૩) તામિલો | ૨.૫ | ૨.૦ | ૧.૬૭ | શૂન્ય |
| ૫. | બ્રહ્મદેશ | | | | |
| | (૧) બ્રહ્મદેશવાસીઓ | શૂન્ય | નહિવત્ | ૧.૭ | ૩.૦ |

ખાસ કરીને ઈ.સ. ૧૯૧૯ પછી હિંદી લશ્કરની કોમવાર રચનામાં સ્પષ્ટ રીત જે ભારે પરિવર્તનો થઈ રહ્યાં છે તેનું નિદર્શન આ કોઠો કરાવે છે. આ પરિવર્તનો આ પ્રકારનાં છે. (૧) પંજાબી મુસ્લિમો તથા પઠાણોની સંખ્યામાં અસાધારણ વધારો (૨) શીખોના સ્થાનમાં મહત્ત્વપૂર્ણ ઘટાડો - પ્રથમ ક્રમથી ત્રીજો ક્રમ (૩) ચોથા સ્થાને રાજપૂતોની અવનતિ અને (૪) સં. પ્રાં.ના બ્રાહ્મણો, મદ્રાસી મુસ્લિમો અને તામિલી બ્રાહ્મણો તથા અબ્રાહ્મણો માટે લશ્કરના દ્વાર બંધ.

જે હિંદી પાયદળ તથા હયદળની કોમવાર રચના પ્રગટ કરે છે તે ઈ.સ. ૧૯૩૦ના આંકડાઓનું વધુ વિશ્લેષણ[1] શ્રી ચૌધરીએ કર્યું છે, તે નીચેના કોઠામાં આપ્યું છે :

### ઈ.સ. ૧૯૩૦માં હિંદી લશ્કરની કોમવાર રચના

| | વર્ગ | વિસ્તાર | પાયદળમાં ટકાવારી | | હયદળમાં ટકાવારી |
|---|---|---|---|---|---|
| | | | ગુરખાઓ રહિત | ગુરખાઓ સહિત | |
| ૧ | પંજાબી મુસ્લિમો | પંજાબ | ૨૭ | ૨૨.૬ | ૧૪.૨૮ |
| ૨ | ગુરખાઓ | નેપાળ | - | ૧૬.૪ | - |
| ૩ | શીખો | પંજાબ | ૧૬.૨૪ | ૧૩.૫૮ | ૨૩.૮૧ |
| ૪ | ડોગરાઓ | ઉત્તર પંજાબને કાશ્મીર | ૧૧.૪ | ૯.૫૪ | ૯.૫૩ |
| ૫ | જાટો | રાજપૂતાના, સં. પ્રાં, પંજાબ | ૯.૫ | ૭.૯૪ | ૧૯.૦૬ |
| ૬ | પઠાણો | વા. સરહદી પ્રાંત | ૭.૫૭ | ૬.૩૫ | ૪.૭૬ |
| ૭ | મરાઠાઓ | કોંકણ | ૬.૩૪ | ૫.૩૩ | - |

૧ આ કોઠા હિંદી પાયદળમાં (૮૨ સક્રિય અને ૧૮ તાલીમી ટુકડીઓ) પ્રત્યેક યોગ્ય વર્ગના લોકોની ટકાવારી દર્શાવે છે. તેમજ હિંદી હયદળમાં (૨૧ રેજિમેન્ટો) અને ગુરખા પાયદળની ૨૦ ટુકડીઓની ટકાવારી પણ દર્શાવે છે. (ક) હિંદી પર્વતીય તોપખાનાના ૧૯ તોપખાનાં અને (ખ) સંગઠનના સૈનિકો, સુરંગધારીઓની ૩ રેજિમેન્ટો, (ગ) હિંદી સિગ્નલ ટુકડીઓ તથા હિંદી સંશોધક ટુકડીઓનો આ કોઠામાં સમાવેશ થતો નથી. આ બધાં પંજાબી મુસ્લિમો, શીખો, પઠાણો, હિંદુસ્તાની હિંદુઓ ને મુસ્લિમો, સર્વ વર્ગના મદ્રાસીઓ, હઝરા અફઘાનોનાં બનેલા છે. ક્યાંક તો વર્ગ એકમોમાં કે વર્ગ કંપનીઓમાં આમાંની કેટલીક લશ્કરી સેવાઓમાં મદ્રાસીઓ તથા હઝરાઓની છે. તે સિવાય હિંદી લશ્કરના અન્ય એકમોમાં કોઠામાં આપેલા વર્ગ પ્રમાણ કરતાં આ એકમોની વર્ગ રચનામાં મહત્ત્વનો ફેર પડતો નથી. આ કોઠામાં બ્રિટિશ પાયદળ તથા તોપદળના એકમો સાથે સંલગ્ન હિંદી વ્યક્તિઓનો સમાવેશ કરાયો નથી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ગઢવાલી | ગઢવાલ | ૪.૫૩ | ૩.૬૩ | - |
| ૯ | સં. પ્રાં.ના રાજપૂતો | સંયુક્ત પ્રાંતો | ૩.૦૪ | ૨.૫૪ | - |
| ૧૦ | રાજપૂતાનાના રાજપૂતો | રાજપૂતાના | ૨.૮૦ | ૨.૩૫ | - |
| ૧૧ | કુમાઉવાસીઓ | કુમાઉ | ૨.૪૪ | ૨.૦૫ | - |
| ૧૨ | ગૂર્જરો | ઈશાન રાજપૂતાના | ૧.૫૨ | ૧.૨૮ | - |
| ૧૩ | પંજાબી હિંદુઓ | પંજાબ | ૧.૫૨ | ૧.૨૮ | - |
| ૧૪ | આહીરો | પંજાબ | ૧.૨૨ | ૧.૦૨૪ | - |
| ૧૫ | મુસ્લિમો, રાજપૂતો રંગારાઓ | દિલ્હી પાસેનો પ્રદેશ | ૧.૨૨ | ૧.૦૨૪ | ૭.૧૪ |
| ૧૬ | કૈમખાનીઓ | રાજપૂતાના | - | - | ૪.૭૬ |
| ૧૭ | કાચીનો | બ્રહ્મદેશ | ૧.૨૨ | ૧.૦૨૪ | - |
| ૧૮ | ચીનો | બ્રહ્મદેશ | ૧.૨૨ | ૧.૦૨૪ | - |
| ૧૯ | કરેનો | બ્રહ્મદેશ | ૧.૨૨ | ૧.૦૨૪ | - |
| ૨૦ | દક્ષિણી મુસ્લિમો | દક્ષિણ | - | - | ૪.૭૬ |
| ૨૧ | હિંદુસ્તાની મુસ્લિમો | સંયુક્ત પ્રાંતો | - | - | ૨.૩૮ |

તો આપણને ઈ.સ. ૧૯૩૦માં નીચેની ટકાવારી પ્રાપ્ત થશે.

| કોમો | પાયદળમાં ટકાવારી | | હયદળમાં ટકાવારી |
|---|---|---|---|
| | ગુરખાઓ રહિત | ગુરખાઓ સહિત | |
| ૧ હિંદુઓ અને શીખો | ૬૦.૫૫ | ૫૦.૫૫૪ | ૬૧.૯૨ |
| ૨ ગુરખાઓ | - | ૧૬.૪ | - |
| ૩ મુસ્લિમો | ૩૫.૭૯ | ૨૯.૯૭૪ | ૩૦.૦૮ |
| ૪ બ્રહ્મદેશવાસીઓ | ૩.૬૬ | ૩.૦૭૨ | - |

આ આંકડાઓ હિંદી લશ્કરની કોમવાર રચનાનું નિદર્શન કરે છે. શ્રી ચૌધરીના મત મુજબ હિંદી પાયદળમાં મુસ્લિમો ૩૬ ટકા જેટલા છે અને હિંદી હયદળમાં ૩૦ ટકા જેટલા છે. આ ઈ.સ. ૧૯૩૦ના આંકડાઓ છે ત્યાર પછી આ પ્રમાણમાં કેટલો ફેરફાર થયો છે તે આપણે જાણવો જોઈએ.

હિંદી લશ્કરના ઇતિહાસની તે એક વિચિત્ર ઘટના છે કે આ અંગે ઈ.સ. ૧૯૩૦ પછી કોઈ માહિતી આપણને ઉપલબ્ધ નથી. અત્યારે હિંદી લશ્કરમાં મુસ્લિમોનું કેટલું પ્રમાણ છે તે જાણવું અશક્ય છે. એવું કોઈ સરકારી પ્રકાશન નથી કે જેનાંથી આ માહિતી મેળવી શકાય. ભૂતકાળમાં, આવી માહિતી એકત્રિત કરવા માટે પ્રકાશનોનો અભાવ નહોતો. અત્યારે આ પ્રકાશનો બંધ થયાં છે તે આશ્ચર્યની વાત છે અને જો તે થતાં હોય તો તેમાં આવી માહિતી હોતી જ નથી. આ અંગેની માહિતી આપતું સરકારી પ્રકાશન બંધ થયું છે એટલું જ નહિ પણ જયારે કેન્દ્રીય ધારાસભાના સભ્યો દ્વારા આ અંગે પૂછવામાં આવ્યું ત્યારે સરકારે તેવી માહિતી આપવાનો ઈનકાર કર્યો. કેન્દ્રીય ધારાસભાની કાર્યવાહીમાંથી લીધેલા નીચેના પ્રશ્નો અને ઉત્તરો પરથી જોઈ શકાશે કે આ અંગે માહિતી પ્રાપ્ત કરવાના પ્રત્યેક પ્રયત્નનો સરકાર કેવો દઢતાપૂર્વક સામનો કરી રહી છે.

ઈ.સ. ૧૯૩૮ની ૧૫મી સપ્ટેમ્બરે નીચેના પ્રશ્નો અંગે સ્પસ્ટતા મંગાઈ હતી અને તેના ઉત્તરો નીચે પ્રમાણે અપાયા હતા.

### હિંદના સંરક્ષણ માટેની વ્યવસ્થા[1]

પશ્ન : ૧૦૬૦ : શ્રી બદ્રીદત્ત પાંડે (અમરેન્દ્રનાથ ચૌધરી વતી) :

(અ) x x x x

(બ) x x x x

(ક) x x x x

(ડ) ઈ.સ. ૧૯૩૭-૩૮ના વર્ષગાળામાં ઈ.સ. ૧૯૩૭ તથા ૧૯૩૮માં ક્રમશઃ પાયદળ તથા હયદળમાં સૈનિકો તથા અધિકારીઓ તરીકે કેટલા હિંદીઓની ભરતી કરાઈ ? જે સૈનિકો અને અધિકારીઓની ભરતી કરાઈ તેમાં પંજાબીઓ, શીખો, પઠાણો, ગઢવાલી, મરાઠાઓ, મદ્રાસીઓ, બિહારીઓ, બંગાળીઓ અને સંયુક્ત પ્રાંતોના હિંદુસ્તાનીઓ તથા ગુરખાઓ કેટલા ?

(ઈ) જો માત્ર પંજાબીઓ, શીખો, પઠાણો અને ગઢવાલીઓની જ ભરતી કરાઈ હોય તો માનનીય સભ્યના ખ્યાલમાં તે છે તો ખરુંને કે હિંદના સંરક્ષણ

૧ લેજિસ્લેટિવ એસેમ્બલી ડિબેટસ, ૧૯૩૮, ગ્રંથ ૬, પૃ. ૨૪૬૨.

માટે બધા પ્રાંતોમાંથી ભરતી કરવી અને તેમને યોગ્ય લશ્કરી તાલીમ આપવી?

(ફ) હિંદના સંરક્ષણ માટે પ્રાંતીય રેજિમેન્ટો ઊભી કરવા, તાલીમ આપવા અને તેમને પૂર્ણ શસ્ત્રસજ્જ કરવા પ્રાંતીય સરકારોને સૂચના આપવામાં આવશે કે નહિ તે અંગે સંરક્ષણ સચિવ માહિતી આપવાની કૃપા કરશે ? જો તેવી સૂચના ન આપવાની હોય તો હિંદના સંરક્ષણ માટે સક્ષમ સૈન્ય ઊભું કરવાની તેમની યોજના શી છે ?

શ્રી રસી. એમ. જી. ઓગિલ્વી :

(અ) આવી વ્યવસ્થાની વિગતો જાહેર હિતમાં પ્રગટ ન કરવી જોઈએ. તેની યોગ્ય નોંધ માનનીય સભ્યશ્રી લેશે.

(બ) ઈ.સ. ૧૯૩૭-૩૮ના ગાળા દરમ્યાન હિંદી હવાઈદળમાં પાંચ લશ્કરી સંસ્થાના વિદ્યાર્થી તથા ૩૩ ઉમેદવારોની ભરતી કરાઈ હતી.

(ક) ઈ.સ. ૧૯૩૭-૩૮ દરમિયાન શાહી નૌકાદળમાં પાંચ વ્યક્તિઓની અધિકારીઓની કક્ષામાં ભરતી થઈ ચૂકી છે, ઈ.સ. ૧૯૩૮ની સ્પર્ધાત્મક પરીક્ષાઓ દ્વારા ચારની ભરતી થશે અને માત્ર 'ડફરિન' લશ્કરી સંસ્થાના વિદ્યાર્થીઓમાંથી જ ખાસ પરીક્ષા દ્વારા વધુ ત્રણની ભરતી થશે. તે જ ગાળામાં, શાહી નૌકાદળમાં વિભિન્ન બિન-અધિકારી કક્ષાઓએ ૩૧૪ હિંદીઓની ભરતી કરાઈ હતી.

(ડ) ૧૯૩૮ની ૩૧મી માર્ચે પૂરા થતા વર્ષમાં હિંદી અધિકારી કક્ષાના અમલદારો તરીકે ૫૪ હિંદીઓને અધિકારપત્રો અપાયા હતા. તેમને બ્રિટિશ એકમો સાથે અત્યારે તાલીમ માટે મૂકવામાં આવ્યા છે અને ક્રમશ: પાયદળ તથા હયદળમાં તેમનામાંથી કેટલા પ્રમાણમાં લેવામાં આવશે તે અત્યારે કહેવું મુશ્કેલ છે. તે જ ગાળામાં ૯૬૧ સૈનિકોની હયદળમાં તથા ૭,૯૭૦ સૈનિકોની પાયદળમાં ભરતી કરવામાં આવી હતી. તેમની વર્ગવાર વિગતો લશ્કરી વડામથકે ઉપલબ્ધ નથી અને સમગ્ર દેશમાંથી, ભરતી કરનાર અધિકારીઓ પાસેથી તે મંગાવવામાં સમય અને શક્તિ ખર્ચવા યોગ્ય નથી.

(ઈ) ના.

(ફ) પૂર્વાર્ધનો ઉત્તર છે ના. ઉત્તરાર્ધનો ઉત્તર એ છે કે હિંદ પાસે પૂરતું સક્ષમ લશ્કર છે જ અને આર્થિક વ્યવસ્થાને સંબંધ છે ત્યાં સુધી તેને દરેક રીતે આધુનિક બનાવવાનો એકેએક પ્રયત્ન થઈ રહ્યો છે.

શ્રી એસ. સત્યમૂર્તિ : પ્રશ્નોના (ડ) તથા (ઈ)ના સાથે લેવામાં આવેલ ઉત્તરોના સંદર્ભમાં હું જાણી શકું કે અનેક જાહેર મહાનુભાવોએ એવાં નિવેદન કર્યાં છે કે લશ્કરમાં મોટા ભાગની ભરતી પંજાબમાંથી અને એક જ કોમમાંથી થાય છે તે પ્રત્યે સરકારનું ધ્યાન ગયું છે ? સરકારે તે હકીકતો પર વિચાર કર્યો છે ? અને બધા પ્રાંતોમાંથી અને તમામ કોમોમાંથી ભરતી કરીને લશ્કરને સાચેસાચ રાષ્ટ્રીય બનાવવાની ઈચ્છા પર અને આમ કરી બધા દેશો પર રાજકીય સત્તા કબજે કરવાના લશ્કરી સરમુખત્યાર શાહીના હાલના ભયને નિવારવા માટે પણ સરકાર વિચાર કરશે ?

શ્રી સી. એમ. ઓગિલ્વી : આ પ્રશ્નમાંથી તે પ્રશ્ન કેમ ઉદ્‌ભવે તેને હું સમજી શકતો નથી. પણ હું તે કહેવા તૈયાર છું કે સરકારની ગણતરીઓમાં પ્રાંતીય સીમાડાઓનો સમાવેશ થતો નથી. હિંદ માટે શ્રેષ્ઠ લશ્કર ઊભું કરવા શ્રેષ્ઠ સૈનિકો પસંદ થાય છે અને કોઈ એક પ્રાંત માટે નહિ અને આ બાબતમાં પ્રાંતીય હિતનો વિચાર કરવાને બદલે રાષ્ટ્રીય હિતનો વિચાર પહેલાં કરવો જ જોઈએ. જ્યાં અમને મોટા ભાગનું શ્રેષ્ઠ લશ્કરી દળ મળશે ત્યાં તે મેળવવા અમે જઈશું, અન્યત્ર નહિ.

શ્રી એસ. સત્યમૂર્તિ : હું જાણી શકું કે મોટા ભાગનું લશ્કર પંજાબમાંથી જ મળે છે ? હિંદી લશ્કરમાં તાજેતરમાં જ મારા પ્રાંતના સૈનિકોની સાહસિકતાનો અનુભવ સરકાર શું ભૂલી ગઈ છે ? અને શું હું તે પણ જાણી શકું કે જો મદ્રાસીઓને લશ્કરમાંથી બાકાત રાખવામાં આવે છે તો અન્ય પ્રાંતોને પણ લશ્કરમાંથી સાવ બાકાત રાખવામાં આવે છે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : મદ્રાસને લશ્કરમાંથી બાકાત રાખવામાં આવતું નથી. લશ્કરમાં મદ્રાસીઓએ આપેલી બહાદુરીભરી સેવાઓની સરકાર કદર કરે છે અને અનુભવે તેમને જ્યાં શ્રેષ્ઠ પુરવાર કર્યા છે તે ઘટકો સાથે તેમનો હવે

સમાવેશ કરવામાં આવ્યો છે. લગભગ ૪,૫૦૦ જેટલી વ્યક્તિઓ મુખ્યત્વે સંગઠન દળમાં અને સુરંગ પાથરવાના. અને તોપખાના દળમાં છે.

શ્રી એસ. સત્યમૂર્તિ : કુલ ૧૨૦,૦૦૦ માંથી ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : લગભગ એટલા.

શ્રી એસ. સત્યમૂર્તિ : હું માની લઉં કે મદ્રાસની વસ્તી, કેન્દ્રની સરકારી તિજોરીને મદ્રાસ દ્વારા ચુકવાતી આવક અને રાષ્ટ્રીય લશ્કર રચવા માટે સઘળા પ્રાંતોમાંથી થતી ભરતીની અનિવાર્યતા જોતાં આ યોગ્ય પ્રમાણ છે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : શક્ય તેટલું શ્રેષ્ઠ લશ્કર ઊભું કરવું તેનો જ માત્ર અમે અનિવાર્યતા તરીકે સ્વીકાર કરીએ છીએ.

શ્રી એસ. સત્યમૂર્તિ : પંજાબ સિવાય અન્ય પ્રાંતોમાંથી હિંદી લશ્કરમાં શ્રેષ્ઠ સૈનિકો નહિ મળે તેવા તારણ પર આવવા માટે સરકારે કયો માપદંડ અપનાવ્યો છે તે હું જાણી શકું ?

શ્રી ઓગિલ્વી : અનુભવ દ્વારા.

ડૉ. આર. ઝિયાઉદ્દીન અહમદ : હું તે પૂછી શકું કે હિસાબી ખાતાની બધી જ શાખાઓ પર મદ્રાસીઓએ ઈજારો મેળવી લીધો છે તે શું હકીકત નથી ? હિંદમાં તેમની વસ્તીના પ્રમાણમાં સરકાર તેમની સંખ્યા તાત્કાલિક ઘટાડશે ?

શ્રી ઓગિલ્વી : આ પ્રશ્નમાંથી આવો પ્રશ્ન કેમ ઉદ્‌ભવે તે જ મને સમજાતું નથી. પણ સરકાર કોઈ પણ રીતે, કોઈ પણ પ્રાંતીય હિત ખાતર કાર્યક્ષમતાનો ભોગ આપવા તૈયાર નથી.

જુદીજુદી કોમોના હિંદીઓની બનેલી હિંદી રેજિમેન્ટ[૧]

પ્રશ્ન ૧૦૭૮ : શ્રી એમ. અનંત શયનમ્ આયંગર (શ્રી મનુ સુબેદાર વતી)

(અ) બ્રિટિશ સરકારે ક્યારેય પણ જુદાજુદા પ્રાંતોમાંથી, શીખો, મરાઠાઓ, રાજપૂતો, બ્રાહ્મણો અને મુસ્લિમો જેવી જુદીજુદી કોમોની બનેલી હિંદી રેજિમેન્ટ ઊભી કરવાનો પ્રયોગ કર્યો છે કે નહિ તે અંગે સંરક્ષણ સચિવ નિવેદન કરશે ?

૧ લેજિસ્લેટીવ એસેમ્બલી ડિબેટ્સ, ૧૯૩૮, ગ્રંથ ૬, પૃ. ૨૪૭૮.

(બ) જો કલમ (અ)નો ઉત્તર નકારાત્મક હોય તો આવું પગલું ભરવાનું અયોગ્ય કેમ લાગ્યું છે તેનાં કારણો આપતું નીતિવિષયક નિવેદન સરકાર કરશે ?

(ક) નામદાર સર સેનાપતિ નામદાર સરકાર સાથે આ બાબત હાથ ધરવા તૈયાર છે ?

(ડ) સરકારને તેની જાણ છે ખરી કે યુનિવર્સિટીઓના સંરક્ષણ દળમાં, મુંબઈ સ્કાઉટ આંદોલનમાં અને દેશનાં પોલીસ દળોમાં જ્ઞાતિ કે સંપ્રદાયોનો કોઈ ભેદ નથી ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી :

(અ) ના.

(બ) સરકાર સંગઠનના મૂળભૂત સિદ્ધાંત તરીકે સ્વીકારે છે કે કંપનીઓ, સ્કવોડ્રનો જેવા લશ્કરી પેટા-એકમો સમરૂપ હોવા જોઈએ.

(ક) ના., હાલ જણાવેલા કારણોસર.

(ડ) હા,

શ્રી એસ. સત્યમૂર્તિ : સરકાર જેને 'સમરૂપ' કહે છે તે શબ્દનો અર્થ હું જાણી શકું ? શું એક જ પ્રાંતમાંથી કે એક જ કોમમાંથી તેવો તેનો અર્થ થાય છે ?

શ્રી સી. એમ. જી ઓગિલ્વી : તેનો અર્થ એ કે તે એક જ વર્ગની વ્યક્તિઓનાં બનેલાં હોવાં જોઈએ.

શ્રી એસ. સત્યમૂર્તિ : આ મુદ્દા અંગે હું કંઈ સ્પષ્ટતા માગી શકું ? એક વર્ગ અને બીજા વર્ગ વચ્ચે તે ભેદ કરે છે ખરા ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : ચોક્કસ.

શ્રી એસ. સત્યમૂર્તિ : કયા આધારે ? તે ધાર્મિક વર્ગ અથવા જાતિગત વર્ગ છે કે પ્રાંતીયતાના આધારે રચેલો વર્ગ છે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : એકેય નહિ. મોટો ભાગે તે જાતિગત વર્ગ છે.

શ્રી એસ. સત્યમૂર્તિ : કઈ જાતિને પસંદગી આપવામાં આવે છે અને કઈ જાતિને નહિ ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : હું માનનીય સભ્યશ્રીને લશ્કરી યાદી જોવા વિનવું છું.

## હિંદી લશ્કરમાં ભરતી [1]

પ્રશ્ન ૧૧૬૨ : શ્રી બ્રિજેન્દ્ર નારાયણ ચૌધરી : સંરક્ષાણ સચિવ મહેરબાની કરીને જણાવશે કે :

(અ) ૫મી સપ્ટેમ્બર ૧૯૩૮ના 'હિંદુસ્તાન ટાઈમ્સ'માં એસોસિએટેડ પ્રેસ ઓફ ઈન્ડિયાંના પ્રગટ થયેલા અહેવાલ પ્રમાણે પંજાબના વડાપ્રધાન માનનીય સર સિકંદર હયાતખાને તેમના સાથી સૈનિકોને આ શબ્દોમાં સંબોધ્યા હતા. "કોઈ રાષ્ટ્ર ભકત પંજાબી, લશ્કરમાં પંજાબના વર્ચસ્વને નુકસાન પહોંચાડવાનું ઈચ્છશે નહિ." આ પ્રવચન પરત્વે સરકારનું ધ્યાન દોર્યું છે ખરું ?.

(બ) પંજાબમાંથી જ લશ્કરના મોટાભાગની ભરતી કરીને પંજાબનું વર્ચસ્વ રાખવાની સરકારની નીતિ છે કે પછી જાતિગત કે પ્રાંતગત ભેદો વિચાર્યા વિના બધા પ્રાંતોમાંથી લશ્કરમાં ભરતી કરવાનો પ્રયત્ન કરવા તે ઈચ્છે છે?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી :

(અ) હા.

(બ) ૧૫, સપ્ટેમ્બર, ૧૯૩૮ને દિવસે શ્રી અમરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના તારાંકિત પ્રશ્ન ૧૦૬૦માંથી ઉદ્‌ભવતા પૂરક પ્રશ્નોના મેં આપેલા ઉત્તરો પ્રત્યે માનનીય સભ્યશ્રીનું ધ્યાન ખેંચું છું.

શ્રી એસ. સત્યમૂર્તિ : પ્રશ્નના વિભાગ (અ)ના ઉત્તર સંદર્ભમાં મારા આદરણીય મિત્રે અગાઉના ઉત્તરો જોયા. મને યાદ છે ત્યાં સુધી, આ ગૃહ સમક્ષ આ નિવેદન લાવ્યા પછી તે અપાયા નહોતા. "કોઈ રાષ્ટ્રભકત પંજાબી, લશ્કરમાં પંજાબના

૧ લેજિસ્લેટીવ એસેમ્બલી ડિબેટ્સ, ૧૯૩૮, ગ્રં. ૬, પૃ. ૨૭૫૪.

વર્ચસ્વને નુકસાન પહોંચાડવાનું ઈચ્છશે નહિ" તેવા પંજાબના વડાપ્રધાનના આ નિવેદનની હિંદ સરકારે તપાસ કરી છે ખરી ? આ નિવેદનનાં ખતરનાક પરિણામોની વિચારણા સરકારે કરી છે કે નહિ ? અને હિંદી લશ્કર પહેલું કે છેલ્લું હિંદી જ છે તેવા લશ્કરમાં, એક જવાબદાર પ્રધાન પ્રાંતીય કે કોમી વર્ચસ્વની વાત કરે કે દાવો કરે તો તેને અટકાવવાનાં સરકાર પગલાં લેશે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : ગઈ ૧૫મી સપ્ટેમ્બરે માનનીય સભ્યશ્રીએ પૂછેલા આવા જ પ્રશ્નોના મેં જે ઉત્તરો આપ્યા હતા તેવા જ ઉત્તરો હું આપી શકું. લશ્કરમાં ભરતી અંગેની સરકારની નીતિનું વારંવાર પુનરુચ્ચારણ કરવામાં આવ્યું છે અને તે સંપૂર્ણ સ્પષ્ટ છે.

શ્રી એસ. સત્યમૂર્તિ : શ્રેષ્ઠ દળ પ્રાપ્ત કરવાની નીતિ છે અને હું મારા આદરણીય મિત્રને ખાસ પૂછું છું - હું આશા રાખું છું કે પંજાબના વડાપ્રધાનના નિવેદનનાં પરિણામો તે સમજી ગયા હશે. હું તો તે જાણવા માગું છું કે કોઈ પણ પ્રાંતના વડાપ્રધાન હિંદી લશ્કરમાં પ્રાંતીય વર્ચસ્વનો દાવો કરે તેનાં ખતરનાક પરિણામોની ચકાસણી સરકારે કરી છે ? અને સરકાર શું આવી ભયંકર ગેરસમજ સુધારવા પગલાં લઈ રહી છે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : સરકાર માને છે કે આના કોઈ પણ પ્રકારનાં ખતરનાક પરિણામો નહિ આવે, પણ તેનાથી ઊલટાં પરિણામો આવશે.

શ્રી સત્યમૂર્તિ : કોઈ પ્રાંત કે કોઈ કોમનું વર્ચસ્વ ઈચ્છનીય છે એવું સરકાર સ્વીકારે છે ? અને તે હકીકત હોય તોય શું જવાબદાર જાહેર વ્યક્તિઓએ આવા ઉદ્‌ગારો કરવા જોઈએ તેવુંય તે સ્વીકારે છે ? આનાથી લશ્કરમાં કોમી તથા પ્રાંતીય ઝઘડાઓ અને ઈર્ષ્યાઓ ઉદ્‌ભવશે અને દેશમાં લશ્કરી સરમુખત્યારશાહી પણ સંભવે તેવું સરકાર વિચારતી નથી ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : સરકાર માને છે કે આવા અનિષ્ટો ઉદ્‌ભવે તે વાતમાં કશું વાજબીપણું નથી.

શ્રી એમ. એસ. અણે : સર સિકંદર હયાતખાનના નિવેદનમાં જે ગર્ભિત નીતિ છે તેને શું સરકાર ટેકો આપે છે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : સરકારની નીતિનું વારંવાર પુનરુચ્ચારણ કર્યું છે અને તેને સ્પષ્ટ કરી છે.

શ્રી એમ. એસ. અણે : લશ્કરમાં પંજાબનું વર્ચસ્વ હોવું જોઈએ તે સરકારની નીતિ છે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : લશ્કરમાં શ્રેષ્ઠ દળોની ભરતી કરવી તે નીતિ છે.

શ્રી એમ. એસ. અણે : હું મારો પ્રશ્ન દોહરાવું છું. સરકારની શું તે નીતિ છે કે લશ્કરમાં પંજાબનું પ્રાધાન્ય હોવું જોઈએ ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : મેં આ પ્રશ્નનો વારંવાર જવાબ આપ્યો છે. તમામ પ્રાંતોમાંથી શ્રેષ્ઠ સૈનિકો મળવા જોઈએ તે નીતિ છે અને સરકારને પૂરતો સંતોષ છે કે અત્યારે તેની પાસે શ્રેષ્ઠ સૈન્યદળ છે.

શ્રી એમ. એસ. અણે : આથી, શું તે જરૂરી નથી કે સર સિકંદર હયાતખાને સૂચવેલી નીતિને સુધારતું નિવેદન સરકારે કરવું જોઈએ ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : આ ખાસ કિસ્સા અંગે પોતાની નીતિ સુધારવાનો સરકારનો કોઈ ઈરાદો નથી.

૧૯૩૮ની ૨૩મી નવેમ્બરે સ્પષ્ટતા અંગે બીજી ચર્ચા થઈ હતી. તેમાં નીચેના પ્રશ્નો પુછાયા હતા :

## મધ્ય પ્રાંતો તથા વિરારમાંથી હિંદી લશ્કરમાં ભરતી[1]

પ્રશ્ન ૧૪૦૨ : શ્રી ગોવિંદ વી. દેશમુખ : સંરક્ષણ સચિવ મહેરબાની કરીને જણાવશે કે-

(અ) મધ્ય પ્રાંતો તથા વિરારમાંથી હિંદી લશ્કરમાં ભરતી માટેનાં કેન્દ્રો;

(બ) આવા સૈનિકો જે વર્ગમાં ભરતી થાય છે તે વર્ગો;

(ક) કુલ લશ્કરીદળ તથા આ પ્રાંતોની વસ્તીના પ્રમાણમાં મધ્યપ્રાંતો તથા વિરારમાંથી લશ્કરમાં ભરતી થનારા સૈનિકોનું પ્રમાણ અને

૧ લેજિસ્લેટિવ એસેમ્બલી ડિબેટ્સ, ૧૯૩૪, ગ્રંથ ૭, પૃ. ૩૩૧૩.

(ડ) ભરતીની વર્તમાન નીતિ અને તેને સુધારવાની છે ? જો ના તો કેમ નહિ?

(અ) શ્રી સી. એમ. જી. ઓગિલ્વી : મધ્યપ્રાંતો કે વિરારમાં ભરતી માટેનાં કોઈ કેન્દ્રો નથી. મધ્યપ્રાંત નિવાસીઓ દિલ્હીના ભરતી અધિકારીના ક્ષેત્ર નીચે છે અને વિરારના નિવાસીઓ પૂનાના ભરતી અધિકારીના ક્ષેત્ર નીચે છે.

(બ) વિરારના મરાઠાઓની ભરતી અલગ વર્ગ તરીકે થાય છે. મધ્યપ્રાંતો તથા વિરારમાંથી જે અન્ય હિંદુઓ તથા મુસ્લિમોની ભરતી કરવામાં આવે છે. તેમને 'હિંદુઓ' તથા 'મુસલમાનો' તરીકે ઓળખવામાં આવે છે અને તેમને કોઈ વર્ગ નીચે ભરતી કરવામાં આવતી નથી.

(ક) કુલ લશ્કરી દળના પ્રમાણમાં ૦.૩ ટકા પ્રમાણ છે અને આ પ્રાંતોની પુરુષ વસ્તીના પ્રમાણમાં .૦૦૦૪ ટકા પ્રમાણ છે.

(ડ) અત્યારે તો વર્તમાન નીતિ સુધારવાનો કરવાનો કોઈ આશય નથી. ૧૫, સપ્ટેમ્બર, ૧૯૩૮ને રોજ શ્રી સત્યમૂર્તિના તારાંકિત પ્રશ્ન ક્રમાંક ૧૦૬૦માંથી ઉદ્ભવતા પૂરક પ્રશ્નના તથા તે જ તારીખે મિયાં ગુલામ કાદિર મોહમ્મદ શાહબાને પૂછેલા તારાંકિત પ્રશ્ન ક્રમાંક ૧૦૮૬ના (અ) વિભાગના મારા ઉત્તરમાં તથા માનનીય સભ્ય શ્રી સુશીલકુમાર રાય ચૌધરીના ૨૧મી ફેબ્રુઆરી, ૧૯૩૮ના હિંદીઓની લશ્કરી તાલીમ અંગેના ઠરાવની અને શ્રી પી. એન. સપ્રુના ઈ.સ. ૧૯૩૫ના હિંદી લશ્કરમાં બધા વર્ગોની ભરતી અંગેના ઠરાવની કાઉન્સિલ ઓફ સ્ટેટમાંની ચર્ચામાં સરસેનાપતિએ આપેલા ઉત્તરમાં આનાં કારણોનો સમાવેશ થઈ જાય છે.

આના અનુસંધાનમાં ઈ.સ. ૧૯૩૯ની છઠ્ઠી ફેબ્રુઆરીએ ચર્ચા થઈ હતી જેમાં નીચેના પ્રશ્નો પુછાયા હતા :

## હિંદી લશ્કરમાં ભરતી [૧]

પ્રશ્ન ૧૨૯ : શ્રી એસ. સત્યમૂર્તિ : સંરક્ષણ સચિવ મહેરબાની કરીને જણાવશે કે - .

(અ) આ પ્રશ્નનો છેલ્લો ઉત્તર આપ્યા પછી સરકારે હિંદી લશ્કરમાં તમામ

૧. લેજિસ્લેટીવ એસેમ્બલી ડિબેટ્સ, ૧૯૩૯, ગ્રંથ ૧, પૃ. ૨૫૩.

પ્રાંતોમાંથી અને તમામ કોમોમાંથી ભરતી કરવાના પ્રશ્નની પુનર્વિચારણા કરી છે કે કેમ ?

(બ) સરકાર કોઈ નિર્ણય પર આવી છે ખરી ?

(ક) અન્ય પ્રાંતો તથા કોમોમાંથી લશ્કરમાં ભરતી કેમ કરવામાં નથી આવતી તેનાં કારણો સરકાર સ્પષ્ટતાપૂર્વક જણાવવા માગે છે કે નહિ ? અને

(ડ) સરકાર કયા માપદંડો દ્વારા એવા તારણ પર આવી છે કે અત્યારે જેમની ભરતી લશ્કરમાં કરવામાં આવે છે તેમના કરતાં અન્ય પ્રાંતો તથા કોમોમાંથી ભરતી થનારાઓ હિંદી લશ્કરને અનિવાર્ય તેવી સક્ષમતાના ધોરણે નહીં આવી શકે ?

શ્રી સી. એમ. જી. ઓગિલ્વી :

(અ) ના.

(બ) આ પ્રશ્ન ઉદ્‌ભવતો જ નથી.

(ક) તથા (ડ) ૧૫, સપ્ટેમ્બર ૧૯૩૮ના તારાંકિત પ્રશ્નો ક્રમાંક ૧૦૬૦ તથા ૧૦૮૬ના, ૨૦, સપ્ટેમ્બર, ૧૯૩૮ના ક્રમાંક ૧૧૬૨ના અને ૨૩, નવેમ્બર, ૧૯૩૮ના ક્રમાંક ૧૪૦૨ના પ્રશ્નોના મારા ઉત્તરોમાં આનાં કારણો સ્પષ્ટપણે જણાવવામાં આવ્યા છે. તદુપરાંત હિંદી લશ્કરમાં બધા વર્ગોમાંથી ભરતી અંગેના માનનીય શ્રી પી. એન. સપ્રુના તથા હિંદીઓને લશ્કરી તાલીમ અંગેના માનનીય શ્રી સુશીલકુમાર રાય ચૌધરીના ક્રમાનુસાર તા. ૧૩મી માર્ચ ૧૯૩૫ અને તા. ૨૧મી ફેબ્રુઆરી ૧૯૩૮ના ઠરાવની રાજ્ય કારોબારીમાં થયેલી ચર્ચામાં સરસેનાપતિએ આપેલા ઉત્તરોમાં પણ ક્રમશઃ તેમનો સમાવેશ થાય છે.

હિંદી સરકારના આ પ્રશ્ન અંગેના મૌનના ભેદને હિંદી વજીરે હમણાં જ ખુલ્લો પાડયો. આમસભામાંના પ્રશ્નના ઉત્તરમાં, તેઓ આ અત્યંત મહત્ત્વના તથા ખૂબ ઉત્તેજક વિષય બાબતમાં પૂરેપૂરી માહિતી સાથે આવ્યા. ઈ.સ. ૧૯૪૩ની ૮મી જુલાઈએ તેમણે આપેલા ઉત્તરમાંથી હિંદી લશ્કરની રચનામાં અત્યારનું નીચે પ્રમાણેનું કોમવાર તથા પ્રાંતવાર પ્રમાણ આપણને જાણવા મળે છે:

| | પ્રાંત | ટકાવારી | | પ્રાંત | ટકાવારી |
|---|---|---|---|---|---|
| ૧ | પંજાબ | ૫૦ | ૭ | બંગાળ પ્રાંત | ૨ |
| ૨ | સંયુક્ત પ્રાંતો | ૧૫ | ૮ | મધ્ય પ્રાંતો-વિરાર | - |
| ૩ | મદ્રાસ પ્રાંત | ૧૦ | ૯ | આસામ | ૫ |
| ૪ | મુંબઈ પ્રાંત | ૧૦ | ૧૦ | બિહાર | - |
| ૫ | વાયવ્ય સરહદી પ્રાંત | ૫ | ૧૧ | ઓરિસ્સા | - |
| ૬ | અજમેર તથા મારવાડ | ૩ | ૧૨ | નેપાળ | ૮ |

## ૨. હિંદી લશ્કરની કોમવાર રચના

| | | |
|---|---|---|
| ૧ | મુસ્લિમો | ૩૪ ટકા |
| ૨ | હિંદુઓ તથા ગુરખાઓ | ૫૦ ટકા |
| ૩ | શીખો | ૧૦ ટકા |
| ૪ | ખ્રિસ્તીઓ અને અન્ય | ૬ ટકા |

હિંદી વજીરે આપેલી માહિતી ખરેખર ખૂબ આવકારપાત્ર છે. પણ આ યુદ્ધ સમયની હિંદી લશ્કરની રચના છે. શાંતિના સમયની રચના ભિન્ન હોવી જ જોઈએ અને તે લડાયક અને બિનલડાયક જાતિઓના સુપ્રસિદ્ધ ભેદ પર જ રચાયેલી હતી. યુદ્ધ સમયે તે ભેદ દૂર કરવામાં આવ્યો. જો કે, હવે જ્યારે શાંતિ સ્થપાઈ છે ત્યારે તે ભેદ ફરી ઊભો નહિ કરવામાં આવે તેની કોઈ ચોક્કસ ખાતરી નથી. શાંતિગાળામાં હિંદી લશ્કરની કોમવાર કેવી રચના છે તે આપણે જાણવા માગીએ છીએ. હજી તે અજ્ઞાત હકીકત છે અને અનુમાનનો વિષય છે.

કેટલાક કહે છે કે યુદ્ધ પહેલાં મુસ્લિમોનું સામાન્ય પ્રમાણ ૬૦થી ૭૦ ટકા હતું. કેટલાક કહે છે કે તે લગભગ ૫૦ ટકા હતું. ચોક્કસ માહિતીના અભાવે, ૫૦ ટકાનું છેલ્લું પ્રમાણ ચોક્કસ પરિસ્થિતિ દર્શાવતા પ્રમાણ તરીકે સ્વીકારવું સારું કારણ કે ખાસ તો, આ અંગે જેમને ખ્યાલ હોય તેવી વ્યક્તિઓને પૂછતાં તેને સમર્થન મળ્યું છે. જો ૫૦ ટકાનું પ્રમાણ હોય તોય હિંદુઓને તે વધુ સાવધ બનાવે. જો આ સાચું હોય, તો બળવા પછી હિંદમાં બ્રિટિશ લશ્કરની અખત્યાર કરેલી નીતિનું તે હડહડતો ભંગ છે.

બળવા પછી, બ્રિટિશ સરકારે હિંદી લશ્કરના સંગઠન અંગે બે વાર તપાસ કરાવી હતી. પ્રથમ તપાસ ઈ.સ. ૧૮૫૯માં નિયુક્ત થયેલા પીલપંચે કરી હતી અને બીજી તપાસ ઈ.સ. ૧૮૭૯માં નિયુક્ત કરેલી ખાસ લશ્કરી સમિતિ (જેનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે) દ્વારા થઈ હતી.

૧૮૫૭ના બળવાનું નિમિત્ત બનનાર બંગાળના લશ્કરની નબળાઈ જાણવાનો પ્રશ્ન મુખ્યત્વે પીલપંચની વિચારણા હેઠળ હતો. અનેક સાક્ષીઓએ પીલપંચને જણાવ્યું કે વિદ્રોહ કરનાર બંગાળના લશ્કરની મુખ્ય નબળાઈ એ હતી કે -

'નિયમિત લશ્કરના સૈનિકોની કક્ષામાં તકની રાહ જોતા મિશ્ર સૈનિકો હતા. લશ્કરી કંપનીઓને વર્ગ અને વંશ દ્વારા, અલગ પાડવામાં આવી નહોતી. પલટણોમાં હિંદુઓ, મુસલમાનો, શીખો તથા પુરબિયાઓને ભેગા રાખવામાં આવ્યા હતા એટલે તે બધા જ પોતાનો જાતિગત પૂર્વગ્રહ ભૂલી જઈને એક લાગણીથી પ્રેરાયા.' [૧]

આથી સર જહોન લોરેન્સે સૂચવ્યું હતું કે હિંદી લશ્કરનું સંગઠન કરતાં, એ કાળજી લેવાવી જોઈએ કે "જે અતિમૂલ્યવાન છે તે ભિન્નતા અને જયાં સુધી તે રહેશે ત્યાં સુધી તે એક પ્રદેશના મુસ્લિમો અન્ય પ્રદેશના મુસ્લિમોને તિરસ્કારવા, તેમને ડરાવવા કે તેમના પ્રત્યે અણગમો કરવા પ્રેરશે; ભવિષ્યમાં ટુકડીઓની રચના પ્રાંતવાર થવી જોઈએ અને જે ભૌગોલિક સીમાઓમાં ભારે મતભેદો અને દુશ્મનાવટો છે તે સીમાઓ ધ્યાનમાં રાખીને થવી જોઈએ. એક પ્રાંતની હિંદુ-મુસ્લિમ સઘળી જાતિઓની ભરતી એક જ રેજિમેન્ટમાં થાય અને અન્ય રેજિમેન્ટોમાં નહિ. વિશિષ્ટ રેજિમેન્ટો ઉભી કરીને અણીની પળે આપણે તેમને એમ જ રાખવા... આ સૂચિત પ્રથાથી બે મહાદૂષણો દૂર થશે. સૌપ્રથમ તો સમગ્ર સ્થાનિક લશ્કરમાં કોમી લાગણીની ભાવના અને અન્ય જાતિઓ સાથે હળવામળવાથી અને હિંદના અન્ય પ્રાંતોમાં પ્રવાસથી પરિણમતી તોફાની રાજકીય પ્રવૃત્તિ તથા કુડકપટ." [૨]

---

૧ મેકમન અને લોવેટ્ર, ધ આર્મિઝ ઓફ ઈન્ડિયા, પૃ. ૮૪-૮૫ શ્રી ચૌધરી દ્વારા ઉદ્ધૃત.
૨ શ્રી ચૌધરી દ્વારા ઉદ્ધૃત.

પીલપંચ સમક્ષ અનેક લશ્કરી સૈનિકોએ આ પ્રસ્તાવને સમર્થન આપ્યું હતું અને હિંદી લશ્કરની નીતિના સિદ્ધાંત તરીકે તેની ભલામણ કરી હતી. આ સિદ્ધાંત વર્ગ રચના સિદ્ધાંત તરીકે ઓળખાતો હતો.

ઈ.સ. ૧૮૭૯ની ખાસ લશ્કરી સમિતિને સાવ જુદા જ પ્રશ્ન સાથે નિસ્બત હતી. સમિતિએ જે પ્રશ્નાવલિ બહાર પાડી હતી તેમાં જ આ પ્રશ્નનું નિદર્શન થાય છે. પ્રશ્નાવલિમાં નીચેના પ્રશ્નનો સમાવેશ થતો હતો :

"જો સામ્રાજ્યની સલામતી માટે હિંદી લશ્કરનું સક્ષમ અને ઉપલબ્ધ અનામત દળ અનિવાર્ય જણાય તો તેમાં હિંદની નબળામાં નબળી અને બિનલડાયક જાતિઓમાંથી ભરતી કરવાને બદલે, અલબત્ત, કોઈ ખાસ, જાતિ કે ધાર્મિક જૂથને અતિ સામર્થ્ય કે મહત્તા ન આપવાની અનિવાર્યતાનો અને સામ્રાજ્યની સલામતીનો પૂરતો ખ્યાલ રાખીને શું દેશના તે પ્રદેશોમાંથી ન કરવી જોઈએ જે શ્રેષ્ઠ સૈનિકો પૂરા પાડી શકે ?"

આ પ્રશ્નનો મહત્ત્વનો ભાગ દેખીતી રીતે અનિવાર્યતાનો અથવા તો 'કોઈ ખાસ જાતિ કે ધાર્મિક જૂથને, અતિ સમર્થન કે મહત્ત્વ ન આપવાનો' હતો. આ પ્રશ્ન અંગે સમિતિ સમક્ષ વ્યક્ત થયેલો સત્તાવાર અભિપ્રાય સર્વસંમત હતો.

મુંબઈ લશ્કરના સર સેનાપતિ લેફ. જનરલ એચ. જે. વોરેસે જણાવ્યું :

"હું માનું છું કે તે પ્રદેશોની જાતિઓ તથા ધર્મોને અનુચિત ભાર અને મહત્ત્વ આપ્યા વિના, જે પ્રદેશો શ્રેષ્ઠ સૈનિકો પૂરા પાડી શકે તેવું કહેવાય છે તે પ્રદેશોમાંથી જ માત્ર હિંદી લશ્કરના અનામત દળમાં ભરતી શક્ય જ નથી."

સર સેનાપતિ સર ફ્રેડરિક પી. હેન્સે કહ્યું :

"મારે મતે, બંગાળના લશ્કરથી અનેકગણી રીતે જાતિ, ભાષા અને હિતોમાં અલગ તેવાં આ બે લશ્કરોને (મદ્રાસ તથા મુંબઈનાં લશ્કરો) તેની સમતુલા જાળવવા માટે નિભાવવામાં જ શાણપણ અને ડહાપણ રહ્યાં છે અને કહેવાતા 'અત્યંત સક્ષમ લોકો મેળવવા શક્ય છે' તેવા સૈનિકોના અનામત દળની રચના માટે હું કોઈ પણ રીતે તેમની સંખ્યા ઘટાડીશ નહિ. મદ્રાસ તથા મુંબઈના સૈનિકોને સ્થાને બંગાળના લશ્કરના સિપાઈઓની કક્ષામાંથી જ પસાર થયેલા

અને જે વર્ગોનું તે બનેલું છે તે જ વર્ગના સિપાઈઓ મૂકવા એ જ જો તેનો અર્થ હોય તો તેના જેવું વધુ ડહાપણ વિનાનું પગલું અને વધુ અનુચિત બીજું કોઈ ભાગ્યે જ હશે તેવું પણ હું કહીશ."

પંજાબના લેફ. ગવર્નર પણ આ અભિપ્રાય સાથે સંમત થયા હતા. તેમણે પણ જાહેર કર્યું કે હિંદના 'સમગ્ર લશ્કરોમાં એક જ ક્ષેત્રમાંથી ભરતી કરવાના તે વિરોધી' હતા. તેમણે જણાવ્યું કે 'રાજકીય કારણોસર પણ એક જ પ્રાદેશિકતાનું પ્રાધાન્ય અટકાવવું અનિવાર્ય બનશે.'

ખાસ રચાયેલી સમિતિએ આ અભિપ્રાય અપનાવ્યો અને સૂચવ્યું કે હિંદી લશ્કરની એવી સુવ્યવસ્થિત રચના થવી જોઈએ કે જેથી કોઈ એક જ પ્રાદેશિકતાનું કે કોમનું પ્રાધાન્ય તેમાં ન હોય.

આ બે સિદ્ધાંતોમાં જ હિંદી લશ્કર અંગેની નીતિનું નિયંત્રણ કરનારા સિદ્ધાંતો રહેલા છે. ઈ.સ. ૧૮૭૯ની ખાસ લશ્કરી સમિતિએ નિયત કરેલા સિદ્ધાંત લક્ષમાં લઈને એમ કહી શકાય કે હિંદી લશ્કરની કોમવાર રચનામાં હમણાં થયેલાં પરિવર્તનો, સંપૂર્ણ ક્રાંતિ છે. આવી ક્રાંતિ કેમ શક્ય બની તે સમજવું મુશ્કેલ છે. સુસ્થાપિત સિદ્ધાંતની સામે જ તે ક્રાંતિ થઈ છે. હિંદી લશ્કરમાં વાયવ્ય સરહદના લોકોનું પ્રાધાન્ય વધે તે ભયે આ સિદ્ધાંત સૂચવાયો હતો અને આ વલણને દાબી દેવાના ખાસ હેતુસર જ તે ઘડાયો હતો. આ સિદ્ધાંતને માત્ર માર્ગદર્શન રૂપે જ જાહેર કરાયો નહોતો પણ તેનું ચુસ્તપણે અમલ થાય તેવું સ્વીકારાયું હતું. લોર્ડ રોબર્ટસે આનો વિરોધ કર્યો હતો કારણ કે વાયવ્ય સરહદના લોકો પ્રત્યે તેમને પક્ષપાત હતો અને આ સિદ્ધાંત તેમની ભરતી પર મર્યાદા મૂકતો હતો. તેમનેય હિંદના સરસેનાપતિ તરીકેના તેમના શાસન કાળ દરમ્યાન આ સિદ્ધાંત સામે ઝૂકવું પડયું હતું. આ સિદ્ધાંતનો એવો સરસ આદર થતો હતો કે ઈ.સ. ૧૯૦૩માં જ્યારે લોર્ડ કિચનર મદ્રાસીઓની પંદર રેજિમેન્ટોને પંજાબ રેજિમેન્ટોમાં ફેરવવાની યોજના ઘડી ત્યારે ગુરખાઓ તથા પઠાણોનું પ્રમાણ વધારીને તેમણે શીખો અને પંજાબી મુસ્લિમોના પ્રમાણ સામે સમતુલા જાળવી. તેમના જીવન ચરિત્રકાર સર જ્યોર્જ આર્થર કહે છે તેમ :

"બળવાએ શીખવેલા પાઠને ખ્યાલમાં રાખીને, હિંદી લશ્કરમાં કોઈ પણ

એક અંગના પ્રાધાન્યને અનુચિત છૂટ આપવાના ભયથી સરકાર સજાગ હતી. પંજાબી પાયદળમાં વધારો થવાને કારણે તેનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે તેમાં મૂલ્યવાન ગુરખા સૈનિકોની વધુ ભરતી કરવી પડી અને સરહદી લશ્કરમાં વધુ સરહદી પઠાણોની ભરતી કરવી પડી."

મહાયુદ્ધ સુધી જે સિદ્ધાંત સર્વાનુમતે સ્વીકારાયો હતો અને જેનો ચુસ્તપણે અમલ થયો હતો તે આમ, મહાયુદ્ધ પછી, કશી વિધિ વિના, કશા ખટકા વિના અને આમ ગુપ્ત રીતે ફંગોળી દેવાય તે જ સમજાતું નથી. હિંદી લશ્કરમાં મુસ્લિમોને આટલું બધું વર્ચસ્વ આપવાનું અંગ્રેજોને શું કારણ હતું ? તેની કદાચ બે સ્પષ્ટતાઓ આપી શકાય. એક તો એ કે મહાયુદ્ધમાં મુસ્લિમોએ સાચેસાચ પુરવાર કર્યું હતું કે તેઓ હિંદુઓ કરતાં વધુ સારા સૈનિકો છે. અને બીજું એ કે અંગ્રેજોએ પેલા નિયમનો ભંગ કરી લશ્કરમાં મુસ્લિમોને આટલું બધું પ્રાધાન્ય આપ્યું કારણ કે અંગ્રેજોના હાથમાંથી રાજકીય સત્તા ઝૂંટવી લેવાના હિંદુઓના આંદોલનના બળનો તે પ્રતિકાર કરવા માગતા હતા.

ગમે તે કારણ હોય, ઉપરના સર્વેક્ષણમાંથી બે સ્પષ્ટ હકીકતો પ્રગટ થાય છે. એક તો એ કે આજે હિંદી લશ્કરમાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે અને બીજી એ કે જે મુસ્લિમોનું પ્રાધાન્ય છે તે મુસ્લિમો પંજાબ તથા વાયવ્ય સરહદી પ્રાંતના છે. હિંદી લશ્કરની આવી રચનાનો અર્થ એ જ કે વિદેશી આક્રમણ સામે હિંદના એકમાત્ર રક્ષકો પંજાબ તથા વાયવ્ય સરહદી પ્રાંતના મુસ્લિમો જ છે. આ હકીકત એટલી તો સ્પષ્ટ છે કે પંજાબ તથા વાયવ્ય સરહદી પ્રાંતના મુસ્લિમો અંગ્રેજોએ તેમને આપેલા આ ગૌરવભર્યા સ્થાનથી સાવ સભાન છે. તેનું કારણ શું તે તો તેઓ જાણે, કારણ કે ક્યારેક એવું પણ સાંભળવા મળે છે કે તેઓ એમ કહેતા હોય છે કે તેઓ હિંદના 'દ્વારપાળો' છે. આવી નિર્ણાયક હકીકતના પ્રકાશમાં હિંદના સંરક્ષણનો પ્રશ્ન હિંદુઓએ વિચારવો જ જોઈએ.

આ 'દ્વારપાળો' દ્વાર જાળવી રાખે અને હિંદની મુક્તિ તથા સ્વતંત્રતાનું રક્ષણ કરે તેવો ભરોસો હિંદુઓ કેટલી હદ સુધી રાખી શકે ? આ દ્વાર ખુલ્લાં કરવા કોણ જોર કરે છે તેના પર જ આ પ્રશ્નનો ઉત્તર સંભવે. તે તો દેખીતું જ છે કે હિંદની વાયવ્ય બાજુ પરથી રશિયા અને અફઘાનિસ્તાન એ બે જ વિદેશી

રાષ્ટ્રો આ દ્વાર ખોલવા જોર કરે. આ બંને દેશોની જ સરહદો હિંદની સરહદને અડી ઊભી છે. બેમાંથી કોણ હિંદ પર આક્રમણ કરે અને ક્યારે કરે તે કોઈ ચોકકસપણે ન કહી શકે. જો રશિયાનું આક્રમણ થાય તો હિંદના આ દ્વારપાળો દ્વારને જાળવવા અને આક્રમકોને ખાળવા દૃઢ અને વફાદાર રહે તેવી આશા રાખી શકાય. પણ ધારો કે જો અફઘાનો એકલા અથવા તો અન્ય મુસ્લિમ રાષ્ટ્રો સાથે જોડાઈને હિંદ પર આક્રમણ કરે તો શું આ દ્વારપાળો આક્રમકોને રોકશે કે પછી દ્વાર ખુલ્લા કરી તેમને અંદર પ્રવેશવા દેશે ? આ એક એવો પ્રશ્ન છે કે જેની ઉપેક્ષા કોઈ હિંદુને ન પાલવે. આ એક એવો પ્રશ્ન છે કે પ્રત્યેક હિંદુને ખાતરી હોવી જ જોઈએ કારણ કે આ અત્યંત નિર્ણયાત્મક પ્રશ્ન છે.

હિંદ પર આક્રમણ કરવાનો વિચાર અફઘાનિસ્તાન ક્યારેય નહિ કરે તેમ કહેવું શક્ય છે. પણ ખરાબમાં ખરાબ પરિસ્થિતિને પહોંચી વળવાની તેની શક્તિની તપાસ દ્વારા જ સિદ્ધાંતની શ્રેષ્ઠ કસોટી થાય. પંજાબી અને વાયવ્ય સરહદી પ્રાંતના મુસ્લિમોના બનેલા આ લશ્કરની નિષ્ઠા તથા વિશ્વસનીયતાની કસોટી તો તે અફઘાનોના આક્રમણ સમયે કેમ વર્તશે તેની વિચારણા દ્વારા જ થઈ શકે. તેઓ તેમની માતૃભૂમિના સાદનો પ્રતિભાવ આપશે કે પછી તેઓ તેમની ધાર્મિક હાકલમાં ખેંચાઈ જશે ? જો અંતિમ સલામતી પ્રાપ્ત કરવી હોય તો આ પ્રશ્નનો સામનો કરવો પડે. જ્યાં સુધી હિંદ અંગ્રેજોના રક્ષણ હેઠળ છે ત્યાંસુધી આપણે વિદેશી આક્રમણની ચિંતા કરવાની જરૂર નથી એમ માનીને આ ત્રાસદાયક અને પીડાજનક પ્રશ્નમાંથી છટકવામાં સલામતી નથી. ટૂંકમાં કહેવું હોય તો આવું સમાધાની વલણ અક્ષમ્ય છે. સૌ પ્રથમ તો, ગયા યુદ્ધે એ દેખાડયું છે કે એવી પણ એક પરિસ્થિતિ ઊભી થાય કે જ્યારે હિંદને અંગ્રેજોના સંરક્ષણની વધુમાં વધુ જરૂર હોય ત્યારે જ અંગ્રેજો હિંદનું સંરક્ષણ ન કરી શકે. બીજું, સંસ્થાની સક્ષમતાની કસોટી સ્વાભાવિક પરિસ્થિતિમાં થવી જોઈએ. કૃત્રિમ પરિસ્થિતિમાં નહિ. અંગ્રેજોના નિયંત્રણ હેઠળ હિંદી સૈનિકોનું વર્તન કૃત્રિમ છે. હિંદીઓના નિયંત્રણ હેઠળ તે હોય ત્યારે જે તેનું વર્તન હોય તે જ તેનું સ્વાભાવિક વર્તન છે. અંગ્રેજોનું નિયંત્રણ લશ્કરના સૈનિકોની સ્વાભાવિક વૃત્તિઓ અને સ્વાભાવિક સહાનુભૂતિઓને પ્રગટ થવાની ઝાઝી છૂટ આપતું નથી અને એટલે

જ લશ્કરના સૈનિકો આટલી સારી રીતે વર્તે છે. પણ આ કૃત્રિમ અને અસ્વાભાવિક સ્થિતિ છે. અંગ્રેજોના નિયંત્રણ હેઠળ હિંદી લશ્કર સારી રીતે વર્તે છે એટલે તે હિંદીઓના નિયંત્રણ હેઠળ પણ સારી રીતે વર્તશે તેવું ખાતરીપૂર્વક ન કહી શકાય. જ્યારે અંગ્રેજોનું નિયંત્રણ પાછું ખેંચી લેવામાં આવશે ત્યારે તે તેટલી જ સારી રીતે વર્તશે તેટલો સંતોષ જ માત્ર હિંદુઓએ લેવો જોઈએ.

અફઘાનિસ્તાન ભારત પર આક્રમણ કરે ત્યારે પંજાબીઓ અને વાયવ્ય સરહદી પ્રાંતોનું આ લશ્કર કેવી રીતે વર્તશે તે પ્રશ્ન અત્યંત પ્રસ્તુત અને નિર્ણાયક પ્રશ્ન છે અને તે ગમે તેટલો અપ્રિય હોય તો પણ એનો સામનો કરવા જોઈએ.

કોઈક કહેશે - એવું કેમ માની લેવાય કે લશ્કરમાં મુસ્લિમોનું વિશાળ પ્રમાણ તે એક અપરિવર્તનીય હકીકત છે અને તેમાં પરિવર્તન ન જ થઈ શકે? તેમાં જે કોઈ પરિવર્તન કરી શકતા હોય તેમને જે કોઈ પુરુષાર્થ કરવા હોય તે ભલે કરે. પરંતુ જોઈ શકાય છે ત્યાં સુધી તેમાં પરિવર્તન થવાનું નથી ઊલટું, બંધારણ સુધારવામાં આવશે ત્યારે મુસ્લિમ લઘુમતીની સલામતી તરીકે એમાં દાખલ થાય તો તેનું મને આશ્ચર્ય નહિ થાય. હિંદુઓ સામે મુસ્લિમો આવી માગણી કરવાના જ અને કોણ જાણે કેમ પણ કોઈ પણ રીતે મુસ્લિમો સફળ થાય છે જ. એટલે આપણે તો એ જ અનુમાન પર આગળ વધવું જોઈએ કે હિંદી લશ્કરની રચના અત્યારે જેવી છે તેવી ભવિષ્યમાં રહેશે અને ભૂમિકા તે જ રહેતી હોવાથી જે પ્રશ્ન વિચારવાનો છે તે પણ તેનો તે જ રહે છે. અફઘાનિસ્તાનના આક્રમણ સામે દેશનું રક્ષણ કરવા હિંદુઓ આવા લશ્કર પર આધાર રાખી શકે ? માત્ર કહેવાતા હિંદી રાષ્ટ્રવાદીઓ તેનો ઉત્તર 'હા'માં આપશે. વાસ્તવવાદીઓમાં પણ જે સૌથી વધુ હિંમતવાળા છે તેમણે આ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં વિચારવું જોઈએ અને જે હિંદુઓને કાફર ગણે છે અને માને છે કે તે કાફરોનું રક્ષણ કરવાને બદલે તેઓ જળમૂળથી ઉખેડી નાખવા લાયક છે. વાસ્તવવાદી વ્યક્તિએ તે પણ યાદ રાખવું જોઈએ કે મુસ્લિમો યુરોપિયનને તેમનાથી ચડિયાતો ગણે છે જ્યારે હિંદુને તે તેમનાથી નીચે માને છે. જો હિંદુ અમલદારો નીચે તેમને મૂકવામાં આવે તો મુસ્લિમોની રેજિમેન્ટ તેમની સત્તાનો કેટલો સ્વીકાર કરશે તે પણ શંકાસ્પદ છે. વાસ્તવવાદી વ્યક્તિએ તે પણ યાદ

રાખવું ઘટે કે સહુ મુસ્લિમોમાં વાયવ્ય સરહદનો મુસ્લિમ તેના હિંદુઓ સાથેના સંબંધથી અત્યંત અસંતુષ્ટ છે અને વાસ્તવવાદીએ તે પણ યાદ રાખવું ઘટે કે પંજાબી મુસલમાન, સર્વવ્યાપી ઈસ્લામવાદના પ્રચાર પક્ષે સંપૂર્ણપણે સંવેદનશીલ છે. આ બધી વાતોનો વિચાર કરતાં, મુસ્લિમ દેશોના કોઈ પણ આક્રમણ સામે હિંદી લશ્કરના મુસ્લિમો વફાદાર રહેશે અને આક્રમકોના પક્ષે ભળી જાય તેવો કોઈ ભય નથી તેવું કહેનાર કોઈ સાહસી હિંદુ જ હશે. થિઓડોર મોરિસન[1] જેવાએ પણ ઈ.સ. ૧૮૯૯માં લખતાં એવા અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે -

"મુસ્લિમો (નિ:શંક હિંદની પ્રજામાંની અત્યંત ઝનૂની તથા આક્રમક પ્રજા) જે દૃષ્ટિકોણો ધરાવે છે તે જ દૃષ્ટિકોણો સ્વતંત્ર હિંદી સરકારની સ્થાપનાને અટકાવવા પૂરતા છે. જો સ્વાયત્ત હિંદ પર ઉત્તરમાંથી અફઘાન આક્રમણ કરે તો મુસ્લિમો તેને હાંકી કાઢવા શીખો તથા હિંદુઓ સાથે એક થવાને બદલે તેના ધ્વજ નીચે જોડાવા બંધુતા અને ધર્મના સઘળા સંબંધોથી આકર્ષાશે.'

અને જ્યારે તે યાદ કરીએ કે ઈ.સ. ૧૯૧૯માં, ખિલાફતની ચળવળ ચલાવતા હિંદી મુસ્લિમો અફઘાનિસ્તાનના અમીરને આક્રમણ કરવા બોલાવવાની હદ સુધી ગયા ત્યારે સર થિઓડોર મેરિસને વ્યક્ત કરેલા મંતવ્યને વધુ બળ મળે છે અને તે માત્ર અનુમાનનો વિષય રહેતો નથી.

જો અફઘાનિસ્તાનનું આક્રમણ થાય તો પંજાબ અને વાયવ્ય સરહદના મુસ્લિમોનું બનેલું આ લશ્કર કેવી રીતે વર્તશે તે જ પ્રશ્ન માત્ર હિંદુઓએ વિચારવાનો નથી. એવા જ એક બીજા એટલા જ મહત્ત્વના પ્રશ્નનો પણ વિચાર હિંદુઓએ કરવાનો છે. અને પ્રશ્ન આ છે : આ લશ્કરની નિષ્ઠા ગમે તે હોય તો પણ અફઘાનોના આક્રમણ સામે હિંદી સરકાર આ લશ્કરનો ઉપયોગ કરવા મુક્ત હશે ? આ સંદર્ભમાં મુસ્લિમ લીગે અપનાવેલા વલણ પ્રત્યે ધ્યાન દોરવું જોઈએ. કોઈ પણ મુસ્લિમ સત્તા સામે હિંદી લશ્કરનો ઉપયોગ નહિ થાય તેવું તે વલણ છે. આમાં કશું નવું નથી. લીગ પહેલાં પણ ખિલાફત સમિતિએ આ સિદ્ધાંત રજૂ કર્યો હતો. આ સિવાય, ભવિષ્યમાં હિંદના મુસ્લિમો તેને કેટલી હદ સુધી પોતાની શ્રદ્ધાની વસ્તુ બનાવશે તે પણ પ્રશ્ન તો રહે છે જ. આ અંગે

૧ ઈમ્પિરિયલ રુલ ઈન ઈન્ડિયા, પૃ. ૫.

અંગ્રેજ સરકાર સામે લીગને સફળતા નથી મળી તેનો અર્થ તે નહીં કે હિંદી સરકાર સામે તે સફળ નહિ બને. કારણ કે હિંદુઓના દષ્ટિકોણથી તે સિધ્ધાંત ગમે તેટલો બિન-સ્વદેશાભિમાની હોય પણ મુસ્લિમ લાગણીઓને તો તે ખૂબ અનુકૂળ છે અને હિંદની મુસ્લિમ કોમનું સર્વ સામાન્ય સમર્થન મેળવવામાં લીગ તે માટે કદાચ અનુમોદન મેળવે. જો હિંદના લડાયક દળોના અધિકાર પર આ મર્યાદા મૂકવામાં લીગ સફળ થાય તો હિંદુઓની હાલત કેવી હશે ? આ બીજા પ્રશ્નની પણ હિંદુઓએ વિચારણા કરવી જ રહી.

જો હિંદ રાજકીય રીતે એક અને અખંડ રહે અને પાકિસ્તાને માનસિક રીતે સર્જેલી બે રાષ્ટ્રોની સંવર્ધન મનોવૃત્તિ ચાલુ રહ્યા જ કરે તો હિંદના સંરક્ષણને જ્યાં સુધી સંબંધ છે ત્યાં સુધી હિંદુઓને તો સુડી વચ્ચે સોપારીની જેમ જીવવાનું રહ્યું. લશ્કર હોવા છતાંય તેઓ તેનો ઉપયોગ નહિ કરી શકે કારણ કે લીગ વાંધો લેશે. તેનો ઉપયોગ કરે તોય તેના પર અવલંબન નહિ રાખી શકાય કારણ કે તેની નિષ્ઠા શંકાસ્પદ છે. આ પરિસ્થિતિ જેટલી કરુણાજનક છે તેટલી જ જોખમકારક પણ છે. જો લશ્કરમાં પંજાબ અને વાયવ્ય સરહદી પ્રાંતના મુસ્લિમોનું પ્રાધાન્ય હશે તો હિંદુઓએ તેમને માટે પૈસા આપવા પડશે પણ તેનો તેઓ ઉપયોગ નહિ કરી શકે અને મુસ્લિમ આક્રમક સામે જો તે તેનો ઉપયોગ કરશે તો તેના પર ભરોસો રાખવાનું તેમને માટે જોખમકારક હશે. જો લીગનો મત પ્રવર્તતો જ રહે અને મુસ્લિમ રાષ્ટ્રો સામે હિંદ તેના લશ્કરનો ઉપયોગ ન કરી શકે તો લશ્કરમાં મુસ્લિમોનું પ્રાધાન્ય ઘટે તો પણ લશ્કરી મર્યાદાને કારણે હિંદને પોતાની સરહદે આવેલા મુસ્લિમ રાષ્ટ્રો સાથે, અંગ્રેજોના વર્ચસ્વ નીચે જીવતાં દેશી રાજ્યોની જેમ અધીન રહીને સહકારની શરતોએ રહેવું પડે.

સલામત લશ્કર હોવું કે સલામત સરહદ હોવી આ બે વચ્ચે પસંદગી કરવાનું કામ હિંદુઓ માટે કપરું છે. આ મુશ્કેલીમાં હિંદુઓએ શાણામાં શાણો કયો માર્ગ અપનાવવો જોઈએ ? તેમની સરહદ સલામત હોય એટલા ખાતર મુસ્લિમ હિંદ હિંદનો ભાગ બની રહે તે તેમનાં હિતમાં છે કે તેમને સલામત લશ્કર મળે એટલા ખાતર હિંદથી તેની અલગતાને આવકારવી તે તેમના હિતમાં છે ? આ વિસ્તારના મુસ્લિમોને હિંદુઓ પ્રત્યે દુશ્મનાવટ છે. આ અંગે કોઈ શંકા નથી.

તો પછી હિંદુઓ માટે શું વધુ સારું છે. આ મુસ્લિમો અલગ પડીને વિરોધી રહે તે કે આ મુસ્લિમો દેશની અંદર રહીને વિરોધી બની રહે તે ? જો કોઈ પણ ડાહ્યા માણસને આ પ્રશ્ન પુછાય તો તેનો ઉત્તર માત્ર એક જ હશે અને તે એ કે જો મુસ્લિમો હિંદુઓના વિરોધી જ રહેવાના હોય તો તેઓ દેશમાં રહીને વિરોધી બને તેના કરતાં બહેતર છે કે તેઓ અલગ પડીને વિરોધી બની રહે. સાચેજ, મુસ્લિમો અલગ પડે તેવું ચુસ્તપણે ઈચ્છવું તેમાં જ પરિપૂર્ણતા છે. હિંદી લશ્કરમાંથી મુસ્લિમોનું વર્ચસ્વ દૂર કરવાનો તે માત્ર એક જ માર્ગ છે.

તો તે સિદ્ધ કેમ થાય ? અહીં પણ ફરી તે સિદ્ધ કરવાનો એક જ માર્ગ છે અને તે પાકિસ્તાનની યોજનાને સમર્થન આપવાનો, એકવાર પાકિસ્તાન રચાઈ જાય તો પછી હિંદુસ્તાન તેની પૂરતી માનવશક્તિ અને સંપત્તિ વડે પોતાનું સૈન્ય ઊભું કરી શકે, જેને તે પોતાનું કહી શકે તેવું સૈન્ય અને તેનો ઉપયોગ કેમ કરવો અને કોની સામે કરવો તે અંગે તેને કોઈ આદેશ ન આપી શકે. પાકિસ્તાનના સર્જનથી હિંદુસ્તાનનું સંરક્ષણ નબળું બનવાને બદલે વધુ મોટા પ્રમાણમાં સબળ બનશે.

હિંદુઓ તે સમજતા નથી કે સૈન્યમાંથી તેમને બાકાત રાખવાથી, તેમના સંરક્ષણ અંગે તેઓ કેવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં મુકાયા છે. કદાચ આ વાત વિચિત્ર લાગશે પણ તેમને એટલુંય ભાન નથી કે કેટલી મોટી કિંમત ચૂકવીને તેઓ આ પ્રતિકૂળતા ખરીદી રહ્યા છે.

હિંદી લશ્કરમાં આજે મુખ્યત્વે જ્યાંથી ભરતી થાય છે તે પાકિસ્તાની વિસ્તારો કેન્દ્રની સરકારી તિજોરીને બહુ જ ઓછો ફાળો આપે છે. નીચેના આંકડાઓ પરથી તે જોઈ શકાશે :

### કેન્દ્રની સરકારી તિજોરીને ફાળો

| પ્રાંત | રૂપિયા |
|---|---|
| પંજાબ | ૧,૧૮,૦૧,૩૮૫ |
| વાયવ્ય સરહદી પ્રાંત | ૯,૨૮,૨૯૪ |

| | |
|---|---|
| સિંધ | ૫,૮૬,૪૬,૯૧૫ |
| બલુચિસ્તાન | શૂન્ય |
| કુલ | ૭,૧૩,૭૬,૫૯૪ |

આની સામે હિંદુસ્તાનના પ્રાંતો નીચે પ્રમાણે ફાળો આપે છે.

| | |
|---|---|
| મદ્રાસ | ૯,૫૩,૨૬,૭૪૫ |
| મુંબઈ | ૨૨,૫૩,૪૪,૨૪૭ |
| બંગાળ[1] | ૧૨,૦૦,૦૦,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતો | ૪,૦૫,૫૩,૦૦૦ |
| બિહાર | ૧,૫૪,૩૭,૭૪૨ |
| મધ્ય પ્રાંત અને વિરાર | ૩૧,૪૨,૬૮૨ |
| આસામ | ૧,૮૭,૫૫,૯૬૭ |
| ઓરિસ્સા | ૫,૬૭,૩૪૬ |
| કુલ | ૫૧,૯૧,૨૭,૭૨૯ |

આમ, જોઈ શકાશે કે પાકિસ્તાની પ્રાંતો બહુ જ ઓછો ફાળો આપે છે. મોટા ભાગનો ફાળો તો હિંદુસ્તાનના પ્રાંતોમાંથી આવે છે. હકીકતમાં તો, હિંદુસ્તાનના પ્રાંતોમાંથી આવતાં નાણાં જ હિંદ સરકારને પાકિસ્તાની પ્રાંતોમાં તેની પ્રવૃત્તિઓ અમલમાં મૂકવા સહાય કરે છે. પાકિસ્તાની પ્રાંતો તો હિંદુસ્તાની પ્રાંતોને ખાલી કરતી ગટરો છે. કેન્દ્ર સરકારને તે ખૂબ જ ઓછો ફાળો આપે છે. એટલું જ નહિ પણ કેન્દ્ર સરકાર પાસેથી તે ઝાઝું મેળવે છે. કેન્દ્ર સરકારની આવક લગભગ ૧૨૧ કરોડ રૂપિયા જેવી છે. આમાંથી લગભગ બાવન કરોડ રૂપિયા પ્રત્યેક વર્ષે લશ્કર પાછળ ખર્ચાય છે. આ રકમ કયા વિસ્તારમાં ખર્ચાય છે ? આ બાવન કરોડની રકમમાં મોટા ભાગનો ફાળો કોણ આપે છે ? સૈન્ય પાછળ ખર્ચાતી બાવન કરોડ રૂપિયા જેટલી રકમ પાકિસ્તાની ક્ષેત્રમાંથી ઊભા કરેલા મુસ્લિમ લશ્કર પાછળ ખર્ચાય છે. આમ, રૂપિયા બાવન કરોડ જેટલી મોટી રકમ આપે છે હિંદુ પ્રાંતો અને તે ખર્ચાય છે એવા લશ્કર પાછળ કે

૧ માત્ર અડધી જ આવક દર્શાવવામાં આવી છે કારણ કે હિંદુઓની વસ્તી લગભગ અડધી છે.

જેમાં મોટા ભાગના બિન હિંદુઓ છે !! કેટલા હિંદુઓ આ કરુણાંતિકાથી સભાન છે ? આ કરુણાંતિકા કોને ખર્ચે ભજવાય છે તેની કેટલાને જાણ છે ? આજે હિંદુઓ તેને માટે જવાબદાર નથી કારણ કે તે તેને અટકાવી શકતા નથી. પણ પ્રશ્ન તો એ છે કે શું તેઓ આ કરુણાંતિકા ચાલુ રહેવા દેશે ? જો તેઓ તેને અટકાવવા માગતા હોય તો પાકિસ્તાનની યોજનાને અમલમાં આવવા દેવી એ જ તેનો અંત લાવવાનો ચોક્કસમાં ચોક્કસ માર્ગ છે. તેનો વિરોધ કરવો એટલે તેમના પોતાના જ વિનાશનું નિશ્ચિત શસ્ત્ર ખરીદવું. સલામત સરહદ કરતાં સલામત સૈન્ય બહેતર છે.

## પ્રકરણ ૬

# પાકિસ્તાન અને કોમી શાંતિ

પાકિસ્તાન થવાથી કોમી પ્રશ્નનો ઉકેલ આવશે ? પ્રત્યેક હિંદુ આ પ્રશ્ન સ્વાભાવિક રીતે પૂછવાનો જ. આનો સાચો ઉત્તર મેળવવા માટે તેમાં શું સમાયું છે તેનું સઘન વિશ્લેષણ અનિવાર્ય છે. જ્યારે હિંદુઓ તથા મુસ્લિમો કોમી પ્રશ્નની વાત કરે છે ત્યારે તેનો ખરેખર અર્થ શો છે તેનો સ્પષ્ટ ખ્યાલ વ્યક્તિને હોવો જોઈએ. તેના વિના પાકિસ્તાન થવાથી કોમી પ્રશ્નનો ઉકેલ આવશે કે નહિ આવે તે કહેવું શક્ય નથી.

સામાન્ય રીતે તે જાણીતું નથી કે સરહદની 'અગ્રવર્તી નીતિ'ની જેમ કોમી પ્રશ્નને 'બૃહદ' તથા 'લઘુ' હેતુઓ છે અને તેના લઘુ હેતુમાં તેનો એક અર્થ થાય છે અને બૃહદ હેતુમાં તેનો સાવ અલગ જ અર્થ થાય છે.

૧

આપણે કોમી પ્રશ્નના 'લઘુ હેતુ'થી પ્રારંભ કરીએ. તેના લઘુતર અર્થમાં કોમી પ્રશ્નનો સંબંધ છે ધારાસભાઓમાં હિંદુઓ તથા મુસ્લિમોના પ્રતિનિધિત્વ સાથે. આ અર્થમાં તેનો ઉપયોગ કરતાં, બે ભિન્ન પ્રશ્નોની પતાવટ આ પ્રશ્ન માગી લે છે :

(૧) ભિન્નભિન્ન ધારાસભાઓમાં હિંદુઓ તથા મુસ્લિમોને ફાળવેલી બેઠકોની સંખ્યા અને

(૨) જેમાંથી આ બેઠકો ભરવાની છે તે મતદારમંડળોનું સ્વરૂપ.

ગોળમેજી પરિષદમાં મુસ્લિમોએ દાવો કર્યો હતો કે -

(૧) પ્રાંતીય તથા કેન્દ્રીય ધારાસભાઓમાં તેમના પ્રતિનિધિઓ અલગ મતદાર મંડળો દ્વારા ચુંટાવા જોઈએ;

(૨) જે પ્રાંતોમાં તેમની જનસંખ્યા લઘુમતીમાં છે તે પ્રાંતોમાં મુસ્લિમ લઘુમતીઓને અપાતા પ્રતિનિધિત્વનું મહત્ત્વ જાળવી રાખવાની તેમને છૂટ હોવી જોઈએ. તદુપરાંત, પંજાબ, સિંધ, વાયવ્ય સરહદી પ્રાંત અને બંગાળ જેવા પ્રાંતો કે જ્યાં તે બહુમતીમાં છે તે પ્રાંતોમાં વધુ બેઠકોની કાયદેસરની

ખાતરી તેમને અપાવી જોઈએ. પ્રારંભથી જ હિંદુઓએ મુસ્લિમોની આ બંને માગણીઓ સામે વાંધો ઉઠાવ્યો. બધી કેન્દ્રીય તથા પ્રાંતીય ધારાસભાઓની બધી ચૂંટણીઓમાં હિંદુઓ તથા મુસ્લિમો માટે સંયુક્ત મતદારમંડળોનો અને જ્યાં હિંદુઓ કે મુસ્લિમો લઘુમતીમાં હોય ત્યાં બંને લઘુમતીઓ માટે વસ્તી પ્રમાણે પ્રતિનિધિત્વનો આગ્રહ રાખ્યો અને કોઈ પણ કોમને કાયદા દ્વારા વધુ બેઠકોની ખાતરી અપાય તેનો સખતમાં સખત વિરોધ કર્યો.

નામદાર સરકારના કોમી ચુકાદાએ હિંદુઓના વિરોધની દરકાર કર્યા વિના મુસ્લિમોની તમામ માગણીઓ સ્વીકારીને સરળ, કામચલાઉ રીત દ્વારા આ વિવાદનો ઉકેલ આણ્યો. આ ચુકાદાએ મુસ્લિમોને તેમનું મહત્ત્વ તથા અલગ મતદારમંડળો જાળવવાની છૂટ આપી. તદુપરાંત જ્યાં તેમની વસ્તીની બહુમતી હતી તે પ્રાંતોમાં બેઠકોની બહુમતીને કાયદેસર ખાતરી આપી.

આ ચુકાદામાં એવું તે શું છે કે સમસ્યા ઊભી કરી શકે ? નામદાર સરકારના આ કોમી ચુકાદા સામે હિંદુઓના વાંધાઓમાં કશુંક બળ છે ખરું ? આ ચુકાદા સામે હિંદુઓના વાંધાઓમાં તથ્ય છે કે નહિ તે શોધવા આ પ્રશ્નની કાળજીપૂર્વકની વિચારણા થવી જોઈએ.

સૌપ્રથમ તો, મુસ્લિમ લઘુમતીઓને પ્રતિનિધિત્વમાં અપાતા મહત્ત્વ સામેના તેમના વાંધાનો વિચાર કરીએ. લઘુમતીઓને ફાળવવામાં આવતા પ્રતિનિધિત્વનું સાચું પગલું ગમે તે હોય પણ મુસ્લિમ લઘુમતીઓને અપાયેલા મહત્ત્વ અંગે તેઓ કશો જ વાંધો લઈ શકે તેમ નથી કારણ કે જે પ્રાંતોમાં હિંદુઓ લઘુમતીમાં છે તે પ્રાંતોમાં અને જ્યાં તેમને પૂરતું મહત્ત્વ આપી શકાય ત્યાં તેમને તેટલું જ મહત્ત્વ અપાયું છે. સિંધ તથા વાયવ્ય સરહદી પ્રાંતમાં હિંદુ લઘુમતીઓ સાથેનો વ્યવહાર આ મુદ્દાનું ઉદાહરણ છે.

બીજું, હવે આપણે કાયદેસરની બહુમતી સામેના તેમના વાંધાનો વિચાર કરીએ. સૈદ્ધાંતિક તથા તાત્ત્વિક આધારે ખાતરીપૂર્ણ પ્રતિનિધિત્વની પ્રથા કદાચ ખોટી, દ્વેષીલી અને ગેરવાજબી હશે, પણ હિંદની પરિસ્થિતિ જોતાં, કાયદેસરની બહુમતી અનિવાર્ય લાગે છે. એકવાર તે સ્વીકારી લીધું કે લઘુમતીને આપવાના

પ્રતિનિધિત્વથી બહુમતી લઘુમતી ન થઈ જવી જોઈએ તો આ જોગવાઈ જ, એક પ્રતિરૂપ તરીકે બહુમતી કોમની કાયદેસરની બહુમતી પ્રથા સર્જે છે કારણ કે લઘુમતીની બેઠકો નક્કી કરવામાં બહુમતીની બેઠકો નક્કી કરવાનો પ્રશ્ન પણ સમાયેલો છે. એટલે, જો એકવાર સ્વીકારાયું હોય કે લઘુમતીને એવું પ્રતિનિધિત્વ ન મળવું જોઈએ કે જે બહુમતીનું લઘુમતીમાં પરિવર્તન કરે તો કાયદેસરની બહુમતી પ્રથામાંથી કોઈ છટકબારી નથી. એટલે પંજાબ, વાયવ્ય સરહદી પ્રાંત, સિંધ અને બંગાળમાં મુસ્લિમોને કાયદેસરની બહુમતી આપવા સામેના હિંદુઓના વાંધાઓમાં ખાસ કોઈ દમ નથી. કારણ કે જે પ્રાંતોમાં હિંદુઓ બહુમતીમાં છે અને મુસ્લિમો લઘુમતીમાં છે ત્યાં પણ મુસ્લિમો પર હિંદુઓની કાયદેસરની બહુમતી છે જ. ગમે તેમ પણ બંને પક્ષે પરિસ્થિતિની સમાનતા છે અને એટલે જ ફરિયાદ માટેનું કોઈ કારણ નથી તેમ કહી શકાય.

આનો અર્થ એવો નથી કે હિંદુઓએ રજૂ કરેલા વાંધાઓમાં તથ્ય નથી. કોમી ચુકાદાનો વિરોધ કરવા સાચાં કારણો નથી. કોમી ચુકાદાનો વિરોધ કરવાનું સંગીન કારણ છે જ, પણ હિંદુઓએ તેને પોતાના આક્રમણનો આધાર બનાવ્યો હોય તેવું લાગતું નથી.

આ વાંધો, નીચેની રીતે તેનો મુદ્દો સ્પષ્ટ કરવા આ પ્રમાણે રજૂ કરી શકાય. હિંદુ પ્રાંતોમાં મુસ્લિમ લઘુમતીઓએ અલગ મતદારમંડળોનો આગ્રહ કર્યો. કોમી ચુકાદો તે મુદ્દાનો નિર્ણય કરવા તેમને અધિકાર આપે છે. જે સામાન્ય સ્થિતિ અપનાવાય તેનો જો ખ્યાલ કરવામાં આવે તો તેનો આવો અર્થ થાય છે કે મુસ્લિમોની સંમતિ વિના મુસ્લિમ લઘુમતીઓને તેમનાં અલગ મતદાર મંડળોથી વંચિત ન કરી શકાય અને હિંદુ બહુમતી કોમે તેમનો નિર્ણય સ્વીકારવો તેવી ફરજ પાડવામાં આવી છે મુસ્લિમ પ્રાંતોમાં હિંદુ લઘુમતીઓએ આગ્રહ રાખ્યો કે તેમનાં સંયુક્ત મતદારમંડળો હોવાં જોઈએ. તેમનો તે દાવો સ્વીકારવાને બદલે કોમી ચુકાદાએ એમને અલગ મતદારમંડળોની ફરજ પાડી જેનો તેમણે વાંધો ઉઠાવ્યો. જો હિંદુ પ્રાંતોમાં મુસ્લિમ લઘુમતીઓને મતદાર મંડળો અંગે આત્મનિર્ણયના અધિકારની છૂટ આપવામાં આવી હોય તો પ્રશ્ન એવો ઊભો થાય છે કે મુસ્લિમ પ્રાંતોમાં હિંદુ લઘુમતીઓને તેમના મતદાર મંડળો અંગે

આત્મનિર્ણયનો અધિકાર કેમ નથી આપવામાં આવ્યો ? આ પ્રશ્નનો ઉત્તર શો છે ? અને જો તેનો કોઈ ઉત્તર ન હોય તો નામદાર સરકારના કોમી ચુકાદામાં નિ:શંકપણે એક ઊંડી અસમાનતા રહેલી છે જેને દૂર કરવી ઘટે.

જે પ્રાંતોમાં મુસ્લિમો લઘુમતીમાં છે તે પ્રાંતોમાં હિંદુઓને પણ અલગ મતદાર મંડળોને[1] આધારે કાયદેસરની બહુમતીમાં છે તે આનો ઉત્તર નથી. સહેજ બારીક તપાસ કરીએ તો જણાશે કે આ બંને કિસ્સાઓમાં કોઈ સમાનતા નથી. હિંદુ પ્રાંતોમાં હિંદુ બહુમતીઓ માટે અલગ મતદારમંડળો તેમની પસંદગીથી નથી અપાયાં. મુસ્લિમ લઘુમતીઓએ પોતાને માટે અલગ મતદારમંડળોનો દાવો કર્યો તેના નિર્ણયનું આ પરિણામ છે. એક પરિસ્થિતિમાં લઘુમતી કદાચ એમ વિચારે કે આત્મરક્ષણ માટે અલગ મતદારમંડળોની પદ્ધતિ વધુ સારી રહેશે અને વિરોધી કોમ અલગ મતદારમંડળોને આધારે તેની સામે આપમેળે જ કોઈ કાયદેસરની બહુમતી સર્જે તેવો ભય નહિ ઊભો થાય. બીજી લઘુમતીને અથવા તો આ અંગે તે જ લઘુમતીને જુદી પરિસ્થિતિમાં આપમેળે અને પોતાની વિરુદ્ધ અલગ મતદારમંડળો પર આધારિત કાયદેસર બહુમતી સર્જવાની ઈચ્છા ન થાય અને તેથી કદાચ તે આત્મરક્ષણની પ્રથા રૂપે અલગ મતદારમંડળો કરતાં સંયુક્ત મતદારમંડળ પસંદ કરે. દેખીતી રીતે જ લઘુમતી પર પ્રભાવ પાડતો માર્ગદર્શક સિદ્ધાંત હશે. શું બહુમતી તેની બહુમતીનો ઉપયોગ કોમી માર્ગે અને ખાસ કરીને કોમી હેતુઓ સિદ્ધ કરવા કરશે ? જો તેને એમ ચોક્કસ લાગે કે બહુમતી કોમ તેની કોમી બહુમતીનો ઉપયોગ કોમી હેતુઓ માટે કરશે તો તે કદાચ સંયુક્ત મતદારમંડળો પસંદ કરે કારણ કે એક માત્ર તે જ માર્ગ દ્વારા ધારાસભાઓમાં બહુમતી કોમના પ્રતિનિધિઓની ચૂંટણીઓ પર અસર પાડી કાયદેસરની બહુમતી દ્વારા પ્રાપ્ત થયેલું કોમી જોડાણ તોડવાની તે આશા રાખી શકે. બીજી બાજુ, બહુમતી કોમમાં તેના કોમી હેતુઓ સિદ્ધ કરવા તેની કોમી બહુમતીનો ઉપયોગ કરવા સમર્થ બનાવે તેટલું આવશ્યક કોમી જોડાણ ન હોય અને તે પરિસ્થિતિમાં લઘુમતીને કાયદેસરની બહુમતી અને અલગ મતદારમંડળો

૧ હિંદુ મતદાર મંડળો એમ કહેવું કદાચ તદન સાચું નથી. તે મતદાર મંડળો સામાન્ય મતદાર મંડળો છે જેમાં કોઈ પણ અલગ મતદાર મંડળમાં નહિ સમાયેલા બધાનો સમાવેશ થાય છે. આ સામાન્ય મતદાર મંડળોમાં હિંદુઓની બહુમતી હોવાથી હિંદુ મતદાર મંડળ કહેવાય છે.

દ્વારા પરિણમતી કોઈ ભીતિ ન હોય તો તે કદાચ પોતાને માટે અલગ મતદારમંડળો પસંદ કરે. આ વાત નક્કર રીતે મૂકીએ તો, મુસ્લિમ લઘુમતીઓ અલગ મતદારમંડળો પસંદ કરવામાં અલગ મતદાર મંડળો અને હિંદુઓની કાયદેસર બહુમતીથી ડરતી ન હોય કારણ કે તેમને એમ લાગતું હોય કે તેમના જ્ઞાતિ અને જાતિના ઊંડા ભેદોને કારણે હિંદુ બહુમતી ક્યારેય પણ તેમની બહુમતીઓનો ઉપયોગ મુસ્લિમો સામે કરવામાં સમર્થ બનશે નહિ. બીજી બાજુ, મુસ્લિમ પ્રાંતોમાંની હિંદુ લઘુમતીને લગીરે શંકા નથી કે આયર્લેન્ડમાં સ્વરાજને બદલે લોર્ડ સેલ્સબરીએ વિચારેલ યોજના પછી, તેમની સામાજિક એકતાને કારણે મુસ્લિમો તેમની કાયદેસરની બહુમતીનો ઉપયોગ 'સ્થિર મુસ્લિમ સરકાર' અમલી બનાવવા કરશે. તેમાં ફેર માત્ર એટલો હશે કે સેલ્સબરીની સ્થિર સરકાર માત્ર વીસ વર્ષ ચાલી જ્યારે મુસ્લિમોની સ્થિર સરકાર કોમી ચુકાદો હશે ત્યાં સુધી ચાલશે. એટલે પરિસ્થિતિઓ એકસરખી નથી. અલગ મતદારમંડળોને આધારે હિંદુઓની કાયદેસર બહુમતી તે મુસ્લિમ લઘુમતીની પસંદગીનું પરિણામ છે. અલગ મતદારમંડળો પર આધારિત મુસ્લિમોની કાયદેસર બહુમતી તે એક એવી વસ્તુ છે જે હિંદુ લઘુમતી પસંદગીનું પરિણામ નથી. એક કિસ્સામાં, હિંદુ કોમની બહુમતી મુસ્લિમ લઘુમતી પર સરકાર મુસ્લિમ લઘુમતીની સંમતિનું પરિણામ છે. બીજા કિસ્સામાં, મુસ્લિમ બહુમતી હિંદુ લઘુમતી પર સરકાર તે હિંદુ લઘુમતીની સંમતિનું પરિણામ નથી. પણ તે અંગ્રેજ સરકારે બળ દ્વારા તેના પર લાદેલી છે.

કોમી ચુકાદાની આ ચર્ચાનો ઉપસંહાર કરતાં એમ કહી શકાય કે, 'લઘુ હેતુમાં' કોમી પ્રશ્નના ઉકેલ તરીકે હિંદુ પ્રાંતોમાં તે મુસ્લિમ લઘુમતીઓને મહત્ત્વ આપે છે તે કારણે તે ચુકાદામાં અસમાનતા નથી. કારણ કે મુસ્લિમ પ્રાંતોમાં હિંદુ લઘુમતીઓને પણ તે મહત્ત્વ આપે જ છે. તે જ રીતે એમ પણ કહી શકાય કે મુસ્લિમો જ્યાં બહુમતીમાં છે તે મુસ્લિમ પ્રાંતોમાં તે મુસ્લિમોને કાયદેસરની બહુમતી આપે છે તે કારણે પણ તે ચુકાદામાં અસમાનતા નથી. જો કોઈ હોય તો તે મુસ્લિમ બેઠકોની સંખ્યા પર મુકાયેલી કાયદેસરની મર્યાદા જે, હિંદુ પ્રાંતોમાં હિંદુઓને કાયદેસરની બહુમતી આપે છે. પણ મતદારમંડળો

અંગે તેને ચુકાદાની અસમાનતા ન કહી શકાય. કોમી ચુકાદો, મતદારમંડળો અંગે હિંદુઓ તથા મુસ્લિમો સાથે અસમાન વ્યવહાર કરે છે અને તેટલે જ અંશે તે અન્યાયી છે. તે હિંદુ પ્રાંતોમાં મુસ્લિમ લઘુમતીઓને મતદારમંડળો અંગે આત્મ નિર્ણયનો અધિકાર બક્ષે છે પણ મુસ્લિમ પ્રાંતોમાં હિંદુ લઘુમતીઓને તેજ અધિકારને આપતો નથી. હિંદુ પ્રાંતોમાં મુસ્લિમ લઘુમતીઓને ઈચ્છિત સ્વરૂપનાં મતદારમંડળો પસંદ કરવાની તે છૂટ આપે છે અને હિંદુ બહુમતીને તેમાં કશું કહેવાની પરવાનગી નથી. પણ મુસ્લિમ પ્રાંતોમાં મુસ્લિમ બહુમતીને તેની પસંદગીનાં સ્વરૂપમાં મતદારમંડળો પસંદ કરવાની છૂટ અપાઈ છે અને હિંદુ લઘુમતીને તેમાં કશું કહેવાની પરવાનગી નથી. આમ, મુસ્લિમ પ્રાંતોમાં મુસ્લિમોને કાયદેસરની બહુમતી તથા અલગ મતદારમંડળો એમ બંને આપીને કોમી ચુકાદો હિંદુ લઘુમતી પર તેઓ ક્યારેય ન તો બદલી શકે કે ન તો ક્યારેય તેના પર પ્રભાવ પાડી શકે તેવું મુસ્લિમ શાસન લાદે છે તેમ કહી શકાય.

કોમી ચુકાદામાં આ મૂળભૂત અન્યાય છે. આ ભયંકર દુષ્કૃત્ય છે તે કબૂલવું જોઈએ કારણ કે તે અત્યારે પ્રસ્થાપિત થઈ ચૂકેલા કેટલાક રાજકીય સિદ્ધાંતોનો ભંગ કરે છે. પહેલો સિદ્ધાંત તો એ છે કે કોઈને અમર્યાદિત રાજકીય સત્તા આપવામાં વિશ્વાસ મૂકવો નહિ. તે યોગ્ય જ કહેવાયું છે.

"જો કોઈ પણ રાજ્યમાં થોડાક લોકો જો અમર્યાદિત રાજકીય સત્તા ભોગવતા હોય તો તેમના પર તે શાસન કરે છે તેઓ ક્યારેય મુક્ત નહિ થઈ શકે. કારણ કે ઐતિહાસિક સંશોધનનો એક નિશ્ચિત પરિણામરૂપી પદાર્થ પાઠ તો એ છે કે જેઓ અમર્યાદિત સત્તા ધરાવે છે તેમને માટે તે અમર્યાદિત સત્તા જ અનિવાર્યપણે ઝેરીલી છે. બીજાઓ પર તેમની ભલાઈનો સિદ્ધાંત લાદવા તેઓ હંમેશા લોભાશે અને અંતે તેઓ ધારી લેશે કે તેમની સત્તાના સાતત્ય પર જ સમાજનું કલ્યાણ નિર્ભર છે. સ્વતંત્રતા હંમેશાં રાજકીય સત્તાની મર્યાદા માગે છે."

બીજો સિદ્ધાંત એ છે કે જેમ રાજવીને શાસન કરવાનો દૈવી અધિકાર નથી તેમ બહુમતીને પણ શાસન કરવાનો દૈવી અધિકાર નથી. બહુમતી શાસન એટલા માટે સહેવાય છે કારણ કે તે મર્યાદિત સમય પૂરતું હોય છે અને તેને બદલવાનો

અધિકાર પણ છે અને બીજું એ કે તે રાજકીય બહુમતીનું શાસન છે એટલે કે લઘુમતીના મતાધિકારનો નિર્ણય તેણે સ્વીકાર્યો છે અને તે કોમી બહુમતી નથી. રાજકીય લઘુમતી પર રાજકીય બહુમતીને અપાયેલી સત્તાનો વ્યાપ આટલો મર્યાદિત હોય તો એક કોમની લઘુમતીને બીજી કોમની બહુમતીના શાશ્વત શાસન નીચે કેમ મૂકી શકાય ? એક કોમની બહુમતીને, લઘુમતીના મતાધિકારનો નિર્ણય સ્વીકાર્યા વિના અને ખાસ કરીને લઘુમતી તે ઈચ્છતી હોય ત્યારે, બીજી કોમની લઘુમતી પર શાસન કરવા દેવું એટલે લોકશાહી સિદ્ધાંતોની વિકૃતિ પ્રસ્થાપિત કરવી અને હિંદુ લઘુમતીઓની સલામતી અને સુરક્ષા પ્રત્યે સખત અનાદર કેળવવો.

૨

હવે તેના 'બૃહદ હેતુ'માં કોમી પ્રશ્નને વિચારીએ. હિંદુઓ જેને સમસ્યા કહે છે તે છે શું ? તેના બૃહદ હેતુમાં કોમી પ્રશ્નને મુસ્લિમ પ્રાંતોની હેતુપૂર્વક થતી રચના સાથે સંબંધ છે. લખનૌ કરાર સમયે મુસ્લિમોએ આ કોમી પ્રશ્ન તેના લઘુ હેતુમાં ઉઠાવ્યો હતો. ગોળમેજી પરિષદમાં, સૌ પ્રથમ વાર મુસ્લિમોએ કોમી પ્રશ્નને આવરી લેતી યોજના તેના બૃહદ હેતુમાં રજૂ કરી. ઈ. સ. ૧૯૩૫ના ધારા પહેલાં એવા તો અનેક પ્રાંતો હતા જ્યાં હિંદુઓ બહુમતીમાં હતા અને મુસ્લિમો લઘુમતીમાં હતા. માત્ર એવા જ ત્રણ પ્રાંતો હતા જ્યાં મુસ્લિમો બહુમતીમાં હતા અને હિંદુઓ લઘુમતીમાં અને તે પ્રાંતો હતા પંજાબ, બંગાળ અને વાયવ્ય સરહદી પ્રાંત. આમાંયે વાયવ્ય સરહદી પ્રાંતમાં મુસ્લિમ બહુમતી પ્રભાવશાળી નહોતી કારણ કે રાજકીય સુધારાની મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ યોજનાનો ત્યાં અમલ થયો નહોતો એટલે પ્રાંતમાં જવાબદાર સરકાર નહોતી. એટલે, તમામ વ્યવહારુ કાર્યો માટે પંજાબ અને બંગાળ એ બે જ પ્રાંતો એવા હતા કે જ્યાં મુસ્લિમોની બહુમતી હતી અને હિંદુઓની લઘુમતી. મુસ્લિમો ઈચ્છતા હતા કે મુસ્લિમ પ્રાંતોની સંખ્યા વધે. આ ખ્યાલથી તેમણે માગણી કરી કે સિંધને મુંબઈ પ્રાંતથી અલગ કરવો અને તેને સ્વશાસિત પ્રાંત બનાવવો અને અલગ અસ્તિત્વ ધરાવતા વાયવ્ય સરહદી પ્રાંતને સ્વશાસિત પ્રાંતનો દરજ્જો આપવો. બીજી બધી વાત જવા દઈએ પણ માત્ર આર્થિક દૃષ્ટિકોણથી પણ આ માગણી સ્વીકારી

શકાય તેમ નહોતી. સિંધ કે વાયવ્ય સરહદી પ્રાંત બંનેમાંથી એકેય આર્થિક રીતે સ્વાવલંબી નહોતા. પણ મુસ્લિમોની માગણીને સંતોષવા માટે જ અંગ્રેજ સરકારે સિંધને[1] અને વાયવ્ય સરહદી પ્રાંતને[2] કેન્દ્રની આવકમાંથી પ્રત્યેક વર્ષે આર્થિક સહાય આપવાની જવાબદારી સ્વીકારી. જેથી તેમના અંદાજપત્રની સમતુલા જાળવી શકાય અને તેમને આર્થિક રીતે સ્વાવલંબી બનાવાય.

મુસ્લિમ બહુમતી અને હિંદુ લઘુમતીવાળા આ ચાર પ્રાંતો જે હવે સ્વાયત્ત તથા સ્વશાસિત પ્રાંતો તરીકે કાર્ય કરે છે, તે વહીવટી અનુકૂળતાને કારણે નહોતા સર્જાયા કે કોઈ રચના સામ્યને કારણે મુસ્લિમ પ્રાંતો સામે હિંદુ પ્રાંતોની સમતુલા જાળવવા નહોતા સર્જાયા. હિંદુ બહુમતીઓ નીચે મુસ્લિમ લઘુમતીઓ હોવાનું અપમાનનો બદલો વાળવા મુસ્લિમ બહુમતીઓ નીચે હિંદુ લઘુમતીઓ હોવી જોઈએ એવી માગણી કરતા મુસ્લિમ ગૌરવને સંતોષવા માટે પણ આ મુસ્લિમ પ્રાંતોની રચના નહોતી થઈ તે વાત પણ સાચી છે. તો પછી, આ મુસ્લિમ પ્રાંતોની યોજના પાછળનો હેતુ શો હતો ? હિંદુઓ કહે છે કે કાયદેસરની બહુમતી અને અલગ મતદારમંડળો માટેના મુસ્લિમોના આગ્રહ પાછળનો હેતુ મુસ્લિમ પ્રાંતોમાં મુસ્લિમો, મુસ્લિમ સત્તાને એના અનન્ય સ્વરૂપે અને શક્ય તેટલી સંપૂર્ણ મર્યાદામાં ગતિશીલ અને અસરકારક બનાવી શકે તે માટે હતો. મુસ્લિમ સત્તાનો આવો ઉપયોગ કરવા દેવા પાછળનો હેતુ શો એવું પૂછતાં હિંદુઓ એવો ઉત્તર આપે છે કે જો હિંદુ પ્રાંતોમાં ત્યાંની હિંદુ બહુમતીઓ દ્વારા મુસ્લિમ લઘુમતીઓ પર જુલમ કરવામાં આવે તો મુસ્લિમ પ્રાંતોમાં હિંદુ લઘુમતીઓ પર તેવો જ જુલમ કરવાનું સબળ શસ્ત્ર મુસ્લિમોને આપવાનો તેનો હેતુ હતો. આમ આ યોજના સંરક્ષણની યોજના બની જેમાં સ્ફોટકતાનો ઉત્તર પ્રતિસ્ફોટકતા, ત્રાસ ભયનો ઉત્તર ભય અને ક્રૂરતાનો ઉત્તર ક્રૂરતા હતો. નિ:શંક, આ યોજના ખતરનાક યોજના હતી. તેમાં વેર દ્વારા ન્યાય તથા શાંતિની જાળવણીનો સમાવેશ થતો હતો અને અન્ય પ્રાંતોમાં તેમના સહધર્મીઓના પાપને કારણે નિર્દોષ લઘુમતીઓને - મુસ્લિમ પ્રાંતોમાં હિંદુઓને તથા હિંદુ પ્રાંતોમાં મુસ્લિમોને

૧ સિંધને પ્રત્યેક વર્ષે રૂા. ૧,૦૫,૦૦,૦૦૦ની આર્થિક સહાય મળે છે.
૨ વાયવ્ય સરહદી પ્રાંતને પ્રત્યેક વર્ષે રૂા. ૧,૦૦,૦૦,૦૦૦ની આર્થિક સહાય મળે છે.

દંડવાની તક આપતી જોગવાઈ તેમાં હતી. કોમી બાનની પ્રથા દ્વારા કોમી શાંતિ જાળવવાની તે યોજના હતી.

આ પ્રકારના કોમવાર પ્રાંતોની પ્રથા અમલી બની શકશે જ તે અંગે પ્રારંભથી જ મુસ્લિમો સભાન હતા. ઈ.સ. ૧૯૨૭માં કલકત્તામાં ભરાયેલા મુસ્લિમ લીગના અધિવેશનના અધ્યક્ષપદેથી મૌલાના અબુલ કલામ આઝાદે આપેલા પ્રવચનમાંથી આ સ્પષ્ટ થાય છે. તેમના પ્રવચનમાં મૌલાનાએ જાહેર કર્યું કે -

'લખનૌ કરાર દ્વારા તેમણે તેમનાં હિતો વેચી નાખ્યાં હતાં. ગયા માર્ચના દિલ્હી પ્રસ્તાવોએ પહેલી જ વાર હિંદમાં મુસ્લિમોના સાચા અધિકારોના સ્વીકાર માટેના દ્વાર ખોલ્યાં. ઈ.સ. ૧૯૧૬ના કરાર દ્વારા અપાયેલાં અલગ મતદાર મંડળોએ તો માત્ર મુસ્લિમ પ્રતિનિધિત્વની ખાતરી આપી પણ તેની સાંખ્યિક શક્તિનો સ્વીકાર તે જ આ કોમના અસ્તિત્વ માટે મહત્ત્વનો હતો. હિંદના ભવિષ્યમાં તેમને યોગ્ય હિસ્સો મળે તેવી ખાતરી માટેની પરિસ્થિતિ સર્જવાનો માર્ગ દિલ્હીએ મોકળો કર્યો. બંગાળ અને પંજાબમાં તેમની વર્તમાન અલ્પ બહુમતી તે તો માત્ર વસ્તીગણતરીના આંકડાઓ હતા. પણ દિલ્હી પ્રસ્તાવોએ તેમને પહેલી જ વાર પાંચ પ્રાંતો આપ્યા કે જેમાંથી ઓછામાં ઓછા ત્રણમાં (સિંધ, વાયવ્ય સરહદી પ્રાંત અને બલુચિસ્તાનમાં) તો મુસ્લિમોની પ્રચંડ બહુમતી હતી. જો મુસ્લિમો આ મહાન પગલાને નહિ ઓળખે તો તેઓ જીવવા યોગ્ય નથી. હવે પાંચ મુસ્લિમ પ્રાંતોની સામે નવ હિંદુ પ્રાંતો હશે અને નવ પ્રાંતોમાં હિંદુઓ જેવો વ્યવહાર કરશે તેવો જ વ્યવહાર આ પાંચ પ્રાંતોમાં મુસ્લિમો હિંદુઓ પ્રત્યે કરશે. શું આ મોટો લાભ નહોતો ? મુસ્લિમ અધિકારોનું પ્રસ્થાપન કરવા શું એક નવું શસ્ત્ર મળ્યું નહોતું ?"

જે લોકો પાસે આ મુસ્લિમ પ્રાંતોનો હવાલો છે તે તો આ યોજનાનો લાભ સમજે છે અને જે હેતુ માટે તે થઈ છે તેનો ઉપયોગ કરવામાં કશો ખચકાટ અનુભવતા નથી. આ વાત બંગાળના વડાપ્રધાન શ્રી ફઝલ-ઉલ-હકે થોડા જ સમય પહેલાં આપેલા પ્રવચનમાંથી સ્પષ્ટ થાય છે.

બૃહદ હેતુમાં કોમી પ્રશ્ન રચતી આ કોમવાર પ્રાંતોની કોમી યોજનાનો ઉપયોગ કોમી જુલમના શસ્ત્ર તરીકે થઈ શકે છે, તેમાં કોઈ શંકા નથી. બાનમાં

રાખવાની પ્રથા જે આ કોમવાર પ્રાંતોની રચનાનું મુખ્ય હાર્દ છે તે અને અલગ મતદારમંડળોનો તેને ટેકો - આ બંને કોઈ પણ કારણસર સમર્થનને પાત્ર નથી. વધુ મુસ્લિમ પ્રાંતો રચવાની માગણી પાછળનો હેતુ આ જ હોય તો તેમાંથી પરિણમતી પ્રથા નિ:શંક દ્વેષીલી પ્રથા છે.

આટલા વિશ્લેષણ પછી કોઈ શંકા રહેતી જ નથી કે અલગ કોમી મતદાર મંડળોને આધારે કાયદેસર કોમી બહુમતી અને ખાસ કરીને કાયદેસર બહુમતીને લઘુમતી પર ક્રૂરતા આચરવા સમર્થ બનાવતી આ કોમવાર પ્રાંતોની રચના એ બે જ દૂષણો છે જે 'કોમી સમસ્યા' ઊભી કરે છે.

આ સમસ્યાના અસ્તિત્વ માટે હિંદુઓ મુસ્લિમોને અને મુસ્લિમો હિંદુઓને જવાબદાર ગણે છે. હિંદુઓ મુસ્લિમો પર હઠાગ્રહનો આક્ષેપ મૂકે છે અને મુસ્લિમો હિંદુઓ પર સંકુચિતતાનો આક્ષેપ મૂકે છે, જો કે, બંને એ ભૂલી જાય છે કે મુસ્લિમોની બેહદ અને ઉદ્ધત માગણીઓને કારણે કે તે સ્વીકારવામાં હિંદુઓની સંકુચિતતા તથા દ્વેષભાવને કારણે આ કોમી સમસ્યાનું અસ્તિત્વ નથી. પરંતુ જ્યાં દુશ્મન બહુમતી તથા દુશ્મન લઘુમતીને સામસામે અથડાવવામાં આવે છે ત્યાં તેનું અસ્તિત્વ છે અને રહેશે જ. લઘુમતી બહુમતી સામે લડવા ઊભી થઈ હોય તેવી પરિસ્થિતિમાં અલગતા વિરુદ્ધ સંયુક્ત મતદારમંડળો અંગેના વિવાદો તથા વસ્તીના પ્રમાણ વિરુદ્ધ તેને અપાતા મહત્ત્વ અંગેના વિવાદો મૂળભૂત રીતે હોવાના જ. એક જ સરકારના લોખંડી ચોકઠામાં સામસામે અથડાતી બે કોમોને - એક બહુમતી તથા બીજી લઘુમતીને - જોડી ન રાખવી તે જ કોમી પ્રશ્નનો શ્રેષ્ઠ ઉકેલ છે.

પાકિસ્તાનની રચના કોમી પ્રશ્નના ઉકેલને કેટલી હદે નિકટ લાવશે ?

આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ છે. પાકિસ્તાનની યોજનામાં વાયવ્ય સરહદ તથા બંગાળના પ્રાંતોની વર્તમાન સરહદોને જ અનુસરવાનું હોય તો તે કોમી પ્રશ્નના હાર્દમાં જ રહેલાં અનિષ્ટો ચોક્કસપણે દૂર કરે નહીં. લઘુમતીને લઘુમતી સામે લડાવવાના જે તત્ત્વો તે પ્રશ્નના નિમિત્ત છે તેમને જ તે જાળવી રાખે છે. હિંદુ લઘુમતીઓ પર મુસ્લિમ બહુમતીઓનું અને મુસ્લિમ લઘુમતીઓ પર હિંદુ બહુમતીઓનું શાસન તે આજની પરિસ્થિતિનાં ભારે અનિષ્ટો છે. પાકિસ્તાન માટે

નિશ્ચિત કરેલા પ્રાંતો જેવા છે તેવા જ એટલે કે તેમની હાલની સરહદો સાથે જ તેમાં સમાવવામાં આવે તો પાકિસ્તાનમાં પણ આ અનિષ્ટ ફરી ઊભું થશે. તદુપરાંત, કોમી પ્રશ્નને તેના બૃહદ હેતુમાં જન્મ આપતું અનિષ્ટ તેનું તે જ રહેશે એટલું જ નહિ પણ નવા પ્રકારની દુષ્ટતા ધારણ કરશે. વર્તમાન પ્રથામાં કોમી પ્રાંતોમાં કેન્દ્રિત થયેલી બાનમાં રખાયેલા લોકોને કનડવાની તેમની સત્તા પ્રાંતીય સરકારો પર કેન્દ્ર સરકારની સત્તાને કારણે મર્યાદિત છે. અત્યારે તો બાનમાં રખાયેલાઓ કેન્દ્ર સરકારની હદમાં છે અને કેન્દ્ર સરકાર હિંદુઓની બનેલી છે અને તેને તેમના રક્ષણ માટે હસ્તક્ષેપ કરવાનો અધિકાર છે. પરંતુ જ્યારે પાકિસ્તાન તેના આંતરિક અને બાહ્ય વ્યવહારોમાં તેના સંપૂર્ણ સાર્વભૌમત્વ સાથે મુસ્લિમ રાજ્ય બનશે ત્યારે તે કેન્દ્ર સરકારના નિયંત્રણથી મુક્ત હશે. તેમના વતી વચ્ચે પડે અને તોફાની બળોને કચડે તેવી ઉપરી સત્તાઓ ધરાવતી બહારની કોઈ સત્તાનો આશ્રય લેવાનો માર્ગ હિંદુઓ પાસે હશે નહિ કારણ કે આ યોજના નીચે આવી કોઈ ઉપરી સત્તાનું અસ્તિત્વ જ નથી. એટલે પાકિસ્તાનમાં હિંદુઓની સ્થિતિ તુર્કોના શાસન નીચે આર્મેનિયનોની કે ઝાર શાસિત રશિયામાં કે નાઝીઓ શાસિત જર્મનીમાં યહૂદીઓની જે સ્થિતિ હતી તેવી થશે. આવી યોજના અસહ્ય બને અને હિંદુઓ કદાચ એમ પણ કહે કે તેઓ પાકિસ્તાનના સર્જન સાથે સંમત થઈને પોતાના સહધર્મીઓને મુસ્લિમ રાષ્ટ્રીય રાજ્યના ઝનૂનનો લાચારપણે ભોગ થવા નહીં દે.

૩

અલબત્ત, પાકિસ્તાનની યોજનાને અમલી બનાવતાં જે પરિણામો ઊભાં થશે તે અંગેનું આ ખૂબ સ્પષ્ટ કથન છે, પરંતુ આ પરિણામોનું મૂળ શોધવાની કાળજી લેવી જોઈએ. શું આ પરિણામો પાકિસ્તાનની યોજનામાંથી જ ઉદ્‌ભવે છે કે પછી તેને માટે નિશ્ચિત કરેલી ચોક્કસ સરહદોને કારણે ? જો આ અનિષ્ટો તે યોજનામાંથી જ ઉદ્‌ભવતાં હોય એટલે કે મૂળભૂત રીતે જ તેમાં રહેલાં હોય તો કોઈ પણ હિંદુએ તેનો વિચાર કરવા સમય બગાડવાની આવશ્યકતા નથી. તેને એકદમ નકારી કાઢવું વાજબી છે. બીજી બાજુ, જો તે અનિષ્ટો સરહદોનું

પરિણામ હોય તો પાકિસ્તાનનો પ્રશ્ન માત્ર સરહદો બદલવા પૂરતો જ મર્યાદિત બની જાય છે.

આ પ્રશ્નનો અભ્યાસ તે મતને પૂરતું સમર્થન આપે છે કે પાકિસ્તાનનાં અનિષ્ટો તેમાં નિહિત નથી. જો તેમાંથી કોઈ અનિષ્ટો પરિણમતાં હોય તો તેમના નિમિત્તરૂપ તેની સરહદો હશે. જો વસ્તી વિસ્તરણનો કોઈ અભ્યાસ કરે તો આ સ્પષ્ટ થશે. પશ્ચિમ તથા પૂર્વ પાકિસ્તાનમાં આ અનિષ્ટો ફરી ઊભાં એટલા માટે થશે કે તેની હાલની સરહદો સાથે તે એક જ માનવવંશીય રાજ્યો બનશે નહિ. તે પહેલાંની જેમ મુસ્લિમ બહુમતી અને હિંદુ લઘુમતી સહિતનાં મિશ્ર રાજ્યો રહે છે અને મિશ્ર રાજ્યોમાંથી જે અનિષ્ટો છૂટાં પાડી શકાતાં નથી તે જ આ અનિષ્ટો છે. જો પાકિસ્તાનને એક સંયુક્ત વિશિષ્ટ માનવવંશીય રાજ્ય બનાવવામાં આવે તો આ અનિષ્ટો આપમેળે અદૃશ્ય થશે. પાકિસ્તાનમાં અલગ મતદારમંડળોના પ્રશ્ન નહિ હોય કારણ કે આવા એકરૂપતા ધરાવતા પાકિસ્તાનમાં શાસન કરનાર બહુમતીઓ નહિ હોય અને રક્ષણ કરવી પડે તેવી લઘુમતીઓ નહિ હોય. તે જ પ્રમાણે એક કોમની એવી બહુમતી નહિ હોય કે જે વિરોધી કોમની લઘુમતીને તેના પ્રભુત્વમાં જકડી રાખે.

આથી પ્રશ્ન સરહદો અંકિત કરવાનો છે અને તે પ્રશ્ન આટલી બાબત પૂરતો સીમિત બને છે : શું પાકિસ્તાનની સીમાઓ એવી રીતે નક્કી કરવી શક્ય છે કે જેથી બહુમતીઓ અને લઘુમતીઓ સહિત, તેમના તમામ અનિષ્ટો સહિત મિશ્ર રાજ્ય બનવાને બદલે પાકિસ્તાન એક એકરૂપતા ધરાવતી કોમનું એટલે કે મુસ્લિમોનું બનેલું એક માનવવંશીય રાજ્ય હોય ? તેનો ઉત્તર એ છે કે લીગની યોજનામાં સમાવાયેલા મોટા ભાગના વિસ્તારોમાં માત્ર સરહદોને ખસેડી એક એકરૂપતા ધરાવતું રાજ્ય સર્જી શકાય અને બાકીના વિસ્તારોમાં માત્ર વસ્તીને ખસેડીને એકરૂપતા ઊભી કરી શકાય.

આ સંદર્ભમાં, સંબંધિત વિસ્તારોમાં, પરિશિષ્ટો ક્રમાંક ૫, ૧૦, ૧૧માં વસ્તીનું વિસ્તરણ દર્શાવતા આપેલા આંકડાઓનો ઝીણવટભર્યો અભ્યાસ કરવા તથા નવી સીમાઓ કેવી રીતે એકરૂપતા ધરાવતાં મુસ્લિમ રાજ્યો સર્જી શકે તે દર્શાવતા

નકશાઓ જોવા હું વાચકોનું ધ્યાન દોરું છું. પંજાબનું ઉદાહરણ લઈએ તો બે બાબતો ધ્યાનમાં આવશે.

(૧) કેટલાક જિલ્લાઓ એવા છે જયાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે. કેટલાક જિલ્લાઓ એવા છે જયાં હિંદુઓનું પ્રાધાન્ય છે. બહુ જ થોડા જિલ્લાઓ એવા છે કે જયાં બંને વત્તેઓછે અંશે સરખી રીતે ફેલાયેલા છે; અને

(૨) જયાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે તે જિલ્લાઓ અને જયાં હિંદુઓનું પ્રાધાન્ય છે તે જિલ્લાઓ એકમેક સાથે સંકળાયેલા નથી. આ બંને પ્રકારના જિલ્લાઓ બે અલગ વિસ્તારો સર્જે છે.

પૂર્વ પાકિસ્તાનની રચના માટે બંગાળ અને આસામ બંને પ્રાંતોમાં વસ્તીની વહેંચણીનો પ્રશ્ન વિચારવો જોઈએ. વસ્તીના આંકડાઓની ચકાસણી દર્શાવે છે કે-

(૧) બંગાળમાં કેટલાક જિલ્લાઓ એવા છે જયાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે. અન્ય જિલ્લાઓમાં હિંદુઓનું પ્રાધાન્ય છે.

(૨) આસામમાં પણ એવા કેટલાક જિલ્લાઓ છે જયાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે અને અન્ય જિલ્લાઓમાં હિંદુઓનું પ્રાધાન્ય છે.

(૩) જયાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે તે જિલ્લાઓ અને જયાં હિંદુઓનું પ્રાધાન્ય છે તે જિલ્લાઓ એકમેક સાથે સંકળાયેલા નથી. આ બંને બે અલગ વિસ્તારો સર્જે છે.

(૪) બંગાળ તથા આસામના તે જિલ્લાઓ જયાં મુસ્લિમોનું પ્રાધાન્ય છે તે અડખેપડખે આવેલા છે.

આ હકીકતો જોતાં, હિંદુઓનું પ્રાધાન્ય છે તેવા વિસ્તારોને બાકાત રાખીને સરહદો નક્કી કરી પંજાબ, બંગાળ તથા આસામમાં એકરૂપ એકજ જાતિનાં મુસ્લિમ રાજયો સર્જવાનું કામ સંપૂર્ણ શક્ય છે. આ શક્ય છે તે પરિશિષ્ટમાં આપેલા નકશાઓ દ્વારા દર્શાવ્યું છે.

વાયવ્ય સરહદી પ્રાંત તથા સિંધમાં પરિસ્થિતિ સહેજ કપરી છે. વાયવ્ય સરહદી પ્રાંત અને સિંધમાં શી પરિસ્થિતિ છે તે પરિશિષ્ટો ૬ થી ૧૦માં આપેલા આંકડાઓના પરીક્ષણ દ્વારા જોઈ શકાશે. તે પરિશિષ્ટો પરથી જોઈ શકાશે કે

વાયવ્ય સરહદી પ્રાંત તથા સિંધમાં એવા કોઈ જિલ્લાઓ નથી જ્યાં હિંદુઓ એકઠા રહેતા હોય. તે ઠેરઠેર પથરાયેલા છે અને બંને પ્રાંતોના લગભગ બધા જ જિલ્લાઓમાં અલ્પ, જૂજ સંખ્યામાં તેઓ જોવા મળે છે. આ પરિશિષ્ટો સ્પષ્ટપણે દર્શાવે છે કે વાયવ્ય સરહદી પ્રાંત તથા સિંધમાં હિંદુઓ મોટે ભાગે જિલ્લાઓના શહેરી વિસ્તારોમાં કેન્દ્રિત થયેલા છે. સિંધમાં, શહેરોમાં મુસ્લિમો કરતાં હિંદુઓની સંખ્યા વધારે છે અને ગામડાઓમાં મુસ્લિમોની સંખ્યા હિંદુઓ કરતાં વધુ છે. વાયવ્ય સરહદી પ્રાંતોમાં શહેરોમાં અને ગામડાઓમાં બંનેમાં મુસ્લિમોની સંખ્યા હિંદુઓ કરતાં વધુ છે.

આથી, વાયવ્ય સરહદી પ્રાંત તથા સિંધનો કિસ્સો પંજાબ તથા બંગાળના કિસ્સાથી સંપૂર્ણપણે ભિન્ન છે. પંજાબ તથા બંગાળમાં, જુદા જુદા વિસ્તારોમાં હિંદુઓ તથા મુસ્લિમોની પ્રાકૃતિક અલગતાને કારણે, માત્ર સરહદો બદલીને અને થોડે ઘણે અંશે વસ્તીને ખસેડીને એક એકરૂપતા ધરાવતું રાજ્ય સર્જવું શક્ય છે. પણ વાયવ્ય સરહદી પ્રાંત તથા સિંધમાં, હિંદુ વસ્તી વેરવિખેર હોવાથી એક એકરૂપતા ધરાવતું રાષ્ટ્ર રચવા માત્ર સરહદો બદલવાનું પૂરતું નથી. એક જ માત્ર ઉપાય છે અને તે વસ્તીને ખસેડવાનો.

વસ્તી ખસેડવાના અને તેને અદલબદલ કરવાના ખ્યાલની કેટલાક હાંસી ઉડાવે છે પણ જેઓ હાંસી ઉડાવે છે તેઓ લઘુમતીના પ્રશ્નથી અને તેમના રક્ષણના બધા પુરુષાર્થોને મળેલ નિષ્ફળતાઓથી જે ગૂંચવણો સર્જાઈ છે તેનાથી ભાગ્યે જ સભાન હશે. યુદ્ધ પછી રચાયેલાં નવાં રાજ્યો તથા યુરોપનાં જૂનાં રાજ્યો કે જેમને લઘુમતીનો પ્રશ્ન હતો તેઓ એવી ધારણા રાખી આગળ વધ્યાં કે લઘુમતીઓ માટેની બંધારણીય સલામતીઓ તેમના રક્ષણ માટે પૂરતી છે. એટલે બહુમતી અને લઘુમતી સહિતનાં મોટા ભાગનાં નવાં રાજ્યોમાં બહુમતીઓ દ્વારા તેનો ભંગ ન થાય તે જોવા મૂળભૂત અધિકારો તથા સલામતીઓની લાંબીલચક યાદી બનાવવામાં આવી પરંતુ અનુભવ શું હતો ? અનુભવે દર્શાવ્યું કે લઘુમતીઓ સામેના નિષ્ઠુર યુદ્ધે પણ પ્રશ્ન ન ઉકેલ્યો. અંતે, તે રાજ્યો સંમત થયાં કે તેને ઉકેલવાનો દરેક માટે શ્રેષ્ઠ માર્ગ એ છે કે એકરૂપતા ધરાવતાં રાજ્યો રચવા માટે પોતાની સરહદમાં રહેલી તેમની પોતાની સરહદો વિનાની

પરાઈ લઘુમતીઓની તેમની પોતાની સરહદોમાં અદલાબદલી કરવી. તુર્કસ્તાન, ગ્રીસ અને બલ્ગેરિયામાં આમ જ બન્યું હતું. વસ્તીના સ્થળાંતરના ખ્યાલની જે મશ્કરી કરે છે તેમણે તુર્કસ્તાન, ગ્રીસ અને બલ્ગેરિયા વચ્ચે ઊભા થયેલા લઘુમતીના પ્રશ્નના ઇતિહાસનો અભ્યાસ કરે તો સારું. જો તે તેમ કરશે તો તેમને સમજાશે કે લઘુમતીઓનો પ્રશ્ન ઉકેલવા માટે આ દેશોને વસ્તીની અદલાબદલી તે જ એકમાત્ર અસરકારક ઉપાય લાગ્યો હતો. આ ત્રણ દેશોએ જે કામ માથે લીધું તે નાનુંસૂનું કામ નહોતું. એક નિવાસસ્થાનથી અન્ય નિવાસસ્થાને લગભગ બે કરોડ જેટલા લોકોના સ્થળાંતર જેવું ભગીરથ કાર્ય કરવાનું હતું. પણ અણનમ રહીને આ ત્રણેએ તે કાર્ય માથે લીધું અને તેને સફળતાપૂર્વક પાર પાડયું. કારણ કે તે માનતા હતા કે બીજી બધી બાબતો કરતાં કોમી શાંતિની વિચારણાને મહત્ત્વ આપવું જોઈએ.

કોમી શાંતિ માટે લઘુમતીઓનું સ્થળાંતર જ કાયમી ઉપાય છે. તે વાતમાં લગીરે શંકા નથી. જો તેમજ હોય તો પછી જે અસલામત પુરવાર થઈ છે તેવી સલામતીઓ માટે શા માટે હિંદુઓ તથા મુસ્લિમોએ માગણીઓ કર્યે જ જવી જોઈએ ? જો ગ્રીસ, તુર્કસ્તાન અને બલ્ગેરિયા જેવા નાના દેશો તેમની પોતાની મર્યાદિત સાધનસંપત્તિ વડે પણ આ કાર્ય હાથ ધરવા સમર્થ હોય તો તેમણે જે કર્યું તે હિંદીઓ દ્વારા નહીં થઈ શકે તેમ માનવાને કોઈ કારણ નથી. અંતે તો, આમાં સમાવિષ્ટ જનસંખ્યા ધ્યાનમાં લેવા જેવી નથી અને કેટલાક અવરોધો દૂર કરવાના છે તેવાં જ કારણોસર કોમી શાંતિ માટેનો આ ખૂબ ચોકકસ માર્ગ છોડી દેવો તે તો મૂર્ખામીની હદ જ હશે !

હજી સુધી જેનો ઉલ્લેખ થયો નથી તેવો પણ ટીકાનો એક મુદ્દો છે, જે અંગે દલીલ થાય તેવી શક્યતા છે, એટલે અહીં હું તેની વિચારણા કરી લેવા માગું છું. નિશ્ચિતપણે એમ પુછાશે કે હિંદુસ્તાનમાં રહી જશે તે મુસ્લિમોની સ્થિતિ પર પાકિસ્તાનની યોજનાની શી અસર થશે ? આ પ્રશ્ન સ્વાભાવિક છે કારણ કે જે મુસ્લિમ બહુમતીઓને રક્ષણની અનિવાર્યતા નથી તેની સાથે પાકિસ્તાનની આ યોજના નિસબત ધરાવતી નથી અને જેમને રક્ષણની અનિવાર્યતા છે તે મુસ્લિમ લઘુમતીઓનો વિચાર પણ તે કરતી નથી. પણ મુદ્દો તો એ છે કે આ પ્રશ્ન કોણ

ઊભો કરી શકે ? હિંદુઓ તો નહિ જ. પાકિસ્તાનના મુસ્લિમો કે હિંદુસ્તાનના મુસ્લિમો જ માત્ર ઊભો કરી શકે. પાકિસ્તાનના પુરસ્કર્તા શ્રી રહેમતઅલીને આ પ્રશ્ન પુછાયો હતો અને તેમણે આપેલો ઉત્તર આ પ્રમાણે છે :-

'મૂળ હિંદુસ્તાનમાં રહેલા સાડાચાર કરોડ મુસ્લિમોને તે કેવી રીતે અસર કરશે?'

"સત્ય તો એ છે કે આ સંઘર્ષમાં તેમનો વિચાર મને સવિશેષ જકડીને બેઠો છે. તેઓની સાથે અમારે હાડમાંસની સંગાઈ છે. અમે તેમને ન ભૂલી શકીએ કે તેઓ અમને ભૂલી ન શકે. તેમની વર્તમાન સ્થિતિ અને ભાવિ સલામતી તે અમારે માટે મહત્ત્વની છે અને ભવિષ્યમાંય રહેશે. હાલ જે પરિસ્થિતિ છે તેમાં પાકિસ્તાન હિંદુસ્તાનમાંની તેમની સ્થિતિને વિપરીત અસર નહિ કરે. વસ્તીના પ્રમાણમાં (ચાર હિંદુએ એક મુસ્લિમ) હજી પણ અત્યારની જેમ જ ધારાસભામાં તથા વહીવટીક્ષેત્રોમાં પ્રતિનિધિત્વ પ્રાપ્ત કરવાનો તેમનો અધિકાર રહેશે જ અને ભવિષ્યમાં અમે તેમને એક અસરકારક ખાતરી આપી શકીએ અને પારસ્પરિક વહેવારની અને તેથી, હિંદુસ્તાનમાં અમારી મુસ્લિમ લઘુમતીને જે સલામતીઓ અપાશે તે જ પાકિસ્તાનની બિનમુસ્લિમ લઘુમતીઓને આપવાની જવાબદારી અમે ગંભીરતાપૂર્વક લઈએ છીએ."

"પણ અમારે મન મહત્ત્વની હકીકત તો એ છે કે તેઓ જાણે છે કે અમે 'ક્ષુલ્લક ગણાતા લોકોના' શ્રેષ્ઠ હિત માટે પાકિસ્તાનની ઘોષણા કરીએ છીએ. તે જેટલું અમારું છે તેટલું જ તેમનું છે. અમારે માટે તે રાષ્ટ્રીય રક્ષક કિલ્લો છે અને તેમને માટે એક નૈતિક આધાર. જ્યાં સુધી આધારનું અસ્તિત્વ છે ત્યાં સુધી પ્રત્યેક વસ્તુ સલામત છે અને સલામત બની શકે. પણ એક વાર જો તે છૂટી જાય તો બધું જ નાશ પામે."

હિંદુસ્તાનના મુસ્લિમોનો ઉત્તર પણ એટલો જ સ્પષ્ટ છે. તેઓ કહે છે, "પાકિસ્તાન અને હિંદુસ્તાનના મુસ્લિમો અલગ બને તેથી અમે કંઈ નબળા પડતા નથી. હિંદુસ્તાનની પૂર્વ તથા પશ્ચિમ સરહદનાં ઈસ્લામી રાજ્યો હિંદુસ્તાનમાં વિલીન થાય તેના કરતાં હિંદુસ્તાનની પૂર્વ તથા પશ્ચિમ સરહદે ઈસ્લામી રાજ્યોનાં અસ્તિત્વથી અમે સવિશેષ સુરક્ષિત છીએ. કોણ કહી શકે કે તેઓ ખોટા છે?

ઝેકોસ્લોવેકીઆના સુડેટન જર્મનોનું રક્ષણ કરવા માટે સુડેટન જર્મનો જેટલા

સમર્થ હતા તેના કરતાં બહારના રાષ્ટ્ર તરીકે જર્મનીએ તેમનું સારી રીતે રક્ષણ કર્યું હતું તે હકીકત નથી ?[૧]

તે ગમે તે હોય પણ હિંદુઓને આ પ્રશ્ન સાથે નિસબત નથી. હિંદુઓને જે પ્રશ્ન સાથે નિસબત છે તે આ છે : પાકિસ્તાનના સર્જનથી હિંદુસ્તાનમાંથી કોમી પ્રશ્ન કેટલે અંશે દૂર થશે ? તે એક કાયદેસરનો પ્રશ્ન છે અને તેની વિચારણા થવી જોઈએ. તે કબૂલવું જોઈએ કે પાકિસ્તાનના સર્જનથી હિંદુસ્તાન કોમી પ્રશ્નથી મુક્ત નહિ બને. સરહદો પુનઃ આંકીને પાકિસ્તાનને એકરૂપતા ધરાવતું રાષ્ટ્ર બનાવી શકાશે. પણ હિંદુસ્તાન તો સંમિશ્ર રાજ્ય જ રહેશે. મુસ્લિમો હિંદુસ્તાનમાં ઠેરઠેર વેરાયેલા પડયા છે - જો કે, મુખ્યત્વે તો તે નગરોમાં વસેલા છે - અને એટલે સરહદોની પુનઃ આંકણીની બાબતોની કોઈ હોશિયારી એને એકરૂપ બનાવી શકે નહિ. હિંદુસ્તાનને એકરૂપતા ધરાવતું રાષ્ટ્ર બનાવવું હોય તો તેનો એકમાત્ર માર્ગ છે વસ્તીની અદલાબદલીની વ્યવસ્થા કરવાનો. તેય કબૂલવું જોઈએ કે આમ નહિ થાય ત્યાં સુધી પાકિસ્તાનના સર્જનથી બહુમતી વિરુધ્ધ લઘુમતીનો પ્રશ્ન હિંદુસ્તાનમાં પહેલાંની જેમ જ ચાલુ રહેશે અને હિંદુસ્તાનના રાજકારણમાં વિસંવાદિતા સર્જાયા કરશે.

એમ કબૂલ કરી લઈએ કે હિંદુસ્તાનમાંના કોમી પ્રશ્નનો સંપૂર્ણ ઉકેલ આણવા પાકિસ્તાન સમર્થ નથી તો પણ તેથી શું એવું ફલિત થાય છે કે માત્ર તે જ કારણે પાકિસ્તાનનો અસ્વીકાર કરવો ? હિંદુઓ આવો કોઈ ઉતાવળિયો નિર્ણય લે તે પહેલાં પાકિસ્તાનના સર્જનથી થનારી નીચેની અસરોની તેમણે વિચારણા કરવી જોઈએ :

સૌ પ્રથમ તો કોમી પ્રશ્નની વ્યાપકતા પર પાકિસ્તાનથી પડનારી અસરનો વિચાર કરો. પાકિસ્તાનમાં અને હિંદુસ્તાનમાં મુસ્લિમ વસ્તીના સમુદાય પરથી જ તેનું પરિણામ શ્રેષ્ઠપણે માપી શકાશે.

૧ મુસ્લિમ લીગના નેતાઓએ સુડેટન જર્મનોના હિતો માટે ઝેકોસ્લોવેકીઆ સામે હિટલરની ડરાવવા ધમકાવવાની યુક્તિઓનો અભ્યાસ કર્યો હોય અને તે યુક્તિમાંથી બોધ લીધો હોય તેમ લાગે છે. ૧૯૩૭માં લીગના કરાચી અધિવેશનમાં તેમનાં ધમકી આપતાં પ્રવચનો જુઓ.

| પાકિસ્તાનમાં મુસ્લિમ વસ્તી | | હિંદુસ્તાનમાં મુસ્લિમ વસ્તી |
|---|---|---|
| ૧. પંજાબ | ૧૩,૩૩૨,૪૬૦ | ૧. બ્રિટિશ હિંદમાં મુસ્લિમોની કુલ વસ્તી ૬૬,૪૪૨,૭૬૬ (બ્રહ્મદેશ અને એડન સિવાય) |
| ૨. વાયવ્ય સરહદી પ્રાંત | ૨,૨૨૭,૩૦૩ | ૨. પાકિસ્તાન તથા પૂર્વ બંગાળનાં રાજ્યોમાં એક સમૂહમાં મુસ્લિમ વસ્તી. : ૪૭,૮૯૭,૩૦૧ |
| ૩. સિંધ | ૨,૮૩૦,૮૦૯ | ૩. બ્રિટિશ હિંદુસ્તાનમાં શેષ મુસ્લિમ વસ્તી : ૧૮,૫૪૫,૪૬૫ |
| ૪. બલુચિસ્તાન | ૪૦૫,૩૦૯ | |
| ૫. પૂર્વ બંગાળનાં મુસ્લિમ રાજ્યો | — | |
| (અ) પૂર્વ બંગાળ | ૨૭,૪૯૭,૬૨૪ | |
| (બ) સિલહટ | ૧,૬૦૩,૮૦૫ | |
| કુલ | ૪૭,૮૯૭,૩૦૧ | |

આ આંકડાઓ શું દર્શાવે છે ? આ આંકડાઓ એટલું જ દર્શાવે છે કે બ્રિટિશ હિંદુસ્તાનમાં રહી ગેયલા મુસ્લિમોની સંખ્યા માત્ર ૧૮,૫૪૫,૪૬૫ હશે અને કુલ મુસ્લિમ વસ્તીની વ્યાપક બહુમતી ધરાવતી બાકીની ૪૭,૮૯૭,૩૦૧ જેટલી વસ્તી તેમાં નહિ હોય પણ પાકિસ્તાની રાજ્યોની પ્રજા હશે. કોમી પ્રશ્નના સંદર્ભમાં મુસ્લિમ વસ્તીની આ વહેંચણી એટલે પાકિસ્તાન વિના હિંદની કોમી સમસ્યામાં સાડા છ કરોડ મુસ્લિમો સંકળાએલા છે, જ્યારે પાકિસ્તાનના સર્જનથી તે માત્ર બે કરોડ મુસ્લિમોનો સમાવેશ થાય છે. કોમી શાંતિ ઈચ્છતા હિંદુઓ માટે આ વિચારણીય પ્રશ્ન નથી ? મારે મન તો પાકિસ્તાન જો હિંદુસ્તાનની અંદર કોમી પ્રશ્ન ઉકેલતું નથી તોય તે તેના પ્રમાણમાં સારો એવો ઘટાડો કરે છે અને તેના મહત્ત્વને ગૌણ બનાવીને તેના શાંતિમય ઉકેલને સવિશેષ સરળ બનાવે છે.

બીજી વાત પાકિસ્તાનના સર્જનથી કેન્દ્રીય ધારાસભામાં કોમી પ્રતિનિધિત્વ પર પડનારી અસર પણ હિંદુઓએ વિચારી લેવી જોઈએ. હિંદ સરકારના ૧૯૩૫ના ધારાએ કેન્દ્રીય ધારાસભામાં બેઠકોની જે વહેંચણી કરી છે તે નીચેના કોઠામાં આપી છે અને પાકિસ્તાન અસ્તિત્વમાં આવશે તો તે ચાલુ રહેશે :

| ગૃહનું નામ | બેઠકોની વહેંચણી ૧. હાલ છે તેમ | | | બેઠકોની વહેંચણી ૨. પાકિસ્તાન સર્જાયા પછી | | |
|---|---|---|---|---|---|---|
| | કુલ બેઠકો | બિનમુસ્લિમ (હિંદુ) પ્રદેશોની બેઠકો | મુસ્લિમ પ્રદેશોની બેઠકો | કુલ બેઠકો | બિનમુસ્લિમ (હિંદુ) પ્રદેશોની બેઠકો | મુસ્લિમ પ્રદેશોની બેઠકો |
| કાઉન્સિલ ઓફ સ્ટેટ | ૧૫૦ | ૭૫ | ૪૯ | ૧૨૬ | ૭૫ | ૨૫ |
| સમવાયી ધારાસભા | ૨૫૦ | ૧૦૫ | ૮૨ | ૨૧૧ | ૧૦૧ | ૪૩ |

પાકિસ્તાન સર્જાતાં કોમી બેઠકોની વહેંચણીમાં થનારા પરિમાણવાચક પરિવર્તનને સ્પષ્ટ કરવા નીચેની કોઠામાં ઉપરના આંકડાઓને ટકાવારીમાં દર્શાવ્યા છે :

| ગૃહનું નામ | બેઠકોની વહેંચણી ૧. હાલ છે તેમ | | બેઠકોની વહેંચણી ૨. પાકિસ્તાન સર્જાયા પછી | |
|---|---|---|---|---|
| | હિંદુ બેઠકોની ટકાવારીના પ્રમાણમાં મુસ્લિમ લોકોની ટકાવારી | કુલ બેઠકોના પ્રમાણમાં મુસ્લિમ બેઠકોની ટકાવારી | હિંદુ બેઠકોની ટકાવારીના પ્રમાણમાં મુસ્લિમ બેઠકોની ટકાવારી | કુલ બેઠકોના પ્રમાણમાં મુસ્લિમ બેઠકોની ટકાવારી |
| કાઉન્સિલ ઓફ સ્ટેટ | ૩૩ | ૬૬ | ૩૫ | ૩૩$\frac{૧}{૩}$ |
| સમવાયી ધારાસભા | ૩૩ | ૮૦ | ૨૧ | ૪૦ |

ઉપરના કોઠાઓ પરથી જોઈ શકાશે કે પાકિસ્તાનની સ્થાપનાથી કેટલા મહત્ત્વના ફેરફારો થશે. હિંદ સરકારના ધારા નીચે બંને સભાઓમાં મુસ્લિમ બેઠકોનું પ્રમાણ કુલ વસ્તીના પ્રમાણમાં ૩૩% છે. પરંતુ હિંદુ બેઠકો કરતાં કાઉન્સિલ ઓફ સ્ટેટમાં ૬૬% અને ધારાસભામાં ૮૦% છે જે લગભગ હિંદુઓ જેટલું જ છે. પાકિસ્તાન થયા પછી કાઉન્સિલ ઓફ સ્ટેટમાં કુલ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમ બેઠકોનું પ્રમાણ ૩૩$\frac{૧}{૩}$% થી ઘટીને ૨૫%નું અને ધારાસભામાં ૨૧%નું થાય છે અને જ્યારે કાઉન્સિલ ઓફ સ્ટેટમાં હિંદુ બેઠકોનું પ્રમાણ

૬૬%થી ઘટીને ૩૩% થાય છે અને ધારાસભામાં ૮૦%થી ઘટીને ૪૦%નું થાય છે. આ આંકડાઓ પરથી અનુમાન કરી શકાય કે હિંદુસ્તાન પાકિસ્તાનથી અલગ થયા પછી પણ મુસ્લિમોને અપાતું મહત્ત્વ એનું એ જ રહેશે. જો મુસ્લિમોને અપાતું હાલનું મહત્ત્વ રદ થાય અથવા ઘટે તો હિંદુઓના પ્રતિનિધિત્વમાં વધુ સુધારો થાય. પણ માની લઈએ કે મહત્ત્વના કોઈ ફેરફાર ન થાય તો તે પણ કેન્દ્રમાં પ્રતિનિધિત્વના બાબતે હિંદુઓને મળતો ઓછો લાભ છે ? મને તો લાગે છે કે કેન્દ્રમાં હિંદુઓની સ્થિતિમાં તે મોટો સુધારો છે અને જો પાકિસ્તાનનો વિરોધ કરશે તો ફરી પાછો તેમને તે ક્યારેય નહિ મળે.

પાકિસ્તાનના સર્જનથી થતા આ ભૌતિક લાભો છે, પણ અન્ય લાભો પણ છે અને તે છે મનોવૈજ્ઞાનિક. દક્ષિણ તથા મધ્યહિંદના મુસ્લિમો ઉત્તર તથા પૂર્વના મુસ્લિમોમાંથી પ્રેરણા મેળવે છે. જો પાકિસ્તાન થતાં જ ઉત્તર તથા પૂર્વમાં, બહુમતીઓ તથા લઘુમતીઓ ત્યાં ન હોવાને કારણે કોમી શાંતિ સ્થપાય અને તે સ્થપાવી જ જોઈએ તો હિંદુસ્તાનમાં પણ કોમી શાંતિ સ્થપાવાની આશા હિંદુઓ રાખી શકે. ઉત્તરના મુસ્લિમો તથા પૂર્વના મુસ્લિમોથી હિંદુસ્તાનના મુસ્લિમોનું બંધન અલગ થતાં તે હિંદુસ્તાનના હિંદુઓ માટે બીજો લાભ છે.

પાકિસ્તાનની આ અસરોની વિચારણા કરતાં એ વાત તો બિનવિવાદાસ્પદ છે કે જો પાકિસ્તાન, હિંદુસ્તાનમાંનો કોમી પ્રશ્ન ઉકેલતું નથી તો પણ તે પ્રબળ સહયોગી તરીકેના મુસ્લિમોની ગરબડથી હિંદુઓ મુક્ત થાય છે. એનાથી પ્રશ્નનો સંપૂર્ણ ઉકેલ ન આવતો હોવાને કારણે તેઓ આ પ્રસ્તાવનો અસ્વીકાર કરશે કે નહિ તે હિંદુઓએ કહેવાનું છે. ખૂબ નુકસાન કરતાં થોડોક લાભ વધુ સારો છે.

૪

હવે એક છેલ્લો પ્રશ્ન વિચારીને કોમી શાંતિના સંદર્ભમાં પાકિસ્તાનની ચર્ચા પૂરી કરી શકાય. પાકિસ્તાનની યોજનાને શક્ય તેટલી સરળ બનાવાય તે માટે પંજાબ તથા બંગાળના હિંદુઓ તથા મુસ્લિમો નવેસરથી સરહદોની આંકણી થવા દેવા માટે સંમત થશે ?

સરહદોની નવેસરથી આંકણી કરવામાં મુસ્લિમોને તો કોઈ વાંધો જ ન હોઈ

શકે. જો તે વાંધો ઉઠાવે તો કહેવું જોઈએ કે તેમની ખુદની માગણીના મૂળને તે સમજ્યા જ નથી અને આ શક્ય છે કારણ કે પાકિસ્તાનના પુરસ્કર્તા મુસ્લિમો વચ્ચે જે વાત ચાલી રહી છે તે ઢંગધડા વિનાની છે. કેટલાક પાકિસ્તાનને મુસ્લિમ રાષ્ટ્રીય રાજ્ય કહે છે. તો કેટલાક તેને મુસ્લિમોનું રાષ્ટ્રીય વતન કહે છે. રાષ્ટ્રીય રાજ્ય અને રાષ્ટ્રીય વતન વચ્ચેનો ભેદ સમજવાની કોઈ દરકાર કરતું જ નથી. પણ આ બંનેમાં મહત્ત્વનો ભેદ છે તેમાં કોઈ શંકા નથી. પેલેસ્ટાઈનમાં જ્યારે યહૂદી રાષ્ટ્રીય વતન રચાયું તે સમયે આ ભેદ અંગે લાંબી ચર્ચા થઈ હતી. સરહદોની પુનઃ આંકણી સામેના સંભવિત મુસ્લિમ વિરોધને જાણી લેવો અનિવાર્ય લાગે છે અને તો જ આ ભેદની સ્પષ્ટ વિભાવના સમજાશે.

અગ્રણી અધિકારી વ્યક્તિના કહેવા પ્રમાણે :

"રાષ્ટ્રીય વતન શબ્દથી એક એવો પ્રદેશ સૂચવાય છે કે જ્યાં લોકોને રાજકીય સાર્વભૌમત્વના અધિકારો મળતા નથી અને છતાંય તે લોકોની કાનૂની સ્થિતિ સ્વીકારાય છે અને તેમને તેમના નૈતિક, સામાજિક અને બૌદ્ધિક આદર્શો વિકસાવવાની તક પ્રાપ્ત થાય છે."

ખુદ બ્રિટિશ સરકારે જ ઈ. સ. ૧૯૨૨માં પેલેસ્ટાઈન અંગેની પોતાની નીતિની જાહેરાત કરતાં રાષ્ટ્રીય વતનની તેની વિભાવના નીચેના શબ્દોમાં સ્પષ્ટ કરી હતી:

"જ્યારે એમ પુછાય છે કે પેલેસ્ટાઈનમાં યહૂદીઓનું રાષ્ટ્રીય વતન ઊભું કરવાનો અર્થ શો છે ત્યારે તેનો ઉત્તર તે આપી શકાય કે સમગ્ર પેલેસ્ટાઈનના નિવાસીઓ પર યહૂદીઓની રાષ્ટ્રીયતા તે લાદતા નથી. પણ સમગ્ર વિશ્વના અન્ય ભાગોમાં વસતા યહૂદીઓની સહાયથી ત્યાં વસતા યહૂદીઓ વિકાસ કરી શકે કે જેથી તે એક એવું કેન્દ્ર બને કે જેમાં સમગ્ર યહૂદી પ્રજા જાતિ અને ધર્મના આધારે રસ તથા ગૌરવ લઈ શકે. આ કોમને મુક્ત વિકાસનું શ્રેષ્ઠ ભાવિ પ્રાપ્ત થાય અને યહૂદી લોકોને તેમની શક્તિઓના પ્રદર્શનની તકો મળી શકે તે માટે તે પેલેસ્ટાઈનમાં જ, દયા તરીકે નહિ પણ અધિકાર તરીકે જ, થઈ શકે તે સમજી લેવું જોઈએ. આ જ કારણે પેલેસ્ટાઈનમાં યહૂદીઓના રાષ્ટ્રીય વતનના અસ્તિત્વના આંતરરાષ્ટ્રીય સ્વીકારની ખાતરી અનિવાર્ય છે અને પ્રાચીન

ઐતિહાસિક સંબંધો પર વિશ્વાસ મૂકીને પણ તેનો ઔપચારિક સ્વીકાર થવો જોઈએ."

આ પરથી સ્પષ્ટ થશે કે રાષ્ટ્રીય વતન અને રાષ્ટ્રીય રાજ્ય વચ્ચે મહત્ત્વનો તફાવત છે અને ભેદ આ છે : રાષ્ટ્રીય વતનમાં તે સર્જનાર લોકોને તે પ્રદેશ પર રાજકીય સાર્વભૌમત્વનો તથા તેમની રાષ્ટ્રીયતા તે પ્રદેશમાં વસનાર અન્ય લોકો પર લાદવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. તેમને માત્ર એટલું જ પ્રાપ્ત થાય છે અને તે નાગરિક તરીકે જીવવાની અને તેમની સંસ્કૃતિ જાળવવાના સ્વાતંત્ર્યની ખાતરી આપતી કાનૂની સ્થિતિ. રાષ્ટ્રીય રાજ્યમાં, તે સર્જનાર લોકોને રાજકીય સાર્વભૌમત્વ પ્રાપ્ત થાય છે અને સાથેસાથે પ્રાપ્ત થાય છે પોતાની રાષ્ટ્રીયતા બાકીના લોકો પર લાદવાનો અધિકાર.

આ ભેદ મહત્ત્વનો છે અને આના પ્રકાશમાં જ પાકિસ્તાનની માગણીનો અભ્યાસ કરવો જોઈએ. મુસ્લિમો પાકિસ્તાન શા માટે માગે છે ? જો તે મુસ્લિમોનું રાષ્ટ્રીય વતન સર્જવા માટે માગતા હોય તો પાકિસ્તાનની કોઈ અનિવાર્યતા નથી. પાકિસ્તાની પ્રાંતોમાં તેમની પાસે તેમનું રાષ્ટ્રીય વતન છે જ અને ત્યાં તેમને તેમની રીતે રહીને તેમની સંસ્કૃતિ વિકસાવવાનો કાનૂની અધિકાર છે જ. પણ જો તે રાષ્ટ્રીય મુસ્લિમ રાજ્ય તરીકે પાકિસ્તાન માગતા હોય તો તેઓ પાકિસ્તાનની યોજનામાં સમાવિષ્ટ પ્રદેશો પર રાજકીય સાર્વભૌમત્વ માગે છે અને આમ કરવાનો તેમને અધિકાર છે. પણ પ્રશ્ન આ છે - આ મુસ્લિમ રાજ્યોમાં, તેની બિનમુસ્લિમ લઘુમતીઓ પર આ મુસ્લિમ રાજ્યોની રાષ્ટ્રીયતા લાદવાનો તેમને અધિકાર આપવાની છૂટ આપવી જોઈએ ? તે વાત નક્કી કે રાજકીય સાર્વભૌમત્વ સાથે આવો અધિકાર સંલગ્ન છે. પણ તેય એટલું જ સાચું છે કે વર્તમાન સમયમાં, બધાં જ મિશ્ર રાજ્યોમાં આ અધિકાર ઉપદ્રવનું મૂળ બન્યો છે. પાકિસ્તાન સર્જતાં, આવા ઉપદ્રવની અવગણના કરવી એટલે તુર્કો, ગ્રીસવાસીઓ, બલ્ગેરિયનો અને ઝેક લોકોએ તેમની લઘુમતીઓ પર કરેલ અત્યાચારો, હત્યાઓ, લૂંટો અને આગ દ્વારા અંકિત વર્તમાન ઇતિહાસનાં લોહિયાળ પાનાં વાંચવાનું જવા દેવું. આવા રાજ્ય પાસેથી તેની પ્રજા પરની તેની રાષ્ટ્રીયતા લાદવાનો હક છીનવી લેવાનું શક્ય છે. કારણ કે રાજકીય સાર્વભૌમત્વ સાથે તેનું જોડાણ

આકસ્મિક છે. પણ આવા કોઈ અધિકાર ભોગવવાની તક પૂરી પાડવી તે પણ શક્ય છે. મુસ્લિમોને નિશ્ચિતપણે એકરૂપતા ધરાવતાં, નિશ્ચિતપણે વિશિષ્ટ માનવવંશીય હોય એવાં, રાષ્ટ્રીય મુસ્લિમ રાજ્યો સ્થાપવાની છૂટ આપીને તે થઈ શકે. કોઈ પણ પરિસ્થિતિમાં તેમને એવાં અલગ મિશ્ર રાજ્યો કે જ્યાં મુસ્લિમો હિંદુઓના વિરોધીઓ હોય, જ્યાં હિંદુઓ કરતાં મુસ્લિમોની બહુમતી હોય તે સ્થાપવાની છૂટ આપી શકાય નહિ.

પાકિસ્તાનની યોજનાના સર્જક મુસ્લિમોએ કદાચ આનો વિચાર નથી કર્યો. આ યોજનાના મૂળ સર્જક સર મહંમદ ઈકબાલે તો નથી જ કર્યો. ઈ.સ. ૧૯૩૦ના મુસ્લિમ લીગના અધિવેશનના તેમના અધ્યક્ષીય પ્રવચનમાં તેમણે આ યોજનામાંથી 'અંબાલા જિલ્લો તથા કદાચ જ્યાં બિનમુસ્લિમોનું પ્રધાન્ય છે તે જિલ્લાઓને બાકાત' રાખવા કબૂલ થવાની સંમતિ પણ વ્યક્ત કરી હતી, એટલા માટે કે આમ કરવાથી 'તે યોજના ઓછી વ્યાપક અને વધુ મુસ્લિમ જનસંખ્યા ધરાવતી' બનશે. બીજી બાજુ કદાચ એવું પણ હોય કે જેઓ પાકિસ્તાનની યોજના પ્રસ્તુત કરે છે તેઓ મનમાં એમ પણ વિચારતા હોય કે તે યોજનામાં પંજાબ તથા બંગાળનો સમાવેશ તેમની વર્તમાન સરહદ સાથે થશે. તેમને તે સ્પષ્ટ થવું જોઈએ કે આ વર્તમાન સરહદોનો આગ્રહ તેઓ રાખશે તો જે હિંદુઓનાં મન આ પ્રશ્ન અંગે ખુલ્લાં છે તેઓ પણ વિરોધીઓ બનશે. મુસ્લિમ ધર્મ તથા મુસ્લિમ સંસ્કૃતિની જાળવણી તથા તેના પ્રચાર માટે જાણી જોઈને ઊભા કરેલા મુસ્લિમ રાજ્યમાં હિંદુઓનો સમાવેશ કરવાની સંમતિની અપેક્ષા હિંદુઓ પાસે રાખી શકાય નહિ. હિંદુઓ ચોક્કસ તેનો વિરોધ કરશે. તેમને આ મોડું સમજાશે તેવું મુસ્લિમોએ માની ન લેવું જોઈએ. જો વર્તમાન સરહદો જાળવી રાખવાનો મુસ્લિમો આગ્રહ રાખશે તો પાકિસ્તાનની તેમની માગણી પાછળ રાષ્ટ્રીય વતન કે રાષ્ટ્રીય રાજ્ય સર્જવાની તેમની ઈચ્છા કરતાં કશુંક વધુ અનિષ્ટસૂચક છે તેવા તેમના પરના આક્ષેપ માટે તે ખુલ્લા પડી જશે. મુસ્લિમ વિસ્તારોમાં હિંદુ લઘુમતીઓ સામે મુસ્લિમ બહુમતીઓની સમતુલા વધારીને મુસ્લિમોના હાથમાં હિંદુઓને બાન રાખવાની તેમણે સંપૂર્ણ યોજના ઘડી છે તેવો આક્ષેપ તેમના પર મુકાશે.

પાકિસ્તાન સર્જવા માટે પ્રાંતીય સરહદો બદલવા અંગે મુસ્લિમોએ જે વિચાર પર સવિશેષ મહત્ત્વ આપવું જોઈએ તેટલા પૂરતી આટલી ચર્ચા પર્યાપ્ત છે.

હવે, પંજાબ તથા બંગાળના હિંદુઓએ જે વિચારણાને વધુ મહત્ત્વ આપવું જોઈએ તેની વાત પર આવીએ. આ પ્રશ્ન અંગેના બંને પક્ષકારો માટે હિંદુઓ વધુ મુશ્કેલીરૂપ છે. એટલે આ સંબંધમાં ઉચ્ચવર્ણના હિંદુઓનો પ્રત્યાઘાત વિચારવો પૂરતો છે કારણ કે તેઓ જ આમ હિંદુજન સમૂહને અને હિંદુઓના અભિપ્રાયને દોરે છે. કમભાગ્યે, ઉચ્ચવર્ણના હિંદુઓ નેતાઓ તરીકે ખરાબ છે. તેમના ચારિત્ર્યમાં એવું વલણ છે કે જે ક્યારેક હિંદુઓનો સર્વનાશ નોંતરે છે. જિંદગીની સારીસારી વસ્તુઓની અન્ય સાથે ભાગ વહેંચણી ન કરવી અને પોતાનું જ સ્વામિત્વ જાળવી રાખવાની તેમની વૃત્તિને કારણે આ વલણ સર્જાયું છે. તેમની પાસે શિક્ષણ અને સંપત્તિનો ઈજારો છે અને શિક્ષણ તથા સંપત્તિ વડે તેમણે રાજય પર વર્ચસ્વ પ્રાપ્ત કર્યું છે. આ ઈજારો પોતાની પાસે જાળવી જ રાખવો તે જ તેમના જીવનનાં મહત્ત્વાકાંક્ષા અને ધ્યેય રહ્યાં છે. વર્ગ પ્રાધાન્યના આ સ્વાર્થી ખ્યાલથી ચકચૂર બનીને તેઓ નિમ્નવર્ણના હિંદુઓને શિક્ષણ, સંપત્તિ અને સત્તા વિનાના રાખવા માટે પ્રત્યેક પ્રવૃત્તિ આદરે છે અને તેમાંય ધર્મશાસ્ત્રોની રચના વધુ નિશ્ચિત્ત અને અત્યંત અસરકારક સાધન બને છે. નિમ્નવર્ણના હિંદુઓના મન પર તેઓ તે જ શાસ્ત્ર બોધ ઠાલવે છે કે ઉચ્ચવર્ણના લોકોની સેવા તે જ માત્ર તેમનું જીવનકર્તવ્ય છે. આ ઈજારો તેમના પોતાના હાથમાં રાખીને, નિમ્નવર્ણના લોકોને તેના હિસ્સાથી વંચિત રાખીને ઉચ્ચવર્ણના હિંદુઓએ લાંબાકાળ સુધી અમર્યાદિત સફળતા મેળવી છે. હજી હમણાં, તાજેતરમાં જ, નિમ્નવર્ણના હિંદુઓએ મદ્રાસ, મુંબઈ પ્રાંત અને મધ્યપ્રાંતોમાં અબ્રાહ્મણ પક્ષોનો પ્રારંભ કરીને આ ઈજારા સામે બળવો ઉઠાવ્યો છે. છતાંય, ઉચ્ચવર્ણના હિંદુઓએ તેમનો વિશેષાધિકારયુક્ત દરજ્જો સફળતાપૂર્વક જાળવી રાખ્યો છે. શિક્ષણ, સંપત્તિ અને સત્તાનો ઈજારો માત્ર પોતે જ જાળવી રાખવો અને અન્ય કોઈને તેમાં હિસ્સેદાર ન બનાવવાનું જે વલણ ઉચ્ચવર્ણના હિંદુઓએ નિમ્નવર્ણના હિંદુઓ સાથે અપનાવ્યું છે તેવું વલણ મુસ્લિમો સુધી વિસ્તારવાનો પણ તેમનો પ્રયત્ન છે. જેમ નિમ્નવર્ણના હિંદુઓને વંચિત રાખ્યા છે તેમ તેઓ મુસ્લિમોને પણ સ્થાન તથા સત્તાથી વંચિત રાખવા માગે છે. ઉચ્ચવર્ણના હિંદુઓનું આ વલણ જ તેમના રાજકારણને સમજવાની ચાવી છે.

બે ઉદાહરણો તેમના આ વલણને પ્રગટ કરે છે. ઈ.સ. ૧૯૨૯માં, હિંદુઓએ સાઈમન કમિશન સમક્ષ સિંધને મુંબઈ પ્રાંતથી છૂટું પાડવા સામે દઢતાપૂર્વક અને ઉગ્ર વિરોધ કર્યો. પણ ઈ.સ. ૧૯૧૫માં, સિંધના હિંદુઓએ તેનાથી વિરોધની દલીલ રજૂ કરી હતી અને તેઓ સિંધને મુંબઈથી છૂટું પાડવા ઈચ્છતા હતા. બંને કિસ્સામાં કારણો સરખાં હતાં. ઈ.સ. ૧૯૧૫માં સિંધમાં પ્રતિનિધિત્વ ધરાવતી સરકાર નહોતી અને જો તે હોત તો નિ:શંક મુસ્લિમોની સરકાર હોત. ત્યારે હિંદુઓએ સિંધને છૂટા પાડવાની માગણી એટલા માટે કરી કે મુસ્લિમ સરકાર ન હોવાથી તેઓ સરકારમાં વધુ પ્રમાણમાં નોકરી મેળવી શકે. ઈ.સ. ૧૯૨૯માં, તેમણે સિંધને મુંબઈથી છૂટું પાડવાની વાતનો એટલા માટે વિરોધ કર્યો કે તે જાણતા હતા કે અલગ સિંધમાં મુસ્લિમ સરકાર હશે અને આ મુસ્લિમ સરકાર તેમના ઈજારામાં ખલેલ પાડી મુસ્લિમ ઉમેદવારો માટે જગ્યા કરવા તેમને કાઢી મૂકશે. બંગાળના હિંદુઓનો બંગાળના ભાગલા સામેનો વિરોધ તે ઉચ્ચવર્ણના હિંદુઓના વલણનું અન્ય ઉદાહરણ છે. બંગાળી હિંદુને કમાવા માટે સમગ્ર બંગાળ, બિહાર, ઓરિસ્સા, આસામ અને સંયુક્ત પ્રાંતો પણ છે. આ બધા જ પ્રાંતોમાં તેમણે સનદી નોકરીમાં પ્રાધાન્ય મેળવી લીધું છે. બંગાળના ભાગલાથી તેની કમાણીનું ક્ષેત્ર ઘટી જાય. તેનો અર્થ એ કે બંગાળમાં અત્યારસુધી જેવું સનદી નોકરીમાં સ્થાન નહોતું તે બંગાળી મુસ્લિમને જગ્યા કરી આપવા માટે પૂર્વ બગાળમાંથી બંગાળી હિંદુને કાઢી મૂકવો પડે. બંગાળના ભાગલા સામે બંગાળી હિંદુઓનો વિરોધ ખાસ તો એટલા માટે હતો કે તેઓ પૂર્વ બંગાળમાં બંગાળી મુસ્લિમોને સ્થાન પ્રાપ્ત કરવા દેવા ઈચ્છતા નહોતા. ત્યારે તેમને ભાગ્યે જ સમજાયું હતું કે ભાગલાનો વિરોધ કરીને અને સાથેસાથે સ્વરાજયની માગણી કરીને તેઓ મુસ્લિમોને પૂર્વ બંગાળ તેમજ પશ્ચિમ બંગાળના શાસકો બનાવવાનો માર્ગ મોકળો કરતા હતા.

આવો વિચાર કોઈ પણ વ્યક્તિને આવે કારણ કે તેને ભય છે કે તેમના પારંપારિક વલણથી અંધ બનીને, અન્ય કોઈ પણ કારણે નહિ પણ તેમની સ્વાર્થી કારકીર્દિ મર્યાદિત બની જશે માત્ર તેટલા જ કારણે ઉચ્ચવર્ણના હિંદુઓ પાકિસ્તાનનો કદાચ વિરોધ કરે. અન્ય કારણોની સાથેસાથે આ કારણ પણ

પાકિસ્તાનની આડે આવે તો નવાઈ નહિ કારણ કે તે ઉચ્ચવર્ણના હિંદુઓના સ્વાર્થનાં અનેક કારણોમાંનું એક છે.

પંજાબ તથા બંગાળના હિંદુઓ સામે બે વિકલ્પો છે અને તેમણે તેમનો પ્રામાણિકપણે સામનો કરવો પડશે. પંજાબમાં મુસ્લિમોની જનસંખ્યા ૧૩,૩૩૨,૪૬૦ છે અને શીખો અને અન્યો સમેત હિંદુઓની જનસંખ્યા ૧૧,૩૯૨,૭૩૨ છે. તફાવત છે માત્ર ૧,૯૩૯,૭૨૮નો. આનો અર્થ એ કે પંજાબમાં મુસ્લિમોની માત્ર ૮ ટકા જ બહુમતી છે. આ હકીકતોના પરિપ્રેક્ષ્યમાં ઈષ્ટ શું છે? પંજાબની અખંડિતતા જાળવીને ૫૪ ટકા મુસ્લિમ બહુમતીને ૪૬ ટકા હિંદુ લઘુમતી ઉપર શાસન કરવા દેવું ? કે સરહદોની પુનઃ આંકણી કરી, મુસ્લિમો તથા હિંદુઓને અલગ રાષ્ટ્રીય રાજ્યો રચવાં દઈ સમગ્ર હિંદુ સમાજને મુસ્લિમ શાસનના ભયોથી મુક્ત કરવો ?

બંગાળમાં મુસ્લિમોની જનસંખ્યા ૨૭,૪૯૭,૬૨૪ છે અને હિંદુઓની જનસંખ્યા ૨૧,૫૭૦,૪૦૭ છે. તફાવત છે માત્ર ૫,૯૨૭,૨૧૭નો. આનો અર્થ એ કે બંગાળમાં મુસ્લિમોની બહુમતી માત્ર ૧૨ ટકા જ છે. આ હકીકતના પરિપ્રેક્ષ્યમાં ઉચિત શું છે ? સરહદોની પુનઃ આંકણીની ના પાડીને પૂર્વ બંગાળ તથા સિલ્હટમાંથી રાષ્ટ્રીય મુસ્લિમ રાજ્યના સર્જનનો વિરોધ કરવો અને માત્ર ૧૨ ટકા મુસ્લિમ બહુમતીને ૪૪ ટકા હિંદુ લઘુમતી પર શાસન કરવા દેવું ? કે પછી સરહદોની પુનઃ આંકણી કરી, મુસ્લિમો તથા હિંદુઓને અલગઅલગ રાજ્યો રચવાં દઈ ૪૪ ટકા હિંદુઓને મુસ્લિમ શાસનના ભયથી મુક્ત કરવા ?

કયો વિકલ્પ પસંદ કરવો તેનો નિર્ણય પંજાબ તથા બંગાળના હિંદુઓને જ લેવા દો. મને તો લાગે છે હવે તે ક્ષણ આવી ગઈ છે જ્યારે બંગાળ તથા પંજાબના ઉચ્ચવર્ણના હિંદુઓને કહી દેવું જોઈએ કે પોતાના લાભદાયક વ્યવસાયનું ક્ષેત્ર ઘટી જતું હોવાને કારણે જ તેઓ જો પાકિસ્તાનનો વિરોધ કરવા ઈચ્છતા હોય તો તેઓ મોટામાં મોટી ભૂલ કરી રહ્યા છે. સ્થાન અને સત્તાનો ઈજારો તેમના પોતાના હાથમાં સફળતાપૂર્વક જાળવી રાખવાનો સમય હવે વીતી ગયો છે. રાષ્ટ્રવાદને નામે તે નિમ્નવર્ણના હિંદુઓને છેતરી શકશે પણ મુસ્લિમ પ્રાંતોમાં મુસ્લિમ બહુમતીને તે નહિ છેતરી શકે અને તેમ કરી સત્તા તથા સ્થાન નહિ

જાળવી શકે. મુસ્લિમ બહુમતી હેઠળ જીવવાનો અને પોતાના આત્મનિર્ણયનો વિરોધ કરવાનો હિંદુઓનો નિર્ધાર - જો તેમના પાકિસ્તાન સામેના વિરોધને આમ લેખી શકાય તો - અતિ હિંમતભર્યો હશે પણ જો હિંદુઓ એમ માનતા હોય કે મુસ્લિમોને મૂર્ખ બનાવીને તે પોતાનાં સ્થાન તથા સત્તા જાળવી શકશે તો તેમાં શાણપણ નથી. લિંકને કહ્યું છે તેમ હંમેશાં સહુને મૂર્ખ બનાવવાનું શક્ય નથી. જો હિંદુઓ મુસ્લિમ બહુમતી હેઠળ જીવવાનું પસંદ કરે તો તેઓ બધું ગુમાવે તેવી શક્યતાઓ વિશેષ છે. જો પંજાબ અને બંગાળના હિંદુઓ અલગ થવા સંમત થાય તો તે વાત સાચી કે તે વધુ કંઈ નહિ મેળવી શકે પણ તેમને કશું ખોવું નહિ પડે તે વાત નક્કી જ.

## ખંડ ૩

# પાકિસ્તાન નહિ તો બીજું શું ?

પાકિસ્તાન માટેની મુસ્લિમોની દલીલ તથા તેની વિરુદ્ધ હિંદુઓની દલીલની ચર્ચા કર્યા પછી પાકિસ્તાનનો જો કોઈ વિકલ્પ હોય તો તે વિકલ્પોની ચર્ચા કરવી અનિવાર્ય છે. પાકિસ્તાન વિશે નિર્ણય બાંધતાં પહેલાં તેના વિકલ્પોને પણ ધ્યાનમાં લેવા જોઈએ. કાં તો પાકિસ્તાનનો કોઈ વિકલ્પ નથી અથવા તો તેનો વિકલ્પ છે પણ તે પાકિસ્તાન કરતાંય બદતર છે. વળી ત્રીજું એ કે જો પાકિસ્તાન કે તેનો વિકલ્પ સંબંધકર્તા પક્ષકારોને સ્વીકાર્ય ન લાગે તો તેનાં પરિણામો શાં આવે તેનોય વિચાર કરવો ઘટે. આ મુદ્દાઓને ખ્યાલમાં રાખીને, તે અંગેની પ્રસ્તુત વિગતો આ ખંડમાં નીચેનાં શીર્ષકો હેઠળ પ્રસ્તુત કરી છે:

૧. પાકિસ્તાન માટે હિંદુઓનો વિકલ્પ.

૨. પાકિસ્તાન માટે મુસ્લિમોનો વિકલ્પ.

૩. વિદેશમાંથી બોધ.

## પ્રકરણ ૭

# પાકિસ્તાન માટે હિંદુઓનો વિકલ્પ

### ૧

પાકિસ્તાન માટે હિંદુઓના વિકલ્પનો વિચાર કરતાં જ, ઈ.સ. ૧૯૨૫માં સ્વ. લાલા હરદયાલે રજૂ કરેલી યોજનાનું જ સત્વરે મનમાં સ્મરણ થાય છે.[૧] તે એક નિવેદન રૂપે લાહોરના 'પ્રતાપ'માં પ્રગટ થઈ હતી. જેને તે પોતાની રાજકીય ઘોષણા કહેતા તેવા આ નિવેદનમાં લાલા હરદયાલે કહ્યું હતું :

"હું જાહેર કરું છું કે હિંદુ જાતિનું, હિંદુસ્તાનનું અને પંજાબનું ભવિષ્ય ચાર સ્તંભો પર ટકી રહ્યું છે. (૧) હિંદુ સંગઠન (૨) હિંદુરાજ (૩) મુસ્લિમોની શુદ્ધિ અને (૪) અફઘાનિસ્તાન તથા સરહદો પર વિજય તથા તેમની શુદ્ધિ. જ્યાં સુધી હિંદુ રાષ્ટ્ર આ ચાર કાર્યો પૂરાં નહિ કરે ત્યાં સુધી આપણા સંતાનો અને તે પછીની પેઢીઓનાં સંતાનો હંમેશાં ભયમાં હશે અને હિંદુ જાતિની સલામતી અશક્ય બનશે. હિંદુ જાતિનો માત્ર એક જ ઈતિહાસ છે અને તેની સંસ્થાઓ સમરૂપ છે. પણ મુસ્લિમો તથા ખ્રિસ્તીઓ હિંદુસ્તાનની સંસ્કાર સીમાઓથી ખૂબ અલગ પડી ગયા છે, કારણ કે તેમના ધર્મો પરાયા છે અને તે ફારસી, અરબી અને યુરોપીય સંસ્થાઓને ચાહે છે. આથી, જેમ કોઈ વ્યક્તિ પોતાની આંખોમાંનો કચરો દૂર કરે તેમ આ બંને ધર્મોની શુદ્ધિ કરવી જોઈએ. અફઘાનિસ્તાન અને સરહદના ડુંગરાળ પ્રદેશો અગાઉ હિંદુસ્તાનનો જ ભાગ હતા. પણ આજે તે ઈસ્લામના વર્ચસ્વ નીચે છે.....જેમ નેપાળમાં હિંદુ ધર્મ છે તેમ અફઘાનિસ્તાન અને સરહદી પ્રદેશોમાં પણ હિંદુ સંસ્થાઓ હોવી જોઈએ. નહિતર સ્વરાજ્ય મેળવવાનો કોઈ અર્થ નથી. કારણ કે પર્વતીય ટોળીઓ હંમેશાં યુદ્ધખોર અને ભૂખી હોય છે. જો તે આપણી દુશ્મન બનશે તો નાદિરશાહ અને ઝામનશાહના યુગનું નવેસરથી પુનરાવર્તન થશે. અત્યારે તો અંગ્રેજ અધિકારીઓ સરહદોનું સંરક્ષણ કરે છે પણ હંમેશાં તેવું નહિ હોય... જો હિંદુઓ પોતાનું રક્ષણ કરવા

૧ જુઓ ૨૫-૭-૧૯૨૫નું ટાઈમ્સ ઓફ ઈન્ડિયા : 'ધી ઈન્ડિઅન આઈઝ.'

ઈચ્છતા હોય તો તેમણે અફઘાનિસ્તાન અને સરહદી પ્રદેશો જીતી લેવા જોઈએ અને તમામ પર્વતીય કબીલાઓનું ધર્માંતર કરાવવું જોઈએ."

પાકિસ્તાનના વિકલ્પ તરીકે લાલા હરદયાલે રજૂ કરેલી યોજનાને સમર્થન આપવા કેટલા હિંદુઓ આગળ આવશે તે હું નથી જાણતો.

સૌ પ્રથમ તો, હિંદુ ધર્મ ધર્માંતર કરાવનારો ધર્મ નથી. કોંગ્રેસના પ્રમુખ તરીકે પોતાના પ્રવચનમાં મૌલાના મહંમદઅલીએ સાવ સાચું જ કહ્યું હતું :

"હવે, હિંદુવાદ સામે વર્ષોની મારી આ ફરિયાદ રહી છે અને એકવાર, ઈ.સ. ૧૯૦૭માં અલ્હાબાદમાં મેં હિંદુ અને મુસ્લિમ વચ્ચેનો ભેદ દર્શાવતાં કહ્યું હતું કે મુસ્લિમ અંગે ખરાબમાં ખરાબ એવું કહી શકાય કે તેની પાસે સ્વાદરહિત વાનગી હતી જેને તે રાજાઓને યોગ્ય મિષ્ટાન્ન તરીકે ઓળખાવતો અને તેમાં સૌ સહભાગી બને તેમ તે ઈચ્છતો અને જે તેનો સ્વાદ નહોતા માણતા તથા જે તેને ઈચ્છતા નહોતા તેમના ગળાઓમાં તે ઠાંસવા માગતો હતો. જયારે જેને પોતાની રાંધણકળા પર અભિમાન હતું તેવો તેનો હિંદુ ભાઈ રસોડાના ખૂણામાં એકલો ભરાઈ જતો અને પોતાના ભોજન પર પોતાના ભાઈનોય પડછાયો ન પડે તેનું ધ્યાન રાખી અથવા તેને માટે કકડો પણ રાખ્યા વિના પોતાનું રાંધેલું બધું જ પોતે ગળચી જતો. આ આવી મશ્કરીમાં કહેવાયું નહોતું. હકીકતમાં તો, મેં એકવાર મહાત્મા ગાંધીને તેમના ધર્મના આ વલણનું વાજબીપણું સમજાવવા પૂછયું હતું."

મહાત્માએ તેમના પ્રશ્નનો શો ઉત્તર આપ્યો તે શ્રી મહંમદઅલીએ પ્રગટ કર્યો નથી. હકીકત તો એ છે કે હિંદુ ગમે તેટલું ધારે તોય ઈસ્લામ અથવા ખ્રિસ્તી ધર્મની જેમ હિંદુ ધર્મ ધર્મપરિવર્તક તો ન જ બની શકે. એવું નથી કે હિંદુ ધર્મ કદીપણ ધર્મપરિવર્તક નહોતો, ઊલટું, એકવાર તે ધર્મપરિવર્તક હતો, નહિતર હિંદુ ખંડના આટલા વિશાળ વિસ્તાર પર તે કઈ રીતે ફેલાયો હોય![1] પરંતુ હિંદુ સમાજે પોતાની જ્ઞાતિ-વ્યવસ્થા વિકસાવતાં, હિંદુ ધર્મને ધર્મપરિવર્તક ધર્મ તરીકે અટકી જવાની ફરજ પડી. કારણ કે જ્ઞાતિ ધર્માંતર સાથે સુસંગત

૧ હિંદુ ધર્મ ધર્મપરિવર્તક હતો કે નહિ અને જો તે તેવો હતો તો તે તેવો કેમ અટકી ગયો તે પ્રશ્ન અંગે ૧૯૨૬ના 'તેલુગુ સમાચાર'ના વાર્ષિકાંકમાં પ્રગટ થયેલો મારો નિબંધ 'કાસ્ટ એન્ડ કન્વર્ઝન' જુઓ.

નથી. કોઈ પણ અજાણી વ્યક્તિને પોતાના ધર્મમાં વટલાવવા માટે કોઈ કોમ તેને પોતાનો સંપ્રદાય આપે તે પૂરતું નથી. ધર્માંતર કરાયેલી વ્યક્તિને પોતાના સામાજિક જીવનમાં પ્રવેશ આપવા અને તેને પોતાના સ્વજનોમાં સમાવવા તથા આત્મસાત્ કરવા જેવી સ્થિતિમાં તે હોવી જોઈએ. સાર્થક ધર્માંતરની આ પૂર્વશરતો સંતોષવાનું હિંદુ સમાજ માટે શક્ય નથી. ધર્મપ્રચારના ઉત્સાહવાળા કોઈ પણ હિંદુને, પરાયાનું હિંદુ ધર્મમાં ધર્માંતર કરતાં અટકાવે તેવું કશું જ નથી. પણ તે અજાણ્યાનું ધર્માંતર કરાવે તે પહેલાં તેની સામે પ્રશ્ન ઊભો થવાનો : ધર્માંતર કરાતી વ્યક્તિની જ્ઞાતિ કઈ ? હિંદુઓના મતે, વ્યક્તિનું કોઈ એક જ્ઞાતિના હોવું એટલે તે જ્ઞાતિમાં તેણે જન્મ લેવો. ધર્માંતર કરાતી વ્યક્તિ કોઈ એક જ્ઞાતિમાં જન્મી નથી હોતી એટલે તે કોઈ જ્ઞાતિની નથી. આ પણ એક મહત્ત્વનો પ્રશ્ન છે. માણસ માત્ર રાજકીય કે ધાર્મિક પ્રાણી નથી. તેનાથીય વધુ તો તે સામાજિક પ્રાણી છે. તેનો કોઈ ધર્મ ન હોય, ધર્મ હોવો આવશ્યક નથી. તેનું કોઈ રાજકારણ ન હોય, રાજકારણ હોવું અનિવાર્ય નથી. પણ તેનો સમાજ હોવો આવશ્યક છે. સમાજ વિના તેને ન ચાલે. હિંદુ માટે જ્ઞાતિ વિનાના હોવું એટલે સમાજ વિનાના હોવું. ધર્માંતર થતી વ્યક્તિનો જ્યારે કોઈ સમાજ ન હોય ત્યારે કોઈ પણ પ્રકારનું ધર્માંતર કેવી રીતે થઈ શકે ? જ્યાં સુધી હિંદુ સમાજ સ્વાયત્ત અને જન્મગત જ્ઞાતિઓમાં વેરવિખેર છે ત્યાં સુધી તે ધર્મપરિવર્તક ધર્મ ન બની શકે એટલે અફઘાનો તથા સરહદી કબીલાઓનું ધર્માંતર તે માત્ર એક આદર્શ સ્વપ્ન છે.

બીજું એ કે, લાલા હરદયાલની યોજના અમલી બનાવવા વિપુલ આર્થિક સાધનસંપત્તિ જોઈએ જે ગણતરી ભાગ્યે જ સંભવિત છે. અફઘાનો તથા સરહદી કબીલાઓના લોકોનાં ધર્માંતર માટે આવશ્યક નાણાં કોણ પૂરાં પાડી શકે ? પોતાના ધર્મમાં અન્યોનું ધર્માંતર કરાવવાનું ક્યારનુંય છોડી દીધું હોવાથી હિંદુઓનો ધર્માંતર કરાવવાનો ઉત્સાહ પણ ઘટયો છે. ઉત્સાહના અભાવની અસર આર્થિક પ્રશ્ન પર પડવાની જ. વળી હિંદુધર્મ ચાતુર્વર્ણ્યના ઢાંચામાં જ ઘડાયેલો હોવાથી, પ્રાચીન કાળથી સંપત્તિ અસમાન રીતે વહેંચાયેલી છે. હિંદુઓમાં પણ સંપત્તિ અને મિલકતનો વારસદાર માત્ર વાણિયો છે. અલબત્ત, પરદેશી આક્રમકો અથવા સ્થાનિક વિદ્રોહીઓએ ઊભા કરેલા જમીનદારો છે, પણ તેમની સંખ્યા વાણિયાઓ

જેટલી ઝાઝી નથી. વાણિયો ધનલોભી હોય છે અને તેનાં વ્યવસાય માત્ર અંગત લાભ ખાતર જ હોય છે. પૈસા સંઘરી રાખવા અને પોતાના વારસદારોને તે આપી જવા તે સિવાય પૈસાનો બીજો કોઈ ઉપયોગ તે જાણતો જ નથી. ધર્મ પ્રચાર કે સંસ્કૃતિ પ્રાપ્તિ કે સંસ્કૃતિ ઉત્થાનમાં તેને રસ જ નથી. અરે, તેના અંદાજપત્રમાં સુંદર જીવનને પણ સ્થાન નથી. વર્ષોથી તેની આ પરંપરા છે. જો પૈસા મળતા હોય તો જીવન અંગેની વિભાવનામાં કે વર્તનમાં કોઈ જંગલીથી તે ઝાઝો ઊંચો નથી. તેના અંદાજપત્રમાં ખર્ચના પાસામાં માત્ર એક જ નવી સેવાને સ્થાન પ્રાપ્ત થયું છે અને તે સેવા છે રાજકારણ. રાજકીય નેતા તરીકે શ્રી ગાંધીના પ્રવેશ પછી આ બન્યું છે. આ નવી સેવા ગાંધીવાદી રાજકારણને સમર્થન આપવા માટે છે. રાજકારણ પ્રત્યેનો સ્નેહ તે કારણ નથી. કારણ છે જાહેર પ્રવૃત્તિઓમાંથી અંગત લાભ મેળવવાનું. આવા લોકો અફઘાનો અને સરહદી કબીલાઓમાં હિંદુ ધર્મના પ્રસાર જેવા નફા વિનાના હેતુ માટે પૈસો ખર્ચશે તેની આશા શી ?

ત્રીજું, ધર્માંતર માટે અફઘાનિસ્તાનમાં ઉપલબ્ધ બને તેવી સવલતોનોય પ્રશ્ન છે. લાલા હરદયાલે સ્પષ્ટપણે એમ વિચાર્યું હશે કે તુર્કસ્તાનમાં જેટલી સફળતાથી કહેવાયું તેમ અફઘાનિસ્તાનમાંય કહી શકાશે કે કુરાન ખોટું છે અને સાવ પુરાણું છે. લાલા હરદયાલની રાજકીય ઘોષણા પ્રસિદ્ધ થઈ તેના એક વર્ષ પહેલાં જ એટલે કે ઈ.સ. ૧૯૨૪માં જ કવોડિયનના મિરઝાગુલામ અહમદની અનુયાયી અને પોતે તારણહાર, ધર્મનેતા અને પયગંબર હોવાનો દાવો કરતી નિયામતુલ્લા નામની વ્યક્તિને અફઘાનિસ્તાનના વરિષ્ઠ ધાર્મિક ન્યાયપંચની આજ્ઞાથી પથરા મારીને મારી નાખવામાં આવી હતી.[૧] ખિલાફત અખબારના અહેવાલ પ્રમાણે આ વ્યક્તિનો ગુનો એ હતો કે તે ઈસ્લામ અને શરિયત સાથે વિસંગત તેવા વિચારો તથા માન્યતાઓનો બોધ આપતો હતો. આ અખબારના અહેવાલ પ્રમાણે ન્યાયમંત્રાલયના પ્રથમ શરિયત અદાલત, (ધર્મ ન્યાયપીઠ), કેન્દ્રીય અપીલ અદાલત અને અંતિમ અપીલ સમિતિના ઉલેમાઓ તથા ધર્મગુરુઓના સર્વસંમત ચુકાદા અનુસાર તેને પથરા મારી મારી નાખવામાં આવ્યો હતો. આવી

૧ જુઓ ૨૭-૧૨-૨૪ના ટાઈમ્સ ઓફ ઈન્ડિયામાં પ્રગટ થયેલો અહેવાલ, થ્રુ ઈન્ડિયન આઈઝ.

મુશ્કેલીઓના જોતાં તે યોજનાનો ખ્યાલ જ જંગલી છે અને તેનો અમલ નક્કી વિનાશકારી પુરવાર થવાનો. તેની લાક્ષણિકતા જ સાહસી છે અને તે એટલી તો તરંગી છે કે કદાચ પંજાબના થોડાક ઝનૂની આર્યસમાજીઓ સિવાય કોઈ પણ બુદ્ધિશાળી માણસને તે ન સ્પર્શે.

૨

હિંદુ મહાસભાએ જે બીજો દષ્ટિકોણ અપનાવ્યો છે તે સભાના અધ્યક્ષ શ્રી વી. ડી. સાવરકરે સભાના વાર્ષિક અધિવેશનમાં આપેલા તેમના અધ્યક્ષીય પ્રવચનમાં વ્યક્ત કર્યો છે. તેમના જણાવ્યા પ્રમાણે હિંદુ મહાસભા પાકિસ્તાન વિરોધી છે અને યેનકેન પ્રકારે તેનો પ્રતિકાર કરવા વિચારે છે. આ માર્ગો કયા છે તે આપણે જાણતા નથી. જો તે બળ, જબરદસ્તી અને પ્રતિરોધ હોય તો તે નકારાત્મક વિકલ્પો છે અને તે કેટલા સફળ થશે તે તો હિંદુ મહાસભા અને શ્રી સાવરકર જ કહી શકે.

જો કે, હિંદના મુસ્લિમોએ રજૂ કરેલા દાવા સામે તેમની પાસે માત્ર નકારાત્મક જ વલણ છે તેવું શ્રી સાવરકર માટે કહેવું યોગ્ય નથી. તેમના પ્રત્યુત્તરમાં તેમણે તેમના વિધેયાત્મક પ્રસ્તાવો પણ મૂક્યા છે.

તેમના વિધેયાત્મક પ્રસ્તાવો સમજવા તેમની મૂળભૂત વિભાવનાઓ સ્પષ્ટપણે સમજવી જોઈએ. શ્રી સાવરકર હિંદુધર્મ, હિંદુત્વ અને હિંદુપણા એ શબ્દોની યોગ્ય સમજ પર વધુ ભાર મૂકે છે :[1]

'હિંદુ આંદોલન પાછળના આદર્શને સવિસ્તર સમજવા આ ત્રણે સંજ્ઞાઓ સાથે સંલગ્ન અર્થની સાચી સમજ સંપૂર્ણ આવશ્યક છે. 'હિંદુ' શબ્દમાંથી અંગ્રેજીમાં 'હિંદુઈઝમ' શબ્દ બનાવાયો છે. તેનો અર્થ થાય છે હિંદુઓ પાળે છે તે ધર્મની શાખાઓ કે પ્રથા. બીજો શબ્દ 'હિંદુત્વ' વ્યાપક છે અને 'હિંદુઈઝમ (હિંદુધર્મ)'ની જેમ માત્ર હિંદુઓના ધાર્મિક પાસાંઓને જ સૂચવનો નથી પણ તેમનાં સાંસ્કૃતિક, ભાષાકીય, સામાજિક તથા રાજકીય પાસાંઓને પણ સમાવે છે. વત્તેઓછે અંશે તે "હિંદુ રાજ્યતંત્ર" જેવો જ છે અને તેનું લગભગ સાચું ભાષાંતર થાય છે

૧ ઈ.સ. ૧૯૨૯ના ડિસેમ્બરમાં કલકત્તામાં ભરાયેલા હિંદુ મહાસભાના અધિવેશનમાં આપેલું પ્રવચન પૃષ્ઠ ૧૪.

"હિંદુપણું." ત્રીજો શબ્દ 'હિંદુ કોમ' એટલે સામુદાયિક રીતે હિંદુ લોકો. જેમ ઈસ્લામ શબ્દ મુસ્લિમવિશ્વનો સૂચક છે તેમ તે હિંદુવિશ્વ માટેનું સામૂહિક નામ છે.'

હિંદુ મહાસભા ધાર્મિક સંસ્થા છે તેમ કહેવું તે સંપૂર્ણપણે ખોટી રજૂઆત છે તેમ શ્રી સાવરકર માને છે. આ ખોટી રજૂઆતનું ખંડન કરતાં શ્રી સાવરકર કહે છે.[1]

"મારા ધ્યાન પર તે હકીકત આવી છે કે અંગ્રેજી ભણેલા મોટા ભાગના હિંદુઓ હિંદુ મહાસભામાં જોડાતાં અચકાય છે ... તે ખ્રિસ્તી ધર્મ પ્રસારક મંડળી જેવી નરી ધર્મિક સંસ્થા હોવાના ભૂલભરેલા ખ્યાલને કારણે. આનાથી બીજું કશું જ સત્યથી વેગળું ન હોઈ શકે. હિંદુ મહાસભા હિંદુ ધર્મપ્રસારક મંડળ નથી. ઈશ્વરવાદ, એકેશ્વરવાદ, સર્વેશ્વરવાદ, અરે નિરીશ્વરવાદ જેવા ધર્મિક પ્રશ્નો અંગે ચર્ચા કરવાનું તથા નિર્ણય લેવાનું કામ તે વિવિધ હિંદુ સંપ્રદાયો પર છોડે છે. તે હિંદુ ધર્મ મહાસભા નથી પણ હિંદુ રાષ્ટ્રીય મહાસભા છે. પરિણામે તેના મૂળ બંધારણ દ્વારા જ હિંદુ સંપ્રદાયની કોઈ વિશિષ્ટ શાખા કે પંથ સાથે સંપૂર્ણપણે સહભાગી થવાનો તેના પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. અલબત્ત, એક રાષ્ટ્રીય હિંદુ સંસ્થા તરીકે, બિનહિંદુ આક્રમણ કે અતિક્રમણ સામે મૂળ હિંદુસ્તાની સ્રોત ધરાવતા તમામ ધર્મોને સમાવિષ્ટ કરતા રાષ્ટ્રીય હિંદુ ધર્મતંત્રનો તે પ્રચાર કરશે તથા રક્ષણ કરશે પણ એકમાત્ર ધાર્મિક સંસ્થાની પ્રવૃત્તિઓ કરતાં તેની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર વ્યાપક છે. હિંદુ મહાસભા હિંદુપણાના સમગ્ર રાષ્ટ્રીયજીવન સાથે, તેના તમામ સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક અને સવિશેષતો રાજકીય પાસાંઓ સાથે અભિન્નપણે જોડાયેલી છે અને હિંદુ રાષ્ટ્રનાં સ્વાતંત્ર્ય, શક્તિ તથા કીર્તિ માટે પ્રદાન કરનાર બધાનું જ તથા તમામ કાનૂની અને યોગ્ય સાધનો દ્વારા પૂર્ણ સ્વરાજ્ય-હિંદુસ્તાનનું અબાધિત રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાનો હેતુ સિધ્ધ કરવાના અતિ અનિવાર્ય માર્ગોનું રક્ષણ કરવા, તેમને વિકસાવવા તે શપથબધ્ધ છે.'

મુસ્લિમ લીગનો પ્રતિકાર કરવા હિંદુ મહાસભાની સ્થાપના થઈ છે તેવું શ્રી સાવરકર કબૂલ કરતા નથી અને તે એમ પણ કબૂલ કરતા નથી કે કોમી

૧ પ્રવચન એજન. પૃ. ૨૫.

ચુકાદાને કારણે ઉદ્ભવતા પ્રશ્નોનો ઉકેલ હિંદુઓ તથા મુસ્લિમો બંનેને સંતોષકારક મળતાં જ તે બંધ થઈ જશે. હિંદ રાજકીય રીતે મુક્ત બને તે પછી પણ હિંદુ મહાસભાએ કાર્ય કરતાં જ રહેવું જોઈએ તેવો શ્રી સાવરકરનો આગ્રહ છે. તે કહે છે :[૧]

"... અનેક છીછરા ટીકાકારો એવી કલ્પના કરતા લાગે છે કે મહાસભા, મુસ્લિમ લીગ અથવા તો કોંગ્રેસના વર્તમાન નેતાઓની હિંદુ વિરોધી નીતિ સામે સમતુલા જાળવવાના ધડા તરીકે, માત કરનાર પ્રત્યાઘાત તરીકે જ માત્ર કામ કરવા સ્થપાઈ છે અને આ નકલી બહાનાનું અસ્તિત્વ તોડી નાખ્યા પછી તરત જ તે મેદાનમાંથી હટી જશે અથવા સ્વાભાવિક રીતે જ કાર્ય કરતી બંધ થઈ જશે. પણ મહાસભાના ધ્યેયો તથા હેતુનો ગમે તે હોય પણ એ અર્થ તો સ્પષ્ટ છે કે તે કોઈ મેલા પ્રવાહનું કે અહીં કોઈ ફરિયાદ દૂર કરવાના કે ત્યાં કોઈ અવસરવાદી પક્ષનો વિરોધ કરવાના ધાંધલિયા આંદોલનનું પરિણામ નથી. હકીકત તો એ છે કે પ્રત્યેક વ્યક્તિગત કે સામાજિક સંગઠિત તંત્ર જે જીવંત છે અને જે જીવવાપાત્ર છે તે, પ્રતિકૂળ રીતે બદલાતા વાતાવરણ સામે તેને મૂકવામાં આવે કે તરત જ પોતાનાં આક્રમક અને સંરક્ષક સાધનોનો ત્યાગ કરે છે. કોંગ્રેસ છાપના કહેવાતા રાષ્ટ્રવાદી સિદ્ધાંતની ગુંગળાવતી પકડમાંથી મુક્ત થતાં, મૂળ સ્થિતિ પ્રાપ્ત કરતાં વેંત જ હિંદુ રાષ્ટ્રે, આધુનિક યુગની પરિવર્તિત પરિસ્થિતિમાં અસ્તિત્વ સંઘર્ષનું યુદ્ધ કરવા નવું તંત્ર વિકસાવ્યું. આ તંત્ર હતું હિંદુ મહાસભા. ક્ષણિક ઘટનામાંથી નહિ પણ રાષ્ટ્રીયજીવનની મૂળભૂત અનિવાર્યતામાંથી તેનો ઉદ્ભવ થયો. તેના ધ્યેયો તથા હેતુઓની રચનાત્મક બાજુઓ પૂરતું તે સ્પષ્ટ કરે છે કે તેનું કાર્ય ખુદ રાષ્ટ્રીયજીવન જેટલું જ કાયમી છે. પણ તે વાત બાજુએ રાખીએ તો પણ, સતત પલટાતા રાજકીય પ્રવાહો સાથે પોતાની નીતિને સુસંગત બનાવવાની રોજબરોજની અનિવાર્યતાને કારણે, હિંદુવિશ્વ માટે એ ફરજ બની જાય છે કે, તેની પાસે, હિંદુના હિતોનું રક્ષણ કરવા તથા તેમને જોખમમાં મુકાતા બચાવવા માટે, બિન-હિંદુ અથવા સંયુક્ત પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાના કોઈ પણ નૈતિક કે બૌદ્ધિક દાસત્વમાંથી અથવા તાબેદારીમાંથી મુક્ત એવું સંપૂર્ણ

૧ એંજન, પૃ. ૨૪-૨૭.

સ્વતંત્ર હિંદુ સંગઠન હોય. હિંદુસ્તાનની વર્તમાન રાજકીય ગુલામી નીચે જ માત્ર આવું નથી પણ ઓછામાં ઓછી આવનારી થોડીક સદીઓ માટે, હિંદુસ્તાન અંશત: કે સંપૂર્ણ સ્વતંત્ર અને અને રાષ્ટ્રીય સંસદ તેના રાજકીય ભાવિનું નિયંત્રણ કરે તે પછી પણ, હિંદુવિશ્વના પ્રવેશદ્વારોએ બુરજ તરીકે કામ કરવા માટે આવી એકમાત્ર હિંદુ સંસ્થાની આ વર્તમાન સંસ્થા સાથે તાત્વિકપણે એકરૂપ હોય કે ન હોય તોપણ આવી કોઈ હિંદુ મહાસભાની હજી વધુ જરૂર પડશે જ.'

"કારણ કે, આજનું વ્યવહારુ રાજકારણ જે વિચારી ન શકે તેવું, સમગ્ર વિશ્વની રાજકીય વ્યવસ્થામાં સાવ ઉથલપાથલ જેવું કૈંક ન બને ત્યાં સુધી તો નજીકના ભવિષ્યમાં યોગ્ય રીતે જે અપેક્ષા રાખી શકાય તે એ છે કે, આપણે હિંદુઓ ઈંગ્લેન્ડ પાસે જોઈતું કરાવી શકીશું અને વેસ્ટ મિન્સ્ટર કાનૂનમાં વિચાર્યા પ્રમાણેના દરજ્જા સહિત સ્વશાસિત એકમ રૂપે હિંદને સ્વીકારવાની ફરજ પાડી શકીશું. હવે આવા સ્વશાસિત હિંદમાં રાષ્ટ્રીય સંસદ જ હિંદુ મતદારમંડળો તથા મુસ્લિમ મતદારમંડળોના સંબંધો સહેજ સુધર્યા કે કદાચ સહેજ બગડયા હોય તો પણ તે જે સ્વરૂપે હોય તે રીતે મતદારમંડળોનો સાચો પડઘો પાડી શકે. મુસ્લિમોની 'દેશ બહારની પ્રયુક્તિઓ કે હિંદનું મુસ્લિમ રાજયમાં રૂપાંતર કરવાની મુસ્લિમો પર સવાર થયેલી ગુપ્ત વૃત્તિ કોઈ પણ ક્ષણે, સ્વરાજયમાં પણ હિંદુસ્તાની રાજયોમાં આંતરવિગ્રહ જગાવે અથવા તો કપટી વાટાઘાટો દ્વારા મુસ્લિમો વિદેશી આક્રમકોને આમંત્રે તેવી સંભાવના પ્રત્યે કોઈ પણ યથાર્થદર્શી વ્યક્તિ આંખ મીચામણાં ન કરી શકે.' તો પછી, આવનારી સદીઓ સુધી ઝનૂની રમખાણો, નોકરીઓના ઝઘડા, ધારાસભાની બેઠકો, મુસ્લિમ લઘુમતીને પક્ષે તેમની વસ્તીના પ્રમાણ બહારના મહત્ત્વનો ભય અને પરિણામે આંતરિક શાંતિ માટે ધમકીરૂપ સતત ભય હંમેશાં ચાલુ રહે તેવી પૂરેપૂરી સંભાવના છે. જો આપણે શાણા હોઈએ તો આપણે ખ્યાલમાં રાખવું જોઈએ કે હિંદુસ્તાન સ્વરાજ્ય પ્રાપ્ત કરે તે પછી પણ આ શકયતાને માત કરવા હિંદુ મહાસભા જેવી હિંદુવિશ્વની શક્તિશાળી અને એકમાત્ર હિંદુસંસ્થા શક્તિનું નિશ્ચિત તથા સન્નિષ્ઠ સ્રોત બનશે, સંયુક્ત સંસદ તેમની ફરિયાદોને વાચા આપી શકે તેના કરતાં તેમની ફરિયાદોને વધુ અસરકારક રીતે વાચા આપવા માટે હિંદુઓનું અનામત બળ બનશે, આવનારા

ભયને પામીને, તેની સામે હિંદુઓને ચેતવીને અને જરૂર પડે તો સંયુક્ત રાષ્ટ્ર જેનો અજાણપણે ભોગ બને તેવી કાયર યુક્તિ પ્રયુક્તિઓ સામે લડી લેશે.'

"કેનેડા, પેલેસ્ટાઈન, યુવાન તુર્કોના આંદોલનનો ઈતિહાસ તમને દર્શાવશે કે હિંદના હિંદુઓ તથા મુસ્લિમોની જેમ જે કોઈ રાજ્યમાં બે કે તેથી વધુ આવા ઝઘડતા ઘટકો અસ્તિત્વ ધરાવતા હોય તે રાજ્યમાં તેમાંના વધુ શાણા ઘટકે કપટના કોઈ પ્રયત્નને અથવા વિરોધ પક્ષ દ્વારા રાષ્ટ્રીય રાજ્યને જીતવાના કોઈ પ્રયત્નને નિષ્ફળ બનાવવા પોતાની જ સંસ્થાને અકબંધ, સશક્ત અને સાવધ રાખવી પડે છે. ખાસ કરી તે પક્ષનું સરહદના વિદેશી દેશો સાથે ધાર્મિક કે સાંસ્કૃતિક અને દેશ બહારનું જોડાણ હોય ત્યારે.'

હિંદુસ્તાન શું છે, હિંદુ મહાસભા શું છે તેની સ્પષ્ટતા કર્યા પછી શ્રી સાવરકર સ્વરાજ્ય અંગેની પોતાની વિભાવનાનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. શ્રી સાવરકરના મત પ્રમાણે :[1]

"હિંદુઓને પ્રાપ્ત થયેલા સ્વરાજનો અર્થ માત્ર તે જ થવો જોઈએ કે તેમાં તેમનું 'સ્વરાજ', તેમનું 'હિંદુત્વ' અન્ય કોઈ પણ બિનહિંદુ લોકોના ભલે પછી તે હિંદી દેશવાસીઓ હોય કે બહારના દેશવાસીઓ હોય શાસનાધિપત્ય વિના પોતાને પ્રસ્થાપિત કરી શકે. કેટલાક અંગ્રેજો આ દેશમાં જન્મેલા હિંદીઓ છે અને કદાચ ચાલુ રહે. તેથી શું આ એંગ્લો-ઈન્ડિયનોનું શાસનાધિપત્ય હિંદુઓનું 'સ્વરાજ્ય' હોઈ શકે ? ઔરંગઝેબ કે ટીપુ આનુવંશિક હિંદીઓ હતા, ના, ધર્માંતર કરાયેલી હિંદુ માતાઓના પુત્રો હતા. તેનો અર્થ શું એવો થાય કે ઔરંગઝેબ કે ટીપુનું શાસન હિંદુઓ માટે સ્વરાજ હતું ? ના ! જો કે, તેઓ પ્રાદેશિક રીતે હિંદીઓ હતા છતાંય તેઓ હિંદુવિશ્વના ઘોર શત્રુઓ પુરવાર થયા અને તેથી જ શિવાજીને, ગોવિંદસિંહને, પ્રતાપને અને પેશ્વાઓને મુસ્લિમ આધિપત્ય સામે લડીને સાચું હિંદુ સ્વરાજ સ્થાપવું પડ્યું.'

તેમના અભિપ્રાય પ્રમાણેના સ્વરાજ્યના અંગ તરીકે શ્રી સાવરકર બે વસ્તુઓનો આગ્રહ રાખે છે.

૧ ૧૯૩૯નું પ્રવચન, એજન, પૃ. ૧૮

સૌ પ્રથમ તો હિંદ માટે યોગ્ય નામ તરીકે હિંદુસ્તાન નામ જાળવી રાખવું.[1]

'આપણા દેશની સંજ્ઞા તરીકે 'હિંદુસ્તાન' નામ ચાલુ જ રહેવું જોઈએ. મૂળ એક જ સિંધુ શબ્દમાંથી વ્યુત્પન્ન થયેલાં 'ઈન્ડિયા', હિંદ જેવાં અન્ય નામોનો ઉપયોગ કરી શકાય પણ તેમાંથી તે જ અર્થ પ્રગટવો જોઈએ. હિંદુઓની ભૂમિ, હિંદુરાષ્ટ્રનું નિવાસ સ્થાન. અલબત્ત, આર્યાવર્ત, ભારત ભૂમિ અને તેવાં બીજા નામો પ્રાચીનં છે અને આપણી માતૃભૂમિ માટે તે સ્નેહભર્યાં ગુણવાચક વિશેષણો છે અને સંસ્કૃત બૌદ્ધિકોને તે સ્પર્શતા જ રહેશે. આવા આગ્રહોની વચ્ચે હિંદુઓની માતૃભૂમિ 'હિંદુસ્તાન' જ કહેવાવી જોઈએ. આમાં આપણા બિનહિંદુ દેશવાસીઓ પર કોઈ અતિક્રમણ થતું નથી કે તેમનું અપમાન થતું નથી. આપણા પારસી તથા ખ્રિસ્તી ભાઈઓ સાંસ્કૃતિક દ્રષ્ટિએ આપણી અતિ નિકટ છે અને રાષ્ટ્રભક્ત પણ છે અને એંગ્લો-ઈન્ડિયનો એવા તો શાણા છે કે આવી તર્કગ્રાહ્ય ભૂમિકા પર આપણી સાથે, હિંદુઓ સાથે ઊભા રહેવાનો ઈનકાર નહિ કરે. જ્યાં સુધી આપણા મુસ્લિમ દેશબંધુઓને સંબંધ છે ત્યાં સુધી તે હકીકત છુપાવવી વ્યર્થ છે કે તેમનામાંના ઘણા આ માટીના ઢગને પણ હિંદુ-મુસ્લિમ ઐક્યના તેમના માર્ગમાંનો અનુલ્લંઘનીય પર્વત માનવા લાગી ગયા છે. પણ તેમણે યાદ રાખવું ઘટે કે મુસ્લિમો માત્ર હિંદમાં વસતા નથી અને માત્ર હિંદના મુસ્લિમો જ ઈસ્લામમાં શ્રધ્ધા ધરાવનારાઓના શૂરવીર અવશેષો નથી. ચીનમાં કરોડો મુસ્લિમો છે. ગ્રીસ, પેલેસ્ટાઈન અને હંગેરી તથા પોલેન્ડમાં પણ ત્યાંના રાષ્ટ્રવાસીઓ વચ્ચે હજારો મુસ્લિમો જીવે છે. ત્યાં તેઓ એક લઘુમતી તરીકે, એક કોમ તરીકે જીવતા હોવાથી ત્યાંના દેશવાસીઓની ભારે બહુમતી ધરાવતી જાતિઓનું નિવાસસ્થાન સૂચવતાં આ દેશોનાં પ્રાચીન નામોને બદલવા તેમણે આ દેશોમાં ક્યારેય તેમના અસ્તિત્વ માટેનું નિમિત્ત બનાવ્યું નથી. પોલવાસીઓનું રાષ્ટ્ર પોલેન્ડ જ રહ્યું છે અને ગ્રીસવાસીઓનું ગ્રીસ. પણ ત્યાંના મુસ્લિમોએ પોતાની વિકૃતિ કરી નથી, કરવાની તેમની હિંમત નથી અને પ્રસંગ ઊભા થતાં જ તેમણે પોલીશ મુસ્લિમો, ગ્રીક મુસ્લિમો કે ચીની મુસ્લિમો તરીકે અલગ ઓળખ આપી છે. તે જ રીતે, આપણા મુસ્લિમ દેશ બાંધવો, તેમને ઈચ્છા થાય ત્યારે 'હિંદુસ્તાની

૧ એજન, પૃ. ૧૯-૨૦.

મુસ્લિમ' તરીકે પોતાની ધાર્મિક કે સાંસ્કૃતિક અલગતા સાથે લગીરે સમાધાન કર્યા વિના, રાષ્ટ્રીયતા કે પ્રાદેશિકતા સ્વરૂપે પોતાની અલગ ઓળખ આપી શકે. અરે, તેમના હિંદ પ્રવેશ પછી મુસ્લિમોએ આપમેળે જ પોતાને 'હિંદુસ્તાનીઓ' તરીકે ઓળખાવ્યા છે.'

"પરંતુ આ બધું હોવા છતાંય, આપણા દેશવાસી મુસ્લિમોમાંથી થોડાક ઉગ્ર મુસ્લિમો દેશના આ નામ સામે વાંધો ઉઠાવે તો તેનાથી આપણે આપણા આત્માના અવાજ પાસે કાયર થઈ જવાનું કશું કારણ નથી. આપણે હિંદુઓએ ઋગવેદ કાલીન સિંધુઓથી આપણી પેઢીના હિંદુઓ સુધી આપણા રાષ્ટ્રનું જે સાતત્ય જળવાઈ રહ્યું છે તેને છેહ ન દેવો જોઈએ, તે ન તોડવું જોઈએ અને તે આપણી માતૃભૂમિની સ્વીકૃત સંજ્ઞા 'હિંદુસ્તાન'માં સમાયેલું જ છે. જેમ જર્મનોનો દેશ જર્મની છે, અંગ્રેજોનો ઈંગ્લેંડ, તુર્કોનો તુર્કસ્તાન, અફઘાનોનો અફઘાનિસ્તાન તરીકે અંકિત થયો છે. તેમ આપણે પણ પૃથ્વીના નકશા પર શાશ્વતકાળ માટે 'હિંદુસ્તાન'- હિંદુઓનો દેશ તે નામ વજ્રલેપ જેમ અંકિત કરી દેવું જોઈએ."

તેમનો બીજો આગ્રહ છે સંસ્કૃતને દેવભાષા તરીકે અને હિંદીને રાષ્ટ્રભાષા તરીકે જાળવવાનો અને હિંદુવિશ્વની લિપિ તરીકે નાગરીલિપિને જાળવી રાખવાનો.[1]

'સંસ્કૃત આપણી દેવભાષા હશે, આપણી પુનીત ભાષા અને સંસ્કૃતમાંથી જ વ્યુત્પન્ન થયેલી, સંસ્કૃત દ્વારા જ પોષાતી 'સંસ્કૃતનિષ્ઠ' હિંદી તે આપણી "રાષ્ટ્રભાષા" હશે, આપણી વર્તમાન રાષ્ટ્રભાષા પ્રાચીન ભાષાઓમાં સમૃદ્ધમાં સમૃદ્ધ અને અતિ સુસંસ્કૃત ભાષા હોવા ઉપરાંત, સંસ્કૃત આપણા હિંદુઓ માટે તો અનેક ભાષાઓમાં પવિત્રતમ ભાષા છે. આપણાં ધર્મશાસ્ત્રો, ઈતિહાસ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિનાં મૂળ સંસ્કૃત સાહિત્યમાં એટલાં તો ઊંડા છે કે તે ભાષા આપણી જાતિનું સાક્ષાત્ ચિંતન કેન્દ્ર બને છે. આપણી અનેક માતૃભાષાઓની તે માતા હોવાથી તેણે તે સૌને પયઃપાન કરાવ્યું છે. આજે પ્રવર્તમાન સઘળી હિંદુ ભાષાઓ પછી તે તેમાંથી વ્યુત્પન્ન થઈ હોય કે તેની સાથે સંલગ્ન હોય સંસ્કૃતમાંથી તેમણે આત્મસાત્ કરેલા જીવન સત્ત્વ દ્વારા જ

૧ ૧૯૩૯નું પ્રવચન. પૃ. ૨૧, ૨૨, ૨૩.

વિકસીને સમૃધ્ધ બની શકશે. આથી, હિંદુ યુવાનોનાં શિષ્ટ વાણીવર્તન માટે સંસ્કૃત ભાષા હંમેશાં અતિ અનિવાર્ય અંગ બનવું જોઈએ.'

'હિંદુવિશ્વની રાષ્ટ્રભાષા તરીકે હિંદીને સ્વીકારવાથી અન્ય પ્રાંતીય ભાષાઓનું કશું અપમાન થતું નથી કે તેમના પ્રત્યે કશો દ્વેષજનક ભેદ સૂચવાતો નથી. આપણને સૌને હિંદી જેટલો જ આપણી પ્રાંતીય ભાષાઓ પ્રત્યે લગાવ છે અને તે ભાષાઓ તેમનાં સંબંધિત ક્ષેત્રોમાં વિકસશે તથા સમૃધ્ધ થશે. વાસ્તવમાં તો તેમાંની ઘણી ભાષાઓ આજેય તેમનાં સાહિત્યમાં પ્રગતિશીલ અને વધુ સમૃધ્ધ છે અને છતાંય, બધો વિચાર કરતાં હિંદી બધા હિંદુઓ માટેની રાષ્ટ્રભાષા તરીકે શ્રેષ્ઠ રીતે ઉપકારક નીવડશે. એ યાદ રાખવું જોઈએ કે આદેશ આપવા માટે હિંદીને રાષ્ટ્રભાષા બનાવવામાં આવી નથી. હકીકત તો એ છે કે અંગ્રેજો અને મુસ્લિમો પણ હિંદમાં આવ્યા તે પહેલાં લાંબાકાળથી હિંદીએ સામાન્ય રીતે સમગ્ર હિંદુસ્તાનમાં રાષ્ટ્રભાષાનું સ્થાન મેળવી જ લીધું હતું. હિંદુ યાત્રિકો, વ્યાપારીઓ, પ્રવાસીઓ, સૈનિકો અને પંડિતો બંગાળથી તે સિંધ અને કાશ્મીરથી તે રામેશ્વર સુધી પ્રવાસ કરતા અને ત્યારે પ્રદેશેપ્રદેશે તેઓ હિંદી ભાષા દ્વારા પોતાની વાત સમજાવતા. સંસ્કૃત જેમ હિંદુ બૌધ્ધિકોની રાષ્ટ્રભાષા હતી તેમ ભૂતકાળમાં ઓછામાં ઓછા હજાર વર્ષ સુધી હિંદી હિંદુકોમની રાષ્ટ્રીય ભાષા હતી.'

"હિંદી ભાષાથી આપણે જે સમજીએ છીએ તે શુધ્ધ 'સંસ્કૃતનિષ્ઠ' હિંદી છે, ઉદાહરણ રૂપે જે હિંદી ભાષા મહર્ષિ દયાનંદ સરસ્વતીએ રચેલા 'સત્યપ્રકાશ'માં આપણે જોઈ શકીએ છીએ, તે હિંદી કેવી સરળ, બિનજરૂરી તેવા એક પણ વિદેશી શબ્દથી દૂષિત ન હોય તેવી અને સક્ષમ અભિવ્યક્તિ વાળી છે. એ વાતનો પણ ઉલ્લેખ કરવો જોઈએ કે સ્વામી દયાનંદજી પ્રથમ એવા હિંદુ નેતા હતા કે જેમણે બધા હિંદુઓ માટેની રાષ્ટ્રભાષા હિંદી હોવી જોઈએ તેવું સ્પષ્ટપણે કહીને તેવી સભાનતા જગાડી હતી. આ સંસ્કૃતનિષ્ઠ હિંદીને વર્ધા યોજના દ્વારા સંવર્ધિત વર્ણસંકર, કહેવાતી હિંદુસ્તાની સાથે કશો જ સંબંધ નથી. તે તો ભાષાકીય વિરૂપતા છે અને તેને નિષ્ઠુરતાપૂર્વક દાબી દેવી જોઈએ. એટલું જ નહિ પરંતુ તે આપણું નિશ્ચિત કર્તવ્ય બને છે કે પ્રત્યેક હિંદુએ ભાષામાંથી

- તે પછી પ્રાંતીય ભાષા હોય કે બોલી હોય - અરબી કે અંગ્રેજી જેવા બિનજરૂરી પરાયા શબ્દોને નિષ્ઠુરતાપૂર્વક ફેંકી દેવા......"

"આપણી સંસ્કૃત વર્ણમાળાનો ક્રમ ધ્વન્યાત્મકરૂપે અત્યંત પરિપૂર્ણ છે. વિશ્વે તેવો ક્રમ હજી રચવાનો છે અને આપણી લગભગ બધી વર્તમાન હિંદી લિપિઓ તેને જ અનુસરે છે. નાગરી લિપિ પણ આ ક્રમને જ અનુસરે છે. હિંદી ભાષાની જેમ નાગરી લિપિ પણ સદીઓ સુધી કંઈ નહિ તો ભૂતકાળનાં બે હજાર વર્ષ સુધી સમગ્ર હિંદમાં હિંદુ સાહિત્યિક વર્તુળોમાં પ્રવર્તતી હતી. અને લોકોએ તેને "શાસ્ત્રીય લિપિ"ના - હિંદુ શાસ્ત્રોની લિપિનું હુલામણું નામ આપ્યું હતું ... તે તો જાણીતી વાત છે કે જો બંગાળી અને ગુજરાતીને નાગરી લિપિમાં મુદ્રિત કરવામાં આવે તો તે અન્ય અનેક પ્રાંતોના વાચકો તેને વત્તેઓછે અંશે સમજે. સમગ્ર હિંદુસ્તાનમાં એક જ ઝટકે માત્ર એક જ ભાષા કરવી તે અવ્યવહારુ અને શાણપણ વિનાનું કામ છે. પણ સમગ્ર હિંદુવિશ્વમાં નાગરી લિપિને એક માત્ર સામાન્ય લિપિ બનાવવી તે વધુ શક્ય છે. છતાંય તે ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણા ભિન્નભિન્ન પ્રાંતોમાં પ્રવર્તતી ભિન્નભિન્ન લિપિઓને તેમનું પોતાનું ભવિષ્ય છે અને નાગરી લિપિની સાથોસાથ તે સમૃદ્ધ થઈ શકે. સમગ્ર હિંદુવિશ્વના હિતમાં સત્વરે અતિ અનિવાર્ય તો એ છે કે પ્રત્યેક શાખામાં હિંદુ વિદ્યાર્થીઓ માટે હિંદી ભાષાની સાથેસાથે નાગરી લિપિનું શિક્ષણ પણ ફરજિયાત બનવું જોઈએ.'

સ્વરાજ પ્રાપ્ત થતાં જ બિનહિંદુ લઘુમતીઓની સ્થિતિ શ્રી સાવરકરના ખ્યાલ મુજબ શી હશે ? આ પ્રશ્ન અંગે શ્રી સાવરકર આમ કહે છે : [૧]

'એકવાર જયારે હિંદુ મહાસભા, 'એક વ્યક્તિ, એક મત', જાહેર સેવાઓમાં યોગ્યતાને ધોરણે નોકરી અપાય અને જાતિ કે ધર્મના ભેદ વિના તમામ નાગરિકો સમાન હિસ્સે મૂળભૂત અધિકારો ભોગવે અને તેમનાં કર્તવ્યો બજાવે તેવા સિદ્ધાંતો સ્વીકારે છે અને તેને વળગી રહે છે ... ત્યારે લઘુમતીઓના અધિકારોનો વધુ ઉલ્લેખ સૈદ્ધાન્તિક સ્વરૂપે માત્ર અનિવાર્ય નથી પરંતુ સ્વયં વિરોધી છે. કારણ કે તેનાથી તો ફરી કોમી આધારે બહુમતી તથા લઘુમતીની સભાનતા

૧ એજન, પૃ. ૪.

ઊભી થાય છે. પણ વ્યવહારુ રાજકારણની તે અનિવાર્યતા હોવાથી અને હિંદુ સંગઠનવાદીઓ પણ ઈચ્છે છે કે આપણા બિનહિંદુ દેશ બાંધવોનાં મનમાંથી શંકાનું પ્રેત દૂર થાય એટલા ખાતર અમે ભારપૂર્વક તે જણાવવા ઈચ્છીએ છીએ કે ધર્મ, સંસ્કૃતિ તથા ભાષા સંબંધી લઘુમતીઓના કાયદેસરના અધિકારો જાહેર કરવામાં આવશે. એકમાત્ર શરતે કે બહુમતીના સમાન અધિકારો પર પણ કોઈ પણ રીતે અતિક્રમણ ન થાય કે કોઈ પણ પ્રકારે તેમને રદ કરવામાં ન આવે. પ્રત્યેક લઘુમતી તેમના બાળકોને તેમની ભાષામાં શિક્ષણ આપવા અલગ શાળા રાખી શકે, તેમની ધાર્મિક તથા સાંસ્કૃતિક સંસ્થાઓ પણ રાખી શકે અને આ બધાં માટે સરકારી સહાય પણ મેળવી શકે. પણ તેય તે સરકારી તિજોરીને તે જેટલા કરવેરા ભરે તેના પ્રમાણમાં. અલબત્ત, આ જ સિધ્ધાંત બહુમતીને પણ એટલો જ લાગુ પડે છે.'

"તદુપરાંત, જો બંધારણ સંયુક્ત મતદારમંડળો અને 'એક વ્યક્તિ, એક મત', ના વિશુધ્ધ રાષ્ટ્રીય સિધ્ધાંતના આધાર પર ન ઘડાય, પરંતુ તે કોમી આધારે ઘડાય તો જે લઘુમતીઓ અલગ મતદારમંડળ તથા અનામત બેઠકો ઈચ્છતી હશે તેમને તે પ્રાપ્ત કરવાની છૂટ હશે પણ હંમેશાં તે તેમની વસ્તીના પ્રમાણમાં અને તે પણ એ શરતે કે તે બહુમતીને પણ વસ્તીના પ્રમાણમાં મળતા તેમના અધિકારોથી વંચિત નહિ કરે."

લઘુમતીઓને આ છૂટ આપીને શ્રી સાવરકર ઉપસંહાર[1] કરતાં જણાવે છે તેમની સ્વરાજની કલ્પના નીચે પ્રમાણે છે :

'હિંદની મુસ્લિમ લઘુમતીને તેમની વસ્તીના પ્રમાણમાં સમાન નાગરિકો તરીકેનો વ્યવહાર પ્રાપ્ત કરવાનો, સમાન રક્ષણ તથા નાગરિક અધિકારો પ્રાપ્ત કરવાનો અધિકાર હશે. કોઈ પણ બિનહિંદુ લઘુમતીના કાયદેસરના અધિકારો પર હિંદુ બહુમતી અતિક્રમણ નહિ કરે. છતાંય, કોઈ પણ લોકશાહી અને કાયદેસરના બંધારણ નીચે બહુમતી તરીકે વાપરવાનો જે અધિકાર તેમને મળ્યો છે તે અધિકાર કોઈ પણ સંયોગોમાં હિંદુ બહુમતી જતો નહિ કરે. ખાસ કરીને મુસ્લિમ લઘુમતીએ લઘુમતી તરીકે રહીને હિંદુઓ પર ઉપકાર નથી કર્યો અને એટલે જ તેમણે

૧ એજન, પૃ. ૧૬.

તેમને મળતા દરજ્જાથી, નાગરિક અને રાજકીય અધિકારોમાં તેમના પ્રમાણમાં મળતા કાયદેસરના હિસ્સાથી તેમણે સંતોષ માનવો જોઈએ. બહુમતીના કાયદેસરના અધિકારો તથા વિશેષાધિકારો અમાન્ય કરવાનો વાસ્તવિક અધિકાર અમલમાં મૂકવાનો હક મુસ્લિમ લઘુમતીને આપવો અને તેને 'સ્વરાજ્ય' કહેવું તે તો નરી મૂર્ખામી જ હશે. હિંદુઓ પોતાના માલિકો બદલવા નથી માગતા, એડવર્ડને સ્થાને ઔરંગઝેબને મૂકીને, કારણ કે ઔરંગઝેબ હિંદની સરહદોમાં જન્મ્યો છે. માત્ર તેટલાં જ કારણે - ઝઝૂમવા, લડવા અને મરવા નથી માગતા. હવે પછી તેઓ પોતાના વતનમાં, પોતાની માતૃભૂમિમાં પોતે જ માલિકો થવા માગે છે.'

પોતાના કલ્પેલા સ્વરાજને તે હિંદુરાજ તરીકે પ્રસ્થાપિત કરવા માગતા હોવાથી જ શ્રી સાવરકર હિંદના નામ પર 'હિંદુસ્તાન'નો સિક્કો મારવા માગે છે.

તેમનું આ માળખું છે. જેને તે મૂળભૂત માને છે તેવા બે વિધાનો દ્વારા સંવર્ધિત થયું છે.

પ્રથમ સિદ્ધાંત એ છે કે હિંદુઓ પોતે જ એક રાષ્ટ્ર છે. ખૂબ વિસ્તારપૂર્વક અને ઉગ્રતાપૂર્વક તે આ સિદ્ધાંત ઉચ્ચારે છે. શ્રી સાવરકર કહે છે :[૧]

"નાગપુરના મારા અધ્યક્ષીય પ્રવચનમાં, આપણા વર્તમાન રાજકારણના ઈતિહાસમાં સૌ પ્રથમ વાર જ સંપૂર્ણ નિરાંત સાથે જણાવ્યું હતું કે પ્રાદેશિક ઐક્ય, સર્વસમાન નિવાસસ્થાન તે જ માત્ર રાષ્ટ્ર રચનાનું પરિબળ છે, અને હોવું જોઈએ તેવું શરૂઆતથી જ અજાણે માની લઈને કોંગ્રેસે તેની સમગ્ર વિચારસરણીને સમૂળગી નબળી બનાવી છે. પ્રાદેશિક રાષ્ટ્રીયતાની આ વિભાવનાને ખુદ યુરોપમાં તો ક્યારનોય કારમો ઘા પડયો હતો.' યુરોપમાંથી તે મોટા પ્રમાણમાં હિંદમાં આયાત કરવામાં આવી હતી અને વર્તમાન યુદ્ધે આ કાલ્પનિક કથાને ધડાકા સાથે ઉડાડી દઈને મારા વિધાનને વાજબી ઠરાવ્યું છે. જે બધાં રાષ્ટ્રો, તે પ્રત્યેકને રાષ્ટ્રવાદી એકમ બનાવે તેવા કોઈ પણ બીજા સર્વસામાન્ય બંધન વિના માત્ર પ્રાદેશિક રચનાની વ્યવસ્થા પ્રમાણે બનાવાયાં છે તે બધાં જ

૧ એજન, પૃ. ૧૪-૧૭.

નાશ પામ્યાં છે, પત્તાનાં મહેલની જેમ તૂટી પડયાં છે. કોઈ પણ પ્રકારના સાંસ્કૃતિક, જાતિગત કે ઐતિહાસિક સામ્ય વિના અને પરિણામે એક રાષ્ટ્રમાં સમાવાની તેમની સર્વસંમત ઈચ્છા વિના, માત્ર પ્રાદેશિક રાષ્ટ્રીયતાની સરતી રેતી પર ભિન્ન-ભિન્ન લક્ષણો ધરાવતા લોકોના શંભુમેળા સમું રાષ્ટ્ર રચવાના કોઈ પણ પ્રયત્નો સામે પોલેન્ડ તથા ઝેકોસ્લોવેકિયા સખત ચેતવણીરૂપ બનશે. આ સંધિ-રાષ્ટ્રો પહેલી તક મળતાં જ તૂટી પડયાં. તેમનો જર્મન ભાગ જર્મનીમાં ગયો, રશિયન ભાગ રશિયામાં ગયો, ઝેક લોકો ઝેકમાં ભળી ગયા અને પોલ લોકો પોલ લોકોમાં. સાંસ્કૃતિક, ભાષાકીય, ઐતિહાસિક અને અન્ય તેવું મૂળભૂત સામ્ય પ્રાદેશિક સામ્ય કરતાં વધુ પ્રબળ પુરવાર થયું. છેલ્લા ત્રણ કે ચાર સૈકા દરમ્યાન યુરોપમાં માત્ર તેજ રાષ્ટ્રો કે જેમણે પ્રાદેશિક એકતા ઉપરાંત અથવા તો કયારેક તે વિના પણ જાતિગત, ભાષાકીય તથા સાંસ્કૃતિક અને અન્ય મૂળભૂત સામ્ય ઊભું કર્યું હતું અને પરિણામે એકરૂપ રાષ્ટ્રીય ઘટકો બનવાનો સંકલ્પ કર્યો હતો તે જ તેમની રાષ્ટ્રીય એકતા તથા ઓળખ જાળવી રાખી શકયાં છે અને આવાં રાષ્ટ્રો છે ઈંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની, ઈટાલી, પોર્ટુગલ વગેરે.

જે એકલી કે સામુદાયિક રીતે એકરૂપ તથા મૂળભૂત રાષ્ટ્રની વ્યાખ્યા કરે છે તેવી આમાંની કોઈ એક અથવા બધી જ કસોટીઓ દ્વારા મૂલ્યાંકન કરતાં હિંદમાં આપણે હિંદુઓ પોતે જ ટકી રહીએ તેવું એક રાષ્ટ્ર છીએ. આપણી પાસે પિતૃભૂમિ એક છે એટલે પ્રાદેશિક ઐકય તો છે જ એટલું જ નહિ આપણી એક જ પિતૃભૂમિ સાથે એકરૂપતા ધરાવતી આપણા સહુની પુણ્યભૂમિ પણ એક જ છે અને આવું વિશ્વમાં ભાગ્યે જ જોવા મળે છે. આ ભારતભૂમિ, આ હિંદુસ્તાન, આ હિંદ તે આપણી પિતૃભૂમિ તથા પુણ્યભૂમિ બંને છે. એટલે આપણી રાષ્ટ્રભકિત બમણી નિશ્ચિત છે. વળી, આપણા સહુની સમાન સાંસ્કૃતિક, ધાર્મિક, ઐતિહાસિક, ભાષાકીય અને જાતિગત સાદશ્યતાએ અનંત સદીઓનાં સાહચર્ય તથા આત્મસાત્કરણ દ્વારા આપણને એકરૂપ તથા મૂળભૂત રાષ્ટ્ર તરીકે ઘડયા છે અને વિશેષ તો સહુમાં સંગઠિત અને સમાન રાષ્ટ્રીયજીવન જીવવાનો સંકલ્પ છે.

હિંદુઓ સંધિ-રાષ્ટ્ર નથી પરંતુ એક મૂળભૂત રાષ્ટ્રીય અસ્તિત્વ છે.

"ખાસ કરીને આપણા કોંગ્રેસી હિંદુ બંધુઓને જે વારંવાર ગેરમાર્ગે દોરે છે તેવા એક પ્રસ્તુત મુદ્દાનો વિચાર કરી લઈએ. લોકોને રાષ્ટ્રવાદી પ્રજા તરીકે જોડતી એકરૂપતાનો અર્થ એ નથી કે ત્યાં ધાર્મિક, જાતિગત અથવા ભાષાકીય ભેદો જેવા આંતરિક ભેદોની વચ્ચે સંપ્રદાયો તથા વિભાગોનો સંપૂર્ણ અભાવ હોય. તેનો અર્થ તો એ કે રાષ્ટ્રીય ઘટક તરીકે તે જેટલા અંદરોઅંદર એકબીજાથી જુદા પડે છે તેનાથી વધુ જુદા અન્ય લોકોથી પડે છે. અરે, આજનું સૌથી વધુ એકરૂપ રાષ્ટ્ર - બ્રિટન અથવા તો ફ્રાંસ પણ કોઈ ધાર્મિક, ભાષાકીય, સાંસ્કૃતિક, જાતિગત કે અન્ય ભેદોથી, સંપ્રદાયો અને વિભાગોથી, અને તે સહુની વચ્ચે પ્રવર્તતા કોઈ પણ પ્રકારના દ્વેષથી મુક્ત ન પણ હોઈ શકે. રાષ્ટ્રીય એકરૂપતાનો અર્થ એટલો જ કે અન્ય લોકો સામે તેની જે એકંદરે તુલના રજૂ થાય છે. તે સંદર્ભમાં લોકોની એકાત્મકતા.

"આપણામાં એક હજારને એક ભેદો હશે છતાં, આપણે હિંદુઓ એવી તો ધાર્મિક, સાંસ્કૃતિક, ઐતિહાસિક, જાતિગત, ભાષાકીય અને અન્ય સર્વસામાન્ય સામ્યથી જોડાયેલા છીએ કે જેવા આપણને બિનહિંદુ લોકોની, કહો કે અંગ્રેજો, જાપાનીઓ, અરે હિંદી મુસ્લિમોની તુલાનામાં ઊભા રાખવામાં આવે તો આપણે નિશ્ચિતપણે એકરૂપતા ધરાવતા લોકો તરીકે અલગ તરી આવીએ. આજ કારણસર કાશ્મીરથી મદ્રાસ અને સિંધથી આસામ સુધીના આપણે હિંદુઓએ આપણી જાતે જ એક રાષ્ટ્ર બનવું પડશે."

શ્રી સાવરકરે જે બીજા સિદ્ધાંત પર તેમની યોજના રજૂ કરી છે તેને હિંદુ શબ્દની વ્યાખ્યા સાથે સંબંધ છે. શ્રી સાવરકરના મતે હિંદુ તે એક એવી વ્યક્તિ છે :

"... જે આ ભારતભૂમિને, સિંધુથી તે સમુદ્રો સુધીની ભૂમિને તેની પિતૃભૂમિ તથા સાથેસાથે તેની પવિત્રભૂમિ એટલે કે તેના ધર્મની ઉદ્‌ગમ ભૂમિ, તેની શ્રદ્ધાનું પારણું માને છે અને સ્વીકારે છે."

આથી, વૈદિક ધર્મ, સનાતન ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, લિંગાયત ધર્મ, શીખ ધર્મ, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, દેવસમાજ, પ્રાર્થનાસમાજ અને હિંદના

ઉદ્‌ભવેલા અન્ય તેવા ધર્મોના અનુયાયીઓ હિંદુઓ છે અને હિંદુવિશ્વને એટલે કે સમગ્રતયા હિંદુજનસમાજનું સર્જન કરે છે.

પરિણામે કહેવાતી આદિવાસી તથા ડુંગરાળ જનજાતિઓ પણ હિંદુઓ છે, કારણ કે હિંદ તેમની પિતૃભૂમિ અને તેમની પવિત્ર ભૂમિ છે. ભલે પછી તે ગમે તે ધર્મ પાળતા હોય અથવા તો ગમે તે સ્વરૂપે ભક્તિ કરતા હોય. સંસ્કૃતમાં અપાયેલી વ્યાખ્યા આ પ્રમાણે છે :

॥ आसिंधु सिंध पर्यंता यस्म भारत भूमिका ॥
॥ पितृभूः पुण्यभूश्चैव स वै हिंदुरितिस्मृतः ॥१॥

આથી, સરકારે આ વ્યાખ્યાને સ્વીકારવી જોઈએ અને સરકાર દ્વારા થનારી વસ્તીગણતરીમાં, હિંદુ વસ્તીની ગણતરીમાં 'હિંદુત્વ'ની કસોટી કરવી જોઈએ.

હિંદુ શબ્દની આ વ્યાખ્યા ખૂબકાળજીપૂર્વક, ખૂબસાવધાનીપૂર્વક અપાઈ છે. શ્રી સાવરકરના મનમાં જે બે હેતુઓ છે તે પાર પાડવા તે આયોજાઈ છે. સૌ પ્રથમ તો, હિંદુ હોવાની યોગ્યતા માટે હિંદને પવિત્રભૂમિ તરીકે નક્કી કરી આપીને મુસ્લિમો, ખ્રિસ્તીઓ, પારસીઓ તથા યહૂદીઓને તેમાંથી બાકાત કરવાનો હેતુ છે અને બીજો હેતુ છે યોગ્યતાના અંગ તરીકે વેદોની પવિત્રતાની શ્રદ્ધાનો આગ્રહ નહીં રાખીને બૌદ્ધો, જૈનો, શીખો આદિને સમાવવાનો.

શ્રી સાવરકર તથા હિંદુ મહાસભાની આવી યોજના છે. તે તો જોયું જ હશે કે આ યોજનાની કેટલીક ચિંતાજનક લાક્ષણિકતાઓ છે.

એક તો, હિંદુઓ પોતે જ રાષ્ટ્ર છે તેવું સ્પષ્ટ વિધાન. અલબત્ત, આનો અર્થ એ થાય કે મુસ્લિમો પોતે અલગ રાષ્ટ્ર છે. આવો તેમનો અભિપ્રાય છે. તેવું અનુમાન કરવા દેવાનું શ્રી સાવરકર છોડતા નથી. ચોક્કસ શબ્દોમાં અને પોતાનાથી મૂકી શકાય તેટલો વધુ ભાર મૂકીને તે તેવો આગ્રહ રાખે છે. ઈ.સ. ૧૯૩૭માં અમદાવાદમાં ભરાયેલા હિંદુ મહાસભાના અધિવેશનમાં શ્રી સાવરકરે કહ્યું હતું :

'હિંદ તે સુસંવાદી રાષ્ટ્ર તરીકે જોડાયેલું જ છે અથવા તેમ કરવાની ઈચ્છા માત્રથી તેને આમ જોડી શકાય તેવું માનવાની ગંભીર ભૂલ કેટલાક બાલિશ રાજકારણીઓ કરે છે. આ આપણા સદ્‌ભાવનાવાળા પરંતુ ઉતાવળિયા મિત્રો

પોતાનાં સ્વપ્નોને વાસ્તવિકતા માની લે છે. તેથી જ, તેઓ કોમી કોકડાથી અધીરા બની જાય છે અને કોમી સંસ્થાઓ પર તેનું આરોપણ કરે છે, પણ નક્કર હકીકત તો એ છે કે આ કહેવાતા કોમી પ્રશ્નો તો હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના સૈકા જૂના સાંસ્કૃતિક, ધાર્મિક અને રાષ્ટ્રીય દ્વેષનો આપણને મળેલો વારસો છે. યોગ્ય સમય આવે ત્યારે તમે તેને ઉકેલી શકો પરંતુ માત્ર તેના સ્વીકારને નકારીને તમે તેને ડામી ન શકો. વર્ષોથી ઘર કરી ગયેલા રોગની ઉપેક્ષા કરવા કરતાં તેનું નિદાન કરી તેનો ઉપચાર કરવો વધુ સલામત છે. જેવી છે તેવી અણગમતી હકીકતોનો પણ આપણે બહાદુરીપૂર્વક સામનો કરીએ. હિંદ એક સમરૂપ રાષ્ટ્ર છે તેવું આજે આપણે ધારી ન શકીએ. પણ ઊલટું, મુખ્યત્વે હિંદમાં હિંદુઓ તથા મુસ્લિમો એમ બે રાષ્ટ્રો છે.'

તે કદાચ વિચિત્ર લાગશે કે એક રાષ્ટ્ર વિરુદ્ધ બે રાષ્ટ્રોના પ્રશ્ન પર શ્રી સાવરકર અને શ્રી ઝિન્નાહ પરસ્પરના વિરોધી હોવાની બદલે પરસ્પર સાથે સંપૂર્ણ સંમત છે. બંને સંમત થાય છે, સંમત થાય છે એટલું જ નહિ પણ આગ્રહ રાખે. છે કે હિંદમાં બે રાષ્ટ્રો છે. એક મુસ્લિમ રાષ્ટ્ર તથા બીજું હિંદુ રાષ્ટ્ર. આ બે રાષ્ટ્રો કેવી રીતે જીવે તેની શરતો અંગે જ તેમનામાં મતભેદ છે. શ્રી ઝિન્નાહ કહે છે કે હિંદના પાકિસ્તાન અને હિંદુસ્તાન એવા બે ભાગલા કરવા જોઈએ. મુસ્લિમ રાષ્ટ્ર પાકિસ્તાનનો કબજો લે અને હિંદુ રાષ્ટ્ર હિંદુસ્તાનનો કબજો લે. બીજી બાજુ, શ્રી સાવરકર એવો આગ્રહ રાખે છે કે હિંદુસ્તાનમાં બે રાષ્ટ્રો હોવા છતાંય હિંદનું બે ભાગમાં - એક મુસ્લિમો માટે અને બીજો હિંદુઓ માટે - વિભાજન નહિ થાય, બે રાષ્ટ્રો એક જ દેશમાં વસશે અને એક જ બંધારણની છત્રછાયા નીચે જીવશે, તે બંધારણ એવું હશે કે જેમાં હિંદુ રાષ્ટ્રને તેને ઘટતું પ્રાપ્ત કરવા સમર્થ બનાવશે અને મુસ્લિમ રાષ્ટ્રને હિંદુ રાષ્ટ્ર સાથેના અધીન સહકારની સ્થિતિમાં જીવવા ફરજ પાડશે. બે રાષ્ટ્રો વચ્ચેના આ રાજકીય સત્તા સંઘર્ષમાં શ્રી સાવરકર જે યોજનાનો નિયમ નક્કી કરે છે તે છે એક વ્યક્તિ, એકમતનો પછી તે વ્યક્તિ હિંદુ હોય કે મુસ્લિમ. આ યોજનામાં હિંદુઓને જે લાભ ન મળે તે મુસ્લિમને પણ ન મળે. વિશેષાધિકાર માટે લઘુમતીમાં હોવું તે વાજબી કારણ નથી અને શિક્ષા માટે બહુમતી તે વાજબી કારણ નથી. મુસ્લિમ

ધર્મ તથા મુસ્લિમ સંસ્કૃતિના સ્વરૂપે રાજ્ય મુસ્લિમોને રાજકીય સત્તાના કોઈ નિશ્ચિત પ્રમાણની ખાતરી આપશે, પરંતુ રાજ્ય ધારાસભામાં કે વહીવટમાં ચોક્કસ બેઠકોની ખાતરી નહિ આપે અને મુસ્લિમો જો આવી ખાતરીનો આગ્રહ રાખશે[1] તો તે ખાતરી આપેલો હિસ્સો કુલ વસ્તીમાં તેમના પ્રમાણ કરતાં નહિ વધે. આમ, તેનું મહત્ત્વ પડાવીને શ્રી સાવરકર મુસ્લિમ રાષ્ટ્રે અત્યારસુધી પ્રાપ્ત કરેલા બધા રાજકીય અધિકારો પણ છીનવી લે.

શ્રી સાવરકરના પાકિસ્તાન અંગેના આ વિકલ્પમાં નિખાલસતા, હિંમત અને નિશ્ચિતતા છે અને તે જ તેને કોંગ્રેસે પ્રગટ કરેલા લઘુમતીના અધિકારો અંગેની જાહેરાતોની અનિયમિતતા, અસ્પષ્ટતા તથા અચોક્કસતાથી અલગ તારવે છે. શ્રી સાવરકરની યોજનામાં ઓછામાં ઓછું મુસ્લિમોને 'બસ આટલું જ, વધુ નહિ' કહેવાની પાત્રતા તો છે. હિંદુ મહાસભા સાથેના સંબંધમાં તેમનું સ્થાન ક્યાં છે તે મુસ્લિમો જાણે છે. ઊલટું, કોંગ્રેસ સાથેના સંબંધમાં મુસ્લિમો ક્યાંયના રહેતા નથી કારણ કે મુસ્લિમો સાથે, લઘુમતીના પ્રશ્ન સાથે કોંગ્રેસ કપટની નહિ તો મુત્સદ્દીગીરીની રમત જેવો વ્યવહાર કરે છે.

સાથેસાથે તે પણ કહેવું જોઈએ કે શ્રી સાવરકરનું વલણ વિચિત્ર નહિ તો અતાર્કિક તો છે જ. શ્રી સાવરકર કબૂલે છે કે મુસ્લિમો અલગ રાષ્ટ્ર છે. તેમને સાંસ્કૃતિક સ્વાયત્તતાનો અધિકાર છે તેમ પણ તેઓ સ્વીકારે છે. તેઓ તેમને રાષ્ટ્રધ્વજ રાખવાની છૂટ આપે છે અને છતાંય તે મુસ્લિમ રાષ્ટ્રની અલગ રાષ્ટ્રીય વતનની માગણીનો વિરોધ કરે છે. જો તે હિંદુ રાષ્ટ્ર માટે રાષ્ટ્રીય વતનનો દાવો કરતા હોય તો તે મુસ્લિમ રાષ્ટ્રના રાષ્ટ્રીય વતનનો દાવો કેમ કરી નકારી શકે?

માત્ર વિસંગતતા તે જ માત્ર શ્રી સાવરકરનો દોષ હોત તો ઝાઝી ચિંતા કરવા જેવી નહોતી પણ પોતાની યોજનાની હિમાયત કરીને શ્રી સાવરકર હિંદની સલામતી અને સુરક્ષા માટે સાચે જ અતિ ભયંકર પરિસ્થિતિ ઊભી કરે છે. બે રાષ્ટ્રો એક જ દેશના નાગરિકો હોય અને એક જ બંધારણ તેમને લાગુ પડતું હોય ત્યારે મુખ્ય રાષ્ટ્રના ગૌણ રાષ્ટ્ર સાથેના વ્યવહારના બે જ માર્ગો ઈતિહાસમાં

૧ તે ખ્યાલમાં રાખવું જોઈએ કે શ્રી સાવરકર મુસ્લિમો માટેના અલગ મતદાર મંડળોના વિરોધી નથી. જ્યાં મુસ્લિમો બહુમતીમાં છે ત્યાં પણ તે અલગ મતદાર મંડળોના પક્ષમાં છે કે નહિ તે સ્પષ્ટ નથી.

નોંધાયેલા છે. એક માર્ગ છે ગૌણ રાષ્ટ્રની રાષ્ટ્રીયતા ખતમ કરવાનો અને તેને મુખ્ય રાષ્ટ્રમાં ભેળવીને આત્મસાત્ કરવાનો જેથી બે રાષ્ટ્રોનું એક રાષ્ટ્ર બની જાય. ગૌણ રાષ્ટ્રની ભાષા, ધર્મ અને સંસ્કૃતિના અધિકારો નકારીને અને તેના પર મુખ્ય રાષ્ટ્રનાં ભાષા, ધર્મ અને સંસ્કૃતિ લાદવાનો પ્રયત્ન કરીને આમ થાય. બીજો માર્ગ છે દેશનું વિભાજન કરવાનો અને ગૌણ રાષ્ટ્રને મુખ્ય રાષ્ટ્રથી સ્વતંત્ર તેવું અલગ, સ્વાયત્ત અને સાર્વભૌવ રાષ્ટ્ર બનવા દેવાનો. આ બંને માર્ગોનો પ્રયત્ન ઓસ્ટ્રિયા તથા તુર્કસ્તાનમાં થયો હતો. પ્રથમ માર્ગ નિષ્ફળ જતાં બીજો માર્ગ અપનાવાયો હતો.

શ્રી સાવરકર આ બેમાંથી એક પણ માર્ગ અપનાવતા નથી. તે મુસ્લિમ રાષ્ટ્રને ડામી દેવાનું સૂચવતા નથી. ઊલટું, રાષ્ટ્રના આત્માને ધારણ કરી રાખતાં મુખ્ય તત્ત્વો જેવાં કે તેના ધર્મ, ભાષા તથા સંસ્કૃતિને જાળવી રાખવાની છૂટ આપીને તેનું પાલનપોષણ કરે છે. સાથેસાથે તે દેશના ભાગલા પાડી બે સ્વતંત્ર, સ્વાયત્ત રાષ્ટ્રો, દરેક પોતપોતાના પ્રદેશમાં સાર્વભૌમ રાષ્ટ્રો બનવા દેવાનીય છૂટ આપતા નથી. તે તો એક જ દેશમાં હિંદુઓ તથા મુસ્લિમો બે અલગ રાષ્ટ્રો તરીકે જીવે તેમ ઈચ્છે છે અને તે પ્રત્યેક રાષ્ટ્ર તેનો પોતાનો ધર્મ, ભાષા તથા સંસ્કૃતિ જાળવી રાખે તેવુંય ઈચ્છે છે. મુખ્ય રાષ્ટ્ર દ્વારા ગૌણ રાષ્ટ્રના દમનના સિધ્ધાંતની ચતુરાઈ સમજી શકાય, તેની કદર પણ કરી શકાય કારણ કે તેનો અંતિમ હેતુ છે એક રાષ્ટ્રને અસ્તિત્વમાં લાવવાનો. પરંતુ હંમેશાં બે રાષ્ટ્રો તો હશે જ અને તે ક્યારેય અલગ નહિ પડે તેવા સિધ્ધાંતનો લાભ શો તે ગળે ઉતરતું નથી. બંને રાષ્ટ્રો પરસ્પરના આદર અને સુમેળ સહિત મૈત્રીભર્યા આદાનપ્રદાન દ્વારા સહભાગી તરીકે જીવવાનાં હોય તો જ માત્ર આ વલણને યોગ્ય ઠેરવી શકાય. પણ તેવું તો બનવાનું જ નથી. કારણ કે શ્રી સાવરકર મુસ્લિમ રાષ્ટ્રને હિંદુ રાષ્ટ્ર જેટલી સમાન સત્તા નહિ આપવા દે. હિંદુ રાષ્ટ્ર પ્રભાવશાળી રાષ્ટ્ર બને અને મુસ્લિમ રાષ્ટ્ર તેના તાબાનું રાષ્ટ્ર બને તેવું તે ઈચ્છે છે. હિંદુ રાષ્ટ્ર તથા મુસ્લિમ રાષ્ટ્ર વચ્ચે વૈમનસ્યનાં બીજ રોપીને તે બંનેને એક જ બંધારણ નીચે, એક જ દેશમાં જીવવું જોઈએ તેવો આગ્રહ શ્રી સાવરકર કેમ રાખે છે તે જ સમજાવવું મુશ્કેલ છે.

કોઈ નવો સિદ્ધાંત શોધવાનો યશ શ્રી સાવરકરને ન આપી શકાય. તેમનો સિદ્ધાંત સાચો સિદ્ધાંત છે તેવી તેમની માન્યતા જ સમજવી મુશ્કેલ છે. તેમણે સ્વરાજની પોતાની વિભાવનાના આદર્શ તથા રચના તરીકે પ્રાચીન ઓસ્ટ્રિયા તથા પ્રાચીન તુર્કસ્તાનનો સ્વીકાર કર્યો છે. ઓસ્ટ્રિયા તથા તુર્કસ્તાનમાં એક મુખ્ય રાષ્ટ્ર અન્ય ગૌણ રાષ્ટ્રોની સહઉપસ્થિતિમાં એક બંધારણ નીચે રહ્યું હતું અને મુખ્ય રાષ્ટ્ર ગૌણ રાષ્ટ્રો પર વર્ચસ્વ ભોગવતું હતું, તેવું તે જુએ છે અને દલીલ કરે છે કે જો ઓસ્ટ્રિયા તથા તુર્કસ્તાનમાં આ શક્ય હોય તો પછી હિંદુઓ માટે હિંદમાં તેમ કરવું શક્ય કેમ ન બને ?

પોતાના સિદ્ધાંતના આધાર તરીકે શ્રી સાવરકરે પ્રાચીન ઓસ્ટ્રિયા તથા પ્રાચીન તુર્કસ્તાનનો આદર્શ અપનાવ્યો તે જ અતિ વિચિત્ર છે. પ્રાચીન ઓસ્ટ્રિયા તથા પ્રાચીન તુર્કસ્તાનનું હવે અસ્તિત્વ જ રહ્યું નથી તેની જાણ શ્રી સાવરકરને હોય તેમ લાગતું નથી. વળી, પ્રાચીન ઓસ્ટ્રિયા તથા પ્રાચીન તુર્કસ્તાનના ફુરચેફુરચા ઉડાવી દેનાર પરિબળોનું તો તેમને સહેજપણ જ્ઞાન નથી. ભૂતકાળનો અભ્યાસ કરવાને બદલે - જેમાં તેમને વિશેષ અભિરુચિ છે. - જો શ્રી સાવરકર વર્તમાન પર વધુ ધ્યાન આપે તો તેમને સમજાશે કે શ્રી સાવરકર પોતાના હિંદુવિશ્વ પાસે જે બાબતોની યોજનાઓ જાળવી રાખવાનો આગ્રહ રાખે છે, એટલે કે એક બંધારણના છત્રછાયા નીચે બે રાષ્ટ્રો જીવે જેમાં મુખ્ય રાષ્ટ્ર ગૌણ રાષ્ટ્રને પોતાના તાબામાં રાખી શકે તેવું સ્વરાજ સ્થાપવું તેવો તે જે આગ્રહ રાખે છે તેવા આગ્રહને કારણે જ પ્રાચીન ઓસ્ટ્રિયા તથા પ્રાચીન તુર્કસ્તાન નાશ પામ્યાં હતાં.

ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા અને તુર્કસ્તાનના સર્વનાશનો ઈતિહાસ હિંદ માટે અતિ મહત્ત્વનો છે અને હિંદુ મહાસભાના સભ્યો તેને સુપેરે વાંચશે. હું અહીં તેને વિશે કંઈ નહિ કહું કારણ કે અન્ય પ્રકરણમાં તેમના અત્યંત નિર્ણાયક ઈતિહાસમાંથી મળતા બોધ પ્રત્યે મેં ધ્યાન ખેંચ્યું છે. માત્ર એટલું જ કહેવું પૂરતું છે કે શ્રી સાવરકરે ઘડેલી સ્વરાજની યોજનાથી મુસ્લિમો પર હકૂમત ભોગવીને હિંદુઓ રાજવી જાતિ હોવાના તેમના ગૌરવ અને દર્પને સંતોષી શકશે. પણ તે હિંદુઓને સ્થિર અને શાંતિમય ભવિષ્યની ખાતરી નહિ આપી શકે અને

તેનું સીધુંસાદું કારણ એ છે કે આવા ભયંકર વિકલ્પની સ્વૈચ્છિક શરણાગતિ મુસ્લિમો ક્યારેય નહિ સ્વીકારે.

૩

પોતાની યોજના પરત્વે મુસ્લિમોના શા પ્રત્યાઘાત પડશે તેની તો શ્રી સાવરકરને સહેજપણ ચિંતા નથી. તે પોતાની યોજના ઘડીને, તેની આગળ 'આ સ્વીકારો કે પડતી મૂકો' તેવો પત્ર બીડી મુસ્લિમોનાં મોં પર તે ફેંકે છે. સ્વરાજના સંઘર્ષમાં જોડાવાનો મુસ્લિમો ઈન્કાર કરે તો તેથી તે સહેજ પણ વ્યથિત નથી. હિંદુઓની તથા હિંદુ મહાસભાની શક્તિથી તે પૂરેપૂરા સભાન છે અને હિંદુઓ એકલા કોઈની પણ સહાય વિના અંગ્રેજો પાસેથી સ્વરાજ છીનવી લેવા સમર્થ બનશે તેવી અંતઃકરણપૂર્વકની આશાએ સંઘર્ષ ચલાવી રહ્યા છે. શ્રી સાવરકર મુસ્લિમોને તે કહેવા પણ તૈયાર છે :

'જો તમે આવો તો તમારી સાથે, જો ન આવો તો તમારા વિના અને જો તમે વિરોધ કરો તો તમારા વિરોધ છતાંય હિંદુઓ પોતાના રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટે પૂરા બળથી લડવાનું ચાલુ જ રાખશે.'

શ્રી ગાંધી એવા નથી. હિંદના રાજકીય નેતા તરીકેની પોતાની કારકિર્દીના પ્રારંભે જ, છ મહિનામાં સ્વરાજ લાવી આપવાનું વચન આપી હિંદના લોકોને શ્રી ગાંધીએ જ્યારે આશ્ચર્યચકિત કરી દીધા ત્યારે જ શ્રી ગાંધીએ તેમને એમ કહ્યું હતું કે જો તેમની કેટલીક શરતો પૂરી પડાય તો જ તે તેવો ચમત્કાર સર્જી શકશે. આ શરતોમાં એક હતી હિંદુ-મુસ્લિમ એકતા સિદ્ધ કરવાની વાત. હિંદુ-મુસ્લિમ એકતા વિના સ્વરાજ નહીં મળે તેવું કહેતાં શ્રી ગાંધી ક્યારેય થાક્યા નથી. શ્રી ગાંધીએ આ સૂત્રને હિંદના રાજકારણનું ચલણ માત્ર ન બનાવ્યું પણ એકતા સિદ્ધ કરવા તેમણે અવિરત પુરુષાર્થ પણ કર્યો. એમ કહી શકાય કે શ્રી ગાંધીએ ૨, માર્ચ, ૧૯૧૯ના રોજ રોલેટ કાયદા સામે સત્યાગ્રહ પ્રારંભ કરવાનો તેમનો હેતુ વ્યક્ત કરતી ઘોષણા કરી અને તેમની સાથે જોડાવા ઈચ્છતા સહુને સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવાનું જણાવી હિંદના રાજકીય નેતા તરીકેની કારકિર્દીનો પ્રારંભ કર્યો. સત્યાગ્રહની ઝુંબેશ અલ્પજીવી નીવડી તથા ઈ.સ. ૧૯૧૯ના એપ્રિલની ૧૮મી એ તેને મુલતવી રાખવામાં આવી. તેમના

કાર્યક્રમના એક અંગ તરીકે સમગ્ર હિંદમાં રોલેટ કાયદાનો વિરોધ દિન પાળવા માટે તેમણે ૧૯૧૯ની ૬ઠ્ઠી માર્ચનો દિવસ નક્કી કર્યો.[1] તે દિવસે જાહેર સભાઓ ભરાવાની હતી અને શ્રી ગાંધીએ સૂચના આપી હતી કે સભામાં હાજર રહેતા લોકોએ નીચેની પ્રતિજ્ઞા લેવી :

ઈશ્વરની સાક્ષીએ અમે, હિંદુઓ તથા મુસ્લિમો જાહેર કરીએ છીએ કે અમે એક બીજા પ્રત્યે એક જ માતા-પિતાનાં સંતાનો જેવું વર્તન કરીશું અને અમારામાં કોઈ ભેદભાવો નહિ હોય. એકનાં દુ:ખો તે બીજાનાં પણ દુ:ખો હશે અને દરેક જણ તે દૂર કરવા એક-બીજાને સહાય કરશે. અમે એકબીજાના ધર્મ તથા ધાર્મિક લાગણીઓનો આદર કરીશું અને અમારા પોતપોતાના ધાર્મિક વ્યવહારની આડે નહિ આવીએ અને હંમેશાં ધર્મને નામે એક બીજા સામે હિંસા આચરવામાંથી દૂર રહીશું.

રોલેટ કાયદા સામેની સત્યાગ્રહ ઝુંબેશમાં એવું કશું જ નહોતું કે જે હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે કોઈ પણ પ્રકારનો સંઘર્ષ ઊભો કરે. અને છતાંય શ્રી ગાંધીએ તેમના અનુયાયીઓને પાસે આ પ્રતિજ્ઞા લેવા જણાવ્યું. તે જ દર્શાવે છે કે હિંદુ-મુસ્લિમ એકતા અંગે તે પ્રારંભથી જ કેટલા આગ્રહી હતા.

ઈ.સ. ૧૯૧૯માં મુસ્લિમોએ ખિલાફત ચળવળ શરૂ કરી. આ ચળવળનો હેતુ બેવડો હતો. એક તો ખિલાફતને જાળવવાનો અને બીજો તુર્કી સામ્રાજ્યની અખંડિતતા જાળવવાનો. બન્ને હેતુઓ અસમર્થનીય હતા. ખિલાફત બચાવી શકાય તેમ ન હતી કારણ કે જેમના હિતમાં આ ચળવળ ચલાવાઈ હતી તે તુર્કો જ સુલતાનને ઈચ્છતા નહોતા. તે પ્રજાસત્તાક રાજ્ય માગતા હતા અને જ્યારે તેઓ રાજાશાહીમાંથી પ્રજાસત્તાક રાજ્યમાં તેને પલટાવવા માગતા હોય ત્યારે તુર્કસ્તાનમાં રાજાશાહી રાખવાની તુર્કોને ફરજ પાડવી તે સાવ ગેરવાજબી હતું. તુર્કી સામ્રાજ્યની અખંડિતતાનો આગ્રહ પણ રાખી શકાય તેમ નહોતો કારણ કે તેનો અર્થ એક જ અને ભિન્નભિન્ન રાષ્ટ્રીયતાઓની તુર્કી શાસન નીચે ગુલામી, ખાસ કરીને આરબોની શાશ્વત ગુલામી અને તે પણ જ્યારે સહુ શાંતિ

૧ જુઓ ૨૩, માર્ચ, ૧૯૧૯ની તેમની ઘોષણા.

સમજૂતીના આધાર તરીકે આત્મનિર્ણયના અધિકારને સ્વીકારવા તૈયાર થયા હોય ત્યારે.

આ ચળવળ મુસ્લિમોએ આરંભી હતી. શ્રી ગાંધીએ મુસ્લિમોને ખુદને આશ્ચર્ય પમાડે તેવી મક્કમતાથી તથા શ્રદ્ધાથી તે ઉપાડી લીધી. અનેક લોકો એવા હતા જેમને ખિલાફત ચળવળના નૈતિક આધાર અંગે શંકા હતી અને જે ચળવળનો નૈતિક આધાર આટલો વિવાદાસ્પદ હતો તે ચળવળમાં કોઈ પણ જાતનો ભાગ લેતા શ્રી ગાંધીને અટકાવવા તેમણે પ્રયત્ન કર્યો. શ્રી ગાંધીને પોતાને ખિલાફત ચળવળના ન્યાયીપણા અંગે એવી તો સંપૂર્ણ શ્રદ્ધા હતી કે તેમણે તેમની સલાહ સ્વીકારવાનો ઈનકાર કર્યો. વારંવાર તેમણે દલીલ કરી હતી કે તેમનો હેતુ ન્યાયી હતો અને તેમાં જોડાવું તે તેમનું કર્તવ્ય હતું. તે જે પક્ષે ઊભા રહ્યા તે તેમના પોતાના શબ્દોમાં જણાવી શકાય. :[1]

(૧) મારે મતે તુર્કસ્તાનનો દાવો માત્ર નીતિપૂર્ણ અને ન્યાયી છે એટલું જ નહિ પણ અતિ વાજબી પણ છે. એટલા માટે કે તુર્કસ્તાન તેનું પોતાનું જે છે તે જાળવી રાખવા માગે છે અને મુસ્લિમ જાહેરનામાએ ચોક્કસપણે જાહેર કર્યું છે કે બિન-મુસ્લિમ અને બિન-તુર્કી જાતિઓ માટે જે કોઈ પણ ખાતરીનાં પગલાં આવશ્યક હોય તે લેવાવાં જોઈએ કે જેથી તુર્કસ્તાનના વર્ચસ્વ નીચે ખ્રિસ્તીઓને તેમની અને આરબોને તેમની સ્વતંત્ર સરકારો મળે;

(૨) હું તુર્કને અશક્તિમાન, અસમર્થ અને ક્રૂર નથી માનતો, ચોક્કસ તે અવ્યવસ્થિત છે અને કદાચ સારા સેનાપતિના નેતૃત્વ વિનાનો. જેમના હાથમાંથી સત્તા ખૂંચવવાનો પ્રયત્ન થાય છે તેમના સંદર્ભમાં ઉચ્ચારાયેલી અશક્તિ, અસામર્થ્ય અને ક્રૂરતાની દલીલ વારંવાર સાંભળવા મળે છે. કહેવાતી કત્લેઆમ અંગે યોગ્ય ન્યાયપંચ માગવામાં આવ્યું છે પણ તે હજુ સુધી અપાયું નથી. અને ગમે તેમ પણ દમન સામે સલામતીના પગલાં લઈ શકાય;

(૩) મેં અગાઉ જાહેર કર્યું જ છે કે મને હિંદના મુસ્લિમોમાં જો રસ ન હોત તો મેં ઓસ્ટ્રિયાવાસીઓના કે પોલેન્ડવાસીઓના કલ્યાણમાં જેટલો રસ ન

૧ યંગ ઈન્ડિયા, ૨જી જૂન, ૧૯૨૦.

લીધો હોત તેટલો જ રસ તુર્કોના કલ્યાણમાં પણ મેં ન લીધો હોત. પણ હિંદી તરીકે મારા હિંદી બાંધવોની યાતનાઓ તથા કસોટીઓમાં ભાગ લેવાનું મારું કર્તવ્ય છે. જો હું મુસ્લિમને મારો ભાઈ માનતો હોઉં તો તેને તેના આ સંકટ સમયમાં, જો તેનો હેતુ મને ન્યાય્ય લાગતો હોય તો, પૂરી શક્તિથી તેને સહાય કરવાની મારી ફરજ છે;

(૪) હિંદુઓએ મુસ્લિમોને કેટલી હદ સુધી સાથ આપવો જોઈએ તેની સાથે ચોથા મુદ્દાને સંબંધ છે. એટલે જ તે લાગણી તથા અભિપ્રાયનો પ્રશ્ન છે. મારા મુસ્લિમ ભાઈ માટે, તેના ન્યાય્ય કારણસર વધુમાં વધુ સહેવું શાણપણભર્યું છે. આથી, જ્યાંસુધી તેણે ઉપયોગમાં લીધેલાં સાધનો તેના સાધ્ય જેટલાં જ પ્રતિષ્ઠિત હશે ત્યાં સુધી મારે તેની સાથે આખે રસ્તે પ્રવાસ કરવો જોઈએ. હું મુસ્લિમ લાગણીને નિયંત્રિત ન કરી શકું. જિંદગીને જોખમે પણ પોતાની ધ્યેય સિધ્ધ કરવાની તેમને ફરજ પાડે છે તે અર્થમાં ખિલાફત તેમને મન એક ધાર્મિક પ્રશ્ન છે તેવા તેમના નિવેદનને મારે સ્વીકારી લેવું જોઈએ.

ખિલાફતના હેતુમાંથી શ્રી ગાંધી મુસ્લિમો સાથે માત્ર સંમત જ થયા એટલું નહિ પણ તે તેમના માર્ગદર્શક તથા મિત્ર પણ બન્યા. મોટા ભાગના લોકો એમ માનવા લાગ્યા કે કોંગ્રેસે જ આ અસહકારનું આંદોલન શરૂ કર્યું છે અને તે સ્વરાજ્ય મેળવવાના હેતુસર શરૂ કરાયું છે. ખિલાફત ચળવળમાં શ્રી ગાંધીએ જે ભાગ ભજવ્યો તે તથા ખિલાફત ચળવળ અને અસહકારના આંદોલન વચ્ચેના સંબંધો અસ્પષ્ટ બની ગયા. આવો મત પ્રવર્તે તે સમજી શકાય તેવું છે કારણ કે મોટા ભાગના લોકોએ અસહકારના આંદોલન તથા ઈ.સ. ૧૯૨૦ના સપ્ટેમ્બરની ૭મી તથા ૮મીએ કલકત્તા ખાતે ભરાયેલા કોંગ્રેસના ખાસ અધિવેશન વચ્ચેનો સંબંધ જોઈ આમ માની લીધું. પણ ૧૯૨૦ના સપ્ટેમ્બરની પાછળ જવાની અને ત્યારની પરિસ્થિતિને સમજવાની જે કોઈ દરકાર કરશે તેને સમજાશે કે આ મત સાચો નહોતો. સત્ય તો એ હતું કે અસહકારના મૂળ ખિલાફત ચળવળમાં હતાં અને નહિ કે કોંગ્રેસના સ્વરાજ આંદોલનમાં. તુર્કસ્તાનને સહાય કરવા ખિલાફતવાદીઓએ અસહકારનું આંદોલન શરૂ કર્યું હતું અને તેમને સહાય કરવા માટે જ કોંગ્રેસે તે અપનાવ્યું હતું. સ્વરાજ્ય તેનું મુખ્ય ધ્યેય નહોતું. તેનું

મુખ્ય ધ્યેય તો હતું ખિલાફત અને હિંદુઓને તેમાં જોડાવાના પ્રલોભનરૂપે ગૌણ ધ્યેય તરીકે સ્વરાજ તેમાં ઉમેરાયું હતું તે નીચેની હકીકતો પરથી સ્પષ્ટ થશે.

એમ કહી શકાય કે ખિલાફતની ચળવળ ઈ.સ. ૧૯૧૯ના ઓક્ટોબરની ૨૭મીએ પ્રારંભાઈ હતી. તે દિવસ સમગ્ર હિંદમાં ખિલાફત દિન તરીકે પળાયો હતો. ઈ.સ. ૧૯૧૯ના નેવમ્બરની ૨૩મીએ દિલ્હીમાં પ્રથમ ખિલાફત અધિવેશન ભરાયું. ખિલાફતને થયેલો અન્યાય દૂર કરવા અંગ્રેજોને ફરજ પાડવાના સાધન તરીકે અસહકારની શક્યતા આ બેઠકમાં જ મુસ્લિમોએ વિચારી. ઈ.સ. ૧૯૨૦ના માર્ચની ૧૦મીએ કલકત્તામાં ખિલાફત અધિવેશન ભરાયું અને તેમની ચળવળનો હેતુ સિધ્ધ કરવા શ્રેષ્ઠ શસ્ત્ર તરીકે અસહકારનો નિર્ણય કર્યો.

ઈ.સ. ૧૯૨૦ની નવમી જૂને અલ્હાબાદમાં ખિલાફત અધિવેશન ભરાયું અને અસહકારનો આશ્રય લેવાના તેમના નિર્ણયને સર્વસંમતિથી ફરીવાર દઢ કરાયો અને તેનો વિગતવાર કાર્યક્રમ ઘડવા અને તે અમલમાં મૂકવા કારોબારી સમિતિની નિયુક્તિ કરી. ઈ.સ. ૧૯૨૦ની ૨૨મી જૂને મુસ્લિમોએ વાઈસરોયને સંદેશો મોકલાવ્યો કે ઈ.સ. ૧૯૨૦ની ૧લી ઓગસ્ટ સુધીમાં તુર્કોની ફરિયાદોનું નિવારણ નહિ થાય તો તે અસહકારનું આંદોલન શરૂ કરશે. ઈ.સ. ૧૯૨૦ની ૩૦મી જૂને અલ્હાબાદમાં મળેલી ખિલાફત સમિતિએ અસહકાર શરૂ કરવાનો ઠરાવ કર્યો. ઈ.સ. ૧૯૨૦ની ૧લી જુલાઈએ નોટિસ અપાઈ અને ઈ.સ. ૧૯૨૦ની ૧લી ઓગસ્ટે અસહકારનો પ્રારંભ થયો. આ આછી ઝાંખી દર્શાવે છે કે અસહકાર આંદોલનનો પ્રારંભ ખિલાફત સમિતિએ કર્યો હતો અને કલકત્તામાં ભરાયેલા કોંગ્રેસના ખાસ અધિવેશને ખિલાફત અધિવેશને જે કાંઈ કર્યું હતું તે જ અપનાવ્યું અને તે પણ સ્વરાજના હેતુ માટે નહિ પણ ખિલાફતનો હેતુ આગળ વધારવામાં મુસ્લિમોને સહાય કરવા. કલકત્તામાં મળેલા ખાસ અધિવેશનમાં કોંગ્રેસે પસાર કરેલા પ્રસ્તાવ[૧] પર નજર નાખતાં આ સ્પષ્ટ થશે.

૧ "ખિલાફતના પ્રશ્ન અંગે હિંદી તેમજ શાહી સરકારો બંને હિંદના મુસ્લિમો પ્રત્યે તેમનું કર્તવ્ય બજાવવામાં નિષ્ફળ ગઈ અને વડાપ્રધાને પણ ઈરાદાપૂવક તેમને આપેલું વચન તોડયું તે હકીકત જોતાં અને પ્રત્યેક બિન-મુસ્લિમ હિંદીનું, પ્રત્યેક કાયદેસર માર્ગે, તેના મુસ્લિમ ભાઈને તેના પર આવી પડેલી ધાર્મિક આપત્તિ દૂર કરવાના તેના પ્રયત્નમાં સહાય કરવાનું કર્તવ્ય છે. તે જોતાં.

"અને ૧૯૧૯ના એપ્રિલની ઘટનાઓમાં આ બંને સરકારોએ પંજાબના નિર્દોષ લોકોનું રક્ષણ કરવામાં અને તેમના પ્રત્યે સૈનિકને ન છાજે તેવું જંગલી વર્તન કરનારા અધિકારીઓને દંડવામાં ઉપેક્ષા સેવી છે

જો કે, અસહકારની ચળવળનો પ્રારંભ ખિલાફત સમિતિએ કર્યો હતો અને ખિલાફતના હેતુને મુખ્યત્વે સહાય કરવા કોંગ્રેસે તો માત્ર તેને અપનાવી હતી, છતાં ખિલાફત સમિતિને તેનું સૂચન કરનાર, તે સમિતિ સાથે પોતાની અભિન્નતા દર્શાવનાર, તેને અમલમાં મૂકવાની જવાબદારી લેનાર અને કોંગ્રેસ દ્વારા તેનો સ્વીકાર કરાવનાર વ્યક્તિ હતી શ્રી ગાંધી.

ઈ.સ. ૧૯૩૯ની ૨૩મી નવેમ્બરે દિલ્હીમાં મળેલા પ્રથમ ખિલાફત અધિવેશનમાં શ્રી ગાંધી હાજર હતા. શ્રી ગાંધી હાજર હતા એટલું જ નહિ પણ તેમણે જ મુસ્લિમોને ખિલાફત અંગેની તેમની માગણીઓ અંગ્રેજો પાસે સ્વીકારાવવા દબાણ લાવવા માટેની રીત તરીકે અસહકારનું સૂચન કર્યું હતું. ખિલાફત ચળવળમાં શ્રી ગાંધીનું જોડાવું પૂરેપૂરું મહત્ત્વનું છે. ખિલાફતના હેતુ માટે હિંદુઓનું સમર્થન પ્રાપ્ત કરવા મુસ્લિમો ઉત્સુક હતા. ઈ.સ. ૧૯૧૯ની ૨૩મી નવેમ્બરે ભરાયેલા અધિવેશનમાં મુસ્લિમોએ હિંદુઓને નિમંત્ર્યા હતા. વળી, ઈ.સ. ૧૯૨૦ના જૂનની ત્રીજીએ અલ્હાબાદમાં હિંદુઓ તથા ખિલાફતવાદી મુસ્લિમોની સંયુક્ત સમિતિ મળી હતી. આ સમિતિમાં સપ્રુ, મોતીલાલ નહેરુ તથા એનીબેસન્ટ જેવી અન્ય વ્યક્તિઓ પણ ઉપસ્થિત હતી. પણ હિંદુઓ મુસ્લિમો સાથે જોડાતાં ખચકાતા હતા. શ્રી ગાંધી એકમાત્ર હિંદુ હતા જે મુસ્લિમો

---

અથવા તો તેમાં તે બંને નિષ્ફળ ગઈ છે અને જે મોટા ભાગના અધિકૃત ગુનાઓ માટે તથા તેના વહીવટ નીચેના લોકોની યાતનાઓ પ્રત્યેની ઉદાસીનતા માટે જવાબદાર સાબિત થયો છે તે સર માઈકલ ઓ ડાયરને તેમણે નિર્દોષ ઠેરવ્યો છે અને ઉમરાવ સભામાંની ચર્ચાએ હિંદના લોકો પ્રત્યે તથા પંજાબમાં આચરેલા વ્યવસ્થિત આતંકવાદ અને ધાકધમકી પ્રત્યે કરુણાજનક સહાનુભૂતિ દર્શાવવામાં અભાવ દાખવ્યો છે અને વાઈસરોયની છેલ્લી જાહેરાત પણ ખિલાફત અને પંજાબની બાબતો અંગે પશ્ચાત્તાપના સંપૂર્ણ અભાવની પ્રતીતિ કરાવે છે તે જોતાં."

"આ કોંગ્રેસ એવા અભિપ્રાય પર આવી છે કે ઉપર ઉલ્લેખાયેલા બંને અપકૃત્યોના ઉપાય વિના હિંદને સંતોષ નહિ થાય અને રાષ્ટ્રીય ગૌરવને સમર્થન આપવા તથા ભવિષ્યમાં આવી જ ઘટનાઓનું પુનરાવર્તન થતું અટકાવવા સ્વરાજની સ્થાપના તે જ એકમાત્ર અસરકારક માર્ગ છે.'"

"વળી, આ કોંગ્રેસ વધુમાં એવો અભિપ્રાય ધરાવે છે કે આ અપકૃત્યોના ઈલાજ ન થાય અને સ્વરાજની સ્થાપના ન થાય ત્યાંસુધી હિંદના લોકો માટે મહાત્મા ગાંધીએ ચીંધેલી પ્રગતિશીલ અહિંસાત્મક અસહકારની નીતિને સંમતિ આપી અપનાવ્યા સિવાય અન્ય કોઈ માર્ગ ખુલ્લો નથી.'"

શ્રીમતી એનિબેસન્ટ કહે છે : "તે યાદ રાખવું ઘટે કે ૧૯૨૦ના માર્ચમાં શ્રી ગાંધીએ ખિલાફત તથા અન્ય પ્રશ્નોના બચાવમાં અસહકારને જોડવાની મના કરી હતી. પણ પછી જણાયું કે માત્ર ખિલાફત હિંદુઓને આકર્ષવા પૂરતી નહોતી." તેથી ૩૦મી તથા ૩૧મી મેએ બનારસમાં મળેલી અખિલ હિંદ કોંગ્રેસ સમિતિની સભામાં ઉત્તેજનક કારણોમાં પંજાબના જુલમ અને રિફોર્મ્સ એક્ટની ઊણપોને ઉમેરવામાં આવી.
- ધ ફ્યુચર ઓફ ઈન્ડિયન પોલિટિક્સ, પૃ. ૨૫૦.

સાથે જોડાયા હતા. તેમણે તેમની સાથે જોડાવાની હિંમત દાખવી એટલું જ નહિ તે તેમની સાથે રહ્યા, અરે તેમણે તેમને નેતૃત્વ આપ્યું. ઈ.સ. ૧૯૨૦ની ૯મી જૂને જ્યારે અલ્હાબાદમાં ખિલાફત અધિવેશન ભરાયું અને અસહકારનો વિગતવાર કાર્યક્રમ ઘડવા તથા તેને અમલમાં મૂકવા કારોબારી સમિતિ રચાઈ ત્યારે તે કારોબારીના હિંદુ સભ્યમાં શ્રી ગાંધી એકલા જ હતા. ઈ.સ. ૧૯૨૦ની ઓગસ્ટની પહેલી પહેલાં તુર્કોની ફરિયાદોનું નિવારણ નહિ થાય તો એ અસહકારનું આંદોલન શરૂ કરશે. તે જ દિવસે શ્રી ગાંધી એ પણ વાઈસરોયને પત્ર લખ્યો અને તેમાં ખિલાફતના હેતુનું ન્યાયીપણું, તેમણે તે હેતુ શા માટે ઉપાડયો તે અને ખિલાફતવાદીઓને સંતોષવાની અનિવાર્યતાની વિગતો સ્પષ્ટ કરી, ઉદાહરણ તરીકે પહેલી ઓગસ્ટે અસહકારનો પ્રારંભ થશે તેવી જે નોટિસ વાઈસરોયને ઈ.સ. ૧૯૨૦ની ૧લી જુલાઈએ આપવામાં આવી હતી. તે શ્રી ગાંધીએ આપી હતી, ખિલાફતવાદીઓએ નહિ. વળી, ઈ.સ. ૧૯૨૦ની ૩૧મી ઓગસ્ટે ખિલાફત વાદીઓએ જ્યારે અસહકારનો પ્રારંભ કર્યો ત્યારે પોતાનો ચંદ્રક પાછો આપીને તેને નક્કર આકાર આપનાર શ્રી ગાંધી હતા. અસહકારની ચળવળનો પ્રારંભ થયા પછી ખિલાફત સમિતિના સક્રિય સભ્ય તરીકે શ્રી ગાંધીએ પોતાની શક્તિનો હવે પછી ઉપયોગ કોંગ્રેસને અસહકાર આંદોલન અપનાવવા સમજાવવાના હેતુ માટે અને ખિલાફત ચળવળને બળવાન બનાવવા માટે કર્યો. આ હેતુને ખ્યાલમાં રાખીને ખિલાફત ચળવળના પ્રાણેતા અલી બંધુઓ સાથે શ્રી ગાંધીએ ઈ.સ. ૧૯૨૦ની પહેલી ઓગસ્ટથી પહેલી સપ્ટેમ્બર વચ્ચે દેશનો પ્રવાસ કર્યો તથા લોકોને અસહકારની અનિવાર્યતા ભારપૂર્વક સમજાવી. શ્રી ગાંધી તથા અલી બંધુઓનો વિસંવાદી સૂર લોકો પારખી ગયા. 'મોડર્ન રિવ્યૂ' નિર્દેશે છે તેમ, 'તેમનાં પ્રવચનોનો અર્થ જોતાં તે સમજવું મુશ્કેલ નથી કે એકના અંતરમાં દૂર તુર્કસ્તાનમાં ખિલાફતની કરુણ વેદના કેન્દ્રસ્થાને છે. જ્યારે બીજાના અંતરમાં અહીં હિંદમાં સ્વરાજ્ય પ્રાપ્તિનો હેતું જ લક્ષ્ય સ્થાને છે.' આ હેતુઓનું દ્વિભાજન[1] અંતિમ હેતુની સફળતા માટે શુભ શુકનરૂપ સાબિત ન થયું. છતાંય, શ્રી ગાંધી ખિલાફતના હેતુ માટે પોતાની સાથે કોંગ્રેસને લેવામાં સફળ થયા.[2]

૧ શ્રી ગાંધીએ 'મોડર્ન રિવ્યૂ'ના સૂચનનો ઈન્કાર કર્યો હતો અને તેને 'કારી ઘા' તરીકે ઓળખાવ્યો હતો.

લાંબા સમય સુધી હિંદુઓ મુસ્લિમોને પોતાને પક્ષે લાવવા તેમની સાથે મનામણાં કરતા રહ્યા. કોંગ્રેસ તેની અને મુસ્લિમ લીગ વચ્ચેની ઊંડી ખાઈ પૂરવા અતિ ઉત્સુક હતી. ઈ.સ. ૧૯૧૬માં આ સિધ્ધ કરવા માટે જે રીતિ નીતિઓ અપનાવાઈ અને પરિણામે કોંગ્રેસ તથા લીગ વચ્ચે જે લખનૌ કરાર થયા તે બધું સ્વામી શ્રધ્ધાનંદે તે વર્ષે લખનૌમાં ભરાયેલા કોંગ્રેસ અધિવેશનના તેમનાં સંસ્મરણોમાં વિગતવાર નિરૂપ્યું છે. સ્વામી કહે છે :[1]

'તે મંચ પર બેસતા જ (લખનૌ કોંગ્રેસના મંચ) સૌ પ્રથમ તો મેં તે જોયું કે ઈ.સ. ૧૮૯૩માં લાહોરમાં હતી તેના પ્રમાણમાં મુસ્લિમ પ્રતિનિધિઓની સંખ્યા ચારગણી હતી.' મોટાભાગના મુસ્લિમ પ્રતિનિધિઓએ તેમના પહેરવાના સામાન્ય જાડા કાપડના પોષાક પર ભરત ભરેલા સોનેરી, રૂપેરી અને રેશમી, 'ચોગાં' પહેર્યાં હતાં. એવી અફવા છે કે આવાં 'ચોગાં' હિંદુ ધનિકો કોંગ્રેસની સભા માટે પહેરતા. ૪૩૩ મુસ્લિમ પ્રતિનિધિઓમાંથી ૩૦ જેટલા જ બહારથી આવ્યા હતા, બાકીના લખનૌ શહેરના હતા અને આમાંના મોટા ભાગના માટે તો બેઠકોના પ્રતિનિધિત્વ, નિવાસ તથા ભોજનની નિ:શુલ્ક વ્યવસ્થા કરી પ્રવેશ અપાયો હતો. સર સૈયદ અહમદની કોંગ્રેસ વિરોધી લીગે મુસ્લિમોને કોંગ્રેસમાં પ્રતિનિધિઓ તરીકે જોડાતા અટકાવવા જાહેર સભામાં પ્રયત્ન કર્યો હતો. તેના પ્રતિકાર રૂપે કોંગ્રેસીઓએ અધિવેશન શરૂ થાય તેના ચાર દિવસ પહેલાં, આખીય કોંગ્રેસ છાવણી રાતે રોશનીથી ઝળાંહળાં કરી હતી અને જાહેરાત કરી હતી કે રાતે લોકોને તે નિ:શુલ્ક જોવા મળશે. પરિણામે, લખનૌના બધા જ 'ચંડુલખાના'ઓ ખાલીખમ થઈ ગયાં હતાં અને ત્રીસ હજાર જેટલા હિંદુ-મુસ્લિમોનાં વિશાળ ટોળાંને અડધો ડઝન મંચ પરથી સંબોધવામાં આવ્યાં હતાં. ત્યાર પછી જ

'મોડર્ન રિવ્યૂ'ની ટીકાનો ઈ.સ. ૧૯૨૧ની ૨૦મી ઓક્ટોબરના 'યંગ ઈન્ડિયા'માં પ્રગટ કરેલા પોતાના લેખમાં શ્રી ગાંધીએ કહ્યું, 'હું દાવા સાથે કહું છું કે અમારા બંને માટે ખિલાફતનો હેતુ કેન્દ્ર સ્થાને હતો. મૌલાના મહમદઅલી માટે એટલા માટે કે તે તેમનો ધર્મ છે અને મારે માટે એટલા માટે કે ખિલાફત માટે મારી જિંદગી ઢાળતાં હું મુસ્લિમ છરાથી ગાયની સલામતી નિશ્ચિત કરું છું, જે મારો ધર્મ છે.'

૪ અસહકારનો પ્રસ્તાવ ૧૮૮૬ વિ. ૮૮૪ મતે સ્વીકારાયો હતો. સ્વ. શ્રી તૈરસીએ મને કહ્યું હતું કે બહુમતી પ્રતિનિધિઓ કલકત્તા ટેક્ષી ચાલકો સિવાય અન્ય કોઈ નહોતા જેમને અસહકારના પક્ષે મત આપવા પૈસા અપાયા હતા.

૧ લિબરેટર, ૨૨, એપ્રિલ, ૧૯૨૬.

મુસ્લિમ પ્રતિનિધિઓ ચૂંટાયા હતા કે તેમની પસંદગી કરવામાં આવી હતી. આ બધી વાત લખનૌના કોંગ્રેસ વ્યવસ્થાપકોએ મને ખાનગીમાં કરી હતી.

"મુસ્લિમ પ્રતિનિધિઓ દેખાડવામાં આવ્યા. મુસ્લિમ પ્રતિનિધિ પ્રસ્તાવને ઉર્દૂમાં ટેકો આપવા ઊભો થાય છે. ને પ્રારંભ કરે છે : 'હઝરત, હું મુસ્લિમ પ્રતિનિધિ છું.' કેટલાક હિંદુ પ્રતિનિધિઓ ઊભા થાય છે અને મુસ્લિમ પ્રતિનિધોઓ માટે આનંદોદ્ગારો કરે છે અને આ પ્રતિભાવ એટલો તો ઉત્સાહજનક છે કે તે વર્ણાતીત છે."

ખિલાફતનું આંદોલન ઉપાડી લેવામાં શ્રી ગાંધીએ બેવડા હેતુઓ સિદ્ધ કર્યા. કોંગ્રેસની મુસ્લિમોને જીતી લેવાની યોજનાને તે પરાકાષ્ટાએ લઈ ગયા. બીજું, એ કે તેમણે દેશમાં કોંગ્રેસને એક બળ બનાવી. મુસ્લિમોએ તેને સહકાર ન આપ્યો હોત તો તે ક્યારેય એક શકિત ન બની શકી હોત. રાજકીય સલામતીઓ કરતાંય ખિલાફતનો હેતુ મુસ્લિમોને વધુ સ્પર્શી ગયો. પરિણામે જે મુસ્લિમો કોંગ્રેસની બહાર હતા તે તેમાં જોડાયા. હિંદુઓએ તેમને આવકાર્યા, કારણ કે આમ થવાથી અંગ્રેજો સામે એક સમાન મોરચો રચાય છે તેમ તેમણે જોયું અને તે જ તેમનું મુખ્ય ધ્યેય હતું; આનો યશ સાચે જ શ્રી ગાંધીને જાય છે કારણ કે આ ભારે હિંમતનું કામ હતું તેમાં કોઈ શંકા નહોતી.

ઈ.સ. ૧૯૧૯માં મુસ્લિમો તુર્કસ્તાન તથા ખિલાફતને સહાય કરવા અસહકાર ચળવળનો પ્રારંભ કરવા ઈચ્છતા હતા અને તેમાં જોડાવા હિંદુઓને સમજાવવા ગયા ત્યારે હિંદુઓ ત્રણ છાવણીમાં વહેંચાઈ ગયેલા જણાયા. એક વર્ગ એવો હતો જે સૈદ્ધાંતિક રૂપે જ અસહકારનો વિરોધી હતો. બીજો વર્ગ એવા હિંદુઓનો હતો કે મુસ્લિમો ગૌહત્યા છોડી દેવા સંમત થાય તો જ તે મુસ્લિમોના આ અસહકારની ચળવળમાં જોડાવા તૈયાર હતો. ત્રીજો વર્ગ એવા હિંદુઓનો હતો કે જેમને ભય હતો કે મુસ્લિમો તેમની આ અસહકારની ચળવળને વિસ્તારી અફઘાનોને આક્રમણ કરવા નિમંત્રે અને તેવે પ્રસંગે આ આંદોલનને પરિણામે સ્વરાજ પ્રાપ્ત ન થાય પણ કદાચ હિંદને મુસ્લિમ રાજ્યની ગુલામીમાં જીવવું પડે.

જે હિંદુઓ મુસ્લિમોની અસહકારની ચળવળના વિરોધી હતા તેમની દરકાર

શ્રી ગાંધીએ ન કરી. પણ અન્ય હિંદુઓને તેમણે કહ્યું કે તેમનું વલણ કમનસીબ હતું. મુસ્લિમો ગૌહત્યા છોડી દે તે શરતે જે હિંદુઓ તેમને સહકાર આપવા ઈચ્છતા હતા તેમને તેમણે કહ્યું :[1]

"હિંદુઓએ ગોરક્ષાનો પ્રશ્ન અહીં ન ઉપાડવો જોઈએ તેવો મારો આગ્રહ છે. મૈત્રીની કસોટી છે પ્રતિકૂળતામાં સહાય અને તે પણ બિનશરતી સહાય. જે સહકારમાં બદલાને સ્થાન હોય તે વેપારી કરાર છે, મૈત્રી નથી. શરતી સહકાર તે ભેળસેળિયા સિમેન્ટ જેવો છે જે કદી જોડતો નથી. જો મુસ્લિમોનો હેતુ વાજબી દેખાતો હોય તો સહકાર આપવાનું હિંદુઓનું કર્તવ્ય છે. જો મુસ્લિમોને પોતાને લાગતું હોય કે તેમણે હિંદુઓની લાગણીને માન આપી ગૌહત્યા બંધ કરવી જોઈએ તો હિંદુઓ તેમને સહકાર આપે કે ન આપે તોય તેમણે તેમ કરવું જોઈએ. આથી, જો કે મારી ગૌભક્તિમાં હું કોઈ પણ હિંદુથી સહેજ પણ ઊતરતો નથી, છતાં ગૌહત્યા બંધીને હું મારા સહકારની પૂર્વ શરત બનાવવા નથી માગતો. બિનશરતી સહકાર એટલે જ ગૌરક્ષા."

મુસ્લિમો અફઘાનોને હિંદ પર આક્રમણ કરવા નિમંત્રશે તે કારણે અસહકાર ચળવળમાં જોડાતા ડરતા હિંદુઓને શ્રી ગાંધીએ કહ્યું :[2]

'હિંદુઓની ચેતવણી સમજવી અને તેને ન્યાયોચિત માનવી સરળ છે. મુસ્લિમોની પરિસ્થિતિનો પ્રતિકાર કરવો મુશ્કેલ છે. મારે મતે તો હિંદને ઈસ્લામ તથા અંગ્રેજ સૈન્યો વચ્ચેની યુદ્ધ ભૂમિ બનતું અટકાવવાનો શ્રેષ્ઠ માર્ગ છે અસહકારને સંપૂર્ણ, સત્વર સફળ બનાવવાનો અને મને સહેજ પણ શંકા નથી કે જો મુસ્લિમો તેમના જાહેર કરેલા ઉદ્દેશને સચ્ચાઈપૂર્વક વળગી રહી સંયમ જાળવે અને બલિદાનો આપે તો હિંદુઓ પોતાનો પાઠ ભજવશે અને અસહકારની ઝુંબેશમાં સાથ આપશે. મને તે પણ ચોક્કસ ખાતરી છે કે અંગ્રેજ સરકાર અને તેમના મિત્ર રાજ્યો તથા અફઘાનિસ્તાન વચ્ચે સશસ્ત્ર યુદ્ધ ઉત્તેજવા કે થવા દેવામાં હિંદુઓ, મુસ્લિમોને સહાય નહિ કરે. બ્રિટિશ દળો એટલાં તો વ્યવસ્થિત છે કે હિંદની સરહદ પરનાં કોઈ પણ સફળ આક્રમણને તે પ્રવેશવા નહિ દે.

૧ યંગ ઈન્ડિયા, ૧૦, ડિસેમ્બર, ૧૯૧૯.
૨ યંગ ઈન્ડિયા, ૯, જૂન, ૧૯૨૦.

તેથી, ઈસ્લામના ગૌરવ માટે મુસ્લિમો અસરકારક સંઘર્ષ કરી શકે તેનો માત્ર એક જ રસ્તો છે અને તે સાચા ઉત્સાહથી અસહકાર આંદોલન ઉપાડવાનો. જો લોકો વ્યાપક સ્વરૂપે તેને અપનાવશે તો તે સંપૂર્ણપણે અસરકારક બનશે જ. એટલું જ નહિ પણ વ્યક્તિગત ચેતનાને પણ તે પૂરો અવકાશ આપશે. જો કોઈ વ્યક્તિ કે મંડળ દ્વારા થએલા અન્યાયને હું ન સહી શકતો હોઉં અને તે વ્યક્તિ કે મંડળને સમર્થન આપવામાં હું પ્રત્યક્ષ કે પરોક્ષ નિમિત્ત હોઉં તો તે માટે મારે મારા ઈશ્વરને જવાબ આપવો જ પડે. પણ જો હું ઉપર વર્ણવ્યા પ્રમાણેની રીત અન્યાયને સમર્થન આપવાનું બંધ કરું તો, અપકૃત્ય કરનારાઓને પણ હાનિ પહોંચાડવાની ના પાડતા નૈતિક આચારનું મનુષ્ય તરીકે મારાથી થઈ શકે તે તમામ સતત કર્યું છે. આથી, આટલા મહાન બળનો ઉપયોગ કરવામાં કશી જ ઉતાવળ ન હોવી જોઈએ, કોઈ ઉશ્કેરાટ ન પ્રગટ કરવો જોઈએ. અસહકાર સંપૂર્ણ સ્વૈચ્છિક પુરુષાર્થ હોવો જોઈએ અને તેવો જ રહેવો જોઈએ. આમ, સમગ્ર પરિસ્થિતિ મુસ્લિમો પર નિર્ભર છે. જો તે તેમને પોતાને જ સહાય કરશે તો હિંદુ સહાય મળી આવશે અને ગમે તેવી મહાન તથા શક્તિશાળી સરકારને સમગ્ર રાષ્ટ્રના રક્તહીન વિરોધ સામે નમવું પડશે."

કમનસીબે, શ્રી ગાંધીની તે આશા કે, 'કોઈ પણ સરકાર રાષ્ટ્રના રક્તહીન વિરોધ સામે ટકી શકે નહિ સાચી પુરવાર ન થઈ. અસહકારની ચળવળ શરૂ કર્યાના એક વર્ષમાં જ શ્રી ગાંધીને કબૂલ કરવું પડયું કે મુસ્લિમો અધીરા બન્યા હતા અને :

"તેમના અધીરા ક્રોધમાં મુસ્લિમો કોંગ્રેસ તથા ખિલાફત સંસ્થાઓ દ્વારા વધુ શક્તિશાળી અને વધુ ત્વરિત પગલાં માગે છે. મુસ્લિમોને મન સ્વરાજ્ય એટલે ખિલાફતના પ્રશ્ન અંગે અસરકારક રીતે પગલાં ભરવાની હિંદની શક્તિ અને તે તેવું જ માને. તેથી જો સ્વરાજ્ય પ્રાપ્તિ એટલે એક એવા કાર્યક્રમનો અનંત વિલંબ હોય કે જેમાં હિંદના મુસ્લિમોને યુરોપીય સંકટમાં તુર્કસ્તાનના વિનાશના નિર્વીર્ય સાક્ષી બની રહેવું પડે તો તેવા વિલંબ માટે ધીરજ રાખવા મુસ્લિમો તૈયાર નહોતા.'

"આ વલણ પ્રત્યે સહાનુભૂતિ ન દર્શાવવાનું અશક્ય છે. જો હું કોઈ અસરકારક માર્ગ વિચારી શકતો હોત તો મેં સહર્ષ ત્વરિત પગલાં સૂચવ્યાં હોત.

ખિલાફતના હિતમાં આપણે આગળ વધી શકતા હોત તો મેં સહર્ષ સ્વરાજ્ય પ્રવૃત્તિને મોકૂફ રાખવા કહ્યું હોત. લાખો મુસ્લિમોને થયેલું દુ:ખ હળવું કરવા, જો હું વિચારી શકતો હોત તો મેં અસહકાર સિવાયનાં પગલાં પણ સહર્ષ લીધાં હોત."

"પણ મારા નમ્ર મત પ્રમાણે ખિલાફતના અન્યાયો દૂર કરવાની ત્વરિતમાં ત્વરિત રીત સ્વરાજ પ્રાપ્તિની છે. આથી જ, મારે મન તો સ્વરાજ પ્રાપ્તિ તે જ ખિલાફતનો ઉકેલ છે અને ખિલાફતનો ઉકેલ તે જ સ્વરાજ પ્રાપ્તિ છે. અસરગ્રસ્ત તુર્કોને સહાય કરવા માટે હિંદ માટે એક જ માર્ગ છે અને તે પોતાનો દાવો મક્કમપણે રજૂ કરવા પૂરતી શક્તિ ઉત્પન્ન કરવાનો. તે સમયસર શક્તિ ઊભી ન કરી શકે તો પછી હિંદ માટે કોઈ ઉપાય નથી અને જે અનિવાર્યપણે ભોગવવાનું છે તે તેણે ભોગવ્યે જ છૂટકો. પોતાના પડોશીને સહાય કરવા પોતાનો હાથ લંબાવવા માટે લકવાગ્રસ્ત માણસ પોતાના લકવાનો ઉપચાર કર્યા સિવાય બીજું શું કરી શકવાનો ? હિંસાનો માત્ર અજ્ઞાન, અવિચારી અને ગુસ્સાભર્યો ઊભરો પુરાઈ રહેલા ક્રોધાવેશને બહાર નીકળવાનો માર્ગ આપશે પણ તુર્કસ્તાનને કોઈ સહાય નહિ કરી શકે."

મુસ્લિમો શ્રી ગાંધીની સલાહ માનવાના મિજાજમાં નહોતા. તેમણે અહિંસાના સિધ્ધાંતને પૂજવાનો ઈનકાર કર્યો. સ્વરાજ્ય માટે રાહ જોવા તે તૈયાર નહોતા. તુર્કસ્તાનને સહાય કરવા તથા ખિલાફતને બચાવવાના અતિશય ઝડપી માર્ગો શોધવાની તેમને ઉતાવળ હતી અને તેની અધીરાઈમાં મુસ્લિમોએ તે જ કર્યું જેનો હિંદુઓને ભય હતો કે તે કરશે જ, એટલે કે તે અફઘાનિસ્તાને હિંદ પર આક્રમણ કરવા નિમંત્રશે જ. અફઘાનિસ્તાનના અમીર સાથેની તેમની વાટાઘાટોમાં ખિલાફતવાદીઓ કેટલા આગળ વધ્યા હતા તે જાણવું શક્ય નથી. પણ આવી યોજના તેમના દ્વારા ઘડાઈ હતી તેમાં બેમત નથી. તે કહેવાની જરૂર નથી કે હિંદ પરના આક્રમણની યોજના ખૂબ ખતરનાક યોજના હતી અને પ્રત્યેક શાણો હિંદી આવી પાગલ યોજનાથી તો દૂર જ રહે. આ યોજનામાં શ્રી ગાંધીએ શો ભાગ ભજવ્યો તે શોધવું શક્ય નથી. એટલું તો ચોક્કસ તે તેનાથી છૂટા ન પડયા. ઊલટું સ્વરાજ્ય માટેના તેમના ખોટે માર્ગ ચડેલા ઉત્સાહે અને તે પ્રાપ્ત

કરવા માટે હિંદુ-મુસ્લિમ એકતા જ એક માત્ર માર્ગ છે તે તેવા તેમના ભ્રમે તેમને આ યોજનાને સમર્થન આપવા પ્રેર્યા. તેમણે અંગ્રેજ સરકાર સાથે કોઈ પણ સંધિકરાર નહિ કરવાની સલાહ આપી.[1] એટલું જ નહિ પણ તેમણે તે જાહેર કર્યું :

"એક રીતે તો હું અફઘાનિસ્તાનના અમીરને, જો તે અંગ્રેજ સરકાર સાથે યુદ્ધનો શરૂ કરે તો ચોક્કસ મદદ કરું. આ કહેવાનો અર્થ એ કે હું મારા દેશ બાંધવોને ખુલ્લેઆમ કહું કે જે સરકારે સત્તામાં રહેવા માટેનો રાષ્ટ્રનો વિશ્વાસ ગુમાવ્યો હોય તે સરકારને મદદ કરવી તે ગુનો ગણાશે."

હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે કોઈ સમજુ માણસ આટલી હદ સુધી જઈ શકે? પણ શ્રી ગાંધીને હિંદુ-મુસ્લિમ એકતાની એવી તો લગની લાગી હતી કે પોતાના પાગલ પ્રયત્નમાં પોતે ખરેખર શું કરતા હતા તે જાણવાય તે થોભ્યા નહિ. હિંદુ-મુસ્લિમ એકતાનો સારો અને સાચો પાયો નાખવા શ્રી ગાંધી એટલા તો ઉત્સુક હતા કે રાષ્ટ્રીય કટોકટી અંગે પોતાના અનુયાયીઓને સલાહ આપવાનું તે ન ભૂલ્યા. ઈ.સ. ૧૯૨૦ના ૮મી સપ્ટેમ્બરના 'યંગ ઈન્ડિયા'માંના લેખમાં શ્રી ગાંધીએ કહ્યું :

"મદ્રાસના પ્રવાસ દરમિયાન બેઝવાડામાં રાષ્ટ્રીય કટોકટી અંગે ઉલ્લેખ કરવાનો મને અવસર મળ્યો હતો અને ત્યાં મેં સૂચવ્યું હતું કે માણસો કરતાં આદર્શો વિશે પોકાર પાડવો તે વધુ સારું છે. મેં પ્રેક્ષકોને મહાત્મા ગાંધી કી જય અને મહંમદઅલી શૌકતઅલી કી જયને બદલે હિંદુ-મુસ્લિમ કી જય બોલવા કહ્યું હતું. મારા પછી પ્રવચન કરનાર ભાઈ શૌકતઅલીએ એક ચોક્કસ નિયમ નક્કી કર્યો. હિંદુ-મુસ્લિમ એકતા હોવા છતાંય તેમણે જોયું હતું કે હિંદુઓ વંદે માતરમ્ બોલતા ત્યારે મુસ્લિમો અલ્લાહો અકબરનો સૂત્રોચ્ચાર કરતા અને મુસ્લિમો અલ્લાહો અકબર પોકારતા ત્યારે હિંદુઓ વંદે માતરમ્ બોલતા. તેમણે સાચું જ કહ્યું હતું કે આ બધું કાનને વાગતું અને એમ જ દર્શાવતું કે લોકો એકમને તે વર્તતા નથી. આથી માત્ર ત્રણ જ સૂત્રો સ્વીકારાવાં જોઈએ. હિંદુઓ તથા મુસ્લિમોએ આનંદપૂર્વક અલ્લાહો અકબરનું સૂત્ર પોકારી દર્શાવવું જોઈએ

૧ યંગ ઈન્ડિયા, ૪, મે, ૧૯૨૧

કે એકલો ઈશ્વર જ મહાન છે, બીજું કોઈ નહિ. બીજું સૂત્ર વંદે માતરમ્ અથવા ભારત માતા કી જય અને ત્રીજું હિંદુ-મુસલમાન કી જય. આ સૂત્રો સિવાય હિંદ માટે કોઈ જય નહોતો અને ઈશ્વરની મહાનતાનું કોઈ સાચું પ્રદર્શન નહોતું. હું ઈચ્છું છું કે વર્તમાનપત્રો અને જાહેર વ્યક્તિઓ મૌલાનાનું આ સૂચન ઉપાડી લે અને આ ત્રણ સૂત્રોચ્ચાર કરવા જ લોકોને દોરે. તે બધા અર્થસભર છે. પહેલું સૂત્ર તે આપણી પ્રાર્થના છે અને આપણી લઘુતાનો સ્વીકાર છે. આથી તે નમ્રતાનું પ્રતીક છે. આ સૂત્રમાં સહુ હિંદુઓ તથા મુસ્લિમોએ આદરપૂર્વક અને પ્રાર્થનાપૂર્વક જોડાવું જોઈએ. હિંદુઓએ અરબી શબ્દોની શરમ ન અનુભવવી જોઈએ, જયારે તેનો અર્થ સાવ નિરુપદ્રવી જ છે, એટલું જ નહિ પણ ઉદ્દાતકર્તા પણ છે, ત્યારે ઈશ્વરને કોઈ ખાસ ભાષા પ્રત્યે પક્ષપાત નથી. 'વંદે માતરમ્' તેના અદ્‌ભુત અર્થ સાહચર્યનો પ્રચાર કરવા ઉપરાંત હિંદ પોતાની પૂર્ણ ઉન્નતિ પ્રાપ્ત કરે એવી એક રાષ્ટ્રીય ઈચ્છા વ્યક્ત કરે છે. હું ભારત માતા કી જયને બદલે વંદે માતરમ્ પસંદ કરું, કારણ કે તે બંગાળની બૌદ્ધિક તથા ભાવનાશીલ સર્વોપરીતાનો સુંદર સ્વીકાર હશે અને હિંદુ અને મુસ્લિમ હૃદયોની એકતા વિના હિંદ કશું જ ન હોઈ શકે એટલે હિંદુ-મુસ્લિમ કી જય તે સૂત્રને આપણે ક્યારેય ન ભૂલી શકીએ."

"આ સૂત્રોચ્ચારમાં કોઈ વિસંવાદિતા ન હોવી જોઈએ. કોઈ પણ વ્યક્તિ આ ત્રણ સૂત્રોમાંથી ગમે તે ઉચ્ચારે ત્યારે બીજાઓએ તે ઝીલી લેવું જોઈએ અને પોતાનું માનીતું સૂત્ર ન પોકારવું જોઈએ. જે તેમાં જોડાવા ન ઈચ્છતા હોય તેમણે સંયમ રાખવો જોઈએ પણ જયારે એક સૂત્ર ઉચ્ચારાતું હોય ત્યારે તેમાં પોતાના સૂત્રો દાખલ કરવા તે શિષ્ટાચારનો ભંગ ગણવો જોઈએ. હંમેશાં ઉપર આપેલા ક્રમ પ્રમાણે આ ત્રણ સૂત્રો ઉચ્ચારવા તે પણ ઈષ્ટ રહેશે."

હિંદુ-મુસ્લિમ એકતા ઊભી કરવા શ્રી ગાંધીએ માત્ર આ બધું જ કર્યું હતું એવું નથી. પણ જયારે મુસ્લિમો હિંદુઓ પ્રત્યે ભારે ગુનાઓ માટે ગુનેગાર હતા ત્યારે પણ તેમણે ક્યારેય મુસ્લિમોને ખુલાસો કરવા જણાવ્યું નથી.

તે એક જાણીતી હકીકત છે કે જેમણે પોતાના લખાણોથી કે શુદ્ધિ આંદોલનમાં ભાગ લઈ મુસ્લિમોની ધાર્મિક સંવેદનશીલતાને દુભાવી હતી તેવા અનેક અગ્રણી

હિંદુઓની હત્યા કેટલાક ઝનૂની મુસ્લિમોએ કરી હતી. તેમાં સૌ પ્રથમ હતા સ્વામી શ્રદ્ધાનંદ. ઈ.સ. ૧૯૨૬ની ૨૩મી ડિસેમ્બરે, જ્યારે તે માંદગીને બિછાને હતા ત્યારે અબ્દુલ રશીદે તેમને ગોળીએ વીંધ્યા હતા. આના પછી દિલ્હીના અગ્રણી આર્યસમાજી લાલા નાનકચંદના ખૂનની ઘટના બની. ઈ.સ. ૧૯૨૯ની ૬ઠ્ઠી એપ્રિલે, 'રંગીલા રસૂલ'ના લેખક રાજપાલ પોતાની દુકાને બેઠા હતા ત્યારે તેમને ઈલામદીને છરો ભોંકી મારી નાખ્યા હતા. ૧૯૩૪ના સપ્ટેમ્બરમાં અબ્દુલ કયૂમે નાથુરામલ શર્માની હત્યા કરી હતી. તે ભારે સાહસનું કામ હતું કારણ કે ઈસ્લામના ઈતિહાસની પુસ્તિકાના પ્રકાશન બદલ હિંદી ફોજદારી ધારાની કલમ ૧૯૫ હેઠળ તેમને ગુનેગાર ઠરાવ્યા હતા. તેની સામે તેમણે કરેલી અપીલની સુનાવણીની રાહ જોતા સિંધના જ્યુડિશિયલ કમિશનરની અદાલતમાં તે બેઠા હતા ત્યારે જ છરો ભોંકી શ્રી શર્માની હત્યા કરવામાં આવી હતી. અમદાવાદમાં ભરાયેલા હિંદુ મહાસભાના અધિવેશન પછી તરત જ મુસલમાનોએ હિંદુ સભાના મંત્રી શ્રી ખન્ના પર હિંસક હુમલો કર્યો હતો અને તે માંડમાંડ મૃત્યુના મુખમાંથી બચી ગયા હતા.

અલબત્ત, એ તો અતિસંક્ષિપ્ત યાદી છે અને તેને લંબાવી શકાય પણ ઝનૂની મુસ્લિમોએ મારેલા હિંદુઓની સંખ્યા મોટી છે કે નાની તેનું ઝાઝું મહત્ત્વ નથી. પણ જેઓ આ હત્યારાઓ પ્રત્યે જે વલણ દર્શાવે છે તે મહત્ત્વનું છે. જ્યાં કાયદો અમલી હતો ત્યાં આ હત્યારાઓને કાયદાની શિક્ષા ભોગવવી પડી. છતાંય, અગ્રણી મુસ્લિમોએ આ હત્યારાઓની નિંદા ન કરી. ઊલટું, તેમને ધર્મના શહીદો તરીકે બિરદાવ્યા અને તેમના પ્રત્યે દયા દાખવવા આંદોલન ચલાવાયું. આવા વલણના ઉદાહરણ તરીકે લાહોરના બેરિસ્ટર શ્રી બરકતઅલીનું દૃષ્ટાંત જોઈ શકાય. તેમણે અબ્દુલ્ કયૂમની અપીલની દલીલો કરી. તેમણે તો એટલી હદ સુધી કહ્યું કે નથુરામલની હત્યા માટે કયૂમ દોષિત નહોતો કારણ કે તેનું કાર્ય કુરાનના કાયદા મુજબ વાજબી હતું. મુસ્લિમોનું આ વલણ સાવ સમજાય તેવું છે. જે નથી સમજી શકાય તેવું વલણ છે શ્રી ગાંધીનુંય. હિંસાના પ્રત્યેક કૃત્યની નીંદા કરવામાં શ્રી ગાંધી ખૂબ ચુસ્ત છે અને કોંગ્રેસની ઈચ્છા વિરુદ્ધ પણ તેમણે તેને તેને નીંદા કરવાની ફરજ પાડી છે. પણ શ્રી ગાંધીએ ક્યારેય આવી હત્યાઓનો

વિરોધ કર્યો નથી. મુસ્લિમોએ તો આવા ઉશ્કેરાટોની નિંદા કરી જ નથી.[૧] પણ શ્રી ગાંધીએ તેમની નિંદા કરવા બદલ મુસ્લિમ અગ્રણીઓને પણ કહ્યું નથી. તેમણે તે હત્યાઓ પરત્વે મૌન પાળ્યું. આવા વલણની સ્પષ્ટતા માત્ર એક જ આધારે થઈ શકે અને તે એ કે શ્રી ગાંધી હિંદુ મુસ્લિમ એકતા જાળવવા એટલા તો ઉત્સુક હતા કે જો થોડાક હિંદુઓના જીવન બલિદાનોથી તે સિદ્ધ થઈ શકતી હોય તો તે માટે તેમણે થોડાક હિંદુઓની હત્યાની ચિંતા કરી નહિ.

રખેને, તેવી નિંદા એકતાના હેતુને હાનિ પહોંચાડે તે ભયે મુસ્લિમોના કોઈ પણ દુષ્કૃત્યને ક્ષમા આપવાનું શ્રી ગાંધીનું વલણ મોપલાઓનાં રમખાણો અંગેના શ્રી ગાંધીના કથનમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

મલબારમાં હિંદુઓ પર મોપલા લોકોએ જે ભયાનક અત્યાચારો ગુજાર્યા તે અવર્ણનીય છે. સમગ્ર દક્ષિણ હિંદમાં, સહુ સંપ્રદાયોના હિંદુઓમાં એક ભયની લાગણીનું મોજું પ્રસર્યું હતું અને જ્યારે કેટલાક ખિલાફત નેતાઓને એવા તો અવળે માર્ગે દોરવામાં આવ્યા કે તેમણે એવો ઠરાવ પણ પસાર કર્યો કે 'ધર્મને ખાતર પોતાની બહાદુરીભરી લડત ચલાવી રહેલા મોપલાઓને અભિનંદન.' ત્યારે તે ઉગ્ર બન્યું. કોઈ પણ વ્યક્તિએ ત્યારે એમ જ કહ્યું હોત કે હિંદુ-મુસ્લિમ એકતા માટે આ ભારે કિંમત ચૂકવવામાં આવે છે. પણ શ્રી ગાંધી પર હિંદુ-મુસ્લિમ એકતાનું ભૂત એવું તો સવાર થયું હતું કે મોપલાઓનાં કૃત્યોને અને તેમને અભિનંદતા ખિલાફતીઓનાં કૃત્યોને હળવા માનવા પણ તે તૈયાર હતા. મોપલાઓ વિશે તેમણે એમ કહ્યું કે 'તેઓ બહાદુર, પાપભીરુ મોપલાઓ છે કે જેઓ જેને તે ધર્મ માને છે તેને ખાતર લડે છે અને તેમની પોતાની ધાર્મિક રીતે લડે છે.' મોપલાઓના અત્યાચારો અંગે મુસ્લિમોના મૌન અંગે શ્રી ગાંધીએ હિંદુઓને કહ્યું:

'આવા ઝનૂની જ્વાળામુખીઓ વચ્ચે પણ તેઓ તેમના ધર્મનું રક્ષણ કરી શકે છે. તેવું અન્યને લાગે તેવી હિંમત અને શ્રદ્ધા હિંદુઓમાં હોવી જોઈએ.

---

૧ એવું કહેવાય છે કે સ્વામી શ્રદ્ધાંનંદના હત્યારા અબ્દુલ રશીદની પરલોકમાં મુક્તિ માટે દેઓબંદની સુપ્રતિષ્ઠિત ધાર્મિક કોલેજના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોએ કુરાનના પાંચ પાઠ પૂરા કર્યા હતા અને કુરાનની આયાતોના સવા લાખ પાઠ રોજ પૂરા કરવાનો સંકલ્પ કર્યો હતો. તેમની પ્રાર્થના આ હતી - 'ખુદાતાલા આ મર્હૂમને (એટલે કે રશીદને) 'અલ્લાએ ઈલ્લિયાન' (સાતમા સ્વર્ગના શિખરે)માં સ્થાન આપે.' - ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, ૩૦-૧૧-૨૭, થ્રુ ઈન્ડિયન આઈઝ કોલમ.

મુસ્લિમો મોપલાઓના અત્યાચારોને મૌખિક રીતે વખોડે તે મુસ્લિમ મૈત્રીની કસોટી નથી. ફરજિયાત ધર્માંતર અને લૂંટ જેવાં મોપલાઓનાં કૃત્યો અંગે સ્વાભાવિક રીતે જ મુસ્લિમોએ લજ્જા અને ભોંઠપ અનુભવવાં જોઈએ અને તેમણે શાંતિપૂર્વક તથા અસરકારક રીતે એવું તો કામ કરવું જોઈએ કે જેથી તેમનામાંના ઝનૂનીમાં ઝનૂની માણસ માટે પણ આવું કરવું અશક્ય બને. મારી માન્યતા તો એવી છે કે સમગ્ર હિંદુ સમાજે મોપલાઓની આ પાગલતા સ્વસ્થતાથી સ્વીકારી છે અને સંસ્કારી મુસલમાનો પયગંબરના બોધની મોપલાઓએ કરેલી વિકૃતિ બદલ સંનિષ્ઠાપૂર્વક દિલગીર છે.'

મોપલાઓના અત્યાચારો અંગે કોંગ્રેસ કરોબારીએ પસાર કરેલો પ્રસ્તાવ[૧] દર્શાવે છે કે મુસ્લિમોની લાગણી ન દુભાય તે માટે કોંગ્રેસ કેટલી સાવધ હતી.

'કોંગ્રેસ કાર્યકારી સમિતિ મલબારના કેટલાક વિસ્તારોમાં મોપલાઓએ કરેલાં હિંસકકૃત્યોની ઊંડા ખેદપૂર્વક નોંધ લે છે. આ કૃત્યો તે હકીકતની સાક્ષી પૂરે છે કે હિંદમાં હજીય એવા લોકો છે કે જે કોંગ્રેસનો અને કેન્દ્રીય ખિલાફત સમિતિનો સંદેશો સમજયા નથી. વળી આ પ્રસ્તાવ પ્રત્યેક કોંગ્રેસી તથા ખિલાફત કાર્યકરોને સમગ્ર હિંદમાં, ગંભીરમાં ગંભીર ઉત્તેજના વચ્ચે પણ અહિંસાનો તે સંદેશ ફેલાવવાનો આદેશ આપે છે."

"મોપલાઓની હિંસાને વખોડવાની સાથેસાથે કાર્યકારી સમિતિએ તે પણ જણાવવા ઈચ્છે છે કે તેને પ્રાપ્ત થયેલી માહિતી મુજબ મોપલાઓની અસહ્ય ઉશ્કેરણી કરવામાં આવી હતી અને સરકાર દ્વારા સરકાર વતી પ્રકાશિત અહેવાલોએ મોપલાઓનાં દુષ્કૃત્યોનો ખૂબ અતિશયોક્તિભર્યો તથા એકપક્ષી અને સરકારે શાંતિ અને વ્યવસ્થાને નામે બિનજરૂરી ઓછી સંખ્યાનો હેવાલ આપ્યો છે."

"કેટલાક ઝનૂની મોપલાઓએ ફરજિયાત ધર્માંતર કરાવવાની ઘટનાઓથી કારોબારી ખેદ અનુભવે છે પણ સાથેસાથે સરકારના તથા સૂચવાયેલા અહેવાલો

૧ પ્રસ્તાવ કહે છે કે બળજબરપૂર્વક ધર્માંતરના માત્ર ત્રણ જ કિસ્સાઓ બન્યા હતા !! કેન્દ્ર વિધાનસભામાં પુછાયેલા પ્રશ્નના ઉત્તરમાં (૧૬, જાન્યુઆરી, ૧૯૨૨ની ચર્ચા) સર વિલિયમ વિન્સેન્ટે ઉત્તર આપ્યો હતો. મદ્રાસ સરકારનો અહેવાલ જણાવે છે કે ફરજિયાત ધર્માંતરની સંખ્યા લગભગ હજારો જેટલી થાય છે અને દેખીતા કારણોસર ચોકક્સ અંદાજ મેળવવો ક્યારેય શક્ય નથી.

માનવા સામે જનતાને ચેતવે છે. સમિતિ સમક્ષ રજૂ થયેલો અહેવાલ જણાવે છે કે :"

"જે કુટુંબોનું મુસ્લિમ ધર્મમાં ફરજિયાત ધર્માંતર કરાવ્યનું કહેવાય છે તે કુટુંબો મંજેરીની પાસેના વિસ્તારમાં રહેતા હતા. તે સ્પષ્ટ છે કે ખિલાફત અને અસહકાર વિરોધી ઝનૂની ટોળાએ હિંદુઓ પાસે ફરજિયાત ધર્માંતર કરાવ્યું હતું અને અમારી માહિતી પ્રમાણે અત્યાર સુધી આવા માત્ર ત્રણ કિસ્સાઓ બન્યા છે.'

મુસ્લિમ કટ્ટરવાદનાં નીચેનાં ઉદાહરણો - જેના પ્રત્યે શ્રી ગાંધીએ મૌન સેવ્યું છે - સ્વામી શ્રદ્ધાનંદે તેમના સાપ્તાહિક 'લિબરેટર'માં નોંધ્યાં છે. ઈ.સ. ૧૯૨૬ની ૩૦મી સપ્ટેમ્બરના અંકમાં સ્વામીજી લખે છે :

"અસ્પૃશ્યતા નિવારણ અંગે વારંવાર અધિકૃત રીતે નક્કી કરાયું છે કે પોતાના ભૂતકાળનાં પાપ ધોવાનું હિંદુઓનું કર્તવ્ય છે અને બિનહિંદુઓને તેની સાથે કશું લાગતું વળગતું નથી. પરંતુ મુસ્લિમ તથા ખ્રિસ્તી કોંગ્રેસીઓએ વૈકોમ તથા અન્ય સ્થળોએ શ્રી ગાંધીનું આ વચન ખુલ્લેઆમ ઉથાપ્યું છે. મદ્રાસમાં મારા પ્રવચન માટે બોલાવાયેલી એક સભાના અધ્યક્ષપદેથી શ્રી યાકુબ હસન જેવા પૂર્વગ્રહ રહિત નેતાએ પણ મુસ્લિમોને હિંદના અસ્પૃશ્યોને ઈસ્લામમાં વટલાવવાનું કર્તવ્ય બજાવવાનો આદેશ આપ્યો હતો."

પણ શ્રી ગાંધીએ મુસ્લિમોને કે ખ્રિસ્તીઓને વાંધા તરીક પણ કશું ન કહ્યું:

ઈ.સ. ૧૯૨૬ની જુલાઈના તેમના અંકમાં સ્વામી લખે છે. :

"એક મહત્ત્વની હકીકત પ્રત્યે પણ મેં મહાત્માં ગાધીનું ધ્યાન દોર્યું હતું. એક રાતે અમે બંને સાથે નાગુપરના ખિલાફત અધિવેશનમાં ગયા હતા. તે પ્રસંગે મૌલાનાઓ કુરાનની જે આયાતો પઢતા હતા તેમાં વારંવાર જેહાદ અને કાફરોને મારી નાખવાનો ઉલ્લેખ આવતો હતો. પણ ખિલાફત ચળવળના આ તબક્કા પ્રત્યે તેમનું ધ્યાન ખેંચ્યું ત્યારે તેમણે સ્મિત કરીને કહ્યું, 'આ તેઓ બ્રિટિશ અમલદારશાહીનો ઉલ્લેખ કરે છે." તેના પ્રત્યુત્તરમાં મેં કહ્યું કે આ બધું અહિંસાના વિચારનું નાશ કરનારું છે અને તે લાગણી વિકૃત બનશે ત્યારે મુસ્લિમ મૌલાનાઓ હિંદુઓ સામે પણ આ આયાતોનો ઉપયોગ કરતાં નહિ અટકે."

સ્વામીનું ત્રીજું ઉદાહરણ મોપલા રમખાણો સંબંધી છે. ઈ.સ. ૧૯૨૬ની ૨૬મી સપ્ટેમ્બરના 'લિબરેટર'માં લખતાં સ્વામી જણાવે છે કે :

"વિષયવિચારિણી સમિતિ સમક્ષ હિંદુઓ પરના મોપલાઓના અત્યાચારો વખોડવાનો પ્રશ્ન આવ્યો ત્યારે જ પ્રથમ ચેતવણી મળી ચૂકી હતી. મૂળ પ્રસ્તાવ હિંદુઓની હત્યા માટે, હિંદુઓનાં ઘરો બાળવા માટે અને ઈસ્લામમાં તેમનું ફરજિયાત ધર્માંતર કરાવવા માટે મોપલાઓને વખોડતો હતો. હિંદુ સભ્યોએ પોતે જ તેમાં સુધારા રજૂ કર્યા અને અંતે તે ઉપર્યુક્ત ગુનાઓ બદલ જવાબદાર તેવી કેટલીક વ્યક્તિઓ પૂરતો જ મર્યાદિત બની ગયો. પણ કેટલાક મુસ્લિમ નેતાઓ આ પણ ન સહી શકયા. અલબત્ત, મૌલાના ફકીર તથા અન્ય મૌલાનાઓએ આ પ્રસ્તાવનો વિરોધ કર્યો અને તેમાં કોઈ નવાઈ નહોતી. પણ જયારે મૌલાના હઝરત મોહની જેવા સંપૂર્ણ રાષ્ટ્રવાદીએ તેનો એ આધારે વિરોધ કર્યો કે મોપલા પ્રદેશ દર-ઉલ-અમન નહોતો રહ્યો પણ દર-ઉલ-હર્બ બની ગયો હતો અને તેને આશંકા હતી કે મોપલાઓના દુશ્મન અંગ્રેજો સાથે હિંદુઓ મળી ગયા હતા. આથી, હિંદુઓ સામે કુરાન કે તલવાર ધરવામાં મોપલાઓ સાચા હતા અને પોતાને મોતના મોંમાંથી બચાવવા હિંદુઓ મુસલમાનો બની ગયા હોય તો તે સ્વૈચ્છિક ધર્માંતર હતું અને તે ફરજિયાત ધર્માંતર નહોતું. ખેર, કેટલાક મોપલાઓને વખોડતો નિર્દોષ પ્રસ્તાવ પણ સર્વાનુમતે પસાર ન થઈ શકયો અને માત્ર તેને બહુમતી મતથી સ્વીકારવો પડયો. એવું દર્શાવતા અન્ય એવા પણ સંકેતો હતા કે મુસ્લિમો એવું માનતા હતા કે કોંગ્રેસ તેમની મૂક સંમતિથી ટકી રહી છે અને જો તેમની ખાસિયતોની ઉપેક્ષા કરવાનો સહેજ પણ પ્રયત્ન થાય તો આ ઉપરછલ્લી એકતાના ટુકડેટુકડા થઈ જાય."

છેલ્લું ઉદાહરણ શ્રી ગાંધીએ વિદેશી કાપડની હોળી કરી તે સંબંધી છે. ઈ.સ. ૧૯૨૬ની ૩૧મી ઓગસ્ટનો 'લિબરેટર'માં લખતા સ્વામીજી કહે છે :"

'જયારે લોકો એવા તારણ પર આવ્યા કે વિદેશી કાપડની હોળી તે હિંદીઓનું ધર્મકર્તવ્ય છે અને જયારે સર્વ શ્રી દાસ, નહેરુ અને અન્ય અગ્રણી નેતાઓએ હજારો રૂપિયાની કિંમતનાં તેમનાં વસ્ત્રોની હોળી કરી ત્યારે ખિલાફતવાદી મુસ્લિમોને મહાત્માજી પાસેથી તેમનાં તુર્કી બાંધવોના વપરાશ માટે સઘળું

**વિદેશી કાપડ મોકલવાની** પરવાનગી મળી. આનાથીય મને સખત આઘાત લાગ્યો. જ્યારે મહાત્માજી અણનમ રહ્યા અને જે સિદ્ધાંતનો પ્રશ્ન હતો તેમાંય મુસ્લિમોની કર્તવ્ય પ્રત્યે ઉપેક્ષા અને હિંદુઓની લાગણી પ્રત્યે સહેજ પણ આદર તેમણે ન દર્શાવ્યો ત્યારે લાગ્યું કે તેમને માટે તેમના હૃદયમાં હંમેશાં કૂણી લાગણી હતી."

હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવાના તેમના પ્રયત્નોના ઈતિહાસમાં બે ઘટનાઓનો ઉલ્લેખ કરવો જોઈએ. એક તો, ઈ.સ. ૧૯૨૪માં શ્રી ગાંધીએ આદરેલા ઉપવાસ. તે એકવીસ દિવસના ઉપવાસ હતા. ઉપવાસ પર ઊતરતાં પહેલાં એક નિવેદનમાં શ્રી ગાંધીએ તેનાં કારણો જણાવ્યાં હતાં. તે નિવેદનમાંથી નીચેનાં અવતરણો પ્રગટ કર્યાં છે :

"માત્ર બે જ વર્ષ પહેલાં જે હિંદુઓ તથા મુસ્લિમો ઉઘાડે છોગ મિત્રો તરીકે કામ કરતા હતા તે અત્યારે કેટલાંક સ્થળોએ કૂતરા બિલાડાની જેમ લડે છે. તે જ હકીકત ખાતરી કરાવે છે કે તેમણે આદરેલું અસહકારનું આંદોલન અહિંસક નહોતું. મુંબઈ, ચૌરીચૌરા અને બીજા અનેક નાનાં સ્થળોએ આનાં લક્ષણો મેં જોયાં હતાં. ત્યારે મેં પ્રાયશ્ચિત્ત કર્યું હતું. પ્રમાણમાં તેની અસર પણ પડી હતી. પણ હિંદુમુસ્લિમો વચ્ચેની આ તંગદીલી અકલ્પ્ય છે. કોહાટની કરુણ ઘટના સાંભળીને તે અસહ્ય બની. દિલ્હી જવા માટે હું સાબરમતીથી ઉપડતો હતો ત્યારે સરોજિનીદેવીએ મને લખ્યું કે શાંતિ અંગે ભાષણો અને વ્યાખ્યાનો હવે નહિ ચાલે. મારે કોઈ અસરકારક ઉપાય શોધવો જોઈએ. મારા ઉપર જવાબદારી નાખવામાં તે સાચાં હતાં. લોકોની વ્યાપક શકિતને અસ્તિત્વમાં લાવવામાં હું નિમિત્ત નહોતો બન્યો ? જો તે શકિત જ આત્મઘાતક પુરવાર થઈ હોય તો મારે જ ઈલાજ શોધવો રહ્યો."

"અમેઠી, સાંભાલ અને ગુલબર્ગના અહેવાલોથી હું સખત હચમચી ગયો હતો. હિંદુ તથા મુસ્લિમ મિત્રોએ અમેઠી અને સાંભાલ અંગે તૈયાર કરેલા અહેવાલો મેં વાંચ્યા. ગુલબર્ગ ગયેલા હિંદુ તથા મુસ્લિમ મિત્રોના સંયુક્ત તારણોનો પણ મેં અભ્યાસ કર્યો. ઊંડી વ્યથાથી હું માનસિક યાતના અનુભવું છું, અને છતાંય મારી પાસે કોઈ ઈલાજ નથી. કોહટના સમાચારે ધૂંધવાતી આગમાં ઘી

હોમ્યું. કંઈક તો કરવું જ જોઈએ. મેં બે રાત અસ્વસ્થતા અને વ્યથામાં વીતાવી. બુધવારે મને ઉપાય જડી ગયો. મારે પ્રાયશ્ચિત્ત કરવું જ જોઈએ."

"જેમણે મને ચાહવાનો દાવો કર્યો છે તે હિંદુઓ તથા મુસલમાનોને તે ચેતવણી છે. જો તેઓ મને સાચેસાચ ચાહતા હોય અને જો હું તેમના પ્રેમને યોગ્ય હોઉં તો તેમના અંતરમાં વસેલા ઈશ્વરને જાકારો આપવાના ભયંકર પાપ બદલ તેઓ પણ મારી સાથે પ્રાયશ્ચિત્ત કરશે."

"હિંદુઓ અને મુસલમાનોનું તે પ્રાયશ્ચિત્ત એટલે ઉપવાસ નહિ પણ તેમણે ભરેલાં પગલાં પાછાં વાળવાં. પોતાના હિંદુ ભાઈ માટે મનમાં કોઈ દુર્ભાવ ન રાખવો તે મુસલમાનનું સાચું પ્રાયશ્ચિત્ત છે અને તે રીતે હિંદુએ પણ પોતાના મુસલમાન ભાઈ માટે કોઈ દુર્ભાવ મનમાં ન રાખવો તે તેનું સાચું પ્રાયશ્ચિત્ત છે."

"મેં કોઈ મિત્રો સાથે મસલત કરી નથી. બુધવારે મારી સાથે લાંબો સમય હતા તે હકીમ સાહેબ સાથે પણ નહિ અને જેમના ઘરમાં હું આતિથ્ય માણી રહ્યો છું તે મૌલાના મહંમદઅલી સાથે પણ નહિ."

"પણ મુસલમાનના ઘરમાં ઉપવાસ પર ઊતરવું મારે માટે યોગ્ય હતું ? (શ્રી ગાંધી ત્યારે દિલ્હીમાં શ્રી મહંમદઅલીના અતિથિ હતા.) હા, તે યોગ્ય હતું. કોઈ એક વ્યક્તિ પ્રત્યેના દુર્ભાવમાંથી ઉપવાસ ઉદ્‌ભવતા નથી. હું મુસલમાનના ઘરમાં છું. તે આવા કોઈ પણ અર્થઘટન વિરુદ્ધની ખાતરી આપે છે. મુસલમાનના ઘરમાં જ આવા ઉપવાસ પર ઊતરવું અને તે જ ઘરમાં તે પૂરા કરવા તે પરિસ્થિતિને યોગ્ય છે."

"અને મહંમદઅલી કોણ છે ? ઉપવાસના બે દિવસ પહેલાં જ એક અંગત બાબત પર ચર્ચા કરતા મેં તેમને જણાવ્યું હતું કે મારું જે કંઈ છે તે તેમનું છે અને તેમનું જે કંઇ છે તે મારું છે. મારે લોકોને આભારવશતાથી કહેવું પડશે કે મહંમદઅલીના ઘરમાં મારી જે હૂંફથી, વધુ સારી રીતે આગતાસ્વાગતા થઈ છે તેવી આગતાસ્વાગતા આજ પહેલાં મને ક્યારેય નથી મળી. મારી એકેએક માગ અગાઉથી પૂરી કરાઈ છે. આ મને અને મારા સ્વજનોને સુખ સગવડ મળી રહે તે વિચાર આ ઘરની એકેએક વ્યક્તિનો મુખ્ય વિચાર રહ્યો છે. ડૉક્ટર

અન્સારી અને અબ્દુલ રહેમાન આપમેળે મારા તબીબી સલાહકાર બન્યા છે. તેઓ મને રોજ તપાસે છે. મારી જિંદગીમાં મેં અનેક સુખદ પ્રસંગો અનુભવ્યા હતા. આ પ્રસંગ પણ અગાઉના કોઈ પ્રસંગ કરતાં ઓછો સુખદ નથી. રોટલી જ બધું સર્વસ્વ નથી. હું અહીં ભરપૂર પ્રેમ અનુભવું છું. મારે મન તે રોટીથીય વધુ છે."

"એવી કાનાફૂસી ચાલે છે કે મુસલમાન મિત્રો સાથે આટલો ગાઢ સંબંધ રાખીને હું હિંદુઓના મન સમજવા મારી જાતને અયોગ્ય બનાવી રહ્યો છું. હિંદુ મન હું પોતે જ છું. જયારે મારી એકેએક નસ હિંદુ છે. ત્યારે હિંદુઓને ઓળખવા માટે હિંદુઓ વચ્ચે રહેવાની મારે કોઈ જરૂર નથી. અત્યંત પ્રતિકૂળ પ્રભાવ વચ્ચે પણ તે સમૃધ્ધ ન બની શકે, તો મારું હિંદુત્વ અતિ દરિદ્ર હોવું જોઈએ. સહજવૃત્તિથી હું જાણું છું કે હિંદુ ધર્મ માટે શું અનિવાર્ય છે. પણ મુસલમાન માનસને જાણવા મારે શ્રમ કરવો જોઈએ. જેટલો હું શ્રેષ્ઠ મુસલમાનોની વધુ નિકટ આવતો જાઉં તેટલો હું મુસલમાનો અને તેમનાં કાર્યોના મારા અંદાજમાં વધુ ન્યાયી બનું. બે કોમો વચ્ચે શ્રેષ્ઠ બંધન બનવાનો મારો પ્રયત્ન છે. જો જરૂર પડે તો બંને કોમોને મારા લોહીથી જોડવા સમર્થ બનવાની મારી ઈચ્છા છે. પણ તેવું હું કરી શકું તે પહેલાં મારે મુસલમાનોને સાબિત કરી આપવું જોઈએ કે હું તેમને ચાહું છું અને હું હિંદુઓને પણ તેટલા જ ચાહું છું. મારો ધર્મ સહુને સમાન રીતે ચાહતાં શીખવે છે. ઈશ્વર મને તેમ કરવામાં સહાય કરે! અન્ય હેતુઓ સાથે મારા ઉપવાસનો હેતુ છે સમાન અને નિ:સ્વાર્થ પ્રેમ પ્રાપ્ત કરવા માટે મને યોગ્ય બનાવવાનો."

આ ઉપવાસને પરિણામે એકતા સંમેલનો યોજાયા. પણ તે એકતા સંમેલનોએ બીજું કંઈ ન કર્યું પણ પવિત્ર ઠરાવો કર્યા, જે જાહેર થતાં વેંત જ તૂટી ગયા.

હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવા માટે શ્રી ગાંધીએ ભજવેલા ભાગની આ સંક્ષિપ્ત ઐતિહાસિક રૂપરેખા, કોમી સમજૂતી શ્રી ગાંધીએ અખત્યાર કરેલા વલણનો ઉલ્લેખ કરી સમાપ્ત કરી શકાય. તેમણે મુસ્લિમોને કોરો ચેક આપી દીધો. આ કોરા ચેકે મુસ્લિમોને ગુસ્સે કરવાનું કામ કર્યું કારણ કે તેમણે એનો અર્થ કુટિલ કૃત્ય કર્યો. ગોળમેજી પરિષદમાં તેમણે અલગ મતદાર મંડળોનો

વિરોધ કર્યો. જ્યારે તે કોમી ચુકાદા દ્વારા મુસ્લિમોને અપાયાં ત્યારે શ્રી ગાંધી તથા કોંગ્રેસે તેમને માન્ય ન રાખ્યો. પણ જ્યારે તેના પર મત લેવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમણે વિચિત્ર વલણ અપનાવ્યું અને ન તો સંમત થયા, ન વિરોધ કર્યો.

હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવાના શ્રી ગાંધીના પ્રયત્નોનો આવો ઇતિહાસ છે. આ પ્રયાસોનાં શાં ફળ આવ્યાં ? આ પ્રશ્નોના ઉત્તર આપવા માટે ઈ.સ. ૧૯૨૦થી ઈ.સ. ૧૯૪૦ના ગાળા દરમ્યાન, શ્રી ગાંધીએ હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવા જે સખત પુરુષાર્થ કર્યો તે ગાળા દરમ્યાન આ બે કોમો વચ્ચેના સંબંધો તપાસવા અનિવાર્ય છે. હિંદ સરકારના જૂના ધારા અન્વયે હિંદ સરકાર દ્વારા હિંદના બનાવો અંગે વરસોવરસ પાર્લામેન્ટમાં જે વાર્ષિક અહેવાલો રજૂ થતા તેમાં આ સંબંધ સારી રીતે વર્ણવાયો છે. આ અહેવાલોને આધારે[1] મેં નીચે હકીકતો રજૂ કરી છે.

ઈ.સ. ૧૯૨૦ના વર્ષથી શરૂ કરીએ. તે જ વર્ષે મલબારમાં મોપલા બળવો તરીકે ઓળખાતો બળવો થયો. બે મુસ્લિમ સંસ્થાઓ ખુદ્દામ-ઈ-કાબા (મક્કાના કાબાના સેવકો) અને કેન્દ્રીય ખિલાફત સમિતિ દ્વારા આયોજિત આંદોલનોનું તે પરિણામ હતું. આંદોલનકારોએ એવા સૂત્રનો બોધ આપ્યો કે અંગ્રેજ સરકારના અમલ નીચે હિંદ દર-ઉલ-હર્બ બની ગયો હતો અને મુસ્લિમોએ તેની વિરુદ્ધ લડવું જ જોઈએ અને જો તે તેમ ન કરી શકે તો તેમણે બીજો વિકલ્પ હિજરતનો સિદ્ધાંત સ્વીકારવો જોઈએ. આ ઉત્તેજનથી મોપલાઓની લાગણીઓ એકાએક ઉશ્કેરાઈ. ફાટી નીકળેલો બળવો મૂળ તો ખરેખર અંગ્રેજ સરકાર સામેનો બળવો હતો. અંગ્રેજ સરકારને ઊથલાવીને ઈસ્લામનું સામ્રાજ્ય સ્થાપવાનું ધ્યેય હતું. છરાઓ, તલવારો અને ભાલાઓ ગુપ્ત રીતે બનાવાતાં હતાં. અંગ્રેજ સત્તા પર હુમલો કરવા આતતાયીઓનાં ટોળાં એકઠાં કરાતાં હતાં. ૨૦મી ઓગસ્ટે પિરુનાંગડીમાં મોપલાઓ અને અંગ્રેજો વચ્ચે સખત સંઘર્ષ થયો. રસ્તાઓ બંધ થઈ ગયા, તાર સંદેશાના તાર કપાઈ ગયા અને અનેક સ્થળોએ રેલવેનો નાશ કરાયો. જેવું વહીવટીતંત્ર ખોટકાઈ ગયું કે મોપલાઓએ જાહેર કર્યું કે સ્વરાજ્ય

૧ આ શ્રેણી 'ઈન્ડિયા ઈન ૧૯૨૦' અને તે રીતે જ ઓળખાય છે.

સ્થાપિત થઈ ગયું છે. કોઈક અલી મુદલિયારની રાજા તરીકે ઘોષણા કરવામાં આવી, ખિલાફતના ધ્વજ ફરકાવવામાં આવ્યા અને એર્નાડ તથા વલ્લુરનને ખિલાફત રાજ્યો તરીકે જાહેર કરવામાં આવ્યાં. અંગ્રેજ સરકાર સામેના બળવા તરીકે આ સાવ સમજી શકાય તેવી વાત છે. પણ મોપલાઓએ મલબારના હિંદુઓ સાથે જે વર્તન કર્યું તે નથી સમજી શકાતું. મોપલાઓને હાથે હિંદુઓનો ભયંકર અંજામ આવ્યો. કત્લેઆમ, ફરજિયાત ધર્માંતર, મંદિરો અપવિત્ર બનાવવાં, સગર્ભા સ્ત્રીઓના ગર્ભ ચીરવા જેવા સ્ત્રીઓ પર ધૃણાજનક અત્યાચારો, લૂંટ, આગ અને વિનાશ - ટૂંકમાં, સર્વ પ્રકારની ક્રૂર, અસંયમી જંગાલિયત હિંદુઓ પર મોપલાઓએ છૂટે હાથે આચરી અને તેય દેશના મુશ્કેલ અને વિશાળ માર્ગે થઈને વ્યવસ્થા સ્થાપિત કરવા ઝડપથી ત્યાં લશ્કર આવી પહોંચે તેટલા લાંબા સયય સુધી ચાલુ રહી. આ હિંદુ મુસ્લિમ રમખાણ નહોતું, આ તો બાર્થોલોમ્યુ હતું. કેટલા હિંદુઓ મરાયા, ઘવાયા કે કેટલાનું ધર્માંતર કરાયું તે જાણવા નથી મળ્યું. પણ તે સંખ્યા ખૂબ મોટી હોવી જોઈએ.

ઈ.સ. ૧૯૨૧-૨૨ના વર્ષમાં કોમી ઈર્ષ્યા શમી નહોતી. બંગાળમાં તથા પંજાબમાં મોહરમના તહેવાર દરમિયાન ભારે-ગંભીર રમખાણો થયાં હતાં. ખાસ કરીને પંજાબના મુલતાનમાં તો કોમી લાગણી ગંભીર પરાકાષ્ટાએ પહોંચી હતી અને જો કે મરણની સંખ્યા પ્રમાણમાં ઓછી હતી તો પણ મિલકતને મોટા પ્રમાણમાં નુકસાન કરાયું હતું.

ઈ.સ. ૧૯૨૨-૨૩નું વર્ષ બંને કોમો વચ્ચેના એખલાસનું, શાંતિનું વર્ષ હતું. પણ ઈ.સ. ૧૯૨૩-૨૪માં સમગ્ર વર્ષ દરમિયાન સંબંધો બગડયા હતા. પણ કોહર શહેરમાં આ તનાવે જેવી કરુણ ખુવારી સર્જી તેવી અન્ય કોઈ વિસ્તારમાં નહોતી સર્જી. ઈસ્લામ વિરોધી દ્વેષીલાં ઝેરી કાવ્યો ધરાવતા ચોપાનિયાનું પ્રકાશન અને પ્રચાર આ તોફાનનું પ્રત્યક્ષ કારણ હતું. ઈ.સ. ૧૯૨૪ની નવમી તથા દસમી સપ્ટેમ્બરે ભયંકર રમખાણો ફાટી નીકળ્યાં. કુલ ૧૫૫ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી તથા ઘવાઈ હતી. અંદાજે રૂપિયા ૯ લાખ જેટલા ઘરોની મિલકતનો નાશ કરવામાં આવ્યો હતો અને વિપુલ પ્રમાણમાં માલ લૂંટવામાં આવ્યો હતો. આ ભયના સમ્રાજયને પરિણામે સમગ્ર હિંદુ વસ્તી કોહર શહેર ખાલી કરી ગઈ.

લાંબી વાટાઘાટો પછી બંને કોમો વચ્ચે શાંતિની સમજૂતી થઈ. સરકારે ખાતરી આપી કે કેટલાક અપવાદ સિવાય રમખાણમાં સંડોવાયેલા લોકો સામેની બાકી રહેલી ફરિયાદ પડતી મૂકાશે. યાતનાગ્રસ્ત લોકોને તેમના ધંધા શરૂ કરવા તથા ઘરો બાંધવા કેટલાક કિસ્સાઓમાં સરકારે રૂ. પાંચ લાખ સુધી નાણાં વિના વ્યાજે ધીર્યાં. આ સમજૂતી થયા પછી અને હિજરત કરી ગયેલા લોકો કોહરમાં આવ્યા પછી પણ કોહરમાં શાંતિ નહોતી અને ઈ.સ. ૧૯૨૪-૨૫ના સમગ્ર વર્ષ દરમ્યાન દેશના વિવિધ ભાગોમાં હિંદુ અને મુસ્લિમ લોકો વચ્ચે તનાવ કરુણાજનક પરાકાષ્ટાએ રહ્યો. ઉનાળામાં ત્રાસદાયક હુલ્લડો થયાં. જુલાઈ મહિનામાં, દિલ્હીમાં હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે સખત મારામારી શરૂ થઈ ગઈ અને તેમાં પણ ગંભીર ખુવારી થઈ. તે જ મહિનામાં નાગપુરમાં પણ હુલ્લડ ફાટી નીકળ્યું. ઓગસ્ટ મહિનો તો તેનાથીય ખરાબ હતો. બ્રિટિશ હિંદમાં લાહોર, લખનૌ, મોરાદાબાદ, ભાગલપુર તથા નાગપુરમાં રમખાણો થયાં અને નિઝામના શાસન હેઠળના ગુલબર્ગમાં સખત તોફાનો ફાટી નીકળ્યાં : સપ્ટેમ્બર-ઓક્ટોબર મહિનાઓમાં લખનૌ, શાહજહાનપુર, કન્કિનારાહ તથા અલ્હાબાદમાં સખત તોફાનો જોવાં મળ્યાં. તે વર્ષે કોહટમાં જે ભયંકર રમખાણ ફાટી નીકળ્યું તેમાં, ખૂન, આગ અને લૂંટ પણ જોવા મળ્યાં.

ઈ.સ. ૧૯૨૫-૨૬માં હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેની દુશ્મનાવટ વ્યાપક બની. આ વર્ષમાં થયેલાં હિંદુ-મુસ્લિમ રમખાણોની મહત્ત્વની વિશિષ્ટતા એ હતી કે તે વ્યાપક હતાં અને કયારેક તો તે નાનાં ગામડાઓમાં પણ થયાં હતાં. કલકત્તા, સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો અને મુંબઈ પ્રાંત રમખાણોની ભૂમિ બન્યાં. કેટલાક રમખાણોમાં તો કરુણ જાનહાનિ પણ થઈ. ઑગસ્ટ મહિનાના અંતમાં કલકત્તા, વિરાર, મુંબઈ પ્રાંત ગુજરાત તથા સંયુક્ત પ્રાંતોમાં ઉજવાયેલાં કેટલાંક નાનાં અને સ્થાનિક પર્વોને કારણે તોફાનો સર્જાયાં. આમાંના કેટલાક પ્રદેશોમાં બંને કોમો વચ્ચે સીધી અથડામણ થઈ. પણ અન્યત્ર, વિશેષ કરીને કન્કિનારાહમાં - કલકત્તાનું ગીચ વસ્તી ધરાવતું, શણની મીલોનું મથક - પોલીસના પ્રયત્નથી ગંભીર રમખાણો રોકવામાં આવ્યા. ગુજરાતમાં હિંદુ તથા મુસ્લિમ ભેદભાવની લાગણી પરાકાષ્ટાએ પહોંચી હતી અને એકાદ સ્થળે તો મંદિરને પણ અપવિત્ર

બનાવવામાં આવ્યું. સપ્ટેમ્બરના અંતમાં, હિંદુઓના મહત્ત્વના રામલીલાના પર્વ વખતે અનેક સ્થળોએ તીવ્ર ચિંતા પ્રગટાવી અને સંયુક્ત પ્રાંતોના મહત્ત્વના સ્થળ અલિગઢમાં રામલીલાના ઉત્સવ સમયે જ તે વર્ષનું ખરાબમાં ખરાબ રમખાણ ફાટી નીકળ્યું. તે રમખાણનું સ્વરૂપ પ્રમાણમાં એટલું તો ભયંકર હતું કે શાંતિ સ્થાપવા પોલીસને ગોળીબાર કરવો પડયો અને ક્યાંક પોલીસ ગોળીબારને કારણે કે રમખાણને કારણે પાંચ વ્યક્તિઓ મૃત્યુ પામી. લખનૌમાં તો એકવાર આ તહેવારે ભયંકર પરિસ્થિતિ ધારણ કરી પણ સ્થાનિક સત્તાવાળાઓએ રમખાણ થતું અટકાવ્યું. ઓક્ટોબરમાં, મુંબઈ પ્રાંતના શોલાપુરમાં ગંભીર રમખાણ થયું. ત્યાં, સ્થાનિક હિંદુઓ હિંદુમૂર્તિઓ સાથેની ગાડી લઈને જતા હતા. જયારે તે મસ્જિદ પાસે આવ્યા ત્યારે તેમની અને કેટલાક મુસ્લિમો વચ્ચે વિવાદ જાગ્યો જેમાંથી રમખાણ ઊભું થયું.

એપ્રિલના પ્રારંભમાં કલકત્તામાં દુ:ખદ રમખણો થયાં. આ રમખાણો મસ્જિદની બહાર મુસ્લિમો અને આર્યસમાજીઓ વચ્ચેના બખેડામાંથી ઉદ્‌ભવ્યાં હતાં અને પાંચમી એપ્રિલ સુધી ચાલુ રહ્યાં હતાં. જો કે એક જ પ્રસંગે પોલીસ કે લશ્કરને દ્રઢ પ્રતિકાર કરતા ટોળાનો સામનો કરવો પડયો હતો. પાંચમી એપ્રિલની સાંજે ગોળીબાર પણ કરવો પડયો હતો. ઝાઝી સંખ્યામાં આગ ચાંપવાના બનાવો પણ બન્યા હતા અને આવા બનાવોમાં પહેલા ત્રણ દિવસમાં અગ્નિશામક દળને ૧૧૦ આગ બુઝાવવી પડી હતી. મંદિરો પર મુસ્લિમોના હુમલા તથા મસ્જિદો પર હિંદુઓના હુમલા તે આ રમખાણોની અપૂર્વ લાક્ષણિકતા હતી. આને પરિણામે સ્વાભાવિક રીતે જ તીવ્ર કટુતા વધુ પ્રસરી. લૂંટફાટના પણ કેટલાક બનાવો બન્યા અને વેપાર-ધંધા બંધ રાખવા પડયા. પરિણામે કલકત્તાને મોટું આર્થિક સહન કરવું પડયું. પાંચમી પછી તરત જ દુકાનો ફરી ઊઘડી પણ ૧૩મી એપ્રિલે આવતા હિંદુ પર્વના તથા ૧૪મીએ આવતા ઈદના તહેવારના આગમન સુધી તંગદિલી તો રહી જ. તા. ૧૩મીએ શીખો શોભાયાત્રા કાઢવાના હતા પણ સરકાર તેમને જરૂરી પરવાનગી આપવા અસમર્થ હતી. જો કે, તા. ૧૩મી તથા ૧૪મી અંગેની દહેશત સદ્‌ભાગ્યે સાચી ન પડી અને તા. ૨૨મી એપ્રિલ સુધી બાહ્ય શાંતિ જળવાઈ રહી. ત્યાં જ અચાનક ૨૨મી એપ્રિલે શેરીમાંના નાના

ઝઘડામાંથી રમખાણો ફરી શરૂ થયાં. છ દિવસ સુધી બંને કોમોનાં ટોળાં વચ્ચે સામાન્ય રીતે નાના પ્રમાણમાં મારામારી ચાલુ રહી, હુમલાઓ કે ખૂનના છૂટાછવાયા બનાવો પણ બનતા રહ્યા. આ ગાળા દરમ્યાન મંદિરો કે મસ્જિદો પર હુમલાઓ થયા નહોતા. આગ-લૂંટના થોડા બનાવો બન્યા હતા. પણ એવા તો અસંખ્ય પ્રસંગો હતા કે જ્યારે ઉશ્કેરાયેલાં ટોળાં પોલીસને જોઈ સત્વરે વિખેરાયાં નહોતાં અને બારેકવાર તો ગોળીબાર અનિવાર્ય બન્યો હતો. રમખાણોના આ બીજા તબક્કાની કુલ ખુવારીમાં મૃત્યુની સંખ્યા ૬૬ હતી અને ઘવાયેલાઓની સંખ્યા ૩૯૧ હતી. રમખાણોના પ્રથમ તબક્કા દરમિયાન વ્યાપાર-ધંધાનું સ્થળાંતર ખૂબ ગંભીર હતું અને મારવાડીઓના બંધ થયેલા વ્યવસાયે યુરોપીય વ્યાવસાયિક પેઢીઓને પણ અસર પહોંચાડી હતી. ભયને કારણે મોટાભાગનાં બજારો અંશતઃ કે સંપૂર્ણ બંધ રહ્યાં હતાં અને બે દિવસ સુધી તો માંસ વેચાતું લગભગ બંધ થઈ ગયું હતું. ભય તો એટલા મોટા પ્રમાણમાં હતો કે તોફાનગ્રસ્ત વિસ્તારોમાંથી કચરો ઉપડાવવાનું પણ બંધ કરી દેવામાં આવ્યું હતું અને મ્યુનિસિપાલિટીએ પોલીસ સંરક્ષણ માગતાં જ મ્યુનિસિપાલિટીના ઝાડુવાળાઓની મુશ્કેલીઓ દૂર થઈ હતી. આ વખતે રમખાણોનો વિસ્તાર સહેજ વિસ્તર્યો હતો પણ કલકત્તાની આસપાસના મિલ વિસ્તારમાં રમખાણો નહોતાં થયાં. તોફાનગ્રસ્ત વિસ્તારના ભાગો પર વ્યવસ્થિત છાપાઓ, ગુંડાઓની ધરપકડ, શસ્ત્રોનો લેવાયેલો કબજો, અને વિશિષ્ટ પોલીસ અમલદારો તરીકે બ્રિટિશ સૈનિકોને મૂકીને પોલીસ દળ સંગીન બનાવવાની ધારી અસર થઈ અને હુમલાઓ અને ખૂનના છૂટાછવાયા બનાવો સિવાય એપ્રિલના અંતિમ ત્રણ દિવાસોમાં પરિસ્થિતિમાં એકધારો સુધારો થતો ગયો. છૂટાંછવાયાં ખૂનો મોટે ભાગે બંને કોમના ગુંડાઓ કરાવતા હતા અને રમખાણોના પહેલા તથા બીજા તબક્કામાં તે સતત ચાલુ રહ્યાં એટલે એક સામાન્ય અસર એવી ઊભી થઈ કે આ ગુંડાઓ ભાડૂતી ખૂનીઓ હતા. આ રમખાણોની સતત ચાલુ રહેલી એક એવી જ બીજી લાક્ષણિકતા હતી. બંને પક્ષો દ્વારા થતી ઉશ્કેરણીજનક ચોપાનિયાની વહેંચણી અને સાથેસાથે રોકવામાં આવતા ભાડૂતી મવાલીઓ. આને કારણે તે માન્યતાને બળ મળ્યું કે રમખાણોને ચાલુ રાખવા પૈસા ખર્ચાયા છે.

ઈ.સ. ૧૯૨૬-૨૭નું વર્ષ તે સતત કોમી રમખાણોનું વર્ષ હતું. ઈ.સ. ૧૯૨૬ના એપ્રિલથી પ્રત્યેક મહિને બંને કોમના તોફાનીઓ વચ્ચે વત્તા-ઓછા પ્રમાણમાં ગંભીર બખેડા થયાં અને શબ્દના કાયદેસર અર્થમાં માત્ર બે જ મહિના ખરેખર તોફાનો વિનાના વીત્યાં. આ અસંખ્ય બખેડા કે રમખાણોની પરિસ્થિતિઓની તપાસ કરતાં જણાય છે કે કાં તો તે વ્યક્તિઓ વચ્ચેના નાના, ક્ષુલ્લક વિચારોમાંથી દા.ત. હિંદુ દુકાનદાર અને મુસ્લિમ ગ્રાહક વચ્ચેના વિવાદમાંથી ઊભા થયા હતાં કે પછી તે તોફાનોનું કારણ કોઈ ધાર્મિક તહેવારોની ઉજવણી અથવા તો મુસ્લિમ ધર્મસ્થાન પાસે હિંદુઓની શોભાયાત્રમાં વાગતું સંગીત હતું. ખરેખર તો એક કે બે જ રમખાણો માત્ર ગુસ્સા તથા ઉશ્કેરાટને કારણે થયા હતાં. આ બધામાં એક સવિશેષ નોંધપાત્ર રમખાણ દિલ્હીમાં ૨૪મી જૂને થયું હતું. એક ટટ્ટુ ભાગીને ગીચ શેરીમાં દોડી આવ્યું અને તેથી લોકોએ માની લીધું કે રમખાણ શરૂ થયું છે અને આથી તરત જ બંને કોમોએ એકબીજા પર ઈંટોના રોડાં અને ડંડાથી હુમલા કર્યાં.

ઈ.સ. ૧૯૨૬ના એપ્રિલ અને મે મહિનામાં કલકત્તામાં થયેલાં બે હુલ્લડો સહિત ઈ.સ. ૧૯૨૭ના એપ્રિલની ૧લીએ બાર મહિના દરમ્યાન ૪૦ રમખાણો થયાં હતાં, તેમાં ૧૯૭ વ્યક્તિઓનાં મૃત્યુ થયાં હતાં અને ૧,૫૯૮ વ્યક્તિઓને વત્તેઓછે અંશે ગંભીર ઈજાઓ પહોંચી હતી. આ અંધાધૂંધી વ્યાપક હતી. હિંદના બંગાળ, પંજાબ તથા સંયુક્ત પ્રાંતો જેવા પ્રદેશોમાં તેની ગંભીર અસર પહોંચી હતી. બંગાળને રમખાણોથી ખૂબ સહન કરવું પડયું પણ આ વર્ષમાં અનેક પ્રસંગોએ મુંબઈ પ્રાંત તથા સિંધમાં પણ હિંદુ-મુસ્લિમો વચ્ચે અતિશય તંગદિલી રહી. આખા ઉનાળા દરમ્યાન કલકત્તા અસ્વસ્થ રહ્યું. પહેલી જૂને એક નાના ઝઘડામાંથી રમખાણ જાગ્યું. જેમાં ચાલીસ, વ્યક્તિઓ ઘવાઈ. ત્યાર પછી, ૧૫મી જુલાઈ સુધી જે દિવસે હિંદુઓનું મહાન પર્વ આવતું હતું તે દિવસ સુધીમાં ખુલ્લાં તોફાનો ટાઢાં પડયાં. તે પર્વની ઉજવણી વખતે કોઈ મસ્જિદની પાસે થઈને હિંદુઓની શોભાયાત્રા નીકળી હતી અને તેમાં વાજાં વાગતાં હતાં. આથી રમખાણ થયું જેમાં ૧૪ વ્યક્તિઓ મૃત્યુ પામી તથા ૧૧૬ વ્યક્તિઓ ઘાયલ થઈ. બીજે દિવસે મુસ્લિમોના મહત્ત્વના તહેવાર મોહરમની શરૂઆત થતી હતી.

તે દિવસે પણ રમખાણો ફાટી નીકળ્યાં અને થોડાક દિવસની શાંતિ પછી ફરી પાછાં તે ૧૯મી, ૨૦મી, ૨૧મી તથા ૨૨મી તારીખે થયાં. તા. ૨૩, ૨૪ તથા ૨૫મીએ છૂટાછવાયા હુમલા થયા અને છરા ભોંકાયા. રમખાણોના આ ગાળા દરમ્યાન થયેલી ખુવારીમાં ૨૮ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને ૨૨૬ વ્યક્તિઓ ઘાયલ થઈ હતી. તા. ૧૫મી સપ્ટેમ્બરે તથા ૧૬ ઓક્ટોબરે કલકત્તામાં વળી પાછાં હુલ્લડો થયાં અને તા. ૧૬ ઓક્ટોબરે તો નજીકના હાવરા શહેરમાં પણ રમખાણ થયું હતું. તેમાં એક કે બે વ્યક્તિ મૃત્યુ પામી હતી અને ત્રીસથીય વધુ વ્યક્તિઓ ઘવાઈ હતી. એપ્રિલ તથા મે મહિનાનાં રમખાણોમાં મોટે ભાગે આગ ચાંપવાના બનાવો સવિશેષ હતા. પરંતુ, સદ્‌ભાગ્યે પાછળથી જુલાઈ મહિનામાં થયેલાં તોફાનોમાં તેવા બનાવો લગભગ બન્યા ન હતા. દા.ત. માત્ર આગના બનાવો વખતે જ આગ શમાવવા અગ્નિશામક દળને બોલાવવું પડયું હતું.

ઈ.સ. ૧૯૨૭-૨૮ના ગાળા દરમ્યાન આ ઘટનાઓ આપણી સામે તાકીને ઊભી છે. ઈ.સ. ૧૯૨૭ના એપ્રિલના પ્રારંભ અને સપ્ટેમ્બરના અંત સુધીના ગાળામાં લગભગ ૨૫ જેટલાં, તેનાથી ઓછા તો નહિ જ, રમખાણો નોંધાયાં હતાં. આમાંથી દસ સંયુક્ત પ્રાંતોમાં, છ મુંબઈ પ્રાંતમાં, પંજાબ, મધ્ય પ્રાંત, બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં બબ્બે અને દિલ્હીમાં એક એ પ્રમાણે થયાં હતાં. મોટા ભાગનાં આ રમખાણો બંને કોમોમાંથી કોઈ પણ એક કોમના ધાર્મિક તહેવારની ઉજવણી દરમ્યાન થયાં હતાં. કેટલાંક રમખાણો મસ્જિદ પાસે હિંદુઓએ વાજાં વગાડવાને કારણે કે મુસ્લિમો દ્વારા ગાયોની કતલ કરવાને કારણે થયાં હતાં. ઉપર્યુક્ત તોફાનોમાં થયેલી કુલ ખુવારીમાં લગભગ ૧૦૩ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી તથા ૧૦૮૪ જેટલી વ્યક્તિઓ ઘાયલ થઈ હતી.

આ વર્ષમાં નોંધાયેલું અત્યંત ગંભીર રમખાણ ઈ.સ. ૧૯૨૭ની ૪થી મે અને ૭મી મે વચ્ચે લાહોરમાં થયું. આ રમખાણ ફાટી નીકળ્યું તે પહેલાં જ બંને કોમો વચ્ચે ભારે તંગદિલી પ્રવર્તતી હતી અને જયારે આ તોફાન થયું ત્યારે તે એક મુસ્લિમ તથા બે શીખો વચ્ચેની આકસ્મિક અથડામણમાંથી જ થયું. પછી તો વીજળી વેગે તે તોફાન ફેલાયું અને વ્યક્તિઓ પરના આડેધડ હુમલાઓને

કારણે ૨૭ મૃત્યુ પામેલી વ્યક્તિઓ તથા ૨૭૨ ઘવાયેલી વ્યક્તિઓ જેટલી ભારે ખુવારી નોંધાઈ. રમખાણોના ઘટના સ્થળે પોલીસદળ તથા સેના સત્વરે દોડી ગયાં અને ઉત્તેજિત ટોળાં વચ્ચે મોટા પ્રમાણમાં અથડામણ અશક્ય બની. જો કે, લાહોરની શેરીઓ તથા ગલીઓ પાસેથી એકલદોકલ રાહદારી માટે પસાર થવું સલામત બને તે પહેલાંના બે-ત્રણ દિવસો સુધી અણધાર્યા ખૂન તથા હુમલાના બનાવો બનતા રહ્યા.

મે મહિનામાં લાહોરના રમખાણ પછી, જો આપણે બિહાર તથા ઓરિસ્સામાં જૂનના મધ્યમાં બનેલા નાના બનાવોને બાદ કરીએ તો, બે મહિના સુધી આ કોમો વચ્ચેના પરસ્પર રમખાણો શાંત પડી ગયાં હતાં. પણ જુલાઈ મહિનામાં આઠ જેટલાં રમખાણો થયાં. તેમાં, પંજાબના મુલતાનમાં, મહોરમના તહેવાર વખતે તો ખૂબ ગંભીર રમખાણ થયું. આ રમખાણે જે ભોગ લીધો હતો તેમાં ૧૩ના મૃત્યુનો તથા ૨૪ને થયેલી ઈજાઓનો સમાવેશ થતો હતો. પરંતુ હજી ઓગસ્ટ મહિનાને તો વધુ ખરાબ રમખાણો જોવાનાં હતાં. તે મહિનામાં નવ રમખાણો થયા. તેમાંનાં બે રમખાણોમાં તો ભારે જાનહાનિ થઈ. બિહાર અને ઓરિસ્સાના બેતિયા ગામમાં ધાર્મિક શોભાયાત્રાના વિવાદમાંથી જાગેલા રમખાણમાં અગિયાર વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને સૌથી વધુ વ્યક્તિઓ ઘવાઈ હતી. જયારે સંયુક્ત પ્રાંતોમાં, બરેલીમાં મસ્જિદની સામેથી પસાર થતી શોભાયાત્રા રમખાણનું નિમિત્ત બની, જેમાં ચૌદ વ્યક્તિઓ મૃત્યુ પામી તથા ૧૬૫ વ્યક્તિઓને ઈજા થઈ. સદ્ભાગ્યે આ વર્ષ દરમ્યાન કોમકોમ વચ્ચેનાં રમખાણોમાં આ રમખાણ વળાંકરૂપ બન્યું અને સપ્ટેમ્બરમાં માત્ર ચાર જ રમખાણો થયાં. તેમાનું એક મધ્યપ્રાંતના નાગપુરમાં ૪થી સપ્ટેમ્બરે થયું હતું. જે ગંભીરતામાં અને એણે કરેલાં નુકસાનમાં લાહોર પછી બીજું હતું. જે તણખાએ આ આગ ચાંપી તે તણખો હતો મુસ્લિમ સરઘસ સંબંધી પણ આ ભડકા માટેની સામગ્રીની તૈયારી પૂર્વયોજિત હતી. તેમાં ૧૯ વ્યક્તિઓને મારી નાખવામાં આવી અને ઘવાયેલી ૧૨૩ વ્યક્તિઓને આ રમખાણને પરિણામે હોસ્પિટલોમાં ખસેડવામાં આવી. આ રમખાણો દરમ્યાન મુસ્લિમ કોમના ઘણા લોકો નાગપુરનાં પોતનાં ઘર છોડી ચાલ્યા ગયા.

આ વર્ષ દરમ્યાન હિંદુ-મુસ્લિમ સંબંધોની લાક્ષણિકતા રમખાણો કરતાં ભાગ્યે જ ઓછી ગંભીર હતી, ત્યારે એક કોમની વ્યક્તિઓએ બીજી કોમની વ્યક્તિઓ પર ખૂની હુમલા પણ કર્યા. આમાંના મોટા ભાગના ઉશ્કેરાટભર્યા હુમલાઓ 'રંગીલા રસૂલ' તથા 'રિસાલા વર્તમાન' નામનાં બે પ્રકાશનો અંગેના ઉશ્કેરાટને કારણે થયા હતા. તે બંનેમાં મહમદ પયગંબર પર બેફામ પ્રહાર કરવામાં આવ્યા હતા. પરિણામે અનેક નિર્દોષ વ્યક્તિઓએ, ક્યારેક તો અતિ જંગાલિયતભરી પરિસ્થિતિઓમાં જાન ગુમાવ્યા. ઈ.સ. ૧૯૨૭ના ઉનાળામાં તો વ્યક્તિઓ પરના આવા શ્રેણીબધ્ધ હુમલાને કારણે ઉશ્કેરાટ તથા અસલામતીનું વાતાવરણ ફેલાઈ રહ્યું.

'રંગીલા રસૂલ'[૧]ની ઘટનાને કારણે જન્મેલો ઉશ્કેરાટ તેના મૂળ કેન્દ્રથી દૂર દૂર સુધી વિસ્તર્યો અને જુલાઈ સુધીમાં તો સમગ્ર વાયવ્ય સરહદી પ્રાંતમાં તેના અણગમતા પ્રત્યાઘાતો પડયા. આ પ્રદેશમાં આ તોફાનનાં પ્રથમ ચિહ્નો જૂનના પ્રારંભમાં જોવાં મળ્યાં. પણ જુલાઈના ઉત્તરાર્ધમાં ઉત્તેજના તેની પરાકાષ્ટાએ પહોંચી ગઈ હતી. આ સરહદના અંગ્રેજ વિસ્તારોમાં તો સ્થાનિક સત્તાધીશોએ પરિસ્થિતિને દઢતાપૂર્વક, યુક્તિપૂર્વક હલ કરી શાંતિને ગંભીરપણે જોખમાતી બચાવી. અંગ્રેજ બ્રિટિશ સત્તા હેઠળના સરહદી જિલ્લાઓમાં, ખાસ કરીને પેશાવરમાં હિંદુઓના આશિંક બહિષ્કારની હિમાયત થઈ પણ આ ચળવળને ઝાઝી સફળતા ન મળી. અને જો કે, એક કે બે જિલ્લાઓમાં હિંદુઓ પ્રત્યે ખરાબ વર્તન કરવામાં આવ્યું તોપણ ગુનેગારોની ધરપકડ તથા ફોજદારી કાયદા નીચે લીધેલા પગલાંઓએ વ્યવસ્થાને ઝડપથી થાળે પાડી પણ સરહદની પેલે પાર, પયગંબર પર કરેલા આ આક્રમણને કારણે ઉત્પન્ન થયેલા ક્રોધના વધુ ગંભીર પરિણામ આવ્યાં અને જયારે ખૈબરઘાટની પડોશમાં વસતા આફ્રિદીઓ તથા શિનવારીઓને પ્રસિધ્ધ મુલ્લાએ હિંદુ વિરુધ્ધ ઉપદેશ આપવાની શરૂઆત કરી ત્યારે તેના શબ્દોનાં સુપરિણામ આવ્યાં. તેમની સાથે રહેલા હિંદુઓ એવી લેખિત જાહેરાત ન કરે કે દેશના તમામ સહધર્મીઓનાં કાર્યો સાથે તેમને સંબંધ

૧ 'સિતાકા છિનાલા' નામની એક મુસ્લિમ લિખિત પુસ્તિકામાં એવો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો કે રામાયણના નાયક રામની પત્ની સીતા વેશ્યા હતી. તેના પ્રત્યુત્તર રૂપે 'રંગીલા રસૂલ' લખાયું હતું.

નથી તો તેમને કાઢી મૂકવાનો આદેશ તેમણે આફ્રિદીઓ તથા શિનવારીઓને આપ્યો. જો તે પોતાના હિંદુ પડોશીઓને સૌ પ્રથમ કાઢી મૂકનાર ખૈબર આફ્રિદીઓની બે જાતિઓ- કુઈખેલ તથા ઝક્કાખેલ હતી. તેમણે ૨૨મી જુલાઈએ તેમને કાઢી મૂક્યા. આથી તેમના શિનવારી પડોશીઓમાં ઉત્તેજના પ્રસરી અને તેમણે તેમના હિંદુ પડોશીઓને થોડા જ દિવસમાં ચાલ્યા જવાની સૂચના આપી. જો કે, કેટલાક હિંદુઓના ચાલ્યા ગયા પછી બાકીનાઓને રહેવા દેવા શિનવારીઓ સંમત થયા. ખૈબર છોડતા કેટલાક હિંદુઓ સાથે ખરાબ વર્તન કરવામાં આવ્યું. બે એક પ્રસંગોએ તો પથરા મારવામાં આવ્યા. જો કે તેને પરિણામે કોઈ નુકસાન ન થયું. ત્રીજી ઘટનામાં એક હિંદુને ઈજા થઈ હતી અને મોટા ભાગની મિલકત લૂંટવામાં આવી હતી પણ આફ્રિદી ખાસ્સદારોએ તે સઘળી પાછી મેળવી અને ગુનેગારોને તેમના ગુના બદલ દંડ કરવામાં આવ્યો. ત્યાર પછી, કબીલાઓના પ્રદેશમાંથી હિજરત કરી જનાર કોઈ પણ હિંદુના માર્ગ પર ચોકી કરવાની વ્યવસ્થાઓ થઈ. પોલિટિકલ એજન્ટના દબાણ નીચે, જુલાઈના અંતમાં, 'રિસાલા વર્તમાન' કેસનો ચુકાદો આવતાં સુધી આફ્રિદી "જિરગા"એ હિંદુઓના બહિષ્કારને મોકૂફ રાખવાનો નિર્ણય કર્યો. જો કે ત્યાર પછીના સપ્તાહમાં ખૈબરઘાટની ટોચે આવેલા લેન્ડીકોટલમાં રહેતાં અનેક હિંદુ કુટુંબો કબીલાઓના સરદારોએ આપેલી ખાતરી સ્વીકારવાનો ઈનકાર કરીને પેશાવર ચાલ્યાં ગયાં. પણ પ્રત્યેક કુટુંબે પોતાનાં હિતો પર ચાંપતી નજર રાખવા એક વ્યક્તિ ત્યાં રાખી. બધાં મળીને સાડા ચારસો હિંદુ સ્ત્રીપુરુષ બાળકો ઓગસ્ટના મધ્યભાગ સુધીમાં, જયારે તોફાન ઓછું થતું જતું હતું ત્યારે પેશાવર આવી પહોંચ્યાં હતાં. કેટલાંક હિંદુઓને ચોક્કસ કાઢી મૂકવામાં આવ્યા હતા, કેટલાકને ધમકીઓ આપી ઘર છોડવા માટે મજબૂર કર્યા હતા. કેટલાક ભયના માર્યા ચાલ્યા ગયા હતા અને કેટલાક નિ:શંક તેમના પડોશીઓ પ્રત્યેની સહાનુભૂતિને કારણે ચાલ્યા ગયા હતા. કબીલાઓના પ્રદેશમાંથી કાઢી મૂકવાનો અથવા તો સ્વેચ્છાએ હિજરત કરી જવાનો આ બનાવ અદ્વિતીય હતો. આ હિંદુઓ અનેક પેઢીઓથી ત્યાં રહ્યા હતા, તેમાંના મોટા ભાગના તો પ્રતિષ્ઠિત અને આદરણીય હતા અને જે કબીલાની પ્રથાના રક્ષણ માટે ફિરકાના લોકો અસહિષ્ણુ હતા તે કબીલાની પ્રથાના તે સાચે જ અનિવાર્ય

સભ્યો હતા અને જેમના લોહીમાં મળેલા વેરભાવે સામાન્ય રીતે તેમને પોતાના બનાવ્યા હતા. આ ઉશ્કેરાટ દરમ્યાન લગભગ કુલ ૪૫૦ હિંદુઓએ ખૈબરઘાટ છોડી દીધો. તેમાંના ૩૩૦ હિંદુઓ ઈ.સ. ૧૯૨૭ના અંતે કબીલાના પ્રદેશના પોતાના વતનમાં પાછા ફર્યા. બાકીના મોટા ભાગનાએ બ્રિટિશ હિંદની વધુ સલામત પરિસ્થિતિ વચ્ચે હમણાં તો, ગમે તેમ પણ, રહેવાનો નિર્ણય કર્યો.

ઈ.સ. ૧૯૨૭-૨૮ના વર્ષ કરતાં ઈ.સ. ૧૯૨૮-૨૯નું વર્ષ વધુ શાંત હતું. નામદાર લોર્ડ ઈર્વિને, મધ્યસ્થ ધારાસભામાંનાં તથા બહારનાં તેમનાં પ્રવચનોમાં, બે કોમો વચ્ચે જેને કારણે તંગદીલી ઉભી થઈ હતી તે મહત્ત્વના રાજકીય પ્રશ્નો અંગે બન્ને કોમો વચ્ચે સમજૂતીની કેટલીક ભૂમિકાઓ શોધવાના પ્રયત્નો પર ખૂબ ભાર મૂક્યો હતો. સદ્‌ભાગ્યે, ઈ.સ. ૧૯૨૯માં નિમાયેલા સાઈમન કમિશનની તપાસમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નોએ વિવિધ કોમોની મોટા ભાગની શક્તિ તથા ધ્યાન રોકી રાખ્યાં હતાં. પરિણામે સંઘર્ષના સ્થાનિક મુદ્દાઓને ઓછું મહત્ત્વ અપાતું હતું અને બંધારણીય નીતિના વ્યાપક પ્રશ્નને વધુ મહત્ત્વ અપાતું હતું. તદુપરાંત, ૧૯૨૭માં હિંદી ધારાસભાની શિયાળુ બેઠકમાં, વર્તમાનપત્રો દ્વારા થતી કોમકોમ વચ્ચેના વેરઝેરની ઉશ્કરણી માટે શિક્ષા કરવાના પસાર થયેલા કાયદાને કારણે પણ કોમકોમ્ વચ્ચેના તોફાનોની, સુધારવા પર કંઈક અસર પડી હતી. જો કે ઈ.સ. ૧૯૨૯ના માર્ચે પૂરા થતા બારમાસમાં રમખાણોની સંખ્યા ૨૨ હતી. જોકે તુલનાત્મક દૃષ્ટિએ રમખાણોની સંખ્યા ઓછી હતી તો પણ મુંબઈમાં થયેલાં રમખાણોની ખુવારી ભારે હતી, અતિ ગંભીર હતી. લગભગ ૨૦૪ જેટલી વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને હજારેક વ્યક્તિઓ ઘવાઈ હતી. આમાંય મુંબઈના પંદર દિવસ ચાલેલા રમખાણમાં ૧૪૯ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને ૭૩૯ વ્યક્તિઓ ઘાયલ હતી. આ ૨૨ રમખાણોમાંથી ૭ જેટલાં રમખાણો અથવા તો લગભગ $\frac{૧}{૩}$ ભાગ જેટલાં રમખાણો મે મહિનાના અંતે આવતા મુસ્લિમોના વાર્ષિક તહેવાર બકરી ઈદની ઉજવણી વખતે થયાં 'હતાં. આ તહેવારની ઉજવણીનો સમય હંમેશાં હિંદુ-મુસ્લિમ સંબંધો વચ્ચેનો ખતરનાક સમય રહ્યો છે. મુસ્લિમો આ તહેવારને પશુબલિનો દિવસ માને છે અને આ બલિ માટે મોટે ભાગે ગાયની જ પસંદગી થાય છે. એટલે બે કોમ વચ્ચેનો સહેજ પણ તનાવ વિસ્ફોટક

બનવાનો જ. બકરી ઈદે થયેલાં રમખાણોમાં બે રમખાણ ગંભીર હતાં અને તે બંને પંજાબમાં થયાં હતાં. એક રમખાણ અંબાલા જિલ્લાના એક ગામડામાં થયું હતું, જેમાં દસ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને નવ ઘવાઈ હતી. બીજું રમખાણ દક્ષિણ પંજાબના ગુરવાંવ જિલ્લાના સોફતા ગામમાં થયું હતું. તેના સનસનાટીભર્યા લક્ષણને કારણે તે સારા એવા પ્રમાણમાં નામચીન બન્યું હતું. આ સોફતા ગામ દિલ્હીની દક્ષિણે ૨૭ માઈલને અંતરે આવેલું છે અને ત્યાં મુસ્લિમોની વસ્તી છે. આ ગામની ચારેબાજુ હિંદુઓની વસ્તી ધરાવતાં ગામો છે. જયારે આ ખેડૂતોએ સાંભળ્યું કે ઈદને દિવસે બલિ માટે મુસ્લિમોએ અમુક ગાય પસંદ કરી ત્યારે તે ગાય હિંદુ ખેડૂતોના ખેતરમાં ચરવા ટેવાયેલી હતી તેવી દલીલ કરી તે ગાયના બલિનો તેમણે વિરોધ કર્યો. આ વિવાદે ધાકધમકીનું વાતાવરણ ઊભું કર્યું અને ૨૫ પોલીસોનું નાનુંદળ લઈને જિલ્લાનો પોલીસ સુપ્રિટેન્ડન્ટ શાંતિ જાળવવા ઘટના સ્થળે પહોંચ્યો. તેણે વિવાદાસ્પદ ગાયનો કબજો લીધો અને તેને પૂરી દઈ તાળું માર્યું. પણ તેની હાજરી, પડોશના થોડાક ગામોના ખેડૂતો પંજેરી, ભાલા અને ડંડાથી સજજ થયેલા હજારેક માણસો એકઠા કરી સોફતા જતા રોકી શકી નહિ. ગામડામાં હાજર રહેલા પોલીસ સુપ્રિટેન્ડન્ટે તથા હિંદી મહેસૂલી અધિકારીએ ટોળાને ખાતરી આપી કે જે ગાય અંગે વિવાદ જાગ્યો છે તે ગાયને બલિ તરીકે નહિ ચઢાવવામાં આવે. પણ એનાથી ટોળાને સંતોષ ન થયો અને તેણે ધમકી આપી કે જો કોઈ પણ ગાયનો વધ કરવામાં આવશે તો આખું ગામ બાળી નાખવામાં આવશે. ઉપરાંત તે ગાય પણ તેમને પાછી સોંપવાની માગણી કરી. પોલીસ સુપ્રિટેન્ડન્ટે તેમની માગણીનો અસ્વીકાર કર્યો. પરિણામે ટોળું હિંસક બન્યું અને પોલીસને પથરા મારવાનું શરૂ કર્યું અને ગામમાં પોલીસને ઘેરી વળ્યું. પોલીસ સુપ્રિટેન્ડન્ટે વિખેરાઈ જવાની ચેતવણી આપી પણ તેનું પરિણામ કશું ન આવ્યું. વધુ ચેતવણી રૂપે તેણે પોતાની રિવોલ્વરમાંથી એક ગોળીબાર કર્યો. છતાં ટોળું આગળ વધતું રહ્યું અને સુપ્રિટેન્ડન્ટે પોલીસદળને ગોળીબારનો હુકમ આપવો પડયો. પહેલાં તો એકવાર ગોળીબાર કર્યો પણ ટોળું પાછું ન હટયું એટલે ટોળું, ગામડાના કેટલાક પશુઓને હંકારતાં ધીમેધીમે વિખેરાઈ જાય તે પહેલાં વધુ બેવાર ગોળીબારનો મારો ચલાવ્યો.

પોલીસો આ કામમાં રોકાયા હતા ત્યારે થોડાક હિંદુ ખેડૂતો સોફતામાં ઘૂસી ગયા અને તે ગામને આગ લગાડવા પ્રયત્ન કર્યો. ત્રણચાર માણસોને ઈજા પહોંચાડયા પછી પોલીસે તેમને હાંકી કાઢયા. કુલ ૧૪ વ્યક્તિઓ મારી નાખવામાં આવી અને ૩૩ વ્યક્તિઓને ઈજા પહોંચી. પજાબ સરકારે, આ ઘટનાની તપાસ માટે એક ન્યાયાધિકારીને મોકલ્યો. ૬ઠ્ઠી જુલાઈએ પ્રસિધ્ધ થયેલા તેના અહેવાલે ટોળા પર પોલીસના ગોળીબાર કરવાના કાર્યને ન્યાયોચિત ઠરાવતાં પોતાનો અભિપ્રાય આપ્યો કે એમ માનવાને કોઈ કારણ નથી કે ગોળીબાર અતિશય હતો કે ગેરકાયદે હુમલો કરતાં ટોળું પાછું હઠયું તે પછી પણ તે ચાલુ રહ્યો હતો. અહેવાલ આગળ જતાં જણાવે છે કે જો પોલીસે ગોળીબાર ન કર્યો હોત તો તેમના પોતાના જીવ તેમજ સોફતાના લોકોના જીવ જોખમમાં હતા. અંતે, આ અહેવાલ લખતા અધિકારીના મત પ્રમાણે જો સોફતા ગામને ખેદાન મેદાન કરવામાં આવ્યું હોત તો ચોવીસ કલાકમાં આસપાસના પ્રદેશમાં ભયંકર કોમી દાવાનળ ફાટી નીકળ્યો હોત.

કલકત્તાથી થોડેક જ દૂર આવેલા મહત્ત્વના રેલવે કેન્દ્ર ખડકપુરનાં રમખાણોમાં પણ અનેક લોકોએ જિંદગી ગુમાવી. ખડકપુરમાં બે રમખાણો થયાં. એક જૂનને અંતે મોહરમની ઉજવણી વખતે અને બીજું ઈ.સ. ૧૯૨૮ની પહેલી સપ્ટેમ્બરે, આમાં ગૌહત્યા કારણરૂપ બની. પ્રથમ રમખાણમાં ૧૫ માણસો મારી નાખવામાં આવ્યા અને ૨૧ ઘવાયા. બીજા રમખાણમાં થયેલી ખુવારીમાં ૯ માણસો મારી નાખવામાં આવ્યા અને ૩૫ ઘવાયા. પરંતુ આ કોઈપણ રમખાણોને ફેબ્રુઆરીના પ્રારંભથી તેના મધ્ય સુધી ફાટી નીકળેલાં મુંબઈનાં રમખાણો સાથે નહિ સરખાવી શકાય. ત્યારે, આપણે જોયું છે તેમ ૧૪૯ માણસોને મારી નાખવામાં આવ્યા હતા અને ૭૦૦થી પણ વધુ ઘાયલ થયા હતા.

ઈ.સ. ૧૯૨૯-૩૦ના વર્ષમાં રમખાણો વારંવાર થયાં નહિ. આ રમખાણો અગાઉનાં વર્ષોમાં જાહેરજીવનનું એટલું બધું ઉઘાડું અને દુ:ખદ લક્ષણ બની ગયાં હતાં. હિંદ સરકારને અહેવાલ આપવા માટે માત્ર બાર રમખાણો પૂરતાં મહત્ત્વનાં હતાં અને આ તોફાનો પૈકી મુંબઈ શહેરનાં તોફાનો ખરેખર ગંભીર હતાં. ૨૩મી એપ્રિલે રમખાણો શરૂ થયાં અને અડધો મે વીત્યો ત્યાં સુધી

છૂટાંછવાયાં ચાલુ રહ્યાં અને ૩૫ વ્યક્તિઓનાં મૃત્યુ અને ૨૦૦ વ્યક્તિઓની અન્ય ખુવારી માટે જવાબદાર બન્યાં. એપ્રિલ મહિનામાં લાહોરમાં રાજપાલની હત્યા થઈ. ઈસ્લામના પયગંબરની નિંદા કરતા તથા અગાઉનાં વર્ષોમાં મોટા ભાગના કોમી તોફાન તથા અનેકવિધ કાનૂની અને રાજકીય વિકટ પરિસ્થિતિ સર્જનાર 'રંગીલા રસૂલ' ચોપાનિયાના તેઓ લેખક હતા. સદ્‌ભાગ્યે, આ ખૂનને સમયે તથા હત્યારાને ફાંસી આપતી વખતે તથા અંતિમ સંસ્કાર વખતે બંને કોમોએ સ્તુત્ય સંયમ જાળવ્યો અને જો કે લાગણીઓ પરાકાષ્ટાએ પહોંચી છતાં કોઈ ગંભીર મુશ્કેલી ઊભી ન થઈ.

ઈ.સ. ૧૯૩૯-૩૧ના વર્ષે સવિનય કાનૂન ભંગનું આંદોલન જોયું. તેણે આખા દેશમાં અશાંતિ અને તોફાનોને ઉભા કર્યાં. તે મોટે ભાગે રાજકીય હતા, અને તેમાં પક્ષકારો હતા પોલીસ અને કોંગ્રેસના સ્વયંસેવકો. પણ હિંદમાં હંમેશ બને છે તેમ રાજકીય તોફાનોએ કોમી વળાંક લીધો. મુસ્લિમોએ સવિનય કાનૂન ભંગમાં જોડાવા માટે તેમને ફરજ પાડવા અપનાવાતી દબાણની રીતને શરણે થવાનો ઈનકાર કર્યો તે હકીકતને કારણે આમ બન્યું. પરિણામે, વર્ષનો પ્રારંભ રાજકીય રમખાણોથી થયો પણ તેને અંતે અનેક ગંભીર કોમી રમખાણો થયાં. તા. ૪થી તથા તા ૧૧મી ઓગસ્ટની વચ્ચે સિંધમાં સુક્કરમાં અને તેની આસપાસ થયેલું રમખાણ આ બધાં જ કોમી રમખાણોમાં કનિષ્ટ હતું. સોએક ગામડાંને તે સ્પર્શી ગયું. તા. ૧૨થી તા. ૧૫મી જુલાઈએ બંગાળના મૈમનસિંઘ જિલ્લાના પેટા-વિભાગ કિશોરગંજમાં થયેલું રમખાણ પણ વ્યાપક પ્રમાણમાં થયું હતું. આ ઉપરાંત ત્રીજી ઓગસ્ટે સંયુક્ત પ્રાંત બલિયામાં, છઠ્ઠી સપ્ટેમ્બરે નાગપુરમાં અને છઠ્ઠી તથા સાતમી સપ્ટેમ્બરે મુંબઈમાં કોમી તોફાનો થયાં હતાં. ૩૧મી ઓકટોબરે મદ્રાસના તિરુચેન્દુરમાં હિંદુઓ તથા ખ્રિસ્તીઓ વચ્ચે રમખાણ ફાટી નીકળ્યું. ૧૨મી ફેબ્રુઆરીએ અમૃતસરમાં પિકેટીંગ કરનારનો સામનો કરનાર કાપડના હિંદુ વેપારીના ખૂનનો પ્રયત્ન થયો હતો અને તેના અગાઉના દિવસે બનારસમાં બનેલા આવા જ બનાવનાં ગંભીર પરિણામો આવ્યાં હતાં. ત્યારે મુસ્લિમ વ્યાપારી ભોગ બન્યો હતો. આ વખતે હુમલો ભયંકર નીવડયો આના પરિણામે ઉત્તર હિંદમાં હિંદુઓ તથા મુસ્લિમોના સંબંધો અત્યંત તંગદિલીભર્યા રહ્યા અને તેથી

ગંભીર કોમી રમખાણ ફાટી નીકળ્યું અને પાંચ દિવસ સુધી ચાલુ રહ્યું. મિલકતોનો ખૂબ વિનાશ થયો અને બીજી પણ ઘણી ખુવારી થઈ. આ ગાળામાં થયેલાં બીજા કોમી સંઘર્ષોમાં ૨૫મી જાન્યુઆરીએ થયેલાં નિલ્ફામરી (બંગાળ)નાં રમખાણો અને ૩૧મી જાન્યુઆરીએ થયેલાં રાવલપીંડીનાં રમખાણોનો સમાવેશ થાય છે. ઈ.સ. ૧૯૩૧ના પ્રથમ બે માસ દરમ્યાન સમગ્ર ઉત્તર હિંદમાં કોમી સંબંધો સ્પષ્ટપણે વણસી ચૂકયા હતા અને ફેબ્રુઆરીમાં તો બનારસમાં ગંભીર કોમી રમખાણો થયાં. આવી ઘટનાઓ, વ્યાપારધંધો ખોરવાઈ જતાં તથા કોંગ્રેસની પ્રવૃત્તિઓનાં પરિણામરૂપે અશાંતિ અને ગૂંચવણની સામાન્ય પરિસ્થિતિ ઊભી થતાં મુસ્લિમોમાં ઊભા કરેલા વધતા જતા ગુસ્સાને કારણે જન્મી હતી. સરકાર સાથેની વાટાઘાટોને પરિણામે કોંગ્રેસ જે મહત્ત્વ પ્રાપ્ત કરતી હતી તેણે મુસ્લિમોમાં મોટો ભય ઉત્પન્ન કર્યો હતો અને બંને કોમો વચ્ચેની તંગદિલી વધારવામાં તેની અસર પડી હતી. ગમે તેમ પણ માર્ચ મહિનામાં ઉત્તર પ્રાંતોમાં આ તંગદિલી ખૂબ વધી. તા. ૧૪ તથા ૧૬ વચ્ચે મિરઝાપુર જિલ્લામાં ભયંકર રમખાણો થયાં અને તા. ૧૭મીએ આગ્રામાં ફાટી નીકળેલું તોફાન તા. ૨૦ સુધી ચાલુ રહ્યું. ધનબાદ (બંગાળ)માં પણ તા. ૨૮મીએ કોમી રમખાણ થયું અને તા. ૩૦મીએ અમૃતસર જિલ્લામાં થયું અને દેશના અનેક ભાગોમાં બંને કોમો વચ્ચેના સંબંધો અત્યંત તંગદિલીભર્યા બની ગયા.

આસામ, લખીમપુર જિલ્લામાં દિગ્બોઈમાં થયેલા રમખાણમાં એક હિંદુ તથા ત્રણ મુસ્લિમોનાં મૃત્યુ થયાં. બંગાળમાં મોહરમના તહેવાર દરમ્યાન આસનસોલ જિલ્લામાં કોમી રમખાણ ફાટી નીકળ્યું. બિહાર તથા ઓરિસ્સા જિલ્લામાં, ખાસ કરીને સરનમાં આ વર્ષમાં થોડીક કોમી તંગદીલી હતી. કુલ મળીને ૧૬ કોમી રમખાણોના તથા ગેરકાયદે લોકો ભેગા થવાના બનાવો બન્યા હતા. બકરી ઈદના તહેવાર દરમ્યાન શાહબાદના ભાબુઆ પેટા-વિભાગમાં ઘર્ષણ થયુ હતું. ગાય મારવામાં આવી છે તેવી ગેરસમજમાં ૩૦૦ જેટલા હિંદુઓ એકઠા થયા. સ્થાનિક અધિકારીએ તેમને શાંત પાડયા. ત્યાં જ, લાઠીઓ, ભાલા તથા તલવારોથી સજજ ૨૦૦ જેટલા મુસ્લિમોના ટોળાએ હિંદુઓ પર હુમલો કર્યો પાછળથી એકનું મૃત્યુ થયું. પોલીસના ત્વરિત પગલાએ તથા શાંતિ સમિતિની સ્થાપનાએ આ

તોફાનને પ્રસરતું અટકાવ્યું. મોહરમના તહેવારોમાં મોંઘીરમાં બે નાનાં રમખાણો થયાં. એકમાં હિંદુઓ આક્રમક હતા. બીજામાં મુસ્લિમો. આ વર્ષે મદ્રાસ પ્રાંતમાં પણ કેટલાક કોમી રમખાણો થયાં હતાં અને અનેક સ્થાનોએ બંને કોમો વચ્ચે તંગદિલી પ્રવર્તતી હતી. તા. ૮મી જૂને, વેલોરમાં, હિંદુ મંદિર પાસેથી મુસ્લમોના તાજિયાના સરઘસને કારણે તે વર્ષનું ગંભીર રમખાણ થયું. બંને કોમોના લોકોએ એવા તો હિંસક હુમલા કર્યા કે વ્યવસ્થા જાળવવા પોલીસને ગોળીબાર કરવો પડયો. પછી પણ બેત્રણ દિવસ સુધી ગામમાં મારામારીના છૂટાછવાયા બનાવ તો થતા જ રહ્યા. સાલમ ગામમાં તા. ૧૩મી જુલાઈએ, હિંદુ-મુસ્લિમ વચ્ચેના તનાવને કારણે વિવાદ જાગ્યો કે શેવાપેટમાં હિંદુ-મુસ્લિમોની વિશાળ હાજરીમાં થયેલા કુસ્તી દંગલમાં વિજયી કોણ? ઓક્ટોબરમાં, શેરીમાં રમતા હિંદુ યુવાનોની રમતમાં મુસ્લિમોએ ખલેલ પહોંચાડતાં તોફાન જાગ્યું અને તેમાંથી સાલેમ ગામ નજીક કિત્ચીપલૈયમમાં રમખાણ થયું. હિંદુ શોભાયાત્રાના માર્ગ વિવાદને નિમિત્તે તા. ૧૫મી માર્ચે કુર્નુલ જિલ્લાના પોઈકલ ગામમાં હિંદુ-મુસ્લિમ તોફાનો થયાં પણ નાનાં પોલીસદળે તે રમખાણ કરનારાઓને સહેલાઈથી વિખેરી નાખ્યા. પંજાબમાં ઈ.સ. ૧૯૨૯માં થયેલાં ૮૧૩ રમખાણોની તુલનામાં તે વર્ષ દરમ્યાન ૯૦૭ રમખાણો થયાં. મોટા ભાગનાં રમખાણોનું સ્વરૂપ કોમી હતું અને પ્રાંતના ઘણા ભાગોમાં બંને કોમો વચ્ચેની તંગદિલી ઉગ્ર રહી. જો કે, સંયુક્ત પ્રાંતોમાં ઈ.સ. ૧૯૩૦ દરમિયાન કોમી તનાવ ઈ.સ. ૧૯૩૧ના પ્રથમ ત્રણ મહિનાઓ જેટલો તીવ્ર નહોતો અને થોડાક સમય માટે તો સવિનય કાનૂન ભંગ આંદોલને પ્રગટાવેલી ઉત્તેજનાને કારણે દબાઈ રહ્યો હતો. છતાં તેનાં એંધાણ સારી સંખ્યામાં જોવા મળતાં હતાં અને બંને વચ્ચે વૈમનસ્ય તો પહેલાંના જેટલું જ પ્રબળ હતું. દહેરાદૂન તથા બુલંદશહરમાં પણ સામાન્ય સ્વરૂપનાં કોમી રમખાણો થયાં અને બલિયા ગામમાં, હિંદુ શોભાયાત્રાના માર્ગને કારણે ગંભીર રમખાણ થયું અને તેને પરિણામે પોલીસ ગોળીબાર અનિવાર્ય બન્યો. મથુરા, આઝમગઢ, મૈનપુરિ તથા અન્ય અનેક સ્થળોએ પણ રમખાણો થયાં.

ઈ.સ. ૧૯૩૧-૩૨ના વર્ષની ઘટનાઓ પર નજર નાખતા જોઈ શકાય છે કે ગોળમેજી પરિષદમાં થયેલી બંધારણીય ચર્ચાઓની પ્રગતિની ચોકકસ અસર

પડી છે અને મુસ્લિમો તથા અન્ય લઘુમતી કોમોમાં બહુમતીના સિદ્ધાંત પ્રમાણે અમલી બનતા બંધારણમાં તેમની સ્થિતિ અંગેની એક પ્રકારની નિરાશા પ્રવર્તની દેખાય છે. ગોળમેજી પરિષદની પ્રથમ બેઠકે બંધારણીય ભાવિનું સૌ પ્રથમવાર નિકટનું દર્શન કરાવ્યું. ત્યાં સુધી સાંસ્થાનિક દરજ્જાના ખ્યાલે સામાન્ય અસ્પષ્ટ રૂપે સહેજ પ્રગતિ સાધી હતી, પણ અધિવેશનના પ્રારંભે જ રાજવીઓની ઘોષણાએ કેન્દ્ર પર ચોક્કસ પ્રકારની સમવાયી સરકારની જવાબદારી નાખી. એટલે મુસ્લિમોને થયું કે તેમણે તેમની સ્થિતિનો અંદાજ કાઢવાનો સમય પાકી ગયો છે. ઈર્વિન ગાંધી કરારોએ આ અસ્વસ્થતા વધુ તીવ્ર કરી દીધી. આ કરારો કોંગ્રેસને વિશેષાધિકાર સ્થિતિ આપતા જણાયા અને કોંગ્રેસની ઉત્તેજના તથા સરકાર પરના વિજયના દેખાવે મુસ્લિમોની ગેરસમજ ઓછી કરવાનો ખ્યાલ રાખ્યો નહિ. આ કરારો થયા પછીના ત્રણ અઠવાડિયામાં જ કાનપુરમાં ભયંકર જંગલી રમખાણો થયાં. તા. ૨૩મી માર્ચે જેને ફાંસી અપાઈ હતી તે ભગતસિંહની યાદમાં મુસ્લિમ દુકાનદારો પાસે હડતાલ પડાવવા કોંગ્રેસ ટેકેદારોએ કરેલા દબાણના પ્રયત્નને કારણે જ થયાં હતાં. તા. ૨૪મી માર્ચે હિંદુઓની દુકાનો લુંટાઈ. તા. ૨૫મીએ આગ લગાડવામાં આવી. દુકાનો તથા મંદિરોને આગ લગાડી ભસ્મીભૂત કરી દેવાયાં. અંધાધૂંધી આગ, લૂંટ, હત્યા ભયંકર અગ્નિની જેમ પ્રસર્યાં. પાંચસો કુટુંબોએ પોતાનાં ઘર છોડી ગામડામાં આશ્રય લીધો. ડૉ. રામચંદ્રને તો ખૂબ સહન કરવું પડયું. તેમની પત્ની તથા તેમના વૃદ્ધ માતા-પિતા સહિત તમામ કુટુંબીજનોને મારી નાખવામાં આવ્યાં અને તેમના દેહ ગટરમાં ફેંકી દેવાયા. તે જ કત્લેઆમમાં ગણેશ શંકર વિદ્યાર્થીએ પ્રાણ ખોયા. કાનપુર રમખાણ તપાસ સમિતિ તેના અહેવાલમાં જણાવે છે કે આ રમખાણ અપૂર્વ હિંસા તથા વિચિત્ર અત્યાચારોવાળું હતું અને તે સમગ્ર શહેર અને તેની આસપાસ પણ અનપેક્ષિત ત્વરાથી ફેલાયું. તોફાનો ચોક્કસ રીતે નિયંત્રણમાં આવ્યાં તે પહેલાં ત્રણ દિવસ સુધી ખૂન, આગ, લૂંટફાટ વ્યાપક હતાં. પછી, તે ધીમેધીમે શમી ગયું. જાનમાલને બહુ મોટું નુકસાન થયું. ઓળખી શકાયેલા મૃત માનવીઓની સંખ્યા ૩૦૦ હતી. પણ જાણવા મુજબ મરણ પામેલાઓની સંખ્યા લગભગ ચારસો-પાંચસો જેટલી હતી. મોટા ભાગનાં મંદિરો તથા મસ્જિદો

અપવિત્ર બનાવાયાં હતાં કે પછી તેમને આગ લગાડી ભસ્મીભૂત કરવામાં આવ્યાં હતાં કે તોડી નાંખવામાં આવ્યાં હતાં અને મોટી સંખ્યામાં ઘરો પણ બાળવામાં કે લૂંટવામાં આવ્યાં હતાં.

કોંગ્રેસના ટેકેદારોના ઉત્તેજક વર્તન વિના આ રમખાણ ક્યારેય થયું જ ન હોત, ને હિંદે વર્ષોથી જોયેલાં રમખાણોમાં ખૂબ ખરાબ હતું. વળી, આ તોફાન શહેરમાંથી પાસેના ગામડાઓમાં પ્રસર્યું. જ્યાં ત્યારપછી પણ થોડાક દિવસો સુધી છૂટાછવાયાં કોમી તોફાનો થતાં જ રહ્યાં.

ઈ.સ. ૧૯૩૨-૩૩નું વર્ષ પ્રમાણમાં કોમી ઉશ્કેરાટ અને તોફાનોથી મુક્ત હતું. નિ:શંક આ આવકાર્ય સુધારો, અરાજકતાને સામાન્યપણે ડામવાનાં કેટલાંક પગલાંને કારણે તથા નવા બંધારણ નીચે મુસ્લિમોની સ્થિતિ અંગે પ્રવર્તતી અનિશ્ચિતતા નિવારવાને કારણે થઈ હતી.

પણ ઈ.સ. ૧૯૩૩-૩૪માં સમગ્ર દેશમાં કોમી તનાવ વધતો જ ગયો અને માત્ર હોળી, ઈદ અને મોહરમ જેવા તહેવારોમાંથી જ નહિ પણ રોજબરોજની સામાન્ય ઘટનાઓમાંથી પણ તોફાનો થવાં લાગ્યાં. પરિણામે એમ સ્પષ્ટ વરતાતું હતું કે વર્ષના પ્રારંભથી જ કોમી સંબંધો બગડી ચૂક્યા છે. હોળી દરમ્યાન સંયુક્ત પ્રાંતોમાં બનારસ તથા કાનપુરમાં, પંજાબમાં લાહોરમાં અને પેશાવરમાં કોમી રમખાણો થયાં. બકરી ઈદને દિવસે, ગૌહત્યા નિમિત્તે સંયુક્ત પ્રાંતોમાં અયોધ્યામાં, બિહાર તથા ઓરિસ્સામાં ભાગલપુરમાં અને મદ્રાસમાં કન્નાનોરમાં ગંભીર રમખાણો થયાં. સંયુક્ત પ્રાંતોના ગાઝીપુર જિલ્લામાં થયેલાં ભયંકર રમખાણોમાં અનેક મરણ થતાં એપ્રિલ અને મે મહિનાઓ દરમ્યાન બિહાર તથા ઓરિસ્સામાં, બંગાળમાં, સિંધમાં અને દિલ્હીમાં અનેક સ્થળોએ હિંદુ-મુસ્લિમ રમખાણો થયાં. તેમાંનાં કેટલાંક તો ખૂબ ક્ષુલ્લક બનાવોમાંથી ફાટી નીકળ્યાં હતાં. દા.ત. અજાણપણે મુસ્લિમ દુકાનદારના હિંદુ રાહદારી પર થૂંકવાથી. બ્રિટિશ હિંદમાં વધતાં જતાં કોમી રમખાણોનો પડઘો કેટલાંક દેશી રાજ્યોમાં પણ પડયો અને ત્યાં આવી જ ઘટનાઓનું પુનરાવર્તન થયું.

જૂનથી ઓક્ટોબર મહિનાઓ સુધી થયેલી કોમી અશાંતિની પરિસ્થિતિ પ્રતીતિ કરાવતી હતી કે આ બે મુખ્ય કોમો વચ્ચે સામાન્ય, ઊંડી દુશ્મનાવટ છે. જે

મહિનાઓમાં હિંદુઓ તથા મુસ્લિમોનાં કોઈ મહત્ત્વના તહેવારો આવતા નહોતા તે જૂન તથા જુલાઈ મહિનાઓમાં સામાન્ય રીતે રમખાણો ન થયાં. જો કે, બિહારના કેટલાક વિસ્તારોમાં પરિસ્થિતિ એવી ઊભી થઈ કે ત્યાં વધારાની પોલીસ મૂકવી પડી. આગ્રામાં લાંબા સમયથી ચાલ્યો આવતો વિવાદ શરૂ થયો. આ શહેરના મુસ્લિમોએ કેટલાક ખાનગી હિંદુ ઘરોમાં થતી ધાર્મિક વિધિના અવાજ સામે વાંધો ઉઠાવ્યો. તેમનું કહેવું એમ હતું કે આ અવાજથી પાડોશની મસ્જિદમાં નમાજ પઢનારાઓને ખલેલ પહોંચે છે. આ વિવાદનો ઉકેલ શોધાય તે પહેલાં જ ૨૦મી જુલાઈએ અને ફરી પાછાં બીજી સપ્ટેમ્બરે રમખાણો થયાં. જેમાં ચાર વ્યક્તિઓ મારી નાંખવામાં આવી અને એંશીથીય વધુ વ્યક્તિઓ ઘવાઈ. ત્રીજી સપ્ટેમ્બરે મદ્રાસમાં, હિંદુઓ દ્વારા પ્રસિદ્ધ કરાયેલા, પયગંબરની ટીકા કરતાં પુસ્તકને કારણે થયેલા રમખાણમાં એક વ્યક્તિનું મૃત્યુ થયું અને તેર વ્યક્તિઓ ઘવાઈ. તે જ મહિનાઓમાં પંજાબ તથા સંયુક્ત પ્રાંતોમાં કેટલેક સ્થળે નાનાંનાનાં રમખાણો થયાં.

ઈ.સ. ૧૯૩૪-૩૫માં, શહીદગંજ ગુરુદ્વારા નામના શીખ મંદિરની જમીનમાં આવેલી મસ્જિદ અંગે મુસ્લિમો તથા શીખો વચ્ચે જાગેલા વિવાદને કારણે ૨૯મી જૂને લાહોરમાં ગંભીર અશાંતિ ઊભી થઈ આમ તો કેટલાક સમયથી આ તોફાન ભારેલા અગ્નિ જેવી હતી, પણ જ્યારે મુસ્લિમોના વિરોધ છતાંય શીખોએ તે મસ્જિદ તોડવાનું શરૂ કર્યું ત્યારે દુર્ભાવના તીવ્ર બની હતી. આ ઈમારત માટે લાંબા સમયથી દાવો ચાલતો હતો.

તા. ૨૯મી જૂનની રાતે ત્રણથી ચાર હજાર મુસ્લિમોનું ટોળું ગુરુદ્વારા સામે એકઠું થયું. સ્થાનિક સત્તાધીશોનાં ત્વરિત પગલાંને કારણે ગુરુદ્વારામાં આ ટોળા તથા શીખો વચ્ચેનો સંઘર્ષ ટાળી શકાયો. ત્યાર પછી તેમણે શીખો પાસે બાંયધરી લીધી કે તેઓ હવે પછી મસ્જિદને વધુ નહિ તોડે. પણ બીજે જ અઠવાડિયે, નેતાઓને શાંતિમય સમજૂતી પર આવવા સમજાવવાના પ્રયત્નો થતા હતા ત્યારે જ શીખોએ બહારના ઉગ્રવાદીઓના પ્રભાવના દબાણ નીચે મસ્જિદ તોડવાનો આરંભ કર્યો. આથી, અધિકારીઓની સ્થિતિ કપરી બની. શીખો પોતાના કાયદેસરના અધિકારમાં રહી વર્તતા હતા. વળી આ તોડી પાડવાનું અટકાવવાની

એક માત્ર અસરકારક રીત હતી ગોળીબારનો આશ્રય લેવાની. તે ઈમારતમાં ઘણા શીખો હોવાથી અને વળી તે શીખ ધર્મસ્થાનના સ્થળમાં આવેલી હોવાથી આ ગોળીબારથી ભયંકર રક્તપાત સર્જાયો હોત એટલું જ નહિ સમગ્ર પ્રાંતમાં, શીખોમાં ગંભીર ધાર્મિક પ્રત્યાઘાતો પડયા હોત. બીજી બાજુ, સરકારની નિષ્ક્રિયતાએ ધાર્મિક કારણોસર મુસ્લિમોમાં રોષ પ્રગટાવ્યો હોત અને તેને કારણે શીખો અને કદાચ સરકારી દળો પર પણ છૂટાછવાયા હુમલા થયા હોત.

એવી આશા હતી કે બે કોમના નેતાઓ વચ્ચેની વાટાઘાટો દ્વારા સુલેહની સ્થાપના થશે પણ તોફાનીઓએ તેમના સહધર્મીઓનાં મન ઉશ્કેર્યાં. મુખ્ય ગુનેગારોની ધરપકડ કરાઈ છતાં, ઉત્તેજના વધી. વર્ષો પહેલાં મુસ્લિમોએ ખરીદેલી બીજી મસ્જિદનો જીર્ણોદ્ધાર કરાવી આપવાનું વલણ સરકારે મુસ્લિમો પ્રત્યે દાખવ્યું પણ તે કામમાં ન આવ્યું. તા. ૧૯મી જુલાઈએ તો પરિસ્થિતિએ વધુ ખરાબ વળાંક લીધો અને પછીના બે દિવસોમાં તો પરિસ્થિતિ ભયંકર ખતરનાક બની. મોટાં ટોળાંઓએ કેન્દ્રીય પોલીસ ચોકીને લગભગ ઘેરો ઘાલ્યો હતો અને તેમણે ભયંકર વલણ અપનાવ્યું હતું. બંદૂકોના ઉપયોગ વિના તેમને વિખેરવાના વારંવારના પ્રયત્નો નિષ્ફળ ગયા અને લશ્કરને તા. ૨૦મી જુલાઈએ બેવાર તથા તા ૨૧મી જુલાઈએ આઠવાર ગોળીબાર કરવો પડયો. બધા મળીને ગોળીબારના ૨૩ રાઉન્ડ છોડવા પડયા. જેમાં ૧૨ વ્યક્તિઓનાં મરણ થયાં, ઘાયલ થયેલા મોટે ભાગે ઓછા હતા; પણ લશ્કર તથા પોલીસની થયેલી ખુવારી વ્યાપક હતી.

ગોળીબારને કારણે ટોળું વિખેરાઈ ગયું અને ફરી ભેગું ન થયું. અન્ય પ્રાંતોમાંથી વધારાની પોલીસ બોલાવાઈ અને લશ્કરી દળ પણ વધારવામાં આવ્યું. વહીવટી નિયંત્રણ ઝડપથી પુનઃ સ્થાપિત થયું પણ ધાર્મિક નેતાઓ ઉશ્કેરાટના અંગાર પરની રાખને ફૂંકતા જ રહ્યા. દીવાની દાવો ફરીથી કરવામાં આવ્યો અને કેટલીક મુસ્લિમ સંસ્થાઓએ કેટલીક વધુ બેસુમાર માગણીઓ કરી.

લાહોરની આ ઘટના તે વર્ષના અંત સુધી ચિંતા જગાવતી રહી. તા. ૬ઠ્ઠી નવેમ્બરે એક મુસ્લિમે એક શીખ પર શારીરિક હુમલો કરી તેને શારીરિક ઈજા પહોંચાડી. ત્રણ દિવસ પછી શીખો તથા હિંદુઓનું એક વિશાળ સરઘસ નીકળ્યું.

આના આયોજકો સંઘર્ષ ટાળવા ઈચ્છતા હતા અને તેમછતાં એક મોટું તોફાન થયું અને બીજે દિવસે તેમાંથી વધુ રમખાણો થયાં. પોલીસ તથા લશ્કરે આ મારામારી અટકાવવા ત્વરિત પગલાં ન લીધાં હોત તો ભારે ખુવારી થઈ હોત.

અગાઉ જેનો ઉલ્લેખ થઈ ગયો છે તે પયગંબરની ટીકા કરતાં પુસ્તકના હિંદુ લેખક નથુરામલના હત્યારા અબ્દુલ કયૂમને ફાંસી અપાયા પછી તા. ૧૯મી માર્ચ, ૧૯૩૫ને દિવસે કરાચીમાં ગંભીર ઘટના બની. સાથે શહેર બહાર દફનવિધિ માટે મૃતકના કુટુંબને અબ્દુલ કયૂમનો દેહ આપવા જિલ્લા મેજિસ્ટ્રેટ પોલીસ ટુકડીની સાથે જતા હતા ત્યારે દફનવિધિને સ્થળે લગભગ પચીસ હજાર જેટલા સશક્ત લોકોનું ટોળું ઊભું હતું. જો કે, અબ્દુલ કયૂમના સંબંધીઓ કબ્રસ્તાનમાં શાંતિથી દફનવિધિ કરવા ઈચ્છતા હતા. પણ ટોળાના અત્યંત હિંસક લોકોએ તેના દેહને શહેરમાં સરઘસરૂપે ફેરવવાનો નિર્ણય કર્યો. સ્થાનિક અધિકારીઓએ ટોળાને અંદર આવતા અટકાવવાનો નિર્ણય કર્યો કારણ કે તેના નિર્ણયને પરિણામે કોમી રમખાણો થવાની સંભાવના હતી. પણ સરઘસને અટકાવવાના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેથી રોયલ સસેક્સ રેજિમેન્ટની પલટણ શાંતિ જાળવવા બોલાવવી પડી. ઝનૂની ટોળાને આગળ વધતું અટકાવવા અને તેમનો ભય ફેલાવતું રોકવા ટૂંકા અંતરેથી ગોળીબાર કરવાની ફરજ પડી. ગોળીબારના ૪૭ રાઉન્ડ છોડવામાં આવ્યા. જેમાં ૪૭ વ્યક્તિઓ મૃત્યુ પામી અને ૧૩૪ વ્યક્તિઓ ઘવાઈ. વધુ કુમક આવવાને કારણે ટોળાના આગળ વધવાના વધુ પ્રયત્નો અટકાવાયા. ઘવાયેલાઓને સિવિલ હોસ્પિટલમાં લઈ જવામાં આવ્યા અને તે પછી કશીય વધુ ગરબડ વિના અબ્દુલ કયૂમનો દેહ દફનાવાયો.

તા. ૨૫, ઓગસ્ટ, ૧૯૩૫ને દિવસે સિકંદરાબાદમાં કોમી રમખાણ થયું.

ઈ.સ. ૧૯૩૬ના વર્ષમાં ચાર કોમી રમખાણો થયાં હતાં. તા. ૧૪મી એપ્રિલે આગ્રા જિલ્લાના ફિરોઝાબાદમાં ભારે રમખાણ થયું. મુસ્લિમ સરઘસ મુખ્ય બજારમાં થઈને પસાર થતું હતું અને એવું કહેવાય છે કે હિંદુ ઘરોનાં છાપરા પરથી તેના પર રોડાં ફેંકાયાં. આથી, સરઘસના મુસ્લિમો ઉશ્કેરાયા અને તેમણે ડૉ. જીવરામ નામના હિંદુનું ઘર અને પાસેનું રાધાકૃષ્ણનું મંદિર પણ બાળ્યું. અગિયાર હિંદુઓ ઉપરાંત ડૉ. જીવરામના ઘરમાં રહેનારા ત્રણ બાળકો સહિત તે આ આગમાં બળીને

મરણશરણ થયા. બીજું હિંદુ-મુસ્લિમ રમખાણ મુંબઈ પ્રાંતમાં, પૂનામાં તા. ૨૪, એપ્રિલ, ૧૯૩૬ને દિવસે થયું. તા. ૨૭મી એપ્રિલે મોંઘીર જિલ્લાના જમાલપુરમાં હિંદુ-મુસ્લિમ રમખાણ થયું. તે જ વર્ષમાં, તા. ૧૫મી ઓકટોબર ૧૯૬૬ને દિવસે ચોથું હિંદુ-મુસ્લિમ રમખાણ મુંબઈમાં થયું.

ઈ.સ. ૧૯૩૭નું વર્ષ કોમી તોફાનોથી ભરચક વર્ષ હતું. તા. ૨૭મી માર્ચ, ૧૯૩૭ના દિવસે પાણિપતમાં હોળીના પર્વને દિવસે હિંદુ-મુસ્લિમ રમખાણ થયું, જેમાં ૧૪ વ્યક્તિઓ મૃત્યુ પામી. તા. ૧લી મે, ૧૯૩૭ને દિવસે મદ્રાસમાં કોમી રમખાણ થયું, જેમાં ૫૦ વ્યક્તિઓ ઈજા પામી. મે મહિનો કોમી રમખાણોથી ભરપૂર મહિનો હતો અને મોટા ભાગના કોમી રમખાણો મધ્ય પ્રાંતો તથા પંજાબમાં થયાં હતાં. સિંધમાં શકારપુરમાં થયેલા રમખાણે ભારે ત્રાસ ઉત્પન્ન કર્યો હતો. તા. ૧૮મી જૂને અમૃતસરમાં શીખો તથા મુસ્લિમો વચ્ચે રમખાણ થયું. તેણે એટલું તો વ્યાપક સ્વરૂપ ધારણ કર્યું કે વ્યવસ્થા જાળવવા અંગ્રેજ સૈન્ય બોલાવવું પડયું.

ઈ.સ. ૧૯૩૮ના વર્ષમાં બે કોમી રમખાણો થયાં. એક તા. ૨૬મી માર્ચે અલ્હાબાદમાં અને બીજું એપ્રિલમાં મુંબઈમાં.

ઈ.સ. ૧૯૩૯માં નવ હિંદુ-મુસ્લિમ રમખાણો થયાં. તા. ૨૧મી જાન્યુઆરીએ આસનસોલમાં રમખાણ થયું જેમાં એક વ્યક્તિને મારી નાખવામાં આવી અને ૧૪ વ્યક્તિઓ ઘવાઈ. ત્યારપછી તરત તા. ૧૧મી ફેબ્રુઆરીએ કાનપુરમાં રમખાણ થયું. જેમાં ૪૨ માણસોને મારી નાખવામાં આવ્યા, ૨૦૦ માણસોને ઈજા પામી તથા ૮૦૦ વ્યક્તિઓની ધરપકડ કરાઈ. તા. ૪થી માર્ચે બનારસમાં રમખાણ થયું અને તે પછી તા. પાંચમી માર્ચે કલકત્તા પાસે કાશીપુરમાં થયું. તા. ૧૯મી જૂને રથયાત્રા નિમિત્તે કાનપુરમાં ફરી રમખાણ થયું.

તા. ૨૦મી નવેમ્બર, ૧૯૩૯ને દિવસે સિંધમાં સુકકુરમાં ગંભીર રમખાણ ફાટી નીકળ્યું. મંઝિલગઢ નામની ઈમારત જે સરકારી મિલકત તરીકે સરકાર હસ્તક હતી અને હિંદુઓએ જેની તબદીલી સામે વિરોધ નોંધાવ્યો હતો તે ઈમારતનો કબજો બળ વાપરીનેય લેવા મુસ્લિમોમાં જે ઉત્તેજના વ્યાપી હતી તે ઉત્તેજનાની પરાકાષ્ટાને કારણે આ રમખાણ ફાટી નીકળ્યું હતું. આજે જે મુંબઈની

વડી અદાલતના ન્યાયાધીશ છે તે શ્રી ઈ. વેરસનને તે તોફાનોની તપાસ સોંપાઈ હતી. શ્રી ઈ. વેરસને[1] ખૂન કરાયેલાઓના તથા ઘવાયેલાઓના નીચેના આંકડાઓ આપે છે :

| તાલુકો | ખૂન | | ઘવાયેલા | | ઈજાને કારણે પાછળથી મરેલા | |
|---|---|---|---|---|---|---|
| | હિંદુઓ | મુસ્લિમો | હિંદુઓ | મુસ્લિમો | હિંદુઓ | મુસ્લિમો |
| સુક્કુર ગામ | ૨૦ | ૧૨ | ૧૧ | ૧૧ | ૧ | - |
| સુક્કુર તાલુકો | ૨ | ૨ | ૨૩ | - | ૫ | - |
| શિકારપુર તાલુકો | ૫ | - | ૧૧ | - | ૨ | - |
| ધારહી યાસીન તાલુકો | ૨૪ | - | ૪ | - | - | - |
| સેહરી તાલુકો | ૧૦ | - | ૩ | - | - | - |
| પાનોઅકિલ તાલુકો | ૬ | - | ૧ | - | - | - |
| ઘોરકી તાલુકો | ૧ | - | ૧ | - | - | - |
| મીરપુર મથેલો તાલુકો | - | - | ૧ | - | - | - |
| ઉબાઉરો તાલુકો | ૪ | - | ૩ | ૧ | ૧ | - |
| કુલ | ૧૪૨ | ૧૪ | ૫૮ | ૧૨ | ૯ | - |

તેમણે નોંધેલા અનેક ભયાનક બનાવોમાંથી નીચેની નોંધ ટાંકી શકાય :

"બધાં જ રમખાણોમાં જે સવિશેષ ભયંકર હતું તે ૨૦મીની રાતે સુક્કુરથી આઠ માઈલ અને શિકારપુરથી સોળ માઈલ દૂર આવેલા ગામ ગોસરજીમાં થયું હતું. જિલ્લા મેજિસ્ટ્રેટે સરકારને અગાઉ મોકલેલી હેવાલ દેખીતી રીતે અધૂરો હતો, તે પ્રમાણે ૨૭ હિંદુઓનાં તે રાતે ખૂન થયાં હતાં. સાક્ષીઓની જુબાની લેવાઈ તેને આધારે તે સંખ્યા ૩૭ની હતી."

"ગોસરજીનો પમનમલ નામનો કોંટ્રાક્ટર જણાવે છે કે સત્યાગ્રહ સમયે ગોસરજીના અગ્રણી હિંદુઓ આ વિસ્તારના અગ્રણી જમીનદાર તે ખાનસાહેબ અમીરબક્ષ પાસે પ્રતિનિધિમંડળ રૂપે આવ્યા તેઓ ત્યારે સુક્કુર હતા તેમણે તેમને ખાતરી આપી અને કહ્યું કે તે તેમની સલામતી માટે તેઓ જવાબદાર

૧ સિંદ પબ્લિક ઈન્કવાયરી એક્ટની કલમ ૩ નીચે, ૧૯૩૯માં સુક્કુરમાં થયેલા રમખાણોની તપાસ માટે નિમાયેલા તપાસ પંચનો અહેવાલ, પૃ. ૬૫. ખૂન કરાયેલાની કુલ સંખ્યામાં ૧૪૨ હિંદુઓએ ભૂલ લાગે છે. તે ૭૨ હોવી જોઈએ.

છે. આ ૨૦મીએ ખાનસાહેબ અમીરબક્ષ ગોસરજીમાં હતા અને તે જ સવારે મુખી મેહરુમલનું ત્યાં ખૂન થયું. હિંદુઓ ફરી પાછા ખાનસાહેબ અમીરબક્ષ પાસે રક્ષણ માટે ગયા. તેમને ફરી ખાતરી આપવામાં આવી, પણ તે જ રાતે સામૂહિક હત્યા અને લૂંટના બનાવો બન્યા. જે સાડત્રીસ વ્યક્તિઓની હત્યા થઈ હતી તેમાં સાત તો સ્ત્રીઓ હતી. પમનમલ જણાવે છે કે બીજે દિવસે સવારે તે ગોસરજીથી એક માઈલ દૂર આવેલા બગેરજી ગામના સબઈન્સ્પેક્ટરને મળવા ગયો પણ તેને ગાળો દેવામાં આવી અને પોલીસ સ્ટેશનમાંથી કાઢી મૂકવામાં આવ્યો. પછી પોતે શિકારપુર ગયો અને પંચાયતમાં ફરિયાદ કરી પણ ત્યાં કોઈ અધિકારીને તેણે ફરિયાદ ન કરી. મારે અહીં જણાવવું જોઈએ કે બગેરજીના સબઈન્સ્પેક્ટર પર પાછળથી હિંદી ફોજદારી ધારાની કલમ ૨૧૧ મુજબ ફરિયાદ માંડવામાં આવી હતી અને ગોસરજીમાં ખૂન કરનારાઓની ધરપકડ કરવાની નિષ્ફળતા માટે તેને ગુનેગાર ઠરાવવામાં આવ્યો હતો.

'ગોસરજીના હિંદુઓને રક્ષણની ખાતરી આપનાર જમીનદાર ખાનસાહેબ અમીરબક્ષ અદાલતમાં હાજર રહેતા હોવાથી તેમને પણ અદાલતના સાક્ષી તરીકે બોલાવી તપાસવામાં આવ્યા. તેઓ જણાવે છે કે તેઓ ગોસરજી ગામથી અડધો માઈલ દૂર રહે છે. મેહરુમલનું ખૂન થયા પછી તા. ૨૦મીએ બગેરજીનો સબઈન્સ્પેક્ટર ગોસરજી આવ્યો અને તેણે વાતને વાળી લેવાનું કામ કર્યું. તે કહે છે કે હિંદુઓએ તેની સહાય માગી નહોતી અને તોફાનની કોઈ દહેશત ન હતી. ૨૦મીની રાતે તેની તબિયત સારી નહોતી અને તેણે ખૂનો વિશે કંઈ સાંભળ્યું નહોતું. તે કબૂલે છે કે તેણે મંઝિલગઢ ખાલી થયા અંગે સાંભળ્યું હતું. પાછળથી તેની જુબાનીમાં તે કબૂલે છે કે તેણે સુક્કુરમાં તોફાન હોવાથી ગોસરજીના ગ્રામવાસીઓને સાવધ રહેવા જણાવ્યું હતું અને તે જણાવે છે કે તા. ૧૯મીની સાંજે તેણે પંચાયત બોલાવી હતી. તે કબૂલે છે કે તેને ગોસરજીનો રક્ષક માનવામાં આવે છે.'

શ્રી વેસ્ટન[૧] ઉમેરે છે :

"આ સાક્ષીની જુબાની માનવાનું મારે માટે અશક્ય છે. ગોસરજીમાં ૨૦મીની

૧ એંજન, પૃ. ૬૬-૬૭

રાતે ગરબડ હતી તેની તેને પૂરી જાણ હતી અને તેથી તેણે ઘરમાં રહેવાનું પસંદ કર્યું હતું તે વાતમાં મને કોઈ શંકા નથી."

રમખાણોની આ નોંધ એવું ચિત્ર રજૂ કરે છે જેનાં પરિણામ વિકરાળ છે અને તેનો સ્વર ગમગીન છે તેનો કોણ ઈન્કાર કરી શકશે ? તેને ક્રમબદ્ધ આલેખી હોવાથી આ રમખાણોએ કોઈ પણ ચોક્કસ પ્રાંતમાં કેટલી પાયમાલી કરી અને તેના સામાજિક તથા આર્થિક જીવનને કેવું પંગુ બનાવી દીધું તેનો ખ્યાલ આપવામાં કદાચ આ નોંધ નિષ્ફળ જાય. આ રમખાણોના પુનરાવર્તનને કારણે પ્રાંત કેવો પંગુ બની ગયો હતો તેનો ખ્યાલ આપવા મેં મુંબઈ પ્રાંતનાં રમખાણોની નોંધ ફરી તૈયાર કરી છે. તેને ફરી તૈયાર કરતાં તેમાંથી ઉપસતું ચિત્ર નીચે પ્રમાણે છે :

સામાન્ય પ્રાંતની વાત જવા દઈએ અને માત્ર મુંબઈ શહેર પર જ ધ્યાન કેન્દ્રિત કરીએ તોપણ તે શહેરનો ઈતિહાસ કાળામાં કાળો છે તેમાં કોઈ શંકા ન હોઈ શકે. ઈ.સ. ૧૮૯૩માં પ્રથમ હિંદુ-મુસ્લિમ રમખાણ થયું. ત્યારપછી કોમી શાંતિનો લાંબો ગાળો આવ્યો જે ૧૯૨૯ સુધી ચાલ્યો. પણ પછી જે વર્ષો આવ્યાં તેની ભયભીત કથા કહેવાની છે. ઈ.સ. ૧૯૨૯ના ફેબ્રુઆરીથી ઈ.સ. ૧૯૩૮ના એપ્રિલ સુધી નવ વર્ષના ગાળામાં દસ જેટલાં કોમી રમખાણો થયાં હતાં. ૧૯૨૯માં બે કોમી રમખાણો થયાં હતાં. રમખાણમાં ૧૪૯ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી તથા ૭૩૯ વ્યક્તિઓ ઘવાઈ હતી અને તે છત્રીસ દિવસો સુધી ચાલ્યું હતું. બીજા રમખાણમાં ૩૫ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને ૧૦૯ વ્યક્તિઓ ઘવાઈ હતી અને તે બાવીસ દિવસ સુધી ચાલ્યું હતું. ઈ.સ. ૧૯૩૦માં બે રમખાણો થયાં હતાં પણ જાનહાનિ કે તેના સમયગાળાની વિગતો ઉપલબ્ધ નથી. ઈ.સ. ૧૯૩૨માં વળી પાછાં બે રમખાણો થયાં. પહેલું રમખાણ નાનું હતું. બીજા રમખાણમાં ૨૧૭ માણસો મારી નાંખવામાં આવ્યા અને ૨,૭૧૩ ઘવાયા અને તે ૪૯ દિવસ સુધી ચાલ્યું. ઈ.સ. ૧૯૩૩માં એક રમખાણ થયું હતું જેની વિગતો ઉપલબ્ધ નથી. ઈ.સ. ૧૯૩૬માં એક રમખાણ થયું હતું જેમાં ૯૪ જણ મરાયા હતા અને ૬૩૨ ઘવાયા હતા અને ૬૫ દિવસ સુધી તેણે કેર વર્તાવ્યો. ઈ.સ. ૧૯૩૭ના રમખાણમાં ૧૧ જણ મરાયા, ૮૫ ઘવાયા અને

તે ૨૧ દિવસ સુધી ચાલ્યું. ૧૯૬ ઈ.સ. ૧૯૩૮નું રમખાણ ચાલ્યું તો માત્ર અઢી કલાક પણ તેટલા સમયની અંદર પણ ૧૨ માણસો મરાયા અને ૧૦૦થી વધુ ઘવાયાં. ઈ.સ. ૧૯૨૯ના ફેબ્રુઆરીથી ઈ.સ. ૧૯૩૮ના એપ્રિલ સુધીનો કુલ નવ વર્ષ અને બે મહિનાનો ગાળો લઈએ તો એકલા મુંબઈ શહેરના હિંદુઓ તથા મુસ્લિમો જ ૨૧૦ દિવસ સુધી લોહિયાળ યુદ્ધમાં રોકાયા હતા અને તે ગાળા દરમ્યાન ૫૫૦ વ્યક્તિઓ મૃત્યુ પામી હતી અને ૪૫૦૦ વ્યક્તિઓ ઘવાઈ હતી. આગ તથા લૂંટના બનાવોમાં માલ મિલકતને જે નુકસાન થયું તેની નોંધ તો આમાં લેવાઈ જ નથી.

૪

ઈ.સ. ૧૯૨૦થી ઈ.સ. ૧૯૪૦ સુધીના હિંદુ-મુસ્લિમ સંબંધોનો આ ઈતિહાસ છે. હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવા કરેલા શ્રી ગાંધીએ બેબાકળા પ્રયત્નોની સાથેસાથે આ ઈતિહાસ અત્યંત દુ:ખદ અને હૃદયભેદક વાચન પૂરું પાડે છે. તેમ કહેવામાં ઝાઝી અતિશયોક્તિ નહિ હોય કે તે ઈતિહાસ હિંદમાં હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેનાં વીસ વર્ષના આંતરવિગ્રહનો ઈતિહાસ છે. જે શસ્ત્રોને લીધે રહેલી શાંતિના ટૂંકા સમયગાળામાં અટક્યો હતો.

આ આંતરવિગ્રહમાં, અલબત્ત, મુખ્યત્વે પુરુષો જ ભોગ બન્યા હતા, પણ સ્ત્રીઓય સતામણીથી બચી નહોતી. આ કોમી વૈમનસ્યમાં ખરેખર સ્ત્રીઓએ કેટલું સહન કર્યું હતું તે પૂરતું જાણી શકાયું નથી. આખા હિંદુસ્તાનની વિગતો પ્રાપ્ત નથી થતી. પણ બંગાળ અંગે કેટલીક વિગતો પ્રાપ્ત થાય છે.

ઈ.સ. ૧૯૩૨ની ૬ઠ્ઠી સપ્ટેમ્બરે જૂની બંગાળ લેજિસ્લેટીવ કાઉન્સિલમાં બંગાળ પ્રાંતમાં સ્ત્રીઓનાં અપહરણ વિશે પ્રશ્નો પુછાયા હતા. તેના પ્રત્યુત્તરમાં ત્યારની સરકારે જણાવ્યું હતું કે ઈ.સ. ૧૯૨૨થી ઈ.સ. ૧૯૨૭ વચ્ચે અપહૃત સ્ત્રીઓની કુલ સંખ્યા ૫૬૮ હતી. આ માંથી ૧૦૧ અપરીણિત હતી અને ૪૬૭ પરીણિત. આ અપહૃત સ્ત્રીઓ કઈ કોમની હતી તે અંગે પૂછતાં જાહેર કરાયું હતું કે ૧૦૧ અપરીણિત અપહૃત સ્ત્રીઓમાંથી ૬૪ હિંદુ હતી, ૨૯ મુસ્લિમ હતી, ૪ ખ્રિસ્તી હતી અને ૪ વિષે માહિતી પ્રાપ્ય નથી અને ૪૬૭ પરીણિત સ્ત્રીઓમાં ૩૩૧ હિંદુ હતી, ૧૨૨ મુસ્લિમ હતી, ૨ ખ્રિસ્તી હતી

અને ૧૨ વિશે માહિતી પ્રાપ્ય નથી. આ આંકડાઓ જણાવાયેલા કિસ્સાઓ અંગે અથવા તો જણાવાયેલા હોય પણ શોધી ન શકાયા હોય તેવા કિસ્સાઓ અંગે છે. સામાન્ય રીતે દસ ટકા કિસ્સાઓ જણાવવામાં આવે છે અને શોધાય છે જ્યારે નેવું ટકા કિસ્સાઓ શોધાયા વિના રહે છે. આ પ્રમાણ બંગાળ સરકારે આપેલી માહિતીને લાગુ પાડતાં એમ કહી શકાય કે ઈ.સ. ૧૯૨૨થી ૧૯૨૭ના ટૂંકાગાળા દરમ્યાન બંગાળમાં લગભગ ૩૫,૦૦૦ સ્ત્રીઓનાં અપહરણ થયાં હતાં.

આ સ્ત્રીઓ પ્રત્યેનું વર્તન તે બે કોમો વચ્ચેના મૈત્રીભર્યા કે દુશ્મનાવટ ભર્યા સંબંધોનો સારો માપદંડ છે. આ અંગે, બંગાળના ગોવિંદપુર નામના ગામમાં ૨૭ જૂન, ૧૯૩૬ને દિવસે બનેલાં બનાવનું વાચન માહિતી પ્રદ છે. ઈ.સ. ૧૯૩૬ની ૧૦મી ડિસેમ્બરે ૪૦ મુસ્લિમ તહોમતદારો પર મુકદ્દમો ચાલ્યો ત્યારે સરકારી વકીલ શરૂઆતમાં જે બોલ્યા તેમાંથી તે લેવામાં આવ્યો છે.[૧] ફરિયાદ પક્ષ પ્રમાણે-

'ગોવિંદપુરમાં રાધાવલ્લભ નામે એક હિંદુ રહેતો હતો. તેને હરેન્દ્ર નામે પુત્ર હતો. ગોવિંદપુરમાં દૂધ વેચવાનો ધંધો કરતી એક મુસ્લિમ સ્ત્રી પણ રહેતી હતી. તે ગામના સ્થાનિક મુસ્લિમોને શંકા ગઈ કે હરેન્દ્રને આ દૂધ વેચનારી મુસ્લિમ સ્ત્રી સાથે અઘટિત સંબંધ હતો. એક મુસ્લિમ સ્ત્રી હિંદુના કબજામાં હોય તેનો તેમને ગુસ્સો ચઢયો અને આ અપમાન બદલ તેમણે રાધાવલ્લભના કુટુંબ પર વેર લેવાનો નિર્ણય કર્યો. ગોવિંદપુરના મુસ્લિમોની સભા બોલાવાઈ અને આ સભામાં હરેન્દ્રને હાજર રહેવા બોલાવવામાં આવ્યો. હરેન્દ્ર સભામાં ગયો તે પછી તરત જ હરેન્દ્રની બૂમો સંભળાઈ. પછી જાણવા મળ્યું કે હરેન્દ્ર પર હુમલો થયો હતો અને જ્યાં સભા બોલાવાઈ હતી તે ખેતરમાં તે બેભાન પડયો હતો. ગોવિંદપુરના મુસ્લિમો આ હુમલાથી સંતોષ પામ્યા નહોતા. તેમણે રાધાવલ્લભને જણાવ્યું કે જ્યાં સુધી તે, તેની પત્ની અને તેનો દીકરો ઈસ્લામ અંગીકાર નહિ કરે ત્યાં સુધી તેના દીકરાએ તેમના પ્રત્યે કરેલા અપકૃત્ય બદલ તેમને સંતોષ નહિ થાય. પોતાનાં પત્ની-બાળકોને અન્ય સ્થળે મોકલી દેવાની યોજના રાધાવલ્લભ કરતો હતો. મુસ્લિમોને આ યોજનાની ખબર પડી. બીજે

૧ મૂળમાં નાગપુરના મરાઠી સાપ્તાહિક 'સાવધાન'ના ૨૫, ઓગસ્ટ, ૧૯૩૬ના અંકમાં પ્રગટ થયેલાં છે.

દિવસે રાધાવલ્લભની પત્ની કુસુમ તેના ઘરનું આંગણું વાળતી હતી ત્યારે કેટલાક મુસ્લિમો આવ્યા, રાધાવલ્લભને કેટલાકે પકડી રાખ્યો અને કેટલાક કુસુમને ઉઠાવી ગયા. ક્યાંક દૂરના સ્થળે તેને લઈ ગયા પછી લાકર તથા મહઝર નામના બે મુસ્લિમોએ તેના પર બળાત્કાર કર્યો અને તેનાં ઘરેણાં ઉતારી લીધાં. થોડા સમય પછી તે ભાનમાં આવી અને પોતાના ઘર તરફ દોડવા લાગી. તેના પર હુમલો કરનારાઓ તેની પાછળ પડયા. ઘર પહોંચવામાં તેને સફળતા મળી અને અંદર જઈને તેણે તાળું મારી દીધું. તેના પર હુમલો કરનારાઓ મુસ્લિમોએ બારણું તોડી નાંખ્યું, તેને પકડી અને ફરી પાછી તેને રસ્તા પર લઈ ગયા. તેના પર હુમલો કરનારાઓએ સૂચવ્યું કે રસ્તા પર ફરી તેના પર બળાત્કાર કરવો જોઈએ. પણ રજની નામની બીજી સ્ત્રીની સહાયથી કુસુમ ભાગી છૂટી અને રજનીના ઘરમાં તેણે આશ્રય લીધો. જયારે તે રજનીના ઘરમાં હતી ત્યારે ગોવિંદપુરના મુસ્લિમોએ તેના પતિ રાધાવલ્લભને લજજાસ્પદ સ્થિતિમાં રસ્તા પર ફેરવ્યો. બીજે દિવસે મુસ્લિમોએ ગોવિંદપુરથી પોલીસ મથકને આખે રસ્તે ચાંપતી નજર રાખી કે જેથી પોલીસને આ અત્યાચારની માહિતી આપવા જતાં રાધાવલ્લભ અને તેની પત્નીને અટકાવી શકાય.

કોઈ પણ પ્રશ્ચાત્તાપ, શરમ કે પોતાના સાથી ભાઈઓ દ્વારા કોઈપણ રીતે વખોડી કઢાયા વિના સ્ત્રીઓ પર આચરવામાં આવેલાં આ જંગલી કૃત્યો એ નિર્દેશે છે કે આ બે કોમો વચ્ચેની શત્રુતા કેટલી ઊંડી હશે ! બંને પક્ષોનો રોષ યુદ્ધે ચડેલાં બે રાષ્ટ્રોનો રોષ હતો. તેમાં કત્લેઆમ, લૂંટફાટ, પાપાચાર તથા અત્યાચાર જેવાં દૃષ્કૃત્યો હિંદુઓએ મુસ્લિમો પ્રત્યે અને મુસ્લિમોએ હિંદુઓ પ્રત્યે આચરેલાં - હિંદુઓએ મુસ્લિમો પ્રત્યે આચર્યા હતાં તેનાં કરતાં મુસ્લિમોએ હિંદુઓ પ્રત્યે વધુ પ્રમાણમાં આચર્યાં હતાં. આગ ચાંપવાની ઘટનાઓ પણ બની હતી જેમાં મુસ્લિમોએ હિંદુ ઘરોને આગ લગાડી હતી અને તે આગમાં આખાને આખા હિંદુ કુટુંબો- પુરુષો, સ્ત્રીઓ અને બાળકો - જીવતાં ભડથું થઈ ભસ્મીભૂત થઈ ગયાં હતાં અને આ જોનારા મુસ્લિમોને ભારે સંતોષ થતો હતો અને આશ્ચર્યજનક વાત તો એ છે કે આ ઠંડાં અને સભાનપણે આચરેલા નર્યાં ક્રૂરતાનાં કાર્યો અત્યાચાર ગણાયાં નહોતાં પણ યુદ્ધનાં ન્યાયી કૃત્યો ગણાયાં હતા. જેને

માટે ક્ષમા યાચના જરૂરી નહોતી. આ શત્રુઓથી ગુસ્સે થઈને, કોંગ્રેસી વર્તમાન પત્ર 'હિંદુસ્તાન'ના તંત્રીએ ઈ.સ. ૧૯૨૬માં લખતાં, હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવાના શ્રી ગાંધીના પ્રયત્નોની તદ્દન નિષ્ફળતા અંગે કટુ સત્ય ઉચ્ચારતાં નીચેની ભાષા વાપરી. સાવ હતાશ શબ્દોમાં તંત્રી લખે છે :[1]

આજના હિંદ અને એક રાષ્ટ્ર તરીકે હિંદ વચ્ચે, ખૂન તથા આગમાં વ્યક્ત થતી જંગલી વાસ્તવિકતા તથા આત્મવંચના કરતાં રાષ્ટ્રભક્તના મનમાં રમતી મિથ્યા કલ્પના પ્રચંડ ભારે છે. હજારો મંચ પરથી હિંદુ-મુસ્લિમ એકતાની વાતો કરવી અથવા આંજી નાખે તેવું મથાળું બાંધવું એટલે વાદળાંથી બનતી આકૃતિની ભ્રમણા ઊભી કરવી જે સામસામે રોડાં ફેંકવાથી કે મસ્જિદો અને મંદિરો અપવિત્ર કરવાથી ઊડી જાય છે. નાયડુની જેમ શાંતિ અને સદ્ભાવના કેટલાક પવિત્ર સ્તોત્રો ગાવાથી દેશને કશો લાભ નહિ થાય. કોંગ્રેસના પ્રમુખ તેમને હૈયે વરેલા હિંદુ-મુસ્લિમ એકતાના વિષય અંગે ભિન્નભિન્ન રૂપે, ચબરાકીથી ભાષણો આપે છે. આ ભાષણો તેમની બુદ્ધિને દાદ આપે છે. પણ પ્રશ્ન તો વણઉકલ્યો જ રહે છે. જયારે એકતાનું ગીત માત્ર નેતાઓને હોઠે જ નહિ પણ તેમના લાખો દેશ બાંધવોના અંતરમાં ગૂંજતું હશે ત્યારે જ લાખો હિંદીઓ તેનો પ્રતિસાદ પાડી શકશે."

હિંદુ-મુસ્લિમ એકતાની નિરથર્કતા દર્શાવતું આવું બીજું કશું જ નથી તેમ હું કહી શકું છું. હિંદુ-મુસ્લિમ એકતા ઓછામાં ઓછું અત્યારસુધી દષ્ટિમર્યાદામાં હતી પણ તે ઝાંઝવાના જળ જેવી હતી. આજે તે મન અને દષ્ટિનીય બહાર છે. કદાચ, અત્યારે એક અશક્ય તરીકે જેને તેઓ સમજયા છે તે શ્રી ગાંધીએ પણ હિંદુ-મુસ્લિમ એકતાનું કાર્ય છોડી દીધું છે.

અને છતાંય એવા કેટલાક છે કે ભૂતકાળના વીસ વર્ષના અનુભવ છતાં હિંદુ-મુસ્લિમ એકતાની શક્યતામાં માને છે. તેમની આ માન્યતા બે ભૂમિકા પર રચાયેલી છે. એક તો, વિવિધ લોકોને એક રાષ્ટ્રમાં ઢાળવાની કેન્દ્ર સરકારની અસરકારકતા પર તેમને શ્રધ્ધા છે અને બીજું તે માને છે કે મુસ્લિમોની માગણીઓ સંતોષવાથી હિંદુ-મુસ્લિમ એકતા સ્થપાશે.

૧ ટાઈમ્સ ઓફ ઇન્ડિયાની કટાર 'થ્રૂ ઇન્ડિયન આઈ', તા ૧૬-૮-૨૬માં ટાંકેલાં.

તે સાચું કે સરકાર જોડનારું બળ છે અને એવાં પણ ઉદાહરણો છે જ્યાં વિવિધ પ્રકારના લોકો, એક જ સરકારને આધીન હોવાથી એકરૂપ લોકો તરીકે એક બન્યા છે. પણ જોડનારા બળ તરીકે સરકાર પર અવલંબન રાખનારા હિંદુઓ ભૂલી જાય છે કે એક બનાવનારા બળ તરીકે વર્તવા માટે સરકારને પણ દેખીતી મર્યાદાઓ છે. એક બનાવનારા બળ તરીકે કામ કરવાની સરકારની મર્યાદાઓ, લોકોમાં એક થવાની શક્યતાઓમાંથી ઊભી થાય છે. જે દેશમાં જાતિ, ભાષા અને ધર્મ એકતાના માર્ગમાં અવરોધક બનતાં નથી ત્યાં એક કરનારા બળ તરીકે સરકાર વધુ અસરકારક હોય છે. ઊલટું જે દેશમાં જાતિ, ભાષા અને ધર્મ એકતાના અવરોધક તરીકે કામ કરે છે ત્યાં એક કરનારા બળ તરીકે સરકારનો કોઈ પ્રભાવ પડતો નથી. જો ફ્રાન્સ, ઈંગ્લેન્ડ, ઈટાલી તથા જર્મનીમાં ભિન્નભિન્ન લોકો એક જ સરકારને કારણે એક તથા અખંડ રાષ્ટ્રો બની શક્યાં કારણ કે ત્યાં જાતિ, ભાષા કે ધર્મ એક બનાવનારી સરકારની પ્રક્રિયાના અવરોધક ન બન્યાં. બીજી બાજુ, ઓસ્ટ્રિયા, હંગેરી, ઝેકોસ્લોવેકિયા અને તુર્કી એક સરકાર હોવા છતાંય જો એક બનવામાં નિષ્ફળ ગયાં તો તેનું કારણ એ છે કે ત્યાં જાતિ, ધર્મ અને ભાષાનાં પરિબળો એવાં તો પ્રબળ હતાં કે તેમણે સરકારનાં એક કરનારાં બળોમાં અવરોધ ઊભો કર્યો એટલું જ નહિ પણ તેમને નિષ્ફળ બનાવ્યાં. કોઈ તે વાતનો ઈનકાર કરી શકે નહિ કે જાતિ, ભાષા અને ધર્મ હિંદમાં એટલાં તો પ્રભાવક પરિબળો છે કે તે સર્વસામાન્ય સરકારના એક કરનાર બળો દ્વારા હિંદના લોકોને રાષ્ટ્ર બનવા નહિ દે. હિંદની કેન્દ્ર સરકારે હિંદીઓનું ઘડતર એક રાષ્ટ્ર તરીકે કર્યું છે તેમજ ભ્રમ ભરેલું છે. જેમ જંગલી પશુઓના માલિક તે પશુઓને એક દોરડે બાંધી રાખી તેમને એક તબેલામાં રાખે તેમ કેન્દ્ર સરકારે તો તેમને એક કાયદાથી બાંધી રાખવાનું કામ કર્યું છે. કેન્દ્ર સરકારે તો એટલું જ કર્યું છે. હિંદના લોકો વચ્ચે તેણે શાંતિ સ્થાપિત કરી છે. તેમણે તેમનું એક રાષ્ટ્ર રચ્યું નથી.

એમ નહિ કહી શકાય કે અખંડિતના સ્થાપવા માટે સમય ઓછો હતો. જો કેન્દ્ર સરકાર નીચે દોઢસો વર્ષ જીવ્યા પછીય સમય પૂરતો ન લાગતો હોય તો અનંતકાળ પણ પૂરતો નહિ થાય. આ નિષ્ફળતા માટે માત્ર હિંદીઓની એકલી

બુધ્દિ જ જવાબદાર છે. હિંદીઓમાં જ એકતાનો તીવ્રાવેશ નથી, અખંડિતતાની ઈચ્છા નથી. એક પોષાકની ઈચ્છા નથી, એક ભાષાની ઈચ્છા નથી. જે કંઈ સર્વસામાન્ય છે, રાષ્ટ્રીય છે તેને માટે પ્રાદેશિકતાનો ત્યાગ કરવાની ભાવના નથી. ગુજરાતી ગુજરાતી હોવાનું, મહારાષ્ટ્રીઅન મહારાષ્ટ્રીઅન હોવાનું, પંજાબી પંજાબી હોવાનું, મદ્રાસી મદ્રાસી હોવાનું તથા બંગાળી બંગાળી હોવાનું ગૌરવ અનુભવે છે. મુસ્લિમો રાષ્ટ્રીય ભાવનાના અભાવે જ્યારે કહે છે, 'હું સૌ પ્રથમ મુસ્લિમ છું અને પછી હિંદી છું' મુસ્લિમો પર દોષારોપણ કરે છે ત્યારે હિંદુઓનું માનસ આવું છે. કોઈ એમ કહી શકે કે હિંદના કોઈ પણ ભાગના હિંદુઓમાં, જ્યારે તેઓ જાહેર કરે છે 'અમે હિંદી નાગરિકો છીએ' ત્યારે તે નિવેદનની સાથે તાદાત્મય સાધતી કોઈ વૃત્તિ કે ભાવના અથવા તો જે કંઈ રાષ્ટ્રીય તથા સર્વસામાન્ય છે તેને ખાતર સ્થાનિક કે પ્રાદેશિકતાનો ત્યાગ કરવાની થોડીક પણ સામાજિક કે નૈતિક ભાવના રહી છે ખરી ? નથી આવી કોઈ ભાવના કે નથી આવી કોઈ ઈચ્છા. આવી ભાવના કે આવી ઈચ્છા વિના એકતા સાધવા સરકાર પર અવલંબન રાખવું તે તો આત્મવંચના જ છે.

બીજા મુદ્દા અંગે, સાઈમન કમિશનનું મંતવ્ય નિ:શંક આવું છે :

"આ કોમી રમખાણો, બંને કોમોમાં પ્રગટેલી હિંદના રાજકીય ભાવિની અપેક્ષાઓથી પ્રગટેલી ઉત્કંઠા તથા મહત્ત્વાકાંક્ષાનાં પ્રદર્શન હતાં. જ્યાંસુધી અંગ્રેજોના હાથમાં દઢ સત્તા હતી અને સ્વરાજ્યનો વિચારેય નહોતો આવ્યો ત્યારે હિંદુ-મુસ્લિમ પ્રતિસ્પર્ધાનું ક્ષેત્ર સંકુચિત હતું. પરંતુ તટસ્થ અમલદારશાહીએ ઝઘડા અટકાવ્યા હતા તે જ કારણે એવું નહોતું. વિશેષ કારણ તો એ હતું કે એક કોમના લોકોને બીજી કોમના પ્રભુત્વથી ભય પામવાનું ખાસ કારણ ન હતું. હિંદના દેશી રાજ્યોમાં પણ આવા કોમી ઝઘડાના સદંતર અભાવનો પણ આ જ ખુલાસો આપી શકાય. વર્ષો પહેલાંના બ્રિટિશ હિંદની પરિસ્થિતિ જે સારી રીતે વાકેફ છે તે સાક્ષી પૂરશે કે તે ગાળામાં બંને પક્ષે એવી સુંદર લાગણીઓ હતી કે નાગરિક શાંતિના પડકારરૂપ કોમી તંગદિલી સાવ ઓછી હતી. પણ ત્યારપછીના સુધારાઓએ તથા તેના પરિણામરૂપ બનનારી ઘટનાઓની અપેક્ષાઓએ હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેની સ્પર્ધાને નવો વળાંક આપ્યો. એક

કોમ સ્વાભાવિક રીતે જ બહુમતી હોવાનો દાવો મૂકે છે અને વધુ સારા શિક્ષણ તથા વિપુલ સમૃદ્ધિ પર વિશ્વાસ રાખે છે. જયારે બીજી કોમ તેના સભ્યો માટે અસરકારક રક્ષણ મેળવવા માટે કૃતસંકલ્પ છે. અને તે ભૂલતી નથી કે આ દેશના અગાઉના વિજેતાઓની તે પ્રતિનિધિ છે. તે યોગ્ય પ્રતિનિધિત્વની અને સરકારી સ્થાનોમાં સરખા હિસ્સાની ખાતરી ઈચ્છે છે."

આને સાચું નિદાન માનીએ, મુસ્લિમોની માગણી સાચી છે તેમ માનીએ, હિંદુઓ તે આપવા તૈયાર છે તેવું માનીએ- અને આ બધી મોટીમોટી ધારણાઓ છે - તે પ્રશ્ન તો ઊભો જ રહે છે કે મુસ્લિમોની રાજકીય માગણીઓ સંતોષવાને કારણે પરિણમતી રાજકીય એકતાથી હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે સાચું ઐક્ય સ્થપાઈ શકશે ? કેટલાક લોકો માને છે કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે રાજકીય એકતા હોય તે પૂરતું છે. પણ હું માનું છું કે આ મોટામાં મોટો ભ્રમ છે. જેઓ આવું માને છે તે માત્ર એટલું જ વિચારે છે કે પરિસ્થિતિ અથવા સમય પ્રમાણે સાંસ્થાનિક દરજજો અથવા તો સ્વતંત્રતા મેળવવા અંગ્રેજો પાસે માગણી કરતા હિંદુઓ સાથે મુસ્લિમોને કેમ સાથે રાખવા ? કહેવાની જરૂર નથી કે આ ખૂબ સંકુચિત દષ્ટિકોણ છે. હિંદુઓની અંગ્રેજો પાસેની માગણીમાં મુસ્લિમોને હિંદુઓ સાથે કેમ રાખવા તે તો સાવ નાનો પ્રશ્ન છે. તેઓ કઈ ભાવનાથી બંધારણ ઘડવામાં સાથ આપશે ? અણગમતા બંધનને કારણે માત્ર પરાયા તરીકે કે પછી સાચા સ્વજનો તરીકે બંધારણ ઘડવામાં સાથ આપશે ? આ જ વધુ મહત્ત્વનો પ્રશ્ન છે અને સ્વજન તરીકે સાથ આપવામાં માત્ર રાજકીય એકતા અનિવાર્ય નથી પરંતુ હૃદય તથા આત્માનું સાચું ઐક્ય, બીજા શબ્દોમાં કહીએ તો સામાજિક ઐક્ય અનિવાર્ય છે. રાજકીય એકતા જો તે સાચા ઐક્યને અભિવ્યક્ત ન કરતી હોય તો એનું કશું જ મૂલ્ય નથી. એકબીજાના મિત્રો ન હોય છતાં એકબીજાના મિત્રો બને તેવી બે વ્યક્તિઓની એકતા જેવી તે અમિશ્રિત છે. તે કેટલી ખતરનાક છે તે તો જર્મની અને રશિયામાં જે કાંઈ બન્યું તે પરથી જોઈ શકાય છે. માત્ર ભૌતિક હિતોના સંતોષ પર અવલંબીને સ્થાયી ઐક્ય સાધી શકાય તેવું હું અંગત રીતે માનતો નથી. કરારો એકતા ઊભી કરી શકે છે પણ તે એકતાથી ક્યારેય સંપ સાધી શકાતો નથી. સંપ સાધવાના આધાર તરીકે કરાર

નિરુપયોગી જ નહિ કનિષ્ટ પણ છે. તેનું સ્વરૂપ દર્શાવે છે તેમ તે અલગતાવાદી છે. કરાર સમાવવાની ઈચ્છા ઉત્પન્ન કરી શકતો નથી, ત્યાગની ભાવના તે જગાડી શકતો નથી અને બંને પક્ષકારોને મુખ્ય હેતુ સાથે તે જોડી શકતો નથી. એકબીજાને સમાવવાને બદલે કરારના પક્ષકારો એકબીજાની પાસેથી શક્ય તેટલું વધુ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. સર્વ સામાન્ય હેતુ માટે ત્યાગ કરવાને બદલે કરારના પક્ષકારો સતત તે ધ્યાન રાખવામાં રોકાયેલા હોય છે કે એક પક્ષનો ત્યાગ બીજાને ઉપકારક ન બને. મુખ્ય હેતુ માટે લડવાને બદલે કરારના પક્ષકારો હંમેશા માટે તે ધ્યાન રાખતા હોય છે કે હેતુ સિદ્ધિના સંઘર્ષમાં બે પક્ષો વચ્ચેની સત્તાની સમતુલા ન ખોટકાય. રેનને જ્યારે કહ્યું ત્યારે તેણે ઊંડુ સત્ય ઉચ્ચાર્યું હતું કે -

"માણસો વચ્ચે સમાન હિતનાં બંધન નિશ્ચિતપણે શક્તિશાળી બંધન છે. પરંતુ આ હિતો રાષ્ટ્ર રચવા માટે પૂરતાં થઈ શકે છે ? હું તેમ નથી માનતો. સમાન હિતો વ્યાપારી સંધિઓ સર્જે છે. રાષ્ટ્રીયતાનું ભાવનાશીલ અંગ છે. તે શરીર અને આત્મા બન્ને છે.' તે બહારનાઓ સામે સમાન રુચિ તથા વ્યાપારી હિતો ધરાવતી પિતૃભૂમિ નથી" :

ઈતિહાસના અભ્યાસી જેમ્સ બ્રાયસનો મત પણ એટલો જ મહત્ત્વનો છે. બ્રાયસના મતે :

"સંસ્થાનું સ્થાયીત્વ તેને સમર્થન આપતાં ભૌતિક હિતો પર જ નહિ પરંતુ જેમને માટે તે રચાઈ છે તે માણસોની ઊંડી ભાવનાની અનુરૂપતા પર આધાર રાખે છે. જ્યારે તે ભાવના તે પ્રાપ્ત કરે છે અને તેને યોગ્ય અભિવ્યક્તિની તક આપે છે ત્યારે તે ભાવના માત્ર બોલકી જ નથી બનતી પણ સાચેસાચ વધુ સમર્થ બને છે અને તેના બદલામાં સંસ્થાને સંપૂર્ણ પ્રાણ શક્તિ સમર્પે છે.'

બિસ્માર્કે જર્મન સામ્રાજ્યનો પાયો નાખ્યો તેના સંદર્ભમાં બ્રાયસે આ શબ્દો ઉચ્ચાર્યા છે. બ્રાયસના મતે બિસ્માર્ક સ્થાયી સામ્રાજ્ય સ્થાપવા સમર્થ થયો હતો કારણ કે તે ભાવના પર રચાયેલું હતું અને તે ભાવના પોષાઈ હતી.

"મોટે ભાગે આપણે જેને રાષ્ટ્રીયતાની વૃત્તિ કે રાષ્ટ્રીયતાનો આવેશ કહીએ છીએ તે નૈતિક તથા સમાજિક એકતાથી સભાન લોકોની ઈચ્છા, એક જ સરકાર નીચે, જે સરકાર શિષ્ટ રાષ્ટ્રોમાં તેને નામ-પ્રતિષ્ઠા આપે તે સરકાર તે નીચે આવી એકતા અભિવ્યક્ત થાય તથા સાકાર થાય તેવી ઈચ્છા દ્વારા."

સ્થાયીત્વ આપતી આવી નૈતિક તથા સામાજિક એકતાને જન્મ આપતું તત્ત્વ કયું છે ? અને એવું તે કયું તત્ત્વ છે કે જે લોકોને એક સરકાર નીચે અને જે સરકાર શિષ્ટ રાષ્ટ્રોમાં તેને નામ-પ્રતિષ્ઠા આપે તે સરકાર નીચે આવી એકતા અભિવ્યક્ત થાય અને સાકાર થાય તેમ જોવા પ્રેરે છે ?

આનો ઉત્તર આપવા માટે જેમ્સ બ્રાયસ સિવાય અન્ય કોઈ સક્ષમ નથી. રોમન સામ્રાજ્યની તુલનામાં પવિત્ર રોમન સામ્રાજયની શક્તિ વિશે ચર્ચના તેમને આ જ પ્રશ્નનો વિચાર કરવો પડયો હતો. જો કોઈ પણ સામ્રાજ્ય તેની ભિન્નભિન્ન પ્રજાઓ વચ્ચે રાજકીય એકતા સ્થાપવા સફળ થયું હોય તો તે રોમન સામ્રાજ્ય હતું. સંક્ષિપ્તતાને ખાતર બ્રાયસની ભાષાને આ રીતે રજૂ કરીએ : વસાહતો સ્થાપીને રોમન નાગરિકતાનો ક્રમશઃ વિકાસ, સૌ પ્રથમ સમગ્ર ઈટાલીમાં અને પછી પ્રાંતોમાં, સમાન કરાયેલા અને સમાન બનાવાતા રોમન કાયદાનો અમલ, બધી પ્રજાઓ પર સરકારનું એકસરખું શાસન, વ્યાપાર અને ગુલામોની અવરજવરને કારણે વસ્તીની હેરફેર - આ બધાં પરિબળો સ્થિરતાથી વિવિધ લોકોને એકત્રિત કરતાં હતાં. મોટાભાગના સમ્રાટો તે જ પ્રાંતોના હતા. તેમણે ઈટાલીને સમૃધ્ધ કરવાની ઝાઝી દરકાર ન કરી અને એન્ટોનાઈનના શાસનકાળ પછી પણ રોમને પ્રસન્ન કરવાનીય દરકાર ન કરી. જેમના સ્વાતંત્ર્યને કારણે તેઓ પોતે પણ મહત્તા પામ્યા હતા તે પ્રત્યેક પ્રજા માટે કારકિર્દીનાં દ્વાર ખુલ્લા રાખવાની તેમની નીતિ હતી. મુક્ત માનવીઓ વચ્ચેના કાનૂની દરજ્જાના ભેદનો નાશ કરીને વ્યાપાર અને સાહિત્ય અને એક સિવાયની સૌ સંપ્રદાયો પ્રત્યેની સહિષ્ણુતા જે કાર્ય કરતી હતી તે કાર્ય આ નીતિએ પૂરું કર્યું. જાતિ અને ધર્મના કોઈ ઝઘડા તે શાંતિને ન જોખમાવી શક્યા કારણ કે બધા જ રાષ્ટ્રીય ભેદો એક સમાન સામ્રાજ્યના ખ્યાલમાં ઓગળી જતા હતા.

રોમન સમ્રાજયે સ્થાપેલી આ એકતા રાજકીય એકતા હતી. આ રાજકીય એકતા કેટલો લાંબો સમય ચાલી ? બ્રાયસના શબ્દોમાં કહીએ તો :-

"જયારે અન્ય પ્રભાવોએ તેને પડકારવાનો પ્રારંભ કર્યો ત્યારે આ ધીમી ગતિના આ પ્રભાવો ભાગ્યે જ આવી એકતા જાળવી શક્યા. નવા દુશ્મનો સરહદો પર હુમલા કરતા હતા અને પ્રત્યેક અનુગામી સમ્રાટના મૃત્યુ કે બદલાયેલ લાંબા સત્તા સંઘર્ષને કારણે પદભ્રષ્ટ થવાને પરિણામે અંદરનું માળખું તૂટતું દેખાતું હતું. વલેરિયનના પતન પછીના અંધાધૂંધીના સમયમાં સામ્રાજયના પ્રત્યેક પ્રદેશમાં લશ્કરોએ તેમના સેનાપતિઓને સત્તા સ્થાન આપ્યું અને આપખુદ રાજાની જેમ જ નહિ પણ રાજધાનીના સ્વામી સાથેના કોઈ પણ પ્રકારના સંપર્ક વિના મોટા પ્રાંતો પર શાસન કર્યું અને જો બધી એકતા ખોઈ નાખે તે પહેલાં બધા ટુકડા જોડવા બદલાયેલી પરિસ્થિતિઓને નવા ઉપાયોથી પહોંચી વળવા પૂરતો સક્રિય તથા નિપુણ રાજકુમાર ડાયાક્લિશન ન જાગ્યો હોત તો કદાચ સામ્રાજયના પશ્ચિમના અડધા ભાગનું અલગ અલગ રાજયોમાં વિભાજન અપેક્ષિત હોત. સત્તાનું વિભાજન કરી, તેને સ્થાનિક બનાવી તેણે એ એક હકીકતનો સ્વીકાર કર્યો કે નબળું હૃદય તેના ધબકારા શરીરના છેડાનાં અંગો સુધી પહોંચાડી શકે નહિ. ચાર આપખુદ શાસકોમાં તેણે સર્વોપરી સત્તા વહેંચી, ચાર રાજધાનીઓમાં તે સંયુક્ત સમ્રાટો તરીકે શાસન કરતા અને પછી તેમને, તેમના અગાઉના પુરોગામીઓએ જેનાથી દૂર રહ્યા હોત તેવા પૌર્વાત્ય દબદબાથી તેને મંડિત કરી તેને કાલ્પનિક બળ આપવાનો પ્રયત્ન કર્યો ... નિકોમેડિયાની સ્પર્ધા તથા મિલાનની લગભગ તેટલી જ મહત્તાથી રોમના વિશેષાધિકારો જોખમાયા હતા."

આથી, સ્પષ્ટ થાય છે કે રોમન સામ્રાજયને સ્થિરતા અને સાતત્ય આપવા માટે રાજકીય એકતા પૂરતી નહોતી અને બ્રાયસે દર્શાવ્યું છે તેમ જો સરહદની જંગલી જાતિઓ વધુ હિંમતવાન હોત અથવા તો બધી એકતા ખોઈ નાખે તે પહેલાં બધા ટુકડા જોડવા તથા બદલાયેલી પરિસ્થિતિઓને પહોંચી વળવા સક્રિય તથા નિપુણ રાજકુમાર ડાયાક્લિશનમાં ન જાગ્યો હોત તો પશ્ચિમના અડધા ભાગનું (રોમન સામ્રાજયના) અલગ અલગ રાજયોમાં વિભાજન હોત તો કદાચ

બસો વર્ષ પહેલાં અપેક્ષિત હોત. પણ હકીકત તો એ છે કે રોમન સામ્રાજ્ય જે વેરણછેરણ થતું હતું, છિન્નભિન્ન થતું હતું અને જેની રાજકીય એકતા તેને સાથે જોડી રાખવા પૂરતી નહોતી તે પવિત્ર રોમન સામ્રાજ્ય બન્યા પછી એક સઘન ઘટક તરીકે સદીઓ સુધી ટકી રહ્યું. પ્રો. માર્વિન[1] દર્શાવે છે તેમ.

"રોમન સામ્રાજ્યની એકતા મુખ્યત્વે રાજકીય અને લશ્કરી હતી. તે લગભગ ચારસો પાંચસો વર્ષ ચાલી. જે એકતા કેથોલિક ચર્ચમાં આવી પડી તે ધાર્મિક તથા નૈતિક હતી અને હજાર વર્ષ સુધી ટકી રહી."

રોમન સામ્રાજ્ય સ્થિરતાની જે આશા રાખી શકે તેના કરતાં વધુ સ્થિરતા પવિત્ર રોમન સામ્રાજ્યને કેમ પ્રાપ્ત થઈ તે પ્રશ્ન છે. બ્રાયસના અભિપ્રાય પ્રમાણે ખ્રિસ્તીધર્મ રૂપે એક સમાન ધર્મે અને ખ્રિસ્તી ચર્ચ રૂપે સમાન ધાર્મિક સંસ્થાએ પવિત્ર રોમન સામ્રાજ્યને જોડતું બંધન પૂરું પાડયું રોમન સામ્રાજ્યમાં જેનો અભાવ હતો. આ બંધને જ સામ્રાજ્યના લોકોને નૈતિક તથા સામાજિક એકતા આપી અને એક જ સરકાર નીચે આવી એકતાની અભિવ્યક્તિ થાય, તેનો સાક્ષાત્કાર થઈ શકે તેવું તેમને પ્રત્યક્ષ કરાવ્યું.

સમાન ધર્મ રૂપે ખ્રિસ્તીધર્મની એકતા રચતી અસર વિશે બોલતાં બ્રાયસ કહે છે :

"આ ધર્મ પર જ રાષ્ટ્રના અંતરતમ અને ઊંડામાં ઊંડા જીવનનો આધાર છે. દિવ્યતાનું વિભાજન થયું હોવાથી જ માનવતા વિભાજિત થઈ હતી. તે જ રીતે ઈશ્વરની એકતાના સિદ્ધાંતે તેની જ પ્રતિકૃતિ સમા લોકોની એકતા અમલમાં મૂકી. ખ્રિસ્તી ધર્મનો પ્રથમ બોધ હતો પ્રેમ અને તે પ્રેમ તે લોકોને જોડવાનો હતો જે લોકોને શંકા તથા પૂર્વગ્રહે અને જાતિના અભિમાને આજ સુધી અલગ રાખ્યા હતા. આમ, આ નવા ધર્મ દ્વારા નિષ્ઠાવાન પ્રજાનું પોતાના અંતરમાં સૌ લોકોને સાથે સમાવતું અને જૂના વિશ્વના અનેકવિધ અનેક દેવવાદનું વિરોધી સિઝરના સર્વવ્યાપી શાસન જેવું પણ તેનાથી જુદી રીતે તેની અગાઉ થઈ ગયેલાં અનેક અસંખ્ય રાજ્યો અને નગર ગણરાજ્યો સાથેનું પવિત્ર સામ્રાજ્ય સ્થપાયું ..."[2]

---

૧ ધ યુનિટી ઓફ વેસ્ટર્ન સિવિલાઈઝેશન (આવૃત્તિ ચોથી), પૃ. ૨૭.

૨ પવિત્ર રોમન સામ્રાજ્યની એકતાની પ્રક્રિયામાં ખ્રિસ્તી ચર્ચ નિષ્ક્રિય રહ્યું નહોતું. તેમ કરવામાં તેણે સક્રિય

રોમન સામ્રાજયની અસ્થિરતા વિશે અને તેની તુલનામાં તેના અનુગામી પવિત્ર રોમન સામ્રાજયની સવિશેષ સ્થિરતા અંગે બ્રાયસે જે કાંઈ કહ્યું તેનો હિંદ માટે કોઈ પદાર્થ પાઠ હોય અને રોમન સામ્રાજય એટલા માટે અસ્થિર હતું કે તેની પાસે રાજકીય એકતા સિવાય આધાર રાખવા બીજું કશું હતું નહિ અને પવિત્ર રોમન સામ્રાજય એટલા માટે સ્થિર હતું કે સમાન શ્રધ્ધા ધરાવવાથી ઉત્પન્ન થયેલ નૈતિક તથા સામાજિક એકતાના સલામત પાયા પર ઊભું હતું તેવી બ્રાયસની દલીલમાં કંઈક તથ્ય તથા માનવીય અનુભવ હોય તો તે સ્પષ્ટ છે કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે એકતાની કોઈ જ શકયતા નથી. સમાન ધર્મના દઢ રીતે જોડતા બળનો જ અભાવ છે. આધ્યાત્મિક દષ્ટિએ જોતાં, હિંદુઓ તથા મુસ્લિમો પ્રોટેસ્ટન્ટ તથા કેથોલિકો અથવા શૈવો અને વૈષ્ણવો જેવા માત્ર બે વર્ગો કે બે સંપ્રદાયો જ નથી. તે બંને અલગ પ્રજાતિઓ જ છે. આ દૃષ્ટિએ, તે બંનેમાં માનવતાનો મહત્ત્વનો ગુણ રહેલો છે, અને તે બંને ભિન્ન નહિ પણ એક છે અને તેમની વચ્ચેનો ફરક માત્ર અકસ્માત જ છે, બીજું કંઈ નહિ તેવું હિંદુઓ કે મુસ્લિમો સ્વીકારે તેવી આશા ન રાખી શકાય. તેમને મન દેવત્વનું વિભાજન થયેલું છે અને દેવત્વના વિભાજન સાથે તેમની માનવતાનું વિભાજન થયું છે અને માનવતાના વિભાજનને કારણે તેમણે વિભાજિત જ રહેવું જોઈએ. તેમને એક છત્ર નીચે લાવે તેવું કશું જ નથી.

સામાજિક એકતા વિના રાજકીય એકતા પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. જો પ્રાપ્ત થાય તો તે તોફાની પવનના ઓચિંતા સપાટાથી મૂળ સમેત ઉખડી જાય તેવા ઉનાળુ છોડ જેવું અનિશ્ચિત છે. રાજકીય એકતાવાળું હિંદ રાજય બની શકે. પણ રાજય હોવું એટલે રાષ્ટ્ર હોવું એમ નહિ અને જે રાજય રાષ્ટ્ર નથી હોતું તેને અસ્તિત્વ સંઘર્ષમાં ટકી રહેવાની ઓછી તકો હોય છે. જયાં રાષ્ટ્રવાદ - આધુનિક

ભાગ ભજવ્યો હતો. બ્રાયસ કહે છે કે 'તેની આસપાસ એક પછી એક સંસ્થાઓને ટુકડે ટુકડા થતી જોઈને રાષ્ટ્રો અને શહેરોને, અપરિચિત ફિરકાઓ ફાટી નીકળવાથી તથા સંચાર વ્યવસ્થાની વધતી મુશ્કેલીથી અલગ પડતાં જોઈ, ખ્રિસ્તી ચર્ચે ધાર્મિક સંસ્થાઓને બળવત્તર બનાવી, બાહ્ય એકતાના પ્રત્યેક બંધનને દઢ બનાવી ધાર્મિક બંધુત્વ બચાવવાનો પ્રયત્ન કર્યો. શ્રધ્ધાની અનિવાર્યતાઓ હજુ વધુ શકિતશાળી હતી. એમ કહેવાતું કે સત્ય એક છે અને જે તેને ધારણ કરે છે તે સર્વને એક સંસ્થામાં જોડી રાખે છે. એટલે તે સંસ્થામાં રહીને જ તેઓ તે જાળવી શકે. માત્ર એક ધર્મ સમાજ એજ હતું અને તેનો એક જ ધર્મગુરૂ હતો.'

સમયનું સૌથી વધુ ગતિશીલ બળ - પ્રત્યેક સ્થળે તમામ મિશ્ર રાજ્યોનાં વિનાશ તથા વિધ્વંસમાંથી પોતાને મુક્ત કરવા પ્રયત્ન કરી રહ્યો છે, ત્યારે આ વિશિષ્ટ સત્ય છે. આથી મિશ્ર તથા સંયુક્ત રાજ્યને જેટલો ભય વેરવિખેર થયેલી, ફસાયેલી, દબાયેલી અને તેમની ઈચ્છા વિરુધ્ધ પકડી રાખેલી રાષ્ટ્રીયતાના આંતરિક પુનરુત્થાનનો છે, તેટલો ભય બહારના આક્રમણનો નથી. પાકિસ્તાનનો જે લોકો વિરોધ કરે છે તેમણે આ ભયનો ખ્યાલ તો રાખવો જ જોઈએ. પણ તેમણે તેપણ સમજી લેવું જોઈએ કે દબાયેલી રાષ્ટ્રીયતાનો મિશ્ર રાજ્યને છિન્નભિન્ન કરવાનો આ પ્રયત્ન તથા તિરસ્કૃત થવાને બદલે પોતાને માટે અલગ વતન શોધી લેવાનો પ્રયત્ન આત્મનિર્ણયના સિધ્ધાંતની દૃષ્ટિએ પણ નૈતિક રીતે ઔચિત્ય ધરાવે છે.

## પ્રકરણ ૮

# પાકિસ્તાન માટે મુસ્લિમોનો વિકલ્પ

૧

હિંદુઓ કહે છે કે તેમની પાસે પાકિસ્તાન માટેનો વિકલ્પ છે. શું મુસ્લિમો પાસે પણ પાકિસ્તાનનો વિકલ્પ છે ? હિંદુઓ 'હા' કહે છે, મુસ્લિમો 'ના' કહે છે. હિંદુઓ માને છે કે પાકિસ્તાનની યોજના તે તો કોમી ચુકાદા દ્વારા અગાઉ મેળવાયેલા લાભોમાં વધારો કરવાના હેતુથી રજૂ કરાયેલ સોદાબાજીના દાવપેચ છે. મુસ્લિમો આ વાતનો ઈનકાર કરે છે. તેઓ કહે છે પાકિસ્તાન જેવું બીજું કશું છે જ નહિ અને તેથી તેઓ પાકિસ્તાન મેળવીને જ જંપશે. એમ લાગે છે કે મુસ્લિમો પાકિસ્તાન માટે કૃતસંકલ્પ છે અને પાકિસ્તાન સિવાય અન્ય કશું જ નહીં મેળવવાનો તેમનો દૃઢ નિર્ધાર છે અને હિંદુઓ જે વિકલ્પની આશા રાખે છે તે માત્ર મિથ્યા કલ્પનામાં રાચે છે. પણ માની લઈએ કે મુસ્લિમોની રમત શી છે તેથી અટકળ કરવા જેટલા હિંદુઓ વિચક્ષણ હોય તો પાકિસ્તાન અંગેનો મુસ્લિમોનો વિકલ્પ આવકારવા હિંદુઓ તૈયાર થશે ? અલબત્ત, મુસ્લિમોનો વિકલ્પ શો છે તેના પર જ આ પ્રશ્નના ઉત્તરનો આધાર છે.

પાકિસ્તાન માટે મુસ્લિમોનો વિકલ્પ શો છે ? કોઈ જાણતું નથી. જો મુસ્લિમો પાસે કોઈ વિકલ્પ હોય તો તે તેમણે પ્રગટ કર્યો નથી અને ભવિષ્યમાં હિંદુઓ તથા મુસ્લિમોએ પરસ્પર સાથે ભળવું તે અંગેની શરતો સુધારવા અને સમજૂતી કરવા આ બે વિરોધી પક્ષો સાથે નહિ બેસે ત્યાં સુધી તેઓ તે પ્રગટ કરશે પણ નહિ. અગાઉથી સાવધ થવું એટલે અગાઉથી શસ્ત્રસજ્જ થવું. આથી, મુસ્લિમોનો શક્ય વિકલ્પ શો છે તેનો ખ્યાલ હિંદુઓને હોવો જોઈએ કે જેથી તેનો આઘાત જીરવવા સમર્થ બને : કારણ કે આ વિકલ્પ કોમી ચુકાદાથી બહેતર તો નહિ જ હોય અને મહદંશે તે બદતર હોવાનો જ.

વિકલ્પનો ચોક્કસ પરસ્તાવ ન હોવાથી માત્ર અનુમાન જ થઈ શકે. હવે એકનું અનુમાન અન્યના અનુમાન જેટલું જ સારું હોય, અને આ બેમાંથી કોના પર વિશ્વાસ રાખવો તેની પસંદગી તો સંબંધિત પક્ષે જ કરવી રહી. સંભવિત

અનુમાનોમાં મારું અનુમાન એ છે કે મુસ્લિમો તેમના વિકલ્પ તરીકે નીચે દર્શાવ્યા તેવા પ્રસ્તાવો રજૂ કરશે કે :

"હિંદના ભવિષ્યના બંધારણમાં નીચેની જોગવાઈ હશે :

(૧) મુસ્લિમોને અલગ મતદાર મંડળો દ્વારા કેન્દ્રીય તથા પ્રાંતીય ધારાસભામાં પચાસ ટકા પ્રતિનિધિત્વ મળશે.

(૨) કેન્દ્ર તથા પ્રાંતોમાં કારોબારીમાં પચાસ ટકા મુસ્લિમો હશે.

(૩) સનદી નોકરીઓમાં પચાસ ટકા જગ્યાઓ મુસ્લિમોને આપવામાં આવશે.

(૪) લશ્કરી દળોમાં, સૈનિક કક્ષાએ તથા ઉચ્ચ હોદ્દાઓ પર મુસ્લિમોનું પ્રતિનિધિત્વ બરોબર અડધું હશે.

(૫) જાહેર હેતુઓ માટે રચાયેલી સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓ કે પંચો જેવી બધી જ જાહેર સંસ્થાઓમાં મુસ્લિમોને પચાસ ટકા પ્રતિનિધિત્વ મળશે.

(૬) હિંદ જેમાં ભાગ લે તેવી બધી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓમાં મુસ્લિમોને પચાસ ટકા પ્રતિનિધિત્વ મળશે.

(૭) જો વડાપ્રધાન હિંદુ હોય તો નાયબ વડાપ્રધાન મુસ્લિમ હશે.

(૮) જો સરસેનાપતિ હિંદુ હશે તો નાયબ સરસેનાપતિ મુસ્લિમ હશે.

(૯) ધારાસભાના છાસઠ ટકા મુસ્લિમ સભ્યોની સંમતિ વિના કોઈ પણ પ્રાંતીય સરહદોમાં ફેરફાર થશે નહિ.

(૧૦) ધારાસભાના છાસઠ ટકા મુસ્લિમ સભ્યોની સંમતિ વિના કોઈ પણ મુસ્લિમ રાષ્ટ્ર સામે લડાઈ કરી શકાશે નહિ અથવા તો તેની સાથે સંધિ થઈ શકશે નહિ.

(૧૧) ધારાસભાના છાસઠ ટકા મુસ્લિમ સભ્યોની સંમતિ વિના મુસ્લિમોની સંસ્કૃતિ, તેમના ધર્મ કે ધાર્મિક વ્યવહારોને અસર કરતો કોઈ પણ કાયદો ઘડી શકાશે નહિ.

(૧૨) હિંદની રાષ્ટ્રભાષા ઉર્દૂ હશે.

(૧૩) ધારાસભાના છાસઠ ટકા મુસ્લિમ સભ્યોની સંમતિથી પસાર કરવામાં ન આવે ત્યાં સુધી ગૌવધ કે ઈસ્લામના પ્રચાર અથવા તેમાં ધર્માંતરનો નિષેધ કરતો કે મર્યાદિત કરતો કોઈ પણ કાયદો કાયદેસર માન્ય ગણાશે નહિ.

(૧૪) બંધારણમાં કોઈ પણ ફેરફાર, આવા ફેરફારોને અમલી બનાવવા જોઈતી બહુમતીમાં ધારાસભાના મુસ્લિમ સભ્યોની છાસઠ ટકા બહુમતી વિના કાયદેસર ગણાશે નહિ.

મારું આ અનુમાન કોઈ પણ આધારહીન કલ્પનાનું પરિણામ નથી. ઉતાવળથી અને અનિચ્છાએ પાકિસ્તાનનો સ્વીકાર કરાવવા માટે હિંદુઓને ભડકાવવાના આશયનું તે પરિણામ નથી. હું તો કદાચ એમ કહું કે તે મુસ્લિમો પાસેથી મળતી ઉપલભ્ય વિગતોને આધારે કરાયેલું ખરેખર તે સમજપૂર્વકનું અનુમાન છે.

હૈદરાબાદના નામદાર સરકાર નિઝામે તેમના પ્રદેશો માટે જે બંધારણીય સુધારાઓ વિચાર્યા છે તેના સ્વરૂપ પરથી જ મુસ્લિમોનો વિકલ્પ કેવો હશે તેનાં એંધાણ પ્રાપ્ત થાય છે.

હૈદરાબાદના સુધારાઓની યોજના વિચિત્ર છે. બ્રિટિશ હિંદમાં પ્રાપ્ત થતા કોમી પ્રતિનિધિત્વની યોજનાનો તે ઈનકાર કરે છે. તેને સ્થાને તે ધંધાવાર પ્રતિનિધિત્વ તરીકે ઓળખાતી એટલે કે વર્ગો તથા વ્યવસાયના પ્રમાણ પ્રતિનિધિત્વયુક્ત યોજના મૂકે છે. સિત્તેર સભ્યોની ધારાસભાની રચના નીચે પ્રમાણે હશે :

## ચૂંટાયેલા પ્રતિનિધિઓ

| | | |
|---|---|---|
| કૃષિ ક્ષેત્રના | | ૧૨ |
| પાટીદારો | ૮ | |
| ગણોતિયા | ૪ | |
| સ્ત્રીઓ | | ૧ |
| સ્નાતકો | | ૧ |
| યુનિવર્સિટી | | ૧ |
| જાગીરદારો | | ૨ |
| માશદારો | | ૧ |
| કાનૂની ક્ષેત્ર | | ૨ |
| તબીબી ક્ષેત્રના પ્રતિનિધિઓ - | | ૨ |

| | | |
|---|---|---|
| પશ્ચિમ શાખાના | ૧ | |
| પૌર્વાત્ય શાખાના | ૧ | |
| શિક્ષણ | | ૧ |
| વાણિજ્ય ક્ષેત્રના | | ૧ |
| ઉદ્યોગ | | ૨ |
| બેંક વ્યવસાય - | | ૨ |
| દેશીય | ૧ | |
| સહકારી અને જોઈંટ સ્ટૉક | ૧ | |
| સંગઠિત કામદાર ક્ષેત્રના | | ૧ |
| હરિજન | | ૧ |
| જિલ્લા મ્યુનિસિપાલિટીઓ | | ૧ |
| શહેર મ્યુનિસિપાલિટીઓ | | ૧ |
| ગ્રામ બોર્ડો | | ૧ |
| કુલ : | | ૩૩ |

## નામનિયુક્ત પ્રતિનિધિઓ

| | | |
|---|---|---|
| ઈલાકાઓ | | ૮ |
| સરાફ-ઈ-ખાસ | ૨ | |
| પૈગાહો | ૩ | |
| પેશ કરી | ૧ | |
| સલાર જંગ | ૧ | |
| સમસ્થાનો | ૧ | |
| અધિકારીઓ | ૧૮ | |
| ગ્રામ કલા - કારીગરી | | ૧ |
| પછાત વર્ગો | | ૧ |
| પ્રતિનિધિત્વ નહિ પામેલા નાના વર્ગો | | ૩ |

| | |
|---|---|
| અન્ય | ૬ |
| કુલ : | ૩૭ |

કોમી પ્રતિનિધિત્વ કરતાં આ ધંધાદારી પ્રતિનિધિત્વની યોજના વિવિધ વર્ગો તથા વિભાગો વચ્ચે વધુ સંવાદિતાને ઉત્તેજન આપશે કે કેમ તે વધુ શંકાસ્પદ છે. પ્રવર્તમાન સામાજિક તથા ધાર્મિક વિભાજનોને કાયમી કરવા ઉપરાંત, વર્ગ સભાનતા પર ભાર મૂકી તે કદાચ વર્ગ સંઘર્ષને સાવ સહેલાઈથી તીવ્ર બનાવે. આમ તો, આ યોજના નિરુપદ્રવી લાગે છે પણ જ્યારે પ્રત્યેક વર્ગ પોતાની સંખ્યાના પ્રમાણમાં પ્રતિનિધિત્વ માગવા બહાર આવશે ત્યારે તેનું સાચું સ્વરૂપ જોવા મળશે. તે ગમે તે હોય ધંધાદારી પ્રતિનિધિત્વ, પણ હૈદરાબાદની આ સુધારાની યોજનાની અતિમહત્ત્વની લાક્ષણિકતા નથી. આ યોજનાની અતિ મહત્ત્વની લાક્ષણિકતા છે હૈદરાબાદની નવી ધારાસભામાં હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે બેઠકોનાં સૂચિત વિભાજન અંગે નામદાર નિઝામે મંજૂર કરેલી આ યોજનામાં કોમી પ્રતિનિધિત્વને તદ્દન જાકારો દેવાયો નથી. ધંધાદારી પ્રતિનિધિત્વ સાથે તે પણ જાળવી રખાયું છે. સંયુક્ત મતદારમંડળો દ્વારા તે અમલી બનશે. પણ બંને મુખ્ય કોમોનું ધારાસભા સહિતની ચૂંટણી દ્વારા ભરાતી[1] પ્રત્યેક સંસ્થામાં સમાન પ્રતિનિધિત્વ હશે અને પોતાની કોમે આપેલા મતોમાંથી ૪૦ ટકા જેટલા મત ન મેળવનાર ઉમેદવાર સફળ નહિ થઈ શકે. હિંદુઓ અને મુસ્લિમોની સંખ્યાને ગણતરીમાં લીધા સિવાય, હિંદુઓ તથા મુસ્લિમોને સમાન પ્રતિનિધિત્વ આપતો આ સિદ્ધાંત[2] ચૂંટણી દ્વારા ભરાતી પ્રત્યેક સંસ્થાને તે લાગુ પડશે, એટલું જ નહિ પણ સંસ્થાના ચૂંટાતા અને નામ નિયુક્ત થતા સભ્યોનેય લાગુ પડશે.

આ સમાન પ્રતિનિધિત્વના સિદ્ધાંતને ન્યાયી ઠરાવતાં એમ જણાવવામાં આવ્યું છે કે :

"આ રાજ્યમાં મુસ્લિમ કોમનું મહત્ત્વ, તેની ઐતિહાસિક સ્થિતિ અને

૧ આ સુધારણાની યોજના નીચે કેન્દ્રીય ધારાસભા ઉપરાંત પંચાયતો, ગ્રામ બોર્ડો, મ્યુનિસિપાલિટીઓ અને નગર સમિતિઓ જેવી લોક સંસ્થાઓ હશે.

૨ ૧૯૩૧ની વસ્તી ગણતરી પ્રમાણે હૈદરાબાદની (વિરાર સિવાય) વસ્તીનું વિભાજન નીચે પ્રમાણે છે :

| હિંદુઓ | અસ્પૃશ્યો | મુસ્લિમો | ખ્રિસ્તીઓ | અન્ય | કુલ |
|---|---|---|---|---|---|
| ૯૬,૯૯,૬૧૫, | ૨૪,૭૩,૨૩૦, | ૧૫,૩૪,૬૬૬, | ૧,૫૧,૩૮૨, | ૫,૭૭,૨૫૫, | ૧,૪૪,૩૬,૧૪૮ |

રાજકારણમાં તેના મોભાને કારણે એટલું તો સ્પષ્ટ છે કે તે ઘટાડીને તેને ધારાસભામાં લઘુમતીના દરજ્જાએ મૂકી શકાય નહિ."

તાજેતરમાં જ, બ્રિટિશ હિંદમાં હિંદુ-મુસ્લિમ સમસ્યાની પતાવટ માટે નેશનલ પાર્ટીના નેતા તરીકે પોતાને ઓળખાવતા શ્રી મીર અકબરઅલી ખાને તૈયાર કરેલા પ્રસ્તાવો અખબારમાં[૧] પ્રસિદ્ધ થયા છે. તે નીચે પ્રમાણે છે :

(૧) દેશના પૂરતા લશ્કરી સંરક્ષણ તથા લોકોને યોગ્ય રીતે લશ્કરી માનસવાળા બનાવવાના વ્યાપક પાયા પર જ હિંદનું ભાવિ બંધારણ ઘડાવું જોઈએ. મુસ્લિમો જેટલું જ લશ્કરી માનસ હિંદુઓનું હોવું જોઈએ.

(૨) હિંદના સંરક્ષણની જવાબદારી તેમને સોંપાય તેવી માગણી કરવાની સર્વોપરી તક આજની પરિસ્થિતિ બંને કોમોને આપે છે. હિંદના લશ્કરમાં હિંદુઓ તથા મુસ્લિમોની સરખી સંખ્યા હોવી જોઈએ અને પ્રાદેશિકતાના આધારે અલગ તારવેલી હોય તે સિવાયની કોઈ રેજિમેન્ટ કોમી ન હોવી જોઈએ.

(૩) પ્રાંતો તથા કેન્દ્રમાંની સરકારો યોગ્ય રીતે લશ્કરી માનસ ધરાવતા લોકોની બનેલી સંપૂર્ણ રાષ્ટ્રીય સરકારો હોવી જોઈએ. કેન્દ્ર તથા પ્રાંતોનાં પ્રધાનમંડળોમાં હિંદુ તથા મુસ્લિમ પ્રધાનોની સંખ્યા સરખી હોવી જોઈએ. જ્યારે જરૂર પડે ત્યારે અન્ય મહત્ત્વની લઘુમતીઓને ખાસ પ્રતિનિધિત્વ આપવું જોઈએ. સંયુક્ત મતદારમંડળો સાથે આ યોજના અત્યંત સંતોષકારક રીતે કાર્ય કરશે પણ દેશનું અત્યારનું વાતાવરણ જોતાં અલગ મતદારમંડળો ચાલુ રાખવાં જોઈએ. ધારાસભાના હિંદુ સભ્યો દ્વારા હિંદુ પ્રધાનો ચુંટાવા જોઈએ તથા મુસ્લિમ સભ્યો દ્વારા મુસ્લિમ પ્રધાનો ચુંટાવા જોઈએ.

(૪) આખા પ્રધાન મંડળ સામે અવિશ્વાસની દરખાસ્ત મુકાય અને તે સમગ્ર ગૃહના $\frac{૨}{૩}$ સભ્યોની બહુમતીથી પસાર થાય તો જ પ્રધાનમંડળ બરતરફ કરી શકાય. આ બહુમતી લક્ષ્યમાં લેતાં, હિંદુ તથા મુસ્લિમ સભ્યોની અલગઅલગ બહુમતી લક્ષ્યમાં લેવાવી જોઈએ.

૧ જુઓ 'બોમ્બે સેન્ટિનલ', જૂન, ૨૨, ૧૯૪૦. શ્રી મીર અકબરઅલી ખાન કહે છે કે તેમણે તેમના પ્રસ્તાવોની ચર્ચા કોંગ્રેસના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી શ્રીનિવાસ આયંગર સાથે કરી છે અને તેમણે પ્રસિદ્ધ કરેલા પ્રસ્તાવો શ્રી આયંગરે જેમને સંમતિ આપી છે તે જ પ્રસ્તાવો છે.

(૫) પ્રત્યેક કોમના ધર્મ, ભાષા, શાસ્ત્રો તથા અંગત કાયદાઓનું સર્વોચ્ચ બંધારણીય અંકુશ દ્વારા રક્ષણ થવું જોઈએ. ધારાસભાના જે તે કોમનું પ્રતિનિધિત્વ કરતા બહુમતી સભ્યો, તેને સ્પર્શતા કોઈ પણ કાનૂની કે અન્ય પગલાં અંગે વીટો વાપરી શકે. કોઈ પણ કોમની સારી આર્થિક સ્થિતિ પર વિપરીત અસર પહોંચાડવાની ગણતરીથી લેવાયેલા કોઈ પણ પગલા માટે આવી જ રીતે વીટો વાપરવાની જોગવાઈ કરવી જોઈએ.

(૬) વહીવટીતંત્રમાં ન્યાયના તથા પ્રોત્સાહન વિતરણના વ્યવહારુ પગલા તરીકે નોકરીઓમાં પૂરતા કોમી પ્રતિનિધિત્વ અંગે સંમતિ સધાવી જોઈએ.

હૈદરાબાદની નેશનલ પાર્ટીના નેતાને રજૂ કરેલા આ પ્રસ્તાવો બ્રિટિશ હિંદમાંના મુસ્લિમોનાં મન કઈ દિશામાં દોડે છે તેના સૂચક હોય તો પછી પાકિસ્તાનનો વિકલ્પ કેવો સંભવી શકે તેનું મેં જે અનુમાન કર્યું છે તેને વધારાનું સમર્થન મળે છે.

## ૨

તે સાચું છે કે ઈ.સ. ૧૯૪૦ના એપ્રિલ મહિનામાં, દિલ્હીમાં 'આઝાદ મુસ્લિમ અધિવેશન' એવા આડંબરી શબ્દાડંબરવાળા નામવાળું મુસ્લિમોનું અધિવેશન ભરાયું હતું. આ અધિવેશનમાં હાજર રહ્યા હતા તે મુસ્લિમો મુસ્લિમ લીગ તથા રાષ્ટ્રવાદી મુસ્લિમોના વિરોધી હતા. તેઓ મુસ્લિમ લીગના વિરોધી હોવાનું પ્રથમ કારણ હતું પાકિસ્તાન સામેનો વિરોધ અને બીજું કારણ એ હતું કે તેઓ પોતાના અધિકારો માટે અંગ્રેજ સરકાર પર અવલંબન રાખવા માગતા નહોતા.[1] તેઓ રાષ્ટ્રવાદી મુસ્લિમોના (એટલે કે બધા જ કોંગ્રેસી મુસ્લિમોના) વિરોધી એટલા માટે હતા કે તેઓ મુસ્લિમોના સાંસ્કૃતિક તથા ધાર્મિક અધિકારો પ્રત્યે ઉદાસીન રહેવાનો આક્ષેપ તેમના પર હતો.[2]

૧ આ સંમેલનના અગ્રણી સભ્ય શ્રી મુફ્તી કિફાયત ઉલ્લાએ તેમના ભાષણ દરમ્યાન એવું કહેલું જાણવા મળ્યું છે કે તેમને તેમ દર્શાવવું પડ્યું કે આઝાદીની લડતમાં તે કોઈ પણ કોમ કરતાં પાછા પડ્યા નહોતા.' તે સ્પષ્ટ શબ્દોમાં એવું જાહેર કરવા માગતા હતા કે તેમના અધિકારોના રક્ષણ માટે તે બ્રિટિશ સરકાર પર આધાર રાખતા નહોતા. તેમના ધાર્મિક અધિકારોના સંરક્ષણ માટે તેઓ પોતે જ અનિવાર્ય રક્ષણો નક્કી કરશે અને તે માટે કોઈ પણ પક્ષ સામે, ભલે પછી તે પક્ષ તેમના અધિકારો સ્વીકારવાનો ઈન્કાર કરવા જેટલો બળવાન હોય તો તેની સામે, આઝાદી માટે સરકાર સામે લડે છે તેમ લડી લેશે. (લાંબા હર્ષોદ્‌ગારો) હિંદુસ્તાન ટાઈમ્સ, ૩૦, એપ્રિલ, ૧૯૪૦...

આ બધા છતાં, હિંદુઓએ મિત્રોના અધિવેશન તરીકે આઝાદ મુસ્લિમ અધિવેશનને બિરદાવ્યું. પણ આ અધિવેશનને પસાર કરેલો ઠરાવ, લીગ તથા તેની વચ્ચેની પસંદગીમાં બહુ ઓછો અવકાશ રહેવા દેતો હતો. આઝાદ મુસ્લિમ અધિવેશને પસાર કરેલા નીચેના ત્રણ ઠરાવો અત્યારના પ્રશ્ન અંગે પ્રત્યક્ષ સંકળાયેલા છે :

તેમાંનો પ્રથમ ઠરાવ નીચે પ્રમાણે છે :

આ દેશની સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત કરવાનું ઝંખતા હિંદી મુસ્લિમોનું, પ્રત્યેક પ્રાંતના પ્રતિનિધિ મંડળો તથા પ્રતિનિધિઓ ધરાવતું આ અધિવેશન મુસ્લિમ કોમ તથા સમગ્ર દેશનાં હિતોને સ્પર્શતા પ્રશ્નોની સંપૂર્ણ તથા અત્યંત કાળજીપૂર્વક વિચારણાને અંતે નીચે પ્રમાણે સંયુકત રીતે જાહેર કરે છે કે :

"હિંદની ભૌગોલિક તથા રાજકીય સરહદો અખંડ રહેશે અને એટલે જ હિંદ, તેની તમામ સાધનસંપત્તિ પર સંયુક્ત સ્વામીત્વ ધરાવતા, જાતિ તથા ધર્મને લક્ષમાં લીધા વિના તમામ નાગરિકોનું સમાન વતન છે. જે મુસ્લિમોને પોતાના ધર્મ તથા સંસ્કૃતિની ઐતિહાસિક ખ્યાતિનું ગૌરવ છે અને જે તેમને તેમના પ્રાણથીય વિશેષ પ્યારું છે તે મુસ્લિમો માટે દેશના ખૂણેખૂણા તેમનાં ઘર છે. રાષ્ટ્રીય દૃષ્ટિકોણે પ્રત્યેક મુસ્લિમ હિંદી છે. સહુ દેશવાસીઓમાં સમાન હિતો તથા માનવ પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્ર તથા જીવનવ્યવહારમાં તેમની જવાબદારીઓ સૌ સરખાં છે. આ અધિકારો અને જવાબદારીઓને કારણે હિંદી મુસ્લિમ નિઃશંક હિંદી નાગરિક છે અને દેશના તમામ ભાગોમાં, સરકારી, આર્થિક તથા અન્ય રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ તથા જાહેર નોકરીઓમાં પ્રત્યેક હિંદી નાગરિક જેટલો જ સમાન વિશેષાધિકારનો અધિકારી છે. આથી જ, દેશની આઝાદી મેળવવા પ્રયત્ન કરવાની તથા બલિદાનો આપવાની મુસ્લિમોની સરખી જવાબદારી છે. આ સ્વયંસ્પષ્ટ વિધાન છે. જેના સત્યને યોગ્ય રીતે વિચારતો કોઈ મુસ્લિમ નહિ પડકારી શકે. આ અધિવેશન નિઃશંકપણે અને શક્ય તેટલા ભારપૂર્વક જાહેર કરે છે કે હિંદી મુસ્લિમોનું ધ્યેય તેમના ધાર્મિક અને કોમી અધિકારોના રક્ષણ સહિત દેશનું

૪ 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના તે જ અંકમાં પ્રસિદ્ધ થયેલાં મૌલાના હાફિઝુલ રહેમાન તથા ડૉ. કે એમ. અશરફનાં ભાષણો.

સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે અને તેઓ આ ધ્યેય શક્ય તેટલું વહેલું સિદ્ધ કરવા ઉત્સુક છે. આ ધ્યેયથી પ્રેરિત થઈને ભૂતકાળમાં તેમણે બલિદાનો આપ્યાં છે અને મોટા બલિદાનો આપવા તે સદા તૈયાર છે.

'હિંદી મુસ્લિમો સામે બ્રિટિશ શાહીવાદના તથા બીજાઓના દલાલો છે એવો પાયા વિનાનો આક્ષેપ મૂક્યો છે કે તેઓ હિંદની આઝાદીના માર્ગના અવરોધો છે તે આક્ષેપનો આ અધિવેશન ખુલ્લેખુલ્લો અને ભારપૂર્વક ઈનકાર કરે છે અને જાહેર કરે છે કે મુસ્લિમો તેમની જવાબદારીઓ પ્રત્યે સંપૂર્ણ સભાન છે અને સ્વાતંત્ર્યની લડતમાં બીજાઓથી પાછળ રહેવામાં તેઓ પોતાની પરંપરા સાથે વિસંગત અને પોતાની ગૌરવહાનિ માને છે.'

આ ઠરાવથી એમણે પાકિસ્તાનની યોજનાને અમાન્ય ગણી. એમના બીજા ઠરાવના શબ્દો નીચે પ્રમાણે હતા :

"આ અધિવેશનનો ગંભીરતાપૂર્વકનો અભિપ્રાય એ છે કે ભવિષ્યના હિંદ માટેનું બંધારણ પુખ્ત મતાધિકાર દ્વારા ચૂંટાયેલા હિંદીઓએ પોતે જ ઘડ્યું હશે તે જ હિંદના લોકોને સ્વીકાર્ય હશે. આ બંધારણમાં બંધારણસભાના મુસ્લિમ સભ્યોએ કરેલાં સૂચનો સાથે સુસંગત તેવા મુસ્લિમોના બધા જ કાયદેસરના અધિકારોનું સંપૂર્ણ રક્ષણ થયેલું હોવું જોઈએ, અન્ય કોમોના પ્રતિનિધિઓ અથવા કોઈ બાહ્ય સત્તાને સંરક્ષણો આ નિર્ણયોમાં દખલ કરવાનો અધિકાર નહિ હોય." આ ઠરાવ દ્વારા અધિવેશને આગ્રહ રાખ્યો કે મુસ્લિમોનાં રક્ષણો માત્ર મુસ્લિમો દ્વારા જ નક્કી થવાં જોઈએ.

ત્રીજો ઠરાવ નીચે પ્રમાણે હતો :

"હિંદના ભાવિના બંધારણમાં સરકારની સ્થિરતા તથા સલામતીની જાળવણી સુનિશ્ચિત કરવા માટે પ્રત્યેક નાગરિક અને કોમ સંતોષની લાગણી અનુભવે તે અનિવાર્ય હોવાથી આ અધિવેશનને તે અનિવાર્ય લાગે છે કે નીચે દર્શાવેલી મહત્ત્વની બાબતો અંગે રક્ષણોની યોજના મુસ્લિમોને સંતોષ થાય તે રીતે તૈયાર થવી જોઈએ."

'આ અધિવેશન ૨૭ વ્યક્તિઓના એક બોર્ડની રચના કરે છે. સંપૂર્ણ સંશોધન,

ચર્ચા-પરામર્શ અને વિચારણા પછી આ બોર્ડ આ અધિવેશનની હવે પછીની બેઠકમાં પોતાના સૂચનો રજૂ કરશે કે જેથી આ અધિવેશન કોમી પ્રશ્નનો સ્થાયી રાષ્ટ્રીય ઉકેલ લાવવા આ સૂચનોનો ઉપયોગ કરી શકે. આ સૂચનો બે મહિનામાં રજૂ કરવાનાં રહેશે. બોર્ડને સોંપાયેલી બાબતો નીચે પ્રમાણે છે :

૧. મુસ્લિમ સંસ્કૃતિ, અંગત કાયદો તથા ધાર્મિક અધિકારોનું રક્ષણ.

૨. મુસ્લિમોના રાજકીય અધિકારો અને તેમનું રક્ષણ.

૩. સમવાયી સરકાર પાસે અતિ આવશ્યક અને અનિવાર્ય સત્તા સહિતના ભાવિ ભારતના એકતંત્રાત્મક નહિ પણ સમવાયી બંધારણની રચના."

મુસ્લિમોના આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક અધિકારોનું રક્ષણ તથા જાહેર નોકરીઓમાં તેમના હિસ્સાની જોગવાઈઓ.

"ખાલી પડેલી કોઈ પણ જગ્યા યોગ્ય રીતે ભરવાની બોર્ડને સત્તા રહેશે. અન્ય સભ્યોને કો-ઓપ્ટ કરવાની પણ સત્તા બોર્ડને હશે. અન્ય મુસ્લિમ સંસ્થાઓ સાથે અને તેને જરૂર જણાય તો દેશની કોઈ પણ જવાબદાર સંસ્થા સાથે ચર્ચા-પરામર્શ કરવાની પણ તેને સત્તા હશે. બોર્ડના આ ૨૭ સભ્યોની નિયુક્તિ અધ્યક્ષ કરશે."

"સભા માટેના કોરમની સંખ્યા નવની રહેશે."

"આ અધિવેશને પસાર કરેલા ઠરાવમાં ઉલ્લેખાયેલી બંધારણ સભામાં વિવિધ કોમના કોમી અધિકારોનાં રક્ષણો નક્કી થવાનાં હોવાથી આ અધિવેશન તે જરૂરી માને છે કે આ બંધારણ સભાના મુસ્લિમ સભ્યો ખુદ મુસ્લિમો દ્વારા જ ચૂંટાશે એવી જાહેરાત થવી જોઈએ."

મુસ્લિમોનાં સલામતી તથા રક્ષણ માટે આઝાદ મુસ્લિમ અધિવેશન શાં પગલાં લેવાનું છે તે જાણવા માટે આપણે આ બોર્ડના અહેવાલની[૧] પ્રતીક્ષા કરવી જ રહી. પણ તે પગલાં પાકિસ્તાનના જે સંભવિત વિકલ્પનું મેં અનુમાન કર્યું છે તેની તરફેણમાં નહિ હોય તેવી આશા રાખવાનું કોઈ કારણ જણાતું નથી તે ખ્યાલ બહાર ન જવું જોઈએ કે આઝાદ મુસ્લિમ અધિવેશન તે એવા મુસ્લિમોની

૧ હજી સુધી આ અહેવાલ પ્રગટ થયો નથી.

સંસ્થા હતી કે જે માત્ર લીગના જ વિરોધી નહોતા પણ રાષ્ટ્રવાદી મુસ્લિમોના પણ એટલા જ વિરોધી હતા. આથી, એવો વિશ્વાસ રાખવાને કોઈ કારણ નથી કે તે મુસ્લિમ લીગ છે કે થશે તેના કરતાં હિંદુઓ પ્રત્યે સવિશેષ દયાળુ બનશે.

ધારો કે મારું અનુમાન સાચું નીકળે તો હિંદુઓને તેના પ્રત્યુત્તરમાં શું કહેવાનું છે તે જાણવું રસપ્રદ થશે. તેઓ પાકિસ્તાનનો આવો વિકલ્પ પસંદ કરશે ? કે પછી આવા વિકલ્પ કરતાં તેઓ પાકિસ્તાન પસંદ કરશે ? આવા પ્રશ્નોનો ઉત્તર આપવાનું કામ હું હિંદુઓ અને તેમના નેતાઓ પર છોડી દઉં છું. આ સંદર્ભમાં મારે એટલું જ કહેવું છે કે આ પ્રશ્ન અંગે પોતાનું કોઈ પણ પ્રકારનું વલણ નક્કી કરતાં પહેલાં હિંદુઓએ કેટલીક ગંભીર વિચારણા કરી લેવી જોઈએ. ખાસ કરીને તેમણે તે ખ્યાલ રાખવો જોઈએ કે 'સત્તાના રાજકારણમાં' અને 'ફરિયાદો ઊભી કરીને જેમાં સત્તા પ્રાપ્ત કરવાની પ્રયુક્તિઓ છે તેવા રાજકારણમાં ભેદ છે,' કોમોના કોમવાદમાં તથા રાષ્ટ્રોના રાષ્ટ્રવાદમાં ભેદ છે, નબળાના ભયને શાંત કરવા માટેનાં રક્ષણો તથા બળવાનની સત્તા મહત્ત્વાકાંક્ષાને સંતોષવાની પ્રયુક્તિઓમાં ભેદ છે, રક્ષણોની જોગવાઈ કરવામાં અને રાષ્ટ્રને હવાલે કરવામાં ભેદ છે. વળી તેમણે તે પણ ખ્યાલ રાખવો જોઈએ કે ફરિયાદો ઊભી કરીને જેમાં સત્તા પ્રાપ્ત કરવાની પ્રયુક્તિઓ છે તેને જેટલી સરળતાથી સ્વીકારી શકાય તેટલી સરળતાથી સત્તાના રાજકારણને સ્વીકારી શકાતું નથી. કોમ પૂરતું જે સલામતીપૂર્વક સ્વીકારી શકાય તે રાષ્ટ્ર પૂરતું તેટલી સલામતીપૂર્વક સ્વીકારી શકાતું નથી, જે નબળાં પૂરતું, સંરક્ષણના શસ્ત્ર તરીકે સલામતીપૂર્વક સ્વીકારી શકાય તે આક્રમણના શસ્ત્ર તરીકે કદાચ તેને વાપરે તેવા બળવાન પૂરતું તેટલી સલામતીપૂર્વક સ્વીકારી શકાતું નથી.

આ બધી ગંભીર વિચારણાઓ છે અને હિંદુઓ જો તેની ઉપેક્ષા કરશે તો તેમને જોખમે કરશે. કારણ કે મુસ્લિમ વિકલ્પ સાચે જ ધાકધમકીભર્યો તથા ખતરનાક વિકલ્પ છે.

## પ્રકરણ ૯

# વિદેશમાંથી બોધ

હિંદુસ્તાનના હિંદુસ્તાન અને પાકિસ્તાન એવા બે ભાગલાની માગણી સાથે જે હિંદુઓ સંમત નથી થતા અને હિંદની ભૌગોલિક એકતા, તે માટે ચૂકવવાની કિંમત ગણ્યા વિના જાળવી રાખવાનો આગ્રહ રાખે છે, તેઓ હિંદની જેમ, અનેક રાષ્ટ્રોને આશ્રય આપવાનો તથા તેમની વચ્ચે સંવાદિતા સ્થાપવાનો પ્રયત્ન કરનાર અનેક દેશોને જે ભોગવવું પડયું તેનો અભ્યાસ કરશે તો તે સારી પેઠે સત્ય સમજી શકશે.

આવા બધા જ દેશોના ઈતિહાસનું અવલોકન કરવું જરૂરી નથી. અહીં માત્ર બે દેશોની વાત કરવી પૂરતી થશે. તુર્કસ્તાનની અને ઝેકોસ્લોવેકિયાની.

૧

આપણે તુર્કસ્તાનથી આરંભ કરીએ. ઈ.સ. ૧૨૩૦-૪૦ની વચ્ચેના કોઈક સમય દરમિયાન તુર્કોને તેમના વતન મધ્ય એશિયામાંથી મોંગોલોએ હાંકી કાઢયા તે કારણે એમનો પ્રવેશ ઈતિહાસમાં સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે થયો. વતનમાંથી તેમને અપાયેલા દેશવટાને કારણે તેઓને વાયવ્ય એન્તોલિયામાં સ્થિર થવાની ફરજ પડી. તુર્ક સામ્રાજ્યના ઘડવૈયા તરીકે તેમની કારકિર્દી ઈ.સ. ૧૩૨૬માં બ્રુસાના વિજયથી શરૂ થઈ. ઈ.સ. ૧૩૬૦-૬૧માં તેમણે એઈજનથી કાળા સમુદ્ર સુધી થ્રેઈસ જીત્યું; ઈ.સ. ૧૩૬૧-૬૨માં કોન્સ્ટેન્ટીનોપલની બાઈઝન્ટાઈન સરકારે તેમની સર્વોપરીતા સ્વીકારી. ઈ.સ. ૧૩૬૯માં બલ્ગેરિયા પણ તે પગલાને અનુસર્યું. ઈ.સ. ૧૩૭૧-૭૨માં મેસેડોનિયા જીતાયું. ઈ.સ. ૧૩૭૩માં કોન્સ્ટેન્ટીનોપલે નિશ્ચિતપણે ઓટોમનનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું. ઈ.સ. ૧૩૮૯માં સર્વિયા જીતાયું, ઈ.સ. ૧૪૩૦માં સાલોનિકા, ઈ.સ. ૧૪૫૩માં કોન્સ્ટેન્ટીનોપલ, ઈ.સ. ૧૪૬૧માં ટ્રેબિઝોંદ ઈ.સ. ૧૪૬૫માં ક્વોરમન અને ઈ.સ. ૧૪૭૫માં કાફફા અને તાના પણ સામેલ કરી દેવામાં આવ્યાં. થોડાંક શાંતિગાળા પછી તેમણે ઈ.સ. ૧૫૧૪માં મોસુલ જીત્યું, ઈ.સ. ૧૫૧૬-૧૭માં સીરિયા, ઈજિપ્ત, હિયાઝ અને યમન જીત્યાં અને ઈ.સ. ૧૫૨૧માં બેલ્ગ્રેડ જીત્યું. ત્યારપછી ઈ.સ. ૧૫૨૬માં મોહેકઝમાં

હંગેરીઅનો પર વિજય મેળવ્યો. ઈ.સ. ૧૫૫૪માં બગદાદને પહેલીવાર જીત્યું અને ઈ.સ. ૧૬૩૯માં બગદાદ બીજીવાર જીતાયું. બેવાર તેમણે વિયેનાને ઘેરો ઘાલ્યો, ઈ.સ. ૧૫૨૯માં પ્રથમવાર અને બીજીવાર ઈ.સ. ૧૬૮૩માં તેમના વિજયને આગળ વિસ્તારવા; પણ બંને પ્રસંગોએ તેમને પાછા હઠવું પડયું. પરિણામે યુરોપમાં તેમનો વિસ્તાર હંમેશ માટે સંપૂર્ણ નિયંત્રણ નીચે મુકાયો. છતાંય ઈ.સ. ૧૩૨૬થી ૧૬૮૩ સુધી તેમણે જીતેલા દેશોનું વિશાળ સામ્રાજ્ય બન્યું હતું. ત્યાર પછી આ પ્રદેશોમાંથી થોડાક પ્રદેશો તુર્કોએ તેમના દુશ્મનો સામે ખોયા. પણ ઈ.સ. ૧૭૮૯માં ફ્રેંચ ક્રાંતિના પ્રારંભે તુર્કસ્તાનના સામ્રાજ્યનો વિસ્તાર જોતાં, તેમાં (૧) ડેન્યૂબની દક્ષિણે આવેલા બાલ્કન પ્રદેશોનો (૨) એશિયા માઈનોર, લેવન્ટ, પડોશના ટાપુઓ (એટલે કે સાયપ્રસ) (૩) સીરિયા તથા પેલેસ્ટાઈન (૪) ઈજિપ્ત અને (૫) ઈજિપ્તથી મોરોક્કો સુધીના ઉત્તર આફ્રિકાનો સમાવેશ થતો હતો.

તુર્કી સામ્રાજ્યની છિન્નભિન્નતાની કથા સરળતાથી કહેવાય તેવી છે. ઈ.સ. ૧૭૬૯માં કાયદેસર નહિ તો હકીકતમાં સૌ પ્રથમ છૂટું પડનાર ઈજિપ્ત હતું. ત્યાર પછી છૂટા પડયા બાલ્કન પ્રદેશના ખ્રિસ્તીઓ. તુર્ક સાથે યુદ્ધ પછી ઈ.સ. ૧૮૨૨માં રશિયાએ બેસારાબિયા જીતી લીધું. ઈ.સ. ૧૮૭૨માં રશિયાની મદદથી સર્બિયાએ વિદ્રોહ કર્યો અને સર્બિયાને અલગ સરકાર નીચે મૂકવાની તુર્કોને ફરજ પડી. ઈ.સ. ૧૮૨૯માં મોલ્ડાવિયા તથા વાલ્લાચિયા એ બે ડેન્યૂબના પ્રાંતોને પણ આવી જ છૂટ આપવી પડી. ઈ.સ. ૧૮૨૨-૨૯ વચ્ચે ચાલેલા ગ્રીસના સ્વાતંત્ર્ય સંગ્રામને કારણે ગ્રીક તુર્ક શાસનમાંથી સંપૂર્ણપણે મુક્ત બન્યું અને સત્તા એ ઈ.સ. ૧૮૩૨માં ગ્રીસનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું. ઈ.સ. ૧૮૭૫-૭૭માં બાલ્કનોમાં તોફાન જાગ્યું બોસ્નિયા તથા હેર્ઝેગોવિનામાં વિદ્રોહ થયો અને બલ્ગેરિયનોએ તુર્કો સામે અત્યાચાર આદર્યા. જેનો જવાબ તુર્કોએ પણ તેટલા જ અત્યાચારો દ્વારા આપ્યો. પરિણામે સર્બિયા તથા મોન્ટેનેગ્રોએ તુર્કસ્તાન સામે યુદ્ધ જાહેર કર્યું અને રશિયાએ પણ તેમજ કર્યું. બર્લિનની સંધિ દ્વારા બલ્ગેરિયાને તુર્કસ્તાન હેઠળ સ્વરાજય પ્રાપ્ત થયું અને પૂર્વ રુમાનિયાનું શાસન તુર્કસ્તાન હેઠળ ખ્રિસ્તી ગવર્નર દ્વારા કરવાનો નિર્ધાર થયો. રશિયાને કાર્સ અને બેટોમ

મળ્યાં. રુમાનિયાને ડોબ્રુડજા પ્રાપ્ત થયું. બોસ્નિયા તથા હેર્ઝેગોવિના વહીવટ માટે ઓસ્ટ્રિયાને સોંપાયા અને ઈંગ્લેન્ડે સાયપ્રસને કબજો લીધો. ઈ.સ. ૧૮૮૧માં ગ્રીસે થેસાલી મેળવ્યું અને ફ્રાન્સે ટયુનિસ પર કબજો મેળવ્યો. ઈ.સ. ૧૮૮૫માં બલ્ગેરિયા અને પૂર્વ રુમાનિયાનું એક સંયુક્ત રાજ્ય રચાયું.

ઈ.સ. ૧૯૦૬ સુધી તુર્કી સામ્રાજ્યના ઉત્થાન તથા પતનની કથા શ્રી લેન પૂલે નીચેના શબ્દોમાં[1] વિગતવાર આલેખી છે.

"એના પુરાણા વિસ્તારમાં, જ્યારે પોર્ટે અત્યારે યુરોપમાં તુર્કસ્તાન કહેવાતા માત્ર સાંકડા પ્રદેશ પર જ શાસન કરતું નહોતું પણ ગ્રીસ, બલ્ગેરિયા તથા પૂર્વ રુમાનિયા, રુમાનિયા, સર્બિયા, બોસ્નિયા અને હેર્ઝેગોવિના તથા સાથેસાથે ક્રિમિયા અને દક્ષિણ રશિયાનો કેટલોક ભાગ ઈજિપ્ત, સીરિયા, ટ્રિપોલી, ટયુનિસ, અલ્જિર્સ અને ભૂમધ્ય સમુદ્રના કેટલાક ટાપુઓ જેમાં અરબસ્તાનના વિશાળ પણ મુખ્યત્વે રણ પ્રદેશને તો ગણતા જ નથી. - પર શાસન હતું, જેની કુલ વસ્તી (અત્યારે) પાંચ કરોડની અથવા રશિયા સિવાયના યુરોપથી બમણી હોત. એક પછી એક તેના પ્રાંતો જીતી લેવાયા. અલ્જિર્સ તથા ટયુનિસને ફ્રાંસ સાથે જોડવામાં આવ્યા અને આ ૧,૭૫,૦૦૦ ચો.મા.નો વિસ્તાર તથા અને પચાસ લાખની વસ્તીએ અન્યની શરણાગતિ સ્વીકારી. ઈજિપ્ત તો આમેય સ્વતંત્ર જ છે. તેનો અર્થ એ કે ૫,૦૦,૦૦૦ માઈલનો વિસ્તાર તથા લગભગ સાઠ લાખની વસ્તીની ખોટ થઈ. એકલા એશિયામાંના તુર્કસ્તાનમાં આ સરખામણીમાં માત્ર થોડોક ઘટાડો થયો. અત્યારે તેનું આધિપત્ય માત્ર ૬,૮૦,૦૦૦ ચો. મા.ના વિસ્તારનું તથા એક કરોડ સાઈઠ લાખની વસ્તી પરનું છે. યુરોપમાં તો તેને આફ્રિકા જેટલી જ સખત ખોટ ગઈ. માત્ર ટ્રીપોલી જ તેના કબજામાં રહ્યું. સર્બિયા તથા બોસ્નિયાનો વહીવટ ઓસ્ટ્રિયા દ્વારા થતો હતો અને આમ ૪૦,૦૦૦ માઈલનો વિસ્તાર તથા પાંત્રીસ લાખ લોકો ઓસ્ટ્રિયાની હકૂમત નીચે આવ્યા. વોલેચિયા અને માલ્ડાવિયા રુમાનિયાના સ્વતંત્ર રાજ્યમાં જોડાઈ ગયાં અને આથી તુર્કસ્તાનનો ૪૬,૦૦૦ માઈલનો વિસ્તાર ઘટયો અને તેની પચાસ લાખ વસ્તીમાં પણ ઘટાડો થયો. બલ્ગેરિયા સ્વતંત્ર રાજ્ય છે એના પર પોર્ટનો ખરેખર અંકુશ

૧ ટર્કી, પૃ. ૩૬૩-૬૪.

નથી અને પૂર્વ રુમાનિયા તાજેતરમાં જ વાસ્તવિક રીતે બલ્ગેરિયાનો ભાગ બની ગયો છે. આ બંનેનો મળીને કુલ વિસ્તાર ૪૦,૦૦૦ ચો. માઈલનો અને બંનેની વસ્તી ત્રીસ લાખ છે. ગ્રીસનું રાજ્ય તેના ૨૫,૦૦૦ ચો. મા.ના વિસ્તાર અને વીસ લાખની વસ્તી સાથે ક્યારનુંય તે સામ્રાજ્યથી છૂટું પડી ગયું છે. યુરોપમાં, જ્યાં એક વાર તુર્કસ્તાનનો વિસ્તાર ૨,૩૦,૦૦૦ માઈલનો હતો, તે હવે ઘટીને ૬૬,૦૦૦નો થયો છે અને તેની વસ્તી જે લગભગ બે કરોડની હતી તે હવે ઘટીને પિસ્તાલીસ લાખની થઈ છે. તેણે તેની લગભગ પોણા ભાગની જમીન ખોઈ છે અને તેટલા જ પ્રમાણમાં વસ્તી પણ ખોઈ છે."

ઈ.સ. ૧૯૦૭માં તુર્કસ્તાનની આ પરિસ્થિતિ હતી. ત્યાર પછી તેને જે સહન કરવું પડયું તે તો વધુ વસમી કરુણ કથા છે. ઈ.સ. ૧૯૦૮માં યંગતર્કના વિદ્રોહનો લાભ લઈ ઓસ્ટ્રિયાએ બોસ્નિયા તથા હેર્ઝેગોબિના પોતાની સાથે જોડી દીધાં અને બલ્ગેરિયાએ પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું. ઈ.સ. ૧૯૧૧માં ઈટાલીએ ટ્રિપોલીનો તથા ઈ.સ. ૧૯૧૨માં ફ્રાન્સે મોરોક્કોનો કબજો લીધો. ઈ.સ. ૧૯૧૨ના ઈટાલીના સફળ આક્રમણથી પ્રેરણા પામીને બલ્ગેરિયા, ગ્રીસ, સર્બિયા અને મોન્ટેનેગ્રોએ બાલ્કન લીગ રચી અને તુર્કસ્તાન સામે યુદ્ધ જાહેર કર્યું. પ્રથમ બલ્ગેરિયન યુદ્ધ તરીકે જાણીતા આ યુદ્ધમાં તુર્કસ્તાન સંપૂર્ણ પરાજિત થયું. લંડનના કરાર પ્રમાણે (૧૯૧૩) યુરોપમાં તુર્કસ્તાનનો પ્રદેશ ઘટીને કોન્સેન્ટીનોપલ આસપાસની નાની પટ્ટી જેટલો થઈ ગયો. પણ આ સંધિ અમલમાં ન મુકાઈ, કારણ કે વિજેતાઓ વિજયના લાભની વહેંચણી અંગે સંમત ન થયા. ઈ.સ. ૧૯૧૩માં બલ્ગેરિઆએ શેષ બાલ્કન લીગ પર આક્રમણ કર્યું અને રુમાનિયાએ પોતાનો વિસ્તાર વધારવાની આકાંક્ષાએ બલ્ગેરિયા પર આક્રમણ કર્યું. જેનાથી બલ્ગેરિયાના યુદ્ધનો અંત આવ્યો તે બુખારેસ્ટની સંધિ (૧૯૧૩) દ્વારા તુર્કસ્તાનને એડ્રિયનપોલ પાછું મળ્યું અને બલ્ગેરિયા પાસેથી થ્રેસ, પણ સર્બિયાને ઉત્તર મેસેડોનિયા પાછું મળ્યું અને ગ્રીસને (સાલોનિકા સહિત) દક્ષિણ મેસેડોનિયા પાછું મળ્યું. તુર્કસ્તાનના ભોગે મોન્ટેનેગ્રોએ પોતાનો વિસ્તાર વધાર્યો. ઈ.સ. ૧૯૧૪ દરમિયાન મોટું યુરોપીય વિશ્વ યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે બાલ્કનોએ તુર્કી પાસેથી પોતાનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું અને યુરોપમાં તુર્કસ્તાનનો જે પ્રદેશ શેષ રહ્યો તે કોન્સ્ટેન્ટિનોપલની આસપાસના તથા એશિયામાંના

તેના પ્રદેશ સહિત તે ખૂબ જ નાનો હતો. આફ્રિકા ખંડને લાગેવળગે છે ત્યાં સુધી ઈજીપ્ત અને શેષ આફ્રિકા પર સુલતાનનું પ્રભુત્વ નામનું જ હતું, કારણ કે યુરોપીય સત્તાઓએ ત્યાં સાચો અંકુશ પ્રાપ્ત કરી લીધો હતો. ઈ.સ. ૧૯૧૪ના મહાયુદ્ધમાં તો તુર્કસ્તાન સંપૂર્ણ ફેંકાઈ ચૂક્યું હતું. ભૂમધ્ય સમુદ્રથી માંડીને પર્શિયાના અખાત સુધીના બધા પ્રદેશો વેરાન થઈ ગયા અને બગદાદ, જેરુસલેમ, દામાસક્સ અને એલેપ્પો જેવાં મહત્ત્વનાં શહેર જીતાયાં હતાં. યુરોપમાં મિત્ર રાજ્યોએ કોન્સ્ટેન્ટીનોપલ કબજે કર્યું. તુર્કસ્તાન સાથેના યુદ્ધનો અંત લાવનાર સેર્નેસની સંધિએ તેના બીજા પણ દૂરના પ્રદેશો પણ છીનવી લીધા. અરે, એશિયા માઈનોરના ફળદ્રુપ મેદાનો પણ જીતી લીધા. મેસેડોનિયામાં તુર્કસ્તાનના દાવાના ભોગેય થ્રેસ, એશિયા માઈનોર તથા ઈટાલીને એડાલિયા અને દક્ષિણના વિશાળ પ્રદેશો પ્રાપ્ત થવાના હતા. એશિયા, ઈરાક, સીરિયા, પેલેસ્ટાઈન, હેદાઝ અને નેજિદના તેના સઘળા પ્રદેશોથી તુર્કસ્તાન વંચિત થવાનું હતું અને તેનું મુખ્ય મથક કોન્સ્ટેન્ટીનોપલ જ માત્ર તુર્કસ્તાન પાસે હતું અને તેને સામુદ્રધુનીના તટસ્થ પ્રદેશ દ્વારા આ શહેરને એનાતોલિયાના શુષ્ક પહાડી પ્રદેશોથી છૂટું પાડવામાં આવ્યું હતું. જો કે, આ સંધિ સુલતાને તો સ્વીકારી પણ કમાલપાશાની નેશનલ પાર્ટીએ તેની ભારે ટીકા કરી. જ્યારે ગ્રીકો એમના પ્રદેશો જીતવા આગળ વધતા હતા ત્યારે તેના પર આક્રમણ થયું ને તેનો નિશ્ચિત પરાજય થયો. ઈ.સ. ૧૯૨૦થી ૧૯૨૨ સુધી ચાલેલા ગ્રીસ સાથેના યુદ્ધ પછી તુર્કસ્તાને સ્મર્ના પાછું કબજે કર્યું. મિત્ર રાજ્યો ગ્રીકોને સૈન્ય સહાય મોકલવા તૈયાર નહોતાં. તેમને રાષ્ટ્રવાદી તુર્કો સાથે સમાધાન કરવાની ફરજ પાડવામાં આવી. મુડિયાનાની પરિષદમાં ગ્રીકો સેર્વેસની સંધિની કલમો બદલવા સંમત થયા. ઈ.સ. ૧૯૨૩ની લોસેનની સંધિ દ્વારા આ થયું. તે સંધિ દ્વારા પશ્ચિમ થ્રેસ સિવાયની તુર્કસ્તાનની માગણીઓ સ્વીકારાઈ. સેર્વેસની સંધિની બાકીની શરતો તુર્કોએ સ્વીકારી અને તદનુસાર તેમણે એશિયામાં આવેલા આરબપ્રદેશો ખોયા. ઈ.સ. ૧૯૧૪ના યુદ્ધ પહેલાં તુર્કસ્તાને યુરોપના તેમના તમામ પ્રાંતો ખોયા હતા. યુદ્ધ પછી તેણે એશિયાના તેમના બધા પ્રદેશો ખોયા. આમ પુરાણું તુર્ક સામ્રાજ્ય અલગ પડવાને પરિણામે આજે તો,

તેની પાસે તુર્કી પ્રજાસત્તાક નામે ઓળખાતું નાનું રાજ્ય બચ્યું છે અને તેનો વિસ્તાર જૂના સામ્રાજ્યના સાવ નાના અંશ જેટલો થાય છે.[૧]

૨

હવે ઝેકોસ્લોવેકિયાનું ઉદાહરણ લો. ઈ.સ. ૧૯૧૪ના યુરોપીય યુદ્ધ પછી ત્રિનોનની સંધિ થઈ. આ ત્રિનોની સંધિ જેવી સખત કોઈ અન્ય શાંતિ સંધિ ન હતી. પ્રો. મેકાર્ટની કહે છે, 'તે દ્વારા હંગેરી અલગ પડયું એટલું જ નહિ પણ તે ખંડિત થયું. આપણે જો ક્રોએટિયા, સ્લાવોનિયા કે જે પવિત્ર તાજની અન્ય ભૂમિ સાથે આઠસો વર્ષ જૂના સમવાયી સંબંધોથી જાળવતા હતા, તેમને બાદ કરીએ તો પણ હંગેરીની યુદ્ધ પહેલાંની તેની સત્તા કરતાં $\frac{૧}{૩}$ ભાગ (૩૨.૬ ટકા) જેટલી ઘટી ગઈ અને તેની વસ્તી લગભગ $\frac{૨}{૫}$ ભાગ જેટલી (૪૧.૬ ટકા જેટલી ઘટી ગઈ. અગાઉના હંગેરીઅન પ્રદેશો તથા લોકોમાંથી સાત રાજ્યો રચાયાં. આમાંથી એક રાજ્ય પહેલાં અસ્તિત્વમાં જ નહોતું. તે એક નૂતનસર્જન હતું અને આ હતું ઝેકોસ્લોવેકિયા.'

ઝેકોસ્લોવેકિયા પ્રજાસત્તાકનો વિસ્તાર હતો ૫૪,૨૪૪ ચો. માઈલ તથા, તેની વસ્તી હતી લગભગ ૧૩,૬૧૩,૧૭૨ની હતી. અગાઉ બોહેમિયા, મોરાવિયા, સ્લોવિકિયા અને રુથેનિયા તરીકે ઓળખાતા પ્રદેશોનો તેમાં સમાવેશ થતો હતો. તે પોતાનામાં મુખ્ય ત્રણ રાષ્ટ્રીયતાઓનો (૧) બોહેમિયા તથા મોરાવિયા પર કબજો ધરાવતા ઝેક લોકોનો (૨) સ્લોવેકિયા પર કબજો ધરાવતા સ્લોવેક લોકોનો અને (૩) રુથેનિયા પર કબજો ધરાવતા રુથેનયનોનો સમાવેશ કરતું હતું.

ઝેકોસ્લોવેકિયાનું રાજ્ય અતિ અલ્પજીવી પુરવાર થયું. બે દસકા સુધી તેનું અસ્તિત્વ રહ્યું. ઈ.સ. ૧૯૩૯ની ૧૫મી માર્ચે તે નાશ પામ્યું અથવા તો સ્વતંત્ર રાજ્ય તરીકે તેનો નાશ કરાયો. તે જર્મનીનું રક્ષિત રાજ્ય બન્યું. તેના અંતની, પરિસ્થિતિઓ અતિ ગૂંચવણભર્યા સ્વરૂપની છે. જે સત્તાઓએ તેને જન્મ આપ્યો હતો તે જ સત્તાઓએ તેનું મૃત્યુ નોંતર્યું. ઈ.સ. ૧૯૩૮ના ૩૦મી સપ્ટેમ્બરના મ્યુનિક કરાર પર સહીઓ થતાં તેનું પરિણામ અનિવાર્ય પણ રક્ષિત રાજ્યમાં

૧ તુર્કસ્તાનનો વિસ્તાર ૨૯૪૪૯૨ માઈલનો છે, જેમાં ૩૭૦૮ ચો. માઈલ તળાવો અને ભેજવાળી જમીનો છે. જે બાકાત કરવાનો છે. યુરોપનો તુર્કસ્તાનનો વિસ્તાર માત્ર ૯૨૫૭ ચો. મીટર છે.

જ આવતું હતું. ગ્રેટ બ્રિટન, ફ્રાંસ તથા ઈટાલીએ વિશ્વ યુદ્ધના તેમના અગાઉના દુશ્મન જર્મનીને તેમના અગાઉના મિત્ર ઝેકોસ્લોવેકિયા જીતવા સહાય કરી. સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનું ઝેક પ્રજાનું સદીઓ જૂનું કાર્ય ધોવાઈ ગયું. વળી પાછા તેઓ ફરી એકવાર તેમના અગાઉના અધિપતિ જર્મનોના ગુલામ બનવાનું હતું.

## ૩

## તુર્કસ્તાન છિન્નભિન્ન થવાનું કારણ શું ?

'તુર્કીશ એમ્પાયર'[૧] નામના તેમના પુસ્તકમાં લોર્ડ એવરસ્લેએ તુર્કસ્તાનના પતનનાં કેટલાંક આંતરિક, કેટલાંક બાહ્ય કારણો આપવા પ્રયત્ન કર્યા. આંતરિક કારણોમાં બે કારણો હતા. એક તો, ઓટોમન વંશની અવનતિ. સર્વોપરી સત્તા કાં તો સુલતાનના વજીરોના અથવા તો સુલતાનના જનાનખાનાની સ્ત્રીઓના હાથમાં ગઈ. સુલતાનના માર્ગદર્શન નીચે દેખીતી રીતે રાજ્યવહીવટ ચલાવનાર પોર્ટના રાજ્યવહીવટ સાથે જનાનખાનાની સ્ત્રીઓને હંમેશા દુશ્મનાવટ હતી. ઉચ્ચ કક્ષાથી માંડીને નીચલી કક્ષા સુધીના અમલદારોને ઊંચામાં ઊંચી બોલી બોલનારાઓને મુલકી અને લશ્કરી પદો વેચવામાં પોતાને રસ હતો. તેમનો હેતુ સિધ્ધ કરવા તેમણે જનાનખાનામાં રહેનારને લાંચ આપવાનું મુનાસિબ માન્યું અને તે દ્વારા સુલતાનોની સંપત્તિ મેળવી આમ, જનાનખાનું સમગ્ર તુર્કસ્તાનમાં પ્રસરેલા ભ્રષ્ટાચારનું કેન્દ્ર બન્યું અને તે જ તેની અવનતિનું મુખ્ય કારણ બન્યું. તુર્કી સામ્રાજ્યની અવનતિનું બીજું મુખ્ય કારણ છે બે કારણોસર તેના લશ્કરની થયેલી અવનતિ. ઓટોમન વંશે પોતાની કારકિર્દીના પ્રારંભમાં જે જુસ્સા તથા હિંમતથી અનેક વિજયો પ્રાપ્ત કર્યા હતા તે જુસ્સો, તે હિંમત છેલ્લા ૩૦૦ વર્ષના ગાળામાં લશ્કરે ખોયાં હતાં. લશ્કરના આ જુસ્સો તથા હિંમત ખોવાવાનું મુખ્ય કારણ હતું લશ્કરની રચના. તુર્કો તથા આરબો પૂરતી જ ભરતી તેમાં મર્યાદિત હતી અને સાથેસાથે જ્યારે સામ્રાજ્ય તેના ઉત્તરાર્ધમાં સંરક્ષક બન્યું હતું ત્યારે નવા પ્રદેશો જીતવાનો હવે કોઈ પ્રશ્ન નહોતો, માત્ર જીતેલા પ્રદેશો જ જાળવી રાખવાના હતા ત્યારે વિજય અને બહાદુરીના પ્રોત્સાહન તરીકે સૈનિકો

૧ જુઓ શેખ અબ્દુલ રશીદે કરેલું તેનું સંક્ષેપણ.

વચ્ચે પ્રાપ્ત થયેલી ભૂમિની વહેંચણી માટે ભૂમિ મેળવવાની આશા તથા લૂંટની તકો ઓછી બની હતી.

તુર્કસ્તાનના વિઘટન માટેનાં બાહ્ય કારણોમાં યુરોપીય રાષ્ટ્રોની લોભીવૃત્તિને મુખ્ય કારણ ગણાવાય છે. પણ આ અભિપ્રાય સાચા કારણની ઉપેક્ષા કરે છે. તુર્કી સામ્રાજ્યના વિઘટનનું મુખ્ય કારણ છે તેની પ્રજામાં જાગેલી રાષ્ટ્રીયતાની ભાવના. ગ્રીકોના વિદ્રોહ, સર્બોના, બલ્ગેરિઅનોના અને અન્ય બાલ્કનોના તુર્કી સત્તા સાથેનાં અન્ય વિદ્રોહોને ખ્રિસ્તીધર્મ તથા ઈસ્લામ વચ્ચેના સંઘર્ષ તરીકે ઓળખવામાં આવે છે એમાં શંકા નથી. આ તેને જોવાની એક દૃષ્ટિ છે, પણ તેપણ ઉપરછલ્લી દૃષ્ટિ છે. આ વિદ્રોહો તો રાષ્ટ્રવાદની ભાવનાનું પ્રદર્શન હતા અને તેમાંથી જ તે ઉદ્ભવ્યા હતા. અલબત્ત, તુર્કસ્તાનનું ગેરશાસન, ઈસ્લામ પ્રત્યે ખ્રિસ્તીધર્મનું દ્વેષભર્યું વલણ તથા યુરોપનાં રાષ્ટ્રોનાં કાવત્રાં તે બધાં આ વિદ્રોહોનાં તાત્કાલિક કારણો હતાં તોપણ નિશ્ચિતપણે તેમને પ્રેરનારાં જે સાચાં બળો હતાં તેનાં નિમિત્તરૂપ તે નથી. સાચું પ્રેરક બળ તો હતું રાષ્ટ્રીયતાની ભાવના અને તેમના વિદ્રોહો તો માત્ર હતા તે પ્રેરણાએ તેમનામાં પ્રગટાવેલી આંતરિક ઉત્કટ ઈચ્છા. આ રાષ્ટ્રીય ભાવનાએ જ તુર્કસ્તાનને છિન્નભિન્ન કર્યું, તે તો છેલ્લા યુદ્ધમાં આરબોએ કરેલા વિદ્રોહે તથા સ્વતંત્ર થવાના તેમના સંકલ્પે પુરવાર કર્યું છે. અહીં ઈસ્લામ તથા ખ્રિસ્તીધર્મ વચ્ચે સંઘર્ષ નહોતો અને વળી તે બંને વચ્ચે દમન કરનાર કે દમન સહેનારનો પણ સંબંધ નહોતો અને છતાંય આરબોએ તુર્કી સામ્રાજ્યમાંથી મુક્ત થવાનો દાવો કર્યો. શા માટે ? તે આરબ રાષ્ટ્રીયતાથી પ્રેરાયેલું હતું અને તુર્કસ્તાન શાસિત પ્રજા રહેવાને બદલે તેણે આરબ રાષ્ટ્રીયતાને પસંદ કરી.

## ઝેકોસ્લોવેકિયાના પતનનું કારણ શું ?

સામાન્ય છાપ એ છે કે તે જર્મન આક્રમણનું પરિણામ હતું. કંઈક અંશે આ સાચું છે પણ તે સંપૂર્ણ સત્ય નથી. જો જર્મની જ તેનો એક માત્ર શત્રુ હોત તો તેણે સુડેટન જર્મનો રહેતા હતા તે સરહદી ભૂમિનો કિનારાનો પ્રદેશ ખોયો હોત. જર્મન આક્રમણે તેને આનાથી વધુ નુકસાન ન કર્યું હોત. ખરેખર તો ઝેકોસ્લોવેકિયાનું પતન તેના પ્રદેશમાં જ રહેતા તેના શત્રુઓ દ્વારા થયું અને

તે શત્રુ હતી સ્લોવેક પ્રજાની કટ્ટર રાષ્ટ્રીયતા. તેઓ રાજ્યની એકતા ખંડિત કરીનેય સ્લોવેકિયાનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા ઉત્સુક બન્યા હતા.

એક અખંડ રાષ્ટ્ર તરીકે સ્લોવેક લોકોનું ઝેક લોકો સાથેનું જોડાણ કેટલીક ધારણાઓ પર રચાયું હતું. એક તો તે બંને એક પ્રજા છે તેવા ઘનિષ્ટ સંબંધોથી સંકળાયેલા છે અને સ્લોવેક લોકો ઝેકોસ્લોવેક લોકોની એક શાખા છે તેવું માનવામાં આવતું. બીજું કે બંને એક સમાન ભાષા ઝેકોસ્લોવેક ભાષા બોલતા હતા. ત્રીજું, અલગ સ્લોવેક રાષ્ટ્રીય જાગૃતિ જેવી કોઈ જાગૃતિ નહોતી. ત્યારે કોઈએ આ ધારણાઓનું સત્ય ન તપાસ્યું કારણ કે ખુદ સ્લોવેક લોકો જ આ જોડાણ ઈચ્છતા હતા. ઈ.સ. ૧૯૧૮માં, શાંતિ પરિષદમાં તેમના પ્રતિનિધિત્વ દ્વારા તેમણે ઔપચારિક ઘોષણા કરીને તેમની આ ઈચ્છા વ્યક્ત કરી હતી. પણ આ વિષયમાં આ ઉપર છલ્લો અને ઉતાવળિયો દષ્ટિકોણ છે. પ્રો. મેકાર્ટને[1] દર્શાવે છે તેમ :

".....ઇતિહાસની (ઝેક તથા સ્લોવેક પ્રજા વચ્ચેના સંબંધોની) વિચારણામાંથી જે કેન્દ્રવર્તી રાજકીય હકીકત આજના યુગ માટે ઉદ્‌ભવે છે તે સ્લોવેક રાષ્ટ્રીય ચેતનાનું અંતિમ મૂર્ત સ્વરૂપ ...' અખંડ, અવિછિન્ન ઝેકોસ્લોવેક ભાષા તથા લોકોમાં સાચી તથા અકક્ડ માન્યતા ધરાવતા લોકોની સંખ્યા, જેટલી દર્શાવવામાં આવે છે તેટલી મોટી સંખ્યામાં સ્લોવેકિયામાં તો હતી જ નહિ. અત્યારે તો તે નહિવત્ બની ગઈ છે અન આમ બન્યું છે ઝેક તથા સ્લોવેક લોકો વચ્ચે અસ્તિત્વ ધરાવતા ગભીર મતભેદોના વાસ્તવિક અનુભવના પ્રભાવને કારણે. અત્યારે વ્યવહારમાં ઝેક લોકોએ ખુદે સ્લોવાકિયાની વહીવટી ભાષા તરીકે સ્લોવાકનો વ્યવહારમાં સ્વીકાર કર્યો છે. રાજકીય અને રાષ્ટ્રીય પ્રતિકાર ઠીકઠીક મક્કમ છે. અને આજે 'ઝેકોસ્લોવેકિયા'નામ પરદેશીઓના લાભ માટે રજૂ થતા સાહિત્ય તથા અધિકૃત દસ્તાવેજો પૂરતું જ સીમિત રહ્યું છે. તે દેશમાં ગાળેલા અનેક સપ્તાહો દરમ્યાન એક જ વ્યક્તિને પોતાને માટે તે નામ વાપરતી મને યાદ છે. તે યુવતી અર્ધ-જર્મન, અર્ધ-હંગેરીઅન છોકરી હતી અને તેણે માત્ર રાજકીય અર્થમાં જ તેનો ઉપયોગ કર્યો હતો એનો અર્થ એ કે સંયુક્ત સંયોજનવાદ

૧ સી. એ. મેકાર્ટને, હંગેરી અને ઈલર સક્સેસર્સ (ઓક્સફર્ડ) ૧૯૩૯ પૃ. ૧૩૬.

અને નિરર્થક લાગ્યો હતો. કોઈ પૂણ ઝેક કે કોઈ પણ સ્લોવેક વ્યક્તિ પછી તે ભલે ગમે તે હોય સ્વાભાવિકપણે બોલતાં પોતાને ઝેક કે સ્લોવેક સિવાય ઓળખાવતી જ નથી.

સ્લોવેક લોકોની, સદૈવ જીવંત રાષ્ટ્રીય ભાવનાએ જોયું કે સુડેટન જર્મનોએ ઝેકોસ્લોવેકિયા પાસે સ્વાયત્તતા માટે કેટલીક માગણીઓ કરી છે. તેથી તે ભાવના બહાર ઉભરાઈ આવી. પોતાનો હેતુ સિદ્ધ કરવા જર્મનોએ લુટારાવૃત્તિ અજમાવતાં કહ્યું, અમે માગીએ છીએ તે અમને આપો અથવા અમે તમારી દુકાનો તોડી પાડીશુ." પોતાની સ્વાયત્તતાની માગણી માટે સ્લોવેક લોકો તેમને અનુસર્યા પણ જુદી રીતે, તેમણે લુટારાવૃત્તિનો આશ્રય ન લીધો પણ પોતાની માગણી સ્વાયત્તતા પૂરતી નિયંત્રિત કરી. તેમણે સ્વતંત્રતાનો બધો ખ્યાલ ત્યજી દીધો અને ૮મી ઓક્ટોબરે, સ્લોવેકિયાના સ્વાયત્તતા આંદોલનના નેતા ડૉ. ટીલોએ બહાર પાડેલા ઢંઢેરામાં એમ કહેવાયું : "આપણે આપણા ધ્યેયની ભાવના સાથે, ભગવાન તથા રાષ્ટ્ર ખાતર ખ્રિસ્તી તથા રાષ્ટ્રીય ભાવના સહિત આગળ વધીશું. તેમના શુભાશય પર શ્રધ્ધા રાખીને અને ઝેકો તથા સ્લોવેકો વચ્ચેના મૈત્રીભર્યા સંબંધોમાં ખલેલ પહોંચાડવા માટે સ્લોવેકો જેનો પૂર્ણ ઉપયોગ કરતા હતા તે ફરિયાદો ઊભી કરીને સત્તા પ્રાપ્ત કરવાની પ્રયુક્તિઓને ઝાઝો અવકાશ ન આપીને પ્રાગમાં નેશનલ એસેમ્બલીએ ૧૯૩૮ના નેવમ્બરમાં એક કાયદો પસાર કર્યો. મ્યુનિક કરાર થયા પછી સત્વરે જ આ કાયદો 'સ્લોવેકિયાની સ્વાયત્તતા અંગેનો બંધારણીય કાયદો' તરીકે ઓળખાયો. એની જોગવાઈઓ દૂરગામી પ્રકારની હતી. તેમાં સ્લોવેકિયાની અલગ સંસદની જોગવાઈ હતી અને આ સંસદ ઝેકોસ્લોવાક પ્રજાસત્તાકના માળખામાં રહીને સ્લોવેકિયાનું બંધારણ ઘડવાની હતી સ્લોવેકિયાના પ્રદેશમાં કોઈ પણ ફેરફાર સ્લોવેક સંસદની ⅔ બહુમતીની સંમતિર્થા જ કરવાનો હતો. માત્ર સ્લોવેકિયા સંબંધિત આંતરરાષ્ટ્રીય સંધિઓ માટે સ્લોવેક સંસદની સંમતિ અનિવાર્ય હતી. સ્લોવેકિયામાં કેન્દ્રીય રાજ્યવહીવટ માટેના અધિકારો મુખ્યત્વે સ્લોવેક લોકો પાસે જ હોવા જોઈએ. તમામ કેન્દ્રીય સંસ્થાઓ, કારોબારીઓ, પંચો અને અન્ય વ્યવસ્થાઓમાં સ્લોવેક લોકોના પ્રમાણસર પ્રતિનિધિત્વની ખાતરી અપાઈ હતી. તે જ રીતે, જેમાં ઝેકોસ્લોવેક પ્રજાસત્તાકને

ભાગ લેવા બોલાવવામાં આવે તે સઘળી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓમાં પણ સ્લોવેકિયાને પ્રમાણસર પ્રતિનિધિત્વ અપાવાનું હતું. શક્ય હોય ત્યાં સુધી, શાંતિના સમયમાં સ્લોવેકિયામાં સ્લોવેક સૈનિકો મૂકવાના હતા. જ્યાં સુધી કાયદાકીય સત્તાને સંબંધ હતો ત્યાં સુધી સૌ એક સરખા સમાન હિતના જ વિષયો હતા તે ઝેકોસ્લોવેકિયાની સંસદને ફાળવામાં આવ્યા હતા. સ્લોવાક લોકોને, તેમના અધિકારોની ખાતરી આપીને આ બંધારણીય કાયદાએ એવી જોગવાઈ કરી હતી કે બંધારણીય ફેરફારો તો જ પ્રમાણભૂત થઈ શકે, જો બંધારણ દ્વારા આવા ફેરફારો માટે અનિવાર્ય બહુમતી હોય તથા નેશનલ એસેમ્બલીમાં સ્લોવેકિયામાંથી ચુંટાયેલા સ્લોવાક સભ્યોની પ્રમાણસરની બહુમતીનો સમાવેશ થતો હોય. તદુપરાંત પ્રજાસત્તાકના પ્રમુખ માટે પણ સંસદના બહુમતી સભ્યોની જ સંમતિ અનિવાર્ય નહોતી. તેમાં પણ સ્લોવેક સભ્યોની પ્રમાણસરની બહુમતી અનિવાર્ય હતી. વળી, કેન્દ્રીય સરકાર પણ સ્લોવેક લોકોનો વિશ્વાસ ધરાવતી હોવી જોઈએ તે વાત પર ભાર મૂકવા બંધારણમાં એવી પણ જોગવાઈ કરવામાં આવી હતી કે સ્લોવેક સભ્યોમાંથી $\frac{૧}{૩}$ સભ્યો 'અવિશ્વાસની દરખાસ્ત' મૂકી શકે.

ઝેક લોકોના ઘણા વિરોધ વચ્ચે રજૂ થયેલા આ બંધારણીય સુધારાઓએ ઝેકો તથા સ્લોવેકો વચ્ચે અંતર વધાર્યું. આવું અંતર અગાઉ ક્યારેય નહોતું. પણ એટલા માટે તેમ કરવામાં આવ્યું કે બંને વચ્ચેના સંબંધિત ગૌણ ઝઘડાઓ એક વાર હટી જાય તો સ્લોવેકોની રાષ્ટ્રીયતા જ તેમને પહેલાં કરતાંય ઝેક લોકોની વધુ નિકટ લાવે. બંધારણીય સુધારાઓ દ્વારા આમ સ્લોવેકિયાને સ્વતંત્ર દરજ્જાની ખાતરી આપીને અને આ આપેલો દરજ્જો ખુદ સ્લોવેક લોકોની સંમતિ વિના બદલી ન શકાય તે હકીકત હોવાથી ઝેક લોકોની હેઠળ મુકાવાથી સ્લોવેક લોકો પોતાની રાષ્ટ્રીય ઓળખ ક્યારેય ખોઈ દે તેવો સંભવ છે જ નહિ. આ સ્વયત્તતાએ બંને સાંસ્કૃતિક પ્રવાહો વચ્ચે અંતર ઊભું કર્યું અને સ્લોવેક લોકોને પોતાની અસ્મિતા ગુમાવતા બચાવ્યા.

નવા બંધારણ નીચે ચુંટાયેલી પ્રથમ સ્લોવેક સંસદનું ઉદ્‌ઘાટન ઈ.સ. ૧૯૩૯ની ૧૮મી જાન્યુઆરીએ થયું અને સંસદના પ્રમુખ ડૉ. મર્ટિન સોકોલે જાહેર કર્યું. 'સ્લોવેક લોકોનો સ્વાતંત્ર્ય સંગ્રામનો યુગ પૂરો થયો છે. હવે આરંભાય

છે રાષ્ટ્રીય પુનર્જન્મનો યુગ.' તે પ્રસંગે થયેલાં પ્રવચનોમાંથી એવો ધ્વનિ ઊઠતો હતો કે હવે સ્લોવેકિયાને તેની સ્વાયત્તતા પ્રાપ્ત થઈ હોવાથી સ્લોવેક લોકો ઝેક લોકો પ્રત્યે વેરભાવ નહિ રાખે અને બંને ઝેક-સ્લોવેક રાજ્યો તરીકે નિષ્ઠાપૂર્વક બંધાશે.

સ્લોવેક સંસદના ઉદ્‌ઘાટનને માંડ એક મહિનો જ નહિ વીત્યો હોય તે પહેલાં જ સ્લોવેક રાજકારણીઓએ આ અંતર સહિતના સંબંધો સામે યુદ્ધ આદરી સંપૂર્ણ અલગતાની માગણી કરી. તેઓ તેમના ઉત્તેજનાત્મક પ્રવચનોમાં ઝેક લોકો પર પ્રહારો કર્યા, ઝેક દમનની વાતો કરી અને સંપૂર્ણ સ્વતંત્ર સ્લોવેકિયા માગ્યું. માર્ચના પ્રારંભમાં તો અલગતાવાદનાં વિવિધ સ્વરૂપો ઝેક-સ્લોવેક એકતા સામે પડકાર બની ઊભાં રહ્યાં. એમ પણ જાણવા મળ્યું કે ૯મી માર્ચે સ્લોવેક વડાપ્રધાન શ્રી ટીસોએ સ્લોવેકિયાની આઝાદીની ઘોષણા કરવાનો નિર્ધાર કર્યો હતો. આવી ઘટનાની અપેક્ષાએ, ૧૦મી તારીખે સ્લોવાકિયામાં લશ્કર મોકલાયું અને પ્રજાસત્તાકના પ્રમુખ ડૉ. હાચાએ વડાપ્રધાન ટીસો સહિત અન્ય સ્લોવેક પ્રધાનોને બરતરફ કર્યા. બીજે દિવસે, પોલીસ નજર નીચે રખાયેલા મનાતા ટીસોએ બર્લિન ફોન કરી સહાય માગી. સોમવારે ટીસો અને હિટલર મળ્યા અને બર્લિનમાં દોઢ કલાક સુધી ચર્ચા કરી. હિટલર સાથેની વાતચીત પછી સત્વરે જ ટીસોએ પ્રેગ સાથે ફોન પર વાત કરી અને તેમને જર્મન હુકમો જણાવી દીધા :

તે હુકમો નીચે પ્રમાણે હતા :

(૧) સ્લોવેકિયામાંથી બધાં જ ઝેક લશ્કરો પાછા ખેંચી લેવાં.

(૨) જર્મન સંરક્ષણ નીચે સ્લોવેકિયા સ્વતંત્ર રાષ્ટ્ર બનશે.

(૩) સ્વતંત્રતાની ઘોષણા સાંભળવા પ્રમુખ હાચાએ સ્લોવેક સંસદ બોલાવવી.

પ્રમુખ હાચા અને પ્રેગ સરકારે 'હા' પાડયા સિવાય બીજું કશું જ કરવાનું ન હતું. કારણ કે તે જાણતા હતા કે જર્મનીએ સ્લોવેકિયાના હિત માટે સ્લોવેકિયાની સૂચનાથી કરેલી માગણીઓ જો નહિ સ્વીકારાય તો કોઈ પણ ક્ષણે અંદર પ્રવેશવા માટે જર્મન લશ્કરોની અનેક ટુકડીઓ ઝેકોસ્લોવેકિયાની અરક્ષિત સરહદોએ ઘેરો ઘાલીને ઊભી જ છે. અને આમ, ઝેકોસ્લોવેકિયાના નૂતન રાજ્યનો અંત આવ્યો.

## ૪

## આ બે દેશોની કથામાંથી કયો બોધ લેવાનો છે ?

આ હકીકતો કેવી રીતે રજૂ કરવી જોઈએ તે અંગે થોડાક મતભેદ છે. શ્રી સિડની બ્રુક્સ તો એમ પણ કહે કે આ વિઘટનકારી યુધ્ધોનું મૂળ રાષ્ટ્રવાદ હતું અને તેમને મતે તે વિશ્વવ્યાપક શાંતિનો શત્રુ છે. બીજી બાજુ, શ્રી નોર્માન એન્જલ એમ પણ કહે કે રાષ્ટ્રવાદ નહિ, પણ રાષ્ટ્રવાદ સામેનો ભય હતો. શ્રી રોબર્ટસનને મતે રાષ્ટ્રવાદ તે વાસ્તવિક ભ્રમ નહિ પણ તર્કવિસંગત સહજવૃત્તિ છે અને માનવતા તેમાંથી જેટલી વહેલી મુકત થાય તેટલું વધુ સારું.

આ વાત ગમે તે રીતે મુકાય અને રાષ્ટ્રવાદનો છેદ ઉડાવવાનો ગમે તેટલો આગ્રહ રખાય પણ જે બોધ લેવાનો છે તે સાવ સ્પષ્ટ છે. રાષ્ટ્રવાદ તે એવી હકીકત છે કે જેને ન ટાળી શકાય, જેને ન અવગણી શકાય, કોઈ ભલે તેને તર્ક સહજવૃત્તિ કહે કે કોઈ તેને વાસ્તવિક ભ્રમ કહે પણ હકીકત તો તેની તે જ રહે છે કે તે એક એવું સમર્થ બળ છે, જેમાં સામ્રાજયોને વેરવિખેર કરવાની ગતિશીલ શકિત છે. રાષ્ટ્રવાદ કારણ છે કે રાષ્ટ્રવાદ સામેનો પડકાર કારણ છે તે તો ભાર શેના પર મૂકવો તેનો પ્રશ્ન છે. ખરી વાત તો શ્રી ટોયન્બીની જેમ તે સ્વીકારવાની છે કે 'રાષ્ટ્રવાદ આપણી ઈચ્છા વિરુધ્ધ પણ યુધ્ધ ઊભું કરવા માટે પૂરતો સબળ છે. તે હવે જરીપુરાણો થયેલો સંપ્રદાય નથી પણ ધ્યાનમાં લેવાનું મહત્ત્વનું બળ છે.' એમણે દર્શાવ્યું હતુ તે પ્રમાણે 'રાષ્ટ્રવાદની સાચી સમજ તે જીવન મૃત્યુનો પ્રશ્ન બન્યો છે.' યુરોપ માટે જ આવું નથી. તુર્કસ્તાન માટે પણ આવું હતું અને ઝેકોસ્લોવેકિયા માટે પણ આવું જ હતું અને તેમને માટે જે જીવનમરણનો પ્રશ્ન હતો તે હિંદ માટે જીવનમરણના પ્રશ્ન સિવાય બીજું કશું ન હોઈ શકે. તેમના પુરોગામી શ્રી ગ્યેઝોરે કહ્યું તેમ પ્રોફેસર ટોયન્બીએ પણ યુરોપની શાંતિના અનિવાર્ય પાયા માટે રાષ્ટ્રવાદના સ્વીકારનો આગ્રહ કર્યો હતો ? આ આગ્રહની ઉપેક્ષા હિંદને પાલવશે ? જો તે તેમ કરે તો તે પોતાનો નાશ નોંતરશે. રાષ્ટ્રવાદ છિન્નભિન્ન કરનારું બળ છે તેવો તેટલો જ બોધ આ રાષ્ટ્રોના ઈતિહાસમાંથી લેવાનો નથી. તેમના અનુભવમાં બીજું ઘણું સમાયેલું છે.

જે સવિશેષ મહત્ત્વનું નહિ પણ સમાન મહત્ત્વનું તો છે જ. જો આપણી સ્મૃતિમાં કેટલીક હકીકતો વાગોળીએ તો તે શું છે તે સ્પષ્ટ થશે.

તુર્કોને જેવા ચીતરવામાં આવ્યાં છે તેવા તે સંકુચિત નથી. તેમણે તેમની લઘુમતીઓને વ્યાપક પ્રમાણમાં સ્વાયત્તતાની છૂટ આપી હતી. જુદોજુદો સાંસ્કૃતિક વારસો ધરાવતી જુદીજુદી કોમોના લોકો જો ભૌગોલિક રીતે ભેગા રહે તો તે કેવી રીતે સંવાદિતાથી જીવી શકે તે પ્રશ્ન ઉકેલવા સુધીની હદ સુધી તુર્કો આગળ વધ્યા હતા. હકીકતમાં તો, પશ્ચિમના રાજકીય ચિંતનમાં ન કલ્પી શકાય તેવી પ્રાદેશિક તેમજ સાંસ્કૃતિક સ્વાયત્તતા તેના સીમાડામાં વસતી બિનતુર્કી અને બિનમુસ્લિમ કોમોને ઓટોમન સામ્રાજ્યે આપી હતી. શું આનાથી ખ્રિસ્તી પ્રજાએ સંતોષ ન માનવો જોઈએ ? લોકો ગમે તે કહે, ખ્રિસ્તી લઘુમતીઓનો રાષ્ટ્રવાદ આ સ્થાનિક સ્વાયત્તતાથી સંતોષાયો નહોતો. તે સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે લડી અને તે યુદ્ધમાં તુર્કસ્તાન ખંડિત થયું.

તુર્કો આરબો સાથે ધર્મના બંધને બંધાયેલા હતા. ઈસ્લામનું ધાર્મિક બંધન બળવાનમાં બળવાન બંધન છે સારુંય વિશ્વ જાણે છે. એકતાની બાબતમાં ઈસ્લામી બંધુત્વના પ્રતિસ્પર્ધી હોવાનો દાવો કોઈ સામાજિક સંઘ નહિ કરી શકે. આ હકીકતમાં એક ઉમેરો કરવો જોઈએ કે તુર્કોએ પોતાની ખ્રિસ્તી પ્રજાને પોતાનાથી ઉતરતી ગણી, જ્યારે આરબ પ્રજાને પોતાની સમકક્ષ ગણી. બધા જ બિનમુસ્લિમોને ઓટોમન લશ્કરમાંથી બાકાત રાખવામાં આવ્યા. પણ આરબ સૈનિકો અને અધિકારીઓએ તુર્કો અને કુર્દો સાથે ખભેખભા મિલાવી સેવા બજાવી. તુર્કી શાળામાં શિક્ષિત આરબ અધિકારી વર્ગ તુર્કો જેવા જ મોભાથી લશ્કરી તથા સનદી નોકરીઓમાં કામ કરતો. તુર્ક અને આરબ વચ્ચે કોઈ હીણપત લગાડનારો તફાવત નહોતો અને ઓટોમનની નોકરીમાં ઉચ્ચ પાયરીએ પહોંચવામાં આરબને રોકનારુ કશું ન હતું. માત્ર રાજકીય રીતે જ નહિ પણ સામાજિક રીતે પણ તુર્ક આરબને સમકક્ષ ગણતો અને આરબો તુર્ક સ્ત્રીઓ સાથે લગ્ન કરતા અને તુર્કો આરબ સ્ત્રીઓ સાથે લગ્ન કરતા. સમાનતા, સ્વતંત્રતા અને બંધુત્વના પાયા પર રચાયેલા આરબ અને તુર્કોના આ ઈસ્લામી બંધુત્વથી આરબોએ સંતોષ ન માનવો જોઈએ ? કોઈ ગમે તે કહે, પણ આરબો સંતોષ પામ્યા નહોતા. આરબ

રાષ્ટ્રવાદે ઈસ્લામના બંધનને તોડ્યું અને તેમના સાથી મુસ્લિમ, તુર્કો સામે પોતાની સ્વતંત્રતા માટે લડ્યા. તે જીત્યું પણ તુર્કસ્તાન સંપૂર્ણ છિન્નભિન્ન થઈ ગયું.

ઝેકોસ્લોવેકિયાની વાત કરીએ તો ઝેક તથા સ્લોવેક બંને એક જ લોકો છે તેવું માનીને તેણે શરૂઆત કરી. થોડા જ વર્ષોમાં સ્લોવેક લોકોએ અલગ રાષ્ટ્રનો દાવો કર્યો. તેમણે તે પણ કબૂલ્યું જ નહિ કે ઝેક તરીકે તેઓ એકજ શાખાના હતા. તેમના રાષ્ટ્રવાદે ઝેક લોકોને તે હકીકત સ્વીકારવાની ફરજ પાડી કે તે અલગ લોકો હતા. ઝેક લોકોએ સ્લોવેકના રાષ્ટ્રવાદને અલગ તારવતું અંતર આંકીને સંતોષવાનો પ્રયાસ કર્યો. ઝેકોસ્લોવેકિયાને સ્થાને તેઓ ઝેકો-સ્લોવેકિયા સ્વીકારવા સંમત થયા. પણ આવા અંતર છતાંય સ્લોવાક રાષ્ટ્રવાદ અસંતોષી જ રહ્યો. સ્વાયત્તતાનું પગલું તેમને ઝેક લોકોથી અલગ પાડતું અંતર હતું તો ઝેક લોકો સાથે સંલગ્ન કરતું અંગ પણ હતું, જેનો તેમને ભારે ત્રાસ હતો. સ્લોવેકોએ અતિ નિરાંતપૂર્વક આ અંતર સાથે સ્વાયત્તતા સ્વીકારી અને તેનાથી સંતોષ પામવાનું અને રાજ્યને વફાદાર રહેવાનું વચન આપ્યું. પણ તે દેખીતી રીતે એક વ્યૂહ રચનાની બાબત હતી. અંતિમ ધ્યેયરૂપે તેમણે તે સ્વીકારી જ નહોતી. તેમણે તે સ્વીકારી કારણ કે તેમણે માન્યું કે આ અંતર તોડવાનું જે તેમનું મુખ્ય ધ્યેય હતું તે અને સ્વાયત્તતાનું સ્વતંત્રતામાં રૂપાંતર કરવા માટેની આ અનુકૂળ જગ્યા બનશે. સ્લોવેક લોકોનો રાષ્ટ્રવાદ માત્ર સ્વાયત્તતાથી સંતોષ ન પામ્યો. અંતરને સ્થાને તેમને અવરોધ જોઈતો હતો. અંતર જેવું અંકાયું કે સત્વરે જ તેમણે ઝેકો તથા સ્લોવેકો વચ્ચે અંતરને બદલે અવરોધ ઊભો કરવાનો સંઘર્ષ આરંભ્યો. તે માટે કયાં સાધનોનો ઉપયોગ કરવો જોઈએ તેની તેમણે પરવા ન કરી. તેમનો રાષ્ટ્રવાદ એટલો જક્કી અને પ્રબળ હતો કે જ્યારેજ્યારે તેઓ નિષ્ફળ ગયા ત્યારેત્યારે જર્મનોની સહાય લેતાં પણ ખચકાયા નહિ.

આમ, તુર્કસ્તાન અને ઝેકોસ્લોવેકિયાના વિઘટનનો વિશેષ ઊંડો અભ્યાસ કરતાં જણાશે કે રાષ્ટ્રવાદનું બળ એકવાર છૂટું મુકાયા પછી તે બળની સામે નથી ઊભી રહેતી સ્થાનિક સ્વાયત્તતા કે નથી ઊભું રહેતું ધર્મનું બંધુત્વ.

હિંદુઓ આ બોધ સારી રીતે સમજશે. તેમણે તેમની પોતાની જાતને પૂછવું

જોઈએ : જો ગ્રીક, બાલ્કન અને આરબ રાષ્ટ્રવાદે તુર્કી રાજ્યને ઉડાવી દીધું હોય અને જો સ્લોવેક રાષ્ટ્રવાદે ઝેકોસ્લોવેકિયાને છિન્નભિન્ન કર્યું હોય તો હિંદને છિન્નભિન્ન કરતાં મુસ્લિમ રાષ્ટ્રવાદને અટકાવનારું શું છે ? જો અન્ય રાષ્ટ્રોના અનુભવો એમ શીખવાડતા હોય કે આ તો દબાવી રાખેલા રાષ્ટ્રવાદનાં પરિણામો છે. તો પછી હિંદુસ્તાન અને પાકિસ્તાન એવા હિંદના બે ભાગલા સ્વીકારીને તેમના અનુભવોનો લાભ શા માટે ન લેવો અને આપત્તિ કેમ ન દૂર કરવી ? હિંદુઓએ તે ચેતવણી સમજી લેવી જોઈએ કે જો સ્વતંત્ર જીવનનો પ્રારંભ કરતાં પહેલાં તે હિંદનું બે ભાગલામાં વિભાજન કરવાનો ઈનકાર કરશે તો પછી તેઓ તુર્કસ્તાન, ઝેકોસ્લોવેકિયા અને અન્ય રાષ્ટ્રો જેમાં તર્યાં છે તેવાં છીછરાં પાણીમાં તર્યા કરશે. જો તેમને મધદરિયે વહાણ ભાંગતું અટકાવવું હોય તો તેમણે બધો જ ફાલતુ માલસામાન વહાણમાંથી ફેંકી દઈ વહાણને હળવું કરવું જોઈએ. પ્રોફે. ટોયન્બીના શબ્દોમાં કહીએ તો, ઓછા ગમતો અને વધુ દાહક જહાજીમાલને વહાણમાંથી ફેંકી દે તો તે તેમની સફરને સરળ બનાવશે.

૫

## હિંદના હિંદુસ્તાન અને પાકિસ્તાન એવા બે ભાગલા માટે સંમત થઈને હિંદુઓને ખરેખર ખોવાનું થશે છે ?

ઝેકોસ્લોવેકિયાના સંદર્ભમાં મ્યુનિક કરારને કારણે તેમને તેમના પ્રદેશની જે ખોટ પડી તે અંગે તેની સરકારની સાચી લાગણી જાણવી તે બોધ આપનારું બનશે. ઝેકોસ્લોવેકિયાના વડાપ્રધાને ઝેકોસ્લોવેકિયાની પ્રજાને પાઠવેલા તેમના સંદેશામાં તે સુપેરે અભિવ્યક્ત થઈ છે. તેમાં તેમણે કહ્યું.[1] :

"નાગરિકો અને સૈનિકો : અત્યારે હું મારી જિંદગીનો કપરામાં કપરો સમય જીવી રહ્યો છું. હું અતિ પીડાકારક કાર્ય ઉઠાવી રહ્યો છું જેની તુલનામાં તો મૃત્યુ પણ સહેલું બને, પણ ચોક્કસપણે હું યુદ્ધ લડયો છું અને કઈ પરિસ્થિતિમાં તે જીતાયું તે હું જાણું છું. એટલા માટે મારે તેમને નિખાલસતાથી કહેવું જોઈએ...

૧ એલેકઝાન્ડર હેન્ડરસન- આઈ વીટનેસ ઈન ઝેકોસ્લોવેકિયા (હરપ્પ ૧૯૩૯) પૃ. ૨૨૯-૨૩૦.

કે આપણાં વિરોધી બળો આ ક્ષણે તેમની સર્વોપરીતા સ્વીકારવાની આપણે ફરજ પાડી રહ્યાં છે અને તે પ્રમાણે વર્તવા પણ...'

'મ્યુનિકમાં ચાર મહાન યુરોપીય સત્તાઓ મળી અને તેમણે નવી સરહદો સ્વીકારવાની માગણી આપણી સમક્ષ મૂકવાનો નિર્ણય કર્યો. તે માગણી પ્રમાણે આપણા રાજયનો જર્મન વિસ્તાર લઈ લેવાશે. આપણે એમાંથી એક વિકલ્પ પસંદ કરવાનો હતો - એક હતાશાપૂર્ણ અને નિરાશાજનક બચાવ અર્થાત્ માત્ર પુખ્ત ઉંમરના પુરુષો જ નહીં પરંતુ સ્ત્રીઓ તથા બાળકોનાં પણ બલિદાન તથા બીજું, એવી શરતોનો સ્વીકાર જેની નિષ્ઠુરતા તથા યુદ્ધ વિનાના દબાવને કારણે ઈતિહાસમાં તેનો જોટો જડવો મુશ્કેલ બને. આપણે શાંતિમાં આપણું પ્રદાન આપવા ઈચ્છતા હતા, આપણે ખુશીથી તે પ્રદાન કર્યું હોત. પણ જે રીતે આપણા પર તે લાદવામાં આવે છે તે રીતે નહિ.'

'પણ આપણો ત્યાગ કરાયો હતો, આપણે એકલા હતા...... ઊંડા અંતરવલોપાત સાથે તમારા નેતાઓએ લશ્કર તથા પ્રજાસત્તાકના પ્રમુખ સાથે શેષ તમામ શક્યતાઓની ચર્ચા-વિચારણા કરી. તેમણે તે સ્વીકારી લીધું કે સાંકડી સરહદો અને રાષ્ટ્રના મૃત્યુ વચ્ચે પસંદગી કરતાં તે તેમની પવિત્ર ફરજ છે કે લોકોના પ્રાણ બચાવવા કે જેથી આ ભયંકર સમયમાંથી આપણે નબળા ન બહાર ન આવીએ. જેથી આપણને ખાતરી રહે કે આપણું રાષ્ટ્ર ફરી પાછું એક બનશે. કેમકે ભૂતકાળમાં તે વારંવાર બન્યું છે. આપણે સહુ સાથે મળીને તે જોઈએ કે આ નવી સરહદોમાં આપણું રાજય સંગીન રીતે પુનઃસ્થાપિત થાય અને તેની વસ્તીને શાંતિ તથા ફળદાયક પરિશ્રમની શાંતિના નવજીવનની ખાતરી મળે. તમારી સહાયથી આપણે સફળતા પામીશું. અમે તમારા પર શ્રદ્ધા રાખીએ છીએ અને તમને અમારામાં વિશ્વાસ છે.'

તે સ્પષ્ટ છે કે ઐતિહાસિક ભાવનાના બળ દ્વારા ઝેક લોકોએ દોરાઈ જવાનો ઈન્કાર કર્યો. તેમની પ્રજાના અંતિમ વિનાશ કરતાં તેમણે સાંકડી સરહદો અને નાનું ઝેકોસ્લોવેકિયા પસંદ કર્યાં.

તુર્કસ્તાનના સંદર્ભમાં, ઈ.સ. ૧૮૫૩માં પહેલાં ઝાર નિકોલસે સેન્ટ પિટર્સબર્ગમાં બ્રિટિશ રાજદૂત સાથેની વાતચીતમાં વ્યકત કરેલો અભિપ્રાય જ

પ્રવર્તમાન હતો. તે વાતચીતમાં તેમણે કહ્યું : "આપણા હાથમાં એક માંદો-અતિ માંદો માણસ છે..... કદાચ તે અચાનક આપણા હાથમાં મૃત્યુ પામશે." તે દિવસથી યુરોપના માંદા માનવી તુર્કસ્તાનનાં તાત્કાલિક મૃત્યુની પ્રતીક્ષા એના બધા પડોશીઓ કરતા હતા. મરતા માણસની આંચકીની જેમ એક પછી એક પ્રદેશો પડતા ગયા. સેવર્સની સંધિ પર પોતાની સહી કરીને તેનો અંતિમ શ્વાસ લીધો એવું કહેવાય છે.

વિસર્જનની પ્રક્રિયામાં તુર્કસ્તાન અંગે આ અભિપ્રાય બાંધવો તે શું સાચો છે? આ અભિપ્રાય અંગે આર્નોલ્ડ ટોયન્બીની ટીકા-ટીપ્પણ નોંધવી ઉચિત ગણાશે. અચાનક મૃત્યુ પામે તેવા માંદા માણસ તરીકે તુર્કીનું વર્ણન કરતા ઝારના ઉલ્લેખ અંગે તે કહે છે :[૧]

"આ બીજા અને વધુ સનસનાટીભર્યા નિદાનમાં ઝાર નિકોલસ અવળે રસ્તે ગયા છે, કારણ કે તે લક્ષણોનું સ્વરૂપ સમજી શકયા નથી. પ્રાકૃતિક ઈતિહાસથી સાવ અજાણ વ્યકિત, સાપ કાંચળી ઉતારતો હોય ત્યારે એના પર લથડે તો તે સૈદ્ધાંતિક રીતે કહેશે કે સાપ કદાચ સાજો નહિ થાય, તે એમ કહેશે કે જયારે માનવી (કે સસ્તન પ્રાણી) કમભાગ્યે તેની ત્વચા ખોઈ બેસે છે ત્યારે તે જીવ્યો હોય તેવું જાણવામાં આવ્યું નથી. પણ જયારે તે સંપૂર્ણ સત્ય છે કે ચિત્તો તેના ટપકાં બદલી શકતો નથી અને ઈથોપિયનવાસી તેની ત્વચા બદલી શકતો નથી. ત્યારે વિશાળ અભ્યાસે આપણા આ શિખાઉ પ્રકૃતિવિદે માહિતી આપી જ હશે કે સાપ તે બંને કરી શકે છે અને તે બંને સ્વભાવગત રીતે કરે છે. એ વાત નિ:શંક છે કે સાપને માટે પણ આ પ્રક્રિયા પ્રતિકૂળ અને અસ્વસ્થ કરનારી હોય છે. ક્ષણ માટે તો તે જડ બની જાય છે. અને આ પરિસ્થિતિમાં તે તેના દુશ્મનનોની દયા પર ભંયકર રીતે જીવતો હોય છે. પણ જો તેની સ્વરૂપ બદલવાની ક્રિયા પૂર્ણ થાય ત્યાં સુધી તે સમડીઓ તથા કાગડાઓથી બચી જાય તો તે તેની સ્વસ્થતા પ્રાપ્ત તો કરે જ છે એટલું જ નહીં તેના મર્ત્ય ગૂંચળાને સ્થાને તેનું યૌવન પણ પ્રાપ્ત કરે છે. આ તુર્કોનો તાજેતરનો અનુભવ છે અને

૧ આર્નોલ્ડ ટોયન્બી - તુર્કી, પૃ. ૧૪૧.

તેના વ્યાધિ માટે માંદા માણસને સ્થાને કાંચળી ઊતારતા સાપની ઉપમા બરોબર છે.

આ દ્રષ્ટિકોણથી વિચારતાં તુર્કસ્તાને તેના પ્રદેશો ખોયા તે વિલક્ષણ ગાંઠનો નાશ અને તેમની થતી નવી ત્વચાની પ્રાપ્તિ છે. તુર્કી તે એકરૂપ રાષ્ટ્ર છે, અને અંદરના કોઈ વિઘટનનો તેમને ભય નથી. મુસ્લિમ વિસ્તારો હિંદુસ્તાન પરની વિલક્ષણ ગાંઠ છે, અને હિંદુસ્તાન મુસ્લિમો પરની વિલક્ષણ ગાંઠ છે. આથી હિંદુઓ તેમની સાથે જોડાઈને અને તેઓ હિંદને એશિયાનો માંદો માનવી બનાવશે.. સાથે જોડાઈને હિંદને ભિન્ન લાક્ષણિકતા ધરાવતો એકમ બનાવશે. જો પાકિસ્તાનમાં હિંદને ખંડિત કરવાનો અવગુણ હોય તો તેમાં સંઘર્ષને સ્થાને સંવાદિતા સ્થાપવાનો ગુણ પણ છે.

બે ભાગમાં છૂટા પડીને પ્રત્યેક એકમ વિશેષ એકરૂપતા ધરાવતો એકમ બને છે. આ બે વિસ્તારોની એકરૂપતા દેખીતી રીતે પૂરતી છે. પ્રત્યેકને તેની સાંસ્કૃતિક એકતા છે. પ્રત્યેકને તેનું ધાર્મિક ઐક્ય છે. પાકિસ્તાનમાં ભાષાકીય એકતા છે. હિંદુસ્તાનમાં આવી જો એકતા ન હોય તો સમાન ભાષા હિંદી, હિંદુસ્તાનની કે ઉર્દૂ હોય તેના કોઈ પણ પ્રકારના વિવાદ વિના તે પ્રાપ્ત કરવી શક્ય છે. અલગ પડતાં જ, બંને સશક્ત, સુગ્રથિત રાજ્યો બની શકશે. હિંદને સબળ કેન્દ્ર સરકારની જરૂર છે. પરંતુ પાકિસ્તાન હિંદનો ભાગ રહે ત્યાં સુધી તે તેને મળી શકે નહિ ૧૯૩૫ના હિંદ સરકારના ધારામાં સમાવિષ્ટ સમવાયી સરકારના માળખાની તુલના કરો અને જણાશે કે તેની નીચે રચાયેલી કેન્દ્ર સરકાર અલ્પજીવી લથડી ગયેલ, ખખડી ગયેલી વસ્તુ છે.[૧] અગાઉ જણાવ્યું છે તેમ, કેન્દ્ર સરકાર સ્વરૂપ તથા રચનામાં મહદંશે હિંદુ હશે તે આધારે કેન્દ્ર સરકારની સત્તાથી સ્વતંત્ર રહેવા માગતા મુસ્લિમ પ્રાંતોને પ્રસન્ન કરવાની ઈચ્છાને કારણે કેન્દ્ર સરકારની આ શિથિલતા જન્મી છે. પાકિસ્તાન અસ્તિત્વમાં આવતાં આવી વિચારણામાં કોઈ દમ નહિ હોય.. તે પછી હિંદુસ્તાન પાસે સબળ કેન્દ્ર સરકાર હશે અને એકરૂપ વસ્તી. રાજ્યની સ્થિરતા માટે આ બંને અનિવાર્ય છે અને પાકિસ્તાન હિંદુસ્તાનથી અલગ નહીં થાય ત્યાં સુધી આ બંને પ્રાપ્ત નહિ થઈ શકે.

૧ આ વિષય પર વધુ પ્રકાશ માટે જુઓ મારો નિબંધ-ફેડરેશન વર્સેસ ફ્રીડમ

## ખંડ ૪

# પાકિસ્તાન અને બેચેની

હિંદુ-મુસ્લિમ પ્રશ્નનાં બે પાસાં છે. તેના પ્રથમ પાસામાં, જે પ્રશ્ન રજૂ થાય છે તેમાં બે અલગ કોમો એક બીજાનો સામનો કરી તેમના પોતપોતાના ક્રમશઃ અધિકારો તથા વિશેષાધિકારોની અનુકૂળતાનો પ્રયત્ન કરે છે. તેના બીજા પાસામાં, તે બંને પર આ અલગતા અને સંઘર્ષના પ્રભાવો જે પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે તે પ્રશ્ન છે. અગાઉની ચર્ચાઓમાં આપણે જોયું હિંદુ-મુસ્લિમ પ્રશ્નના પ્રથમ પાસાના સંદર્ભમાં આપણે પાકિસ્તાનની યોજના તપાસી. આ પ્રશ્નના બીજા પાસાના સંદર્ભમાં આપણે પાકિસ્તાનની યોજનાને તપાસી નથી. છતાં, આવી તપાસ અનિવાર્ય છે કારણ કે હિંદુ-મુસ્લિમ પ્રશ્નનું તે પાસું પણ મહત્ત્વનું છે. તેમના દાવાઓના અનૂકૂલનના પ્રશ્નથી અટકી જવું તે માત્ર અપૂર્ણ જ નહિ પણ ઉપર છલ્લો દૃષ્ટિકોણ છે. તેમનું ભાગ્ય સાથે સંકળાયેલું છે. તેમને ગમે કે ન ગમે તોપણ તેમણે સમાન પ્રવૃત્તિની પ્રક્રિયામાં સહભાગી થવાનું જ છે તે વાતની ઉપેક્ષા થઈ શકશે નહિ અને આ સમાન પ્રવૃત્તિઓમાં બે લડવૈયાની જેમ તેઓ પરસ્પરનો સામનો કરે તો તેમની ક્રિયાઓ તથા પ્રતિક્રિયાઓ અભ્યાસયોગ્ય છે કારણ કે તે બંનેને સ્પર્શે છે અને એક એવી પરિસ્થિતિ સર્જે છે કે જો તે મૃતવત્ પરિસ્થિતિ હોય તો તેમાંથી છૂટવાના પ્રશ્નનો સામનો કરવો પડે. પરિસ્થિતનો અભ્યાસ દર્શાવે છે કે ક્રિયાઓ તથા પ્રતિક્રિયાઓએ એક બેચેની સર્જી છે જેને ત્રણ શબ્દોમાં વ્યક્ત કરી શકાય :

(૧) સામાજિક સ્થગિતતા (૨) કોમી આક્રમકતા (૩) રાજકીય નિયતિની રાષ્ટ્રીય હતાશા. આ બેચેની ગંભીર છે. પાકિસ્તાન આ બેચેનીનો ઉપચાર બનશે? કે પછી તે આ બેચેની વધારશે ? હવે પછીનાં પ્રકરણોમાં આ પ્રશ્નોની વિચારણા કરવામાં આવી છે.

# પ્રકરણ ૧૦

# સામાજિક સ્થગિતતા

## ૧

હિંદુ સમાજની લાક્ષણિકતા દર્શાવતાં સામાજિક અનિષ્ટો સુવિખ્યાત છે. મિસ મેયોએ પ્રસિદ્ધ કરેલા પુસ્તક 'મધર ઈન્ડિયા'માં આ અનિષ્ટોને અતિવ્યાપક પ્રસિદ્ધિ આપી છે. પણ આ 'મધર ઈન્ડિયા'એ આ અનિષ્ટોને પ્રગટ કરતાંકરતાં તે અનિષ્ટોના સર્જકોને પાપોના ઉત્તર આપવા વિશ્વની અદાલતમાં ઊભાં તો રાખ્યા પણ તેણે સમગ્ર વિશ્વમાં એક એવી કમભાગી છાપ સર્જી છે કે હિંદુઓ આ સામાજિક અનિષ્ટોના કીચડમાં આળોટતા હતા અને રૂઢિચુસ્ત હતા તો હિંદના મુસ્લિમો તેનાથી મુક્ત હતા અને હિંદુઓની સરખામણીમાં તે પ્રગતિવાદી હતા. જેઓ હિંદના મુસ્લિમોને નજીકથી ઓળખે છે તેમને તો આવી છાપથી નવાઈ લાગે છે.

કોઈ એમ પૂછે છે હિંદુઓમાં કોઈ સામાજિક અનિષ્ટ એવું છે કે જે મુસ્લિમોમાં જોવા નથી મળતું ?

બાળલગ્નનું ઉદાહરણ લો. અખિલ હિંદ મહિલા સમિતિની બાળલગ્ન વિરોધી સમિતિએ પ્રસિદ્ધ કરેલી પુસ્તિકામાં દેશમાં જુદીજુદી કોમોમાં બાળ લગ્નની વ્યાપકતાની વિગત પ્રગટ કરી છે. ઈ.સ. ૧૯૩૧ની વસ્તીગણતરીમાંથી લીધેલા આંકડાઓ નીચે પ્રમાણે છે :

કોઠો

ને વયની હજાર સ્ત્રીઓદીઠ ૦ થી ૧૫ વર્ષની વયની પરિણીત સ્ત્રીઓ

| વર્ષ | હિંદુઓ | મુસ્લિમો | જૈનો | શીખો | ખ્રિસ્તીઓ |
|---|---|---|---|---|---|
| ૧૮૮૧ | ૨૦૮ | ૧૫૩ | ૧૮૯ | ૧૭૦ | ૩૩ |
| ૧૮૯૧ | ૧૯૩ | ૧૪૧ | ૧૭૨ | ૧૪૩ | ૩૭ |
| ૧૯૦૧ | ૧૮૬ | ૧૩૧ | ૧૬૪ | ૧૦૧ | ૩૮ |
| ૧૯૧૧ | ૧૮૪ | ૧૨૩ | ૧૩૦ | ૮૮ | ૩૯ |
| ૧૯૨૧ | ૧૭૦ | ૧૧૧ | ૧૧૭ | ૭૨ | ૩૨ |
| ૧૯૩૧ | ૧૯૯ | ૧૮૬ | ૧૨૫ | ૯૦ | ૪૩ |

બાળલગ્નના વિષય પૂરતી હિંદુઓની સ્થિતિ કરતાં મુસ્લિમોની પરિસ્થિતિ સારી છે તેમ કહી શકાય ખરું ?

સ્ત્રીઓની દશા જુઓ, મુસ્લિમો ભારપૂર્વક જણાવે છે કે મુસ્લિમ સ્ત્રીઓને કાનૂની અધિકારો અપાયા છે. પૌર્વાત્ય સ્ત્રીઓને અપાતાં ખાસ કરીને હિંદુ સ્ત્રીઓને અપાતાં સ્વાતંત્ર્ય કરતાં તેમને વિશેષ સ્વતાંત્ર્ય અપાય છે અને ક્યારેક તો પશ્ચિમના દેશોમાં અપાતા અધિકારો કરતાં પણ સવિશેષ અધિકારો અપાય છે. આના સમર્થનમાં મુસ્લિમ કાયદાનો આધાર લેવામાં આવે છે.

સૌ પ્રથમ તો એમ કહેવામાં આવે છે કે મુસ્લિમ કાનૂન લગ્નની કોઈ વય નિશ્ચિત કરતો નથી અને યુવતીને કોઈપણ સમયે પરણવાનો અધિકાર આપે છે. વળી એમ પણ જણાવવમાં આવે છે કે પિતા અથવા દાદા સિવાય કોઈએ પણ તેની બાળવયમાં લગ્ન કર્યાં હોય તો કૌમાર્યાવસ્થા પ્રાપ્ત કરતાં તેને તે લગ્ન ફોક કરવાનો અધિકાર છે.

બીજું એકે, મુસ્લિમોમાં થતાં લગ્નો કરાર છે અને તે કરાર હોવાથી પતિને તેની પત્નીને તલાક આપવાનો અધિકાર છે અને એવી સલામતીઓની જોગવાઈ કરવામાં આવી છે કે જો તે ભોગવે તો, તલાકની બાબતમાં મુસ્લિમ સ્ત્રી, તેના પતિ જેટલી જ ભૂમિકાઓ ઊભી કરી શકે, કારણ કે તેવો દાવો કરવામાં આવે છે કે મુસ્લિમ કાયદાની નીચે પત્ની લગ્નસમયે કે લગ્ન પછી પણ એવો કરાર કરે છે કે જે દ્વારા તે કેટલીક પરિસ્થિતિઓમાં તલાક પ્રાપ્ત કરી શકે.

ત્રીજું, મુસ્લિમ કાયદામાં એવી જોગવાઈ છે કે પત્ની તેની જાત પતિને સમર્પિત કરતાં તેના પતિ પાસેથી મહેર માગી શકે. તે પૈસા રૂપે હોય કે પછી અન્ય મિલકત રૂપે હોય. આ મહેર લગ્ન પછી પણ નક્કી થાય અને કોઈ રકમ નક્કી ન થાય તો યોગ્ય મહેર મેળવવા પત્ની હક્દાર હોય છે. મહેરનો આ આંકડો સામાન્ય રીતે બે વિભાગમાં વહેંચાય છે. એક 'તાત્કાલિક' જે માંગે ત્યારે આપવી પડે અને બીજી 'મુલતવી રાખેલી'. જે મૃત્યુ કે તલાક દ્વારા લગ્નવિચ્છેદ થતાં આપવાની. મહેરના તેનો આ હક-દાવો તેના પતિની અસ્ક્યામતો પરનું દેવું ગણાશે. તેને આર્થિક સ્વતાંત્ર્ય આપવા માટે નિશ્ચિત

કરેલી આ મહેરની રકમ પર તેની એકલીનો જ અધિકાર હોય છે. તે પોતે તે પાછું મોકલી શકે અથવા તો પોતાની ઈચ્છા મુજબ તે તેને વાપરી શકે.

કાયદાની આ બધી જોગવાઈઓ મુસ્લિમ સ્ત્રીઓના પક્ષમાં છે તેવું માની લઈએ તો પણ મુસ્લિમ સ્ત્રી વિશ્વમાં સૌથી લાચાર સ્ત્રી છે. એક ઈજીપ્તના નેતાના શબ્દમાં કહીએ તો-

"ઈસ્લામે તેના પર લઘુતાનો સિક્કો માર્યો છે અને સામાજિક રૂઢિઓને ધર્મની એવું સમર્થન આપ્યું છે કે જેણે તેને તેનું પોતાની અભિવ્યક્તિની અને વ્યક્તિત્વના વિકાસની સંપૂર્ણ તકથી વંચિત કરી છે."

કોઈ મુસ્લિમ યુવતીને તેના લગ્ન ફોક કરવાની હિંમત નથી. તે બાળક હતી ત્યારે તેના માતાપિતા સિવાય બીજાઓએ તે લગ્ન કરાવ્યા હોવાનો દાવો તેની પાસે હોવા છતાં કોઈ મુસ્લિમ સ્ત્રી, તેના લગ્નકરારમાં તેના તલાકનો હક સુરક્ષિત રાખવાનું યોગ્ય નહિ ગણે. એવા કિસ્સામાં તો તેનું ભાગ્ય એકવાર "પરણી તે હંમેશ માટે પરણી" જેવું છે. તે લગ્ન બંધનને ઉવેખી શકતી નથી, ભલેને તે ગમે તેટલું ત્રાસદાયક હોય. તે લગ્ન ફોક કરી શકતી નથી. પણ તેનો પતિ કોઈ પણ કારણ દર્શાવ્યા વિના તે તેમ કરી શકે છે. 'તલાક' શબ્દ બોલીને, ત્રણ સપ્તાહ સુધી સંયમ રાખીને તે સ્ત્રીને તે તરછોડી શકે છે. માત્ર મહેર આપવાની ફરજ તે જ તેની સ્વચ્છંદતા પરનો અંકુશ છે. જો મહેર અપાઈ ગયેલ હોય તો પોતાની મરજીથી તલાક આપી શકે છે.

સ્ત્રીઓનાં સંપૂર્ણ, સુખી અને પ્રસન્ન જીવન માટે જે મૂળભૂત જરૂરિયાત છે તે સલામતીની ભાવના આ તલાકની છૂટથી નાશ પામે છે. મુસ્લિમ સ્ત્રીને જે બિનસલામતીનો સામનો કરવો પડે છે તે મુસ્લિમ કાયદા દ્વારા પતિને અપાયેલા બહુપત્નીત્વ અને ઉપપત્નીત્વના અધિકારનું પરિણામ છે.

મુસ્લિમ કાયદો મુસ્લિમ પુરુષને એકસાથે ચાર પત્નીઓ કરવાનો અધિકાર આપે છે. ઘણીયેવાર એવું કહેવાય છે કે હિંદુ પુરુષ ગમે તે સમયે ગમે તેટલી સંખ્યામાં પત્નીઓ કરી શકે તેવા હિંદુ કાયદામાં આ એક સુધારો છે પણ તે વાત ભૂલી જવાય છે કે ચાર પત્નીઓ હોવા ઉપરાંત મુસ્લિમ કાયદો મુસ્લિમ

પુરુષને તેની સ્ત્રીગુલામો સાથે સહવાસની છૂટ આપે છે અને આ મુસ્લિમ સ્ત્રી ગુલામોની સંખ્યા મર્યાદિત નથી. તેઓ તેમની સાથે પરણવાના કોઈ પણ બંધન અને કોઈ પણ જવાબદારી વિના તેમને આવી છૂટ આપે છે.

બહુપત્નીત્વ અને ઉપપત્નીત્વનાં અનેક અનિષ્ટો અને ખાસ કરીને તો મુસ્લિમ સ્ત્રીઓને તે કારણે સહન કરવી પડતી યાતનાઓ વિશે કહેતાં તો શબ્દોય ઓછા પડે. તે સાચું કે બહુપત્નીત્વ અને ઉપપત્નીત્વની છૂટ અપાઈ હોવાથી બધા જ મુસ્લિમો તેનો ઉપયોગ કરતા નથી. છતાં હકીકત તો એ કહે છે કે તે એવા વિશેષાધિકારો છે કે જે પોતાની પત્નીને દુઃખ અને અપ્રસન્નતાની પરિસ્થિતિમાં મૂકવા માટે મુસ્લિમ પતિનો માર્ગ સરળ બનાવે છે. ઈસ્લામના દુશ્મન નહિ એવા શ્રી જહોન પૂલ[૧] જણાવે છે.

"આ તલાકની છૂટનો ઉપયોગ કેટલાક મુસ્લિમો ઘણાં મોટા પ્રમાણમાં કરે છે. ઈસ્લામ એન્ડ ઈટ્સ, ફાઉન્ડર, નામના તેમના આ વિષય પરના પોતાના પુસ્તકમાં સ્ટોબાર્ટ જણાવે છે : કેટલાક મુસ્લિમોને સતત પોતાની પત્નીઓ બદલવાની ટેવ હોય છે, અમે એક યુવાન વિશે એવું સાંભળ્યું છે કે જેમને વીસથી ત્રીસ પત્નીઓ હતી, ત્રણ મહિને તે નવી પત્ની કરતો, અને પરિણામે એ આવ્યું કે સ્ત્રીઓને અચોક્કસ રીતે એક માણસ પાસેથી બીજા પાસે મોકલવામાં આવતી, જ્યાં તેમને પતિ કે આશ્રય મળતો તે તેમને સ્વીકારી લેવો પડતો અથવા તો તલાકને કારણે અનાથ પરિસ્થિતમાં મુકાયા બદલ જીવનનિર્વાહ માટે ગમે તેવો હલકો રસ્તો અપનાવવો પડતો. આમ, કાયદાનું ચુસ્તપણે અક્ષરશઃ પાલન કરીને અને માત્ર એક અથવા તો ચારથી વધુ પત્નીઓ નહિ ધરાવીને નિર્લજ્જ વ્યકિતઓ તો તલાક દ્વારા જિંદગીભર પોતાની ઈચ્છા મુજબ અનેક પત્નીઓ ભોગવી શકે."

"બીજી રીતે પણ મુસ્લિમો ખરેખર ચારથી વધુ પત્નીઓ કરી શકે અને છતાં કાયદાનું પાલન કરી શકે અને તે રખાતો સાથે જીવીને જે અંગે કુરાને સ્પષ્ટ છૂટ આપી છે. જે 'સૂરા'એ ચાર પત્નીની છૂટ આપી છે તેમાં ઉમેરવામાં આવ્યું છે કે "તમે જે ગુલામો મેળવ્યા છે તેમાંથી". તદુપરાંત ૭૦મી સૂરામાં

૧ સ્ટડિઝ અને મોમેડનિઝમ-પૃ.૩૪,૩૫.

તેમ પણ કહેવાયું છે કે ગુલામ સ્ત્રી સાથે રહેવામાં પાપ નથી.[1] મૂળ શબ્દો તો આવા છે: "તેમના ગુલામો ધરાવતા જમણા હાથ તે તેમને માટે લાંછનહીન હશે." ભૂતકાળની જેમ આજેય અસંખ્ય મુસ્લિમ ઘરોમાં ગુલામો દેખાય છે. મ્યૂઈર પોતાના પુસ્તક 'લાઈફ ઓફ મહંમદ'માં કહે છે કે જ્યાંસુધી તેમની મુસ્લિમ ગુલામડીઓ સાથે રહેવાની અમર્યાદિત છૂટ ચાલુ રહેશે. ત્યાં સુધી મુસ્લિમ દેશોમાં આ ગુલામીને અટકાવવાનો કોઈ સહૃદય પ્રયત્ન થાય તેવી અપેક્ષા જ વ્યર્થ છે. આમ કુરાન, ગુલામીની બાબતમાં માનવજાતિનું દુશ્મન છે. અને તેથી સ્ત્રીઓને ઝાઝું સહન કરવું પડે છે.

હવે જ્ઞાતિ પ્રથા લો. ઈસ્લામ બંધુત્વની વાતો કરે છે. દરેક જણ માને છે કે ઈસ્લામ જ્ઞાતિપ્રથા તથા ગુલામીથી મુક્ત હોવો જોઈએ. ગુલામી અંગે કંઈ કહેવાનું રહેતું જ નથી. કાયદાથી હવે તે નાબૂદ કરાઈ છે પણ તે અસ્તિત્વમાં હતી ત્યારે તે ઈસ્લામમાંથી જ અને ઈસ્લામી દેશોમાંથી એને ટેકો મળતો હતો. પ્રવર્તમાન હતી. ગુલામો પ્રત્યે ન્યાયી અને માનવતાભર્યું વલણ રાખવાનો પયગંબરનો પ્રશંસાપાત્ર આદેશ જ્યારે કુરાનમાં છે ત્યારે આ શાપ નિવારણને સમર્થન આપતું કશું જ ઈસ્લામમાં નહિ જડે. સર ડબલ્યૂ મ્યૂઈરે યોગ્ય જ કહ્યું છે :[2]

"સાચું કહીએ તો હળવું કરતી વખતે તેમણે બેડીઓ સજ્જડ કરી... પોતાના ગુલામોને મુક્ત કરવાની કોઈ પણ ફરજ મુસ્લિમ પર લદાયેલી નથી.......

ગુલામી તો ચાલી ગઈ પણ મુસ્લિમોમાં જ્ઞાતિપ્રથા રહી છે. બંગાળના મુસ્લિમોમાં પ્રવર્તતી પરિસ્થિતિ ઉદાહરણ તરીકે લઈ શકાય. ઈ.સ. ૧૯૦૧ના બંગાળ પ્રાંત વસ્તીગણતરી નિરીક્ષકે બંગાળના મુસ્લિમો અંગે નીચેની રસપ્રદ હકીકતો નોંધી છે.

"પરંપરાગત રીતે ચાર જાતિઓમાં મુસ્લિમોના વિભાજન - 'શેખ, સૈયદ, મોંગલ અને પઠાણ' આ પ્રાંતમાં (બંગાળમાં) ભાગ્યે જ અમલમાં છે. મુસ્લિમો ખુદ તેમના બે મુખ્ય સામાજિક વિભાગો સ્વીકારે છે. (૧) અશરફ અથવા શરાફ

૧ એજન, પ્રકરણ ૩૯.
૨ ધ કોરાન, ઈટ્સ, કોમ્પોમીશન એન્ડ ટીચીંગ. પૃ. ૪૫.

અને (૨) અજલાફ. અશરફ એટલે ઉમદા-ઉચ્ચવર્ગ જેમાં વિદેશીઓના નિશ્ચિત વંશજોન અને ધર્માંતર કરાયેલા ઉચ્ચ વર્ગોના હિંદુઓનો સમાવેશ થાય છે. જેમાં અન્ય ‘ વસાયી મુસ્લિમો અને નીચલા વર્ગમાંથી ધર્માંતર પામેલા મુસ્લિમોનો સમાવેશ વાય છે તે સૌ ઘૃણાસ્પદ નામે "અજલાફ" તરીકે ઓળખાય છે અને 'અજલાફ'નો અર્થ થાય છે કંગાળ તથા હલકા લોકો. તેમને 'કમીના' અથવા 'ઈતાર', 'હલકા' અથવા 'રિઝાલનું બગડેલું રૂપ', 'રસિલ' 'નકામા' તરીકે ઓળખવામાં આવે છે. ક્યાંક ક્યાંક 'અરઝાલ'નામે ઓળખાતો અથવા નો સહુથી નીચીકક્ષાનો ત્રીજો વર્ગ પણ છે. તેમની સાથે કોઈ મુસ્લિમ ભળતું નથી. અને તેમને મસ્જિદ કે જાહેર કબ્રસ્તાનમાં પ્રવેશવાની પણ મનાઈ છે.

'આ વર્ગોમાં પણ હિંદુઓમાં દેખાય છે તેવા જ સ્વરૂપના સામાજિક અગ્રતાક્રમના જ્ઞાતિ વિભાગો છે.'

૧. 'અશરફો' અથવા નો ઉચ્ચ વર્ગના મુસ્લિમો :

(૧) સૈયદ

(૨) શેખ

(૩) પઠાણ

(૪) મોગલ

(૫) મલિક

(૬) મીરઝા

૨. અજલાફ એટલે ઊતરતી કક્ષાના મુસ્લિમો.

(અ) ખેતી કરનારા શેખો અને અન્યો કે જે મૂળ હિંદુઓ હતા પણ જે કોઈ ધંધાદારી વર્ગના નથી. અને 'પિરાલિ' અથવા 'ઠકરાઈ' નામની અશરફ કોમોમાં જે પ્રવેશ મેળવી શક્યા નથી.

(બ) દરજી, ઝુલાહા, ફકીર, રંગરેજ.

(ક) બરહી, ભઠિયારા, ચિક, ચુરિહાર, દાઈ, ધાવ, ધુનિયા, ગડ્ડી, કલાલ, કસાઈ, કુલાકુંજરા, લાહેરી, મહીફરોશ, મલ્લાહ, નાલિયા, નિકારી.

(ડ) અબ્દલ, બાકો, બેદિઆ, ભાટ, ચમ્બા, ડફલી, ધોબી, હજામ, મોચી, નાગરચી, નટ, પનરિયા, મદારીઓ, ટુંટિયા.

(ક) અરઝાલ, અથવા હલકો વર્ગ :

ભનાર, હલાલખોર, હીજડા, કસબી, લાલબેગી મૌગટા, મહેતર.

વસ્તીગણતરી સુપરિન્ટેન્ડન્ટ જણાવે છે કે મુસ્લિમ સામાજિક પ્રથાનું બીજું લક્ષણ એટલે કે "પંચાયત પ્રથાનું પ્રવર્તન." તે જણાવે છે કે :

"પંચાયતની સત્તા સામાજિક તથા વેપાર-ધંધાની બાબતો સુધી વિસ્તરે છે અને.... અન્ય કોમોના લોકો સાથેના લગ્નને અનેક ગુનાઓ પૈકીનો એક ગુનો ગણવામાં આવે છે. પરિણામે ? આ જૂથો હિંદુઓની જેમ જ ચુસ્ત એક સમૂહ લગ્નપ્રથાવાદીઓ છે, આ આંતરલગ્ન પરના પ્રતિબંધો ઉચ્ચમાં ઉચ્ચ વર્ગ જેટલા જ નીચામાં નીચા વર્ગને પણ લાગુ પડે છે. દા.ત. ધુમા, ધુમા સિવાયની કોઈ અન્ય જ્ઞાતિમાં ન પરણી શકે. જો આ નિયમનો ભંગ થાય તો ગુનેગારને તરત જ પંચાયત સમક્ષ ઊભો રાખવામાં આવતો અને અપમાનજનક રીતે તેની કોમમાંથી બહિષ્કાર કરવામાં આવતો. આવાજ એક જૂથનો અન્ય જૂથમાં પ્રવેશ નહોતો કરી શકતો અને જે કોમમાં તે જન્મ્યો હોય તે જ કોમની ઓળખ તેણે જાળવવી પડતી. ભલે, પછી તેણે પોતાનો વ્યવસાય છોડી દઈ જીવનનિર્વાહ માટે અન્ય વ્યવસાય અપનાવ્યો હોય. હજારો જોલાહા કસાઈઓ છે, છતાં તે જોલાહા તરીકે જ ઓળખાય છે.

તેમની વસ્તીગણતરીના અહેવાલો પરથી હિંદના અન્ય પ્રાંતોમાંની આવી જ હકીકતો પ્રાપ્ત કરી શકાય અને તેને વિશે જે જિજ્ઞાસુઓ હોય તેમણે તે જોઈ લેવી, આમ મુસ્લિમો પણ જ્ઞાતિપ્રથાની સાથોસાથ અસ્પૃશ્યતાનું પણ પાલન કરે છે તે બંગાળની આ હકીકતો પરથી જોઈ શકાશે.

આથી એટલું તો નિ:શંક કે હિંદુ સમાજને જે અનિષ્ટો સ્પર્શી ગયા છે તે સામાજિક અનિષ્ટો હિંદના મુસ્લિમ સમાજને પણ સ્પર્શી ગયાં છે. સાચે જ મુસ્લિમોમાં હિંદુઓ જેટલાં જ સામાજિક અનિષ્ટો છે, કદાચ તેથીય વધુ અને આ વધારાનું અનિષ્ટ છે મુસ્લિમ સ્ત્રીઓ માટે પડદા પ્રથા.

આ પડદા પ્રથાને કારણે મુસ્લિમ સ્ત્રીઓમાં એક અલગતા પ્રસ્થાપિત થાય છે. સ્ત્રીઓ બહારના ખંડમાં, વરંડામાં કે બગીચામાં પ્રવેશી જ ન શકે. પાછળનો વાડો તે તેમનો આવાસ. બધી જ - યુવાનવૃદ્ધ બધી જ સ્ત્રીઓ એક જ ખંડમાં પુરાયેલી રહે. કોઈ પુરુષ નોકર તેમની હાજરીમાં કામ ન કરી શકે. સ્ત્રીને માત્ર તેના પુત્રોને, ભાઈઓને, પિતા, કાકાઓ, અને પતિ અથવા તો જેના પર વિશ્વાસ મૂકી શકાય તેવા નિકટના સ્વજનને જ મળવાની છૂટ હતી. તે નમાજ માટે મસ્જિદમાં ન જઈ શકે અને જ્યારે તેને બહાર જવાનું હોય તો બુરખો પહેરી જવું પડે. આવી એકલતાને કારણે મુસ્લિમ સ્ત્રીના શારીરિક બંધારણ પર હાનિકારક અસર પડયા સિવાય રહે જ નહિ. સામાન્ય રીતે તે પાડુંરોગ ક્ષય અને પાયોરિયાની જ ભોગ બને છે. તેમનું શરીર વિકૃત બને છે અને તેમની પીઠ વળી જાય છે. તેમના હાડકાં બહાર નીકળે છે અને હાથ-પગ વળી જાય છે. તેમની પાંસળીઓ, સાંધા અને લગભગ બધાં જ હાડકાં દુઃખે છે. તેમના હૃદયના ધબકારા ઘણીવાર વધી જાય છે. બસ્તી પ્રદેશની આ વિકૃત્તિને કારણે અંતે તો પ્રસૂતિ કાળે મૃત્યુ જ થાય છે. પડદા પ્રથાને કારણે મુસ્લિમ સ્ત્રીઓ માનસિક અને નૈતિક પોષણથી વંચિત રહે છે. સ્વસ્થ સમાજજીવનથી વંચિત રહેવાને કારણે માનસિક અવનતિની પ્રક્રિયા થવી જ જોઈએ અને થાય છે. બહારની દુનિયાથી સાવ અલગ પડી જવાથી તેઓના મન નાના કૌટુંબિક ઝઘડાઓમાં રોકાયેલાં રહે છે. પરિણામે તેમનું માનસ સાંકડું અને મર્યાદિત બની જાય છે.

અન્ય કોમોની તેમની બહેનોથી તે પાછળ પડી જાય છે અને કોઈ બાહ્ય પ્રવૃત્તિઓમાં તે ભાગ લઈ શકતી નથી અને લઘુતાગ્રંથિ તથા ગુલામ મનોદશાથી વળી જાય છે. નથી હોતી તેમનામાં જ્ઞાનપિપાસા. કારણ કે ઘરની ચાર દિવાલોની બહારની કોઈ વસ્તુમાં તેમને રસ નહીં લેવાનું જ શિક્ષણ અપાય છે. ખાસ કરીને પડદામાં રહેતી સ્ત્રી લાચાર, બીકણ અને કોઈ પણ પ્રકારના જીવનસંઘર્ષ માટે અયોગ્ય બની જાય છે. હિંદના મુસ્લિમોમાં વિશાળ સંખ્યામાં પર્દાનશીન સ્ત્રીઓ હોવાથી પડદાપ્રથાના પ્રશ્નની વ્યાપકતા અને ગંભીરતા સમજી શકાય તેમ છે.[૧]

૧ મુસ્લિમ સ્ત્રીઓની સ્થિતિ માટે જુઓ શ્યામસુંદર નહેરું દ્વારા સંપાદિત 'અવર કોઝ'.

પડદા પ્રથાની જે નૈતિક અસર પડે છે તેની તુલનામાં તેની શારીરિક અને માનસિક અસરોની કોઈ વિસાત નથી. અલબત્ત, આ પડદાપ્રથાનું મૂળ બંને જાતિઓમાં રહેલી જાતીય ભૂખની ઊંડી શંકામાં રહેલું છે. અને આમ બંને જાતિઓને અલગ રાખી ને તેમના પર અંકુશ મૂકવાનો તેમનો હેતુ છે. પણ તે હેતુ સિધ્ધ કરવાને બદલે પડદા પ્રથાએ મુસ્લિમ પુરુષોની નૈતિકતામાં અવળી અસર પહોંચાડી છે. પડદા પ્રથાને કારણે મુસ્લિમ પુરુષ તેના ઘરની સ્ત્રીઓ સિવાયની કોઈ પણ સ્ત્રીના પરિચયમાં આવતો નથી. અરે, તેમની સાથેનો પરિચય પણ પ્રાસંગિક વાતચીતનો હોય છે. પુરુષ નાની છોકરીઓ કે વૃધ્ધાઓ સિવાય કોઈની સાથે ભળી શકતો નથી કે કોઈની સોબત પામી શકતો નથી. સ્ત્રીઓથી પુરુષોની આ અલગતા પુરુષોની નીતિમત્તા પર ઊંધી અસર કરે છે. જે સમાજ પ્રથા બંને જાતિ વચ્ચેના બધા જ સંપર્કો કાપી નાખે છે અને તે જાતીય અતિરેકનું, અપ્રાકૃતિક અને અન્ય વિકારી, ટેવો તથા રીતો પરત્વે અનારોગ્યકારી વલણ પેદા કરે છે તેવું કહેવાની કોઈ માનસશાસ્ત્રીય ચિકિત્સકને જરૂર નથી.

પડદા પ્રથાનું દૂષણ માત્ર મુસ્લિમ કોમ પૂરતું સીમિત નથી. હિંદુઓને મુસ્લિમોથી સામાજિક રીતે અલગ પાડવા માટે તે જ જવાબદાર છે. હિંદના જાહેર જીવન માટે આ વિનાશકારી છે. કોઈને આ દલીલ તાણીતૂસીને ઉભી કરેલી લાગે અને મુસ્લિમોની પડદા પ્રથા કરતાં હિંદુઓની અસામાજિકતાને આ અલગતા માટે કોઈ જવાબદાર ઠેરવે. પણ હિંદુઓ જયારે કહે છે કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે સામાજિક સંપર્ક સ્થાપવો શક્ય નથી. કારણ કે આવો સંપર્ક એટલે એક પક્ષે સ્ત્રીઓ તથા અન્ય પક્ષે પુરુષો વચ્ચેનો સંપર્ક. [૧]

દેશના કેટલાક ભાગોમાં હિંદુઓના કેટલાક જૂથોમાં પડદા પ્રથા તથા તેના પરિણામરૂપે દૂષણો જોવા મળતાં નથી તેવું નથી. પણ ભેદ એટલો જ છે કે

૧ "હિંદીઓને પોતાની કલબોમાં પ્રવેશ આપતાં યુરોપિયનો પર હિંદીઓએ મૂકેલાં આક્ષેપનો રદિયો આપતાં યુરોપિયનો જે દલીલ કરે છે તેની નોંધ રસપ્રદ છે. તેઓ કહે છે, અમે અમારી સ્ત્રીઓ કલબમાં લાવીએ છીએ. તમે જો તમારી સ્ત્રીઓ સહિત કલબમાં આવો તો તમને પ્રવેશ મળી શકે. અમને તમારી સ્ત્રીઓની સોબત પ્રાપ્ત કરવાનો તમે ઈન્કાર કરો તો અમે અમારી સ્ત્રીઓનું પ્રદર્શન તમારી સામે ન કરી શકીએ. પહેલાં પચાસ-પચાસ ટકા માટે તૈયાર રહો અને પછી અમારી કલબોમાં પ્રવેશ માગો".

મુસ્લિમોમાં પડદા પ્રથાને ધાર્મિક પવિત્રતા છે જ્યારે હિંદુઓમાં તે નથી. હિંદુઓ કરતાં મુસ્લિમોમાં પડદા પ્રથાનાં મૂળ ઊંડા છે અને ધાર્મિક પવિત્રતા અને સામાજિક અનિવાર્યતા વચ્ચેના સંઘર્ષ વિના તે પ્રથા દૂર કરવી શક્ય નથી. પડદા પ્રથાનો પ્રશ્ન મુસ્લિમોને માટે તેના મૂળ કરતાંય વધુ મહત્ત્વનો પ્રશ્ન છે. હિંદુઓ માટે તેવું નથી. આ દૂર કરવાના મુસ્લિમોના પ્રયત્નો ક્યાંય જોવા મળતા નથી.

આમ, હિંદની મુસ્લિમ કોમના જીવનમાં માત્ર સામાજિક સ્થગિતતા જ નથી, રાજકીય સ્થગિતતા પણ છે. આમેય, મુસ્લિમોને રાજકારણમાં રસ નથી. એમનો પ્રભાવ રસ ધર્મમાં છે. બેઠક માટે લડતા ઉમેદવારને સમર્થન આપવા માટે મુસ્લિમ મતદારમંડળ તેની સામે જે શરતો મૂકે છે તે પરથી આ સ્પષ્ટપણે જોઈ શકાય છે. મુસ્લિમ મતદારમંડળ ઉમેદવારના કાર્યક્રમને ચકાસવા બેસતું નથી. તે મતદારમંડળ ઉમેદવાર પાસેથી એટલી જ અપેક્ષા રાખે છે કે તેણે પોતાને ખર્ચે મસ્જિદમાં જૂના દીવાઓને બદલે નવા દીવાઓ મૂકાવવા જોઈએ, મસ્જિદની જૂની શેતંરજી જીર્ણવીશિર્ણ થઈ ગઈ હોવાથી ત્યાં નવી શેતરંજી તેણે પથરાવવી જોઈએ અને મસ્જિદ ખંડિયેર થઈ ગઈ હોવાથી તેની મરામત કરાવવી જોઈએ. જો ઉમેદવાર ભરપૂર મિજબાની આપવા તૈયાર હોય અને સાથેસાથે આ બધા માટે અમુક પૈસા ખર્ચી મત ખરીદવા તૈયાર હોય તો મતદારમંડળને સંતોષ થાય, મુસ્લિમોને મન ચૂંટણીને માત્ર પૈસા સાથે લાગેવળગે છે, સામાન્ય સુધારણાના સમાજિક કાર્યક્રમ સાથે નહિ. મુસ્લિમ રાજકારણ ગરીબ અને તવંગર વચ્ચેના, મૂડી તથા શ્રમ વચ્ચેના, જમીનદાર તથા ગણોતિયા વચ્ચેના, ધર્મગુરુ અને સામાન્ય માનવી વચ્ચેના, વિવેક તથા અંધશ્રદ્ધા વચ્ચેના ભેદ જેવા દુન્યવી પ્રકારોની નોંધ લેતું નથી. મુસ્લિમ રાજકારણ એક જ ભેદને સ્પષ્ટપણે જાણે છે અને તે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના ચાલતા ભેદને. મુસ્લિમ કોમના રાજકારણમાં કોઈ પણ પ્રકારના જીવનના ઐહિક પ્રકારોને સ્થાન નથી અને તેમને જો સ્થાન મળે - કારણ કે તે ડામી ન શકાય તેવા હોય - તો તેમને, મુસ્લિમ રાજકારણી વિશ્વના એક તથા એકમાત્ર માર્ગદર્શક સિદ્ધાંતનો, એટલે કે ધર્મને અધીન બનાવી શકાય.

૨

મુસ્લિમોના આ દૂષણો પૂરતાં કષ્ટદાયક છે. પણ વધુ કષ્ટદાયક હકીકત તો એ છે કે હિંદના મુસ્લિમોમાં, આ દૂષણોનું પૂરતા પ્રમાણમાં ઉન્મૂલન કરે તેવી સંગઠિત ચળવળ નથી. હિંદુઓમાં પણ તેમનાં સામાજિક દૂષણો છે. પરંતુ તેમનામાં આશ્વાસનજનક હકીકત એ છે કે તેમનામાં કેટલાક તેના અસ્તિત્વથી સભાન છે અને થોડાક તેની નાબૂદી માટે સક્રિય આંદોલન ચલાવે છે. બીજી બાજુ, મુસ્લિમોને ખબર પણ નથી કે તેમનામાં દૂષણો છે અને એટલે તેના ઉન્મૂલન માટે તેઓ કોઈ આંદોલન કરતા નથી. ખરેખર, તેમના વર્તમાન વ્યવહારોમાં કોઈ પણ પરિવર્તનનો તેઓ વિરોધ કરે છે. નોંધપાત્ર બાબત એ છે કે મુસ્લિમોએ ઈ.સ. ૧૯૩૦માં કેન્દ્રીય વિધાનસભામાં રજૂ થયેલા બાળલગ્ન ખરડાનો વિરોધ કર્યો હતો. - જે કાયદા દ્વારા કન્યાની લગ્નવય ૧૪ની અને છોકરાની ૧૮ વર્ષની કરાઈ હતી. તે સ્વીકૃતિ મુસ્લિમ ધાર્મિક સિદ્ધાંતની વિરુદ્ધ હતી એ જ તેના વિરોધનું કારણ હતું. ખરડાના દરેક તબક્કે તેમણે તેનો વિરોધ કર્યો એટલું જ નહિ પણ જ્યારે તે કાયદો બન્યો ત્યારે તેમણે તે કાયદા વિરુદ્ધ સવિનય કાનૂન ભંગનુ આંદોલન આરંભ્યું. સદ્‌ભાગ્યે, આ કાયદા વિરુદ્ધના, મુસ્લિમોના સવિનય કાનૂન ભંગના આંદોલને ઉગ્ર સ્વરૂપ ધારણ ન કર્યું અને તેના જ સમકાલીન કૉંગ્રેસના સવિનય કાનૂન ભંગના આંદોલનમાં તે દબાઈ ગયું. પણ આ ઝુંબેશ પુરવાર કરે છે કે મુસ્લિમો સમાજ સુધારાના કેટલા વિરોધી હતા.

પ્રશ્ન થાય કે મુસ્લિમો સમાજ સુધારાના આટલા વિરોધી કેમ છે ?

સામાન્ય રીતે એવો ઉત્તર અપાય છે કે સમગ્ર વિશ્વના મુસ્લિમો અપ્રગતિશીલ લોકો છે. નિ:શંક ઇતિહાસની હકીકતો સાથે આ અભિપ્રાય સુસંગત છે. તેમની પ્રવૃત્તિના પ્રથમ જુવાળ પછી - તેનો વ્યાપ એટલો તો પ્રચંડ હતો કે તેણે વિશાળ સામ્રાજ્યોની સ્થાપના કરી - મુસ્લિમો એકાએક ચુસ્ત બની ગયા, જે ચુસ્તતામાંથી તે હજી સુધી પણ જાગ્યા લાગતા નથી. તેમની આ સ્થિતિનો જેમણે અભ્યાસ કર્યો છે. તેઓ તેમની આ સ્થિતિના કારણ તરીકે તેવી રજૂઆત કરે કે બધા

મુસ્લિમોની એવી મૂળભૂત માન્યતા છે કે ઈસ્લામ તે બધા લોકોને માટે, સર્વકાળે, સર્વ સ્થિતિમાં યોગ્ય વિશ્વધર્મ છે. તેવું ભારપૂર્વક કહેવાય છે કે :

"સ્વધર્મને નિષ્ઠાવાન રહેતા મુસ્લિમે પ્રગતિ સાધી નથી. આ ત્વરિત ગતિએ આગળ વધતાં આધુનિક પરિબળોના વિશ્વમાં તે સ્થિર રહ્યો છે. સાચે જ, ઈસ્લામનું એક મુખ્ય લક્ષણ છે કે પોતાની સ્થાનિક બર્બરતાને કારણે ગુલામ બનાવાયેલી બધી જાતિઓને તે સ્થિર કરી દે છે. તે ચોક્કસ સ્વરૂપ આપવામાં, સ્થિર, જડ તથા અભેદ્ય છે. તે અપરિવર્તનીય છે અને રાજકીય, સામાજિક અને આર્થિક પરિવર્તનોના કોઈ પ્રત્યાઘાત તેના પર પડતા નથી.

"ઈસ્લામની બહાર કોઈ સલામતી નથી તેવું શિખવાડયા પછી, તેના કાનૂનની બહાર કોઈ સત્ય નથી અને તેના આધ્યાત્મિક સંદેશની બહાર કોઈ સુખ નથી. તેવું શિખવાડયા પછી મુસ્લિમ તેની પોતાની પરિસ્થિતિથી અન્ય કોઈ પરિસ્થિતિ કલ્પવા જ અસમર્થ છે, ઈસ્લામની વિચારસરણી સિવાય અન્ય કોઈ વિચારસરણી સ્વીકારવા જ અસમર્થ છે. તે દૃઢપણે એવું માને છે કે તે પૂર્ણતાની અદ્વિતીય ટોચે પહોંચી ગયો છે, તે સાચી શ્રદ્ધાનો, સાચા સિદ્ધાંતનો, સાચા શાણપણનો એકમાત્ર સ્વામી છે. માત્ર તેના એકલાની પાસે જ સત્ય સંપૂર્ણ સત્ય છે. કોઈ સાપેક્ષ સત્ય પુનરાવર્તનને અધીન નથી.

"મુસ્લિમોના ધાર્મિક કાયદામાં, વિશ્વમાં વસતી ભિન્નભિન્ન વ્યક્તિઓને વિચારની, લાગણીની, વિચારોની, વિવેકની એકતા આપવાની શક્તિ છે."

એવી દલીલ થાય છે કે આ એકરૂપતા સંવેદનશૂન્ય બનાવનાર છે અને તે માત્ર મુસ્લિમોને જ આપવામાં આવતી નથી પણ ઈસ્લામના બોધ સાથે સંઘર્ષમાં હોય તેવો તમામ તર્કસંગત વિચારને દાબી દેનાર, અને મુસ્લિમવિશ્વની બહાર તેની કડકાઈ અને હિંસા માટે ક્યાંય ન જાણીતી હોય તેવી અસહિષ્ણુતાની ભાવના દ્વારા તેમના પર લાદવામાં આવે છે,. રેનન જણાવે છે તેમ :[૧]

"ઈસ્લામ તે આધ્યાત્મિક તથા ઐહિકનું ગાઢ ઐક્ય છે, તે સિદ્ધાંતનું શાસન

૧ નેશનાલિટી એન્ડ અધર એસેસ.

છે, માનવજાતિએ આજ સુધી ક્યારેય ન સહી હોય તેવી ભારેમાં ભારે સાંકળ છે....."

ધર્મ તરીકે તો ઈસ્લામમાં સૌંદર્યો છે, પણ માનવબુદ્ધિ માટે ઈસ્લામવાદ હાનિકારક રહ્યો છે. પ્રકાશ સામે બંધ થયેલાં મન નિ:શંક તેમની પોતાની આંતરિક સીમાઓમાં જ બંધ થયાં છે. હું એમ નહિ કહું કે અન્ય કોઈ ધર્મો કરતાં વધુ પણ વધુ અસરકારકતાથી એણે મુકત વિચારો પર જુલમ કર્યો છે જ. તેણે જીતેલા દેશોને તેમના માનસના તાર્કિક સંસ્કારનું બંધ ક્ષેત્ર બનાવ્યું છે. હકીકતમાં મુસલમાનની મહત્ત્વની અલગતા છે. વિજ્ઞાનનો તિરસ્કાર, સંશોધન બિનઉપકારક છે, નિરર્થક છે, નરી મૂર્ખતા છે તેવી તેની માન્યતા છે, ખાસ કરીને પ્રાકૃતિક વિજ્ઞાનનો કારણ કે તે ઈશ્વર સાથેની સ્પર્ધાના પ્રયત્નો છે, ઐતિહાસિક વિજ્ઞાનનો કારણ કે તે ઈસ્લામનું પૂર્વવર્તી છે, તે પુરાણા પાખંડને કદાચ સજીવન કરે.

નીચે મુજબ કરીને રેનન સમાપન કરે છે :

"ઈસ્લામ વિજ્ઞાનને દુશ્મન ગણે છે. સુસંગત હોવું તે પણ આમ સુસંગત જ છે. જાળવવું જોખમકારક છે. તેના કમભાગ્યે, ઈસ્લામ સફળ થયો છે. પણ વિજ્ઞાનની હત્યા કરીને તેણે ખુદની હત્યા કરી છે અને વિશ્વમાં સાવ લઘુતાથી તે વખોડાયો છે.'"

આ ઉત્તર સ્પષ્ટ હોવા છતાં સાચો ઉત્તર ન હોઈ શકે. જો તે સાચો ઉત્તર હોય તો હિંદ બહારના મુસ્લિમ દેશોમાં જયાં જિજ્ઞાસાની ભાવના, પરિવર્તનની ભાવના અને સુધારણાની ઈચ્છા જીવનના સર્વક્ષેત્રોમાં નજરે પડે છે, તેનો આપણે શો ઉત્તર આપીશું ? સાચે જ, તુર્કસ્તાનમાં જે સુધારાઓ થયા છે સાવ ક્રાંતિકારી સ્વરૂપના છે. જો ઈસ્લામ આ મુસ્લિમ દેશોની આડે નથી આવતો તો તે હિંદના મુસ્લિમોની આડે શી રીતે આવે ? હિંદની મુસ્લિમ કોમની રાજકીય તથા સામાજિક સ્થગિતના માટે કોઈ વિશિષ્ટ કારણ હોવું જોઈએ.

આ વિશિષ્ટ કારણ શું હોઈ શકે ? મને એમ લાગે છે કે હિંદના મુસલમાનમાં પરિવર્તનના અભાવનું કારણ હિંદમાં તે જે વિશિષ્ટ પરિસ્થિતિમાં મુકાયો છે તે છે. તે જે સામાજિક વાતાવરણમાં મુકાયો છે તે મુખ્યત્વે હિંદુ છે. હિંદુ વાતાવરણ

શાંતિથી પણ સ્થિરતાથી તેના પર દબાણ કરી રહ્યું છે. તે માને છે કે તે પોતાપણું મિટાવી રહ્યો છે. ધીમેધીમે છોડતા જવા સામેના રક્ષણ તરીકે તે જે કાંઈ ઈસ્લામી છે તેને, તે તેના સમાજને ઉપકારક છે કે હાનિકારક છે તેની તપાસ કર્યા વિના સાચવવા આગ્રહ રાખી રહ્યો છે. બીજું, હિંદના મુસ્લિમો એવા રાજકીય વાતાવરણમાં મુકાયા છે જે મુખ્યત્વે હિંદુ છે. તેમને લાગે છે કે તેમને દબાવી દેવામાં આવશે અને રાજકીય દમન મુસ્લિમને દલિત વર્ગ બનાવશે. આજ ભાવનાને કારણે સામાજિક અને રાજકીય રીતે હિંદુઓમાં ભળતાં તેણે પોતાને બચાવવાનો છે. તેના બહારના બાંધવો કરતાં હિંદના મુસ્લિમો સમાજ સુધારાની બાબતમાં શા માટે પછાત છે તેનું મુખ્ય કારણ મને તો આ જ લાગે છે. બેઠકો તથા જગ્યાઓ માટે હિંદુઓ સાથે સતત સંઘર્ષ કરવામાં તેમની શક્તિઓ ખર્ચાઈ જાય છે અને એટલે તેમની પાસે, સમાજ સુધારાના પ્રશ્નો માટે અવકાશ નથી રહેતો, વિચાર કરવાનો અવસર નથી રહેતો કે સમય નથી રહેતો. અને જે કંઈ સમય રહે છે તે કોમી તંગદિલીના દબાણના કારણે ઉત્પન્ન થયેલા હિંદુ અને હિંદુત્વના ભય સામે કોઈ પણ હિસાબે પોતાની સામાજિક-ધાર્મિક એકતા જાળવવા માટે વાડાબંધી બંધ કરીને સંયુક્ત મોરચો રચવામાં ખર્ચાય છે.

હિંદની મુસ્લિમ કોમની રાજકીય સ્થગિતતા માટે પણ તે જ કારણ આપી શકાય. મુસ્લિમ રાજકારણીઓ તેમના રાજકારણના પાયા તરીકે ઐહિક પ્રકારોને આધાર તરીકે નથી સ્વીકારતા કારણ કે તેમને લાગે છે કે તેમ કરવાથી હિંદુઓ સામે કોમની લડતને નબળી કરવી, ધનિક પાસેથી ન્યાય મેળવવા ગરીબ મુસ્લિમો ગરીબ હિંદુઓ સાથે નહિ જોડાય. જમીનદારોની ક્રૂરતા અટકાવવા મુસ્લિમ ગણોતિયાઓ હિંદુ ગણોતિયાઓ સાથે નહિ જોડાય. મૂડીવાદ સામેના શ્રમિકોના સંઘર્ષમાં મુસ્લિમ કામદારો હિંદુ કામદારો સાથે નહિ જોડાય, શા માટે ? ઉત્તર સરળ છે. ગરીબ મુસલમાનને લાગે છે કે ધનિક સામેની ગરીબોની લડતમાં જો તે જોડાશે તો તે કદાચ ધનિક મુસ્લિમ સાથે પણ લડે. મુસ્લિમ ગણોતિયાને લાગે છે કે તે જમીનદાર સામેની ઝુંબેશમાં જોડાશે તો તેને મુસ્લિમ જમીનદાર સામે લડવું પડશે. મુસ્લિમ કામદારને લાગે છે કે મૂડીવાદ પરના શ્રમિકોના આક્રમણમાં તે જોડાશે તો તે મુસ્લિમ મિલ માલિકને કદાચ હાનિ પહોંચાડશે.

તે સભાન છે કે કોઈ પણ ધનિક મુસ્લિમને, કોઈ પણ મુસ્લિમ જમીનદારને કે કોઈ પણ મુસ્લિમ મિલ માલિકને થતી હાનિ એટલે મુસ્લિમ કોમની કુસેવા, કારણ કે તેથી તે હિંદુઓ સામેના સંઘર્ષમાં તે નબળી પડે છે.

મુસ્લિમ રાજકારણ કેટલું વિકૃત બન્યું છે તે દેશી રાજયોમાં રાજકીય સુધારા પ્રત્યે મુસ્લિમ નેતાઓનાં વલણ પરથી જોઈ શકાય છે. કાશ્મીરના હિંદુ રાજયમાં મુસ્લિમોએ તથા તેમના નેતાઓએ જવાબદાર સરકાર સ્થાપવા માટે મહાન ચળવળ ચલાવી. તેજ મુસ્લિમો અને તે જ નેતાઓ અન્ય મુસ્લિમ રાજયોમાં જવાબદાર સરકારની સ્થાપનાના સખત વિરોધીઓ હતા. આ વિચિત્ર વલણનું કારણ સાવ સરળ છે. બધી જ બાબતોમાં મુસ્લિમો માટે નિર્ણયાત્મક પ્રશ્ન એ છે કે તે હિંદુઓ વિરુદ્ધ મુસ્લિમોને કેમ સ્પર્શશે. જો જવાબદાર સરકાર મુસ્લિમોને સહાય કરી શકે તો તે તેની માગણી કરશે અને તેને માટે લડશે. કાશ્મીર રાજયમાં હિંદુ રાજવી છે. પણ મોટા ભાગની પ્રજા મુસ્લિમ છે. કાશ્મીરમાં મુસ્લિમો જવાબદાર સરકાર માટે લડયા કારણ કે કાશ્મીરમાં જવાબદાર સરકાર એટલે હિંદુ રાજવીના હાથમાંથી મુસ્લિમ સમૂહના હાથમાં સત્તાની તબદીલી. અન્ય મુસ્લિમ રાજયોમાં રાજવી છે મુસ્લિમ પણ તેની મોટા ભાગની પ્રજા છે હિંદુ. આવાં રાજયોમાં જવાબદાર સરકાર એટલે મુસ્લિમ રાજવીના હાથમાંથી હિંદુ આમ જનતાના હાથમાં સત્તાની તબદીલી અને તેથી જ મુસ્લિમો જવાબદાર સરકારને એક કિસ્સામાં સમર્થન આપે છે અને બીજામાં તેનો વિરોધ કરે છે. મુસ્લિમોની મુખ્ય ચિંતા લોકશાહીની નથી. મુખ્ય ચિંતા તો એ છે કે બહુમતી શાસનવાળી લોકશાહીની અસર તેમના હિંદુઓ સાથેના સંઘર્ષમાં શી પડશે. તે તેમને સબળ બનાવશે કે તે તેમને નબળા બનાવશે ? જો લોકશાહી તેમને નબળા બનાવવી હોય તો તે લોકશાહી તેમને ખપતી નથી. હિંદુ પ્રજા પર મુસ્લિમ શાસકનું વર્ચસ્વ ઓછું થઈ જાય તેના કરતા તો મુસ્લિમ રાજયોમાંની ખરાબ પરિસ્થિતિ પણ ચાલુ રાખવાનું તે પસંદ કરશે.

મુસ્લિમ કોમની રાજકીય તથા સામાજિક સ્થગિતતા માત્ર એક અને એક જ કારણે સ્પષ્ટ કરી શકાય. મુસ્લિમો વિચારે છે કે હિંદુઓએ મુસ્લિમો પર પોતાનું પ્રભુત્વ સ્થાપવા અને મુસ્લિમોએ શાસક કોમ તરીકેનો તેમનો ઐતિહાસિક

દરજ્જો પ્રસ્થાપિત કરવા હિંદુઓ તથા મુસ્લિમોએ સતત સંઘર્ષમાં રહેવું જોઈએ અને સંઘર્ષમાં જે વધુ બળવાન હશે તે જીતશે અને આ બળ નિશ્ચિત કરવા તેમણે તેમનામાંના બધા મતભેદો મિટાવી દેવા જોઈએ અથવા શીતાગારમાં મૂકી દેવા જોઈએ.

અન્ય દેશોમાં જો મુસ્લિમોએ તેમના સમાજને સુધારવાનું કાર્ય ઉપાડી લીધું હોય અને હિંદના મુસ્લિમોએ તેમ કરવાનો ઈન્કાર કર્યો હોય તો તેનું કારણ એ છે કે અન્ય રાષ્ટ્રોના મુસ્લિમો હરીફ કોમો સાથેના કોમી અને રાજકીય સંઘર્ષોથી મુક્ત છે. જ્યારે હિંદના મુસ્લિમો તેવા સંઘર્ષોથી મુક્ત નથી.

૩

એવું નથી કે સમાજના માળખાની મરામત કરવાની અનિવાર્યતાનો સ્વીકાર ન કરતી રૂઢિચુસ્તતાની આ અંધ ભાવનાએ માત્ર મુસ્લિમોને જ પોતાની પકડમાં લીધા છે. તેમણે હિંદુઓને પણ પોતાની પકડમાં લીધા છે. એક વાર હિંદુઓએ સ્વીકાર્યું હતું કે સામાજિક ક્ષમતા વિના પ્રવૃત્તિના અન્ય ક્ષેત્રોમાં સ્થાયી પ્રગતિને અવકાશ નથી. તેમણે એમ પણ સ્વીકાર્યું હતું કે ખરાબ રિવાજોના ઉપદ્રવને કારણે હિંદુ સમાજમાં ક્ષમતાની પરિસ્થિતિ પ્રવર્તતી નથી અને આ દૂષણો દૂર કરવા નિરંતર પ્રયાસ અનિવાર્ય છે. આ હકીકતના સ્વીકારમાંથી જ રાષ્ટ્રીય કોંગ્રેસના જન્મ સાથે જ સામાજિક પરિષદનો પાયો પણ નખાયો હતો. કોંગ્રેસ દેશના રાજકીય તંત્રની નબળી કડીઓ નિર્ધારિત કરવામાં રોકાયેલી હતી. ત્યારે સામાજિક પરિષદ હિંદુ સમાજમાં સામાજિક વ્યવસ્થાની નબળી કડીઓ દૂર કરવામાં રોકાયેલી હતી. કેટલાક સમય સુધી કોંગ્રેસ તથા સમાજિક પરિષદે એક જ સંસ્થાની બે શાખાઓ તરીકે કામ કર્યું અને એક જ તંબુમાં તેમના વાર્ષિક અધિવેશનો ભર્યાં હતાં. પણ સત્વરે જ બંને શાખાઓ બે પક્ષોમાં પરિણમી - રાજકીય સુધારાણા પક્ષ અને સમાજ સુધારણા પક્ષમાં પરિણમી અને તેમની વચ્ચે ઉગ્ર વિવાદ જાગ્યો. રાજકીય સુધારણા પક્ષે રાષ્ટ્રીય કોંગ્રેસને સમર્થન આપ્યું અને સમાજ સુધારણા પક્ષે સામાજિક પરિષદને. બંને સંસ્થાઓ બે વિરોધી છાવણીઓ બની ગઈ. વિવાદનો મુદ્દો એ હતો કે રાજકીય સુધારણા કરતાં સમાજ સુધારણા પ્રથમ થવી જોઈએ કે નહિ. એક દાયકા સુધી આ પરિબળોમાં સમતુલા

હિંદુઓને કોઈ હાનિ પહોંચાડી ન શકે તો પછી શા માટે હિંદુ મહાસભાના અધ્યક્ષે તેનો વિરોધ કરવો જોઈએ ? કારણ કે કદાચ જેમને તે સહન કરી શકતા ન હતા તે મુસ્લિમોને તે સહાયભૂત નીવડે.

૪

હિંદુ-મુસ્લિમોના બળોની આ રૂઢિચુસ્તતાની ચિંતા હિંદુઓ તથા મુસ્લિમોને કેટલી હદ સુધી દોરી જાય છે તેનું વધુ સારું ઉદાહરણ કેન્દ્રીય ધારાસભામાં ઈ.સ. ૧૯૩૯ના મુસ્લિમ લગ્નવિષયક કાયદા, ૮ના વિસર્જન પર થયેલી ચર્ચા કરતાં અન્ય કોઈ સ્થળે નહિ મળી શકે. ઈ.સ. ૧૯૩૯ પહેલાં, મુસ્લિમ ધર્મ પ્રમાણે પરિણીત પુરુષ કે સ્ત્રી સ્વધર્મ ત્યાગ કરે તો હકીકતમાં તેનાથી લગ્ન વિસર્જિત થઈ જાય. પરિણામે પરિણીત મુસ્લિમ સ્ત્રી પોતાનો ધર્મ બદલે તો તેણે અંગીકાર કરેલા નવા ધર્મના પુરુષ સાથે લગ્ન કરવા તે સ્વતંત્ર હતી. છેલ્લાં સાઠ વર્ષથી, સમગ્ર હિંદમાં, અદાલતોએ કોઈપણ ભોગે અલમમાં મુકેલા કાયદાનું આ શાસન હતું.[1]

ઈ.સ. ૧૯૩૯ના ૮મા ધારાની કલમ ૪ દ્વારા આ કાયદો રદ કરવામાં આવ્યો હતો. આ કલમ નીચે પ્રમાણે છે :

'પરિણીત સ્ત્રી દ્વારા ઈસ્લામના કરેલા ત્યાગથી અથવા તો ઈસ્લામ સિવાયના અન્ય ધર્મના તેણે કરેલા અંગીકારથી આપોઆપ તેનો લગ્ન વિચ્છેદ થતો નથી.'

પરંતુ આવા ધર્મત્યાગ કે ધર્માંતર પછી તે સ્ત્રી કલમ-૨માં ઉલ્લેખાયેલા કોઈ પણ કારણોસર લગ્નવિચ્છેદ માટેનો હુકમ મેળવવા અધિકાર ધરાવતી હોવી જોઈએ પરંતુ વધુમાં હોય :

આ કલમની જોગવાઈ અન્ય ધર્મમાંથી ધર્માંતર કરી ઈસ્લામ અંગીકાર કરનાર સ્ત્રી ફરી પાછો પોતાનો અગાઉનો ધર્મ અંગીકાર કરે તેને લાગુ પડશે નહિ.

આ કાયદા પ્રમાણે પરિણીત મુસ્લિમ સ્ત્રીનું લગ્ન અન્ય ધર્મમાં તેણે કરેલા ધર્માંતરથી વિચ્છેદ પામતું નથી. તેને માત્ર મળે છે. તલાકનો અધિકાર. આ

૧ સૌથી પહેલા ચુકાદો વાયવ્ય સરહદી પ્રાંતની વડી અદાલતે ઈ.સ. ૧૮૭૦માં મલરોસ્ત ખાન વિ. તેની પત્નીના મુકદ્દમામાં આપ્યો હતો.

કલમ ૨ ધર્માંતર કે સ્વધર્મ ત્યાગનો તલાક માટેના અધિકાર તરીકે ઉલ્લેખ કરતી નથી. તે અતિ વિચિત્ર છે. આ કાયદાની અસર એ પડે છે કે મુસ્લિમ સ્ત્રીને માટે અંતરના અવાજનું સ્વતાંત્ર્ય જ નથી અને જેની ધાર્મિક શ્રધ્ધા તેને માટે ધૃણાસ્પદ હોય તો પણ તે પતિ સાથે તે આજીવન બંધાયેલી જ છે.

આ ફેરફાર માટે જે કારણો રજૂ થયાં તેપણ નોંધપાત્ર છે. આ ખરડો રજૂ કરનાર ધારાસભ્યશ્રી કાઝી કાઝમીએ આ ફેરફારના સમર્થનમાં યુક્તિભરી દલીલ અપનાવી. પસ્તાવમાં ખરડાનો ઉલ્લેખ કરતાં એમ કહ્યું :

'ઈસ્લામે અને અન્ય કોઈ પણ ધર્મે સ્વધર્મ ત્યાગને, રાજ્ય વિરુદ્ધ ગુના જેટલો જ મહાન ગુના ગણ્યો છે. આવી જોગવાઈ ઈસ્લામમાં હોય તેમાં કશું નવું નથી. જો આપણે કોઈ પણ રાષ્ટ્રના અતિ જૂના કાયદાઓ જોઈશું તો આપણને જાણવા મળશે કે અન્ય કાયદાઓમાં પણ આવી જોગવાઈ જોવા મળે છે. પુરુષ માટે મૃત્યુદંડ જેવી સખત શિક્ષા ફરમાવાઈ છે અને સ્ત્રીઓ માટે માત્ર કારાવાસની જ શિક્ષા ફરમાવાઈ છે આ મુખ્ય જોગવાઈ એટલા માટે હતી કે તે પાપ હતું, તે ગુનો હતો, તેને શિક્ષા થવી જ જોઈએ અને સ્ત્રીને તેના પત્ની તરીકેના દરજ્જાથી વંચિત કરવી જોઈએ. માત્ર તે આ જ દરજ્જો ગુમાવતી નહોતી પણ તે સમાજમાં તેનો તમામ દરજ્જો ગુમાવવી હતી. તે મિલકતથી અને નાગરિક અધિકારોથી વંચિત કરાતી. પણ આપણે જોઈએ છે તેમ ઈ.સ. ૧૮૫૦માં ૧૮૫૦નો જ્ઞાતિ અક્ષમતા નિવારણ કાયદો, ૧૮૫૦નો ૨૧મો ધારો અહીં પસાર થયો હતો...'

"......આ કાયદાથી સ્વધર્મ ત્યાગ કરતી સ્ત્રી પર તેના નાગરિક અધિકારો છીનવી લેવાનો જે કાયદો લાદી શકાય તે પાછો ખેંચી લેવાયો છે. તેની મિલકત કે તેના વારસાગત અધિકારો કે એવા બીજા કશાકથી તેને હવે વંચિત કરી શકાતી નથી. એક માત્ર પ્રશ્ન એ છે કે ધારાસભા તેની સહાયે આવી છે. તેણે તેને વિચારની કેટલીક સ્વતંત્રતા, તેને મનગમતો ધર્મ અંગીકાર કરવાની ધાર્મિક સ્વતંત્રતા આપ્રી છે અને જે જમીની કલમ જેને કારણે તેને સહન કરવું પડતું તે દૂર કરવામાં આવી છે. આ કલમ તેના ધર્મપરિવર્તન પર એક નિયંત્રણ હતી. હવે પ્રશ્ન એ છે કે તે પછી તેના પત્ની તરીકેના દરજ્જા પર નિયંત્રણ મૂકવાનું

ચાલુ રાખવા આપણને કેટલી હદ સુધીનો અધિકાર છે. પત્ની તરીકેનો તેનો દરજ્જો સમાજમાં કંઈક મહત્ત્વનો છે. તે અમુક કુટુંબની છે, તેને બાળકો છે તેને અન્ય સંબંધો પણ છે. જો તે સ્વતંત્ર મિજાજી હોય તો તેને તેનો જૂનો ધર્મ ચાલુ રાખવો ન ગમે. જો તે તેનો ધર્મ બદલે તો તે તેના પતિની પત્ની મટી જશે તેવી વધુ શિક્ષા આપણે આધુનિક સમયમાં શા માટે કરવી જોઈએ? એટલે મારી નમ્ર રજૂઆત છે કે આજના સમયમાં આજે જ્યારે આપણે વિચાર સ્વાતંત્ર્ય તથા ધર્મ સ્વાતંત્ર્યની હિમાયત કરીએ છીએ, જુદી જુદી કોમો વચ્ચેના આંતર જ્ઞાતીય લગ્નોની હિમાયત કરીએ છીએ ત્યારે માત્ર ધર્મ ત્યાગ કે ધર્માંતરને કારણે પતિની પત્ની તરીકેના તેના સઘળા અધિકારો છીનવી લેવાની જોગવાઈને સમર્થન આપવું તે આપણે માટે વિસંગત હશે. એટલે આજના જમાના પ્રમાણે, સ્વધર્મ ત્યાગને કારણે તેના પતિ સાથેના તેના સંબંધોનો અંત આવે તેવા વિરોધી વિધાનને સમર્થન આપણે ન આપી શકીએ તેમ કહેવામાં હું કશો ખચકાટ અનુભવતો નથી, પણ આ તો દલીલનો એક ભાગ જ છે.....

પારસી લગ્ન અને છૂટાછેડા ધારો, ૧૯૩૬ની કલમ, ૩૨ પ્રમાણે તો પરિણીતા સ્ત્રી 'પ્રતિવાદી પારસી મટી ગયો છે.' તે આધારે છૂટાછેડા માટે મુકદ્દમો માંડી શકે છે... 'આમાંથી બે વાત પ્રતિપાદિત થાય છે. પહેલી તો એ કે કોઈ પણ ધાર્મિક વિચાર કે ધાર્મિક લાગણીને કારણે લગ્નવિચ્છેદનું કારણ ઊભું થતું નથી કારણ કે ધર્માંતરના બે વર્ષ વીતી ગયા પછી અને વાદીને તેનો વાંધો ન હોય તો, સ્ત્રી કે પુરુષને લગ્નવિચ્છેદનો દાવો માંડવાનો અધિકાર રહેતો નથી. બીજી વસ્તુ એ કે અન્ય પક્ષે ધર્મ બદલ્યો છે, તેવી ફરિયાદ કરવાનો અધિકાર વાદીને છે જેને લગ્નવિચ્છેદ માગવાનો અધિકાર છે.'

.... આ ધારા ઉપરાંત, બીજી કોમોમાં પણ ધર્માંતરની લગ્નબંધન પર અસરોનો ખ્યાલ ૧૮૮૬ના નેટિવ કન્વર્ટ મેરેજ ડીસોલ્યૂશન એક્ટ, એક્ટ ૨૧ પરથી આપણને આવી શકે... તે હિંદની તમામ કોમોને લાગુ પડે છે અને આ કાયદો તે હકીકતનો સ્વીકાર કરે છે કે ખ્રિસ્તીધર્મ અંગીકાર કરવાથી પણ હિંદીનો લગ્નવિચ્છેદ થતો નથી પણ તેને કાયદાની અદાલતમાં જવાનો અને ધર્માંતર કર્યું નથી તે પક્ષકારે તેના અંગે લગ્ન સંબંધો રાખવાનું કહેવાનો અધિકાર રહે

છે.... ત્યાર પછી તેમને એક વર્ષ અપાય છે અને પછી ન્યાયાધીશ તેમને સૂચના આપે છે કે અન્ય કોઈ વ્યક્તિની ઉપસ્થિતિમાં તે બંનેની મુલાકાત યોજાશે અને તેમનાં લગ્નસંબંધો ચાલુ રાખવા સમજાવાશે. પણ જો તે બંને સંમત ન થાય તો અપવિત્રતાના આધારે લગ્નવિચ્છેદ કરાય છે. લગ્નવિચ્છેદ કરાય છે તે નક્કી પણ ધર્માંતરને કારણ નહિ.. એટલે હિંદની પ્રત્યેક કોમ પાસે આ સ્વીકૃત સિધ્ધાંત છે કે અન્ય ધર્મમાં કરાયેલું ધર્માંતર તે લગ્નવિચ્છેદનું કારણ ન બની શકે...

ધારાસભાના અન્ય મુસ્લિમ સભ્ય અને આ ખરડાના હિમાયતી સૈયદ ગુલામ બેગ નૈરંગ તો ઉગ્રતાપૂર્વક નિખાલસ હતા. આ ખરડાના સિધ્ધાંતના સમર્થનમાં તેમણે કહ્યું:[1]

"ઘણા સમયથી બ્રિટિશ હિંદની અદાલતોએ કોઈ પણ પ્રકારના અપવાદ કે શરત વિના એવો ચુકાદો આપી દીધો છે કે સ્વધર્મત્યાગના બધા કિસ્સાઓ કોઈ પણ પ્રકારની ન્યાયિક કાર્યવાહી વિના, અદાલતના કોઈ હુકમનામા વિના અથવા અન્ય કોઈ પણ વિધિ વિના આપમેળે અને સત્વરે જ લગ્નસંબંધોનો અંત લાવે છે. અદાલતોએ આવું વલણ અપનાવ્યું હતું. આ મુદ્દા અંગે હનાફીના કાયદા નિષ્ણાતના ત્રણ અલગ દષ્ટિબિંદુઓ છે. બુખારાના કાયદાનિષ્ણાતનો અભિપ્રાય અપનાવાયો હતો અને તે પણ સંપૂર્ણપણે નહિ, પણ હું કહું કે તેને લૂલો લગંડો બનાવીને. શ્રી કાઝમી અને અન્ય વક્તાઓએ બુખારાનો અભિપ્રાય શો છે તે કહ્યું જ છે. બુખારાના ન્યાયવિદ કહે છે કે સ્વધર્મત્યાગથી લગ્ન વિચ્છેદ થાય છે. હકીકતમાં તો મારે ચોક્કસ રીતે કહેવું જોઈએ કે - અને તે માટે મારી પાસે અધિકાર છે - કે બુખારાના અભિપ્રાય પ્રમાણે લગ્નનો વિચ્છેદ થતો નથી પણ તેને અનિર્ણીત રખાય છે. લગ્ન અનિર્ણીત રખાય છે પણ જ્યાં સુધી તે પ્રશ્ચાત્તાપ ન કરે, ફરી ઈસ્લામ અંગીકાર ન કરે ત્યાં સુધી પત્નીને કેદમાં રખાય છે. ત્યારપછી તેને તેના પતિ સાથે - જેના લગ્નને અનિર્ણીત રાખવામાં આવ્યું હતું, પરંતુ જેનો અંત આણવામાં આવ્યો ન હતો કે જેને રદ કરાયું ન હતું. - લગ્ન કરવા સમજાવાય છે. બીજો અભિપ્રાય એવો છે કે સ્વધર્મત્યાગથી મુસ્લિમ સ્ત્રી તેના પતિની પત્ની મટી જાય છે પણ તેની દાસી બને છે. આ

૧ લેજિસ્લેટીવ એસેમ્બલી ડીબેટ્સ, ૧૯૩૮, ગ્રંથ ૫, પૃ. ૧૯૫૩-૫૫.

અભિપ્રાયના પૂરક એવો બીજો અભિપ્રાય એવો છે કે તે માત્ર તેના ભૂતપૂર્વ પતિની જ નહિ પણ સમગ્ર મુસ્લિમ સમાજની દાસી બની જાય છે અને કોઈ પણ વ્યક્તિ તેને દાસી તરીકે રાખી શકે છે. ત્રીજો અભિપ્રાય સમરકંદ અને બલ્ખના ઉલેમાઓનો છે અને તે એ છે કે સ્વધર્મત્યાગથી લગ્નબંધનને કોઈ અસર પહોંચની નથી અને ત્યારપછી પણ સ્ત્રી તેના પતિની પત્ની રહે છે. આવા ત્રણ અભિપ્રાયો છે. બુખારાના અભિપ્રાયોનો અંશતઃ સ્વીકાર અદાલતોએ કર્યો અને તેને આધારે એક પછી એક ચુકાદા આપ્યા.

'આ ગૃહને એ બાબત સુવિદિત છે કે માત્ર આ એક જ દાખલામાં જ ન્યાયતંત્રની ભૂલ કાયદા દ્વારા સુધારવાનો પ્રયત્ન નથી થતો પણ એવા અન્ય કિસ્સાઓમાં પણ ન્યાયતંત્રની ભૂલો કે ન્યાયના અભિપ્રાય અંગેના સંઘર્ષો અથવા કાયદાની અચોક્કસતા કે અસ્પષ્ટતા હતી જ. ન્યાયતંત્રની ભૂલો કાયદા દ્વારા સતત સુધારાય છે. આ કિસ્સામાં તો ભૂલો પર ભૂલો અને ભૂલોની કરુણતા સર્જાઈ છે. તે ચુકાદાઓ મને દેખાડવા એટલે માત્ર જે વસ્તુ સિધ્ધ કરવાની હોય તેજ સ્વીકારીને ચાલવુ. વડી અદાલતોએ મારી વિરુધ્ધ નિર્ણય આપ્યો હોવાથી મને આ ગૃહ પાસે આવવાનો અને તેને આ કે તે કાયદા કરવા કહેવાનો અધિકાર નથી તેવો ઉત્તર મારા ખરડાને આપવો તે સાચો ઉત્તર નથી તે સમજી લેવું જોઈએ તે નક્કી જ'.

પરિવર્તનની ગહનતા જોતાં તેના સમર્થનમાં થયેલી ભારપૂર્વક દલીલો સાચે જ ખૂબ અવાસ્તવિક છે.

શ્રી કાઝમી તે સમજવામાં નિષ્ફળ ગયા છે કે જો ધર્માંતર સાચું છે તે પ્રસ્થાપિત થઈ ગયું હોય અને પારસીઓ, ખ્રિસ્તીઓ તથા મુસ્લિમો સંબંધી છૂટાછેડાના કાયદામાં ભેદ હોય તો મુસ્લિમ કાયદો પારસી તથા ખ્રિસ્તી કાયદા કરતાં વધુ પ્રગતિશીલ હતો અને મુસ્લિમ કાયદાને પાછળ લઈ જવાને બદલે પારસી તથા ખ્રિસ્તી કાયદાને પ્રગતિશીલ બનાવવો તે જ યોગ્ય વસ્તુ છે. જો મુસ્લિમ કાયદા નિષ્ણાતની ભિન્નભિન્ન વિચારધારા હોય તો મુસ્લિમ સ્ત્રીના સ્વાતંત્ર્યને સ્વીકારવી અને તેને દાસી બનાવવાની જંગલી પ્રથા તેની અવેજીમાં

ન મૂકવી તેવું સ્વીકારતી વધુ ઉદાર વિચારધારા ન્યાયસુસંગત છે કે નહિ તે તપાસવાનું શ્રી નૈરંગ ભૂલી ગયા છે.

તે ગમે તે હોય પણ આ ફેરફાર નીચેના સાચા હેતુને કાયદાકીય દલીલો સાથે નિસબત નથી. સાચો હેતુ તો છે મુસ્લિમ સ્ત્રીઓને પરાયા ધર્મોનું ગેરકાયદેસર ધર્માંતર સ્વીકારતી અને જે ધર્મ તેણે અંગીકાર કર્યો છે તે ધર્મના પુરુષ સાથે ત્વરિત અને ઉતાવળિયા લગ્નો કરતી અટકાવવાનો અને આમ કરી તેને નવી કોમમાં કેદ રાખી તેની અસલ કોમમાં પાછી ફરતી અટકાવવાનો જ વિચાર આ હેતુ પાછળ રહ્યો છે. સામાજિક અને રાજકીય દૃષ્ટિએ જોઈએ તો મુસ્લિમ સ્ત્રીઓનું હિંદુ ધર્મમાં ધર્માંતર અને હિંદુ સ્ત્રીઓનું ઈસ્લામમાં ધર્માંતર થાય તો પ્રચંડ પરિણામોનો સામનો કરવો પડે. તેનો અર્થ થાય બે કોમોની સાંખ્યિક સમતુલામાં અવ્યવસ્થા અને આ અવ્યવસ્થા સ્ત્રીઓના અપહરણ દ્વારા સર્જાય છે એટલે તેની ઉપેક્ષા ન થઈ શકે કારણ કે સ્ત્રી, પુરુષ ક્યારેય ન બની શકે તેવા રાષ્ટ્રવાદની એકી સાથે ક્યારી પણ છે અને સંવર્ધન માટેનું ઉષ્ણગૃહ પણ.[૧] આથી જ, સ્ત્રીઓનાં આ ધર્માંતરોને તથા તેના અનુસંધાનમાં થતાં લગ્નોને એકમેકના સાંખ્યિક બળમાં ફેરફાર કરવા માટે હિંદુઓ દ્વારા મુસલમાનો પર અને મુસલમાનો દ્વારા હિંદુઓ પર થતી લૂંટફાટોની શ્રેણી તરીકે સાચી રીતે લખવામાં આવ્યાં હતાં. સ્ત્રીઓને ઉપાડી જવાની આ ધૃણાસ્પદ પ્રથા પશુને ઉપાડી જવા જેટલી સામાન્ય બની હતી અને કોમી સમતુલા માટે તે દેખીતી જ ભયજનક હતી. તેને અટકાવવા પ્રયત્નો કરવા પડયા. આ કાયદાની પાછળ આ જ સાચું કારણ હતું તેને કાયદાની કલમ ૪ની બે જોગવાઈઓ પરથી જોઈ શકાય છે. જોગવાઈ ૧ માં હિંદુઓએ મુસ્લિમોની તે શરત કબૂલી કે જો તેઓ મૂળ મુસ્લિમ સ્ત્રીનું ધર્માંતર કરાવશે તો તેના ધર્માંતર કર્યા છતાંય તે તેના અગાઉના પતિ સાથે જોડાયેલી રહેશે. જોગવાઈ ૨ દ્વારા મુસ્લિમોએ હિંદુઓની તે શરત કબૂલી કે જો તેઓ હિંદુ પરિણીત સ્ત્રીનું ધર્માંતર કરાવશે અને જો તે મુસ્લિમને પરણશે તો તેના ઈસ્લામ ત્યાગ સાથે જ તેના લગ્નનો

૧ રાષ્ટ્રવાદને જાળવવામાં સ્ત્રીઓએ ભજવેલા પાઠ, પર પૂરતું ધ્યાન આપવામાં આવ્યું નથી. આ મુદ્દા પર તેના 'એસે ઓન નેશનાલિટી'માંનું રેનનું નિરીક્ષણ જુઓ.

વિચ્છેદ થયેલો ગણાશે અને તે પોતાના હિંદુ ધર્મમાં પાછી ફરવા મુક્ત રહેશે. આમ, આ કાયદામાં ફેરફારની નીચે જે છુપાઈ છે તે સાંખ્યિક સમતુલા જાળવવાની ઈચ્છા અને આજ કારણસર સ્ત્રીઓના અધિકારોનું બલિદાન અપાયું.

આ બેચેનીનાં બીજાં બે લક્ષણો છે જે પૂરતાં નોંધાયાં નથી.

એક લક્ષણ છે ઈર્ષ્યા. બેમાંથી ગમે તે એક કોમ બીજી કોમના કોઈ પણ સુધારાની અસર પોતાની સામાજિક પ્રથા પર શી પડશે તે આ ઈર્ષ્યાથી જ જુએ છે, જો આવા સુધારાની અસર તેની પ્રતિકાર શક્તિ વધારનારી હોય તો તે શત્રુતા ઊભી કરે છે.

આવા વલણનું નિદર્શન કરતો એક વિચિત્ર પ્રસંગ સ્વામી શ્રદ્ધાનંદ નિરૂપે છે. 'લિબરેટર'માં[1] તેમના સંસ્મરણો લખતાં તે આ ઘટનાનો ઉલ્લેખ કરે છે. તે કહે છે.

"સામાજિક પરિષદને માર્ગદર્શન આપવા..... શ્રી રાનડે ત્યાં હતા. સામાજિક પરિષદને 'રાષ્ટ્રીય' બિરુદ પહેલીવાર અને છેલ્લીવાર અપાયું હતું. પ્રારંભથી જ તે જીવનના સર્વક્ષેત્રે હિંદુ પરિષદ હતી. રાષ્ટ્રીય સામાજિક પરિષદમાં જોડાનાર એક માત્ર મુસ્લિમ પ્રતિનિધિ હતા બરેલીના મુફતી સાહેબ. ખેર ! પરિષદનો પ્રારંભ થયો ત્યારે બાળવિધવાઓના પુનર્લગ્નની હિમાયત કરતો પ્રસ્તાવ મેં અને એક હિંદુ પ્રતિનિધિએ રજૂ કર્યો. સનાતની પંડિતોએ તેનો વિરોધ કર્યો. ત્યાર પછી મુફતીએ બોલવાની પરવાનગી માગી. સ્વ. બૈજનાથે મુફતી સાહેબને કહ્યું કે આ પ્રસ્તાવ સાથે માત્ર હિંદુઓને જ નિસબત હોવાથી તેમને બોલવાની જરૂર નથી. આથી, મુફતી ગુસ્સે ભરાયા.

"અધ્યક્ષ માટે કોઈ છટકબારી રહી નહોતી અને મુફતી સાહેબને બોલવાની છૂટ અપાઈ. મુફતી સાહેબની દલીલી એવી હતી કે હિંદુ શાસ્ત્રોએ પુનઃર્લગ્નની છૂટ નથી આપી એટલે તેનો આગ્રહ રાખવો તે પાપ થાય છે. ફરી જયારે ખ્રિસ્તી તથા મુસ્લિમ બની ગયેલાઓને હિંદુ ધર્મમાં પાછા લેવાનો પ્રસ્તાવ

૧ ૨૯, એપ્રિલ, ૧૯૨૬.

આવ્યો ત્યારે મુફતી સાહેબે દલીલ કરી કે જ્યારે વ્યક્તિએ હિંદુ ધર્મનો ત્યાગ કર્યો છે ત્યારે તેને પાછા ફરવાની પરવાનગી ન આપવી જોઈએ.

બીજું ઉદાહરણ છે અસ્પૃશ્ય પ્રજાની સમસ્યા પ્રત્યે મુસ્લિમોના વલણની. મુસ્લિમો હંમેશાં દલિત વર્ગો પ્રત્યે ઉત્કંઠાની ભાવનાથી જોતા હતા અને હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેની મોટાભાગની ઈર્ષ્યા હિંદુઓ આ દલિત વર્ગને પોતાનામાં ભેળવીને વધુ બળવાન બનશે તેવા મુસ્લિમોના ભયમાંથી જન્મી હતી. ઈ.સ. ૧૯૦૯માં મુસ્લિમોએ સાહસી પગલું ભરી સૂચવ્યું કે વસ્તીગણતરીમાં દલિત વર્ગોને હિંદુઓ તરીકે ન નોંધવા જોઈએ. ઈ.સ. ૧૯૩૩માં કૉંગ્રેસ પ્રમુખ તરીકેના પોતાના પ્રવચનમાં શ્રી મહંમદઅલી, ઈ.સ. ૧૯૦૯માં મુસ્લિમોએ અખત્યાર કરેલા વલણથીય આગળ ગયા. તેમણે કહ્યું :

"આંબલાના તથા પીપળાનાં વૃક્ષો તથા સંગીતમય વરઘોડાઓ અંગેના ઝઘડાઓ સાચે જ બાલિશ છે. પણ જો કોમી પ્રવૃત્તિઓનો સુખદ મેળ ન થાય તો એક જ પ્રશ્ન દુશ્મનાવટભર્યાં કામો માટેની ભૂમિકા સરળતાથી પૂરી પાડી શકે. જો હિંદુ સમાજ તેમને ઝડપથી ભેળવી ન દે તો દલિતવર્ગોના ધર્માંતરનો. ખ્રિસ્તી ધર્મપ્રચારક તો કાર્યરત છે અને કોઈ તેની સાથે ઝઘડતું નથી. પણ જે ક્ષણે કોઈ મુસ્લિમ ધર્મપ્રચારક મંડળ તે જ હેતુ માટે સ્થપાશે તો હિંદુ અખબારોમાં કાગારોળ મચશે તેવી સંભાવના છે. દલિત વર્ગોના ધર્માંતર માટે વિશાળ પાયાપર ધર્મપ્રચારક મંડળી સ્થાપવા સમર્થ એવા એક પ્રભાવશાળી તથા ધનિક સજ્જને મને સૂચવ્યું હતું કે અગ્રણી હિંદુ સજ્જનો સાથે સમજૂતી કરી દેશના અલગ વિસ્તારો પાડવાનું શક્ય છે કે જેથી જે તે વિસ્તારોમાં હિંદુઓ તથા મુસ્લિમ પ્રચારકો પોતપોતાનું કામ કરી શકે, પ્રત્યેક કોમ એક વર્ષ કે જરૂર પડે તેથી વધુ સમય માટે તે કેટલાને પોતાનામાં ભેળવવા કે તેમનું ધર્માંતર કરાવવા તૈયાર છે તેની અંદાજી સંખ્યા તૈયાર કરે. અલબત્ત, આ અંદાજ પ્રત્યેક કોમના કાર્યકરોની સંખ્યા અને તેના ફાળા પર નિર્ભર હોય અને અગાઉના વર્ષની ચોક્કસ સંખ્યાને આધારે તેનું મૂલ્યાંકન થાય. આ રીતે પ્રત્યેક કોમ તે લોકોને ભેળવવાનું તથા ધર્માંતરનું કાર્ય કરી શકે અથવા તો કદાચ સુધારણાનું અને આમાં એકબીજા સાથે અથડામણની કોઈ શક્યતા ઊભી ન થાય. મને ખબર

નથી કે મારા હિંદુ બંધુઓ આને કઈ રીતે જોશે અને હું તેમની સામે આ સૂચન નિખાલસતાપૂર્વક અને નિષ્ઠાપૂર્વક કામચલાઉ રીતે મૂકું છું. મારે તો એટલું કહેવાનું છે કે વડોદરા રાજ્યમાં 'કોળી પ્રજાની' તથા મધ્ય પ્રાંતોમાં ગોંડ લોકોની સ્થિતિ મેં જોઈ છે અને હું નિખાલસતાપૂર્વક કબૂલું છું કે તે આપણા સહુનું લાંછન છે. જો હિંદુઓ તેમને તેમના પોતાના સમાજમાં નહીં અપનાવે તો બીજાઓ તેમને તેમના સમાજમાં અપનાવશે અથવા તેમણે તેમને અપનાવવા જોઈએ અને ત્યારે રૂઢિચુસ્ત હિંદુઓ પણ તેમને અસ્પૃશ્યો ગણતા અટકી જશે. ધર્માંતર કોઈ પ્રબળ કીમિયા દ્વારા તેમનું રૂપાંતર કરશે. પણ આનાથી ધર્માંતરની પ્રક્રિયા પર ભાર નથી મૂકાતો ?.

બીજી લાક્ષણિકતા છે 'તૈયારીઓ' ઓછી કર્યા વિના હિંદુઓ તથા મુસ્લિમો આવી તૈયારીઓ પરસ્પર વિરુદ્ધ કરી રહ્યા છે તે બે દુશ્મન રાષ્ટ્રો વચ્ચેની શસ્ત્રદોડ જેવી છે. જો હિંદુઓ પાસે બનારસ યુનિવર્સિટી હોય તો મુસ્લિમો પાસે અલિગઢ યુનિવર્સિટી હોવી જ જોઈએ. જો હિંદુઓ શુદ્ધિ ચળવળ શરૂ કરે તો મુસ્લિમોએ તબ્લીગ ચળવળનો આરંભ કરવો જ જોઈએ. જો હિંદુઓ સંગઠનનો આરંભ કરે તો મુસ્લિમોએ તાન્જિમ દ્વારા તેને પહોંચી વળવું જ જોઈએ. જો હિંદુઓ પાસે "રાષ્ટ્રીય સ્વયં સેવક સંઘ" હોય તો મુસ્લિમોએ "ખાકસાર"ની સંસ્થા ઊભી કરી તેનો જવાબ વાળવો જોઈએ. સામાજિક શસ્ત્ર સામગ્રીની આ દોડ યુદ્ધે ચડેલાં બે રાષ્ટ્રોનું નિર્ણયાત્મક અને દહેશતભર્યું લક્ષણ છે. મુસ્લિમોને ભય છે કે હિંદુઓ તેમને ગુલામ બનાવી રહ્યા છે. હિંદુઓ માને છે કે મુસ્લિમો તેમના પર ફરી વિજય મેળવી રહ્યા છે. બંને યુદ્ધની તૈયારીઓ કરે છે અને બંને એકમેકની તૈયારીઓ પર નજર રાખી રહ્યા છે.

આવી પરિસ્થિતિ શુભ તો ન જ હોઈ શકે. આ તો એક વિષચક્ર છે. જો હિંદુઓ પોતાને બળવાન બનાવશે તો મુસ્લિમોને તેમાં ભય દેખાશે. જો મુસ્લિમો આ ભયને પહોંચી વળવા પોતાની શક્તિઓ વધારવા પ્રયત્ન કરશે અને પછી હિંદુઓ સ્થિતિ સંતુલિત કરવા તેવી જ તૈયારીઓ કરશે અને જેમજેમ તૈયારીઓ આગળ વધતી જશે તેમતેમ શંકાઓ, ગુપ્તતા અને યુક્તિ-પ્રયુક્તિઓ પણ વધતાં જશે. શાંતિમય સુમેળની શક્યતાઓ મૂળમાં જ ઝેરીલી બની ગઈ છે અને પ્રત્યેક

વ્યક્તિ ભય પામી તેની તૈયારી કરે છે એટલે તે યુદ્ધ બંને પક્ષે અનિવાર્ય બની ગયું છે. કારણ કે હિંદુઓ તથા મુસ્લિમો એક બીજાનો પડકાર ઝીલવા પોતાને તૈયાર કર્યા સિવાય કશું જ કરતા નથી અને તે સ્વાભાવિક છે. આ અસ્તિત્વ માટેનો સંઘર્ષ છે અને જે મહત્ત્વનો પ્રશ્ન છે તે ટકી રહેવાનો છે, ટકી રહેવાના પ્રકાર અને ભૂમિકાનો નહિ.

આ ચર્ચામાંથી બે વસ્તુઓ બહાર આવી હોવાનું કહેવું જ જોઈએ. એક તો એ કે હિંદુઓ તથા મુસ્લિમો એકબીજાને ભયજનક ગણે છે. અને બીજું એ કે તે ભયને પહોંચી વળવા બંનેએ જેમાં તે ગરકાવ થઈ ગયા છે તે સામાજિક અનિષ્ટોને દૂર કરવાનો હેતુ મોકૂફ રાખ્યો છે. આ શું ઈચ્છનીય પરિસ્થિતિ છે? જો તેમ ન હોય, તો તેનો અંત કેવી રીતે આવે ?

સમાજ સુધારાના પ્રશ્નોને બાજુએ મૂકવા તે ઈચ્છનીય પરિસ્થિતિ છે તેવું કોઈ નહિ કહી શકે. જ્યાં જ્યાં સામાજિક અનિષ્ટો છે, ત્યાં ત્યાં તે પીડા અને અન્યાયનાં પ્રતીક બને તે પહેલાં તેમને દૂર કરવાં જ પડે, તે રાજકારણના સ્વાસ્થ્ય માટે અનિવાર્ય છે. કારણ કે સર્વત્ર સામાજિક અને આર્થિક અનિષ્ટો ક્રાંતિ અથવા વિનાશનાં જનક છે. રાજકીય સુધારા કરતાં સામાજિક સુધારા પહેલાં થવા જોઈએ અથવા તો સામાજિક સુધારા કરતાં રાજકીય સુધારા પહેલાં થવાં જોઈએ. તે વિવાદનો પ્રશ્ન હોઈ શકે. પણ રાજકીય સત્તાનો સંપૂર્ણ હેતુ સામાજિક અને આર્થિક સુધારા માટે તેનો ઉપયોગ કેવો થઈ શકે તે છે તે પ્રશ્ન અંગે બે મત ન હોઈ શકે. રાજકીય સત્તાના અભાવે તાકીદનાં અને અગત્યનાં સામાજિક અનિષ્ટો સમાજનાં મર્મ સ્થાનોને કોરીને તેમનો વિનાશ સર્જે છે તેવી લાગણી વાજબી ન ઠરે તો રાજકીય સત્તા માટેનો સમગ્ર સંઘર્ષ વંધ્ય અને પાયા વિનાનો હશે. પણ ધારો કે હિંદુઓ અને મુસ્લિમો કોઈપણ રીતે રાજકીય સત્તા પ્રાપ્ત કરે તો તેઓ તેનો ઉપયોગ સમાજ સુધારા માટે કરશે તેવી કઈ આશા છે ? તે અંગે ભાગ્યે જ કોઈ આશા છે. જ્યાં સુધી હિંદુઓ તથા મુસલમાનો એકબીજાને ભયરૂપ ગણે છે ત્યાં સુધી તેમનું ધ્યાન ભયને પહોંચી વળવાની તૈયારીઓ પૂરતું કેન્દ્રિત થશે. હિંદુઓ સામે મુસ્લિમોનો સંયુક્ત મોરચો રચવાની અને મુસ્લિમો સામે હિંદુઓનો સંયુક્ત મોરચો રચવાની તેમની તાકીદની જરૂરિયાત સામાજિક

અનિષ્ટ પ્રત્યે મૌનનું કપટ ઉત્પન્ન કરશે જ અને કરે જ. અનિષ્ટો ફાલેફૂલે અને તેના પર તાત્કાલિક ધ્યાન કેન્દ્રિત કરવાની પરિસ્થિતિ ઊભી થાય તો પણ હિંદુઓ કે મુસલમાનોમાંથી કોઈ તેમના પર ધ્યાન નહિ આપે અને તેનું સરળ કારણ એ છે કે સમાજ સુધારાનું પ્રત્યેક પગલું અસહમતિ અને વિભાજન સર્જવાનું જ તેવું તેઓ માને છે અને પરિણામે, બીજી કોમના ભયને પહોંચી વળવા તેમણે એક થવું જોઈએ ત્યારે પોતાના સમૂહને તે નબળા પાડવાના, તેવું પણ તેઓ માને છે. એતો સ્પષ્ટ છે કે જ્યાં સુધી એક કોમ બીજી કોમને જોખમ માને છે ત્યાં સુધી સામાજિક પ્રગતિ નહિ થવાની અને રૂઢિચુસ્તતાની ભાવના બંનેના વિચારો તથા કાર્યો પર વર્ચસ્વ ભોગવવાની.

ક્યાં સુધી આ ભય ચાલુ રહેશે ? એક બંધારણના આવરણ નીચે, એક જ દેશના સભ્ય તરીકે જ્યાં સુધી હિંદુઓ તથા મુસ્લિમોને જીવવાની ફરજ પડશે ત્યાં સુધી આ ભય રહેવાનો. કારણ કે સમતુલા આઘીપાછી થવાની શક્યતા સાથેના એક જ બંધારણનો ભય અને બંધારણે મૂળ નક્કી કરેલી સમતુલાને મૂળસ્થાને તો કોઈ જાળવી શકે જ નહિ, જે હિંદુઓને મુસ્લિમો માટે જોખમરૂપ બનાવે છે. જો પરિસ્થિતિ આમ જ હોય તો તેનો ઉપચાર એક માત્ર પાકિસ્તાન જ છે. તે જોખમની નિમિત્તરૂપ બનતી પરિસ્થિતિઓને ચોક્કસ ટાળે છે. પાકિસ્તાન હિંદુઓ તથા મુસ્લિમોને પરસ્પરની ગુલામી અને પરસ્પરના દબાણના ભયથી મુક્ત કરે છે. પાકિસ્તાન તથા હિંદુસ્તાન બંનેને જુદું બંધારણ આપીને રોજ-બ-રોજની જિંદગીમાં સત્તાની સમતુલા જાળવવાનો શાશ્વત સંઘર્ષ સર્જતી ભૂમિકાને જ તે દૂર રાખે છે અને અત્યારે શીતાગારમાં રાખી મૂકવી પડેલી, તાકીદની, સામાજિક મહત્ત્વની અગત્યની બાબતો હાથ પર લેવા માટે તેઓ મુક્ત બનશે અને તેમના લોકોનાં જીવન સુધરશે અને આ જ તો સ્વરાજ્યની આ લડતનો મુખ્ય હેતુ છે.

આવી કોઈ પણ જાતની વ્યવસ્થા વિના હિંદુઓ તથા મુસ્લિમો જાણે કે તે બંને બે રાષ્ટ્રો હોય તેમ, બીજાથી જીતાઈ જવાના ભયે ક્રિયા-પ્રતિક્રિયા આદર્યા કરશે. સમાજ સુધારા ઉપર હંમેશાં આક્રમણની તૈયારીઓનું જ વર્ચસ્વ રહેશે અને એટલે અત્યારે જે સામાજિક સ્થગિતતા છે તે ચાલુ જ રહેશે. આ સાવ સ્વાભાવિક

છે અને તેનાથી કોઈએ આશ્ચર્ય પામવાની જરૂર નથી. કારણ કે બર્નાડ શોએ જણાવ્યુ છે તેમ :

"જીતાયેલું રાષ્ટ્ર તે કેન્સરગ્રસ્ત વ્યક્તિ જેવું છે. તે બીજું કશું જ નહિ વિચારે. સ્વસ્થ વ્યક્તિ તેનાં હાડકાં વિશે જેમ સભાન નથી હોતી તેમ સ્વસ્થ રાષ્ટ્ર તેની રાષ્ટ્રીયતા અંગે સભાન નથી હોતું. પણ જો તમે રાષ્ટ્રીયતાનું વિભાજન કરો તો તે તેને પાછી મેળવ્યા સિવાયનો બીજો કશો જ વિચાર નહિ કરે. તે કોઈ સુધારકને, કોઈ ચિંતકને, કોઈ ઉપદેશકને નહિ સાંભળે, જ્યાં સુધી રાષ્ટ્રવાદીની માગણી નહી સંતોષાય ત્યાં સુધી. એકતા અને સ્વાતંત્ર્યના કાર્ય સિવાય તે બીજું ગમે તેવું કાર્ય હાથ નહિ ધરે."

જ્યાં સુધી હિંદુઓથી અલગ થવા ઈચ્છતા મુસ્લિમોની એકતા નહિ સ્થપાય અને એકબીજાના વર્ચસ્વના ભયથી બંનેને મુક્તિ નહિ મળે ત્યાં સુધી સામાજિક સ્થગિતતાની આ બેચેની ઠીક નહીં થાય તેમાં કોઈ શંકા નથી જ નથી.

## પ્રકરણ ૧૧

# કોમી આક્રમકતા

ઉપરછલ્લી નજરે જોનાર પણ તે જોઈ શકશે કે હિંદુના મુસ્લિમ પ્રત્યેના વલણ નીચે તથા મુસ્લિમના હિંદુ પ્રત્યેના વલણ નીચે કોમી આક્રમકતાની ભાવના રહેલી છે. હિંદુની આક્રમકતાની ભાવના તે એક નવો તબક્કો છે. હમણાં હમણાં જ તેણે તે કેળવવી શરૂ કરી છે. મુસ્લિમની આક્રમકતાની ભાવના તે તેનો જન્મગત વારસો છે અને હિંદુની આવી ભાવના સાથે સરખાવતાં તે જૂનો છે. એવું નથી કે સમય મળે તો હિંદુ તે ઝડપી ન લે અને મુસ્લિમને પરાજિત ન કરે. પણ આજે જે પરિસ્થિતિ છે તે જોતાં, પોતાની આક્રમકતાની ભાવનાનું પ્રદર્શન કરવામાં મુસ્લિમ હિંદુને પાછળ પાડી દે છે.

કોમી રમખાણોના પ્રકરણની ચર્ચા કરતાં મુસ્લિમોની આક્રમકતાની ભાવના વિશે પૂરતું કહેવાયું છે. અહીં મુસ્લિમોની રાજકીય આક્રમકતા વિશે સંક્ષિપ્તમાં કહેવું અનિર્વાય છે. કારણ કે આ રાજકીય આક્રમકતાએ જે બેચેની સર્જી છે તેની ઉપેક્ષા ન કરી શકાય.

મુસ્લિમોની રાજકીય આક્રમકતા અંગે ત્રણ બાબતો નોંધપાત્ર છે.

સૌ પ્રથમ તો, મુસ્લિમોની રાજકીય માગણીઓની હંમેશ વધી જતી યાદી. તેમનાં મૂળ ઠેઠ ઈ.સ. ૧૯૨૨માં નખાયાં છે.

ઈ.સ. ૧૮૮૫માં અખિલ રાષ્ટ્રીય મહાસભા (ઈન્ડિયન નેશનલ કૉંગ્રેસ)ની સ્થાપના થઈ. તેણે સ્વરાજ્યથી અલગ તેવી સારી સરકારની માગણીથી શરૂઆત કરી. તે માગણીના પ્રતિભાવમાં અંગ્રેજ સરકારને ૧૮૬૧ના ધારા નીચે પ્રસ્થાપિત થયેલી પ્રાંતીય તથા કેન્દ્રીય લેજિસ્ટેલેટીવ કાઉન્સિલોના સ્વરૂપોમાં પરિવર્તન લાવવાનું અનિવાર્ય લાગ્યું. કૉંગ્રેસના આંદોલનના તે પ્રારંભિક તબક્કામાં તેમને સંપૂર્ણ પ્રજાકીય બનાવવાનું અંગ્રેજ સરકારને મુનાસિબ ન લાગ્યું. તદનુસાર બ્રિટિશ પાર્લામેન્ટે ઈ.સ. ૧૮૯૨માં ઈન્ડિયન કાઉન્સિલ એક્ટ નામે ઓળખાતો ધારો પસાર કર્યો. આ ધારો બે બાબતોને કારણે યાદગાર છે. ૧૮૯૨ના આજ ધારામાં અંગ્રેજ સરકારે સૌ પ્રથમવાર હિંદની ધારાસભાઓની રચનાના પાયા

તરીકે પ્રજાકીય પ્રતિનિધિત્વના સિદ્ધાંતોનો બાહ્ય દેખાવ સ્વીકાર્યો. તે ચૂંટણીનો સિદ્ધાંત નહોતો. તે નિયુક્તિનો સિદ્ધાંત હતો. માત્ર તે માટેની યોગ્યતા નક્કી કરાઈ હતી, જેમકે નિયુક્તિ પહેલાં મ્યુનિસિપાલિટીઓ, જિલ્લા બોર્ડો, યુનિવર્સિટીઓ, વ્યાપારી મંડળો જેવી અગત્યની જાહેર સંસ્થાઓ દ્વારા વ્યક્તિની પસંદગી થવી જોઈએ. બીજું આ ધારા નીચે રચાનારી ધારાસભાઓમાં મુસ્લિમો માટેના અલગ પ્રતિનિધિત્વનો સિદ્ધાંત સૌ પ્રથમવાર હિંદના રાજકીય બંધારણમાં દાખલ થયો.

આ સિદ્ધાંતનો પ્રવેશ રહસ્યમય રીતે ગુપ્તતાથી થયો હતો. તે રહસ્યમય એટલા માટે કે તે ચોરીછૂપીથી, અતિશય ગુપ્તતાથી દાખલ થયો હતો. ધારામાં અલગ પ્રતિનિધિત્વને સ્થાન છે જ નહિ. ધારો તે વિશે મૌન છે. કયા વર્ગો અને હિતોને પ્રતિનિધિત્વ આપવું કેમકે વર્ગ તરીકે જોગવાઈ કરવા માટે મુસ્લિમોનું નામ છે. તે અંગે નિયમો ઘડવાનું કર્તવ્ય જેમને સોંપાયું તેમને અપાયેલી સૂચનાઓમાં, નહિ કે ધારામાં.

તે રહસ્ય એટલા માટે છે કે તેના પ્રવેશ માટે કોણ જવાબદાર છે તેની જાણ નથી. અલગ પ્રતિનિધિત્વની યોજના કોઈ વ્યવસ્થિત મુસ્લિમ સંસ્થાએ મુકેલી માગણીનું પરિણામ નથી. તો પછી કોના ભેજામાંથી તે ઉદ્‌ભવી ? એમ કહેવાય છે કે[1] વાઈસરોય લોર્ડ ડફરિનના ભેજામાંથી તે ઉદ્‌ભવી હતી. તેમણે ઠેઠ ઈ.સ. ૧૮૮૮માં, લેજિસ્લેટીવ કાઉન્સિલમાં પ્રતિનિધિત્વનો પ્રશ્ન હાથ ધરતા ભારપૂર્વક જણાવ્યું હતું કે ઈંગ્લેડમાં જેમ પ્રતિનિધિત્વ અપાય છે તે રીતે હિંદમાં પ્રતિનિધિત્વ નહીં આપી શકાય પણ અહીં વિવિધ હિતોને લક્ષ્યમાં રાખીને પ્રતિનિધિત્વ આપવું પડશે. તો વળી વધુ કુતૂહલ એપણ થાય છે કે આવી યોજના સૂચવવાનું લોર્ડ ડફરિનના મનમાં ઘુસાડયું કોણે ? એમ કહેવાય છે કે[2] મુસ્લિમોને કૉંગ્રેસ છોડાવવાનો ખ્યાલ જે ત્રણ વર્ષ પૂર્વે શરૂ થયો હતો તે ખ્યાલ[3] આની પાછળ હતો. ગમે તે હોય, પણ એટલું તો નિશ્ચિત્ત છે કે સૌ

૧ પ્રથમ આર.સી.ટી. પરિષદમાં લઘુમતીઓની પેટા-સમિતિમાં સર મહમદ શફીએ આપેલું પ્રવચન જુઓ (હિંદી આવૃત્તિ) પૃ.૫૭.

૨ જુઓ રાજા નરેન્દ્રનાથનું પ્રવચન, એજ પૃ. ૬૫.

૩ સર સૈયદ અહમદે મુસ્લિમોને કૉંગ્રેસમાં નહીં જોડાવાનું કહ્યું હતું. એમના બે પ્રવચનોમાં - એક ઈ.સ.

પ્રથમવાર મુસ્લિમો માટે અલગ પ્રતિનિધિત્વ હિંદના બંધારણનું અંગ બની ગયું. વળી તે પણ નોંધવું જોઈએ કે ન તો ધારાએ, કે ન તો નિયમોએ મુસ્લિમ કોમને પસંદગીનો કોઈ અધિકાર આપ્યો હતો અને નિશ્ચિત્ત સંખ્યામાં બેઠકોનો દાવો કરવાનો અધિકાર પણ મુસ્લિમ કોમને આ ધારાએ આપ્યો નહોતો. તેણે મુસ્લિમોને જે કૈં આપ્યું તે માત્ર અલગ પ્રતિનિધિત્વ.

જો કે, પ્રારંભમાં તો આ અલગ પ્રતિનિધિત્વનું સૂચન અંગ્રેજ તરફથી આવ્યું તો પણ મુસ્લિમો આ અલગ રાજકીય અધિકારોનું સામાજિક મૂલ્ય સમજવામાં પાછા પડયા નહિ. પરિણામે, ઈ.સ. ૧૯૦૯માં મુસ્લિમોને ખબર પડી કે લેજિસ્લેટીય કાઉન્સિલોના સુધારાની દિશામાં બીજું પગલું વિચારાઈ રહ્યું છે ત્યારે વાઈસરોય, લોર્ડ મિન્ટો પાસે, આપમેળે જ પોતાનું પ્રતિનિધિમંડળ લઈ[1] તે મળવા ગયા અને તેમની સામે તેમની નીચેની માગણીઓ મૂકી :

(૧) તેમના સાંખ્યિક બળ, સામાજિક સ્થિતિ અને સ્થાનિક પ્રભાવના પ્રમાણમાં જિલ્લા અને મ્યુનિસિપાલિટીની સમિતિઓમાં કોમી પ્રતિનિધિત્વ.

(૨) યુનિવર્સિટીઓના સંચાલન મંડળમાં મુસ્લિમોના પ્રતિનિધિત્વની ખાતરી.

(૩) પ્રાંતીય ધારાસભાઓમાં કોમી પ્રતિનિધિત્વ. આ માટે મુસ્લિમ જમીનદારોનાં, વકીલોનાં, વેપારીઓનાં, અને અન્ય મહત્ત્વનાં હિતોનાં અમુક સમયગાળાના યુનિવર્સિટી સ્નાતકોના અને જિલ્લા તથા મ્યુનિસિપાલિટી બોર્ડોના સભ્યોના બનેલાં ખાસ મતદારમંડળો દ્વારા ચૂંટણી થાય.

(૪) ઈમ્પિરિયલ લેજિસ્લેટીય કાઉન્સિલમાં મુસ્લિમોના પ્રતિનિધિઓની સંખ્યા, તેમના સાંખ્યિક બળ પર આધારિત ન હોવી જોઈએ અને મુસ્લિમો કદીપણ નિષ્ક્રિય લઘુમતીમાં હોવા ન જોઈએ. શકય હોય ત્યાં સુધી તેઓ જમીનદારો, વકીલો, વેપારીઓ, પ્રાંતીય ધારાસભાઓના સભ્યો, યુનિવર્સિટીઓના ફેલો વગેરેના અલગ મતદારમંડળો દ્વારા (નિયુક્ત કરવાને બદલે) ચૂંટાયાં હોવા જોઈએ.

---

૧૯૮૭ના ડિસેમ્બરની ૨૮મી તારીખે લખનૌમાં અપાયેલું અને બીજું ઈ.સ. ૧૯૮૮ની ૧૬મી માર્ચે મેરઠમા અપાયેલું હતું. શ્રી મહમદ અલીએ અધ્યક્ષપદેથી કરેલા પોતાના પ્રવચનમાં એમને ઐતિહાસિક પ્રવચન કહ્યાં હતાં.

૧ કોંગ્રેસના અધ્યક્ષ તરીકેના પોતાના પ્રવચનમાં શ્રી મહમદઅલીએ કહ્યું કે આ પ્રતિનિધિમંડળ ફરમાયશી પ્રદર્શન હતું.

આ માગણીઓ સ્વીકારવામાં આવી અને ૧૯૦૯ના ધારામાં તેમને સ્થાન અપાયું. આ ધારા અન્વયે મુસ્લિમોને (૧) તેમના પ્રતિનિધિઓ ચૂંટવાનો (૨) અલગ મતદારમંડળો દ્વારા તેમના પ્રતિનિધિઓ ચૂંટવાનો (૩) સામાન્ય ચૂંટણીમાં તથા (૪) પ્રતિનિધિત્વમાં મહત્ત્વનો અધિકાર પ્રાપ્ત થયો. ૧૯૦૯ના ધારા પ્રમાણે અને તેમાંના નિયમો નીચે ધારાસભાઓમાં મુસ્લિમોને મળેલા પ્રતિનિધિત્વનું પ્રમાણ આગળનો કોઠો દર્શાવે છે. :

## ૧૯૦૯ના ધારા નીચે હિંદુઓ તથા મુસ્લિમોના કોમી પ્રમાણને દર્શાવતી ધારાસભાની રચના

| પ્રાંત | ૧૯૦૯ના ધારાએ નિયત કરેલ વધારાના સભ્યોની વધુમાં વધુ સંખ્યા | નિયમો પ્રમાણે વધારાના સભ્યોની વધુમાં વધુ સંખ્યા પ થી ૭૨ | હોદ્દાની રૂએ સભ્યો | નિયમો દ્વારા નિશ્ચિત થયેલું સભાઓનું સાંખ્યિક બળ | | | | | | | | વિભાગ ૪, ૫, ૧૨, પ્રમાણે કુલ સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ચૂંટાયેલા સભ્યો | | | નામ નિયુક્ત થયેલા સભ્યો | | | | | |
| | | | | | | | અધિકારીઓ | | | | | |
| | | | | કુલ | બિન-મુસ્લિમો | મુસ્લિમો | કાનૂની. અધિકારીઓ | અન્ય | બિનસરકારી | નિષ્ણાતો | કુલ | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| હિંદ | ૬૦ | ૬૦ | ૮ | ૨૭ | ૨૨ | ૪ | - | ૨૮ | ૪ | - | ૩૩ | ૬૩ |
| મદ્રાસ | ૫૦ | ૪૫ | ૪ | ૨૧ | ૧૯ | ૨ | ૧ | ૧૬ | ૫ | ૨ | ૨૪ | ૪૯ |
| મુંબઈ | ૫૦ | ૪૫ | ૪ | ૨૧ | ૧૭ | ૪ | ૧ | ૧૪ | ૭ | ૨ | ૨૪ | ૪૯ |
| બંગાળ | ૫૦ | ૪૦ | ૪ | ૨૭ | ૨૩ | ૪ | - | ૧૬ | ૪ | ૨ | ૨૨ | ૫૪ |
| બિહાર | ૫૦ | ૪૧ | ૪ | ૨૧ | ૧૭ | ૪ | -- | ૧૫ | ૪ | ૧ | ૨૦ | ૪૫ |
| સંયુક્ત પ્રાંત | ૫૦ | ૪૯ | ૧ | ૨૧ | ૩૭ | ૪ | - | ૨૦ | ૬ | ૨ | ૨૮ | ૫૦ |
| પંજાબ | ૩૦ | ૨૬ | ૧ | ૮ | ૮ | - | - | ૧૦ | ૬ | ૨ | ૧૭ | ૨૭ |
| બ્રહ્મદેશ | ૩૦ | ૧૭ | ૧ | ૧ | ૧ | - | - | ૧૦ | ૬ | ૨ | ૧૮ | ૨૭ |
| આસામ | ૩૦ | ૨૫ | ૧ | ૧૧ | ૯ | ૨ | - | ૯ | ૪ | - | ૧૪ | ૨૫ |

ખાના-૯માં દર્શાવેલ સંખ્યા નિયમો હેઠળ છૂટ આપેલા સરકારી સભ્યોની વધુમાં વધુ સંખ્યા દર્શાવે છે.

પંજાબ અને મધ્યપ્રાંતો સિવાયના તમામ પ્રાંતોમાં આ જોગવાઈઓનો અમલ થયો હતો. પંજાબમાં તેનો અમલ નહોતો થયો કારણ કે પંજાબના મુસ્લિમો માટે આવી વિશિષ્ટ જોગવાઈ અનિવાર્ય લાગી ન હતી અને મધ્યપ્રાંતોમાં તેનો અમલ નહોતો થયો કારણ કે તે સમયે ત્યાં લેજિસ્લેટિવ કાઉન્સિલ નહોતી.[૧]

ઈ.સ. ૧૯૧૬ના ઓકટોબરમાં સર્વોચ્ચ લેજિસ્લેટિવ કાઉન્સિલના ૧૯ સભ્યોએ વાઈસરોય લોર્ડ ચેમ્સસ્ફર્ડને એક આવેદનપત્ર આપી બંધારણીય સુધારાની માગણી કરી. સત્વરે જ મુસ્લિમ કોમ વતી અસંખ્ય માગણીઓ સાથે મુસ્લિમો આગળ આવ્યા. તેમની માગણીઓ આ પ્રમાણે હતી :

(૧) પંજાબ અને મધ્યપ્રાંતોમાં અલગ પ્રતિનિધિત્વનો સિધ્ધાંત અમલમાં મુકાવો જોઈએ.

(૨) પ્રાંતીય તથા ઈમ્પિરિયલ લેજિસ્લેટિવ કાઉન્સિલોમાં મુસ્લિમ પ્રતિનિધિઓનું સંખ્યાબળ નક્કી કરવું જોઈએ.

(૩) મુસ્લિમો, તેમના ધર્મ તથા તેમના ધાર્મિક વ્યવહારોને અસર કરતાં કાયદા સામેનાં રક્ષણો.

આ માગણીના અનુસંધાનમાં થયેલી વાટાઘાટોને પરિણામે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે લખનૌ કરાર તરીકે જાણીતા કરારો થયા. એમ કહી શકાય કે તેમાં બે કલમો હતી. એક કાયદા સંબંધી હતી. તે કલમ પ્રમાણે એવી સંમતિ સધાઈ હતી કે :

"બિનસરકારી સભ્ય દ્વારા એક યા બીજી કોમને અસર કરતો (સંબંધિત લેજિસ્લેટીવ કાઉન્સિલના તે કોમના સભ્યો આ અંગે નિર્ણય કરશે) કોઈ પણ ખરડો અથવા તેની કોઈ કલમ અથવા તો કોઈ પ્રસ્તાવ, કેન્દ્રીય કે પ્રાંતીય કોઈ પણ ધારાસભામાં તે કોમના ૩/૪ જેટલા સભ્યો તે ખરડાનો, તેની કોઈ પણ કલમનો કે, પ્રસ્તાવનો વિરોધ કરે તો રજૂ થઈ શકશે નહિ."

બીજી કલમ હતી મુસ્લિમ પ્રતિનિધિત્વના પ્રમાણ અંગેની. કેન્દ્રીય લેજિસ્લેટીવ કાઉન્સિલ અંગે આ કરારમાં એવી જોગવાઈ કરી કે :

૧ મધ્ય પ્રાંત લેજિસ્લેટીવ કાઉન્સિલ ઈ.સ. ૧૯૧૪માં રચાઈ.

"ચૂંટાયેલા હિંદી સભ્યોમાંથી ૧/૩ જેટલા સભ્યો અલગ, મુસ્લિમ મતદાર મંડળો દ્વારા પ્રાંતીય લેજિસ્લેટીવ કાઉન્સિલોમાં પ્રતિનિધિત્વ ધરાવતા મુસ્લિમ પ્રતિનિધિઓના પ્રમાણ જેટલા જ પ્રમાણમાં જુદા જુદા પ્રાંતોમાંના અલગ મતદાર મંડળો દ્વારા ચૂંટાયેલા મુસ્લિમ સભ્યો હોવા જોઈએ.

પ્રાંતીય લેજિસ્લેટીવ કાઉન્સિલોમાં મુસ્લિમ પ્રતિનિધિત્વની બાબતમાં મુસ્લિમ પ્રતિનિધિત્વનું પ્રમાણ નીચે પ્રમાણે હોવું જોઈએ તેવી સંમતિ સધાઈ હતી.[1]

**પ્રાંતીય ધારાસભાઓમાં ચૂંટાયેલા મુસ્લિમ સભ્યોની ટકાવારી**

| | |
|---|---|
| પંજાબ | ૫૦ |
| સંયુક્ત પ્રાંતો | ૩૦ |
| બંગાળ | ૪૦ |
| બિહાર તથા ઓરિસ્સા | ૨૫ |
| મધ્ય પ્રાંતો | ૧૫ |
| મદ્રાસ | ૧૫ |
| મુંબઈ | ૩૩ |

મુસ્લિમોને બેઠકોના આ પ્રમાણની છૂટ આપીને, સામાન્ય મતદારમંડળોમાં તેમનો બીજા મતનો અધિકાર, જે તેમને ઈ.સ. ૧૯૦૯ની વ્યવસ્થા પ્રમાણે મળ્યો હતો તે છીનવી લેવાયો.

મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલે લખનૌ કરારની પ્રતિકૂળ ટીકા કરી હતી. પણ પક્ષો વચ્ચેની તે સંમતિ હોવાથી સરકારને તે અમાન્ય કરવાની અને તેની અવેજીમાં પોતાનો નિર્ણય સ્થાપિત કરવાની ઈચ્છા ન થઈ. સંમતિની બંને કલમો સરકારે સ્વીકારી લીધી અને ૧૯૨૯ના હિંદ સરકારના ધારામાં તેનો સમાવેશ કર્યો. કાયદા અંગેની કલમનો અમલ કરાયો પણ જુદા સ્વરૂપે ધારાસભાના સભ્યોના વિરોધ પર તેને છોડવાને બદલે તેવી જોગવાઈ[2] કરાઈ કે બ્રિટિશ હિંદની કોઈ પણ પ્રજાના ધર્મ અથવા ધાર્મિક વિધિ કે વ્યવહારને અસરકર્તા કોઈ પણ

૧ કોઈ પણ કારણસર આ કરારમાં આસામના મુસ્લિમ પ્રતિનિધિત્વના પ્રમાણ અંગે સમજૂતી સધાઈ ન હોતી.

૨ હિંદ સરકારનો ૧૯૧૯નો ધારો, કલમ ૬૭ (૨) (બી).

કાયદો હિંદી ધારાસભાઓના કોઈ પણ ગૃહની કોઈ પણ સભામાં ગવર્નર-જનરલની અગાઉથી સંમતિ પ્રાપ્ત કર્યા વિના મૂકી શકાશે નહિ.

પ્રતિનિધિત્વ સંબંધી કલમ સરકારે સ્વીકારી હતી. જો કે સરકારના મત મુજબ પંજાબ તથા બંગાળના મુસ્લિમો સાથે યોગ્ય વ્યવહાર થયો નહોતો.

આ છૂટછાટોની અસર ૧૯૧૯ના હિંદ સરકારના ધારા નીચે રચાયેલી વિધાનમંડળોની રચનાઓમાં જોઈ શકાય છે. તે નીચે પ્રમાણે છે :

## વિધાનમંડળોની રચના

| | કાયદા પ્રમાણે ઓછામાં ઓછી સંખ્યા | ચૂંટાયેલા પ્રતિનિધિઓ | | | નિયુક્ત સભ્યો | | કુલ ખરેખર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | કુલ | મુસ્લિમો | બિન મુસ્લિમો | અધિકારીઓ | બિન સરકારી | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ધારાસભા | ૧૪૫ | ૧૦૪ | ૫૨ | ૫૨ | ૨૬ | ૧૫ | ૧૪૫ |
| કાઉન્સિલ ઓફ સ્ટેટ | ૬૦ | ૩૩ | ૧૧ | ૨૨ | ૧૭ | ૧૦ | ૬૦ |
| મદ્રાસ પ્રા. ધા.સ. | ૧૧૮ | ૯૮ | ૧૩ | ૮૫ | ૧૧ | ૨૩ | ૧૩૨ |
| મુંબઈ " | ૧૧૧ | ૮૬ | ૨૭ | ૫૯ | ૧૯ | ૯ | ૧૧૪ |
| બંગાળ " | ૧૨૫ | ૧૧૪ | ૩૯ | ૭૫ | ૧૬ | ૧૦ | ૧૪૦ |
| સંયુક્ત " | ૧૧૮ | ૧૧૦ | ૨૯ | ૭૧ | ૧૭ | ૬ | ૧૨૩ |
| પંજાબ " | ૮૩ | ૭૧ | ૩૨ | ૩૯ | ૧૫ | ૮ | ૯૪ |
| બિહાર " | ૯૮ | ૭૬ | ૧૮ | ૫૮ | ૧૫ | ૧૨ | ૧૦૩ |
| મધ્ય " | ૭૦ | ૫૫ | ૭ | ૪૮ | ૧૦ | ૮ | ૭૩ |
| આસામ " | ૫૩ | ૩૯ | ૧૨ | ૨૭ | ૭ | ૭ | ૫૩ |

લખનૌ કરાર દ્વારા મુસ્લિમોએ કેટલી હદ સુધી પ્રતિનિધિત્વ પ્રાપ્ત કર્યું તેનો ખ્યાલ નીચેના કોઠા પરથી જોઈ શકાશે.[૧]

૧ સ્ટેચ્યુટરી કમિશન, ૧૯૨૯, અહેવાલ, ગ્રંથ ૧, પૃ. ૧૮૯

| વૈધાનિક સંસ્થા | મતદાર વિસ્તારની કુલ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમોની ટકાવારી (૧૯૨૧ વસ્તી ગણતરી પ્રમાણે) | કુલ સભ્યોના પ્રમાણમાં[1] મુસ્લિમોની ટકાવારી | ચૂંટાયેલા કુલ હિંદી સભ્યોના પ્રમાણમાં ચૂંટાયેલા મુસ્લિમોની ટકાવારી | હિંદી સામાન્ય (કોમી) મતદાર મંડળોમાંથી ચૂંટણી દ્વારા ભરાયેલ કુલ બેઠકોમાં મુસ્લિમ સભ્યોની ટકાવારી | લખનૌ કરાર દ્વારા ટકાવારી |
|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| પંજાબ | ૫૫.૨ | ૪૦ | ૪૮.૫ | ૫૦ | ૫૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૪.૩ | ૨૫ | ૩૦ | ૩૨.૫ | ૩૦ |
| બંગાળ | ૫૪.૬ | ૩૦ | ૪૦.૫ | ૪૬ | ૪૦ |
| બિહાર અને ઓરિસ્સા | ૧૦.૯ | ૧૮.૫ | ૨૫ | ૨૭ | ૨૫ |
| મધ્ય પ્રાંતો | ૪.૪ | ૯.૫ | ૧૩ | ૧૪.૫ | ૧૫ |
| મદ્રાસ | ૬.૭ | ૧૦.૫ | ૧૪ | ૧૬.૫ | ૧૫ |
| મુંબઈ | ૧૯.૮ | ૨૫.૫ | ૩૫ | ૩૭ | ૩૩.૩ |
| આસામ | ૩૨.૨ | ૩૦ | ૩૫.૫ | ૩૭.૫ | * |
| ધારાસભા | ૨૪.૦ | ૨૬ | ૩૪ | ૩૮ | ૩૩.૩ |

*જોગવાઈ નથી.

[1]લખનૌ કરાર હેઠળ મુસ્લિમોને કેટલું મહત્ત્વ મળ્યું તે કોઠો સ્પષ્ટ રીતે દર્શાવતો નથી. લોર્ડ સાઉથબરો જેના અધ્યક્ષ હતા તે મતાધિકાર સમિતિના અહેવાલના ખરીતા ઉપરથી હિંદ સરકારે તેની ગણતરી કરી છે. તે ખરીતા પરથી નીચેનો કોઠો લેવામાં આવ્યો છે. તેના પરથી જણાય છે કે ૧૯૦૯માં હિંદ સરકારે તેમને જે મહત્ત્વ આપ્યું હતું તેના કરતાંય વધુ મહત્ત્વ લખનૌ કરાર દ્વારા મુસ્લિમોને મળ્યું હતું.

૧ તા.૨૩મી એપ્રિલ ૧૯૧૯નાં હિંદી બંધારણ સુધારા (મતાધિકાર)નો પાંચમો ખરીતો ફકરા-૨૧ વ્યાપાર જેવાં ખાસ, મતદાર મંડળો, દ્વારા ચૂંટાયેલાં હિંદી સભ્યોનો સમાવેશ કોલમ ત્રણમાં થાય છે. તેના કોમી પ્રમાણમાં અલબત્ત વખતોવખત થોડો ફેરફાર તો થવાનો જ. તેજ પ્રમાણે કોલમ-૨માં સરકારી તથા બિન સરકારી સભ્યોનો જે સમાવેશ થાય છે તેમાં પણ વખતોવખત થોડાક ફેરફાર થવાના જ.

| પ્રાંત | વસ્તીની મુસ્લિમ ટકાવારી | સૂચિત મુસ્લિમ બેઠકોની ટકાવારી | ખાના (૨)ની ખાના (૧)ના પ્રમાણમાં ટકાવારી |
|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ |
| બંગાળ | ૫૨.૬ | ૪૦ | ૭૬ |
| બિહાર અને ઓરિસ્સા | ૧૦.૫ | ૨૫ | ૨૩૮ |
| મુંબઈ | ૨૦.૪ | ૩૩.૩ | ૧૬૩ |
| મધ્ય પ્રાંતો | ૪.૩ | ૧૫ | ૩૪૯ |
| મદ્રાસ | ૬.૫ | ૧૫ | ૨૩૧ |
| પંજાબ | ૫૪.૮ | ૫૦ | ૯૧ |
| સંયુક્ત પ્રાંતો | ૧૪.૦ | ૩૦ | ૨૧૪ |

હિંદી બંધારણના અમલની તપાસ માટે તથા તેમાં વધુ સુધારા સૂચવવા માટે ઈ.સ. ૧૯૨૭માં બ્રિટિશ સરકારે સાઈમન કમિશનની નિયુક્તિની જાહેરાત કરી. સત્વરે જ મુસ્લિમો વધુ માગણીઓ સાથે આગળ આવ્યા. મુસ્લિમ લીગ, ઓલ ઇન્ડિયા મુસ્લિમ કોન્ફરન્સ, ઓલ-પાર્ટીઝ મુસ્લિમ કોન્ફરન્સ, જમિયત-ઉલ-ઉલેમા અને ખિલાફત અધિવેશન જેવા અનેક મુસ્લિમ મંચો પરથી તે માગણીઓ રજૂ કરાઈ. તાત્ત્વિક દૃષ્ટિએ તે માગણીઓ એકસરખી જ હતી. મુસ્લિમ લીગ વતી શ્રી જિન્નાહે તે ઘડી હતી એટલું કહેવું પૂરતું છે.[૧]

તે માગણીઓ નીચે પ્રમાણે હતી:

(૧) ભાવિ બંધારણનું સ્વરૂપ સમવાયી હોવું જોઈએ. અને તેમાં શેષ સત્તાઓ પ્રાંતો પાસે હોવી જોઈએ.

(૨) બધા પ્રાંતોને એક સરખી સ્વાયત્તતા અપાવી જોઈએ.

(૩) લઘુમતીઓના પૂરતા અને અસરકારક પ્રતિનિધિત્વના સિદ્ધાંત પર દેશમાં બધા પ્રાંતોમાં સર્વ ધારાસભાઓ તથા ચૂંટાયેલા પ્રતિનિધિઓની સંસ્થાઓની

૧ આ માગણીઓને શ્રી જિન્નાહના ચૌદ મુદ્દાઓ તરીકે ઓળખવામાં આવે છે. હકીકતમાં તો ૧૫ મુદ્દાઓ છે અને ભિન્ન ભિન્ન મત ધરાવતા મુસ્લિમ નેતાઓની દિલ્હીમાં ભરાયેલી ૧૯૨૭ના માર્ચની સભામાં તે ઘડાયા હતા. અને તે દિલ્હી પ્રસ્તાવો તરીકે જાણીતા હતાં. તેમના મૂળ ૧૪ મુદ્દાઓની શ્રી જિન્નાહની સ્પષ્ટતા માટે જૂઓ ઓલ ઇન્ડિયા રજિસ્ટર, ૧૯૨૯, ગ્રંથ ૧, પૃ. ૩૬૭

પુનઃરચના થવી જોઈએ અને ત્યારે કોઈ પણ પ્રાંતની બહુમતી ઘટીને લઘુમતી કે સમાનતામાં ન પરિણમે તેનો ખ્યાલ રખાવો જોઈએ.

(૪) કેન્દ્રીય ધારાસભામાં મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ૧/૩ થી ઓછું ન હોવું જોઈએ.

(૫) અત્યારે છે તેમ, કોમી જૂથોનું પ્રતિનિધિત્વ અલગ મતદારમંડળો દ્વારા ચાલુ જ રહેવું જોઈએ. સિવાય કે કોઈ પણ કોમને, કોઈ પણ સમયે સંયુક્ત મતદારમંડળની તરફેણમાં પોતાનું અલગ મતદારમંડળ છોડી દેવાનું ખુલ્લું છે.

(૬) કોઈ પણ સમયે પ્રાદેશિક પુનઃરચનાની અનિવાર્યતા ઊભી થાય તો તે અનિવાર્યતાને કારણે પંજાબ, બંગાળ તથા વાયવ્ય સરહદી પ્રાંતોમાંની મુસ્લિમ બહુમતીને આંચ ન આવવી જોઈએ.

(૭) સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતાની એટલે કે માન્યતાની, ઉપાસનાની. પ્રચારની, મંડળની, શિક્ષણની સ્વતંત્રતાની ખાતરી બધી જ કોમોને અપાવી જોઈએ.

(૮) કોઈ પણ ધારાસભામાં કે ચૂંટાયેલી સંસ્થામાં, જો કોઈ કોમના તે સંસ્થાના ૩/૪ સભ્યો વિરોધ કરે કે આવો ખરડો કે પ્રસ્તાવ કે તેનો કોઈ ભાગ તે કોમના હિતને હાનિકારક નીવડશે તો તે ખરડો કે પ્રસ્તાવ કે તેનો કોઈ ભાગ પસાર ન થવો જોઈએ અથવા તો વિકલ્પે આવા કિસ્સાઓમાં કામ પાર પાડવા શક્ય અને વ્યવહારુ લાગે તેવી કોઈ પણ અન્ય રીત ન અપનાવવી જોઈએ.

(૯) સિંધને મુંબઈ પ્રાંતથી છૂટું પાડવું.

(૧૦) બીજા પ્રાંતો જેવી જ ભૂમિકાએ વાયવ્ય સરહદી પ્રાંતો તથા બલુચિસ્તાનમાં સુધારાઓ દાખલ કરવા.

(૧૧) બંધારણમાં એવી જોગવાઈ કરવી જોઈએ કે જેથી રાજયની તથા સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓમાં મુસ્લિમોને નોકરીઓમાં અન્ય હિંદીઓ જેટલો જ યોગ્ય હિસ્સો મળી રહે. અલબત્ત, આમાં કાર્યક્ષમતાનો પૂરતો ખ્યાલ રખાવો જોઈએ.

(૧૨) મુસ્લિમ ધર્મ, સંસ્કૃતિ તથા અંગત કાનૂન માટે અને મુસ્લિમોનાં શિક્ષણ,

ભાષા, ધર્મ, અંગત કાનૂનો, મુસ્લિમ સખાવતી સંસ્થાઓની વૃદ્ધિ માટે તથા રાજ્ય તથા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ દ્વારા અપાતાં સહાયક અનુદાનોમાં તેમના યોગ્ય હિસ્સા માટે બંધારણે પૂરતાં રક્ષણોનો સમાવેશ કરવો જોઈએ.

(૧૩) મુસ્લિમો પ્રધાનોના ઓછામાં ઓછા ૧/૩ ભાગ જેટલા પ્રમાણ વિના કેન્દ્રના કે પ્રાંતના કોઈ પ્રધાન મંડળની રચના ન થવી જોઈએ.

(૧૪) હિંદી સમવાય તંત્રના અંગ સમા રાજ્યોની સંમતિ વિના બંધારણમાં કોઈ ફેરફાર ન કરાવો જોઈએ.

(૧૫) અત્યારની પરિસ્થિતિમાં દેશની જુદી જુદી ધારાસભાઓમાં અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં અલગ મતદારમંડળો દ્વારા મુસ્લિમોનું પ્રતિનિધિત્વ અનિવાર્ય છે અને વળી મુસ્લિમોને તેમના આ હકથી વંચિત ન કરવા સરકાર વચનબધ્ધ હોવાથી તેમની સંમતિ વિના તે અધિકાર છીનવી ન શકાય અને જ્યાં સુધી મુસ્લિમોને સંતોષ ન થાય કે તેમના અધિકારો તથા તેમનાં હિતો અહીં ઉલ્લેખ્યા પ્રમાણે સલામત કરાયાં નથી ત્યાં સુધી શરતી કે બિનશરતી સંયુક્ત મતદારમંડળો નહીં રચાય.

**નોંધ :** જે પ્રાંતોમાં મુસ્લિમો લઘુમતીમાં છે તે પ્રાંતોમાં તેમની વસ્તી કરતાં વધુ મુસ્લિમ પ્રતિનિધિત્વનો પ્રશ્ન હવે પછી વિચારવાનો રહેશે.

મુસ્લિમોની માગણીઓનું આ એકત્રિત નિવેદન છે. તેમાં કેટલીક માગણીઓ જૂની છે તો કેટલીક નવી છે. તેમાંથી પ્રાપ્ત થતા લાભો જાળવી રાખવાના હેતુથી તેમાં જૂની માગણીઓનો સમાવેશ કરવામાં આવ્યો છે અને મુસ્લિમોની નબળી સ્થિતિ નિવારવા તેમાં નવી માગણીઓ ઉમેરવામાં આવી છે. નવી માગણીઓ પાંચ છે : (૧) પંજાબ તથા બંગાળમાં મુસ્લિમ બહુમતીને તેની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ, (૨) કેન્દ્રીય તથા પ્રાંતીય પ્રધાનમંડળોમાં મુસ્લિમોને ૧/૩ જેટલું પ્રતિનિધિત્વ, (૩) નોકરીઓમાં મુસ્લિમોનું યોગ્ય પ્રતિનિધિત્વ, (૪) સિંધને મુંબઈ પ્રાંતથી છૂટું પાડવું અને વાયવ્ય સરહદી પ્રાંત તથા બલુચિસ્તાનને સ્વશાસિત પ્રાંતોનો દરજ્જો આપવો અને (૫) કેન્દ્ર સરકારને બદલે પ્રાંતોને શેષ સત્તાઓ સોંપવી.

કદાચ ૧, ૪ અને ૫ સિવાયની નવી માગણીઓ સ્વયંસ્પષ્ટ છે. પહેલી તથા ચોથી માગણીનો હેતુ જે ચાર પ્રાંતોમાં મુસ્લિમોની કોમી બહુમતી છે ત્યાં કાનૂની બહુમતી સ્થાપવાનો છે કે જેથી જે છ પ્રાંતોમાં હિંદુ બહુમતી છે તેના પ્રતિકારાત્મક બળ તરીકે તેનો ઉપયોગ થઈ શકે. બંને કોમો પોતાની લઘુમતીઓ સાથે સારા વ્યવહારની ખાતરી આપે માટે આનો આગ્રહ રખાયો હતો. પાંચમી માગણીનો હેતુ સિંધ, વાયવ્ય સરહદી પ્રાંત, પંજાબ તથા બંગાળમાં મુસ્લિમ શાસનની ખાતરી માટેનો છે. તેવો ભય હતો કે આ મુસ્લિમ પ્રાંતો જો કેન્દ્ર સરકારના નિયંત્રણ નીચે હશે અને આ કેન્દ્ર સરકાર હિંદુઓ સિવાય અન્ય કોઈને હસ્તક હશે નહિ તો ત્યાંનું મુસ્લિમ શાસન અસરકારક નહિ બને. કેન્દ્રની હિંદુ સરકારના નિયંત્રણમાંથી આ મુસ્લિમ પ્રાંતોને મુક્ત કરાવવાના હેતુથી આ પાંચમી માગણી રજૂ થઈ હતી.

હિંદુઓએ માગણીઓનો વિરોધ કર્યો. આમાં કાંઈ ખાસ નહોતું, પણ મહત્ત્વનું તો એ હતું કે તે માગણીઓ સાઈમન કમિશને પણ ન સ્વીકારી. તે મુસ્લિમોનું દુશ્મન નહોતું. તો પણ તેણે મુસ્લિમોની આ માગણીઓ ન સ્વીકારવાના વધુ જોરદાર કારણો આપ્યાં. તેણે કહ્યું :[1]

"આ દાવો અત્યારે મુસ્લિમોના પ્રતિનિધિત્વની જે જોગવાઈ આ છ પ્રાંતોમાં કરવામાં આવી છે તેને સંપૂર્ણ સલામતીથી જાળવી રાખવાની હદ સુધી જાય છે. સાથેસાથે બંગાળ તથા પંજાબમાં અલગ મતદારમંડળો દ્વારા તેમને મળતી બેઠકોની સંખ્યાને તેમની વસ્તીના પ્રમાણમાં વધારવા માગે છે. આથી, આ બે પ્રાંતોમાં સામાન્ય મતદારમંડળોની બેઠકોમાં મુસ્લિમોને ચોક્કસ અને અપરિવર્તનીય બહુમતી મળે. અમે એટલી હદ સુધી ન જઈ શકીએ. આ છ પ્રાંતોમાં અત્યારે અપાતા મહત્ત્વના પ્રમાણનું સાતત્ય - આ બંને કોમો વચ્ચેની નવી સમજૂતીના અભાવે- બંગાળ અને પંજાબમાં તેમને ફાળવેલી વર્તમાન સ્થિતિથી આટલા મોટા પ્રમાણમાં ફંટાઈને ન્યાયીપણે ન જાળવી શકાય.

'આ છ પ્રાંતોમાં મુસ્લિમો અતિ ગણનાપાત્ર મહત્ત્વ ભોગવે છે તે જાળવી રાખવું અને સાથેસાથે હિંદુઓ તથા શીખોના વિરોધ વચ્ચે, મતદારમંડળને કોઈ

૧ અહેવાલ, ગ્રંથ૨, પૃ. ૭૧.

પણ પ્રકારની અપીલ કર્યા વિના પંજાબ અને બંગાળમાં ચોક્કસ મુસ્લિમ બહુમતી લાદવી તે અયોગ્ય છે.[૧]

હિંદુઓ તથા શીખોના વિરોધ અને સાયમન કમિશનની અમાન્યતા છતાં, અંગ્રેજ સરકારને લવાદ તરીકેનું કામ સોંપાયું ત્યારે તેણે મુસ્લિમોની જૂની તથા નવી બંને માગણીઓ સ્વીકારી.

ઈ.સ. ૧૯૩૨ની ૨૫મી જાન્યુઆરીના ગેઝેટ ઓફ ઈન્ડિયામાં હિંદ સરકારે, ૧૯૧૬ના હિંદ સરકારના ધારાની કલમ ૫૨-અની પેટાકલમ (૨) દ્વારા મળેલી સત્તાની રૂએ એક જાહેરાત[૨] બહાર પાડી જાહેર કર્યું કે વાયવ્ય સરહદી પ્રાંત ગવર્નર શાસિત પ્રાંત ગણાશે.[3] કાઉન્સિલના આદેશ દ્વારા કલમ ૨૮૯ની પેટાકલમ (૧)ની જોગવાઈઓ મુજબ બહાર પાડેલ કાઉન્સિલના હુકમથી ઈ.સ. ૧૯૩૬ની પહેલી એપ્રિલે સિંધને મુંબઈ પ્રાંતથી છૂટું કરાયું. ૭મી જુલાઈ, ૧૯૩૪ને દિવસે હિંદી વજીરે જાહેર કરેલા અને પ્રસિદ્ધ થયેલા ઠરાવ દ્વારા કેન્દ્રની તથા પ્રાંતોની તમામ જાહેર સેવાઓની નિમણૂકોમાં મુસ્લિમોનો ૨૫ ટકા હિસ્સો નક્કી થયો હતો. શેષ સત્તાઓ પ્રાંતો પાસે રહેવી જોઈએ તે અંગેની મુસ્લિમોની માગણી સ્વીકારાઈ નહોતી. પણ બીજી રીતે જોઈએ તો, આ અંગેની મુસ્લિમ માગણી સ્વીકારાઈ હતી તેમ કહી શકાય. મુસ્લિમ માગણીનો સાર તો એ હતો કે કેન્દ્ર પાસે શેષ સત્તાઓ ન રહેવી જોઈએ. તેને બીજા શબ્દોમાં મૂકીએ તો તેનો અર્થ એ હતો કે તે સત્તાઓ હિંદુઓના હાથમાં પણ ન સોંપાવી જોઈએ. ૧૯૩૫ના હિંદ સરકારના ધારાની કલમ ૧૦૪ દ્વારા બરોબર તે જ કરાયું. તેણે શેષ સત્તાઓ ગવર્નર જનરલને, તેની સ્વેચ્છાએ તેનો ઉપયોગ કરવા સોંપી. કેન્દ્રીય કે પ્રાંતીય પ્રધાનમંડળમાં ૩૩ ૧/૩ પ્રતિનિધિત્વની માગણીનો સ્વીકાર ધારાની કાયદાકીય

૧ અહેવાલ, ગ્રંથ ૨, પૃ. ૭૧.

૨ જાહેરાત ક્રમાંક એફ ૧૭૩/૩૧-આર. ૨૫મી જાન્યુઆરી, ૧૯૩૨ના ગેઝેટ ઓફ ઈન્ડિયા, એક્સ્ટ્રા ઓર્ડીનરીમાં પ્રગટ થયેલ.

3 સાઈમન કમિશને એમ કહીને આ દાવો અમાન્ય ગણ્યો હતો : "અમે બ્રે સમિતિના તે અભિપ્રાય સાથે સંમત છીએ કે વાયવ્ય સરહદી પ્રાંતના બંધારણીય વિકાસ માટે જોગવાઈ થવી જોઈએ.. પણ અમે તે પણ કબૂલીએ છીએ કે તે પ્રાંતની ભૌગોલિક સ્થિતિ અને હિંદના સંરક્ષણના પ્રશ્ન સાથેના તેના ગાઢ સંબંધો એવા છે કે ખાસ વ્યવસ્થાઓ કરવી પડે. આથી, હિંદના બીજા ભાગોના પ્રાંતો જેવી સ્વાયત્તાતાપૂર્ણ દરખાસ્તો ત્યાં અમલમાં મૂકવી શક્ય નથી. તેમણે એમ કહી આ વાજબી ઠેરવ્યું કે વ્યકિત દારૂગોળો રાખવાના સ્થાનમાં રહેતો હોય તો- ચોક્કસ કાપ મુકાવો જોઈએ". અહેવાલ, ગ્રંથ-૨, પેરેગ્રાફ ૧૨૦-૧૨૧.

જોગવાઈ દ્વારા થયો ન હતો. છતાં પણ, પ્રધાનમંડળોમાં મુસ્લિમોના પ્રતિનિધિત્વનો અધિકાર બ્રિટિશ સરકારે સ્વીકાર્યો હતો અને તેને અલમાં મૂકવાની જોગવાઈ ગવર્નરોને અને ગવર્નર જનરલને અપાતા સૂચનાપત્રમાં કરવામાં આવી હતી. પંજાબ તથા બંગાળમાં તેમની કાનૂની બહુમતી અંગેની બાકીની માગણીઓ કોમી ચુકાદા દ્વારા અમલમાં મુકાઈ હતી.સાચે જ, આખા ગૃહમાં મુસ્લિમોને કાનૂની બહુમતી અપાઈ ન હતી તે સાચું અને અન્ય હિતોના પ્રતિનિધિત્વની જોગવાઈની અનિવાર્યતા જોતાં તે આપી પણ ન શકાય. પણ લખનૌ કરાર દ્વારા મુસ્લિમોને મળતા મહત્ત્વને સ્પર્શ્યા વિના પંજાબ તથા બંગાળના મુસ્લિમોને હિંદુઓ વિરુદ્ધ બહુમતી અપાઈ હતી.

અંગ્રેજ સરકારે મુસ્લિમોની સ્વીકારેલી આ રાજકીય માગણીઓમાં સલામતીનો અભાવ હતો અને મુસ્લિમોને ભય હતો કે હિંદુઓ તેમના પર કે ઈંગ્લેન્ડની સરકાર પર પણ મુસ્લિમોની વિરુદ્ધમાં આ માગણીઓની શરતોમાં ફેરફાર કરવાનું દબાણ લાવે. આ ભય બે કારણોસર હતો. એક કારણ એ હતું કે આમરણ ઉપવાસની ધમકી દ્વારા દલિત વર્ગોની માગણીઓ અંગે તે ચુકાદાના અંશમાં ફેરફાર કરાવવામાં શ્રી ગાંધી સફળ થયા હતા.[1] આ સફળતાથી ઉત્સાહિત થઈને કેટલાક લોકોએ તે ચુકાદાના મુસ્લિમો અંગેના અંશમાં પણ ફેરફાર કરાવવા આંદોલન શરૂ કરી દીધું હતું અને કેટલાક મુસ્લિમો પણ આવી વાટાઘાટો કરવા માટેના હિમાયતી હતા.[2] આથી મુસ્લિમ કોમ ચેતી ગઈ. આ માગણીઓમાં ફેરફાર થવાના ભયનું કારણ બીજું કારણ એ હતું કે આમની સભામાં મુકાયેલ હિંદ સરકારના ધારાની કેટલીક કલમોમાં એવા સુધારા થયા હતા જે કેટલીક પરિસ્થિતિઓમાં આવા ફેરફારોને છૂટ આપતા હતા. આ ભય દૂર કરવા અને માગણીઓમાં ઉતાવળિયા અને ઝડપી ફેરફારના ભય સામે મુસ્લિમોને સંપૂર્ણ સલામતી આપવા ઈંગ્લેન્ડની સરકારે હિંદ સરકારને નીચે પ્રમાણેની સરકારી યાદી બહાર પાડવાની સત્તા આપી :[3]

૧ આને પરિણામે, પુના કરાર થયો તેના પર ૧૯૩૨ની ૨૪મી સપ્ટેમ્બરે સહીઓ થઈ.

૨ ચુકાદામાંના મુસ્લિમો અંગેના અંશોને સુધારવાના પુરુષાર્થ માટે જુઓ 'ઓલ ઈન્ડિયા રજિસ્ટર, ૧૯૩૨ ગ્રંથ ૨, પૃ. ૨ ૨૮૧-૩૧૫

૩ આ સરકારી યાદી પરની તારીખ છે. - સિમલા, જુલાઈ ૨, ૧૯૩૫

"નામદાર સમ્રાટની સરકારના ધ્યાન પર આવ્યું છે કે હિંદ સરકારના ખરડાની અત્યારે જે ૩૦૪મી કલમ છે (પ્રથમ રજૂ થઈ ત્યારે ખરડામાં તેનો ક્રમાંક ૨૮૫ હતો અને આમસભાની સમિતિમાં સુધારેલા ખરડામાં તેનો ક્રમાંક ૨૯૯ હતો.) તેને આમસભામાં ખરડો પસાર કરતી વખતે એવી રીતે સુધારવામાં આવી છે કે જેથી નામદાર સમ્રાટની સરકારને, સરકારના કોમી ચુકાદા તરીકે ઓળખાતી બંધારણીય જોગવાઈઓમાં ઠીક લાગે ત્યારે સુધારો કરવાની અબાધિત સત્તા મળે છે.

"કોમી ચુકાદામાં કોઈ પણ ફેરફારના સંબંધમાં કલમ ૩૦૪નો વ્યવહાર, અસર શી પડે તે અંગે તે શું માને છે અને આવા કોઈ ફેરફાર અંગે તેની નીતિ શું છે તે બંને અંગે નીચેની સંક્ષિપ્ત સ્પષ્ટતા કરવાની જરૂર છે તેવું નામદાર સમ્રાટની સરકાર માને છે.

'આ કલમ દસ વર્ષ વીત્યા પછી, ધારાસભાની રચના કે જેમાં કોમી ચુકાદામાં આવરી લીધેલા પ્રશ્નોનો પણ સમાવેશ થઈ જાય છે તે અંગેની વિવિધ બાબતોનું નિયંત્રણ કરવાનો અને જોગવાઈઓ સુધારવાનો પ્રસ્તાવ મૂકવાનો હક હિંદની સરકાર તથા ધારાસભાને બક્ષે છે.

"વળી, આ કલમ સંબંધિત ગવર્નર કે ગવર્નર જનરલ પાસેથી સૂચિત સુધારા અંગેનો તેનો અભિપ્રાય અને ખાસ કરીને લઘુમતીનાં હિતો પર તેની શી અસર પડશે તે અંગેનો અભિપ્રાય મેળવી તેને પાર્લામેન્ટ સમક્ષ મૂકવાની તથા તે અંગે તે શું પગલાં ભરવા માગે છે તેની માહિતી પાર્લામેન્ટને આપવાની ફરજ હિંદી વજીર પર લાદે છે.

"આ પ્રક્રિયામાંથી પરિણમતો બંધારણીય જોગવાઈઓનો કોઈ પણ ફેરફાર કાઉન્સિલના હુકમથી દ્વારા જ અમલી બની શકે પણ તે પણ એ જોગવાઈ નીચે કે આવા સૂચિત હુકમના ખરડાને પાર્લામેન્ટના બંને ગૃહોએ ઠરાવ દ્વારા સંમતિસૂચક બહાલી આપી હોવી જોઈએ. આ શરતને ખરડાની કલમ ૩૦૫ દ્વારા ખાતરી અપાઈ છે.

"દસ વર્ષના ગાળાના અંત પહેલાં આવી કોઈ બંધારણીય પહેલ હિંદની

સરકારો કે ધારાસભાઓ પાસે નથી. જો કે કાઉન્સિલના હુકમ દ્વારા (અલબત્ત, પાર્લામેન્ટના બંને ગૃહોની સંમતિ દ્વારા જ) દસ વર્ષનો ગાળો વીતે તે પહેલાં પણ આવો હુકમ કરવાની સત્તા કાઉન્સિલને આ કલમે આપી છે. પણ શરૂઆતના દસ વર્ષમાં (અને જો હિંદની ધારાસભાઓ દ્વારા કોઈ પહેલ ન થાય તો પછીના વર્ષોમાં) આવા સુધારાની અસર (જો તે સુધારો ગૌણ ન હોય તો) કોના પર પડશે તે અંગે, કાઉન્સિલનો હુકમ પાર્લામેન્ટની સંમતિ માટે મુકાય તે પહેલાં, હિંદની સરકારો તથા ધારાસભાઓ સાથે ચર્ચા-પરામર્શ કરવાનું હિંદી વજીર માટે ફરજિયાત છે.

ઉપર્યુક્ત કંડિકાઓમાં ઉલ્લેખાયેલી સત્તાઓ નીચેનાં કારણોસર અનિવાર્ય બને છે :

"(અ) મતાધિકાર તથા ધારાસભાઓની રચના સંબંધિત ગૌણ વિગતો સુધારવાની અનિવાર્યતા ક્યારે ઊભી થાય તે અગાઉથી જોવું અશક્ય છે અને આવા સુધારા માટે પાર્લામેન્ટનો કાયદો ફરી સુધારવા સિવાયની અન્ય કોઈ રીત પ્રતિકૂળ થશે તે અને કોમી ચુકાદાની શરતો જેવી વધુ મહત્ત્વની બાબતથી આવી વિગતોને કાનૂની ઢબે અલગ પાડવાનું વ્યવહારુ નથી;

"(બ) હિંદની કોમો વચ્ચે સર્વાનુમતે સુમેળ પ્રવર્તે તેવા પ્રસંગે કોમી ચુકાદા પર આધારિત જોગવાઈઓમાં સુધારા કરવાનું પણ ઇચ્છનીય બને અને આવા સર્વસંમત સુધારા માટે પાર્લામેન્ટનો કાયદો સુધાર્યા સિવાયની અન્ય કોઈ પણ રીત અપનાવવી પણ પ્રતિકૂળ બને.

"આ કલમે આપેલી સત્તાનો અમલ કરવા, કોમી ચુકાદાના ક્ષેત્રમાં કોઈ પણ સુધારો જો તે સુધારા અંગે સંબંધિત કોમો વચ્ચે સમજૂતી ન સધાઈ હોય તો - નામદાર સમ્રાટની સરકાર પાર્લામેન્ટને નહિ સૂચવે.

'અંતે, નામદાર સમ્રાટની સરકાર ફરી તે હકીકત પર ભાર મૂકે છે કે કલમ ૩૦૪માંની કોઈ પણ સત્તાઓ, કલમ ૩૦૫માંની જોગવાઈઓના અનુસંધાનમાં પાર્લામેન્ટના બંને ગૃહોના સંમતિસૂચક ઠરાવ વિના અમલી નહિ બને."

ગોળમેજી પરિષદમાં મુસ્લિમોએ શી માગણી કરી હતી અને તેમને શું અપાયું

તે જોતાં કોઈએ પણ વિચાર્યું હશે કે મુસ્લિમોની માગણીઓ સંતોષાઈ હતી અને ઈ.સ. ૧૯૩૨ની સમજૂતી તે અંતિમ સમજૂતી હતી. પણ એમ લાગે છે કે આટલાથીય મુસ્લિમોને સંતોષ નહોતો થયો. એમ લાગે છે કે મુસ્લિમોની સ્થિતિના રક્ષણ માટેની નવી માગણીઓની વધારાની યાદી તૈયાર હતી. ઈ.સ. ૧૯૩૮માં શ્રી જિન્નાહ અને કૉંગ્રેસ વચ્ચે વિવાદ ચાલુ રહ્યો ત્યારે શ્રી જિન્નાહને તેમની માગણીઓ પ્રગટ કરવાનું કહેવામાં આવ્યું પણ તેનો તેમણે ઇનકાર કર્યો પણ આ વિવાદ દરમિયાન પંડિત નહેરુ અને શ્રી જિન્નાહ વચ્ચે થયેલા પત્રવ્યવહારમાં શ્રી જિન્નાહને લખેલા પોતાના એક પત્રમાં પંડિત નહેરુએ તેને કોષ્ટક રૂપે ગોઠવી. તેમણે ગોઠવેલા કોષ્ટકમાં નીચેની બાબતો વિવાદાસ્પદ રહી છે અને તે સમજૂતી માગી લે છે[1] :

(૧) ઈ.સ. ૧૯૨૯માં મુસ્લિમ લીગે ઘડેલ ચૌદ મુદ્દાઓ.

(૨) કોમી ચુકાદા સામેનો સઘળો વિરોધ કૉંગ્રેસે પાછો ખેંચી લેવો અને તેને રાષ્ટ્રવાદના નકાર લેખે ન ગણવો.

(૩) કાયદો પસાર કરીને રાજ્યની નોકરીઓમાં મુસ્લિમોનો ચોક્કસ હિસ્સો બંધારણમાં નક્કી કરવો.

(૪) કાયદા દ્વારા મુસ્લિમોના અંગત કાયદા તથા સંસ્કૃતિને જાળવવાની ખાતરી આપવી.

(૫) શહીદગંજ મસ્જિદ સંબંધિત આંદોલનને કૉંગ્રેસે ઉપાડી લેવું અને મુસ્લિમોને તે મસ્જિદનો કબજો મળે તે માટે તેના નૈતિક દબાણનો ઉપયોગ કરવો.

(૬) અઝાન પોકારવાનો અને પોતાની ધાર્મિક વિધિઓ આચરવાના મુસ્લિમોના અધિકાર પર કોઈ પણ પ્રકારનો અંકુશ ન હોવો જોઈએ.

(૭) મુસ્લિમોને ગૌહત્યા કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ.

(૮) જે પ્રાંતોમાં અત્યારે મુસ્લિમોની બહુમતી છે ત્યાં આવી મુસ્લિમ બહુમતીને કોઈ પણ પ્રાદેશિક પુનર્રચના કે વ્યવસ્થા દ્વારા અસર ન પહોંચવી જોઈએ.

(૯) 'વંદેમાતરમ્' ગીતને તિલાંજલિ આપવી.

(૧૦) હિંદની રાષ્ટ્રભાષા ઉર્દૂ હોય તેવી મુસ્લિમોની માગણી છે. તેમની ઈચ્છા

૧ ઇંડિયન મેન્યુઅલ રજીસ્ટર, ૧૯૩૮ ગ્રંથ-૧, પૃ. ૩૬૯.

છે કે ઉર્દૂના ઉપયોગમાં કશો કાપ નહિ મુકાય અને તેને કશી હાનિ નહિ પહોંચાડાય તેવી કાનૂની ખાતરીઓ તેમને મળવી જોઈએ.

(૧૧) કોમી ચુકાદામાં રહેલા સિદ્ધાંત અનુસાર એટલે કે અલગ મતદારમંડળો દ્વારા તથા વસ્તીના સંખ્યાબળ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં મુસ્લિમોનું પ્રતિનિધિત્વ નક્કી થશે.

(૧૨) ત્રિરંગી ધ્વજને બદલવો જોઈએ અથવા તેના વિકલ્પે મુસ્લિમ લીગના ધ્વજને તેટલું જ મહત્ત્વ આપવું જોઈએ.

(૧૩) હિંદના મુસ્લિમોના એકમાત્ર અધિકારી અને પ્રતિનિધિ સંસ્થા તરીકે મુસ્લિમ લીગનો સ્વીકાર કરવો જોઈએ.

(૧૪) મિશ્ર પ્રધાનમંડળની રચના થવી જોઈએ.

આ નવી યાદી જોતાં મુસ્લિમોની માગણીઓ ક્યાં જઈ અટકશે તેની ખબર પડતી નથી. એક વર્ષમાં તો એટલે કે ઈ.સ. ૧૯૩૮ અને ૧૯૩૯ વચ્ચે એક વધુ માગણી અને તે પણ મહત્ત્વની માગણી - પ્રત્યેક વસ્તુમાં પચાસ ટકા હિસ્સાની માગણી તેમાં ઉમેરાઈ. આ નવી માગણીઓની યાદીમાં કેટલીક માગણીઓ તો દેખીતી રીતે જ નિરંકુશ નહિ તો વધુ પડતી અને અશક્ય હતી. ઉદાહરણ તરીકે પચાસ ટકા હિસ્સાની માગણી અને ઉર્દૂને હિંદની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવાની માગણી. ઈ.સ. ૧૯૨૯માં મુસ્લિમોએ આગ્રહ રાખ્યો હતો કે ધારાસભામાં બેઠકો ફાળવતી વખતે બહુમતીને ઘટાડીને લઘુમતી કે સમાન નહિ બનાવવામાં આવે[૧] તેમણે ખુદે રજૂ કરેલા આ સિદ્ધાંતનો ત્યાગ કરવો જોઈએ અને બહુમતીને ઘટાડીને સમાન બનાવવી જોઈએ એવી હવે માગણી કરાય છે. ઈ.સ. ૧૯૨૯માં મુસ્લિમોએ કબૂલ્યુ હતું કે અન્ય લઘુમતીઓને પણ રક્ષણની જરૂર છે અને તેમને પણ મુસ્લિમોને મળતું હોય તેવું જ રક્ષણ મળવું જોઈએ. મુસ્લિમો તથા અન્ય લઘુમતીઓ વચ્ચે એક જ ભેદ પાડવામાં આવ્યો હતો અને તે રક્ષણના વ્યાપનો. પોતાના રાજકીય મહત્ત્વને કારણે મુસ્લિમો અન્ય લઘુમતીઓને અપાતા રક્ષણ કરતાં વધુ પ્રમાણમાં રક્ષણનો દાવો કરતા હતા. અન્ય લઘુમતીઓ માટેના રક્ષણની અનિવાર્યતા તથા યોગ્યતાનો ઈન્કાર મુસ્લિમોએ

૧ શ્રી જિન્નાહના ૧૪ મુદ્દામાંનો ત્રીજો મુદ્દો જુઓ.

ક્યારેય કર્યો નહોતો. પણ આ પચાસ ટકાની નવી માગણીની સાથેસાથે મુસ્લિમો હિંદુ બહુમતીને ઘટાડીને લઘુમતી બનાવવાનો પ્રયત્ન કરે છે એટલું જ નહિ પણ અન્ય લઘુમતીઓના રાજકીય અધિકારોમાં પણ કાપ મૂકવાનો પ્રયત્ન કરે છે. મુસ્લિમો હવે હિટલરની ભાષા વાપરે છે અને હિટલર દુનિયામાં જર્મનીના સ્થાનનો જે દાવો કરે છે તે જ દાવો હવે મુસ્લિમો કરે છે. કારણ કે પચાસ ટકાની માગણી તે અન્ય લઘુમતીઓનું શું થશે તેની દરકાર કર્યા વિના સર્વોપરી જર્મની તથા રાજકીય અને આર્થિક વિસ્તારોના પ્રદેશ પર જર્મનીનો જે દાવો જર્મનો પોતાને માટે કરે છે તેનું પ્રતિરૂપ છે.

હિંદની રાષ્ટ્રભાષા તરીકે ઉર્દૂના સ્વીકારનો તેમનો દાવો એટલો જ વધુ પડતો છે. સમગ્ર હિંદમાં તો ઉર્દૂ બોલાતી જ નથી. તે હિંદના મુસ્લિમોની પણ ભાષા નથી. ૬ કરોડ ૮૦ લાખ મુસ્લિમોમાં[1] માત્ર બે કરોડ અને એંસી લાખ મુસ્લિમો ઉર્દૂ બોલે છે. ઉર્દૂને રાષ્ટ્રભાષા બનાવવાની દરખાસ્ત એટલે બે કરોડ એંસી લાખ મુસ્લિમોની ભાષા, ખાસ કરીને, ૪ કરોડ મુસ્લિમો પર અને સામાન્ય રીતે ૩૨ કરોડ ૨૦ લાખ હિંદીઓ પર લાદવી.

આ પરથી જોઈ શકાશે કે જ્યારે જ્યારે બંધારણીય સુધારાની દરખાસ્ત રજૂ થાય છે ત્યારે ત્યારે મુસ્લિમો કોઈક નવી રાજકીય માગણી કે માગણીઓ સાથે તૈયાર જ હોય છે. બ્રિટિશ સરકારની સત્તા જ મુસ્લિમોની માગણીઓના અનંત વિસ્તાર પરનો અંકુશ છે, જે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના કોઈ પણ વિવાદમાં આખરી લવાદ હોય છે. પણ કોણ વિશ્વાસપૂર્વક કહી શકશે કે આ નવી માગણીઓ અંગેનો વિવાદ તેમની લવાદી માટે સોંપાય તો બ્રિટિશ સરકારનો નિર્ણય મુસ્લિમોના પક્ષમાં નહિ હોય ? મુસ્લિમોની જેટલી માગણી વધારે તેમ બ્રિટિશ સરકાર તેમને વધુને વધુ અનુકૂળ થતી જણાય છે. ગમે તેમ પણ ભૂતકાળનો અનુભવ જણાવે છે કે મુસ્લિમોએ ખુદે જે માગ્યું છે તેના કરતાં બ્રિટિશ સરકારે તેમને વધુ આપવાનો પ્રયત્ન કર્યો છે. આવાં બે ઉદાહરણો ટાંકી શકાય.

એક ઉદાહરણ લખનૌ કરાર અંગેનું છે. પ્રશ્ન એ હતો કે બિર્ટીશ સરકારે તે કરાર સ્વીકારવો જોઈએ કે નહિ. મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલના લેખકો તેના

૧ આ સંખ્યા ઈ.સ. ૧૯૨૧ની વસ્તીગણતરીને આધારે છે.

અસ્વીકારના પક્ષમાં હતા અને તે માટેના તેમનાં કારણો મહત્ત્વનાં હતાં. લખનૌ કરાર દ્વારા મુસ્લિમોને અપાતા મહત્ત્વ અંગે બોલતા[1] તે સંયુક્ત અહેવાલ જણાવે છે :

"આવી વિશેષાધિકારયુક્ત સ્થિતિ અંગે એવો વાંધો ઉઠવાનો કે જો કોઈ બીજી કોમ હવે પછી અલગ પ્રતિનિધિત્વ માટે દાવો કરશે તો તે માત્ર બિન-મુસ્લિમ બેઠકોમાંથી જ કાપ મૂકીને સંતોષવામાં આવશે અથવા તો મુસ્લિમ તથા બિનમુસ્લિમ બેઠકોમાંથી પ્રમાણસર ઘટાડીને સંતોષવામાં આવશે અને આ અંગે કઈ પ્રક્રિયા અપનાવવી તે અંગે હિંદુ અને મુસ્લિમ મત સહમત થવાનો સંભવ નથી. આથી, જે કારણો અમે હવે પછી સ્પષ્ટ કરવાના છીએ તે કારણોસર, મુસ્લિમો માટેનું અલગ પ્રતિનિધિત્વ જાળવવા માટે સંમત થતાં પહેલાં અન્ય હિતો પર તેની શી અસર પડશે તે નિશ્ચિત ન કરીએ અને તેમને માટે યોગ્ય જોગવાઈઓ ન કરીએ ત્યાં સુધી અમારી સમક્ષ મુકાયેલી વિશિષ્ટ દરખાસ્તો માટેની અમારી સંમતિ અમે અનામત રાખવા બંધાયેલા છીએ."

લખનૌ કરારમાં મહાન દોષ હોવા છતાં હિંદ સરકારે ઉપર ઉલ્લેખેલા તેના પત્રવ્યવહરામાં એવી ભલામણ કરી કે બંગાળના મુસ્લિમોને લાગેવળગે છે એટલા પૂરતી તો તે કરારની શરતો સુધારવી જ જોઈએ. તેનું કારણ પણ વિચિત્ર છે. તેમાં એવી દલીલ કરાઈ છે કે :

"તેમણે (કરારના લખનારા) બંગાળ માટે મુસ્લિમ પ્રતિનિધિત્વની જે દરખાસ્ત કરી છે તે સ્પષ્ટ રીતે અપૂરતી છે.[2] જ્યારે કૉંગ્રેસ-લીગ વચ્ચે કરાર થતો હતો ત્યારે પૂર્વ બંગાળની મુસ્લિમ વસ્તીના દાવાઓને પૂરતું મહત્ત્વ અપાયું હતું કે નહિ તે પણ એક પ્રશ્ન છે. તે દેખીતી રીતે જ પછાત અને ગરીબ કોમ છે. ઈ.સ. ૧૯૧૩માં આ પ્રદેશના પુનઃભાગલાએ તેમને ખૂબ નિરાશ તો કર્યા જ છે અને અત્યારે તેમનાં હિતો ઉદારતાપૂર્વક ન જાળવીને આપણે તેમને અતિશય નારાજ કરીશું. બંગાળના મુસ્લિમોને તેમની વસ્તીના પ્રમાણમાં, અને તેથી વધુ

૧ મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ અહેવાલ, ૧૯૧૮, પૃ. ફકરો ૧૬૩.

૨ ભારત સરકારને લાગ્યું કે પંજાબને પણ અન્યાય થયો છે, પરંતુ બંગાળની બાબતમાં હતું એવું ખાસ કારણ ન હોઈ એટલે કે ભાગલા દૂર કરવા જેવુ, કરાર દ્વારા ઠરાવાયેલા એના પ્રતિનિધિત્વમાં કોઈ વધારો સૂચવ્યો નહીં.

પ્રતિનિધિત્વ નહિ આપવા, આપણે તેમને ૩૪ને બદલે (કરાર પ્રમાણે તેમને મળવાપાત્ર) ૪૪ બેઠકો ફાળવવી જોઈએ.'

બંગાળનાં મુસ્લિમો પ્રત્યેના હિંદ સરકારે દાખવેલા આ ઉત્સાહમાં બ્રિટિશ સરકારે ભાગ ન લીધો. તેને થયું કે બંગાળના મુસ્લિમોને અપાયેલી બેઠકોની સંખ્યા કરારનું પરિણામ છે અને જયારે કરારની સચ્ચાઈ અંગે કોઈ વિવાદ ન હોય ત્યારે તે કરાર સુધારવા માટે દખલગીરી કરવાથી એક એવી છાપ ઊભી થશે કે બ્રિટિશ સરકાર કોઈ વિશિષ્ટ અર્થમાં અને કોઈ વિશિષ્ટ કારણે મુસ્લિમોની મિત્ર છે. બેઠકોમાં આ વધારો સૂચવવામાં હિંદ સરકાર તે ખ્યાલ રાખવો ભૂલી ગઈ કે પંજાબ તથા બંગાળના મુસ્લિમોને આ કરારે તેમની વસ્તીના પ્રમાણમાં કેમ બેઠકો નહોતી આપી. અત્યારે હવામાં ફંગોળી દેવામાં આવેલા સિદ્ધાંત પર લખનૌ કરાર રચાયો હતો અને તે સિદ્ધાંત એવો હતો કે આવી કોમ તરીકે કોમને રાજકીય રક્ષણની જરૂર નહોતી. જયાં તે લઘુમતીમાં હોય ત્યાં જ તેને આવા રક્ષણનો અધિકાર હતો. લખનૌ કરારમાનો આ આશય હતો. પંજાબ તથા બંગાળમાં મુસ્લિમ કોમ લઘુમતીમાં નહોતી એટલે તે જયાં લઘુમતીમાં હતી તેવા અન્ય પ્રાંતોમાં મળતા હતા તેટલા જ અધિકારને પાત્ર નહોતી. તે બહુમતીમાં હોવા છતાં પંજાબ તથા બંગાળના મુસ્લિમોને અલગ મતદાર મંડળોની અનિવાર્યતા લાગી. કરારના સિદ્ધાંત પ્રમાણે તો જયારે તે લઘુમતી બની જાય ત્યારે જ તેમને આ મળવાપાત્ર હતા અને બેઠકોની લઘુમતી માટે સંમત થઈને તેમણે તેમ કર્યું તેટલા માત્ર કારણે જ બંગાળ તથા પંજાબના મુસ્લિમોને વસ્તીના પ્રમાણમાં તેમને મળવી જોઈતી બહુમતી બેઠકો ન મળી.[૧]

બંગાળના મુસ્લિમોએ જે માગ્યું હતું તેના કરતાંય તેમને વધુ આપવાની

૧ કરારના પક્ષકાર મુસ્લિમો આ સારી રીતે સમજયા હતા એમાં શંકા નથી. ૧૯૧૯ના હિંદ સરકારના ધારા અંગે પાર્લામેન્ટે નિયુક્ત કરેલી જોઈન્ટ સિલેક્ટ કમિટી સમક્ષ સાક્ષી તરીકે ઉપસ્થિત રહેલા શ્રી જિન્નાહે પ્રશ્નક્રમાંક ૩૮૦૮ના પ્રત્યુત્તરમાં આમ કહ્યું, 'બંગાળની સ્થિતિ આવી હતી : બંગાળમાં મુસ્લિમોની બહુમતી છે. અને સામી એવી દલીલ કરાઈ હતી કે કોઈ વિભાગ કે કોઈ કોમ જે બહુમતીમાં હોય તે અલગ મતદાર મંડળ ન માગી શકે. અલગ મતદાર મંડળ તો લઘુમતીના રક્ષણ માટે છે, પણ તેની સામી-દલીલ પણ સંપૂર્ણ જ સાચી છે કે બંગાળમાં સંખ્યા દૃષ્ટિએ અમે બહુમતીમાં છીએ પણ ગરીબી તથા પછાતપણા વગેરેને કારણે મતદાર તરીકે અમે લઘુમતીમાં છીએ ત્યારે એમ કહેવાયું : ઠીક ત્યારે, ૪૦ ટકા નક્કી કરો કારણે કે જયારે તમે કસોટીની એરણ પર મુકાશો ત્યારે તમને ૪૦ ટકા નહિ મળે કારણ કે મતદાર તરીકે તમે યોગ્ય નહિ ઠરો. આથી અમને અન્ય પ્રાંતોમાં લાભ થશે.

હિંદ સરકારની દરખાસ્ત પસાર તો ન થઈ. પણ તેમ કરવાનું તેમનું વલણ તો હતું જ તે હકીકત તો પુરાવા તરીકે રહે છે.

મુસ્લિમોએ જે માગ્યું તેના કરતાં તેમને વધુ આપવાનો લવાદ તરીકે અંગ્રેજ સરકારનો પ્રયત્ન એક બીજા પ્રસંગે પણ પ્રગટ થાય છે. ઈ.સ. ૧૯૩૨માં જયારે કોમી ચુકાદો અપાયો હતો ત્યારે તે પ્રસંગ બન્યો. સર મહમદ શફીએ ગોળમેજી પરિષદની લઘુમતીઓની પેટા-સમિતિમાં બે ભિન્નભિન્ન દરખાસ્તો મૂકી હતી. ઈ.સ., ૧૯૩૧ના જાન્યુઆરીની ૬ઠ્ઠી તારીખે પોતાના પ્રવચનમાં કોમી સમજૂતી[1]ના આધાર તરીકે તેમણે નીચે પ્રમાણેનો પ્રસ્તાવ રજૂ કર્યો :

'અમે, મેં મૂકેલ શરતોએ સંયુક્ત મતદારમંડળો સ્વીકારવા તૈયાર છીએ. મુસ્લિમો જે પ્રાંતોમાં લઘુમતીઓમાં છે ત્યાં તેઓ અત્યારે જે અધિકારો ભોગવે છે તે તેમને મળતા જ રહેવા જોઈએ, પંજાબ અને બંગાળમાં તેમને બે સંયુક્ત મતદારમંડળો હોવાં જોઈએ અને વસ્તી પ્રમાણે પ્રતિનિધિત્વ હોવું જોઈએ અને મૌલાના મહમદઅલીની શરતો[2]પ્રમાણે અનામત બેઠકોનો સિદ્ધાંત હોવો જોઈએ."

ઈ.સ. ૧૯૩૧ની ૧૪મી જાન્યુઆરીએ તેજ સમિતિ સમક્ષ આપેલાં તેમનાં પ્રવચનમાં તેમણે સાવ જુદો જ પ્રસ્તાવ રજૂ કર્યો :[3]

એમણે કહ્યું :

'આજે આ પ્રસ્તાવ કરવાનો મને અધિકાર પ્રાપ્ત થયો છે કે પંજાબમાં મુસલમાનોને કોમી મતદારમંડળો દ્વારા સમગ્ર ગૃહની કુલ બેઠકોની ૪૯ ટકા બેઠકો મળવી જોઈએ અને તે પ્રાંતમાં જે સૂચિત વિશિષ્ટ મંતદારમંડળો રચવાનાં છે તેમાં સ્પર્ધા કરવાની તેમને છૂટ હોવી જોઈએ. જયાં સુધી બંગાળને લાગે વળગે છે ત્યાં સુધી ત્યાંના મુસ્લિમોને કોમી મતદારમંડળો દ્વારા સમગ્ર ગૃહમાં ૪૬ ટકા પ્રતિનિધિત્વ મળવું જોઈએ અને સાથેસાથે તેમને તે જ પ્રાંતમાં સૂચિત વિશિષ્ટ મતદારમંડળો દ્વારા સ્પર્ધા કરવાનો અધિકાર મળવો જોઈએ. લઘુમતી

૧ પ્રથમ ગોળમેજી પરિષદનો લઘુમતી માટેની પેટા-સમિતિનો અહેવાલ (હિંદી આવૃત્તિ), પૃ. ૯૬.
૨ શ્રી મહમદઅલીની યોજનામાં સંયુક્ત મતદાર મંડળો અને અનામત બેઠકોનો સમાવેશ થતો હતો. પણ તેમાં એવી જોગવાઈ હતી કે જો કોઈ ઉમેદવાર તેની કોમના ઓછામાં ઓછા ચાલીસ ટકા મતો અને અન્ય કોમના ઓછામાં ઓછા પાંચ કે દસ ટકા મતો ન મેળવે તો તેને ચૂંટાયેલો જાહેર ન કરવો.
૩ એજ, પૃ. ૧૨૩.

પ્રાંતોના સંદર્ભમાં, મુસલમાનોને અત્યારે તેમને અલગ મતદારમંડળો દ્વારા મળતું મહત્ત્વ જળવાઈ રહેવું જોઈએ. તેવું જ મહત્ત્વ સિંધમાંના અમારા હિંદુભાઈઓને તથા વાયવ્ય સરહદી પ્રાંતોમાંના હિંદુ તથા શીખ ભાઈઓને મળવું જોઈએ. આજ પછી કોઈ પણ સમયે કોઈ પણ પ્રાંતીય ધારાસભામાં કે કેન્દ્રીય ધારાસભામાં કોઈ પણ કોમના ૨/૩ પ્રતિનિધિઓ કોમી મતદારમંડળોનો ત્યાગ કરી સંયુક્ત મતદારમંડળો સ્વીકારવા ઈચ્છે તો ત્યાર પછી જ સંયુક્ત મતદાર મંડળોની પ્રથા અસ્તિત્વમાં આવવી જોઈએ."

આ બે પ્રસ્તાવો વચ્ચેનો ભેદ સ્પષ્ટ છે. 'જો કાનૂની બહુમતી સાથે સંયુક્ત મતદારમંડળો. જો કાનૂની બહુમતીનો સ્વીકાર ન કરવામાં આવે તો અલગ મતદારમંડળો દ્વારા લઘુમતી બેઠકો.' પ્રથમ માગણીમાંથી બ્રિટિશ સરકારે કાનૂની બહુમતી સ્વીકારી અને બીજી માગણીમાંથી અલગ મતદારમંડળો સ્વીકાર્યાં અને મુસ્લિમોએ આ બંનેની માગણી નહોતી કરી છતાંય તેમને બંને આપ્યા.

હિંદુઓની નબળાઈનો લાભ લેવાની ભાવના - તે મુસ્લિમોની એક બીજી નોંધપાત્ર બાબત હતી. મુસ્લિમો જેનો આગ્રહ રાખે તે નીતિનો જો હિંદુઓ વિરોધ કરે તો તેનો આગ્રહ રાખ્યા જ કરવો અને હિંદુઓ જયારે મુસ્લિમોની છૂટછાટના બદલામાં કશીક કિંમત ચૂકવવાની તૈયારી દર્શાવે ત્યારે જ તે આગ્રહ છોડી દેવો તેવી મુસ્લિમોની નીતિ હતી. આના ઉદાહરણ તરીકે અલગ તથા સંયુક્ત મતદાર મંડળોના પ્રશ્નને કોઈ પણ તપાસી શકે. મારે મન, ખાસ તો જયાં મુસ્લિમો, લઘુમતીમાં હતા તેવા પ્રાંતોમાં સંયુક્ત મતદારમંડળોનો ઝઘડો કરવામાં હિંદુઓની નરી મૂર્ખતા હતી. સંયુક્ત મતદારમંડળો રાષ્ટ્રવાદ માટે પૂરતા આધાર ન બની શકે. રાષ્ટ્રવાદ તે રાજકીય સંબંધ કે લાભદાયક સંબંધની બાબત નથી અને તેનું સરળ કારણ એ છે કે માત્ર બાહ્ય કારણોની ગણતરીનું પરિણામ ન બની શકે. પાંચ વર્ષ સુધી સાવ અલગઅલગ રીતે, પોતાનાં જ બંધિયાર વર્તુળમાં જે બે કોમો પોતાનાં જીવન જીવતી હોય તેમને પાંચ વર્ષે એકવાર ચૂંટણીમાં મત આપવાના હેતુથી સાથે લાવવાથી તે એક બનવાની નથી. સંયુક્ત મતદાર મંડળોથી લઘુમતી કોમને બહુમતી કોમની ગુલામ બનાવી શકાય પણ તેઓ આપમેળે રાષ્ટ્રવાદી તો નહિ જ બને. ગમે તે હોય, પણ હિંદુઓ સંયુક્ત

મતદાર મંડળોનો આગ્રહ રાખતા હોવાથી મુસ્લિમો અલગ મતદારમંડળોનો આગ્રહ રાખતા હતા. શ્રી જિન્નાહના ૧૪ મુદ્દા પરથી[૧] અને ઈ.સ ૧૯૨૭ની ૩૦મી ડિસેમ્બરે કલકત્તા ખાતે ભરાયેલા ઓલ-ઇન્ડિયા મુસ્લિમ લીગના અધિવેશનના ઠરાવ[૨] પરથી એ જોઈ શકાય છે કે આ તો માત્ર સોદો જ હતો. તેમાં એવો આગ્રહ રખાયો હતો કે જો હિંદુઓ સિંધને અલગ કરવા તથા વાયવ્ય સરહદી પ્રાંતોને મુસ્લિમોના સ્વશાસિત પ્રદેશ તરીકે સ્વીકારવા સંમત થાય તો જ અલગ મતદારમંડળોનો[૩] તેમનો આગ્રહ છોડી દેવા મુસ્લિમો સંમત થશે. તે તો સ્પષ્ટ છે કે મુસ્લિમો અલગ મતદારમંડળોને મહત્ત્વનાં માનતા નહોતાં. તે તો તેમને તેમની અન્ય માગણીઓ સ્વીકારાવવા માટેનો એક સરસ સોદો ગણતા હતા.

ગૌવધ માટેના તથા મસ્જિદ પાસે સંગીતબંધીના આગ્રહમાં આ લાભ લેવાની વૃત્તિનું અન્ય ઉદાહરણ જોવા મળે છે. ઈસ્લામનો કાયદો બલિના હેતુ માટે ગોવધનો આગ્રહ રાખતો નથી. કોઈપણ મુસ્લિમ હજ પર જાય ત્યારે મક્કા કે મદિનામાં ગાયનું બલિદાન આપતો નથી. પણ હિંદમાં બીજા કોઈ પશુના બલિથી તેમને સંતોષ નહિ થાય. કોઈ પણ મુસ્લિમ દેશમાં, કશાય વાંધા વિના મસ્જિદ સામે સંગીત વગાડી શકાય છે. અરે, અફઘાનિસ્તાન જેવો દેશ કે જે બિન-સાંપ્રદાયિક નથી તે દેશમાં પણ મસ્જિદ સામે સંગીત પર પ્રતિબંધ નથી. પણ હિંદમાંના મુસ્લિમો આવી સંગીતબંધીનો આગ્રહ રાખે છે અને તેનું કારણ અન્ય કશું જ નહિ પણ હિંદુઓનો મસ્જિદ સામે સંગીત વગાડવાનો આગ્રહ.

રાજકારણમાં મુસ્લિમોએ અપનાવેલી ગુંડાગીરીની રીત તે તેમની ત્રીજી નોંધપાત્ર વિશિષ્ટતા છે. વારંવાર થતાં રમખાણો પ્રતીતિ કરાવે છે કે આ ગુંડાગીરી તે તેમના રાજકારણનું કાયમી અંગ બની ગઈ છે. સુડેટન નિવાસી[૪] જર્મનોએ

૧ શ્રી જિન્નાહના મુદ્દાઓનો ૧૫મો મુદ્દો જુઓ.

૨ આ ઠરાવ તથા તેના પરના શ્રી બરકતઅલીના પ્રવચન માટે જુઓ ઈન્ડિયન ક્વાર્ટર્લી રજિસ્ટર, ૧૯૨૭, ગ્રંથ ૨, પૃ. ૪૪૭-૪૮.

૩ હિંદુઓનું કમભાગ્ય એ છે કે મુસ્લિમોને લાભો મળ્યા છતાં, હિંદુઓને સંયુક્ત મતદારમંડળો ન મળ્યાં.

૪ ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગના કરાંચી અધિવેશનમાં શ્રી જિન્નાહે તથા સર અબદુલ્લાહ હારુને હિંદના મુસ્લિમોને મસ્લિમ વિશ્વના સુડેટન નિવાસીઓ સાથે સરખાવ્યા હતા અને કહ્યું હતું કે ઝેકોસ્લોવેકિયામાં સુડેટન વાસી જર્મનીઓ જે કર્યું તે કરવા તે સમર્થ હતા.

ઝેક લોકો સામે જે માર્ગો અપનાવ્યા હતા તેનું તેઓ સભાન અને જાણીબૂઝીને અનુકરણ કરતા લાગે છે. જયારે મુસ્લિમો આક્રમક હતા ત્યારે હિંદુ નિષ્ક્રિય રહ્યા અને બંને વચ્ચેના સંઘર્ષમાં મુસ્લિમો કરતાં તેમણે વધુ સહન કર્યું, પણ આ સાચું નથી. બદલો લેતાં હિંદુઓ શીખી ગયા છે અને મુસ્લિમોને ખંજર ભોંકતા તેમને સહેજપણ પ્રશ્ચાતાપ થતો નથી. આ બદલાની-વેરની ભાવના ગુંડાગીરી સામે ગુંડાગીરીના કુરૂપ પ્રદર્શનને જ આમંત્રણ આપે છે.

આ પ્રશ્નને કેમ પહોંચી વળવો તેની જ ચિંતા સહુએ કરવી જોઈએ. અહીં હિંદુ મહાસભાના એવા ભોળા રાષ્ટ્રભક્તો છે કે જેઓ માને છે કે હિંદુઓએ મુસ્લિમોનો નાશ કરવાનો સંકલ્પ કરવો જોઈએ કે જેથી તેમની શાન ઠેકાણે લવાય. બીજી બાજુ, કોંગ્રેસના હિંદુ રાષ્ટ્રવાદીઓ છે કે જેમની નીતિ રાજકીય અને અન્ય છૂટછાટો દ્વારા મુસ્લિમોને પંપાળવાની રહી છે કારણ કે તે માને છે કે સ્વાતંત્ર્યપ્રાપ્તિની તેમની માગણીને જયાં સુધી મુસ્લિમોનો ટેકો નહિ મળે ત્યાં સુધી તેઓ તેમનું ઈચ્છિત ધ્યેય પ્રાપ્ત કરી શકશે નહિ. હિંદુ મહાસભાની યોજનામાં એકતાને કોઈ સ્થાન નથી, ઊલટું, તે પ્રગતિનો નિશ્ચિત અવરોધ છે. હિંદુ મહાસભાના અધ્યક્ષનું સૂત્ર છે - 'હિંદુસ્તાન માત્ર હિંદુઓ માટે' અને આ સૂત્ર માત્ર દંભી જ નથી, નર્યું મૂર્ખતાભર્યું છે. પણ પ્રશ્ન તો એ છે કે કોંગ્રેસનો માર્ગ શું સાચો માર્ગ છે ? મને લાગે છે કે કોંગ્રેસ બે વસ્તુઓ સમજવામાં થાપ ખાઈ ગઈ છે. પ્રથમ તો, તુષ્ટીકરણ અને સમાધાનમાં ભેદ છે અને આ ભેદ મહત્ત્વનો છે તે સમજવામાં કોંગ્રેસ નિષ્ફળ ગઈ છે. તુષ્ટીકરણ એટલે આક્રમકના ક્ષણિક અણગમાના ભોગ બનનારા નિર્દોષ લોકોનાં ખૂન, તેમના પર બળાત્કાર, આગ, લૂંટ જેવાં આક્રમકોનાં કૃત્યો પ્રત્યે આંખમીંચામણાં કરી આક્રમકોને ખરીદી લેવા તે. બીજી બાજુ, સમજૂતી એટલે એવી સીમાઓ પ્રસ્થાપિત કરવી કે બેમાંથી કોઈ પણ એક પક્ષ તેને ઓળંગી ન શકે. તુષ્ટીકરણ આક્રમકોની માગણી, તેમની મહત્ત્વાકાંક્ષા પર કોઈ મર્યાદા મૂકતું નથી. સમજૂતી તેવી મર્યાદા મૂકે છે. મુસ્લિમોને આપેલી છૂટછાટોથી તેમની આક્રમકતા વધી છે અને વધુ કનિષ્ટ તો એ છે કે આ છૂટછાટો એટલે હિંદુઓના પરાજયની નિશાની તથા તેમનામાં પ્રતિકાર કરવાની સંકલ્પ શકિતનો અભાવ તેવું મુસ્લિમો માની

બેઠા છે. હિટલર સાથે તુષ્ટીકરણની નીતિ અપનાવ્યાથી મિત્ર રાજ્યો જે ભયાવહ પરિસ્થિતિમાં મુકાયાં હતા તે જ ભયાવહ પરિસ્થિતિમાં હિંદુઓ આ તુષ્ટીકરણની નીતિથી મુકાશે. આ એક બીજી બેચેની છે અને તે સામાજિક સ્થગિતતાની બેચેની કરતાં સહેજપણ ઓછી તીવ્ર નથી. તુષ્ટીકરણની વૃત્તિ, નિ:શંક તેને વધારશે જ. આનો એક માત્ર ઉપાય છે સમજૂતી. જો પાકિસ્તાન સમજૂતી હોય તો તે પ્રસ્તાવ સાચે જ વિચારણીય છે. સમજૂતી રૂપે તે તુષ્ટીકરણની આ સતત અનિવાર્યતાને દૂર કરશે અને હિંદુઓ સાથેના તેમના વ્યવહારમાં મુસ્લિમોની વધતી જતી રાજકીય ભૂખને કારણે અનુભવાતી અસલામતીની લાગણી કરતાં સમજૂતી દ્વારા પ્રાપ્ત થતી શાંતિ તથા સ્વસ્થતાને જે લોકો પસંદ કરે છે તેમના દ્વારા તેનું સ્વાગત થવું જ જોઈએ.

# પ્રકરણ ૧૨
# રાષ્ટ્રીય હતાશા

૧

જો કોઈ હિંદીને પૂછવામાં આવે કે તારા દેશની શ્રેષ્ઠતમ નિયતિ તું કેવી ઈચ્છે છે તો તેનો શો ઉત્તર હોય ? આ પ્રશ્ન મહત્ત્વનો છે અને તેનો ઉત્તર સૂચક હોવા સિવાય બીજો ન હોઈ શકે.

તેમાં કોઈ જ શંકા નથી કે સઘળી પરિસ્થિતિ સમાન હોય તો સો ટકા સ્વદેશાભિમાની હિંદી કહેશે, 'અખંડિત અને સ્વતંત્ર હિંદ તે જ હિંદની નિયતિની મારી કલ્પના'. તે પણ કહેવું એટલું જ સત્ય છે કે આ નિયતિનો સ્વીકાર હિંદુ-મુસ્લિમ બંને જ્યાં સુધી ન કરે ત્યાં સુધી આ કલ્પના માત્ર એક પવિત્ર ઈચ્છા જ બની રહે અને કોઈ સઘન સ્વરૂપ ન લે. આ થોડાકની માત્ર પવિત્ર ઈચ્છા છે કે સૌએ પ્રાપ્ત કરવાનું એક ધ્યેય ?

રાજકીય ધ્યેયની રમત રમાય છે ત્યાં સુધી તો બધા જ પક્ષો આ અંગે સર્વસંમત છે કારણ કે તે બધાએ જાહેર કર્યું છે કે હિંદની રાજકીય ઉત્ક્રાંતિનું ધ્યેય છે સ્વતંત્રતા. પોતાનું ધ્યેય હિંદની રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું છે તેવું સૌ પ્રથમ કોંગ્રેસે જાહેર કર્યું હતું; ઈ.સ. ૧૯૨૭ના ડિસેમ્બરમાં ભરાયેલા મદ્રાસ અધિવેશનમાં વિશિષ્ઠ પ્રસ્તાવ દ્વારા હિંદી લોકોનું ધ્યેય [૧] સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું છે તે મતલબનો સિદ્ધાંત સ્પષ્ટ કરાયો હતો. ઈ.સ. ૧૯૩૨ સુધી હિંદની રાજકીય ઉત્ક્રાંતિ તરીકે જવાબદાર સરકાર પૂરતો હિંદુ મહાસભાને સંતોષ હતો. ઈ.સ. ૧૯૩૭ સુધી તેણે તેના રાજકીય સિદ્ધાંતમાં કશું પરિવર્તન ન કર્યું. પણ ઈ.સ. ૧૯૩૭માં અમદાવાદમાં ભરાયેલા અધિવેશનમાં તેણે જાહેર કર્યું કે તેનું ધ્યેય છે 'પૂર્ણ સ્વરાજ્ય' ઈ.સ. ૧૯૧૨માં મુસ્લિમ લીગે તેના રાજકીય સિદ્ધાંત તરીકે હિંદમાં જવાબદાર સરકારની સ્થાપનાનો પોતાનો

૧ કોંગ્રેસનો સિદ્ધાંત મદ્રાસમાં બદલાયો ન હતો. ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મીએ કોંગ્રેસના લાહોર અધિવેશનમાં પસાર કરાયેલા પ્રસ્તાવ દ્વારા તે બદલાયો હતો. મદ્રાસમાં તો સ્વતંત્રતાના પક્ષનો પ્રસ્તાવ પસાર થયો હતો. ઈ.સ. ૧૯૨૮ના ડિસેમ્બરમાં કોંગ્રેસના કલકત્તા અધિવેશનમાં શ્રી ગાંધી તથા અધિવેશનના અધ્યક્ષ બંનેએ જાહેર કર્યું હતું કે ઈ.સ. ૧૯૨૯ની ૩૧મી ડીસેમ્બરની મધ્યરાત્રિએ જો બ્રિટિશ સરકાર આપે તો તેઓ આ સ્થાનિક સ્વરાજ્ય સ્વીકારવા રાજી છે.

રાજકીય સિદ્ધાંત જાહેર કર્યો. ઈ.સ. ૧૯૩૭માં હિંદુ મહાસભાની જેમ તેણે તેના સિદ્ધાંતમાં પરિવર્તન કરીને જવાબદાર સરકારથી સ્વતંત્રતા સુધી પ્રગતિ કરી અને આ રીતે તે કોંગ્રેસ તથા હિંદુ મહાસભાની હરોળમાં બેઠી.

આ ત્રણે રાજકીય સંસ્થાઓએ જાહેર કરેલું સ્વાતંત્ર્ય એટલે બ્રિટિશ શાહીવાદમાંથી મુક્તિ. પણ બ્રિટિશ શાહીવાદની ધૂંસરીમાંથી મુક્તિ અંગેની સંમતિ જ માત્ર પૂરતી નહોતી. સ્વતંત્ર હિંદનું અસ્તિત્વ જાળવી રાખવા અંગે પણ સહમતી હોવી જોઈએ. આ માટે એવી સહમતી હોવી જોઈએ કે હિંદ માત્ર બ્રિટિશ ગુલામીમાંથી જ મુક્ત નહિ બને પણ કોઈ પણ વિદેશી સત્તા સામે તેની મુક્તિ અને સ્વાતંત્ર્યની રક્ષા થશે જ. બ્રિટિશ પાસેથી મુક્તિ મેળવવા કરતાં તેના સ્વાતંત્ર્યને જાળવવું તે કર્તવ્ય સાચે જ વધુ મહત્ત્વનું છે. પણ આ મહત્ત્વના કર્તવ્ય અંગે તેવી જ સર્વસંમતિ દેખાતી નથી. ગમે તેમ પણ આ અંગે મુસ્લિમોનું વલણ ખૂબ ખાતરીપૂર્વકનું નથી જ. મુસ્લિમ નેતાઓનાં અસંખ્ય ઉચ્ચારણો પરથી સ્પષ્ટ થાય છે કે હિંદના સ્વાતંત્ર્યને જાળવવાનું કર્તવ્ય બજાવવાનો સ્વીકાર તે કરતા નથી.

નીચે હું આવાં બે ઉચ્ચારણો ટાંકું છું.

ઈ.સ. ૧૯૨૫માં લાહોરમાં ભરાયેલી એક સભામાં ડૉ. કિચલૂએ કહ્યું હતું :[૧]

"ખિલાફત સમિતિએ પ્રાણ ન પૂર્યો ત્યાં સુધી કોંગ્રેસ પ્રાણહીન હતી. જ્યારે ખિલાફત સમિતિ તેની સાથે જોડાઈ ત્યારે તેણે હિંદુ કોંગ્રેસે ૪૦ વર્ષમાં નહીં કરેલું કાર્ય એક જ વર્ષમાં કર્યું. સાત કરોડ અસ્પૃશ્યોના ઉત્થાનનું કાર્ય પણ કોંગ્રેસે કર્યું. આ માત્ર હિંદુઓનું જ કાર્ય હતું અને છતાંય કોંગ્રેસના પૈસા તેની પાછળ ખર્ચાયા. મારા તથા મારા મુંસ્લિમ બાંધવોના પૈસા તે માટે પાણીની જેમ ખર્ચાયા. પણ બહાદુર મુસલમાનોએ તેની ચિંતા ન કરી. તો પછી જયારે અમે મુસલમાનો તાન્ઝિમ જાળવવાનું કાર્ય ઉપાડીએ છીએ અને તેની પાછળ હિંદુઓના કે કોંગ્રેસના પૈસા ખર્ચતા નથી ત્યારે હિંદુઓએ શા માટે અમારી સાથે ઝઘડવું જોઈએ ?"

૧ 'થ્રૂ ઈન્ડિયન આઈઝ' : ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, તા. ૧૪-૩-૨૫.

"જો અમે આ દેશમાંથી બ્રિટિશ શાસન દૂર કરી સ્વરાજ્યની સ્થાપના કરીએ અને જો અફઘાનિસ્તાન કે અન્ય મુસ્લિમ રાષ્ટ્રો હિંદ પર આક્રમણ કરે તો અમે મુસ્લિમો તેનો વિરોધ કરીશું અને આક્રમણથી દેશને બચાવવા માટે અમારાં સંતાનોનાં બલિદાન દઈશું. પણ હું એક જાહેરાત સ્પષ્ટપણે કરીશ. સાંભળો, મારા હિંદુ ભાઈઓ, ધ્યાનપૂર્વક સાંભળો ! જો તમે અમારી તાન્ઝિમ ચળવળમાં અવરોધ ઊભો કરશો અને અમને અમારા અધિકાર નહિ આપો તો પછી અમે અફઘાનિસ્તાન કે અન્ય મુસલમાન સત્તા સાથે ભળી જઈને આ દેશમાં અમારું શાસન સ્થાપીશું."

મૌલાના આઝાદ શોભાનીએ ઈ.સ. ૧૯૩૯ની ૨૭મી જાન્યુઆરીએ સિલ્હટના તેમના પ્રવચનમાં [૧] તેમની જે લાગણીઓ વ્યક્ત કરી તે ધ્યાન આપવા યોગ્ય છે. મૌલાનાના પ્રશ્નના પ્રત્યુત્તરમાં મૌલાના આઝાદ શોભાનીએ કહ્યું :-

"જો આ દેશમાંથી અંગ્રેજોને કાઢી મૂકવાનો હિમાયતી કોઈ અગ્રણી નેતા હોય તો તે નેતા હું છું, અને છતાંય હું ઈચ્છું છું કે મુસ્લિમ લીગ વતી કોઈ લડાઈ અંગ્રેજો સાથે ન થવી જોઈએ. આપણી મુખ્ય લડાઈ તો આપણા બાવીસ કરોડ હિંદુ દુશ્મનો સાથે છે જેમની અહીં બહુમતી છે. માત્ર સાડાચાર કરોડ અંગ્રેજોએ બળવાન બનીને લગભગ સમગ્ર વિશ્વને પચાવી પાડયું છે અને જો આ બાવીસ કરોડ હિંદુઓ જે સંખ્યાની સાથેસાથે તેમના જેટલા જ શિક્ષણ, બુદ્ધિ અને સંપત્તિમાં આગળ વધ્યા છે. તે જો બળવાન બનશે તો આ હિંદુઓ મુસ્લિમ હિંદને તો ગળી જ જશે અને કદાચ ક્રમશ: ઈજિપ્ત, તુર્કસ્તાન, કાબુલ, મક્કા, મદીના અને યાજુજ-માજુજ જેવી (કુરાનમાં એવો ઉલ્લેખ કરાયો છે કે વિશ્વના વિનાશ પહેલાં તે પૃથ્વી પર અવતરી તેમને જે કંઈ મળશે તેને ગળી જશે.) અગ્રણી વ્યક્તિઓને પણ ગળી જશે."

"અંગ્રેજો ધીમેધીમે નબળા બનતા જાય છે... નજીકના ભવિષ્યમાં જ તે હિંદમાંથી ચાલ્યા જશે. એટલે જો આપણે ઈસ્લામના મહાનમાં મહાન દુશ્મનો હિંદુઓ સાથે અત્યારથી જ લડીને તેમને નબળા નહિ બનાવીએ તો તેઓ

૧ 'આનંદ બઝાર પત્રિકા'માં ભાષણનું બંગાળી ભાષાંતર પ્રસિદ્ધ થયું હતું. અહીં આપેલું તેનું ભાષાંતર 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ'ના તંત્રીએ મારે માટે કરી આપ્યું હતું. (મૂળ અંગ્રેજી ભાષાંતર)

હિંદમાં તો 'રામરાજ્ય'ની સ્થાપના કરશે જ એટલું જ નહિ પણ ક્રમશઃ સમગ્ર વિશ્વમાં ફેલાશે. તેને (હિંદુઓને) બળવાન બનાવવા કે નબળા બનાવવા તે હિંદના નવ કરોડ મુસ્લિમો પર નિર્ભર છે. એટલે પ્રત્યેક શ્રદ્ધાળુ મુસ્લિમની તે ફરજ છે કે મુસ્લિમ લીગમાં જોડાઈ લડે જેથી અંગ્રેજો જેવા અહીંથી જાય કે હિંદુઓનું શાસન અહીં ન સ્થપાય પણ મુસ્લિમોનું શાસન સ્થપાય."

"જો કે, અંગ્રેજો મુસ્લિમોના દુશ્મનો છે. છતાં અત્યારે આપણી લડાઈ અંગ્રેજો સામે નથી. સૌથી પહેલું તો મુસ્લીમ લીગ દ્વારા આપણે હિંદુઓ સાથે કોઈક સમજૂતી પર આવવું પડશે. તો જ આપણે સહેલાઈથી અંગ્રેજોને હાંકી કાઢીને હિંદમાં મુસ્લિમ શાસન સ્થાપી શકીશું."

'સાવધ રહો ! કોંગ્રેસી મૌલવીઓની જાળમાં ન ફસાવ; કારણ કે બાવીસ કરોડ હિંદુ દુશ્મનોના હાથમાં મુસ્લિમ વિશ્વ સલામત નથી.'

'અમૃત બઝાર પત્રિકા'ના સંવાદદાતાએ પ્રવચનના આપેલા સાર પ્રમાણે મૌલાના આઝાદ શોભાનીએ ત્યારપછી કોંગ્રેસી પ્રાંતોમાં મુસ્લિમો પર થયેલા દમનની અનેકવિધ કાલ્પનિક ઘટનાઓ વર્ણવી હતી.

"તેમણે કહ્યું કે પ્રાંતીય સ્વરાજ્ય સ્થપાયા પછી કોંગ્રેસે જ્યારે પ્રધાનમંડળમાં સત્તા સ્વીકારી ત્યારે તેમને લાગ્યું હતું કે હિંદુ વર્ચસ્વવાળી કોંગ્રેસના હાથમાં મુસ્લિમોનાં હિત સલામત નહોતાં. પણ હિંદુ નેતાઓ તેમનાથી જુદું માનતા હતા એટલે કોંગ્રેસ છોડી તે લીગમાં જોડાયા. તેમને જે ભય હતો તે કોંગ્રેસી પ્રધાનોએ સાચો કરી બતાવ્યો. ભવિષ્યમાં આમ આગળથી કોઈને ન ફાવવા દેવા તેનું નામ જ રાજકારણ. તેથી તે મહાન રાજકારણી હતા. તે એવું પણ વિચારતા હતા કે હિંદ સ્વતંત્ર થાય તે પહેલાં હિંદુઓ સાથે બળથી કે મૈત્રીથી કોઈ સમાધાન પર આવવું જોઈએ. નહિતર ૭૦૦ વર્ષ સુધી જે મુસ્લિમોના ગુલામ હતા તે હિંદુઓ મુસ્લિમોને ગુલામ બનાવશે.'

મુસ્લિમોના મનમાં શું રમતું હતું તેનાથી હિંદુઓ સભાન હતા અને મુસ્લિમો સ્વતંત્રતાનો ઉપયોગ તેમને ગુલામ બનાવવામાં કરશે તેવી શક્યતાનો તેમને ભય હતો. આથી જ, હિંદની ઉત્ક્રાંતિના ધ્યેયરૂપ સ્વતંત્રતાને સિદ્ધ કરવા પરત્વે

તેઓ ઉદાસીન હતા. જેઓ આ નિર્ણય કરવા યોગ્ય નહોતા. તેમનો જ આ ભય નહોતો. ઊલટું, સ્વતંત્રતા માટે આગળ ધપવાના શાણપણ અંગે જે હિંદુઓએ પોતાનો ભય વ્યક્ત કર્યો હતો તેઓ મુસ્લિમ નેતાઓ સાથેના સંપર્કને પરિણામે તેમનો અભિપ્રાય વ્યક્ત કરવા અતિ યોગ્ય હતા.

શ્રીમતી એની બિસેન્ટ કહે છે :[1]

"હિંદના મુસલમાનો અંગે એક બીજો ગંભીર પ્રશ્ન ઊભો થાય છે. લખનૌના દિવસો દરમ્યાન હિંદુ-મુસ્લિમો વચ્ચે જેવા સંબંધો હતા તેવા જ સંબંધો જો હોત તો આ પ્રશ્ન એટલો તાકીદનો ન હોત. જો કે, ત્યારેય તે પ્રશ્ન આઝાદ હિંદમાં મોડો વહેલો તો જાગ્યો જ હોત. પણ ખિલાફત ચળવળ પછી પરિસ્થિતિ બદલાઈ ગઈ છે અને ખિલાફત ચળવળને પ્રોત્સાહન આપ્યાથી હિંદને પહોંચેલી અનેક હાનિઓમાંની આ એક હાનિ તો એ છે કે 'તેમાં નહિ માનનારાઓ પ્રત્યે' વર્ષો વીતતાં જાય છે તેમ મુસ્લિમોની ઊંડી તિરસ્કારની લાગણી તથા નિર્લજ્જતા પ્રગટતી જાય છે. વ્યવહારુ રાજકારણના માર્ગદર્શક તરીકે તલવારનો જૂનો મુસ્લિમ ધર્મ પુનર્જીવિત થતો આપણે જોઈએ છીએ, સદીઓની વિસ્મૃતિમાંથી બહાર કઢાતી જૂની પ્રતિબંધકતા કે અરબસ્તાનનો દ્વીપ જઝિરત-આરબ તો પવિત્ર ભૂમિ છે અને બિન-મુસ્લિમોના નાપાક પગલાં તેના પર ન પડવાં જોઈએ તેવી પ્રતિબંધકતા આપણે જોઈ છે, જો અફઘાનિસ્તાન હિંદ પર હુમલો કરશે તો તેઓ પોતાના સહધર્મીઓ સાથે હાથ મિલાવશે અને દુશ્મનો સામે પોતાની માતૃભૂમિને બચાવતા હિંદુઓની કતલ કરશે તેવું બોલતા મુસ્લિમ નેતાઓને આપણે સાંભળીએ છીએ, મુસ્લિમોની પ્રથમ મૈત્રી આપણી માતૃભૂમિ સાથે નથી પણ ઈસ્લામી દેશો સાથે છે તે જોવાની આપણને ફરજ પડી છે, આપણે પામી ગયા છીએ કે તેમની સૌથી પ્રિય આશા 'અલ્લાહનું રાજ્ય' બધાં પ્રાણીઓને ચાહતા પરમપિતા ઈશ્વરનું નહિ, પરંતુ મુસ્લિમોનાં ચશ્માંમાંથી દેખાતા ઈશ્વરનું રાજ્ય સ્થાપવાની છે. પુરાણકાળમાં યહૂદીઓના એક પયગંબર હઝરત મૂસા યહોવાએ - યહૂદીઓ જ્યારે પ્રારંભકાળના મુસ્લિમોની જેમ પોતાના પયગંબરોએ ઉપદેશેલા ધર્મને અનુસરવાની સ્વતંત્રતા માટે લડતા હતા, ત્યારે કાફરો પ્રત્યેના

૧ ધ ફ્યુચર ઓફ ઈન્ડિયન પોલિટિક્સ, પૃ. ૩૦૧-૩૦૫.

વર્તન અંગે તેમના એક આદેશમાં પ્રબોધેલા વર્તન સાથે મળતાં આવે છે. વિશ્વ જેમાં ઈશ્વરના આદેશ માનવીઓ મારફત અપાય છે. તેવા આવા આ કહેવાતા ધર્મગુરુઓના રાજયની પેલી પાર નીકળી ગયું છે. એ મુસલમાનોના નેતાઓનો એવો દાવો છે કે જે રાજયમાં તે રહે છે તેના કાનૂન કરતાં પણ ચોક્કસ પયંગબરનો કાનૂન તેમણે માનવો જોઈએ અને તે દાવો નાગરિક વ્યવસ્થા અને રાજયની સ્થિરતાનો વિધ્વંસક છે ને, તેમને ખરાબ નાગરિક બનાવે છે કારણ કે તેમની વફાદારી રાષ્ટ્રની બહાર છે અને તે સારા નાગરિક નહીં બની શકે જયાં સુધી તેઓ મૌલાના મહંમદઅલી અને શૌકતઅલી - મુસ્લિમ નેતાઓમાંના આ મુખ્ય અગ્રણીઓ-ના મંતવ્યોને વળગી રહેશે ત્યાં સુધી તેમના સાથી નાગરિકોનો વિશ્વાસ પણ સંપાદન નહિ કરી શકે. જો હિંદને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે તો તેની મુસ્લિમ વસ્તી - કારણ કે અજ્ઞાની જનસમૂહ પયગંબરને નામે તેમને આકર્ષતા નેતાઓને જ અનુસરશે. હિંદની આઝાદી માટે તાત્કાલિકનું જોખમ બનશે. અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, પર્શિયા, ઈરાક, અરબસ્તાન, તુર્કસ્તાન અને ઈજિપ્ત તથા મધ્ય એશિયાના આવા મુસ્લિમ ફિરકાઓ સાથે હાથ મિલાવીને હિંદને ઈસ્લામ શાસન નીચે મૂકવા તેઓ - દેશી રાજયોના મુસ્લિમોની સહાયથી બ્રિટિશ હિંદના મુસ્લિમો - માથું ઊંચકશે. આપણે તો ધાર્યું હતું કે હિંદી મુસલમાનો તેમની માતૃભૂમિને વફાદાર હતા અને સાચે જ આપણે હજીય આશા રાખીએ કે તેમનામાંનો કેટલોક શિક્ષિત વર્ગ મુસ્લિમોનાં આ રીતે ઊંચકાતા માથાંને રોકવા પ્રયત્ન કરશે. પણ પ્રતિકાર કરવા માટે તેઓ ખૂબ થોડા છે અને કાફરો તરીકે તેમની હત્યા કરાશે. હજી પણ ઈસ્લામી શાસન કેવું છે ને મલબારે આપણને શિખવાડયું છે અને હિંદમાં ખિલાફત રાજયનો બીજો નમૂનો આપણે જોવા ઈચ્છતા નથી. મલબાર બહારના મુસ્લિમોને, તેમના સહધર્મીઓએ અને ખુદ શ્રી ગાંધીએ પણ ધર્મે તેમને આમ વર્તવાનું શિખવાડયું છે તેમ માનીને તેમણે આમ કર્યું એમ જાહેર કરીને તેમને માટે બચાવ ઊભો કરીને મોપલાઓ પ્રત્યે કેટલી બધી સહાનુભૂતિ ઊભી કરી ! તે સાચું છે પણ મને ભય છે કે કોઈ પણ સંસ્કૃત ભૂમિમાં તેમનો ધર્મ હત્યા, લૂંટ બળાત્કાર, બાળવાની ઘટનાઓ અને જેઓ તેમના પુરાણા ધર્મનો ત્યાગ કરવાનો ઈન્કાર કરે તેમને તેમના

વતનમાંથી માત્ર પોતાના જાપ્તા હેઠળની શાળાઓ અને પોતાની જેલો સિવાય બહાર કાઢી મૂકવાના બનાવો માટે પ્રેરે છે, તેવું માનનારા લોકોને સ્થાન નથી. ઠગો માનતા હતા કે તેમના ચોક્કસ સ્વરૂપનો ઈશ્વર, લોકોને ગૂંગળાવીને મારી નાખવાનો, ખાસ કરીને પૈસા સાથે પ્રવાસ કરતા પ્રવાસીઓને મારી નાખવાનો આદેશ આપતો હતો. ઈશ્વરના આવા કાયદાઓને સુસંસ્કૃત દેશના કાયદાઓનું ઉલ્લંઘન કરવાની છૂટ ન આપી શકાય અને વીસમી સદીમાં જીવતા લોકોએ આવા મધ્યકાલીન વિચારોમાં માનનારા લોકોને કાં તો શિક્ષણ આપવું જોઈએ, અથવા તો તેમને દેશવટો આપવો જોઈએ. તેમના મત સાથે સહમત થનારા દેશોમાં તેમનું સ્થાન છે જ્યાં તેમનાથી ભિન્ન પડતા લોકો સાથે તેઓ હજી પણ આવી દલીલ કરી શકે - ઉદાહરણ તરીકે વર્ષો પહેલાં પર્શિયા અને પારસી લોકો અથવા તો આપણા સમયમાં બહાઈ લોકો. હકીકતમાં તો, રૂઢિચુસ્ત મુસ્લિમો દ્વારા શાસિત દેશોમાં મુસ્લિમ સંપ્રદાયો સલામત નથી. હિંદના બ્રિટિશ શાસને બધાજ સંપ્રદાયોનું તેમના રાજદંડ નીચે જીવતા શિયાઓ, સુન્નીઓ, સુફીઓ અને બહાઈઓના સંપ્રદાયોની સ્વતંત્રતાને રક્ષણ આપ્યું છે. અલબત્ત, જ્યાં તે લઘુમતીમાં છે ત્યાં તેમનો સમાજિક બહિષ્કાર તે બચાવી શક્યું નથી. જ્યાં મુસ્લિમ શાસકો છે તેવા દેશો કરતાં બ્રિટિશ શાસન નીચે મુસ્લિમો વધુ સ્વતંત્ર છે. સ્વતંત્ર હિંદનો વિચાર કરતી વેળાએ મુસલમાન શાસનના જોખમની પણ વિચારણા કરવી જોઈએ'

શ્રી સી.આર. દાસને લખેલા પત્રમાં[1] લાલા લજપતરાયે પણ આવો જ ભય વ્યક્ત કર્યો હતો-

''હમણાં હમણાંનો એક મુદ્દો મને ખૂબ વ્યથિત કરે છે અને તેનો તમે પણ કાળજીપૂર્વક વિચાર કરો તેમ હું ઈચ્છું છું અને તે પ્રશ્ન છે હિંદુ-મુસ્લિમ એકતાનો. છેલ્લા છ મહિનામાં મેં મારો મોટા ભાગનો સમય મુસ્લિમ ઈતિહાસ અને મુસ્લિમ કાનૂનના અભ્યાસમાં ગાળ્યો છે અને હું તેમ માનવા પ્રેરાયો છું કે તે નથી શક્ય કે નથી વ્યવહારુ. અસહકારની ચળવળમાં મુસલમાન નેતાઓની સન્નિષ્ઠા માની લઈએ અને સ્વીકારી પણ લઈએ છતાંય હું વિચારું છું કે તેમનો

૧ ઈન્દ્ર પ્રકાશ દ્વારા લિખિત 'લાઈફ ઓફ સાવરકર'માં ઉદ્ધૃત

ધર્મ આવા કશાક પ્રત્યે અસરકારક અવરોધ ઊભો કરે છે. હકીમ અજમલખા તથા ડૉ. કિચલૂ સાથે મારે કલકત્તામાં જે વાતચીત થઈ હતી તે મેં તમને કહી હતી તે તો તમને યાદ હશે જ. હિંદુસ્તાનમાં હકીમ સાહેબ જેવો કોઈ શ્રેષ્ઠ મુસલમાન નથી પણ કોઈ બીજો મુસ્લિમ નેતા કુરાનનું ઉલ્લંઘન કરી શકે ખરો? હું તો માત્ર એટલી જ આશા રાખી શકું કે ઈસ્લામી કાનૂનોનું મારું અર્થઘટન ખોટું પડે અને તેમજ છે તેવું જ્યારે સમજાશે ત્યારે તેનાથી વધુ બીજી કશી નિરાંત મને નહિ હોય. પણ જો તે સાચું હોય તો તેનો નિષ્કર્ષ આ છે કે ભલે આપણે અંગ્રેજો સામે એક થઈએ પણ અંગ્રેજોની રીતે હિંદુસ્તાનનું શાસન આપણે નહિ કરી શકીએ, લોકશાહી રીતે પણ આપણે હિંદુસ્તાનનું શાસન નહિ કરી શકીએ. તો પછી ઉપાય શો ? મને હિંદુસ્તાનના સાત કરોડનો ભય નથી પણ હું વિચારું છું કે હિંદુસ્તાનના સાત કરોડ વત્તા અફઘાનિસ્તાન, મધ્ય એશિયા, અરબસ્તાન, મેસોપોટિમિયા, અને તુર્કસ્તાનના આમંત્રિત યજમાનોને અટકાવી નહિ શકાય. હું હિંદુ-મુસ્લિમ એકતાની અનિવાર્યતા અથવા ઈચ્છનીયતામાં પ્રામાણિકતાપૂર્વક તથા સંનિષ્ઠાથી માનું છું. મુસ્લિમ નેતાઓ પર સંપૂર્ણ વિશ્વાસ મૂકવા હું તૈયાર છું. પણ કુરાન તથા હદિસના આદેશોનુ શું ? નેતાઓ તેમનું ઉલ્લંઘન નહિ કરી શકે. તો પછી આપણે વિનાશ તરફ ધકેલાવાનું ? ના હું તેવી આશા નથી રાખતો. હું આશા રાખું છું કે શિક્ષિત અને દૂરંદેશી માનસ આ મુસીબતમાંથી કોઈ માર્ગ કાઢશે."

ઈ.સ. ૧૯૨૪માં બંગાળી વર્તમાનપત્રના તંત્રીએ કવિ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની મુલાકાત લીધી હતી. આ મુલાકાતનો[૧] અહેવાલ જણાવે છે :

"...આ કવિના અભિપ્રાય મુજબ હિંદુ-મુસ્લિમ એકતાને એક સિધ્ધ હકીકત બનતી અટકાવતી મહત્ત્વની વાત તો એ હતી કે મુસ્લિમો તેમની સ્વદેશ ભક્તિ કોઈ એક દેશ પૂરતી સીમિત નહિ કરે... કવિએ કહ્યું કે તેમણે અનેક મુસ્લિમ નેતાઓને નિખાલસતાપૂર્વક પૂછ્યુ હતું કે જો હિંદ પર કોઈ મુસ્લિમ સત્તા આક્રમણ કરે તો તેઓ તેમના આ સહિયારા દેશને બચાવવા તેમના હિંદુ પડોશીઓની પડખે ને ઊભા રહેશે કે કેમ ? તેમણે આપેલા ઉત્તરથી તેમને સંતોષ નહોતો થયો. તેમણે

૧ 'ધ્રુ ઈન્ડિયન આઈઝ' - ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, ૧૮-૪-૨૪માંથી ઉદ્ધૃત.

કહ્યું કે તે ચોક્કસ કહી શકે છે. શ્રી મહમદઅલી જેવી વ્યક્તિએ પણ જાહેર કર્યું છે કે મુસ્લિમોને, ભલે તે ગમે તે દેશમાં રહેતા હોય, અન્ય કોઈ પણ મુસ્લિમ દેશ સામે કોઈ પણ પરિસ્થિતિમાં ઊભા રહેવાની છૂટ નથી.

૨

જો સ્વાતંત્ર્ય અશક્ય હોય તો હિંદ માટે સો ટકા અન્ય શ્રેષ્ઠ નિયતિ તરીકે બ્રિટિશ સામ્રાજ્ય નીચે સાંસ્થાનિક દરજ્જો તે સ્વીકાર્ય દરજ્જો છે. આવી નિયતિથી કોને સંતોષ થાય ? હું ચોક્કસ માનું છું કે મુસ્લિમો સાંસ્થાનિક દરજ્જાથી સંતોષ નહિ પામે જ્યારે હિંદુઓ ચોક્કસ તેનાથી સંતોષ પામશે. આવું કથન હિંદીઓ તથા અંગ્રેજોને કાને વાગશે. પોતાના સ્વાતંત્ર્યના આગ્રહ માટે કૉંગ્રેસ બોલકી તથા ઝુમરાણ કરનાર હોવાથી એવી છાપ પ્રવર્તે છે કે હિંદુઓ સ્વાતંત્ર્યના આગ્રહી છે અને મુસ્લિમો સાંસ્થાનિક દરજ્જાના. અંગ્રેજોના મન પર આની છાપ કેવી ઘેરી પડી હતી અને કૉંગ્રેસે પોકારેલા બે સૂત્રોથી હિંદુઓનાં હિતો તથા દાવાઓ અંગે કેવી વિપરીત છાપ પડી હતી તે સમજવામાં ગોળમેજી પરિષદમાં ઉપસ્થિત રહેનાર સહુ નિષ્ફળ તો નહિ જ ગયા હોય, કારણ કે કૉંગ્રેસે બે સૂત્રો જોરશોરથી પોકાર્યાં હતા. - એક સ્વરાજનું અને બીજો અંગ્રેજોએ કરેલા ઉપકારોના અસ્વીકારનું. આ સૂત્રો સાંભળીને અંગ્રેજોને લાગ્યું કે હિંદુઓ અંગ્રેજોના દુશ્મનો હતા અને સ્વાતંત્ર્યની માગણી ન કરનારા તથા ઉપકારોનો અસ્વીકાર ન કરનારા મુસ્લિમો તેમના મિત્રો હતા. કૉંગ્રેસે સ્વીકૃત કરેલી યોજનાને ધ્યાનમાં લેતાં આ છાપ ગમે તેટલી સાચી હોય તો પણ ખોટા પ્રચારથી ઊભી કરેલી ખોટી છાપ હતી. કારણ કે તેમાં થોડીક પણ શંકા ન હતી કે હિંદુઓ અંતઃકરણથી સાંસ્થાનિક દરજ્જો ઈચ્છતા હતા તથા મુસ્લિમો અંતઃકરણથી સ્વાતંત્ર્યને. જો તેની સાબિતી જોઈતી હોય તે તેવી અનેક સાબિતીઓ છે.

ઈ.સ. ૧૯૨૧માં સૌ પ્રથમ સ્વાતંત્ર્યનો પ્રશ્ન ઊભો કરાયો. તે વર્ષે અમદાવાદ શહેરમાં અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાએ (કૉંગ્રેસ), ધી ઓલ ઈન્ડિયા ખિલાફત કોન્ફરન્સે અને ધી ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગે તેમનાં વાર્ષિક અધિવેશનો ભર્યાં. દરેકે પોતાની બેઠકમાં સ્વાતંત્ર્ય માટેનો પ્રસ્તાવ પસાર કર્યો. કૉંગ્રેસ, ખિલાફત

કોન્ફરન્સ અને મુસ્લિમ લીગના ઠરાવોનાં કેવાં પરિણામ આવ્યાં તે જાણવું પણ રસપ્રદ છે.

કૉંગ્રેસના અધ્યક્ષ હતા હકીમ અજમલખા. આ અધિવેશનનો પ્રારંભ થતાં પહેલાં જ, કૉંગ્રેસના વિધિસર નિયુક્ત થયેલા અધ્યક્ષ શ્રી સી.આર. દાસની સરકારે ધરપકડ કરી હોવાથી તે અધ્યક્ષપદે બની શક્યા નહોતા. આથી શ્રી હકીમે કાર્યકારી અધ્યક્ષ તરીકે સુકાન સંભાળ્યું હતું. કૉંગ્રેસની બેઠકમાં મૌલાના હઝરત મોહનીએ કૉંગ્રેસના સિદ્ધાંતમાં પરિવર્તન કરવાનો આગ્રહ રાખતો ઠરાવ રજૂ કર્યો. તે ઠરાવ અંગેની કાર્યવાહીનો[1] સાર નીચે પ્રમાણે છે :

"સંપૂર્ણ સ્વાતંત્ર્યની દરખાસ્ત મૂકતા પોતાના પ્રસ્તાવ અંગે મૌલાના હઝરત મોહનીએ ઉર્દૂમાં લાંબું અને અસરકારક પ્રવચન આપ્યું. તેમણે કહ્યું કે ગયે વર્ષે તેમને સ્વરાજ્યનું વચન અપાયું હોવા છતાંય તે એક જ વર્ષમાં ખિલાફતની ફરિયાદ તથા પંજાબના અન્યાયો જોતાં અત્યાર સુધી તેમણે તેવું કશું જ પ્રાપ્ત કર્યું ન હતું. એટલે હવે પછી કાર્યક્રમને વળગી રહેવાનો કશો જ અર્થ નથી. બ્રિટિશ સામ્રાજ્ય કે બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં રહેવાથી તેમને જો સ્વરાજ ન જ મળવાનું હોય તો તેમને લાગે છે કે જરૂર પડે તેમણે તેમાંથી બહાર નીકળી જતાં ખચકાવું ન જોઈએ. લોકમાન્ય તિલકના શબ્દોમાં કહીએ તો 'સ્વરાજ્ય તે તેમનો જન્મસિદ્ધ અધિકાર હતો.' અને કોઈ પણ સરકાર જો વાણી-સ્વાતંત્ર્ય અને કાર્ય-સ્વાતંત્ર્યના પ્રાથમિક અધિકારનો ઈન્કાર કરતી હોય તો તે લોકોની વફાદારીની અધિકારી નથી. તેમના જન્મસિદ્ધ સ્વાતંત્ર્યની અવેજીમાં સાંસ્થાનિક દરજ્જા જેવું સ્વરાજ કે વસાહતી સ્વરાજ્ય તેમને ન ખપે. શ્રી ચિત્તરંજનદાસ, પંડિત મોતીલાલ નહેરુ, લાલા લજપતરાય જેવા પ્રજાના આદરણીય નેતાઓને જે સરકાર કારાગારમાં ધકેલી શકતી હોય તે સરકારે પ્રજાના આદરનો અધિકાર ગુમાવ્યો છે અને વર્ષને અંતે પણ તેમને સ્વરાજ મળ્યું ન હોવાથી બધા પરદેશી નિયંત્રણથી મુક્ત તેવું સ્વરાજ પ્રાપ્ત કરવાનો જ તેમને માટે હવે, ખુલ્લો રહેલો માર્ગ લેતાં હવે તેમને કશું જ નહિ રોકી શકે. પ્રસ્તાવના નીચે પ્રમાણે છે. :

"ભારતીય રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)નું ધ્યેય છે હિંદના લોકો દ્વારા તમામ

૧ જુઓ, ધ ઇન્ડિયન એન્યુઅલ રજિસ્ટર, ૧૯૨૨, પરિશિષ્ટ, પૃ. ૬૪-૬૬.

કાયદેસરના અને શાંતિપૂર્ણ સાધનો દ્વારા, તમામ પરદેશી નિયંત્રણથી મુક્ત તેવા સ્વરાજની અને સંપૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ."

તે પ્રસ્તાવના પક્ષમાં અનેક પ્રતિનિધિઓ બોલી ગયા પછી શ્રી ગાંધી તે પ્રસ્તાવનો વિરોધ કરવા આગળ આવ્યા. શ્રી ગાંધીએ કહ્યું :

"મિત્રો, શ્રી હઝરત મોહનીના પ્રસ્તાવ અંગે મેં તમને હિંદીમાં માત્ર થોડા જ શબ્દો કહ્યા છે. અંગ્રેજીમાં હું તમને જે કહેવા માગું છું તે એ છે કે જે વિચાર્યા વિના તમારામાંના કેટલાકે તે પ્રસ્તાવ સ્વીકાર્યો છે તેનાથી મને ખૂબ દુઃખ થયું છે. જવાબદાર પુરુષો તથા સ્ત્રીઓ તરીકે આપણે નાગપુર અને કલકત્તાના દિવસો તરફ પાછા વળવું જોઈએ અને એક કલાક પહેલાં જ આપણે શું કર્યું તે યાદ રાખવું જોઈએ. એક કલાક પહેલાં જ આપણે એક એવો પ્રસ્તાવ પસાર કર્યો કે જેમાં ખિલાફત તથા પંજાબના અન્યાયોની અંતિમ પતાવટ તથા અમલદારશાહીના હાથમાંથી કેટલાક ચોક્કસ માર્ગો દ્વારા લોકોના હાથમાં સત્તાની સોંપણી અંગે વિચારાયું.. ખોટા પ્રશ્નો ઊભા કરીને અને હિંદના વાતાવરણની વચ્ચે તોપનો ગોળો ફેંકીને તમે તે સમગ્ર પરિસ્થિતિ તમારા મનમાંથી ભૂંસી નાંખવા માગો છો ? મને આશા છે કે તમારામાંથી જેમણે અગાઉના પ્રસ્તાવને અનુમોદન આપ્યું છે તે આ પ્રસ્તાવને સ્વીકારતાં અને અનુમોદન આપતાં પચાસવાર વિચાર કરશે. આ વિશ્વની વિચારશીલ પ્રજા આપણા પર એવો આક્ષેપ મૂકશે કે આપણે ક્યાં છીએ. તે આપણે જાણતા નથી આપણે આપણી મર્યાદાઓ પણ સમજવી જોઈએ. હિંદુઓ તથા મુસલમાનો વચ્ચે સંપૂર્ણ અખંડિત એકતા સ્થપાવા દો. આજે અહીં એવું કોણ છે જે વિશ્વાસપૂર્વક કહી શકે, 'હા, હિંદુ-મુસ્લિમ એકતા હિંદી રાષ્ટ્રવાદનું અખંડ અંગ બની ગઈ છે.' અહીં એવું કોણ છે જે મને કહી શકે કે પારસીઓ અને શીખો તથા ખ્રિસ્તીઓ અને યહૂદીઓ અને વળી આજ બપોરે તમે જેમના વિશે સાંભળ્યું તે અસ્પૃશ્યો - કોણ મને એવું કહેશે કે આ લોકો જ આવા કોઈ વિચારનો વિરોધ નહિ કરે? આથી, જ જે પગલું તમારી પ્રતિષ્ઠાને, તમારા લાભને શ્રેય આપનાર ન હોય પણ જે ન સુધારી શકાય તેવું નુકસાન કરનાર હોય તે પગલું લેતાં પહેલાં પચાસવાર વિચાર કરો. સૌ પ્રથમ તો આપણે આપણી શક્તિનો સંચય કરીએ;

સૌ પ્રથમ આપણે આપણું પોતાનું ઊંડાણ મજબૂત બનાવીએ. આપણે એવા પાણીમાં ન જઈએ કે જેનું ઊંડાણ આપણે જાણતા નથી. અને શ્રી હઝરત મોહનીનો આ પ્રસ્તાવ તમને ન માપી શકાય તેવા ઊંડાણમાં લઈ જાય છે. એક જ કલાક પહેલાં પસાર કરેલા પ્રસ્તાવમાં જો તમને શ્રધ્ધા હોય તો હું પૂર્ણ વિશ્વાસપૂર્વક આ પ્રસ્તાવને સ્વીકારવાની ના પાડું છું. તમારી સામેનો આ પ્રસ્તાવ માત્ર એક ક્ષણ પહેલાં તમે પસાર કરેલા પ્રસ્તાવની સમગ્ર છાપ ભૂસી નાખે છે. સિધ્ધાંતો શું કપડાં જેવી સરળ વસ્તુ છે કે જે માણસ ધારે ત્યારે બદલી શકે ? સિધ્ધાંતો ખાતર લોકો મરે છે અને સિધ્ધાંતોથી લોકો યુગોના યુગો જીવે છે. નાગપુરમાં સંપૂર્ણ ચર્ચા-વિચારણા પછી તમે સ્વીકારેલો સિધ્ધાંત તમે બદલવા માગો છો ? તમે જયારે તે સિધ્ધાંત સ્વીકાર્યો ત્યારે એક વર્ષની મર્યાદા ન હતી. તે તો વ્યાપક સિધ્ધાંત છે. તે નબળામાંના નબળાને અને સશક્તમાંના સશક્ત સહુને સમાવે છે અને જો તમે મૌલાના હજરત મોહનીનો મર્યાદિત સિધ્ધાંત સ્વીકારશો, જે સિધ્ધાંત તમારામાંના નબળામાં નબળા બાંધવને સમાવતો નથી તે સિધ્ધાંત સ્વીકારશો તો તમે તમારામાંના નબળામાં નબળાનો વસ્ત્ર પહેરવાનો અધિકાર પણ છીનવી લેશો. આથી, પૂર્ણ વિશ્વાસ સાથે હું તમને આ પ્રસ્તાવનો અસ્વીકાર કરવા કહું છું."

અને પ્રસ્તાવ પર જયારે મતદાન થયું ત્યારે તેને પરાજિત જાહેર કરાયો.

ઓલ ઇન્ડિયા ખિલાફત કોન્ફરન્સની બેઠકનું અધ્યક્ષ સ્થાન પણ શ્રી હકીમ અજમલખા જ સંભાળ્યું હતું. આ અધિવેશનની વિષય - વિચારિણી સમિતિમાં સ્વાતંત્ર્ય માટેનો પ્રસ્તાવ રજૂ થયો હતો. તે પ્રસ્તાવનું શું થયું તે તેની કાર્યવાહીના નીચેના સાર પરથી સ્પષ્ટ થાય છે. કાર્યવાહીનો અહેવાલ જણાવે છે :[1]

"રાતે અગિયાર વાગ્યે, બીજા દિવસની સવાર સુધી અધિવેશન મોકૂફ રહ્યું તે પહેલાં, અધ્યક્ષ હકીમ અજમલખાને જાહેર કર્યું કે અધિવેશનની વિષય વિચારિણી સમિતિએ શ્રી આઝાદ શોભાનીએ મુકેલા અને હઝરત મોહનીએ સમર્થન આપેલા પ્રસ્તાવને બહુમતીથી સ્વીકારી ઠરાવ્યું કે સઘળા મુસ્લિમો તથા

૧ ધ ઇન્ડિયન એન્યુઅલ રજિસ્ટર, ૧૯૨૨, પરિશિષ્ટ, પૃ. ૧૩૩-૩૪.

અન્ય કોમોને બ્રિટિશ શાહીવાદનો વિનાશ કરવાનો અને સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરવા જણાવવું."

"આ પ્રસ્તાવ જણાવે છે કે બ્રિટિશ સરકારનાં હઠીલી નીતિ તથા વલણ જોતાં એમ લાગે છે કે બ્રિટિશ શાહીવાદ જાઝિરાત-ઉલ-આરબ તથા ઈસ્લામી વિશ્વને બિન-મુસ્લિમોના નિયંત્રણ તથા પ્રભાવથી સંપૂર્ણ મુક્ત થવા દે તેવી આશા રાખી ન શકાય અને તેનો અર્થ એ કે શરિયત તેની જે સલામતી માગે છે તેટલે અંશે ખિલાફત પ્રાપ્ત નહિ થઈ શકે. આથી, ખિલાફતની કાયમી સલામતી તથા હિંદની સમૃદ્ધિ પ્રાપ્ત કરવા બ્રિટિશ શાહીવાદના વિનાશનો પુરુષાર્થ અનિવાર્ય છે. આ અધિવેશન એવો મત ધરાવે છે કે આવો પ્રયત્ન કરવા માટે હિંદના અન્ય નિવાસીઓના સંયુક્ત સહકારમાં મુસ્લિમો માટે એક જ માર્ગ છે અને તે હિંદને સંપૂર્ણ સ્વતંત્ર કરવાનો અને આ અધિવેશનનો એવો અભિપ્રાય છે કે સ્વરાજય અંગેનો મુસ્લિમોનો મત એક સરખો જ છે એટલે કે સંપૂર્ણ સ્વરાજયનો જ છે અને તે આશા રાખે છે કે અન્ય હિંદવાસીઓ પણ તેવો જ મત ધરાવશે.

"બીજે દિવસે, ૨૭, ડિસેમ્બર, ૧૯૨૧ને દિવસે અધિવેશનની બેઠકનો પુનઃ પ્રારંભ થતાં જ, સ્વાતંત્ર્યના આ પ્રસ્તાવ અંગે છાવણીમાં ભાગલા પડેલા દેખાયા. તેમના ધ્યેય તરીકે સ્વાતંત્ર્ય અને બ્રિટિશ શાહીવાદના ધ્યેયને જાહેર કરતો પ્રસ્તાવ જયારે શ્રી હઝરત મોહની રજૂ કરવા જતા હતા ત્યારે જ ખિલાફત વિષય-વિચારિણી સમિતિના સભ્યે તેના પરની વિચારણા અંગે વાંધો ઉઠાવ્યો અને તે વાંધાના કારણ તરીકે જણાવ્યું કે તેમના બંધારણ પ્રમાણે, તેમના સિદ્ધાંતમાં પરિવર્તન સૂચવતો કોઈ પણ ખરડો, જયાં સુધી વિષયવિચારણી સમિતિના ૨/૩ જેટલા સભ્યોની બહુમતી દ્વારા સમર્થન ન પામ્યો હોય ત્યાં સુધી તે સ્વીકારાયેલો માની શકાય નહિ."

"અધ્યક્ષશ્રી હકીમ અઝમલખાં આ વાંધાનો સ્વીકાર કર્યો અને સ્વતંત્રના અંગેના ઠરાવને અમાન્ય રાખ્યો."

"શ્રી હઝરત મોહનીએ સખત વિરોધ કર્યો અને અધ્યક્ષે આજ સામ્ય દ્વારા વિષય-વિચારણી સમિતિમાં રજૂ થયેલો આવો જ વાંધો નામંજૂર કર્યો હતો અને

હવે ખુલ્લા અધિવેશનમાં તેની છૂટ આપી છે તે હકીકત પ્રત્યે ધ્યાન દોર્યું. તેમણે જણાવ્યું કે તેમના સ્વરાજનો અર્થ પૂર્ણ સ્વરાજ હતો તેવું અધિવેશનના મંચ પરથી જાહેર કરવાના તેમના માર્ગમાં આડે આવવાના હેતુથી જ તેમના પ્રસ્તાવને અમાન્ય રાખવાની અધ્યક્ષે યુક્તિ કરી હતી.

ઓલ ઇન્ડિયા મુસ્લિમ લીગના અધ્યક્ષ હતા મૌલાના હઝરત મોહની. આ પ્રસ્તાવ અંગેની લીગની કાર્યવાહીનો અહેવાલ જણાવે છે :[1]

"ઈ.સ. ૧૯૨૧ની ૩૧મી ડિસેમ્બરે રાતે નવ વાગ્યે મુસ્લિમ લીગની બેઠક મળી. કેટલાક બિનવિવાદાસ્પદ પ્રસ્તાવ પસાર કર્યા પછી અધ્યક્ષશ્રી હઝરત મોહનીએ તાળીઓના ગડગડાટ વચ્ચે જાહેર કર્યું કે તે દરખાસ્ત મૂકે છે કે સ્વાતંત્ર્ય પ્રાપ્તિ અને બ્રિટિશ શાહીવાદના વિનાશ અંગેનો તેમને પ્રસ્તાવ અમાન્ય કરતો વિષય-વિચારિણી સમિતિનો નિર્ણય અંતિમ લેખાશે અને તે લીગની બહુમતીના અભિપ્રાયનું પ્રતિનિધિત્વ કરે છે તેમ મનાશે. પણ આ વિષયનું અતિ મહત્ત્વ જોતાં તે પ્રસ્તાવ પર મતદાન લીધા વિના ચર્ચા કરવાની છૂટ આપવામાં આવશે."

"જેમણે વિષય-વિચારિણી સમિતિમાં આ પ્રસ્તાવ મૂક્યો હતો તે શ્રી આઝાદ શોભાનીએ જ લીગમાં પણ તે મૂક્યો. તેમણે કહ્યું કે તે હિંદુ-મુસ્લિમ એકતા સંપૂર્ણપણે મહત્ત્વની છે, તેમની લડતલડવા માટેનો એક માર્ગ છે અહિંસા અને અસહકાર, અને કૉંગ્રેસ શ્રી ગાંધીને જે આપખુદ નેતૃત્વ આપ્યું છે તે માટે શ્રી ગાંધી સાચે જ યોગ્ય છે તેવું તે માનતા હતા. પણ સાથેસાથે તે એવું પણ માનતા હતા કે બ્રિટિશ શાહીવાદ હિંદ તથા ઈસ્લામીવિશ્વ માટે મોટામાં મોટો ખતરો છે અને સ્વાતંત્ર્યનો આદર્શ તેમની સામે મૂકીને તેનો નાશ કરવો જોઈએ.

શ્રી આઝાદ શોભાનીએ પછી અનેક વકતાઓ બોલ્યા અને તેમણે તેમને તેવું જ સમર્થન આપ્યું.

માનનીય શ્રી રઝાઅલીએ જાહેર કર્યું કે અધ્યક્ષના નિર્ણયનું કારણ તે હતું કે જે પગલું કૉંગ્રેસે નહોતું લીધું તે પગલું લીગ લેવા માગતી નહોતી. સમજ્યા

૧ એજ, પરિશિષ્ઠ, પૃ. ૩૮.

વિના મોટીમોટી વાતો કરવા સામે તેમણે તેમને ચેતવણી આપી અને પ્રેક્ષકોને યાદ દેવડાવ્યું કે અત્યારે સ્વાતંત્ર્ય મળે તો પણ હિંદ તે જાળવવા માટે તૈયાર નથી.

"ઉદાહરણ તરીકે તેમણે પૂછ્યું કે જો આવતી કાલે અંગ્રેજો હિંદ છોડી જાય તો સરસેનાપતિ કોણ થશે ?"

(એક અવાજ 'અનવર પાશા')

"વક્તાએ ભારપૂર્વક જાહેર કર્યું કે તે કોઈ પણ વિદેશીને સહન નહિ કરે. તેમને તો હિંદી સરસેનાપતિ જોઈએ છે."

ઈ.સ. ૧૯૨૩ના માર્ચમાં કોકોન્ડમાં ભરાયેલી કૉંગ્રેસની બેઠકમાં ફરી પાછો સ્વતાંત્ર્યનો પ્રશ્ન ઊભો થયો હતો પણ તે નિષ્ફળ ગયો.

બેલગામમાં ભરાયેલી કૉંગ્રેસની સભામાં અધ્યક્ષસ્થાને શ્રી ગાંધીએ કહ્યું :

"જો બ્રિટિશ સરકાર પોતે જે કહ્યું છે તેમ કરવામાં માનતી હોય અને પ્રામાણિક પણે આપણને સમાનતા આપે તો તે બ્રિટિશ સંબંધોને સંપૂર્ણ તોડી નાખવા કરતાં મારે મતે મહાન વિજય હશે. આથી, સામ્રાજ્યમાં રહીને હું સ્વરાજનો પ્રયત્ન કરીશ પણ બ્રિટનના ખુદના વાંકથી જો તે અનિવાર્ય બને તો બધા જ સંબંધો તોડતા હું ખચકાઈશ નહિ. આમ, હું અલગ પડવાનો દોષ અંગ્રેજ લોકોને માથે ઢોળીશ."

ઈ.સ. ૧૯૨૫માં શ્રી સી. આર. દાસે ફરી આ વિષય છેડ્યો. તે જ વર્ષે મે મહિનામાં ભરાયેલા બંગાળ પ્રાંતીય અધિવેશનના તેમના પ્રવચનમાં, સ્વાતંત્ર્યના ખ્યાલને સભાનપણે કુઠારાઘાત આપવાના હેતુથી સાંસ્થાનિક દરજ્જાની તુલનામાં સ્વાતંત્ર્યનો ખ્યાલ ગૌણ છે તે દર્શાવવા તેમણે ખાસ શ્રમ લીધો :

"....મારે મન સ્વાતંત્ર્ય તે સ્વરાજનો સંકુચિત ખ્યાલ છે. તે સાચું કે તેમાં ગુલામીનો વિરોધ સૂચિત છે. પણ આપણને કશો વિધેયાત્મક ખ્યાલ પ્રાપ્ત થતો નથી. હું એક ક્ષણ પણ તેવું નથી સૂચવતો કે સ્વાતંત્ર્ય તે સ્વરાજ્ય સાથે સુસંગત નથી. પણ માત્ર સ્વાતંત્ર્ય જ અનિવાર્ય નથી, સ્વરાજ્યની સ્થાપના પણ અનિવાર્ય છે. આવતી કાલે અંગ્રેજો આપણું ભાવિ આપણા હાથમાં છોડી ચાલ્યા

જાય અને હિંદ સ્વતંત્ર બને પણ તેનાથી મારા મનમાં સ્વરાજનો જે ખ્યાલ છે તે આપણને ચોક્કસ નહિ મળે. ગયાનામાં મેં કરેલા મારા અધ્યક્ષીય પ્રવચનમાં મેં કહ્યું હતું તેમ હિંદમાં, દેખીતા ઘણા વિરોધી તત્ત્વોને એક કરી હિંદ બનાવવાના જટિલ રસપ્રદ પ્રશ્નો છે. એ એકતા સ્થાપવાનો પ્રશ્ન તે લાંબી પ્રક્રિયા છે. કદાચ કંટાળાજનક પ્રક્રિયા પણ. પણ તેના વિના સ્વરાજ શક્ય નથી.

બીજા સ્થાને સ્વાતંત્ર્ય, સ્વરાજ જેનું હાર્દ છે તે ક્રમનો ખ્યાલ તમને આપતું નથી. હમણાં મેં જે એકતાની વાત કરી તેનો અર્થ છે તેવા ક્રમની સ્થાપના પરંતુ એક વાત સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે આપણે જેની સ્થાપવાનો પ્રયત્ન કરીએ તે હિંદીઓની પ્રતિભા, સ્વભાવ અને પરંપરા સાથે સુસંગત હોવું જોઈએ. મારે મન, સ્વરાજ એટલે સૌપ્રથમ તો આપણી પાસે લોકોમાં રહેલા વૈવિધ્યસભર તત્ત્વોની એકતા સ્થાપવાની સ્વતંત્રતા હોવી જોઈએ. બીજું એ કે આપણે આ કામ બે હજાર વર્ષ પાછળ જઈને નહિ પરંતુ આપણી રાષ્ટ્રીય પ્રતિભા અને સ્વભાવને ધ્યાનમાં રાખી આગળ વધીને રાષ્ટ્રીય સ્તરે કરવું જોઈએ.

"ત્રીજું, આપણી સામે પડેલા કાર્યમાં કોઈ પણ વિદેશી સત્તાનો અવરોધ આપણને ન નડવો જોઈએ. એટલે હું જેને સ્વરાજ કહું છું તે જ આપણો આદર્શ હોવો જોઈએ. માત્ર સ્વાતંત્ર્ય નહિ. સ્વાતંત્ર્ય કદાચ સ્વરાજનું વિરોધી પણ હોય. જ્યારે આપણને પૂછવામાં આવે કે સ્વાતંત્ર્યનો આપણો રાષ્ટ્રીય આદર્શ શો છે તો તેનો એક જ ઉત્તર આપણે આપી શકીએ અને તે સ્વરાજ. મારે હોમરૂલ નથી જોઈતું કે નથી જોઈતું, સ્વશાસન. કદાચ, હું જેને સ્વરાજ કહું છું તેમાં તે સમાઈ જાય છે. કોણ જાણે કેમ પણ મારા સંસ્કાર ગમે તે રીતે પણ 'શાસન' શબ્દનો વિરોધ કરે છે, પછી તે હોમરૂલ હોય કે વિદેશી શાસન."

* * *

"હવે પ્રશ્ન તે ઊભો થાય છે કે આ આદર્શ, સામ્રાજ્યમાં રહીને સિદ્ધ કરવો કે તેની બહાર કરીને ? તેનો હંમેશા. કૉંગ્રેસે એક જ ઉત્તર આપ્યો છે. તે છે: જો સામ્રાજ્ય આપણો હક માન્ય કરે તો સામ્રાજ્યમાં રહીને અને જો તે ન માન્ય કરે તો સામ્રાજ્યની બહાર રહીને," આપણને આપણી જિંદગી જીવવાની

તક, સ્વઓળખ, સ્વવિકાસ તથા સ્વસંતોષની તક પ્રાપ્ત થવી જ જોઈએ. પ્રશ્ન છે આપણી જિંદગી જીવવાનો. જો આપણા રાષ્ટ્રીય જીવનના વિકાસ તથા પ્રગતિ માટે સામ્રાજ્ય પૂરતો અવકાશ આપે તો સામ્રાજ્યનો ખ્યાલ પસંદ કરવા યોગ્ય છે. તેનાથી ઊલટું, જગન્નાથના રથની જેમ, પોતાની સામ્રાજ્યવાદી કૂચમાં આપણી જિંદગીને કચડી નાખે તો સામ્રાજ્યની બહાર સ્વરાજ સ્થાપવાનો આદર્શ ન્યાયી છે.

"ખરેખર, સામ્રાજ્યનો ખ્યાલ ઘણા લાભોનો વિશદ અર્થ આપે છે. સાંસ્થાનિક દરજ્જો કોઈ પણ અર્થમાં પરવશતા નથી. જેઓ ભૌતિક લાભ માટે સહકારની ખરેખર ભાવનાથી સામ્રાજ્યનો ભાગ બને છે. એમની સહમતીથી અનિવાર્ય રીતે તે જોડાણ છે. મુક્ત જોડાણ પોતાની સાથે અલગતાનો હક લઈ જાય છે. યુદ્ધ પહેલાં સામાન્ય રીતે એવું મનાતું હતું કે સામ્રાજ્ય અને એના અંગભૂત ભાગ રહી શકે તે માત્ર બૃહદ રાજ્યસંઘ જ છે. એવું સમજાયું છે કે આધુનિક પરિસ્થિતિ હેઠળ કોઈ પણ રાષ્ટ્ર અલગતાની અને સાંસ્થાનિક દરજ્જાની સ્થિતિમાં રહી શકે નહિ. બ્રિટિશ સામ્રાજ્ય કહેવાતા બૃહદ રાષ્ટ્રસંઘ રચતા દરેક ભાગને સંપૂર્ણ રક્ષણ આપે છે ત્યારે દરેકને પોતાની જાતને સમજવાનો, પોતાનો વિકાસ કરવાનો, પોતાને પરિપૂર્ણ કરવાનો હક પ્રાપ્ત કરી આપે છે અને તેથી મેં જણાવેલાં સ્વરાજનાં બધાં તત્ત્વો તે અભિવ્યક્ત કરે છે અને સૂચિત કરે છે.

"આ આદર્શ, તેના આધ્યાત્મિક મહત્ત્વને કારણે પણ મને વિશેષ આકર્ષક લાગે છે. હું વિશ્વશાંતિમાં માનું છું, વિશ્વના અંતિમ સમવાયતંત્રમાં માનું છું અને હું માનું છું કે બ્રિટિશ સામ્રાજ્ય તરીકે ઓળખાતો મહાન રાષ્ટ્રસંઘ - પ્રત્યેકના પોતાના આગવા જીવન, પોતાની આગવી સંસ્કૃતિ, પોતાનાં આગવા દૃષ્ટિકોણ સહિતની વિવિધ જાતિઓનો સમવાયસંઘ - જેની ટોચે તેનું નેતૃત્વ કરનાર પાસેથી જેના ઉકેલની અપેક્ષા રખાય તો યોગ્ય મુત્સદ્દીઓ હોય તેવા માનવીની કલ્પનામાં હોય તેવા મહાન સમવાયસંઘમાં વિશ્વને સાંકળવાના માનવ જાતિના સમવાયસંઘના પ્રશ્નમાં મહત્ત્વનું પ્રદાન કરી શકે. પણ તેનું સાચું નેતૃત્વ આપનાર હોય તો જ. કારણ કે આ આદર્શના વિકાસમાં ઘટક રાષ્ટ્રોના દેખીતો ત્યાગ સમાયેલો છે અને સહુના ભલા માટે સામ્રાજ્યે પણ પ્રભુત્વના કુરૂપ ખ્યાલ

છોડી દેવો જોઈએ. હું માનું છું કે વિશ્વના ભલા માટે સામ્રાજયમાં રહીને સ્વાતંત્ર્ય મેળવવાનો પ્રયત્ન કરવો અને તે રીતે માનવતાની સેવા કરવી તેમાં જ હિંદનું ભલું રહેલું છે."

સ્વાતંત્ર્ય કરતાં સાંસ્થાનિક દરજજો ઈષ્ટ છે તેવો આગ્રહ જ માત્ર શ્રી દાસે રાખ્યો, એટલું જ નહિ પણ તે તો તેનાથીય આગળ વધ્યા અને હિંદની રાજકીય ઉત્ક્રાંતિના ધ્યેય તરીકે અધિવેશન પાસે નીચેનો પ્રસ્તાવ પસાર કરાવ્યો :

૧. આ અધિવેશન જાહેર કરે છે કે સ્વરાજના રાષ્ટ્રીય આદર્શમાં હિંદી રાષ્ટ્રનો પોતાનું આગવું જીવન જીવવાનો, સ્વઓળખ, સ્વવિકાસ અને સ્વસંતોષનો, બહારના વર્ચસ્વના અંતરાય કે અવરોધ વિના વિવિધ તત્ત્વોની એકતા સ્થાપી હિંદી રાષ્ટ્ર બનાવવાના સ્વાતંત્ર્યનો અધિકાર સમાયેલો છે.

૨. જો બ્રિટિશ સામ્રાજય આ હક માન્ય કરે અને સ્વરાજ પ્રાપ્તિના માર્ગની આડે ન આવે, આવી તક આપવા તૈયાર થાય અને આવા અધિકારોને અસરકારક બનાવવા યોગ્ય ત્યાગ કરવાનું માથે લે તો આ અધિવેશન બ્રિટિશ સામ્રાજયમાં રહીને સ્વરાજ મેળવવાની હાકલ હિંદને કરે છે."

તે નોંધવુ જોઈએ કે સમગ્ર બેઠક દરમિયાન શ્રી ગાંધી ઉપસ્થિત હતા. પણ તેમણે અસંમતિનો એક હરફ ન ઉચ્ચાર્યો. ઊલટું, તેમણે તો શ્રી દાસે અપનાવેલા વલણને અનુમોદન આપ્યું.

આ હકીકતો લક્ષમાં લેતાં, હિંદુઓ સ્થાનિક સ્વરાજના હિમાયતી હતા અને મુસ્લિમો સ્વાતંત્ર્યના હિમાયતી હતા તે હકીકત પર કોને શંકા જાય ? પણ જો હજીય કોઈ શંકા રહેતી હોય તો ઈ.સ. ૧૯૨૮માં આપેલા નહેરુ સમિતિના અહેવાલ પરના મુસ્લિમોના પ્રત્યાઘાતોથી તે સંપૂર્ણ દૂર થઈ જવી જોઈએ. કૉંગ્રેસે બંધારણ ઘડવા નિયુક્ત કરેલી નહેરુ સમિતિએ હિંદના બંધારણના આધાર તરીકે સાંસ્થાનિક દરજજાને સ્વીકાર્યો અને સ્વતાંત્ર્યને અમાન્ય ગણ્યું. નહેરુ સમિતિના અહેવાલ પરત્વે દેશમાં કૉંગ્રેસ તથા મુસ્લિમ રાજકીય સંસ્થાઓએ અપનાવેલું વલણ નોંધવું સૂચક છે.

ઈ.સ. ૧૯૨૮માં કલકત્તામાં ભરાયેલા કોંગ્રેસના અધિવેશનમાં શ્રી ગાંધીએ નીચેનો પ્રસ્તાવ રજૂ કર્યો :

"સર્વપક્ષીય સમિતના અહેવાલમાં ભલામણ કરેલા બંધારણને આ કોંગ્રેસ હિંદના રાજકીય તથા કોમી પ્રશ્નોના ઉકેલ પરત્વેના મહાન પ્રદાન તરીકે આવકારે છે અને તેમના સૂચનો અંગેની તેણે આપેલી સર્વસંમતિ અંગે તેને અભિનંદન આપે છે અને મદ્રાસ કોંગ્રેસ અધિવેશનમાં પૂર્ણ સ્વાતંત્ર્ય અંગે પસાર કરેલા ઠરાવને વળગી રહીને આ સમિતિએ ઘડેલા બંધારણે, રાજકીય પ્રગતિના એક મહાન પગલાં તરીકે, ખાસ તો તે દેશના મહત્ત્વના પક્ષો વચ્ચે સધાયેલી સંમતિના મહાનમાં મહાન પગલાનું તે પ્રતિનિધિત્વ કરે છે તેવા પગલા તરીકે તેને બહાલી આપે છે."

"રાજકીય પરિસ્થિતિની તાકીદની કોઈ જરૂરિયાત ન ઊભી થાય તે શરતે, જો બ્રિટિશ પાર્લામેન્ટ તેને ૧૯૩૧ના ડિસેમ્બરની ૩૧મીએ કે તે પહેલાં તે સ્વીકારે તો કોંગ્રેસ તેનો સંપૂર્ણ સ્વીકાર કરે છે, પણ તે તારીખ સુધીમાં તે ન સ્વીકારાય અથવા તો તે પહેલાં તેનો ઈનકાર કરાય તો કોંગ્રેસ અહિંસક અસહકારનો આરંભ કરી દેશને કરવેરા ન ભરવાનો અથવા ત્યારે જે કાંઈ નક્કી થાય તે માર્ગ લેવાનો આદેશ આપશે. ઉપરના કથન સાથે સુસંગત રહીને, પૂર્ણ સ્વાતંત્ર્યનો પોતાનો પ્રચાર ચાલુ રાખવામાં આ ઠરાવનો કોઈ અંશ કોંગ્રેસને નામે દાખલ કરી શકશે નહિ."

આ જ દર્શાવે છે હે હિંદુઓનો મત સ્વતંત્ર્યના પક્ષમાં નહિ પણ સાંસ્થાનિક દરજ્જાના પક્ષમાં હતો. કોઈક આ વિધાનને અપવાદરૂપ ગણશે. એમ પણ પુછાશે કે ઈ.સ. ૧૯૨૭ના કોંગ્રેસના ઠરાવનું શું ? તે સાચું કે ઈ.સ. ૧૯૨૭માં, કોંગ્રેસે તેના મદ્રાસ અધિવેશનમાં પંડિત નહેરુએ રજૂ કરેલો નીચેનો ઠરાવ પસાર કર્યો હતો :

"કોંગ્રેસ જાહેર કરે છે કે હિંદના લોકોનું ધ્યેય, સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતા છે."

પણ આ ઠરાવે કોંગ્રેસમાં હિંદુઓના સાચા માનસનું પ્રતિબિંબ પાડયું નહોતું

અને આ ઠરાવ તેવા સાચા માનસનું પ્રતિબિંબ પાડતોય નથી તેવા વિવાદને સમર્થન આપતી પૂરતી સાબિતીઓ છે.

આ ઠરાવ એક આશ્ચર્ય સ્વરૂપે આવ્યો. ઈ.સ. ૧૯૨૭ના અધિવેશનના અધ્યક્ષસ્થાને બિરાજેલા ડૉ. અનસારીના[૧] પ્રવચનમાં તેના કોઈ એંધાણ નહોતાં. કાર્યની તાકીદ તરીકે નહિ પણ માત્ર સંભાવ્ય દિશા તરીકે આ પસાર થયેલા ઠરાવનો સ્વાગત સમિતિના અધ્યક્ષે ઉલ્લેખ કર્યો હતો.[૨]

આ ઠરાવ અંગે કોઈ પૂર્વ-વિચારણા કરવામાં આવી નહોતી. તે એક ચાલનું પરિણામ હતું અને તે ચાલ ત્રણ કારણોસર સફળ નીવડી.

સૌપ્રથમ તો, કૉંગ્રેસમાં એક એવું જૂથ હતું જે પંડિત મોતીલાલ નહેરુ અને શ્રી ગાંધીનું, એમાંય ખાસ કરીને શ્રી ગાંધીનું વિરોધી હતું. આ જૂથનું નેતૃત્વ પંડિત મોતીલાલના રાજકીય પ્રતિસ્પર્ધી શ્રી શ્રીનિવાસ આયંગરે લીધું હતું. તે જૂથ એક એવી યોજનાની શોધમાં હતું જે પંડિત મોતીલાલ અને શ્રી ગાંધીની સત્તા તથા પ્રતિષ્ઠાનો નાશ કરે. તે જાણતા હતા કે લોકોને તેમને પક્ષે જીતવાનો એક જ માર્ગ હતો અને તે વધુ આત્યંતિક માર્ગ લેવાનો અને લોકોને તેવું દેખાડવાનો કે તેમના પ્રતિસ્પર્ધીઓ ઉદાર મતવાદીઓ છે અને કૉંગ્રેસીઓ ઉદાર મતવાદને પાપ લેખતા હતા એટલે તેમને ખાતરી જ હતી કે તેમની યોજના સફળ નીવડશે. તેમણે હિંદના ધ્યેયને યુદ્ધભૂમિ બનાવી અને પંડિત મોતીલાલ તથા શ્રી ગાંધી સાંસ્થાનિક દરજ્જાના હિમાયતી હતા તેવું તે જાણતા હોવાથી સ્વાતંત્ર્યનું ધ્યેય તેમણે લોકો સમક્ષ મૂક્યું. બીજું, કૉંગ્રેસમાં શ્રી વિઠ્ઠલભાઈ

૧ ડૉ. અનસારીએ તેમના પ્રવચનમાં આટલું જ કહ્યું કે : 'બંધારણનું અંતિમ સ્વરૂપ ગમે તે હોય, પણ કશીક ચોકકસતાથી એટલું તો કહી શકાય કે તે સમવાયી હશે, તેમાં સમવાય તંત્રના સ્વાયત્ત એકમો તરીકે દેશી રાજયોનો હિંદી સંઘમાં પ્રવેશ થાય તેવી જોગવાઈ હશે અને દેશના સંરક્ષણમાં, દેશના વિદેશ વ્યવહારના નિયંત્રણમાં તથા અન્ય સંયુક્ત તથા સામાન્ય હિતોમાં તેમનો ફાળો હશે. - ઈન્ડિયન કવાર્ટલી રજિસ્ટર, ૧૯૨૭, ગ્રં.૨, પૃ. ૩૨.

૨ શ્રી મુથુરંગા મુદલિયારે કહ્યું : "આપણે તે જણાવી દેવું જોઈએ કે પાર્લામેન્ટ તેનું અત્યારનું ઉધ્ધત વલણ ચાલુ રાખશે તો પછી આપણે સામ્રાજયમાંથી હિંદને છૂટું પાડવાનો સઘન પ્રચાર ચોક્કસ કરવો પડશે. જયારે હિંદના રાષ્ટ્રવાદને અસરકારક દાવો કરવાનો સમય આવે ત્યારે હિંદની મહેચ્છા ઈંગ્લેંડના રાજાના નહિવત્ વર્ચસ્વથી પણ અંતરાયા વિના મુકત રાષ્ટ્રીયતા પ્રત્યે દોરાશે. આ હકીકતની યોગ્ય નોંધ લેવી તે જ અંગ્રેજ મુત્સદ્દીગીરી માટે ફરજિયાત છે. તેમણે આપણને નિરાશામાં ન ધકેલવા જોઈએ. - એજન પૃ. ૩૫૬.

પટેલના નેતૃત્વ હેઠળનું એક જૂથ હતું. આ જૂથ આર્યલેંન્ડના સિન્નફેઈન પક્ષના સંપર્કમાં હતું અને હિંદનો હેતુ સિદ્ધ કરવા તેની સહાય માટે પ્રચાર કરતું હતું. આયર્લેંન્ડની સહાય લેવા માટે આ જૂથ સાંસ્થાનિક દરજ્જાના ધ્યેયને બદલીને સ્વાતંત્ર્યનું ધ્યેય નિશ્ચિત કરવા ઉત્સુક હતું. આ બે પરિબળો ઉપરાંત તેમાં એક ત્રીજું પરિબળ પણ ઉમેરાયું અને તે તત્કાલીન હિંદી વજીર લોર્ડ બર્કનહેડે સાઈમન કમિશન નીમતી વેળાએ આપેલું પ્રવચન. ત્યારે તેમણે ટોણો માર્યો હતો કે હિંદ તેનું બંધારણ ઘડવા અસમર્થ છે. હિંદી રાજકારણીઓએ આ પ્રવચનને અપમાનજનક લેખ્યું હતું. આ ઠરાવ પસાર થવા માટે સંયુક્ત રીતે આ ત્રણ પરિબળો જવાબદાર હતાં. અલબત્ત, દેશનું રાજકીય ધ્યેય નિશ્ચિત કરવાને બદલે આ ઠરાવનો હેતુ [1] તો લોર્ડ બર્કનહેડને યોગ્ય પ્રત્યુત્તર વાળવાનો જ હતો અને પંડિત મોતીલાલ નહેરુ કે શ્રી ગાંધી તે અંગે શાંત રહ્યા હોય તો તેનું મુખ્ય કારણ એ હતું કે લોર્ડ બર્કનહેડની હિંદીઓ વિરુદ્ધની તોછડી ભાષાએ જે ઉત્પાત જગાવ્યો હતો તે એટલો વિશાળ હતો કે તેમણે વિચાર્યું કે અત્યારે આ ઠરાવને ઉડાડી દેવાને બદલે- અને આમ તો તે તેવું સહેલાઈથી કરી શક્યા હોત - તેની સામે ઝૂકી જવું યોગ્ય છે.

આ ઠરાવ કોંગ્રેસમાંના હિંદુઓના માનસની સાચી વાત છતી કરતો નથી તે હકીકત નિઃશંક છે. નહિતર નહેરુ સમિતિએ તેના બંધારણીય માળખાના આધાર તરીકે સાંસ્થાનિક દરજ્જાને સ્વીકારીને ૧૯૨૭ના મદ્રાસ પ્રસ્તાવની અવજ્ઞા કેમ કરીને કરી હોત ? અને ઈ.સ. ૧૯૨૭માં પસાર કરેલા ઠરાવમાં જણાવ્યા પ્રમાણે જો તેણે સાચે જ ધ્યેય તરીકે સ્વતંત્ર્ય સ્વીકાર્યું હોય[2] તો ઈ.સ. ૧૯૨૮માં કોંગ્રેસે સાંસ્થાનિક દરજ્જાને કેવી રીતે સ્વીકાર્યો તે સમજાવવું મુશ્કેલ છે. આ ઠરાવમાં જે કલમ હતી કે જો ૩૧મી ડિસેમ્બર, ૧૯૨૯ પહેલાં સાંસ્થાનિક દરજ્જો અપાશે તો કોંગ્રેસ સ્વીકારશે અને નહિ અપાય તો તે સાંસ્થાનિક

૧ શ્રી સાંબમૂર્તિએ આ પ્રસ્તાવને સમર્થન આપતાં કહ્યું, ''આ પ્રસ્તાવ લોર્ડ બર્કનહેડે ફેંકેલો ઉદ્ધત પ્રકારનો જ માત્ર ઉત્તર છે.''

૨ આ પ્રસ્તાવ રજૂ કરતા પંડિત જવાહરલાલ નહેરુએ કહ્યું હતું : ''આ ઠરાવ જાહેર કરે છે કે આજે કોંગ્રેસ સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે જ કૃતસંકલ્પ છે. સાથે સાથે, તેનાથી ઓછા ધ્યેયથી કદાચ સંતોષ પામનારાઓ માટે પણ તે કોંગ્રેસના દ્વાર ખુલ્લા રાખે છે.'' એજન, પૃ.૩૯૧.

દરજ્જાને બદલે સ્વાતંત્ર્યને પોતાનું ધ્યેય બનાવશે તે તો માત્ર મોં છુપાવવાની પ્રયુક્તિ હતી. તેમાં માનસનું સાચું પરિવર્તન પ્રગટ થતું ન હતું.

ઈ.સ. ૧૯૨૭નો પ્રસ્તાવ છતાં કૉંગ્રેસ સાંસ્થાનિક દરજ્જાની માગણીમાં જ શ્રદ્ધા ધરાવતી હતી અને સ્વાતંત્ર્યમાં નહિ, અને આની પ્રતીતિ કૉંગ્રેસના માર્ગદર્શક શ્રી ગાંધીના વારંવારના નિવેદનો પરથી થાય છે. ૧૯૨૯ પછી આ વિષય અંગે શ્રી ગાંધીએ જે નિવેદનો કર્યાં છે તેનો જે કોઈ અભ્યાસ કરશે તેને સમજાશે કે સ્વાતંત્ર્ય અંગેના પ્રસ્તાવથી શ્રી ગાંધી પ્રસન્ન નહોતા અને કૉંગ્રેસ સાંસ્થાનિક દરજ્જા પ્રત્યે પાછી વળે તેવું સતત અનિવાર્ય માનતા હતા. તેમણે આ પ્રસ્તાવના અર્થઘટનને હળવું કરવાની પ્રક્રિયાથી પ્રારંભ કર્યો. સૌપ્રથમ તો સ્વાતંત્ર્યના ધ્યેયને હળવું કરી સ્વાતંત્ર્યનો તત્ત્વાર્થ બનાવવામાં આવ્યું. પછી તેને ઘટાડીને સમાન ભાગીદારી સુધી લાવ્યા અને અંતે, સમાન ભાગીદારીમાંથી પાછું, તેને મૂળ સ્થાને લાવ્યા. ઈ.સ. ૧૯૨૭માં, શ્રી ગાંધીએ અંગ્રેજ પ્રજાની માહિતી માટે શ્રી પોલોકને નીચેનો પત્ર આપ્યો ત્યારે તો આખું ચક્ર ફરી ગયું હતું :

"તમારો પ્રશ્ન એ છે કે હું ઈ.સ. ૧૯૩૧માં, ગોળમેજી પરિષદમાં વ્યકત કરેલા મારા અભિપ્રાયને વળગી રહું છું કે નહિ. ત્યારેય મેં કહ્યું હતું અને આજેય તેનું પુનરાવર્તન કરું છું કે જ્યાં સુધી મને લાગેવળગે છે ત્યાં સુધી વેસ્ટ મિન્સ્ટરના સ્ટેટયુટ પ્રમાણે એટલે કે સ્વેચ્છાએ છૂટા પડવાના અધિકાર સાથે હિંદને સાંસ્થાનિક દરજ્જો અપાય તો હું જરાય ખચકાટ વિના તે સ્વીકારીશ."[૧]

નહેરુ અહેવાલ અંગે મુસ્લિમ રાજકીય સંસ્થાઓની જાહેરાત જોઈએ તો તેમણે તેને સામાન્ય ગણવાનાં આપેલાં કારણો ખૂબ રસપ્રદ છે. આ કારણો સંપૂર્ણતયા અનપેક્ષિત છે. નિઃશંક, મુસ્લિમ લીગ જેવી કેટલીક મુસ્લિમ સંસ્થાઓએ તે અહેવાલનો એટલા માટે અસ્વીકાર કર્યો કારણ કે તેમણે અલગ મતદારમંડળોની નાબૂદી સૂચવી હતી. પણ અસહકાર અને સવિનય કાનૂન ભંગની

૧ ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, ૧-૨-૩૭. આ સંદર્ભમાં નવા બંધારણ નીચે નવી પ્રાંતીય ધારાસભાઓમાં ચૂંટાયેલા સભ્યોના દિલ્હીમાં તા. ૨૦, માર્ચ, ૧૯૩૭ને દિવસે ભરાયેલા રાષ્ટ્રીય અધિવેશને સ્વાતંત્ર્યની હિમાયત કરતાં કરેલા નિવેદનનો કશો અર્થ રહેતો નથી. પણ હિંદ છોડો આંદોલનના તેમણે કરેલાં પ્રારંભ પછી કહી શકાય કે શ્રી ગાંધી સ્વાતંત્ર્યમાં હવે માને છે.

ઉગ્ર અગ્નિ પરીક્ષામાં જે બે સંસ્થાઓ કૉંગ્રેસની સાથે જ સદા રહી હતી અને અન્ય કોઈ પણ મુસ્લિમ સંસ્થાઓના ઉદ્દગમો કરતાં આ દેશના મુસ્લિમોના સમૂહને લગતા પ્રશ્નો અંગેના રાજકીય બનાવો અંગે જેમના ઉદ્દગારો જ વધુ સાચા અભિપ્રાયો હતા તે ખિલાફત અધિવેશન તથા જમિયાત-ઉલ-ઉલેમા જેવી બે સંસ્થાઓએ પણ તેને વખોડયો તેનું કારણ આ નહોતું જ.

ઈ.સ. ૧૯૨૮માં કલકત્તામાં ભરાયેલ અખિલ હિંદ ખિલાફત અધિવેશનમાં, મૌલાના મહમદઅલીએ તેમના અધ્યક્ષીય પ્રવચનમાં નહેરુ અહેવાલને અમાન્ય ગણવા માટેના પોતાનાં કારણો દર્શાવ્યાં, તેમણે કહ્યું :[૧]

"(હું) હિંદી રાષ્ટ્રીય મહાસભાનો, તેની કારોબારીનો, ઓલ-ઈન્ડિયા મુસ્લિમ લીગનો સભ્ય હતો અને (હું) ખિલાફત અધિવેશનમાં આજના મહત્ત્વના રાજકીય પ્રશ્નો અંગે, સમગ્ર મુસ્લિમ કોમે જેના પર ગંભીરતાપૂર્વક ધ્યાન આપવું જોઈએ તે રાજકીય પ્રશ્નો અંગે મારા અભિપ્રાયો વ્યક્ત કરવા આવ્યો છું."

***

"સર્વપક્ષીય અધિવેશનમાં તેમણે કહ્યું હતું કે હિંદને પૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જ જોઈએ અને તેમાં કોઈ કોમવાદ નહોતો અને છતાંય પ્રત્યેક ક્ષણે પ્રશ્નો પૂછીને તેમને મૂંઝવવામાં આવતા હતા અને એમના ભાષણમાં ડગલેને પગલે એમને રોકવામાં આવ્યા.

***

"નહેરુ અહેવાલે તેના પુરોવચનમાં ગુલામીનું બંધન સ્વીકારી લીધું હતું. સ્વાતંત્ર્ય અને સાંસ્થાનિક દરજ્જો બંને મોટા પ્રમાણમાં ભિન્ન બાબતો હતી.

***

"જ્યારે તમે તમારા રાષ્ટ્રવાદનાં બણગાં ફૂંકો છો અને કોમવાદને વખોડો છો ત્યારે હું તમને પૂછું છું કે મને આ વિશ્વમાં તમારા હિંદ જેવો-તમારા રાષ્ટ્રવાદી હિંદ જેવો એક દેશ તો દેખાડો."

***

૧ ધ ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર, ૧૯૨૮, ગ્રંથ ૨, પૃ.૪૦૨-૪૦૩.

"તમે રોજરોજ જૂઠા સિદ્ધાંતો, અનૈતિક ખ્યાલો અને ખોટા વિચારોથી તમારા બંધારણમાં સમાધાન કરો છો પણ અમારા કોમવાદીઓ સાથે અલગ મતદારમંડળો તથા અનામત બેઠકો સાથેનું સમાધાન કરતા નથી. અમારી વસ્તી કુલ વસ્તીની ૨૫ ટકા છે છતાં, ધારાસભામાં તમે અમને ૩૩ ટકા આપશો નહિ. તમે યહૂદી છો, વાણિયા છો, પણ અંગ્રેજોને તમે તમારા સંસ્થાનનો દરજ્જો આપો છો."

આ અધિવેશને નીચેના સંક્ષિપ્ત અને જોરદાર શબ્દોમાં ટૂંકો ઠરાવ પસાર કર્યો :

"આ અધિવેશન ફરી એક વાર જાહેર કરે છે કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય તે જ અમારું ધ્યેય છે."

ઈ.સ. ૧૯૩૧માં અલ્હાબાદમાં મળેલા જમિયત-ઉલ-ઉલેમાના અધિવેશનમાં, પોતાના અધ્યક્ષીય પ્રવચમાં મૌલાના હઝરત મોહાનીએ પણ નહેરુ અહેવાલને વખોડવા માટેનાં કારણો સંયમી પણ સખત શબ્દોમાં આપ્યાં. મૌલાનાએ કહ્યું :[1]

"હિંદ અંગેની મારી રાજકીય માન્યતા હવે દરેક જાણે છે. હું સંપૂર્ણ સ્વાતંત્ર્યથી સહેજ પણ ઓછું કશું ન સ્વીકારી શકું, અને તેય તે અમેરિકાનાં સંયુક્ત રાજ્યો અથવા તો સોવિયેટ રશિયાના આદર્શ પ્રમાણેનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય કે જે (૧) લોકશાહી (૨) સમવાયી અને (૩) કેન્દ્રીયગામી હશે અને જેમાં મુસ્લિમ લઘુમતીઓના અધિકારો સુરક્ષિત હશે."

"કેટલાય સમયથી દિલ્હીની જમિયત-ઉલ-ઉલેમાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યની માન્યતાને દૃઢતાપૂર્વક પકડી રાખી છે અને મોટે ભાગે આટલા જ કારણોસર તેણે સમવાયી બંધારણને બદલે એકતંત્રીય બંધારણ ઘડી કાઢનાર નહેરુ અહેવાલનો ઈનકાર કર્યો છે. તદુપરાંત, જ્યારે મહાત્મા ગાંધીના કહેવાથી લાહોર અધિવેશન પછી કૉંગ્રેસે નહેરુ અહેવાલને રાવીને કાંઠે બાળવાનું જાહેર કર્યું અને સંપૂર્ણ સ્વાતંત્ર્યનો પ્રસ્તાવ એકમતે સ્વીકારાયો ત્યારે દિલ્હીની જમિયતે કૉંગ્રેસ તથા તેના સવિનય કાનૂન ભંગના કાર્યક્રમને સહકાર આપવાનું સાહસ કર્યું અને તે

૧ ધ ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર, ૧૯૩૧, ગ્રંથ ૨, પૃ. ૨૩૮-૩૯.

એટલા જ માત્ર કારણે કે પ્રત્યેક હિંદીની - હિંદુ કે મુસ્લિમની- તે ફરજ છે કે તેણે સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભાગ લેવો."

"પણ કમભાગ્યે ગાંધીજીએ તેમના શબ્દો ફેરવી તોળ્યા અને (૧) હજી તો તે જેલમાં હતા ત્યારે જ તેમણે અંગ્રેજ પત્રકાર શ્રી સ્લોકોમ્બેને કહ્યું કે તેમને મન પૂર્ણ સ્વાતંત્ર્યનો અર્થ હતો સ્વાતંત્ર્યના તત્ત્વાર્થ રૂપ જેવું કશુંક (૨) તદુપરાંત, તેમણે સમાધાન માટેનું વલણ પ્રદર્શિત કર્યા પછી તેમને જયારે છોડવામાં આવ્યા ત્યારે તેમણે સંપૂર્ણ સ્વાતંત્ર્યને બદલે પૂર્ણ 'સ્વરાજય' જેવો ભ્રામક શબ્દ પ્રયોજયો અને ખુલ્લંખુલ્લા જાહેર કર્યું કે 'પૂર્ણ સ્વરાજય'માં બ્રિટિશ સંબંધોના વિચ્છેદને કોઈ સ્થાન નહોતું (૩) લોર્ડ ઇર્વિન સાથે ગુપ્ત કરાર કરીને તેમણે બ્રિટિશ તાજ નીચેનો સાંસ્થાનિક દરજજો ચોકકસપણે સ્વીકાર્યો."

"ગાંધીજીએ આમ ચાલ બદલતાં જ દિલ્હીની જમિયતે મહાત્માને આંધળું સમર્થન આપવામાંથી પાછા હટવું જોઈતું હતું અને તેણે નહેરુ અહેવાલની જેમ, મુંબઈની જે. કારોબારી સમિતિમાં નહેરુ અહેવાલને પુનર્જીવિત કરવાનો પ્રયત્ન થવાનો હતો તે કારોબારી સમિતિની યોજનાનો પણ ઈનકાર કરવો જોઈતો હતો."

"પણ અમને ખબર નથી કે કયાં ન સમજી શકાય તેવાં કારણોસર દિલ્હીની જમિયત-ઉલ-ઉલેમાએ પોતાના ધ્યેય તરીકે પૂર્ણ સ્વરાજયને તે જાણવા છતાંય કે તે પૂર્ણ સ્વાતંત્ર્યને સિધ્ધ કરતું નથી, અરે, પૂર્ણ સ્વાતંત્ર્ય કરતાંય બદતર છે તો પણ સ્વીકાર્યું અને આ માન્યતાના સ્વીકારનું કારણ એક જ આપી શકાય અને તે એ કે ગાંધીજીએ સાંસ્થાનિક દરજજો સ્વીકાર્યા છતાં, તે હજી એવો આગ્રહ રાખે છે કે બ્રિટિશ સામ્રાજયમાંથી છૂટા પડવાનો હિંદીઓનો અધિકાર બ્રિટને માન્ય રાખવો જોઈએ."

"જો કે તે સ્પષ્ટ છે કે આ અધિકારના આગ્રહનું મૂલ્ય પૂર્ણ સ્વાતંત્ર્યની અગાઉની જાહેરાત કરતાં વધુ નથી. બીજા શબ્દોમાં કહીએ તો, જે અંતિમ ધ્યેય હતું તે સાંસ્થાનિક દરજજાની પોતાની માગણી સ્વીકારાવવા માટે અંગ્રેજ સરકાર પર દબાણ લાવવા માટે ગાંધીજીએ પૂર્ણ સ્વાતંત્ર્યનો આગ્રહ રાખ્યો. તે જ રીતે અંગ્રેજો પાસેથી વધુમાં વધુ રાજકીય અધિકારો પડાવવાના હેતુથી કૉંગ્રેસી નેતાઓ છૂટા થવાના અધિકારનો આગ્રહ રાખે છે અને અંગ્રેજો અમુક હદ સુધી તેમને

નાખુશ નહિ કરે. નહિતર, ગાંધીજી અને તેમના અનુયાયીઓ સંપૂર્ણ સભાન છે કે જો છૂટા પડવાનો આ અધિકાર હિંદીઓને અપાશે તો પણ કદાચ તે ક્યારેય અમલમાં નહિ મુકાય."

"જો કોઈ એમ વિચારતું હોય કે મારી આ દલીલ શંકા પર આધારિત છે અને માનતું હોય કે જરૂરિયાત ઊભી થશે ત્યારે સામ્રાજ્યમાંથી છૂટા પડવાની જાહેરાત કૉંગ્રેસ ચોક્કસ કરશે તો હું તેને પૂછીશ કે બ્રિટિશ સંબંધો તોડી નાખ્યા પછી હિંદની સરકારનું સ્વરૂપ કેવું હશે તે તેમને જણાવે. તે તો સ્પષ્ટ છે કે કોઈ આપખુદ સરકારની તો કલ્પના જ નહિ કરે અને લોકશાહી સ્વરૂપ, ભલે પછી તે એકતંત્રીય હોય કે સમવાય, પણ જો તે કેન્દ્રવર્તી હોય તો તે હિંદુરાજથી વિશેષ નહિ જ હોય અને જેને મુસલમાનો કોઈ પણ સંજોગોમાં નહિ સ્વીકારે. હવે માત્ર એક જ સ્વરૂપ બાકી રહ્યું એટલે કે અંગ્રેજ સાથેના સંપૂર્ણ સંબંધ વિચ્છેદ પછી તેના સ્વાયત્ત પ્રાંતો અને દેશી રાજ્યો સહિત હિંદ અમેરિકી પ્રજાસત્તાક અથવા તો સોવિયેટ રશિયાના આદર્શ પ્રમાણે તેની સંયુક્ત કેન્દ્રગામી લોકશાહી સરકાર રચે પણ આ મહાસભાવાદી કૉંગ્રેસ અથવા તો મહાત્મા ગાંધી જેવા બ્રિટનના ચાહકને સ્વીકાર્ય નહિ હોય."

"આમ, દિલ્હીની જમિયત-ઉલ-ઉલેમાએ પૂર્ણ સ્વાતંત્ર્ય પૂરતા તેના હાથ ધોઈ નાખીને તેને પરિણામ શૂન્ય બનાવી દીધું. પણ ખુદાની મહેરબાની છે કે કાનપુર, લખનૌ, બદાઉ વગેરેના ઉલેમાઓ હજી વચનબધ્ધ છે અને ખુદાની રહેમ હશે તો રહેશે. કેટલાંક નબળા મનના લોકો આવા ઊંચામાં ઊંચા આદર્શનો વિરોધ કરતાં ભારપૂર્વક કહે છે કે અત્યારે જ્યારે આ મેળવવું શક્ય નથી ત્યારે તેની વાત કરવી નકામી છે. અમારે તેમને એટલું જ કહેવું છે કે તે નકામી નથી પણ સાવ અનિવાર્ય છે. કારણ કે આંખ સામે જો ઊંચામાં ઊંચો આદર્શ ન રખાય તો તે ભૂલી જવાય એવું પણ બને.

આથી, આપણે સાંસ્થાનિક દરજ્જાનો કોઈ પણ પરિસ્થિતિમાં વિરોધ કરવો જોઈએ કારણ કે તે અડધી મંઝિલ નથી કે આપણા અંતિમ ધ્યેયનો અંશ નથી. પરંતુ તે નકારાત્મક અને પ્રતિસ્પર્ધી પણ છે. જો ગાંધીજી ઈંગ્લેંડ જશે અને ગોળમેજી પરિષદ હિંદને સલામતીઓ સહિત કે રહિત કોઈ પણ પ્રકારનો

સાંસ્થાનિક દરજ્જો આપી સફળતાપૂર્વક સમાપન કરશે તો પૂર્ણ સ્વાતંત્ર્યની કલ્પના સંપૂર્ણ અદશ્ય થશે અથવા ઓછામાં ઓછું એટલું તો બતાવશે કે આવનારા લાંબા સમય સુધી તેનો વિચાર સરખોય નહિ થાય."

ઓલ ઇન્ડિયા ખિલાફત અધિવેશન તથા જમિયત-ઉલ-ઉલેમા તે બંને નિ:શંક અંગ્રેજ વિરોધી આત્યંતિક સંસ્થાઓ હતી. પણ ઓલ ઈન્ડિયા મુસ્લિમ કોન્ફરન્સ તે આત્યંતિકોની સંસ્થા ન હતી કે ન હતી તે અંગ્રેજ વિરોધી મુસલમાનોની સંસ્થા અને છતાંય તેની સંયુક્ત પ્રાંતોની શાખાએ, ઈ.સ. ૧૯૨૮ની ૪થી નવેમ્બરે કાનપુરમાં ભરાયેલા તેના અધિવેશનમાં નીચેના ઠરાવ પસાર કર્યો :

"સર્વપક્ષીય સંયુક્ત પ્રાંતોના મુસ્લિમ અધિવેશનના અભિપ્રાય પ્રમાણે હિંદના મુસલમાનો પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેય માટે પ્રતિબદ્ધ છે અને તે પૂર્ણ સ્વાતંત્ર્યનું સ્વરૂપ અનિવાર્યપણે સમવાયી પ્રજાસત્તાકનું હશે."

આ પ્રસ્તાવ રજૂ કરનારના મત મુજબ ઈસ્લામે હંમેશાં સ્વાતંત્ર્યનો બોધ આપ્યો છે અને જો હિંદના મુસલમાનો પૂર્ણ સ્વાતંત્ર્યના વિરોધી હશે તો તે વિષયમાં તેમનું ધાર્મિક કર્તવ્ય બજાવવામાં નિષ્ફળ જશે. હિંદના મુસ્લિમો ગરીબ હતા પણ તેમનો પણ એક નક્કર અવાજ હતો અને દુનિયાના બીજા કોઈ પણ લોકો કરતાં તે ઈસ્લામને વધુ સમર્પિત હતા.

આ અધિવેશનમાં જ્યારે મૌલાના આઝાદ શોભાનીએ પ્રસ્તાવ મૂક્યો કે આ અધિવેશને સંપૂર્ણ સ્વાતંત્ર્યની હિમાયત જાહેર કરવી જોઈએ ત્યારે વિષય-વિચારિણી સમિતિમાં એક રસપ્રદ ઘટના બની.[1]

ખાન બહાદુર મસૂદુલ હુસેન અને અન્ય વ્યક્તિઓએ આવી જાહેરાત સામે વાંધો ઉઠાવ્યો. તેમના મતે આવી જાહેરાત મુસલમાનોનાં શ્રેષ્ઠ હિતોની વિરુદ્ધ જશે. આમ થતાં જ પડદા ઢાંકેલી ઝરૂખામાંથી અસંખ્ય સ્ત્રીઓએ અધ્યક્ષને લિખિત નિવેદન મોકલ્યું જેમાં જણાવ્યું હતું કે પૂર્ણ સ્વાતંત્ર્ય માટે ઝઝૂમવાની હિંમત જો પુરુષોમાં ન હોય તો સ્ત્રીઓ પડદામાંથી બહાર નીકળીને સ્વાતંત્ર્ય સંગ્રામમાં તેમનું સ્થાન લેશે.

૧ જુઓ ઈન્ડિયન ક્વાર્ટર્લી રજિસ્ટર, ૧૯૨૮, ગ્રંથ ૨, પૃ. ૪૨૫.

૩

અંતિમ ધ્યેય અંગે આટલો મતભેદ હોવા છતાં હિંદુઓ તથા મુસ્લિમોને, એક જ દેશમાં, એકજ પ્રજા તરીકે, એક જ બંધારણના રાજકીય બંધનથી, બંધાઈને જીવવાની ફરજ પાડતો પ્રયત્ન થઈ રહ્યો છે. માની લઈએ કે તેમ થાય અને ગમે તેમ કરી તે યુક્તિ-પ્રયુક્તિમાં મુસ્લિમોને તે સામેલ કરવામાં આવે તો બંધારણ નહિ તૂટે તેની ખાતરી શી ?

સંસદીય સરકારની સફળ કામગીરી માટે કેટલીક શરતો આવશ્યક છે. જ્યારે આ શરતોનું અસ્તિત્વ હોય તો જ સંસદીય સરકારનાં મૂળ નખાય છે. આવી જ એક શરત, સ્વ. લોર્ડ બાલ્ફોરે, ઈ.સ. ૧૯૨૫માં તેમને તેમની ભત્રીજી બ્લાન્ચ ડગડેલ સાથે વાતચીત કરતાં આરબ લોકોના રાજકીય ભાવિ અંગે ચર્ચા કરવાનો અવસર મળ્યો ત્યારે દર્શાવી હતી.

વાતચીત દરમિયાન તેમણે કહ્યું :[1]

"તે બ્રિટિશ રાષ્ટ્રો - અને અમેરિકી રાષ્ટ્રોનો અંશતઃ દોષ છે, તે બેમાંથી કોઈને આપણે દોષમુક્ત નહિ ગણી શકીએ - અને તે એ કે આ "પ્રતિનિધિ સરકાર" અંગેનો ખ્યાલ એવાં રાષ્ટ્રોનાં મનમાં ઘૂસ્યો કે જેમનાં મનમાં તેનો આધાર શો હોવો જોઈએ તેનો લગીરે ખ્યાલ નહોતો. તે સમજાવવું મુશ્કેલ છે અને પુરાણી એંગ્લો સેક્શન જાતિઓ તે સમજાવી શકતી જ નથી. તદુપરાંત, આપણે પોતે પણ સારી રીતે જાણીએ છીએ કે તેની સમજ આપવી અનિવાર્ય છે તે આપણનેય સૂઝ્યું નહોતું. બ્રિટિશ સંસદીય સરકારનો સંપૂર્ણ સાર તે ઉદ્દેશને કાર્યાન્વિત કરવાના ઈરાદામાં છે તેવું બ્રિટિશ બંધારણ વિશેના કોઈ પણ પુસ્તકમાં લખેલું તમને મળે તેની મને શંકા છે. આપણે તે માની લઈએ છીએ. સંપૂર્ણતયા તેના પર આધારિત પ્રથાને જ મહત્ત્વ આપવામાં અપણે સૈકાઓ ખર્ચી નાખ્યા છે. પણ બીજાઓને તે તેટલું સ્પષ્ટ દેખાતું નથી. આ લોકો-હિંદીઓ, ઇજિપ્તવાસીઓ અને બીજા આપણા જ્ઞાનનો અભ્યાસ કરે છે. તે આપણો ઇતિહાસ, આપણું ચિંતન અને આપણું રાજકારણ વાંચે છે. અવરોધની આપણી સંસદીય રીતો અંગે તેઓ શીખે છે. પણ તેમને કોઈ સમજાવતું નથી કે મૂળ

૧ ડગડેલ બાલ્ફોર (હટ્ચિન્સન), ગ્રંથ ૨, પૃ. ૩૬૩-૬૪.

મુદ્દે વાત આવે છે ત્યારે આપણા બધા સંસદીય પક્ષો કૃતસંકલ્પ હોય છે કે તંત્ર અટકશે જ નહિ. ડ્યૂક ઓફ વેલિંગ્ટને કહ્યું હતું તેમ, "રાજાની સરકાર ચાલવી જ જોઈએ." પણ પેલા લોકોનો તો ખ્યાલ એવો છે કે વિપક્ષોનું કામ તંત્રને અટકાવવાનું છે. અલબત્ત, આ કશું સરળ નથી પણ વ્યર્થ છે."

તેમને જ્યારે એમ પૂછવામાં આવ્યું કે ઈંગ્લેંડમાં વિપક્ષો તંત્ર અટકાવવાની હદ સુધી કેમ જતા નથી, ત્યારે તેમણે કહ્યું :

"અમારું સમગ્ર રાજકીય તંત્ર લોકોનો જ ખ્યાલ રાખે છે. આ એક મુદ્દા પર મૂળભૂત રીતે તે એક છે."

સંસદીય સરકારના સફળ અમલ માટે અનિવાર્ય શરત અંગે બાલ્ફોરની આ ટીકાઓનો લાસ્કીએ સુંદર સાર આપ્યો છે તે કહે છે : [1]

"મૂળભૂત ઉદ્દેશો અંગે રાજકીય પક્ષોની એકતા પર જ સંસદીય સરકારની શક્તિનું સાચું માપ નીકળે છે."

પ્રતિનિધિ સરકારના તંત્રના સફળ અમલ માટેની અનિવાર્ય શરત દર્શાવ્યા પછી આવી શરતો હિંદમાં અસ્તિત્વ ધરાવે છે કે નહિ તે તપાસવું ઠીક રહેશે.

પ્રતિનિધિ સરકારને અમલી બનાવવાનો હેતુ હિંદુઓ તથા મુસ્લિમોમાં રહેલો છે તેવું આપણે કેટલી હદ સુધી કહી શકીશું ? જો બેમાંથી એક પક્ષ પણ સરકારી તંત્રને અટકાવવાની ઈચ્છા ધરાવે તો તે જ પ્રતિનિધિ તથા જવાબદાર સરકારની નિષ્ફળતા તથા કાર્યક્ષમતા પુરવાર કરવા પૂરતી છે અને જો આવી ઈચ્છા જ પૂરતી હોય તો પછી તેવી ઈચ્છા હિંદુઓમાં રહેલી છે કે મુસ્લિમોમાં તેનો કોઈ મતલબ નથી. મુસ્લિમો હિંદુઓ કરતાં વધુ એકલકા હોવાથી હિંદુઓનાં મન પામવા કરતાં મુસ્લિમોનાં મન સહેલાઈથી પામી શકાય છે. મુસ્લિમ રાજકારણ અને હિંદી સરકાર પ્રત્યેના મુસ્લિમ વલણ અંગે અગ્રણી મુસ્લિમોએ વ્યક્ત કરેલા અભિપ્રાયો પર પ્રભુત્વ ધરાવતા ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતોની જો વિચારણા કરીએ તો મુસ્લિમોનાં મન કેવી રીતે કામ કરશે અને કયા પરિબળો દ્વારા તેઓ ઘસડાવાનો સંભવ છે તે સ્પષ્ટ થશે. ઈસ્લામના આવા કેટલાંક સિદ્ધાંતો અને

૧ પાર્લામેન્ટરી ગર્વનમેન્ટ ઈન ઈંગ્લેન્ડ-પૃ. ૩૭.

કેટલાંક મુસ્લિમ નેતાઓના અભિપ્રાયો નીચે આપ્યા છે. બાલ્ફોરે આવશ્યક માનેલી શરત હિંદમાં અસ્તિત્વ ધરાવે છે તેવું કહી શકાય કે કેમ તે અંગે હકીકતને તટસ્થતાપૂર્વક જોનારા લોકોને સહાય કરવા અને આપમેળે તે અંગેનો નિર્ણય લેવા તે અહીં ટાંક્યા છે.

અનેક સિદ્ધાંતોમાંથી ઈસ્લામનો એક સિદ્ધાંત ધ્યાનાકર્ષક છે. તે જણાવે છે કે જ્યાં મુસ્લિમ શાસન નથી તેવા દેશમાં જ્યાં મુસ્લિમ કાનૂન અને તે દેશના કાયદા વચ્ચે સંઘર્ષ ઊભો થાય ત્યાં તે દેશના કાયદા પર મુસ્લિમ કાનૂનનું પ્રભુત્વ હોવું જોઈએ અને તે દેશના કાયદાની અવજ્ઞા કરી મુસ્લિમ કાનૂનને માથે ચઢાવનાર મુસ્લિમનું વર્તન યોગ્ય ગણાશે.

આવા કિસ્સાઓમાં મુસલમાનોની શી ફરજ હોય તે અંગે સરકારે દાખલ કરેલી ફરિયાદના તહોમતોના ઉત્તરરૂપે કરાચીના કમિટીંગ મેજિસ્ટ્રેટ સામે ઈ.સ. ૧૯૨૧માં મૌલાના મહમદઅલીએ કરેલા નિવેદન દરમિયાન સારી રીતે દર્શાવ્યું છે. ઈ.સ. ૧૯૨૧ની ૮મી જુલાઈએ કરાચીમાં ભરાયેલા ઓલ-ઈન્ડિયા ખિલાફત કોન્ફરન્સમાં પસાર થયેલા ઠરાવને કારણે આ ફરિયાદ દાખલ કરાઈ હતી. તે અધિવેશનના અધ્યક્ષપદે શ્રી મહમદઅલી હતા અને તેમણે પ્રસ્તુત ઠરાવ રજૂ કર્યો હતો.

ઠરાવ નીચે પ્રમાણે હતો :

"આ સભા સ્પષ્ટપણે જાહેર કરે છે કે આજની ક્ષણે અંગ્રેજ લશ્કરમાં ચાલુ રહેવું અથવા તો લશ્કરમાં જોડાવું કે કોઈને લશ્કરમાં જોડાવાનું પ્રલોભન આપવું તે કોઈ પણ મુસલમાન માટે મઝહબની રૂએ બધી જ રીતે ગેરકાયદે છે અને સામાન્યપણે તે સઘળા મુસલમાનોની અને ખાસ કરીને ઉલેમાઓની તે જોવાની ફરજ છે કે લશ્કરમાંના દરેક મુસલમાનને આ મઝહબના હુકમો પહોંચે."

મૌલાના મહમદઅલી સાથે હિંદી ફોજદારી ધારાની કલમ ૧૨૦-બી અને સાથેસાથે જ ૧૩૧ તથા કલમ ૫૦૫ અને સાથેસાથે જ ૧૧૭ અને કલમ ૫૦૫ અને સાથેસાથે જ ૧૦૭ મુજબ બીજી છ[1] વ્યક્તિઓ સામે પણ ફરિયાદ

---

૧ આશ્ચર્ય તો એ હતું કે આમાં શારદાપીઠના શંકરાચાર્ય પણ એક હતા.

દાખલ કરાઈ હતી. પોતે નિર્દોષ છે તેવી દલીલને વાજબી ઠરાવતા શ્રી મહમદઅલીએ કહ્યું :[1]

"છેવટે તો આવી અમૂલ્ય ફરિયાદ માંડવાનો અર્થ શો છે ! અમારે -હિંદના મુસલામાનો અને હિંદુઓએ - કોના ચુકાદા મુજબ ચાલવું ? મુસલમાન તરીકે કહેતી વખતે, જો હું સાચા માર્ગને છોડવાની ભૂલ કરતો હોઉં તો મને મારા ગુનાનું ભાન કરાવવાનો એક જ રસ્તો છે અને તે એ કે આ ગુનો છે તેવું પવિત્ર કુરાનમાંથી અથવા તો છેલ્લા પયગંબર - ખુદાની રહેમ અને શાંતિ તેમના પર વરસો - ની પ્રમાણભૂત પરંપરામાંથી અને ભૂતકાળનાં અને આજના આબરૂદાર મુસ્લિમ મોલવીઓના મઝહબી ફરમાનોમાંથી - જે ફરમાનો ઈસ્લામી સત્તાના આ બે મૂળભૂત સ્રોત પર આધાર રાખે છે તે ફરમાનોમાંથી મને બતાવવાનો, કારણ કે આજની સ્થિતિમાં, સેતાની સરકાર તરીકે જેને ઓળખાવું નથી તે સરકાર આજે મારા પર જે તહોમત મૂકી રહી છે તેનો જવાબ તો ઈસ્લામી સત્તાના આ બે મૂળભૂત આધારો જ મારી પાસે માગી શકે."

"જો હું તેમના તરફ બેદરકારી દેખાડું તો મારી બેદરકારીને કારણે તે ભયંકર પાપ અને જો હું બેદરકાર ન બનું તો પણ તે ગુનો ગણાય છે. તો પછી હું આ દેશમાં સલામત છું તેવું મારે કેવી રીતે માનવું ?"

"મારે કાં તો પાપી બનવું અથવા તો ગુનેગાર.. ઈસ્લામ એકનું જ સાર્વભૌમત્વ સ્વીકારે છે અને તે અલ્લાહનું સાર્વભૌમત્વ અને તે સર્વોપરી છે, બિનશરતી છે, અવિભાજય છે અને અદેય છે..."

* * *

"કોઈ પણ મુસલમાન, ભલે પછી તે નાગરિક હોય કે સૈનિક, તે મુસ્લિમ રાજયમાં રહેતો હોય કે બિન-મુસ્લિમ રાજયમાં, કુરાનના હુકમ પ્રમાણે તેણે ખુદાને, તેના પયગંબરને મુસલમાન વડાઓમાં જે સૌથી વડો હોય તેને અલબત્ત છેલ્લે ઉલ્લેખ્યું છે તેમ પયગંબરના વારસ કે મઝહબના વડાને જ તેણે વફાદાર રહેવાનું હોય છે.... એકતાનો સિદ્ધાંત દુર્બોધ ચિંતકો દ્વારા ઊભું કરાયેલું ગાણિતિક

૧ ધ ટ્રાયલ ઓફ અલી બ્રધર્સ. લે. આર.વી.થંડાની પૃ. ૬૯-૭૧.

સૂત્ર નથી પણ દરેક ભણેલા કે અભણ મુસલમાનની રોજબરોજની માન્યતા છે... આજ પહેલાં અને બીજે પણ મુસલમાનો બિનમુસ્લિમ રાજ્ય નીચે શાંતિમય નાગરિક તરીકે જીવ્યા છે પણ અપરિવર્તનશીલ નિયમ એ રહ્યો છે અને છે કે મુસલમાનો તરીકે તેમના બિનસાંપ્રદાયિક રાજાઓના એ જ કાયદાઓ અને હુકમોનું તે પાલન કરી શકે કે જે ખુદાના - પવિત્ર કુરાનની સ્પષ્ટ ભાષામાં કહીએ તો 'બધા પર રાજ કરનાર બાદશાહ'ના-હુકમોની વિરુદ્ધ ન હોય. માત્ર બિનમુસ્લિમ રાજ્યની સત્તા પૂરતી જ હુકમ પાલનની આ સાવ સ્પષ્ટ અને ખૂબ ચોક્કસ મર્યાદા નક્કી નથી થઈ. ઊલટું તેનો સાર્વત્રિક અમલ કરવાનો છે. કોઈ પણ કિસ્સામાં ન તો તેમાં વધારો થઈ શકે ન ઘટાડો."

જે કોઈ સ્થિર સરકારની ઈચ્છા રાખે છે તેને આ અસ્વસ્થ બનાવશે. પણ મુસ્લિમો માટે દેશ ક્યારે માતૃભૂમિ બને છે અને તે ક્યારે માતૃભૂમિ નથી બનતો તેનો આદેશ આપતા મુસ્લિમ સિદ્ધાંત પાસે તો આ કોઈ વિસાતમાં નથી.

મુસ્લિમ ધાર્મિક કાયદા પ્રમાણે આ દુનિયા બે છાવણીઓમાં વહેંચાયેલી છે. એક દર-ઉલ-ઈસ્લામ (ઈસ્લામનો નિવાસ) અને બીજી દર-ઉલ-હર્બ (યુદ્ધનિવાસ). જ્યાં મુસ્લિમોનું શાસન હોય તે દેશ દર-ઉલ-ઈસ્લામ અને જે દેશમાં મુસ્લિમો રહેતા હોય પણ ત્યાં તેમનું શાસન ન હોય તે દેશ દર-ઉલ-હર્બ. મુસ્લિમોનો આ ધાર્મિક કાયદો હોવાથી હિંદ, હિંદુઓ અને મુસલમાનોની સહિયારી માતૃભૂમિ ન થઈ શકે. તે મુસલમાનોનો દેશ થઈ શકે પણ તે હિંદુઓ અને મુસલમાનો સમાન રીતે રહેતા હોય, તેવો દેશ ન થઈ શકે. વળી, જો તેના પર મુસ્લિમોનું શાસન હોય તો જ તે મુસ્લિમોનો દેશ થઈ શકે. જે ક્ષણે દેશ બિન-મુસ્લિમ શાસનની સત્તાને અધીન થાય તે ક્ષણે તે મુસ્લિમોનો દેશ મટી જાય. તે દર-ઉલ-ઈસ્લામ બનવાને બદલે દર-ઉલ-હર્બ બને.

એમ ન માની લેવું જોઈએ કે આ માત્ર બૌદ્ધિક દષ્ટિકોણ છે કારણ કે મુસ્લિમોનાં વર્તન પર પ્રભાવ પાડી શકે તેવું સક્રિય બળ બનવા તે સમર્થ છે. જ્યારે અંગ્રેજોએ હિંદનો કબજો લીધો ત્યારે તેણે મુસ્લિમોના વર્તન પર ભારે પ્રભાવ પાડયો હતો. અંગ્રેજોએ આ દેશનો કબજો લીધો ત્યારે હિંદુઓના મનમાં સંદેહ જાગ્યો ન હતો. પણ જ્યાં સુધી મુસ્લિમોને લાગતું વળગતું હતું ત્યારે

એકદમ તેણે એક પ્રશ્ન ઊભો કર્યો હતો કે હવે પછી આ દેશ મુસ્લિમોને રહેવા લાયક છે કે નહિ. મુસ્લિમ કોમમાં ચર્ચાનો પ્રારંભ થયો હતો અને ડૉ. ટિટ્સ તો કહે છે કે હિંદ દર-ઉલ-હર્બ છે કે દર-ઉલ-ઈસ્લામ તે અંગેની ચર્ચા લગભગ અડધી સદી સુધી ચાલી હતી. કેટલાંક અતિ ઉત્સાહી તત્ત્વોએ તો સૈયદ અહેમદના નેતૃત્વ નીચે ખરેખર પવિત્ર યુદ્ધ પણ જાહેર કર્યું હતું અને મુસ્લિમ શાસિત દેશોમાં હિજરત કરવાનો આદેશ પણ આપ્યો હતો. સમગ્ર હિંદમાં તેમણે તેમનું આંદોલન ચલાવ્યું હતું.

અલિગઢ આંદોલનના પ્રણેતા સર સૈયદ અહમદ અતિ ચતુરાઈપૂર્વક હિંદના મુસ્લિમોને સમજાવી શક્યા કે હિંદ મુસ્લિમ શાસન નીચેનો દેશ નહીં હોવાના એક માત્ર કારણે જ બ્રિટિશ શાસન નીચે તેને દર-ઉલ-હર્બ ન માનવો જોઈએ. તેને દર-ઉલ-ઈસ્લામ માનવા મુસ્લિમોને ભારપૂર્વક આગ્રહ કર્યો કારણ કે અહીં મુસ્લિમો તેમની ધાર્મિક વિધિઓ તથા કર્મકાંડો કરવા પૂરેપૂરા સ્વતંત્ર હતા. હિજરતની હિલચાલ તો તત્કાળ શમી ગઈ. પણ હિંદ તે દર-ઉલ-હર્બ છે તે સિદ્ધાંત ન છોડી દેવાયો. ઈ.સ. ૧૯૨૧માં, જ્યારે ખિલાફતની ચળવળ ચાલતી હતી તે દરમિયાન ફરીવાર મુસ્લિમ રાષ્ટ્રભક્તોએ તેનો પ્રચાર કર્યો. મુસ્લિમ આમ જનતાએ તેને સારો તેવો પ્રતિભાવ આપ્યો અને મુસ્લિમ ધાર્મિક કાયદા પ્રમાણે વર્તવા મુસ્લિમોએ સારી એવી સંખ્યામાં તૈયારી દર્શાવી એટલું જ નહિ પણ તેમણે હિંદના પોતાના વતનોનો ત્યાગ કર્યો અને અફઘાનિસ્તાન ચાલ્યા ગયા.

જેને દેશ દર-ઉલ-હર્બ લાગતો હોય તે મુસ્લિમો માટે હિજરત એ જ એક છટકબારી નથી તેનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. મુસ્લિમ ધાર્મિક કાયદાનો જેહાદનો બીજો પણ આદેશ છે. જેહાદ દ્વારા 'મુસ્લિમ શાસક માટે તે ફરજિયાત બને છે કે જ્યાં સુધી આખી દુનિયા ઈસ્લામના શાસન નીચે ન આવે ત્યાં સુધી ઈસ્લામના શાસનની જેહાદ ઉપાડવી. દુનિયા દર-ઉલ-ઈસ્લામ (ઈસ્લામનો નિવાસ) અને દર-ઉલ-હર્બ (યુદ્ધનિવાસ) તેવી બે છાવણીઓમાં વહેંચાયેલી હોવાથી બધા જ દેશો કાં તો એક પ્રકાર હેઠળ આવે છે અથવા તો બીજા હેઠળ કાયદાકીય રીતે તો, જે તેમ કરવા સમર્થ છે તે મુસ્લિમ શાસકની ફરજ

છે કે તે 'દર-ઉલ-હર્બ'ને દર-ઉલ ઈસ્લામ બનાવે' અને હિંદના મુસ્લિમોએ હિઝરત કર્યાના જેવાં ઉદાહરણો મળે છે તેવાં જ ઉદાહરણો પણ મળી આવે છે કે જેહાદ ઉપાડવામાં મુસ્લિમોએ ખચકાટ અનુભવ્યો નથી. જિજ્ઞાસુ ઈ.સ. ૧૮૫૭ના બળવાનો ઈતિહાસ તપાસી શકે અને જો તે તેમ કરશે તો તેને સમજાશે કે ગમે તેમ હોય તો પણ અંશત: તે અંગ્રેજો સામે મુસ્લિમોએ ઉપાડેલી જેહાદ હતી અને મુસ્લિમોને જ્યાં સુધી લાગે વળગે છે ત્યાં સુધી આ બળવો વિદ્રોહનો વિસ્ફોટ હતો. અંગ્રેજોએ હિંદ પર કબજો મેળવ્યો હોવાથી આ દેશ દર-ઉલ-હર્બ બન્યો હતો તેવો પ્રચાર અનેક દસકાઓથી સૈયદ અહેમદે કર્યો હોવાથી આ વિસ્ફોટને ઉત્તેજન મળ્યું હતું. આ બળવો તે હિંદને ફરીવાર દર-ઉલ-ઈસ્લામ બનાવવાનો મુસ્લિમોનો પ્રયત્ન હતો. ઈ.સ. ૧૯૧૯માં અફઘાનિસ્તાનનો હિંદ પરનો હુમલો તે હજુ હમણાનું જ ઉદાહરણ છે. અંગ્રેજ સરકાર પ્રત્યેના ખિલાફતવાદીઓના વિરોધથી પ્રેરાયેલા હિંદના મુસ્લિમોએ જ હિંદને મુક્ત કરાવવા અફઘાનિસ્તાનની સહાય માગવાની યોજના કરી હતી.[૧] આ આક્રમણને પરિણામે હિંદ મુક્ત બન્યું હોત કે પછી તે અફઘાનિસ્તાનનું ગુલામ બન્યું હોત તે કહેવું અશક્ય છે કારણ કે આક્રમણ થઈ શક્યું જ નહિ. આ વાત રહેવા દઈએ પણ તે તો હકીકત જ છે કે હિંદ જો સંપૂર્ણ મુસ્લિમ શાસન નીચે ન હોય તો તે દર-ઉલ-હર્બ છે અને ઈસ્લામના સિદ્ધાંતો પ્રમાણે મુસ્લિમો જેહાદ ઉપાડે તે ન્યાયી છે.

માત્ર તેઓ જેહાદ પોકારી શકે તેટલું જ નહિ પણ તેમની જેહાદ સફળ બનાવવા માટે તે વિદેશી મુસ્લિમ સત્તાની સહાય પણ માગી શકે અથવા તો જો વિદેશી મુસ્લિમ સત્તા જેહાદ ઉપાડવાની ઈચ્છા સેવે તો તેના પ્રયત્નને સફળ બનાવવા તેને સહાય કરી શકે. આ વાત ફોજદારી અદાલતમાં જ્યુરીને કરેલા પોતાના સંબોધનમાં શ્રી મહમદઅલીએ સ્પષ્ટપણે સમજાવી છે. શ્રી મહમદઅલીએ કહ્યું હતું :

“પણ અમારો મઝહબ અમારાં બધાં જ આચરણ પર - જેમાં સગવડ

૧ આ રસપ્રદ અને ભયંકર ઘટનાનો વિગતે અભ્યાસ શ્રી કરંદીકરે તે વર્ષના મરાઠાના અંકોમાં પ્રસિદ્ધ કરેલી લેખમાળામાં કર્યો છે અને તેમાં આ ઘટનામાં શ્રી ગાંધીએ ભજવેલા ભાગની માહિતી પણ આપી છે.

ખાતર સામાન્ય રીતે કહેવાતાં દુનિયાના આચરણોનો પણ સમાવેશ થાય છે કેવી રીતે પ્રભાવ પાડે છે અને કેવો પ્રભાવ તેણે પાડવો જોઈએ તે અંગે સરકાર સાવ અજ્ઞાન હોવાથી એક વાત સ્પષ્ટ કરવી જોઈએ અને તે આ છે. કોઈ વધુ ચોક્કસ સાબિતી વિના, ઈસ્લામ તેમાં માનનારી એક વ્યક્તિને તેમાં માનનારી બીજી વ્યક્તિ સામે વિરોધી અભિપ્રાય આપવાની છૂટ આપતો નથી અને તેઓએ અવિચારી આક્રમણ કર્યું હતું અને મઝહબને બચાવવા હથિયાર ઉપાડયાં નહોતાં તેની ચોક્કસ ખાતરી કર્યા વગર અમે અમારા મુસ્લિમ ભાઈઓ સામે યુદ્ધ ન કરી શકીએ. (ઈ.સ. ૧૯૧૯માં અંગ્રજો અને અફઘાનો વચ્ચે ચાલતાં યુદ્ધના સંદર્ભમાં કહેવામાં આવ્યું હતું.) હવે અમારી પરિસ્થિતિ આ છે. અમીરના બદઈરાદા કે પાગલપનની જાહેર સાબિતી વગર હિંદના સૈનિકો, ખાસ કરીને મુસલમાન સૈનિકો અને તેય તે અમારા પ્રોત્સાહન અને સહાયથી અફઘાનિસ્તાન પર આક્રમણ કરે, પહેલાં તેનો અસરકારક કબજો લે અને પછી વધુ ગૂંચવણ અને અસ્વસ્થાતાનો ભોગ બને તેવું અમે ચોક્કસ ઈચ્છતા નથી."

"પણ ઊલટું જો નામદાર અમીરને હિંદ કે તેના લોકો સાથે ઝઘડો ન હોય અને હિંદી વજીરે જાહેરમાં કહ્યું છે તેમ સમગ્ર મુસ્લિમ વિશ્વમાં પ્રવર્તતા અજંપાને કારણે જ તેમણે આમ કર્યું હોય, તેમણે જાહેરમાં કહ્યું છે તેમ તે અજંપા પ્રત્યે તેમને અંતઃકરણપૂર્વકની સહાનુભૂતિ છે એટલે કે મઝહબી હેતુ નબળા મુસલમાનને વિકલ્પ રૂપે હિઝરત કરવા પ્રેરે છે. - અમારા મર્યાદિત સાધનોમાં તે જ અમારો વિકલ્પ છે. તે જ મઝહબી હેતુથી નામદારને જેહાદ ઉપાડવાની ફરજ પડી હોય - જે બળવત્તર છે તેનો તે વિકલ્પ છે અને તે વિકલ્પનો ઉપયોગ કરવાની તેમને ફરજ પડી હોય; જે બળનો અને વધુ બળનો ઉપયોગ કરવામાં માનતા હોય તેમનો પડકાર તેમણે ઉપાડયો હોય અને જેઓ ખિલાફત સામે, જેહાદ પોકારનારાઓ સામે મુસલમાનોને યુદ્ધ કરાવવા માગતા હોય તેમની સાથે, જઝિરૂત-ઉલ- આરબ અને પવિત્ર જગ્યાઓનો જેમણે ખોટો કબજો મેળવ્યો છે, જે ઈસ્લામને નબળો કરવા મથી રહ્યા છે, તેની સામે ભેદભાવ રાખે છે અને ઈસ્લામના ધ્યેયનો પ્રચાર કરવાની અમારી પૂરેપૂરી આઝાદીનો ઈનકાર કરે છે તેમની સાથે તે આખરી ફેંસલો કરી લેવા માગતા હોય તો ઈસ્લામના સ્પષ્ટ કાયદા પ્રમાણે સૌ પહેલાં તો કોઈ

પણ મુસલમાને, કોઈ પણ હિસાબે તેમની વિરુદ્ધ કોઈને મદદ ન કરવી જોઈએ અને પછી જો, તે જેહાદ મારા દેશ સુધી આવે તો તે દેશના દરેક મુસલમાને મુજાહિદી સાથે જોડાઈ દરેક મુસલમાન સ્ત્રી કે પુરુષે પોતાની શક્તિ મુજબ મદદ કરવી જોઈએ."

"ઈસ્લામનો આવો સ્પષ્ટ અને બિનવિવાદાસ્પદ કાયદો છે અને અમારા મુકદ્દમાની તપાસ કરતી સમિતિએ જ્યારે અમને પ્રશ્ન પૂછ્યો કે બિન-મુસ્લિમ શાસન સામે જેહાદ ઉપાડવામાં આવે ત્યારે બિનમુસ્લિમ શાસન નીચે રહેતા મુસ્લિમની મઝહબી ફરજ શું ત્યારે તે સમિતિને અમે આ ચોખ્ખું સમજાવ્યું હતું અને તેય તે સરહદો પર કોઈ પણ પ્રકારની ગરબડનો ખ્યાલ આવે તેના ઘણા સમય પહેલાં અને જ્યારે જન્નતનશીન અમીર જીવતા હતા ત્યારે."

આ પ્રશ્ન સાથે પ્રસ્તુત એવો ત્રીજો સિદ્ધાંત પણ ધ્યાન ખેંચે તેવો છે અને તે એ કે ઈસ્લામ પ્રાદેશિક સંબંધોને તો ઓળખતો જ નથી. તેના સંબંધો સામાજિક અને ધાર્મિક હોય છે અને તેટલા માટે પ્રદેશ બહારના હોય છે. અહીં પણ મૌલાના મહમદઅલી આપણા શ્રેષ્ઠ સાક્ષી બનશે. જ્યારે તેમને કરાચીમાં ફોજદારી અદાલતમાં રજૂ કરવામાં આવ્યા ત્યારે જ્યુરીને સંબોધન કરતાં તેમણે કહ્યું :

"એક વાત સ્પષ્ટ કરવી જોઈએ કારણ કે અમને લાગ્યું છે કે જે સિદ્ધાંતનો હવે અમે ઉલ્લેખ કરીશું તે બિનમુસ્લિમો અને ખાસ કરીને અધિકારીઓ તે જાણતા નથી; જો કે તેમણે જાણવો જોઈએ. મુસલમાનનો મઝહબ માત્ર ફરમાનો માનવામાં અને તે પ્રમાણે પોતાનું જીવન જીવવા પૂરતો જ નથી. અલબત્ત, કોઈ પણ જાતના ફરજિયાત દબાણ વગર, પોતાની પૂરેપૂરી શક્તિ પ્રમાણે તેણે બીજા આ મજહબી ફરમાનો માને અને તેમને અમલમાં મૂકે છે તે માટે પણ પ્રયત્ન કરવો જોઈએ. પાક કુરાનમાં આને 'અમ્રિબિલમરુફ અને નહિ અનિલમુકંર' તરીકે ઓળખાવ્યો છે અને પાક પયંગબરોની પરંપરાઓના કેટલાક ચોક્કસ પ્રકરણો ઈસ્લામના આ મહત્ત્વના સિદ્ધાંતની વાત કરે છે. મુસલમાન એમ ન કહી શકે કે હું મારા બિરાદરનો રખેવાળ નથી.' કારણ કે તે તે છે જ અને બીજાઓ પાસે તે સારું ન કરાવે અને તેમને બૂરું કરતાં ન રોકે ત્યાં સુધી તેને ખુદને

મુક્તિ મળતી નથી. આથી, જો કોઈ પણ મુસલમાનને ઈસ્લામના મુજાહિદ સામે જંગ ખેલવા ફરજ પાડવામાં આવે તો તેણે પોતે તો શુદ્ધ દાનતે તેનો વિરોધ કરવો જોઈએ એટલું જ નહિ પણ જો તેને તેના મોક્ષની કીમત હોય તો પોતાના પરના કોઈ પણ જોખમે તેણે તેના બિરાદર પાસે પણ આવો વિરોધ કરાવવો જોઈએ. તે પછી જ તેને મોક્ષ મળી શકે. આ અમારી માન્યતા છે અને દરેકે દરેક મુસલમાનની આ માન્યતા છે અને અમારા નમ્ર મત પ્રમાણે અમે તે પ્રમાણે જીવવાં પ્રયત્ન કરીએ છીએ; અને જો આ ફરમાન ઠસાવવાની સ્વતંત્રતાનો અમને ઈનકાર કરવામાં આવશે તો અંતે અમારે કહેવું પડશે કે જે દેશમાં અમને સ્વતંત્રતા નથી તે દેશ ઈસ્લામ માટે સલામત નથી."

આ છે અખિલ-ઈસ્લામવાદનો પાયો. આને કારણે જ હિંદનો એકેએક મુસલમાન એમ કહે છે કે તે પહેલાં મુસ્લિમ છે અને પછી હિંદી. આ ભાવના પરથી જ તે સ્પષ્ટ થઈ જાય છે કે હિંદના મુસ્લિમે હિંદની પ્રગતિમાં કેમ આટલો અલ્પ ભાગ લીધો છે અને મુસ્લિમ દેશોનો પક્ષ લઈ તે કેમ થાકી ગયો છે,[૧] શા માટે મુસ્લિમ દેશોનું સ્થાન તેના મનમાં પહેલું છે અને હિંદનું બીજું.

હીઝ હાયનેસ ધ આગાખાન આમ કહીને તેને વાજબી ઠરાવે છે :[૨]

"આ અખિલ-ઈસ્લામવાદ સાચો અને કાયદેસર છે જેમાં પ્રત્યેક વફાદાર અને મઝહબી મુસ્લિમ માને છે - એટલે કે આધ્યાત્મિક બંધુત્વ અને પયગંબરના સંતાનોની એકતાનો સિધ્ધાંત. જેને આપણે પ્રથમ પ્રકરણમાં જ ઈસ્લામી નામ આપ્યું તે સભ્યતાના મહાન કુટુંબ સમી પર્શિયા-અરેબિયાની સંસ્કૃતિનું તે ઊંડું અને સનાતન તત્ત્વ છે. ચીનથી તે મોરોક્કો સુધી, વોલ્ગાથી સિંગાપુર સુધી સર્વત્ર વસેલા સહધર્મીઓ પ્રત્યે ઉદારતા અને શુભાશયને તે સૂચવે છે. તેનો અર્થ ઈસ્લામના સાહિત્યમાં, તેની સુંદર કળામાં, તેના મનોહર સ્થાપત્યમાં, તેની મોહક કવિતામાં ટકી રહેલો રસ. સાચી સુધારણા - ધર્મની પ્રારંભિક અને શુદ્ધ સરળતા, માન્યતા તથા દલીલ દ્વારા તેનો બોધ, વ્યક્તિગત જીવનમાં આધ્યાત્મિક

૧ ઈ.સ. ૧૯૧૨માં જયારે પ્રથમ બાલ્કન યુદ્ધ શરૂ થયું અને ઈ.સ. ૧૯૨૨માં જયારે તુર્કસ્તાને યુરોપીય સત્તાઓ સાથે સંધિ કરી તે વર્ષોના ગાળામાં હિંદના મુસ્લિમોએ હિંદના રાજકારણની લગીરે ચિંતા કરી નહોતી. તેમનો તો તુર્કસ્તાન અને અરબસ્તાનના ભાગ્યમાં રસ હતો.

૨ ઈન્ડિયા ઈન ટ્રાન્ઝિશન, પૃ. ૧૫૭.

શક્તિઓનું પ્રાગટ્ય અને માનવજાતને ઉપકારક પ્રવૃત્તિ પ્રત્યે પુનરાગમન - પણ થાય છે. સ્વાભાવિક અને મૂલ્યવાન આધ્યાત્મિક ચળવળ માત્ર પયગંબરને અને તેના ઉપદેશને જ નહિ પણ બધા જ પ્રદેશોના તેનાં સંતાનોને તુર્કના, અફઘાનના, હિંદના કે ઇજિપ્તવાસીના સ્નેહનું કેન્દ્ર બનાવે છે. કાશગર અથવા સારાજેવોમાં દુષ્કાળ અથવા વિનાશક આગ સત્વરે દિલ્હી કે કેરોના મુસ્લિમની સહાનુભૂતિ તથા ભૌતિક સહાય આકર્ષશે. ઈસ્લામની સાચી તથા આધ્યાત્મિક એકતા હંમેશાં વિકસવી જોઈએ, કારણ કે પયગંબરના અનુયાયી માટે તે આત્મનો જીવનપાયો છે."

જો આ આધ્યાત્મિક અખિલ-ઈસ્લામવાદ રાજકીય સફળ ઈસ્લામવાદમાં પ્રવેશવા મથે તો તેને અસ્વાભાવિક નહિ કહી શકાય. કદાચ આગાખાને જ્યારે કહ્યું ત્યારે તેમના મનમાં આજ લાગણી રમતી હશે :[1]

"હિંદના રાષ્ટ્રભક્તોએ તે સ્વીકારવું જોઈએ કે પર્શિયા, અફઘાનિસ્તાન, અને કદાચ મોડું વહેલું અરબસ્તાન કોઈ યુરોપીય ખંડના જર્મની અથવા તો રશિયામાંથી જે પ્રદેશો છૂટા પડે તેના વર્તુળમાં આવે - અથવા તો હિંદી સામ્રાજ્ય કે જેની સાથે તેમનું વધુ સાચું જોડાણ છે તેની સાથે તેમનું ભાગ્ય જોડે. નાનાં રાજ્યોને સત્તાશીલ પડોશીઓ સાથે જોડતાં વિશ્વનાં બળો કે જે આજે મોટે ભાગે યુરોપમાં જ દેખાય છે તે અનિવાર્યપણે એશિયામાં દેખાશે જ. હિંદને ભાવિમાં શક્તિશાળી બનવું હશે, અને સંભવિત પડોશી દુશ્મન રાષ્ટ્રો પર ચાંપતી નજર રાખવી હશે અને તેને કારણે વધતો લશ્કરી બોજ સહન કરવો હશે તો પરસ્પરના હિત તથા સદ્ભાવના બંધન વડે પોતાના પડોશી મુસ્લિમ રાષ્ટ્રો પ્રત્યે ઉપેક્ષા દાખવવાનું હિંદને નહિ પાલવે."

"ટૂંકમાં, લાભકારી તથા વિકાસશીલ સંઘનો માર્ગ સમવાયી હિંદ પર આધારિત હોવો જોઈએ. જેમાં દરેક સભ્ય તેના વ્યક્તિગત અધિકારો, તેની ઐતિહાસિક લાક્ષણિકતાઓ અને સ્વાભાવિક હિતોનો ઉપયોગ કરતો હોય છતાં બહારના ભય અને અપરિચિત પરિબળોના આર્થિક શોષણથી એક સંરક્ષક પ્રથા અને પરંપરાઓના જોડાણથી સંરક્ષાયેલો હોય. આવું સમવાયી હિંદ, સિલોનને સત્વરે

૧ ઈન્ડિયા ઈન્ ટ્રાન્ઝિશન પૃ. ૧૬૯.

તેની સ્વાભાવિક માતા પ્રત્યે આકર્ષશે અને આપણે સૂચવ્યો છે તેવો વધુ વિકાસ પણ થતો જશે. ન્યાય, મુક્તિ [illegible] જાતિ. પ્રત્યેક ધર્મ તથા પ્રત્યેક ઐતિહાસિક અસ્તિત્વના સ્વીકાર [illegible] ઊંડો પાયો સત્વરે જ નાખીને આપણે મહાન દક્ષિણ એશિયાઈ સમવા[illegible] શકીશું."

[illegible]શિયા અને અફઘાનિ[illegible] તેની આગેકૂચમાં સહાય કરનારી [illegible] હિંદ માટે બે સંરક્ષક દીવાલો ઊભી કરશે જેને [illegible] ગોલો તોડવાની હિંમત કદી પણ કરી શકે નહિ. તેઓ આપમેળે [illegible] સત્તા પ્રત્યે આકર્ષાશે, જે સત્તા, નીતિઓની આંતરિક સ્વતંત્રતાની ખાતરી આપતા પ્રત્યેક સાચા સ્વાયત્ત [illegible] સહિત, નિઝામના શાસન હેઠળના બિરાર સહિત હૈદરાબાદના પુનર્જીવિત તથા મુક્ત કરેલા રાજ્યને હિંદમાં સ્વસ્થ સમવાયી સ્વરૂપનો પદાર્થ પાઠ પૂરો પાડે છે. તેઓ હિંદમાં સ્વતંત્રતા અને વ્યવસ્થા, સ્વાયત્તતા છતાં શાહી સંઘ જોશે અને આપમેળે જ શુભાશયથી આંતરિક સ્વશાસનના સાતત્યની ખાતરી આપતા સ્વતંત્ર રાજ્યોના સંઘના લાભો, જ્યાં સૂર્ય ક્યારેય આથમતો નથી તેવા મહાન સામ્રાજ્યના પ્રચંડ અને અમર્યાદિત સામર્થ્યને બિરદાવશે. મેસોપોટેમિયા અને અરબસ્તાનમાંની બ્રિટિશ પરિસ્થિતિ પણ તેનું સામાન્ય સ્વરૂપ ગમે તે હોય - મેં રજૂ કરેલી નીતિથી અત્યંત શક્તિશાળી બનશે.

દક્ષિણ એશિયાઈ સમવાયતંત્ર, હિંદના ભલા કરતાં અરબસ્તાન, મેસોપોટેમિયા અને અફઘાનિસ્તાન જેવા મુસ્લિમ દેશોના વધુ ભલા માટે હતું.[1] આ જ દર્શાવે

૧ જો દક્ષિણ એશિયાઈ સમવાયતંત્ર અસ્તિત્વમાં આવ્યું હોત તો શી ભયંકરતા સર્જાત ? હિંદુઓ દુઃખદાઈ લઘુમતીમાં મુકાઈ ગયા હોત. ધ ઈન્ડિયન ઍન્યુઅલ રજિસ્ટર કહે છે: હિંદની મુસ્લિમ કોમમાંનાં બ્રિટિશ શાહીવાદના સમર્થકો દક્ષિણ એશિયામાં અરબસ્તાનથી મલાયા, આર્કિપેલાગો સુધી બ્રિટિશ શાસનને સ્થિર કરવા અંગ્રેજ-મુસ્લિમ જોડાણોવાળી સંસ્થાઓ દ્વારા સક્રિયપણે પ્રયત્નશીલ રહ્યા. ત્યાં અત્યારે તો મુસ્લિમો તેમની પેઢીમાં ગૌણ ભાગીદારો હશે, પણ તે મુખ્ય ભાગીદાર થવાની આશા રાખતા હતા. હિઝ હાઈનેસ ધ આગાખાને યુદ્ધના વર્ષો દરમિયાન પ્રસિદ્ધ થયેલા તેમના પુસ્તક 'ધ ઈન્ડિયા ઈન ટ્રાન્ઝિશન'માં જેનો ખ્યાલ આપ્યો હતો તે યોજના આપણે આગળ વધારવી જોઈએ તેવી કાંઈક લાગણી અને અપેક્ષા હતી. આ યોજનાએ નૈર્ઋત્ય એશિયાઈ સમવાયતંત્રની સ્થાપનાનું આયોજન કર્યું હતું. જેમાં હિંદ કદાચ આવશ્યક ઘટક હોય. યુદ્ધ પછી શ્રી ચર્ચિલ જ્યારે બ્રિટિશ પ્રધાનમંડળમાં વસાહતો માટેના હિંદી વજીર હતા ત્યારે તેમને મધ્ય પૂર્વીય વિભાગના દફતરમાંથી મધ્યપૂર્વી સામ્રાજ્યની તૈયાર યોજના મળી. - ૧૯૩૮, ગ્રંથ-૨, 'ઈન્ડિયા ઈન હોમ પોલિટી' વિભાગ, પૃ. ૪૮.

છે કે હિંદ સિવાયના અન્ય મુસ્લિમ દેશોની વિચારણામાં હિંદના મુસ્લિમોના વિચારો કેટલા સ્વાભાવિક હતા.

સત્તાના આજ્ઞાપાલન પર સરકાર નિર્ભર હોય છે. પણ જેઓ હિંદુઓ તથા મુસ્લિમોનું સ્વરાજ્ય સ્થાપવા ઉત્સુક હતા તેઓ આવું આજ્ઞાપાલન શેના પર આધાર રાખે છે તે તપાસવા થોભ્યા નહિ અને સામાન્ય સંજોગોમાં અને કટોકટીની ક્ષણોમાં આવું આજ્ઞાપાલન કેટલે અંશે પ્રાપ્ત થશે તેય તપાસવા થોભ્યા નહિ. આ અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. કારણ કે જો આજ્ઞાપાલન નિષ્ફળ જાય તો, સ્વરાજ્યનો અર્થ થશે કોઈના હાથ નીચે નહીં પણ સાથે રહીને કામ કરવું. આદર્શ તરીકે તે કદાચ તેવું હશે. પણ વ્યવહારુ અને રોજબરોજના વિશ્વમાં એક પ્રતિનિધિ સરકાર હેઠળના ઘટકોની સંખ્યા અપ્રમાણસર હોય તો લઘુમતીએ બહુમતી નીચે કામ કરવું પડે અને તે બહુમતી નીચે કામ કરે છે કે નહિ તે તો તે બહુમતી દ્વારા ચલાવાતી સરકારની સત્તાનું આજ્ઞાપાલન કરવા કેટલે અંશે તૈયાર થાય તેના પર નિર્ભર છે. સ્વરાજ્યની સફળતા માટે આ અંગ એટલું મહત્ત્વનું છે કે બાલ્ફોરે જ્યારે કહ્યું કે તેની સફળતા બધા જ પક્ષો મૂળભૂત પ્રશ્ન અંગે એક હોય તેના પર નિર્ભર છે તેમાં તેમણે સત્યનો અંશ જ કહ્યો હશે. સરકારની સત્તાના આજ્ઞાપાલનની તૈયારી પણ સ્વરાજ્યના કોઈ પણ સ્વરૂપની સફળતા માટે એટલી જ અનિવાર્ય છે તે નોંધવામાં તે નિષ્ફળ ગયા.

સંસદીય સરકારના સફળ અમલ માટે જેનું અસ્તિત્વ અનિવાર્ય છે તે આ બીજી શરતના મહત્ત્વની ચર્ચા જેમ્સ બાયસે કરી છે.[૧] રાજકીય સંયોગના આધારની ચર્ચા કરતાં બ્રાયસ દર્શાવે છે કે રાજ્યો ઊભાં કરવામાં બળે કદાચ ઘણું કર્યું હોય તો પણ બળ તે માટેના અનેક ઘટકો પૈકીનો એક ઘટક છે અને તે અતિશય મહત્ત્વનો ઘટક નથી. રાજકીય સમુદાયો સર્જવામાં, ઘડવામાં, વિસ્તારવામાં અને તેને એક સાથે જોડવામાં બળ કરતાંય આજ્ઞાપાલન મહત્ત્વનું છે. સરકારની સત્તાઓનું પાલન કરવાની અને તદનુસાર વર્તવાની ઈચ્છા વ્યક્તિગત નાગરિકો અને જૂથોના કેટલાક માનસશાસ્ત્રીય ગુણો પર નિર્ભર છે. બ્રાયસને મતે આ આજ્ઞાપાલન ઉત્પન્ન કરનાર વલણમાં પ્રમાદ, આદર, સહાનુભૂતિ, ભય

૧ હિંદુઓને કાફર કહેવાય તો તેમણે દુભાવાની જરૂર નથી. તેઓ મુસ્લિમોને 'મલેચ્છ' કહે છે.

અને વિવેકનો સમાવેશ થાય છે. તમામનું મૂલ્ય સરખું નથી. આજ્ઞાપાલનનું વલણ ઉત્પન્ન કરનારાં કારણો તરીકે તેમનું મહત્ત્વ તુલનાત્મક છે. બ્રાયસે રજૂઆત કરી છે તે પ્રમાણે સમગ્રતયા આજ્ઞાપાલનના ભય અને વિવેકની ટકાવારી પ્રમાદની ટકાવારી કરતાં ખૂબ ઓછી છે અને આદર તથા સહાનુભૂતિની ટકાવારી કરતાં પણ તે ઓછી છે. આથી આ અભિપ્રાય પ્રમાણે તો, તેની સરકારની સત્તાના પાલન માટે લોકોને ઉન્મુખ કરનાર ઘટકોમાં આદર તથા સહાનુભૂતિ તે જ બે શક્તિશાળી પરિબળો છે.

રાજ્યના મૂળભૂત પ્રશ્નો અંગે રાજકીય પક્ષોની એકતા જેટલી મહત્ત્વની છે. તેટલી જ મહત્ત્વની છે સરકારની સત્તાનું આજ્ઞાપાલન કરવાની લોકોની ઈચ્છા. રાજ્યની સ્થિરતા માટે આજ્ઞાપાલનના મહત્ત્વ અંગે કોઈ પણ શાણી વ્યક્તિ માટે પ્રશ્ન ઉઠાવવો અશક્ય છે. સવિનય કાનૂન ભંગમાં માનવું એટલે અંધાધૂંધીમાં માનવું.

હિંદુઓ દ્વારા રચાએલી અને નિયંત્રિત થતી સરકારની સત્તાનું મુસ્લિમો કેટલી હદ સુધી આજ્ઞાપાલન કરશે ? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા ઝાઝા ઊંડા જવાની જરૂર નથી. મુસ્લિમોને મન હિંદુઓ[૧] કાફરો છે. કાફરો આદરપાત્ર નથી. તે નીચા કુળનો, મોભા વિનાનો છે. એટલે જે દેશમાં કાફરનું રાજ્ય હોય તે મુસલમાન માટે દર-ઉલ-હર્બ છે. આટલું સમજ્યા પછી, કોઈ પણ મુસલમાન હિંદુ સરકારની આજ્ઞાનું પાલન નહિ કરે તે પુરવાર કરવા વધુ પુરાવા આપવાની અનિવાર્યતા જણાતી નથી. સરકારની સત્તાનું આજ્ઞાપાલન કરવા વ્યક્તિઓને ઉન્મુખ કરતી આદર અને સહાનુભૂતિની મૂળભૂત લાગણીઓ જ અસ્તિત્વ ધરાવતી નથી. આની સાબિતી જોઈતી હોય તો તેનો તોટો નથી. તે એટલા મોટા પ્રમાણમાં છે કે શેની રજૂઆત કરવી અને શું ટાળવું તે એક પ્રશ્ન છે.

"ખિલાફત ચળવળ ચાલતી હતી તે દરમિયાન હિંદુઓ જ્યારે મુસ્લિમોને ખૂબ સહાય કરતા હતા ત્યારે પણ મુસ્લિમો તે ભૂલ્યા નહોતા કે તેમની સરખામણીમાં હિંદુઓ નીચે છે, ગૌણ જાતિના છે. 'ઈન્સાફ' નામના ખિલાફતના એક મુસ્લિમે લખ્યું હતું."[૨]

૧ સ્ટડીઝ ઈન હિસ્ટ્રી એન્ડ જ્યુરીસપુડન્સ, ગ્રંથ ૨, એસે-૧

"સ્વામી અને મહાત્માનો અર્થ શો ? પોતાનાં લખાણ કે ભાષણમાં મુસ્લિમો બિનમુસ્લિમો માટે આ શબ્દોનો ઉપયોગ કરી શકે ? તે કહે છે કે 'સ્વામી' એટલે 'ગુરુ' અને 'મહાત્મા' એટલે શ્રેષ્ઠ આધ્યાત્મિક શક્તિ ધરાવતી' વ્યક્તિ અને તે 'રુહ-ઈ-આઝમ' સમાન છે અને સર્વોપરી આત્મા છે."

તેણે મુસ્લિમ મૌલવીઓને અધિકૃત ફતવા દ્વારા તે નક્કી કરવાનું કહ્યું કે બિન-મુસ્લિમોને આવા આદર અને ગૌરવભર્યા સંબંધોથી મુસ્લિમો બોલાવે તે કાનૂની છે કે નહિ.

ઈ.સ. ૧૯૨૪માં શ્રી ગાંધીની કારાવાસ મુક્તિની ઉજવણી હકીમ અજમલ ખાન દ્વારા દિલ્હીમાં ચલાવાતી યુનાની ઔષધની તિબ્બી કૉલેજમાં યોજાઈ ત્યારે એક નોંધપાત્ર ઘટના બની.[૧] મળેલા અહેવાલ પ્રમાણે એક હિંદુ વિદ્યાર્થીએ શ્રી ગાંધીને હઝરત ઈસા (જિસસ) સાથે સરખાવ્યા અને આમ મુસ્લિમ વિદ્યાર્થીઓની લાગણી દુભાતાં બધાં જ મુસ્લિમ વિદ્યાર્થીઓ ગુસ્સે થઈ ગયા અને પેલા હિંદુ વિદ્યાર્થીને હિંસક ધમકી આપી. એમ પણ કહેવાય છે કે મુસ્લિમ પ્રાધ્યાપકો પણ તેમના આ સહધર્મીઓ સાથે તેમના ગુસ્સાની લાગણીના પ્રદર્શનમાં જોડાયા હતા.

ઈ.સ. ૧૯૨૩માં શ્રી મહમદઅલી હિંદી રાષ્ટ્રીય મહાસભાના અધ્યક્ષ બન્યા. તેમના પ્રવચનમાં તેમણે શ્રી ગાંધી વિશે નીચેના શબ્દો ઉચ્ચાર્યા :

"અનેક લોકોએ મહાત્માના ઉપદેશ તથા પાછળથી તેમની અંગત યાતનાઓને ઈસુના (તેમને ચિરશાંતિ હો) ઉપદેશ તથા યાતનાઓ સાથે સરખાવ્યાં છે......જ્યારે ઈસુએ પોતાના ધ્યેયના પ્રારંભે વિશ્વ અંગે ચિંતન કર્યું ત્યારે તેમની સુધારણાનાં શસ્ત્રો અંગે પસંદગી કરવાનો વિકલ્પ તેમને આપવામાં આવ્યો હતો...સહનશીલતા અને નિ:સ્વાર્થીપણા દ્વારા સર્વશક્તિમાન બનવું અને હૃદયની વિશુદ્ધતા દ્વારા બળો પર વિજય મેળવવો એ ખ્યાલ માનવીની પ્રથમ સંતતિ આબેલ અને કેઈનના દિવસો જેટલો જૂનો છે....

"તે ગમે તે હોય, મહાત્મા ગાંધી અંગે પણ તે એટલો જ વિશિષ્ટ છે, પણ

૫ જુઓ, 'ધ્રૂ ઈન્ડિયન આઈઝ', ટાઈમ્સ ઑફ ઈન્ડિયા, તા. ૧૧-૩-૨૪.
૧ જુઓ, 'ધ્રૂ ઈન્ડિયન આઈઝ', ટાઈમ્સ ઑફ ઈન્ડિયા, તા. ૨૧-૩-૨૪.

આપણા યુગની ઈસુ જેવી મહાન વ્યક્તિને મહાપરાધી માનવાનું (શરમ, શરમના પોકારો) અને જે શાંતિદૂત તરીકે સંસારમાં કાર્ય કરે છે તેવી વ્યક્તિને લોક શાંતિના ભંગ માટે દંડવાનું ખ્રિસ્તી સરકારને યોગ્ય લાગ્યું. મહાત્માના આગમન પહેલાં હિંદની રાજકીય સ્થિતિ ઈસુના આગમન પહેલાંના જૂડિયાની સ્થિતિ જેવી હતી અને હિંદનાં દૂષણોના ઉપાયની શોધ કરનારાઓને તેમણે જે માર્ગદર્શન આપ્યું તે આ અગાઉ ઈસુએ જૂડિયામાં આપેલા માર્ગદર્શન જેવું જ હતું. યાતના દ્વારા આત્મવિશુદ્ધિ, સરકારની જવાબદારીઓ માટે નૈતિક તૈયારી, સ્વરાજની પૂર્વ શરત તરીકે આત્મશિસ્ત - આ હતા મહાત્માના સિદ્ધાંતો તથા માન્યતાઓ અને આપણામાંના જેમને અમદાવાદમાં ભરાયેલા કોંગ્રેસ અધિવેશનના પરાકાષ્ટાએ પહોંચેલા ભવ્ય વર્ષમાં તેમની સાથે રહેવાનો લહાવો મળ્યો છે. તેમણે જોયું છે કે માનવ જાતિના આટલા વિશાળ સમૂહના વિચારો, લાગણીઓ અને આચરણોમાં તેઓ કેવું નોંધપાત્ર અને ત્વરિત પરિવર્તન લાવ્યા.'

એક વર્ષ પછી, અલિગઢ અને અજમેરમાં બોલતાં શ્રી મહમદઅલીએ કહ્યું :

"શ્રી ગાંધીનું ચારિત્ર્ય ગમે તેટલું વિશુદ્ધ હશે પણ ધાર્મિક દૃષ્ટિએ તો તે મને કોઈ પણ ચારિત્ર્યહીન મુસલમાન કરતાં નીચે જ લાગવાના."

આ વિધાને ભયંકર હલચલ મચાવી. ઘણાના માનવામાં ન આવ્યું કે શ્રી ગાંધી પ્રત્યે આટલો બધો આદર રાખતા શ્રી મહમદઅલી તેમને વિશે આવી અનુદાર અને ધૃણાસ્પદ લાગણીઓ કેવી રીતે દર્શાવી શકે. લખનૌમાં અમિનાબાદ બાગ ખાતે ભરાયેલી સભામાં જયારે શ્રી મહમદઅલી બોલતા હતા ત્યારે તેમને પૂછવામાં આવ્યું કે તેમણે વ્યકત કરેલી લાગણીઓ સાચી છે કે કેમ ! શ્રી મહમદઅલીએ સહેજ પણ ખચકાટ કે પ્રશ્ચાત્તાપ વિના ઉત્તર આપ્યો :[1]

"હા, મારા ધર્મ અને સંપ્રદાય પ્રમાણે હું કોઈ પણ વ્યભિચારી અને પતિત મુસલમાનને શ્રી ગાંધી કરતાં વધુ સારો માનું છું."

તે સમયે એવુ સૂચવાયું હતું[2] કે જે કાફર હતા તે શ્રી ગાંધી પ્રત્યે આટલો બધો આદર દર્શાવી તેમને ઈસુના સમકક્ષ માનવા બદલ શ્રી મહમદઅલી પ્રત્યે

૧ 'થ્રૂ ઈન્ડિયન આઈઝ', ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, તા. ૨૧-૩-૨૪.
૨ એજન, તા. ૨૬-૪-૨૪.

રૂઢિચુસ્ત મુસ્લિમ કોમ ગુસ્સે થઈ હતી અને તેથી તેમને ફેરવી તોળવું પડ્યું હતું. એમને લાગ્યું કે કાફરની આવી પ્રશંસાની મુસ્લિમ ધાર્મિક કાયદામાં મનાઈ કરવામાં આવી છે.

ઈ.સ. ૧૯૨૮માં હિંદુ-મુસ્લિમ સંબંધો અંગેના આવેદનપત્રમાં[1] ખ્વાજા હસન નિઝામીએ જાહેર કર્યું :

"મુસલમાનો હિંદુઓથી અલગ છે અને તેઓ હિંદુઓ સાથે ન જોડાઈ શકે. લોહિયાળ યુદ્ધો પછી મુસલમાનોએ હિંદ જીત્યું અને અંગ્રેજો તેમની પાસેથી હિંદ છીનવી ગયા. મુસલમાનો એક સંયુક્ત રાષ્ટ્ર છે અને તેઓ એકલા જ માત્ર હિંદના માલિકો બનશે. તેઓ પોતાનું વ્યક્તિત્વ ક્યારેય નહિ છોડી દે. સદીઓ સુધી તેમણે હિંદ પર રાજ્ય કર્યું છે અને એટલે આ દેશ પર તેમનો કાયદેસરનો હક છે. દુનિયામાં હિંદુઓ લઘુમતી કોમ છે. તેઓ ક્યારેય અંદરો અંદરના ઝઘડાથી મુક્ત નથી; તે ગાંધીમાં માને છે અને ગાયને પૂજે છે, બીજા લોકોનું પાણી લેતાં તેઓ અભડાય છે. હિંદુઓને સ્વરાજ્યની પરવા નથી. તેમની પાસે તેને માટે સમય નથી. તેમને અંદરોઅંદર કજિયા કરવા દો. લોકો પર રાજ્ય કરવાની તેમની પાસે કઈ શક્તિ છે ? મુસલમાનોએ રાજ્ય કર્યું હતું અને મુસલમાનો રાજ્ય કરશે."

હિંદુઓનું આજ્ઞાપાલન કરવાનું તો દૂર રહ્યું. મુસ્લિમો ફરીવાર હિંદુઓ સાથે ફેંસલો કરી લેવા માગે છે. ઈ.સ. ૧૯૨૬માં એક વિવાદ જાગ્યો હતો કે ઈ.સ. ૧૭૬૧માં ખેલાયેલું પાણિપતનું યુદ્ધ ખરેખર કોણ જીત્યું હતું. મુસ્લિમોની દલીલ હતી કે આ તેમનો મોટો વિજય હતો કારણ કે અહમદશા અબદાલી પાસે એક લાખ યોદ્ધાઓ હતા જ્યારે મરાઠાઓ પાસે ૪ થી ૬ લાખ યોદ્ધાઓ હતા. હિંદુઓએ પ્રત્યુત્તર આપ્યો કે તે તેમનો વિજય હતો - જીતનો વિજય - કારણ કે તેણે મુસ્લિમ આક્રમણોને ખાળ્યાં. મુસ્લિમો હિંદુઓને હાથે પરાજય એ વાત સ્વીકારવા તૈયાર નહોતા અને દાવો કર્યો કે તે હિંદુઓથી સર્વોપરી છે તેવું હંમેશાં પુરવાર કરશે. હિંદુઓ પરની મુસ્લિમોની શાશ્વત સર્વોપરીતા પુરવાર કરવા નાજિયાબાદના એક મૌલાના અકબર શાહખાને સંપૂર્ણ ગંભીરતાથી દરખાસ્ત મૂકી કે પાણિપતના તે જ

૧ એજન તા. ૧૪-૩-૨૮.

નિર્ણયાત્મક મેદાન પર હિંદુઓ તથા મુસ્લિમોએ કસોટીની શરતો નીચે ચોથું યુદ્ધ લડવું જોઈએ. તદનુસાર, મૌલાનાએ નીચેના શબ્દોમાં પંડિત મદનમોહન માલવિયાને પડકાર કર્યો હતો :[૧]

"માલવિયાજી, જો પાણિપતના પરિણામને જૂઠું ઠરાવવાના તમે પ્રયત્ન કરતા હો તો (તેની કસોટી કરવાનો) સરળ અને ઉત્તર માર્ગ હું તમને બતાવીશ, તમારો જાણીતો પ્રભાવ વાપરીને અંગ્રેજ સરકારને પાણિપતના મેદાન પર સત્તાધિકારીઓના અવરોધ વિના ચોથી લડાઈ લડવાની પરવાનગી આપવા સમજાવો. હિંદુઓ તથા મુસલમાનોના શૌર્ય તથા લડાયક જુસ્સાની સરખામણી માટેની કસોટી આપવા હું તૈયાર છું. હિંદમાં સાત કરોડ મુસ્લિમો છે. નક્કી કરેલી તારીખે, હું પાણિપતના મેદાન પર, હિંદના સાત કરોડ મુસ્લિમોના પ્રતિનિધિ તરીકે ૭૦૦ મુસલમાનો સાથે આવીશ અને હિંદુઓ ૨૨ કરોડ હોવાથી હું ૨૨૦૦ હિંદુઓ સાથે આવવાની તમને છૂટ આપું છું. સાચી વાત એ છે કે તોપ, મશીનગન અને બોંબ વાપરવાના નહીં. તલવારો, ભાલાઓ, નાના ભાલાઓ, બાણ તથા તીરો અને કસરીઓ વાપરવાનાં. જો તમે હિંદુ લશ્કરના સરસેનાપતિનું સ્થાન ન લઈ શકતા હો તો તે સ્થાન સદાશિવરાવ અથવા વિશ્વાસરાવનાં [૨]કોઈ પણ વારસને આપો. જેથી તેમના વંશજો તેમના પૂર્વજોની ૧૭૬૧ની હારનો બદલો લઈ શકે. પણ ગમે તેમ તોય પ્રેક્ષક તરીકે આવજો, કારણ કે આ લડાઈનું પરિણામ જોઈને તમારો અભિપ્રાય તમારે બદલવો પડશે અને હું આશા રાખું છું કે ત્યાર પછી આ દેશમાં અત્યારના લડાઈ ઝઘડાનો અંત આવશે... છેવટે હું એટલું ઉમેરવા માગું છું કે જે ૭૦૦ માણસો હું લાવવાનો છું તેમાં પઠાણો કે અફઘાનો નહિ હોય કારણ કે તમે તેમને જોઈને ડરો છો. એટલે હું મારી સાથે શરિયતના ચુસ્ત અનુયાયી એવા સારા કુટુંબના માત્ર હિંદી મુસલમાનોને લાવીશ."

૪

આ છે હિંદુઓ તથા મુસલમાનોની ધાર્મિક માન્યતાઓ, સામાજિક વલણો અને અંતિમ નિયતિ અને તેમની કોમી અને રાજકીય પ્રદર્શનોની અંતિમ નિયતિ

૧ ધ્રૂ ઈન્ડિયન આઈઝ, ટાઈમ્સ ઑફ ઈન્ડિયા, તા. ૨૦-૬-૨૬.
૨ પાણિપતના ત્રીજા યુદ્ધમાં તેઓ હિંદુઓના લશ્કરી સરસેનાપતિઓ હતા.

અંગેની આ ધાર્મિક માન્યતાઓ, સામાજિક વલણો અને દૃષ્ટિકોણો તેમના પ્રેરકબળ બની, આચરણની કેડી કંડારે છે અને નક્કી કરે છે કે તેઓ સહકાર આપશે કે સંઘર્ષ કરશે. ભૂતકાળનો અનુભવ દર્શાવે છે કે તે હિંદુઓ તથા મુસ્લિમોનું ક્યારેય એક રાષ્ટ્ર અથવા તો એક અખંડ રાષ્ટ્રના બે સુસંવાદી ભાગ બની શકે એવી પારસ્પરિક સમજૂતી અને સુસંગતતા બિલકુલ નથી. તેમને વેગળા રાખવામાં જ નહિ પણ તેમને લડતા રાખવામાં પણ આ મતભેદોની ચોક્કસ અસર પડવાની જ. આ મતભેદો કાયમના છે અને હિંદુ-મુસ્લિમનો પ્રશ્ન શાશ્વત રહેવાનો જ. હિંદુઓ તથા મુસ્લિમો એક છે અને જો તે અત્યારે નહિ હોય તો હવે પછી તે એક થશે તે આધારે તે પ્રશ્ન ઉકેલવાનો પ્રયત્ન કરવો તે વંધ્ય પ્રયાસ છે. ઝેકોસ્લોવેકિયાના કિસ્સામાં પુરવાર થયો તેવો વાંઝિયો ઊલટું, કેટલીક હકીકતો નિર્વિવાદપણે સ્વીકારી લેવાનો સમય આવ્યો છે. ભલે પછી તેવો સ્વીકાર ગમે તેટલો અણગમતો હોય તો પણ.

પહેલાં તો તે કબૂલવું જોઈએ કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે એકતા સ્થાપવાના શક્ય તેટલા બધા જ પ્રયત્નો થઈ ચૂક્યા છે અને તે બધા જ નિષ્ફળ ગયા છે.

આ પ્રયત્નોનો ઇતિહાસ ઈ.સ. ૧૯૦૯ના વર્ષથી આરંભાયેલો કહેવાય. મુસ્લિમ પ્રતિનિધિ મંડળની માગણીઓ જો અંગ્રેજોએ સ્વીકારી, તો હિંદુઓએ તેને સંમતિ આપી. તેમાં શ્રી ગોખલે અગ્રણી હતા. અનેક હિંદુઓએ અલગ મતદારમંડળના સિદ્ધાંતને સંમતિ આપવા બદલ તેમને ઠપકો આપ્યો. તેમના ટીકાકારો ભૂલી જાય છે કે સંમતિ ન આપી હોત તો તેમાં શાણપણ નહોતું. કારણ કે શ્રી મહમદઅલીએ ઠીક કહ્યું છે કે :

".....આમ તો તે વિરોધાભાસી લાગે પણ અલગ મતદારમંડળોની રચના હિંદુ-મુસ્લિમ એકતાની સ્થાપનાને વેગ આપતી હતી. પહેલી જ વાર સાચો મતાધિકાર - ભલે પછી તે ગમે તેટલો મર્યાદિત હોય - હિંદીઓને આપવાની તૈયારી બતાવવામાં આવી. અંગ્રેજ શાસનના કાળથી આજ સુધી હિંદુઓ તથા મુસલમાનો અલગ જ રહ્યા છે, ક્યારેક એકબીજાના દુશ્મન રહ્યા છે, ત્યારે સંયુક્ત મતદારમંડળોએ આંતરકલહની શ્રેષ્ઠ યુદ્ધભૂમિ પૂરી પાડી હોત અને

બંને કોમો વચ્ચેની અલગ પાડતી ખાઈને વધુ પહોળી કરી હોત. ચૂંટણીના પ્રત્યેક ઉમેદવારે મત માટે પોતાની કોમને વિનંતી કરી હોત અને પ્રતિસ્પર્ધી કોમ પ્રત્યેની પોતાની કટુતાની તીવ્રતા દર્શાવીને પોતાની પસંદગીનો દાવો મજબૂત કર્યો હોત. પછી ભલે 'પોતાની કોમના હિતની રક્ષા' જેવાં સૂત્રો દ્વારા તે પ્રચ્છન્નરૂપે હોત. ચૂંટણીનાં પરિણામો આનાં જેટલાં જ ખરાબ હોત કારણ કે તે પરિણામોમાં બે અસમાન કોમો વધુ બદતર બની હોત, કારણ કે પોતાના પ્રતિનિધિને ચૂંટી લાવવામાં નિષ્ફળ ગયેલી કોમે તેના સફળ પ્રતિસ્પર્ધી પ્રત્યે હજી ઊંડી કટુતા અનિવાર્યપણે મનમાં રાખી હોત. બે કોમો વહેંચાયલી હોવાથી ચૂંટણી દરમ્યાન કોઈ પણ રાજકીય સિદ્ધાંતો ઊપસી આવે તેવી કોઈ તક જ નહોતી. અલગ મતદારમંડળોએ આ આંતરકોમી ઝઘડાઓ અટકાવવામાં મોટું કામ કર્યું છે. છતાંય હું તે હકીકતથી અજાણ તો નથી કે જ્યારે આંતરકોમી ઈર્ષ્યાઓ તીવ્ર છે ત્યારે કોમી મતદારમંડળોમાંથી ચૂંટાઈ આવનારાઓ પણ તેવા જ હશે જેઓ પ્રતિસ્પર્ધી કોમ પ્રત્યેની કટુતા ધરાવનારા હોય.'

પણ ઈ.સ. ૧૯૦૯માં હિંદુઓએ અલગ મતદારમંડળો માટે આપેલી છૂટ હિંદુ-મુસ્લિમ એકતામાં ન પરિણમી. પછી આવ્યો ઈ.સ. ૧૯૧૬નો લખનૌ કરાર. આ કરાર અન્વયે હિંદુઓએ મુસ્લિમોના પ્રત્યેક મુદ્દાઓ સંતોષ્યા. પણ તેણેય બંને વચ્ચે કોઈ પણ પ્રકારનો સંવાદ ન સ્થાપ્યો. છ વર્ષ પછી, હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવાનો બીજો પ્રયત્ન થયો. ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગ અને ઈ.સ. ૧૯૨૩ના માર્ચમાં લખનૌમાં ભરાયેલા તેના અધિવેશને ઠરાવ[1] પસાર કર્યો અને તેમાં આગ્રહ રાખવામાં આવ્યો કે હિંદની જુદીજુદી કોમો અને જુદાજુદા સંપ્રદાયો વચ્ચે એકતા તથા સુસંવાદિતાની ખાતરી માટે એક રાષ્ટ્રીય કરાર કરવો અને તેણે અન્ય સંસ્થાઓ દ્વારા નીમાનારી સમિતિઓને સહકાર આપવા સમિતિ નીમી. હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસે મૌલાના અબુલ કલામ આઝાદના અધ્યક્ષપદે દિલ્હીમાં ભરાયેલા ખાસ અધિવેશનમાં ઈ.સ. ૧૯૨૩ની સપ્ટેમ્બરે લીગે વ્યક્ત કરેલી લાગણીઓને સમર્થન આપતો ઠરાવ કર્યો. કૉંગ્રેસે બે સમિતિઓ નીમવાનો ઠરાવ કર્યો. (૧) બંધારણ સુધારવા અને (૨) રાષ્ટ્રીય કરારનો મુસદ્દો ઘડવા. હિંદી રાષ્ટ્રીય કરાર અંગેની સમિતિના અહેવાલ

૧ લીગના ઠરાવના પૂર્ણ મૂળપાઠ માટે જુઓ, 'ઈન્ડિયન એન્યુઅલ રજિસ્ટર, ૧૯૨૩' ગ્રંથ ૧, પૃ. ૩૯૫-૯૬.

પર[1] ડૉ. અનસારી અને લાલા લજપતરાયે સહી કરી હતી અને ઈ.સ. ૧૯૨૩માં કોકોંડામાં ભરાયેલા કોંગ્રેસ અધિવેશનમાં તે રજૂ કરવામાં આવ્યો હતો. હિંદી રાષ્ટ્રીય કરારની શરતો ઘડવાની સાથેસાથે બંગાળ પ્રાંતીય કૉંગ્રેસ સમિતિએ શ્રી સી. આર. દાસની પ્રેરણાથી બંગાળના મુસ્લિમોની સાથે રહીને બંગાળ કરાર[2] પણ ઘડયો. હિંદી રાષ્ટ્રીય કરાર તથા બંગાળ કરાર બંને કોંગ્રેસની વિષય વિચારિણી સમિતિની ચર્ચા[3] માટે મુકાયા. બંગાળ કરારનો ૬૭૮ વિ. ૪૫૮ મતોથી અસ્વીકાર કરાયો. રાષ્ટ્રીય કરાર અંગે કોંગ્રેસે ઠરાવ[4] કર્યો કે તેમણે તૈયાર કરેલા કરારના મુસદ્દા પર તે ઘડનાર સમિતિના વધુ અભિપ્રાયો મંગાવવા અને તેમને અહેવાલ ઈ.સ. ૧૯૨૪ની ૩૧મી માર્ચ સુધીમાં અખિલ હિંદ કૉંગ્રેસ સમિતિ સમક્ષ વિચારણા માટે રજૂ કરવો. જો કે, સમિતિ તે વિષયમાં વધુ આગળ ન વધી. આનું કારણ એ કે બંગાળ કરાર વિરુદ્ધ હિંદુઓની લાગણી એટલી તીવ્ર હતી કે લાલા લજપતરાયના[5] મત પ્રમાણે સમિતિને શ્રમ કરવો અનુકૂળ ન લાગ્યો. તદુપરાંત, ત્યારે શ્રી ગાંધી કારાવાસમાંથી મુક્ત થયા હતા. અને એવું વિચારાયું કે તે પ્રશ્ન હાથ ધરશે. આથી, પોતે જે સામગ્રી એકત્રિત કરી હતી તે અખિલ હિંદ કૉંગ્રેસ સમિતિને આપી દેવાનું ડૉ. અનસારીને મુનાસિબ લાગ્યું.

જેલમાંથી બહાર આવતાંની સાથે શ્રી ગાંધીએ સૂત્રો પોતાના હાથમાં લીધાં. ઈ.સ. ૧૯૨૪ના નવેમ્બરમાં મુંબઈમાં ઔપચારિક ચર્ચાઓ યોજાઈ. આ ચર્ચાઓને પરિણામે સર્વપક્ષીય અધિવેશન બોલાવાયું અને એકતા સ્થાપવાનો પ્રશ્ન ઉકેલવા એક સમિતિ નીમાઈ. અધિવેશન સાચે જ સર્વપક્ષીય અધિવેશન હતું કારણ કે તેમાં કૉંગ્રેસ, હિંદુ મહાસભા, ધ જસ્ટીસ પાર્ટી, લિબરલ ફેડરેશન, હિંદી ખ્રિસ્તીઓ, મુસ્લિમ લીગ વગેરેના પ્રતિનિધિઓ ઉપસ્થિત રહ્યા હતા. ઈસ. ૧૯૨૫ની ૨૩મી જાન્યુઆરીએ સર્વપક્ષીય અધિવેશને નીમેલી સમિતિની સભા[6] દિલ્હીમાં વેસ્ટર્ન

૧ બંગાળ કરારની શરતો માટે જુઓ, એજન, પૃ. ૧૨૭.
૨ અહેવાલ અને મુસદ્દાની શરતો માટે જુઓ, એજન, ૧૯૨૩, ગ્રંથ ૨, પુરવણી, પૃ. ૧૦૪-૧૦૮.
૩ આ બે કરાર પર ચર્ચા માટે જુઓ એજન પૃ. ૧૨૧-૧૨૭.
૪ આ ઠરાવ માટે જુઓ, એજન પૃ. ૧૨૨.
૫ ૧૯૨૫માં મળેલા સર્વપક્ષીય અધિવેશનમાં તેમણે કરેલા નિવેદન માટે જુઓ 'ઇન્ડિયન કવાર્ટલી રજિસ્ટર, ૧૯૨૫, ગ્રંથ ૧, પૃ. ૩૦'.
૬ સમિતિની કાર્યવાહી માટે જુઓ, 'ઇન્ડિયન કવાર્ટલી રજિસ્ટર, ૧૯૨૫', ગ્રંથ ૧, પૃ. ૬૬-૭૭.

હોટલમાં મળી. શ્રી ગાંધી તેના અધ્યક્ષ બન્યા. ૨૪મી જાન્યુઆરીએ આ સમિતિએ (અ) સર્વ પક્ષો કૉંગ્રેસમાં જોડાઈ શકે તેવાં સૂચનો ઘડવાં (બ) સ્વરાજમાં ધારાસભાઓ તથા ચૂંટણી દ્વારા રચાતી સંસ્થાઓમાં સઘળી કોમો, જાતિઓ તથા પેટા-વિભાગોના પ્રતિનિધિત્વ માટે યોજના ઘડવી અને કાર્યક્ષમતાને આંચ ન આવે તે રીતે નોકરીઓમાં કોમોને ન્યાયી અને યોગ્ય પ્રતિનિધિત્વ પ્રાપ્ત થાય માટે યોજના ઘડવી અને તે અંગે શ્રેષ્ઠ પદ્ધતિની ભલામણ કરવા અને (ક) દેશની વર્તમાન જરૂરિયાતને પહોંચી વળે તેવી સ્વરાજની યોજના ઘડવા ૪૦ સભ્યોની પ્રતિનિધિકરૂપ પેટા-સમિતિ નીમી. આ પેટા-સમિતિને સૂચના આપવામાં આવી હતી કે ૧૫મી ફેબ્રુઆરીએ કે તે પહેલાં તેણે પોતાનો અહેવાલ રજૂ કરી દેવો. કામને ત્વરિત બનાવવા કેટલાક સભ્યોએ, કોમી પ્રતિનિધિત્વની યોજના ઘડવાનું કામ મુખ્ય સમિતિ પર છોડી દઈને, સ્વરાજની યોજના ઘડવા માટે તેમની પોતાની એક નાની સમિતિ રચી.

શ્રીમતી બિસેન્ટના અધ્યક્ષપદ હેઠળની સ્વરાજ્ય પેટા-સમિતિ બંધારણ ઉપરનો પોતાનો અહેવાલ ઘડવામાં સફળ થઈ અને તે અહેવાલ તેણે સર્વપક્ષીય અધિવેશનની સામાન્ય સમિતિને આપી દીધો. પરંતુ કોમી પ્રતિનિધિત્વની યોજના ઘડવા માટે નિયુક્ત થયેલી પેટા-સમિતિ પહેલી માર્ચે દિલ્હીમાં મળી અને કશા જ તારણ પર આવ્યા વિના અનિશ્ચિત સમય માટે મોકૂફ રહી. આનું કારણ એ કે લાલા લજપતરાય અને હિંદુઓના અન્ય પ્રતિનિધિઓ આ પેટા-સમિતિની બેઠકમાં હાજર રહેવાના ન હતા. શ્રી ગાંધીએ અને પંડિત મોતીલાલ નહેરુએ નીચેનું નિવેદન બહાર પાડ્યું:[1]

'સર્વશ્રી જયકર, શ્રીનિવાસ આયંગર અને જયરામદાસ હાજર નહીં રહી શકવાનો કારણે લાલા લજપતરાયે બેઠક મોકૂફ રાખવા કહ્યું હતું. અમારી જવાબદારી પર અમે બેઠક મોકૂફ રાખવા અસમર્થ હતા. એટલે અમે લાલા લજપતરાયને જાણ કરી કે મોકૂફીનો પ્રશ્ન બેઠક સમક્ષ મુકાવો જોઈએ. પછી તે જ થયું. પણ લાલા લજપતરાય અને તેમણે સૂચવેલા સજ્જનો સિવાય નિર્ણય પર આવવા માટે હાજરી ખૂબ પાંખી હતી. વળી, અમારે મતે તો કોઈ ચોક્કસ

૧ સમિતિની કાર્યવાહી માટે જુઓ "ધ ઇન્ડિયન ક્વાર્ટર્લી રજિસ્ટર', ૧૯૨૫, ગ્રંથ ૧, પૃ. ૭૭.

નિર્ણય પર આવવા કોઈ વિચાર જ નહોતો અને નિકટના ભવિષ્યમાં તેવો કોઈ વિચાર થાય તેવી સંભાવના નથી.'

તેમાં કશીજ શંકા નથી કે આ નિવેદને સંબંધિત પક્ષોના માનસનો સાચો ખ્યાલ આપી દીધો. આ સમિતિમાં હિંદુઓના પ્રવકતા સ્વ. લાલા લજપતરાયે અલ્હાબાદથી પ્રગટ થતા 'લીડર'માં એક લેખમાં કહી જ દીધું હતું કે નવા કરારની કોઈ તાત્કાલિક અનિવાર્યતા જ નહોતી અને કેટલાક હિંદુ પ્રાંતોમાં હિંદુ બહુમતી અને બીજા પ્રાંતોમાં મુસ્લિમ બહુમતી તેજ હિંદુ-મુસ્લિમ એકતાનો એકમાત્ર માર્ગ છે તેવા અભિપ્રાયને સ્વીકારવાનો તેમણે ઈનકાર કર્યો...."

હિંદુ-મુસ્લિમ એકતાનો પ્રશ્ન ફરીવાર ઈ.સ ૧૯૨૭માં હાથ ધરાયો. સાઈમન કમિશનની તપાસના થોડા સમય પહેલાં જ તે પ્રયત્ન થયો હતો. ઈ.સ. ૧૯૧૬માં મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ તપાસ પહેલા કરેલો પ્રયત્ન સફળ થઈ લખનૌ કરારમાં ફળીભૂત થયો હતો તેમ આ પ્રયત્ન પણ સફળ થશે તેવી આશા હતી. પ્રારંભ તરીકે અગ્રણી મુસ્લિમોનું અધિવેશન ઈ.સ. ૧૯૨૭ની ૨૦મી માર્ચે યોજાયું અને તેમાં મુસ્લિમોનાં હિતોના સંરક્ષણ માટેના કેટલાક પ્રસ્તાવો[૧] વિચારાયા. 'દિલ્હી પ્રસ્તાવો' તરીકે ઓળખાતા આ પ્રસ્તાવો પર કૉંગ્રેસે ઈ.સ. ૧૯૨૭ના ડિસેમ્બરમાં મદ્રાસમાં ભરાયેલા તેના અધિવેશનમાં વિચારણા કરી. તેજ સમયે કૉંગ્રેસે અન્ય સંસ્થાઓ દ્વારા હિંદ માટે સ્વરાજનો મુસદ્દો ઘડવા નિયુક્ત થનારી સમિતિઓ સાથે વાતચીત કરવાની કારોબારીને સત્તા આપતો ઠરાવ પસાર કર્યો.[૨] ધ લિબરલ ફેડરેશન અને મુસ્લિમ લીગે પણ તેવો જ ઠરાવો પસાર કરી વાતચીતમાં જોડાવા માટેના તેના પ્રતિનિધિઓ નિયુક્ત કર્યા. કૉંગ્રેસ કારોબારીએ તેમના પ્રવકતાઓ મોકલવા અન્ય સંસ્થાઓને પણ નિમંત્રણ આપ્યું. સર્વપક્ષીય અધિવેશન[૩] તરીકે ઓળખાતી તે સમિતિ ઈ.સ. ૧૯૨૮ની ૧૨મી ફેબ્રુઆરીએ મળી અને તેણે બંધારણ ઘડવા એક પેટા - સમિતિ નીમી. આ સમિતિએ બંધારણના મુસદ્દા

૧ આ પ્રસ્તાવો 'ઈન્ડિયન ક્વાર્ટર્લી રજિસ્ટર', ૧૯૨૭, ગ્રંથ ૧. પૃ.૩૩ પર જોવા મળશે. પાછળથી આ પ્રસ્તાવો શ્રી જિન્નાહના ૧૪ મુદ્દાઓનો આધાર બન્યા.

૨ આ પ્રસ્તાવો પર કૉંગ્રેસના ઠરાવ માટે જુઓ, એજન, ૧૯૨૭, ગ્રંથ ૨, પૃ. ૩૯૩-૯૮.

૩ સર્વપક્ષીય અધિવેશનના ઉદ્ભવ, ઈતિહાસ, અને રચના તથા અહેવાલના મૂળ પાઠ માટે, જુઓ, એજન, ગ્રંથ ૧, પૃ. ૧-૧૪૨.

સહિતનો એક અહેવાલ તૈયાર કર્યો જે નહેરુ અહેવાલ તરીકે ઓળખાય છે. કોંગ્રેસ અધિવેશનના થોડા સમય પહેલાં જ કલકત્તામાં ઈ.સ. ૧૯૨૮ની ૨૨મી ડિસેમ્બરે ડૉ. અન્સારીના અધ્યક્ષપદે મળેલા સર્વપક્ષીય અધિવેશન સમક્ષ આ અહેવાલ રજૂ થયો. ઈસ. ૧૯૨૯ની પહેલી જાન્યુઆરીએ આ અધિવેશન, કોઈ પણ પ્રશ્ન પર, અરે ! કોમી પ્રશ્ન પર પણ નહિ, કોઈ પણ પ્રકારની સમજૂતી પર આવ્યા વિના અનિયત કાળ માટે મોકૂફ રહ્યું.

આ એક આશ્ચર્યજનક ઘટના હતી કારણ કે મુસ્લિમોના પ્રસ્તાવો અને નહેરુ સમિતિના પ્રસ્તાવો વચ્ચે મતભેદના મુદ્દાઓ મહત્ત્વના નહોતા. પોતાના સુધારાના સમર્થનમાં સર્વપક્ષીય અધિવેશનમાં શ્રી જિન્નાહે આપેલા પ્રવચન[૧] પરથી આ સ્પષ્ટ દેખાય છે. નહેરુ સમિતિએ તૈયાર કરેલા અહેવાલમાં શ્રી જિન્નાહ ચાર સુધારા ઈચ્છતા હતા. કેન્દ્રીય ધારાસભામાં ૩૩.૧/૩ ટકા પ્રતિનિધિત્વની મુસ્લિમ માગણી સંબંધી તેમના પ્રથમ સુધારા પર બોલતાં શ્રી જિન્નાહે કહ્યું :

“નહેરુ અહેવાલ જણાવે છે કે તેમણે સૂચવેલી યોજના પ્રમાણે કેન્દ્રીય ધારાસભામાં મુસ્લિમોને એક તૃતીયાંશ કે કદાચ વધુ બેઠકો મળશે અને તેવી પણ દલીલ કરાય છે કે પંજાબ અને બંગાળને તેમની વસ્તીના પ્રમાણ કરતાં કદાચ ઘણી બધી મળશે. અમને જે લાગે છે તે આ છે જો મુસ્લિમોને એક તૃતીયાંશ બેઠકો મળવાની હોય તો તમે જે રીત અપનાવી છે તે જે પ્રાંતોમાં મુસ્લિમો લઘુમતીમાં છે તેમને ન્યાયકર્તા નથી, કારણ કે પંજાબ તથા બંગાળને તેમની વસ્તીના આધાર કરતાં વધુ બેઠકો કેન્દ્રીય ધારાસભામાં મળશે. જયાં વધુ વસ્તી છે, તેમને તમે વધુ આપવાના છો અને જયાં ઓછી છે ત્યાં વસ્તીના પ્રમાણમાં આપવાના છો. આ નક્કર દલીલ હશે પણ તે શાણપણ નથી...

“તેથી, નહેરુ અહેવાલ સૂચવે છે તેમ જો મુસ્લિમોને એક તૃતીયાંશ કે વધુ બેઠકો મળવાની હોય તો તેઓ પંજાબ અને બંગાળને વધુ ન આપી શકે. પણ વધારાની છ કે સાત બેઠકો મદ્રાસ અને મુંબઈ જેવા પ્રાંતો જયાં ઘણી નાની લઘુમતી છે તેવા પ્રાંતો વચ્ચે વહેંચવી જોઈએ. કારણ કે યાદ રાખો, જો સિંધને અલગ કરાશે તો મુંબઈ પ્રાંતમાં વસ્તી ઘટીને ૮ ટકા જેટલી થઈ જશે. બીજા

૧ જુઓ ઈન્ડિયન કવાર્ટલી રજિસ્ટર, ૧૯૨૮, ગ્રંથ ૧, પૃ.૧૨૩-૨૪.

પણ એવા પ્રાંતો છે. જ્યાં અમારી ઓછી લઘુમતી છે. તેટલા કારણે જ અમે એમ કહીએ છીએ કે બેઠકો એક તૃતીયાંશ નક્કી કરો અને અમારી ખુદની વ્યવસ્થા પ્રમાણે તે મુસ્લિમો વચ્ચે વહેંચવા દો."

તેમનો બીજો સુધારો હતો : પંજાબમાં અને બંગાળમાં વસ્તીને આધારે બેઠકો અનામત રાખવાનો એટલે કે કાયદેસરની બહુમતીના દાવા અંગેનો. તેના પર બોલતાં તેમણે કહ્યું :

"તમને યાદ હશે કે ઈ.સ. ૧૯૨૭ના માર્ચમાં કેટલાક મુસ્લિમ નેતાઓ તરફથી 'દિલ્હી પ્રસ્તાવો' તરીકે ઓળખાતા પ્રસ્તાવો આવ્યા હતા મુંબઈમાં અખિલ હિંદ કોંગ્રેસ સમિતિએ તેના પર વિચાર કર્યો હતો અને મદ્રાસમાં મળેલી કોંગ્રેસ તથા ગયે વર્ષે કલકત્તામાં મળેલી મુસ્લિમ લીગે કંઈ નહિ તો આ પ્રસ્તાવના મહત્ત્વના ભાગને તાત્વિક મંજૂરી આપી હતી. હું દલીલોની વિગતમાં નથી જતો. તેનો સાર એક જ વાક્યમાં આવી જાય છે અને તે એ કે પંજાબ તથા બંગાળમાં મુસ્લિમો બહુમતીમાં હોવા છતાં તેમનું મતદાન બળ તેમની વસ્તીના પ્રમાણમાં નથી. અનેક કારણોમાંનું આ એક કારણ હતું. નહેરુ અહેવાલે હવે અવેજી શોધી કાઢી છે અને તેઓ કહે છે કે જો પુખ્તમતાધિકાર સ્વીકારાશે તો અનામતની જરૂર નથી. પણ જો તે ન સ્વીકારાય તેવું બને તો અમારે નક્કી તે જોઈએ છે કે પંજાબ અને બંગાળના મુસ્લિમો માટે તેમની વસ્તીના પ્રમાણમાં અનામત બેઠકો રહે. પણ તેમને વધારાની બેઠકો માટે અધિકાર રહેશે નહિ.'

તેમનો ત્રીજો સુધારો નહેરુ સમિતિએ કેન્દ્ર સરકારને સોંપેલી શેષ સત્તાઓ અંગે હતો. તે સત્તાઓ પ્રાંતો પાસે રહેવી જોઈએ તેવો તેમનો સુધારો રજૂ કરતાં શ્રી જિન્નાહે દલીલ કરી :

"સજ્જનો ! આ નર્યો બંધારણીય પ્રશ્ન છે અને કોમી પાસા સાથે તેને કશી નિસબત નથી. અમે દઢપણે માનીએ છીએ - હું જાણું છું કે હિંદુઓ કહેશે કે મુસ્લિમો કોમવાદી દૃષ્ટિએ દોરાયા છે - અમે દૃઢપણે તેવો મત ધરાવીએ છીએ, કે જો તમે આ પ્રશ્નનો કાળજીપૂર્વક અભ્યાસ કરો તો અમારી રજૂઆત છે કે શેષ સત્તાઓ પ્રાંત પાસે જ રહેવી જોઈએ.'

તેમનો ચોથો સુધારો સિંધને અલગ કરવા અંગેનો હતો. નહેરુ સમિતિ સિંધને અલગ કરવા સંમત થઈ હતી પણ તે એક શરતે એટલે કે 'આ અહેવાલમાં અંકિત થયેલ સરકારના તંત્રની સ્થાપના થાય તો જ તે અલગ થાય. આ શરત રદ કરવા માટે સુધારો રજૂ કરતા શ્રી જિન્નાહે કહ્યું :

'અમે આ મુશ્કેલી અનુભવીએ છીએ...ધારો કે આગામી છ મહિનામાં કે વર્ષમાં કે બે વર્ષમાં, આ બંધારણ નીચેની સરકારની સ્થાપના થાય તે પહેલાં સરકાર સિંધને અલગ કરવાનું વિચારે તો અમારે મુસ્લિમોએ શું એમ કહેવું કે 'અમારે તે નથી જોઈતું'... જ્યાં સુધી આ કલમ રહે તેનો અર્થ એ કે આ બંધારણ નીચેની સરકારની સ્થાપના ન થાય ત્યાં સુધી મુસલમાનોએ તેને અલગ પાડવાનો વિરોધ કરવો. અમે કહીએ છીએ કે આ શબ્દો રદ કરો અને તમે વાયવ્ય સરહદી પ્રાંત અંગે આવી ટીકા કરતા નથી તે હકીકતથી હું મારી દલીલને સમર્થન આપું છું.. સમિતિ કહે છે કે તે આ સ્વીકારી ન શકે કારણ કે આ ઠરાવ લખનૌમાં જેમણે સહી કરી હતી તેમની વચ્ચે સધાયેલી સમિતિની નોંધ લે છે. સંમતિના સહુ સભ્યો પ્રત્યે સંપૂર્ણ આદર સાથે હું તે કહેવાનું સાહસ કરું છું કે તે નક્કર દલીલ નથી. શું અમે આ અધિવેશનમાં બંધાયેલા છીએ, એટલા માટે બંધાયેલા છીએ કે અમુક નિશ્ચિત ઠરાવ કેટલીક વ્યક્તિઓ વચ્ચેની સંમતિથી પસાર થયો હતો ?"

આ સુધારાઓ દર્શાવે છે કે હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે કંઈ પહોળી ખાઈ ન હતી અને છતાંય તેના પર સેતુ બાંધવાનો ઈરાદો ન હતો. હિંદુઓ તથા મુસ્લિમો જે ન કરી શક્યા તે કરવાનું અંગ્રેજ સરકાર પર છોડવામાં આવ્યું અને કોમી ચુકાદા દ્વારા તેણે તે કર્યું.

હિંદુઓ તથા દલિત વર્ગો વચ્ચે થયેલા પૂના કરારે એકતા સ્થાપવાના પ્રયત્નોને જોરદાર ઉત્તેજન આપ્યું.[1] ઈ.સ. ૧૯૩૨ના નવેમ્બર તથા ડિસેમ્બર મહિનામાં હિંદુઓ તથા મુસ્લિમોએ કંઈક સમજૂતી પર આવવા બનતા પ્રયત્નો કર્યા. મુસ્લિમો તેમનાં સર્વપક્ષીય અધિવેશનોમાં મળ્યા. હિંદુઓ, મુસ્લિમો અને શીખો એકતા અધિવેશનોમાં મળ્યા. પ્રસ્તાવો તથા પ્રતિપ્રસ્તાવો રજૂ થયા પણ આ

૧ આ પ્રયત્નોના અહેવાલ માટે જુઓ, 'ઈન્ડિયન ક્વાર્ટર્લી જનરલ', ૧૯૩૨ ગ્રંથ ૨, પૃ. ૨૯૬ થી આગળ.

વાટાઘાટોથી આ કરારે આપેલા ચુકાદાની અવેજીમાં કશું જ ન પરિણમ્યું અને સમિતિએ ૨૩ બેઠકો કર્યા પછી અંતે તે પડતા મુકાયા.

રાજકીય પ્રશ્નો પર જેમ એકતા સાધવાના પ્રયત્નો થયા તેમ સામાજિક તથા રાજકીય પ્રશ્નો પર પણ એકતા સાધવાના પ્રયત્નો થયા (૧) ગૌ હત્યા (૨) મસ્જિદ સામે સંગીત (૩) ધર્માંતર જેવા પ્રશ્નો પર મતભેદો પ્રવર્તતા હતા. ઈ.સ. ૧૯૨૩માં, જ્યારે હિંદી રાષ્ટ્રીય કરારનો પ્રસ્તાવ મુકાયો ત્યારે આ દિશામાં પ્રથમ પ્રયત્ન થયો હતો. તે નિષ્ફળ ગયો. ત્યારે શ્રી ગાંધી કારાવાસમાં હતા. ઈસ. ૧૯૨૪ની ૫મી ફેબ્રુઆરીએ તેમનો કારાવાસમાંથી છુટકારો થયો. હિંદુ-મુસ્લિમ એકતાના પોતાનું કાર્ય નષ્ટ થવાથી સ્તબ્ધ થઈને શ્રી ગાંધીએ એકવીસ દિવસના ઉપવાસ પર ઊતરવાનો નિર્ણય કર્યો અને હિંદુ-મુસ્લિમ વચ્ચે થયેલાં ખૂની રમખાણો માટે પોતાની જાતને નૈતિક રીતે જવાબદાર ગણી. એકતા અધિવેશનમાં સૌ અગ્રણી હિંદીઓને એકઠા કરવામાં આ ઉપવાસનો ઉપયોગ કરાયો. કલકત્તાના મુખ્ય બિશપે પણ આ અધિવેશનમાં હાજરી આપી હતી. ઈ.સ. ૧૯૨૪ની ૨૬મી સપ્ટેબરથી બીજી ઓક્ટોબર સુધી આ અધિવેશનની લાંબી બેઠકો ચાલી. આ અધિવેશનના સભ્યોએ પોતે અંતરાત્મા તથા ધર્મના સ્વાતંત્ર્યના સિદ્ધાંતના અમલ માટે પોતાના પૂરતા પ્રયત્નો કરવાના તથા ઉત્તેજનાની વચ્ચે પણ તેમાંથી વિચલિત નહિ થવાના શપથ લીધા. કેન્દ્રીય રાષ્ટ્રીય પંચાયત નીમાઈ અને શ્રી ગાંધી તેના અધ્યક્ષ બન્યા. આ અધિવેશને ધાર્મિક માન્યતા ધરાવવા તથા અભિવ્યક્ત કરવા, ધાર્મિક વ્યવહારનું આચરણ કરવા, ધર્મસ્થાનોની પવિત્રતા, ગૌ હત્યા, મસ્જિદ સામે સંગીત સંબંધી કેટલાક ચોક્કસ મૂળભૂત અધિકારો નક્કી કર્યા અને તે સાથે તેમની મર્યાદાઓ અંગેનું નિવેદન પણ કર્યું. એકતા અધિવેશન બે કોમો વચ્ચે શાંતિ ન સ્થાપી શકી. રમખાણો જે રોજ-બ-રોજનાં થઈ ગયાં હતાં તેને તેણે ઠંડાં પાડયાં. ઈ.સ. ૧૯૨૫ અને ૧૯૨૬ વચ્ચે રમખાણો આજ પહેલાં ન જોયેલી ભયંકરતાથી, નહીં જોયેલા દ્વેષથી નવેસરથી શરૂ થયાં. આ રમખાણોથી આઘાત પામીને હિંદના તત્કાલીન વાઈસરોય લોર્ડ ઈર્વિને, ઈ.સ. ૧૯૨૭ના ઓગસ્ટની ૨૯મીએ કેન્દ્રીય ધારાસભાના પોતાના પ્રવચનમાં બંને કોમોને રમખાણો બંધ કરી શાંતિ સ્થાપવાની વિનંતી કરી. શાંતિ સ્થાપવાની લોર્ડ

ઇર્વિનની સલાહથી બીજું એકતા અધિવેશન ભરાયું જે સિમલા અધિવેશન તરીકે ઓળખાય છે.[1] ઈ.સ. ૧૯૨૭ની ૩૦મી ઑગસ્ટે આ એકતા અધિવેશન મળ્યું અને સંતોષજનક સંમતિ પર આવવાના નેતાઓના પ્રયાસોને સમર્થન આપવા બંને કોમોને આજીજી કરતી વિનંતી કરી. આ અધિવેશને એકતા સમિતિ સ્થાપી અને તે શ્રી જિન્નાહના અધ્યક્ષપદે, સિમલામાં ૧૬ થી ૨૨ સપ્ટેમ્બર સુધી બેઠી. ગાય અને સંગીતના પ્રશ્નો સાથે સંકળાયેલા કોઈ પણ મદ્દાઓ અંગે કોઈ સમાધાન ન સધાયું અને સમિતિ સમક્ષના અન્ય પ્રશ્નો પણ વણસ્પર્શ્યા જ રહ્યા. કેટલાક સભ્યોને લાગ્યું કે સમિતિ ભાંગી પડશે. હિંદુ સભ્યોએ દબાણ કર્યું કે સમિતિએ ફરીવાર ભવિષ્યની કોઈ અનુકૂળ તારીખે મળવું. સૌ પહેલાં તો સમિતિના મુસ્લિમ સભ્યોના મંતવ્યો અલગઅલગ હતાં પણ છેવટે સમિતિને વિખેરવા સંમત થયા અને અધ્યક્ષને વિનંતી કરાઈ કે છ અઠવાડિયામાં તેમને અગિયાર ચોક્કસ સભ્યો લેખિત માગણી કરે તો તેમણે સભા બોલાવવી. આવી લિખિત માગણી ક્યારેય આવી નહિ અને સમિતિ ફરી ક્યારેય મળી નહિ.

સિમલા અધિવેશન નિષ્ફળ જતાં કૉંગ્રેસના તત્કાલીન અધ્યક્ષશ્રીનિવાસ આયંગરે હિંદુઓ તથા મુસ્લિમોનું એક ખાસ અધિવેશન બોલાવ્યું. તે ઈ.સ. ૧૯૨૭ની ૨૭, ૨૮ ઓક્ટોબરે કલકત્તામાં મળ્યું. તે કલકત્તા એકતા અધિવેશન[2] તરીકે ઓળખાય છે. ત્રણ સળગતા પ્રશ્નો પર આ અધિવેશને કેટલાક ઠરાવો પસાર કર્યા. પણ આ ઠરાવોને કોઈ પીઠબળ નહોતું. કારણ કે આ અધિવેશનમાં ન તો હિંદુ મહાસભાનું પ્રતિનિધિત્વ હતું કે ન મુસ્લિમ લીગનું.

એકવાર એમ કહેવું શક્ય હતું કે હિંદુ-મુસ્લિમ એકતા તે એક એવો આદર્શ છે કે જે સિદ્ધ કરવો જ જોઈએ પણ સિદ્ધ કરી શકાયો નહોતો અને તેમ સિદ્ધ નહિ કરવા માટે પૂરતા પ્રયત્નો નહિ કરવાનો દોષ નેતાઓનો કઢાતો હતો. આવું મંતવ્ય ઈ.સ. ૧૯૧૧માં મૌલાના મહમદઅલીએ પણ આપ્યું હતું. જો કે તેમણે હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવા ત્યારે કશો જ પ્રયત્ન કર્યો નહોતો. ઈ.સ. ૧૯૧૧ની ૧૪મી જાન્યુઆરીના 'કોમરેડ'માં લખતાં શ્રી મહમદઅલીએ કહ્યું :

૧ આ અધિવેશનની કાર્યવાહી માટ જુઓ, 'ઇન્ડિયન ક્વાર્ટર્લી રજિસ્ટર, ગ્રંથ ૨, પૃ. ૩૦-૫૦.

૨ આ અધિવેશનન કાર્યવાહી માટે જુઓ, એજન, પૃ. ૫૦-૫૫.

"હિંદ સંગઠિત છે તેવા પોકારોમાં અમને રસ નથી. જો હિંદ સંગઠિત હોત તો વર્ષના કોંગ્રેસના આદરણીય પ્રમુખને તેમના દૂરના વતનથી ખેંચી લાવવાની શી જરૂર હતી ? ઉજાણીની માત્ર કલ્પના, ભૂખની તીવ્રતાને નહિ શમાવે. અમને હજી પણ તીવ્ર રાષ્ટ્રભક્તિને સૂક્ષ્મ કીમિયા દ્વારા અતિ લોભી ઈજારામાં પરિવર્તિત કરતા પવિત્રતાના ડોળમાં ઓછી શ્રધ્ધા છે. જે વ્યક્તિને અમે ઉત્તમ રીતે ચાહીએ છીએ, જેનો અમને ખૂબ ભય છે અને જેનો અમે ઓછામાં ઓછો વિશ્વાસ રાખીએ છીએ તે છે અધીર આદર્શવાદી વ્યક્તિ. ગથેએ બાયરન વિશે કહ્યું હતું કે તે અદ્‌ભુત કવિ હતો પણ જ્યારે તે બાળક હતો ત્યારે તેણે આવો પ્રતિભાવ આપ્યો હતો. ખેર ! જે વ્યક્તિ મહાન આદર્શો અને તેનાથીય વધુ મહાન અધીરાઈને એક સાથે પોતાનામાં સંઘરે છે એના વિશે અમે બહેતર કે કનિષ્ઠ વિચારતા જ નથી. સારો હેતુ ધરાવતા અને સાથેસાથે ખરાબ કારણોરૂપ બનેલા અનેક પ્રયત્નો આ બેબાકળા દેશમાં એકતા સ્થાપવા નિષ્ફળ ગયા છે કે હવે અમે સસ્તા અને સુગંધહીન ફૂલોનો ઉપયોગ બીજા અવિવેકી પ્રયત્નની કબર માટે કરી શકીએ તેમ નથી. તૂટેલા કાચના ટુકડાઓને સાંધવાની અને પછી તેના નિષ્ફળ પરિણામ પર રડવાની અથવા તો અનુપચારક સામગ્રીને દોષ આપવાની ભૂલ અમે હવે નહિ કરીએ. બીજા શબ્દોમાં કહીએ તો અમે હિંમતભેર પરિસ્થિતિનો સામનો કરવાનો પ્રયત્ન કરીશું અને ગમે તેવી ખરાબ અને પ્રતિકૂળ હકીકતોને આદર આપીશું. પ્રતિકૂળ વાસ્તવિકતાઓ સામે આંખમીંચામણાં કરવા તે નબળી મુત્સદ્દીગીરી છે અને એકતા સાધવામાં સહેજપણ મહત્ત્વની સફળતા નથી મળી તે તેને અવરોધતા ઊંડા પૂર્વગ્રહો અને અલગ પાડતા પહોળા મતભેદોનો પ્રામાણિક અને નિખાલસ સ્વીકાર છે."

પાછલાં ત્રીસ વર્ષનો ઇતિહાસ જોતાં કોઈનેય પૂછવાનો અધિકાર છે કે હિંદુ મુસ્લિમ એકતા સધાઈ છે ખરી ? તે સાધવાના પ્રયત્નો થયા નહોતા શું ? અને હવે કોઈ પ્રયત્ન બાકી રહે છે શું ? છેલ્લાં ત્રીસ વર્ષનો ઇતિહાસ તેવું દર્શાવે છે કે હિંદુ-મુસ્લિમ એકતા સધાઈ નથી ઊલટું, અત્યારે તો તેમની વચ્ચે ભારે મોટો કુસંપ પ્રવર્તે છે. તે એકતા સાધવા માટે સન્નિષ્ઠ અને સફળ પ્રયત્નો થયા હતા અને હવે એક પક્ષ બીજાની શરણાગતિ સ્વીકારે તે સિવાય બીજું

કશું જ કરવાનું રહેતું નથી. જ્યાં આશાવાદ સેવવો વાજબી ન હોય ત્યાં આશાવાદ સેવવા ન ટેવાયેલી વ્યક્તિ જો એમ કહે કે હિંદુ-મુસ્લિમ એકતાનો પ્રયત્ન તે મૃગજળ જેવો છે અને હવે તે આદર્શ છોડી દેવો જોઈએ તો તેને નિરાશાવાદી કે અધીર આદર્શવાદી કહેવાની કોઈ હિંમત નહિ કરી શકે. ભૂતકાળના પ્રયત્નોના કરુણ અંત પછી પણ તેઓ આ વ્યર્થ પ્રયત્ન પાછળ પડયા રહેશે કે પછી એકતાનો પ્રયત્ન છોડીને કોઈ બીજા જ આધારે સમજૂતી સાધવાનો પ્રયત્ન કરશે તે હવે હિંદુઓએ કહેવાનું છે.

બીજું તે પણ કબૂલવું જોઈએ કે મુસ્લિમોના દૃષ્ટિકોણમાં હવે સંપૂર્ણ ક્રાંતિ આવી ગઈ છે. આ ક્રાંતિ કેટલી સંપૂર્ણ છે તે બે રાષ્ટ્રોના સિદ્ધાંતનો આગ્રહ રાખનારા અને હિંદુ-મુસ્લિમ પ્રશ્નનો ઉકેલ એકમાત્ર પાકિસ્તાન છે તેવા તેમના કેટલાક નેતાઓના ભૂતકાળના ઉદ્‌ગારો પરથી જ જોઈ શકાશે. અલબત્ત, આ સહુમાં શ્રી જિન્નાહને બધામાં વધુ અગ્રણી તરીકે સ્વીકારવા જ જોઈએ. હિંદુ-મુસ્લિમ પ્રશ્ન અંગેના તેમના અભિપ્રાયોમાં આવેલી ક્રાંતિ આઘાતજનક નહિ તો આશ્ચર્યકારક તો છે જ. આ ક્રાંતિનાં સ્વરૂપ, લક્ષણ અને વિશાળતા સમજવા માટે આ વિષય અંગેના તેમના ભૂતકાળના ઉદ્‌ગારો જાણવા જરૂરી છે કે જેથી તેમના અત્યારના ઉદ્‌ગારો સાથે તેની તુલના થઈ શકે.

તેમના ભૂતકાળના ઉદ્‌ગારોનો અભ્યાસ ઈ.સ. ૧૯૦૬ના વર્ષથી થઈ શકે. જ્યારે મુસ્લિમ કોમના નેતાઓ લોર્ડ મિન્ટોને મળવા ગયા હતા અને મુસ્લિમ કોમ માટે અલગ મતદારમંડળની માગણી કરી હતી. તે નોંધવું જોઈએ કે શ્રી જિન્નાહ તે પ્રતિનિધિમંડળના સભ્ય નહોતા. તેમને તે પ્રતિનિધિ મંડળમાં જોડાવાનું આમંત્રણ નહોતું મળ્યું કે પછી તેમને આમંત્રણ મળ્યું હતું પણ તેનો તેમણે ઈનકાર કર્યો હતો તેની ખબર નથી. પણ ઈ.સ. ૧૯૦૬માં અલગ પ્રતિનિધિત્વનો મુસ્લિમોએ દાવો કર્યો ત્યારે તેમના દાવાને તેમણે સમર્થન આપ્યું નહોતું તે એક હકીકત છે.

ઈ.સ. ૧૯૧૮માં શ્રી જિન્નાહે રોલેટ ખરડાના વિરોધમાં શાહી લેજિસ્લેટીવ કાઉન્સિલમાંથી રાજીનામું આપ્યું.[૧] રાજીનામું આપતાં શ્રી જિન્નાહે કહ્યું :

૧ કાઉન્સિલના હિંદી સભ્યોના વિરોધ છતાં તે ખરડો પસાર થયો અને ૧૯૧૯નો "અંધાધૂંધી જનક અને ક્રાંતિકારક" ૧૯મો કાયદો બન્યો.

'મને લાગે છે કે અત્યારની પરિસ્થિતિમાં હું કાઉન્સિલમાં રહીને મારા દેશના લોકોને ઉપયોગી નીવડી શકતો નથી અને જે સરકાર, કાઉન્સિલના લોકપ્રતિનિધિઓના અભિપ્રાય તથા બહારના લોકોની લાગણીઓ પ્રત્યે આવો સાવ અનાદર રાખે છે તેને સ્વમાન જાળવીને સતત સહકાર આપવા સમર્થ નથી.'

ઈ.સ. ૧૯૧૯માં, હિંદ સરકારના ઘડાઈ રહેલા સુધારણા ખરડા અંગે પાર્લામેન્ટે નીમેલી સંયુક્ત પસંદગી સમિતિ સમક્ષ શ્રી જિન્નાહે પુરાવા આપ્યા. હિંદુ-મુસ્લિમ પ્રશ્ન અંગે સમિતિએ પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં તેમણે નીચેના અભિપ્રાયો વ્યક્ત કર્યા.

## મેજર ઓરમ્સબાય-ગોરે દ્વારા તપાસ

પ્રશ્ન ૩૮૦૬ : તમે મુસ્લિમ લીગ એટલે કે હિંદમાં એકમાત્ર વ્યાપક વિસ્તૃત મુસ્લિમ સંસ્થા વતી ઉપસ્થિત થાવ છો ? - હા.

પ્રશ્ન ૩૮૦૭ : મને તે હકીકતથી ભારે આશ્ચર્ય થયું કે ન પ્રશ્નોના તમારા ઉત્તરમાં કે ન તો સવારના તમારા પ્રવચનમાં તમે હિંદમાં મુસલમાનોના ખાસ હિત અંગે કશો નિર્દેશ કર્યો. તેનું કારણ એ કે તમે તે વિશે કાંઈ કહેવા ઈચ્છતા નથી ? - ના પણ હું માની લઉં છું કે સાઉથબરો સમિતિએ તે સ્વીકારી લીધું છે અને તેમને જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછવાનું સમિતિના સભ્યો પર છોડી દીધું છે. લખનૌની સમજૂતીમાં મેં ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. ત્યારે હું મુસલમાનોનું પ્રતિનિધિત્વ કરતો હતો.

પ્રશ્ન ૩૮૦૯ : ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગ વતી તમે હિંદ સરકારની દરખાસ્તનો અસ્વીકાર કરવાનું આ સમિતિને કહો છો ? - મને તે કહેવાનો અધિકાર છે. - બંગાળ અંગે હિંદ સરકારની દરખાસ્તનો અસ્વીકાર કરવાનું તમને કહેવાનો. (એટલે કે બંગાળના મુસ્લિમોને લખનૌ કરારે આપેલા પ્રતિનિધિત્વ કરતાં વધુ પ્રતિનિધિત્વ આપવાનો.)

પ્રશ્ન ૩૮૧૦ : તમે કહ્યું કે તમે હિંદના દષ્ટિકોણથી કહ્યું. સાચે જ તમે હિંદી રાષ્ટ્રવાદી તરીકે બોલો છો ? - હા, હું તે રીતે જ કહું છું.

પ્રશ્ન ૩૮૧૧ : તે અભિપ્રાય ધરાવીને તમે મુસ્લિમ કોમનું અલગ કોમી પ્રતિનિધિત્વ વહેલું દૂર થાય તેમ વિચારો છો ? - હું તેમ ધારું છું.

પ્રશ્ન ૩૮૧૨ : એટલે કે, રાજકીય જીવનમાં મુસ્લિમો અને હિંદુઓ વચ્ચેની અલગતા વહેલામાં વહેલી તકે દૂર થાય તેવું તમે ઈચ્છો છો ? - હા. જ્યારે તે દિવસ આવશે ત્યારે મને જેવો આનંદ થશે તેવો આનંદ મને બીજા કશાથી નહિ થાય.

પ્રશ્ન ૩૮૧૩ : તેમ કહેવું સત્ય છે કે તમે એમ નથી માનતા કે હિંદના મુસ્લિમોને માત્ર હિંદમાં જ નહિ પણ હિંદ બહાર અનેક ખાસ રાજકીય હિતોમાં રસ છે અને એક અલગ મુસ્લિમ કોમ તરીકે તે અંગે તેઓ હંમેશાં દબાણ લાવવા ખાસ ઉત્સુક છે ? - બે વસ્તુઓ છે. હિંદમાં મુસ્લિમો પાસે ખરેખર બહુ જ ઓછી વસ્તુઓ છે જેને તમે તેમના વિશેષ હિતની વસ્તુઓ કહી શકો - હું દુન્યવી વસ્તુઓની વાત કરું છું.

પ્રશ્ન ૩૮૧૪ : હું, તેની જ વાત કરું છું, ખરેખર ? - અને તેથી જ. તેટલા કારણે જ આ અલગ મતદારમંડળો દૂર થશે તે દિવસ ખૂબ દૂર નથી તેવી હું ખરેખર આશા રાખું છું, અપેક્ષા રાખું છું.

પ્રશ્ન ૩૮૧૫ : સાથેસાથે તે પણ સાચું છે કે હિંદના મુસ્લિમો હિંદ સરકારની વિદેશ નીતિમાં વિશિષ્ટ રસ લઈ રહ્યા છે ? - તે લોકો રસ લે છે. ખૂબ લોકો - ના. કારણ કે તમે જે કરવા વિચારો છો તે છે વધુ તીવ્ર રસ ઊભો કરવો તે અને તેમની વિશાળ બહુમતી તીવ્ર લાગણીઓ અને અતિ તીવ્ર અભિપ્રાયો ધરાવે છે.

પ્રશ્ન ૩૮૧૬ : એજ માત્ર કારણ છે કે જેને લીધે તમે, મુસ્લિમ કોમ વતી બોલતાં મતદારમંડળ માટે હિંદ સરકારને જવાબદાર લેખવા વધુ ઉત્સુક છો ? - ના.

પ્રશ્ન ૩૮૧૭ : તમે એમ માનો છો કે બ્રિટિશ સામ્રાજ્યમાં સતત રહીને હિંદ માટે એક વિદેશનીતિ અને નામદાર સમ્રાટ માટે, લંડનમાં તેમના પ્રધાનોએ આપેલી સલાહ પ્રમાણે બીજી નીતિ અપનાવવી શક્ય છે ? - મને સ્પષ્ટતા

કરવા દો. વિદેશ નીતિનો પ્રશ્ન જ નથી. હિંદના મુસ્લિમો જે અનુભવે છે તે એ કે તેમને માટે મુશ્કેલ પરિસ્થિતિ છે. આધ્યાત્મિક રીતે સુલતાન અથવા તો ખલીફ તેમનો વડો છે.

પ્રશ્ન ૩૮૧૮ : એક કોમનો ? - સુન્ની સંપ્રદાયનો - પણ તે મોટામાં મોટો સંપ્રદાય છે. સમગ્ર હિંદમાં તે પ્રચંડ બહુમતીમાં છે. અમારા મત પ્રમાણે તો માત્ર ખલીફ જ પાક સ્થાનોનો કાયદેસરનો સંરક્ષક છે અને બીજા કોઈને તે અધિકાર નથી. મુસ્લિમોની જે તીવ્ર લાગણી છે તે આ છે કે તેમનાં પાક સ્થાનો તુર્ક સામ્રાજ્યથી છૂટાં ન પાડવામાં આવે એટલે કે તે સુલતાનના કબજામાં તુર્ક સામ્રાજ્યમાં રહે.

પ્રશ્ન ૩૮૧૯ : સુધારા ખરડા પરથી વિદેશ નીતિ પર જવા હું માગતો નથી મેં કહ્યું ને કે તેને વિદેશ નીતિ સાથે કશી નિસબત નથી. તમારો મુદ્દો એ છે કે હિંદના મુસ્લિમો આખા વિશ્વના મુસ્લિમો અંગેની વિદેશ નીતિ સંબંધે કોઈ ચોક્કસ વલણ અપનાવશે કે કેમ.

પ્રશ્ન ૩૮૨૦ : મારો મુદ્દો એ છે કે હિંદ સરકારની વિદેશનીતિ પર તેમના અભિપ્રાયનો પ્રભાવ પાડવા તે કેન્દ્ર સરકાર પર કશાક નિયંત્રણ માટે પ્રયત્ન કરે છે ? ના.

## શ્રી બેનેટ દ્વારા તપાસ

પ્રશ્ન ૩૮૫૩ :... તે પ્રકારની ઘટનાના (એટલે કે કોમી રમખાણના) કિસ્સામાં જો કાયદો અને વ્યવસ્થાની જાળવણી સરકારના વહીવટી તંત્ર પાસે રહે તો તેનાથી લાભ ન થાય ? - તમે મને પૂછો તો હું તેવું માનતો નથી. પણ તમે જેમ કહો છો તેમ હું ખોટી ચર્ચામાં પડવા માગતો નથી.

પ્રશ્ન ૩૮૫૪ : જૂની આપત્તિઓ ઊભી કરવાની ઈચ્છાથી હું તમને આ [illegible] પૂછતો, મારે તે બધી ભૂલવી જોઈએ ? તમે મને પૂછો છો તો કહું છું કે અત્યારે આ રમખાણો કેટલીક ગેરસમજને કારણે થતાં હોય છે અને તે [illegible] માટે કે પોલીસે એકનો કે બીજાનો પક્ષ લીધો હોય છે અને તેથી એક પક્ષ કે બીજો પક્ષ ગુસ્સે થયો હોય છે. હું સારી પેઠે જાણું છું કે દેશી રાજ્યોમાં

તમે કોઈ પણ હિંદુ-મુસ્લિમ રમખાણનું નામ ભાગ્યે જ સાંભળો છો અને આ સમિતિને નામ દીધા વિના કહેવામાં મને વાંધો નથી કે મેં એક રાજવીને પૂછ્યું, 'આનો તમારી પાસે શો જવાબ છે ?' અને તેમણે મને કહ્યું કે, 'જે કંઈ ગરબડ ઊભી થાય છે તે પોલીસને લીધે થાય છે તેવું અમે ચોક્કસ શોધી કાઢ્યું હતું. પોલીસ એકનો કે બીજાનો પક્ષ લે તેને લીધે તે થાય અને તેનો એક જ ઉપાય અમે શોધી કાઢ્યો અને તે એકે જેવી અમને ગરબડની જાણ થાય કે તરત અમે પોલીસ અધિકારીને ત્યાંથી દૂર કરીએ અને તેનો અંત આવી જાય.'

પ્રશ્ન ૩૮૫૫ : આ ઉપયોગી માહિતી છે, પણ હકીકત એ છે કે આ રમખાણો આંતર-જાતીય છે, હિંદુઓ એક પક્ષે અને મુસ્લિમો બીજે પક્ષે. તેવે સમયે એક કે બીજી કોમનો પ્રતિનિધિ હોય તેવો કોઈ પ્રધાન કાયદો અને વ્યવસ્થાની જાળવણીનો હવાલો સંભાળતો હોય તો લાભ થાય ? - ચોક્કસ.

પ્રશ્ન ૩૮૫૬ : ખરેખર લાભ થાય ? હું જુદું વિચારતો હોઉં તો હું મારી જાતની જ ટીકા કરતો હોઉં. જો હું પ્રધાન હોઉં તો હું હિંમતભેર કહું કે ન્યાય અને સત્ય સિવાય બીજા કશાનું મારે મન મહત્ત્વ નથી.

પ્રશ્ન ૩૮૫૭ : હું સમજી શકું છું કે તમે બીજા પક્ષને ન્યાય તો કરશો પણ તે કરતાં ઘણું વધુ કરશો. પણ તોય તે આત્મલક્ષી વલણ કહેવાય તેવું હોય છે. માત્ર નિષ્પક્ષતા એકલી ન ચાલે. પણ શંકાની થોડી લાગણી સંઘરતા લોકોનો પણ અભિપ્રાય હોય છે ને ? - એક યા બીજા પક્ષ સંબંધે તમે એમ કહેવા માગો છો કે તેઓ એમ માનશે કે તેમને અન્યાય થયો છે અથવા તમને ન્યાય ક્યારેય નહિ મળે ?

પ્રશ્ન ૩૮૫૮ : હા; શું તે તેના હેતુલક્ષી અંશ કરતાં સાવ જુદો છે ? મારો ઉત્તર આ છે : હવે આ મુશ્કેલીઓ ત્વરાએ દૂર થઈ રહી છે. હજી હમણાં જ, સમગ્ર મુંબઈના થાણા જિલ્લામાં ઉપરથી તે નીચે સુધી પ્રત્યેક અધિકારી હિંદી અધિકારી હતો અને હું નથી માનતો કે તેમાં કોઈ મુસ્લિમ હતો. બધા જ હિંદુઓ હતા અને મને કોઈ ફરિયાદ મળી નથી. હું તમારી સાથે સાવ સંમત થાઉં છું કે દસ વર્ષ પહેલાં તમે મને અત્યારે જે સૂચવો છો તેવી લાગણી હતી પણ હવે તે ઝડપથી અદશ્ય થતી જાય છે.

## લૉર્ડ ઈસ્લિંગ્ટન દ્વારા તપાસ

પ્રશ્ન ૩૮૯૨ :..... હમણાં જ તમે કોમી પ્રતિનિધિત્વ વિશે એમ કહ્યું કે હિંદુઓ સાથે તેમ મુસ્લિમોને પણ પ્રતિનિધિત્વ પ્રાપ્ત થાય તે માટે અત્યારે માગવા માડેલું અને અપાયેલું કોમી પ્રતિનિધિત્વ દૂર કરવામાં તમે થોડાંક વર્ષોમાં સફળ થશો તેવી તમને આશા છે. મને લાગે કે મેજર ઓરમ્સબાય ગોરે સમક્ષ તમે આવો જવાબ આપ્યો. તમે એમ પણ કહ્યું કે તમે તેમ ઈચ્છો છો. આવી સુખદ પરિસ્થિતિ જલદી ક્યારે સર્જાશે ? તમને શું લાગે છે ? - હું તમને કેટલીક હકીકતો આપી શકું. તેનાથી વધુ હવે તમને કંઈ કહી ન શકું. તમને હું આ માહિતી આપું છું કે જેનાથી તમને થોડો ખ્યાલ આવશે. તે એ છે કે ઈ.સ. ૧૯૧૩માં આગ્રામાં મળેલા ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગના અધિવેશનમાં તે પ્રશ્ન અમે મુસ્લિમોએ અલગ મતદારમંડળોનો આગ્રહ રાખવો જોઈએ કે નહિ તેની કસોટી કરવા મૂક્યો અને તેમાં મતો વહેંચાયા અને આ વહેંચણી પ્રાંતોને આધારે હતી. માત્ર થોડીક જ મત સંખ્યા પ્રત્યેક પ્રાંતનું પ્રતિનિધિત્વ કરતી હતી અને આ વહેંચણીમાં અલગ મતદારમંડળો દૂર કરવાને પક્ષે માત્ર ૪૦ મતો હતા અને ૮૦ જેટલા - મને ચોક્કસ સંખ્યા યાદ નથી અલગ મતદારમંડળો રાખવાની તરફેણમાં હતા. આ પરિસ્થિતિ ઈ.સ. ૧૯૧૩માં હતી. ત્યારપછી અનેક મુસ્લિમ નેતાઓ સાથે તે વાત ચર્ચવાની મને તક મળી હતી. તેઓ આ વિષય અંગે તેમનો દષ્ટિકોણ બદલતા હતા. હું તમને સમયમર્યાદા તો ન આપી શકું પણ તે અતિ લાંબું ન ટકી શકે. કદાચ હવે પછીની તપાસમાં તે અંગે તમે કંઈક જાણી શકો.

પ્રશ્ન ૩૮૯૩ : તમે માનો છો કે હવે પછીની તપાસમાં મુસ્લિમો સમગ્ર પ્રવાહમાં ભળી જવાની માગણી કરશે ? - હા. હું માનું છું કે કદાચ હવે પછીની તપાસમાં તે અંગે તમને કંઈક સાંભળવા મળશે.

જો કે, શ્રી જિન્નાહ મુસ્લિમ લીગ વતી હાજર રહ્યા હતા તો પણ તેમના લીગના આ સભ્યપદને તેમણે આ દેશની અન્ય રાજકીય સંસ્થાઓ પ્રત્યેની તેમની નિષ્ઠાની આડે ન આવવા દીધું. મુસ્લિમ લીગના સભ્ય હોવા ઉપરાંત શ્રી જિન્નાહ હોમરૂલના અને કૉંગ્રેસના પણ સભ્ય હતા. સંયુક્ત સંસદીય સમિતિ

સમક્ષ તેમણે જણાવ્યું તેમ તે આ ત્રણે સંસ્થાઓના સભ્ય હતા. જો કે તેમણે કૉંગ્રેસ તથા મુસ્લિમ લીગ સાથે જાહેરમાં અસંમતિ પ્રગટ કરી હતી અને હોમરૂલના કેટલાક વિચારો સાથે તે સંમત થતા નહોતા. ખિલાફતવાદી મુસ્લિમો સાથેના તેમનાં સંબંધો તેવું દર્શાવે છે કે તે સ્વતંત્ર હતા છતાં રાષ્ટ્રવાદી હતા. ઈ.સ. ૧૯૨૦માં મુસ્લિમોએ ખિલાફત અધિવેશન યોજ્યું. તે એટલું તો શક્તિશાળી બન્યું કે મુસ્લિમ લીગનો પ્રભાવ ઘટી ગયો અને ઈ.સ. ૧૯૨૪ સુધી તે જીવંત છતાં ચેતનહીન બની રહી. આ વર્ષોના ગાળામાં, કોઈ પણ મુસ્લિમ નેતા જો તે ખિલાફત અધિવેશનનો સભ્ય ન હોય તો મુસ્લિમ સમૂહને સંબોધી શકતો ન હતો. મુસ્લિમોને મળવા માટે મુસ્લિમ નેતા માટે તે જ મંચ હતો ત્યારે પણ શ્રી જિન્નાહે ખિલાફત અધિવેશનમાં જોડાવાનો ઈનકાર કર્યો. ત્યારે તે જન્મજાત કાયદેસર મુસ્લિમ હતા અને રૂઢિચુસ્ત મુસ્લિમોનું ધર્મઝનૂન, જે અત્યારે તેમનામાં પ્રગટી રહ્યું છે એવું તે કહે છે, તે તેમનામાં ન હતું તે કારણે તેમણે આમ કર્યું હતું તેઓ વાત નકકી. પણ સાચું કારણ એ હતું કે તેઓ ખિલાફતમાં એટલા માટે ન જોડાયા કે હિંદ બહારના મુસ્લિમોને લગતી આ દેશ સિવાયની બાબતોમાં હિંદના મુસ્લિમો રોકાયેલા રહે તેના તે વિરોધી હતા.

કૉંગ્રેસે, સત્યાગ્રહ, નાગરિક અસહકાર, સવિનય કાનૂન ભંગ અને ધારાસભાઓના બહિષ્કારની નીતિ અપનાવ્યા પછી શ્રી જિન્નાહે કૉંગ્રેસનો ત્યાગ કર્યો. તે તેના ટીકાકાર બન્યા પણ તેમણે કયારેય તેની હિંદુ સંસ્થા તરીકે ટીકા કરી ન હતી. તેમના વિરોધીઓ તેમના ઉપર જયારે આવા આક્ષેપનું આરોપણ કરતા ત્યારે તેમણે તેનો વિરોધ કર્યો હતો. શ્રી જિન્નાહે 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ના તંત્રીને તે સમયે લખેલો પત્ર છે. આ પત્ર, શ્રી જિન્નાહના કૉંગ્રેસ અંગેના તેમના અત્યારના અભિપ્રાય તથા તેમના ભૂતકાળના અભિપ્રાયને સાવ જુદો જ મૂકે છે. પત્ર[1] નીચે પ્રમાણે છે.:

**'પ્રતિ તંત્રીશ્રી, ટાઈમ્સ ઓફ ઈન્ડિયા,**

'મહેરબાન સાહેબ' - જે નિવેદનનું મારા પર આરોપણ થયું છે અને જેને

૧ તા. ૩-૧૦-૨૫ના 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'માં પ્રસિદ્ધ થયેલો.

તમે એકથીય વધુ વાર પ્રચલિત કર્યું છે અને હમણાં જ તમારા ખબરપત્રી 'બેન્કર' દ્વારા જેનું તમારા પહેલી ઓકટોબરના અંકની બીજી કટારમાં પુનરાવર્તન થયું છે તે તમે સુધારો તેવી મારી ઈચ્છા છે અને તે નિવેદન એ છે કે હું કૉંગ્રેસ 'હિંદુ સંસ્થા' છે તેવી ટીકા કરું છું. તમારી કટારોમાં મારા પ્રવચનનો આવો ગેરમાર્ગે દોરતો અહેવાલ પ્રગટ થયા પછી સત્વરે જ મેં જાહેરમાં તે સુધાર્યો હતો પણ તમારા છાપાની કટારોમાં તેને સ્થાન ન મળ્યું. એટલે હું તમને આ પ્રસિધ્ધ કરી મારા પર કૃપા કરવાની વિનંતી કરું છું.'

ખિલાફતની ઉગ્રતા શમી ગયા પછી મુસ્લિમોએ હિંદના આંતરિક રાજકારણમાં રસ લેવાની ઈચ્છા પ્રગટ કરી. અને તરત જ મુસ્લિમ લીગ પુનર્જીવિત થઈ. શ્રી રઝા અલીના અધ્યક્ષપદે ઈ.સ. ૧૯૨૪ની ૩૦મી ડિસેમ્બરે મુંબઈમાં યોજાયેલું મુસ્લિમ લીગનું અધિવેશન જીવંત હતું. શ્રી જિન્નાહ તથા શ્રી મહંમદઅલી બંનેએ તેમા ભાગ લીધો હતો.[૧]

લીગના આ અધિવેશનમાં બીજો ઠરાવ પસાર થયો, જેમાં ભિન્નભિન્ન રાજકીય વિચારસરણીઓ ધરાવતી હિંદની ભિન્નભિન્ન મુસ્લિમ સંસ્થાઓના પ્રતિનિધિઓ દિલ્હીમાં કે એવા કોઈ મધ્યમાં આવેલા પ્રદેશમાં વહેલામાં વહેલી તારીખે એક અધિવેશન યોજી મળે અને મુસ્લિમ કોમની જરૂરિયાતોને પૂરી પાડવા 'સંયુક્ત અને નકકર તથા વ્યવહારુ નીતિ' ઘડે તેવી ઈચ્છા પર ભાર મુકાયો હતો. તે ઠરાવ સમજાવતાં શ્રી જિન્નાહે કહ્યું :[૨]

"આનો હેતુ છે મુસ્લિમ કોમને હિંદુ કોમ સાથે લડવા માટે જ નહિ પણ તેમની માતૃભૂમિ માટે સહકાર આપવા તથા એક થવા સંગઠિત કરવાનો. મને ખાતરી હતી કે એકવાર તેઓ સંગઠિત થતાં જ તેઓ હિંદુ મહાસભા સાથે હાથ મિલાવી દુનિયાને જાહેર કરશે કે હિંદુઓ અને મુસ્લિમો ભાઈઓ છે.'

૧ કોકોંડાના કૉંગ્રેસ અધિવેશનમાં તેમના પોતાના પ્રવચનમાં શ્રી મહમદઅલીએ રમૂજપૂર્વક કહેલું : શ્રી જિન્નાહ સત્વરે આપણી સાથે પાછા જોડાશે. (હર્ષોદ્‌ગાર). હું એમ પણ કહું કે નાસ્તિક કાફર બને છે અને કાફર નાસ્તિક બને છે. તે જ રીતે જ્યારે શ્રી જિન્નાહ કોંગ્રેસમાં હતા ત્યારે તે દિવસોમાં હું તેમની સાથે નહોતો અને જ્યારે હું કૉંગ્રેસ અને મુસ્લિમ લીગમાં હતો ત્યારે તે મારાથી દૂર છે. હું આશા રાખું છું કે એક દિવસ અમે સમાધાન કરીશું. (હાસ્ય).

૨ ઈ.સ. ૧૯૨૫ની પહેલી જાન્યુઆરીના 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ના અહેવાલમાંથી.

મુસ્લિમ કોમની રાજકીય માગણીઓ નક્કી કરવા માટે ૩૬ અગ્રણી મુસ્લિમોની સમિતિ નીમતો ઠરાવ પણ લીગે તે જ અધિવેશનમાં પસાર કર્યો. આ ઠરાવ શ્રી જિન્નાહે રજૂ કર્યો હતો. આ ઠરાવ રજૂ કરતા શ્રી જિન્નાહે કહ્યું :[1]

'તે લીગના મંચ પર કોમવાદી તરીકે ઊભા છે તેવા આક્ષેપનો ઈનકાર કર્યો. તેમણે તેમને ખાતરી આપી કે તે સદાય રાષ્ટ્રવાદી છે. અંગત રીતે તેમને કોઈ ઉતાવળ નહોતી. દેશની ધારાસભામાં શ્રેષ્ઠ તથા યોગ્યમાં યોગ્ય વ્યક્તિ તેમનું પ્રતિનિધિત્વ કરે તે જ તે ઈચ્છતા હતા. (સાંભળો ! સાંભળોના પોકારો, તાળીઓ) પણ કમભાગ્યે તેમના મુસ્લિમ સહરાષ્ટ્રભક્તો તે જેટલું આગળ વધવા માગતા હતા તેટલું આગળ વધવા તૈયાર ન હતા. આ પરિસ્થિતિ પ્રત્યે તે આંખો બંધ કરી શક્યા નહિ. હકીકત એ હતી કે મોટા ભાગના મુસ્લિમો ધારાસભાઓમાં અને દેશની નોકરીઓમાં અલગ પ્રતિનિધિત્વ માગતા હતા. તેઓ કોની એકતાની વાતો કરતા હતા ? પણ ક્યાં હતી તે એકતા ? કોઈ યોગ્ય સમજૂતી પર આવીને તે હાંસલ કરવી જોઈએ. ઘોંઘાટ ભર્યા ન સંભળાય તેવા હર્ષોદ્‌ગાર વચ્ચે તેમણે કહ્યું કે તે જાણતા હતા કે તેમના સહધર્મીઓ તૈયાર હતા અને સ્વરાજ માટે લડવા તત્પર હતા. પણ તેમને કેટલાંક સંરક્ષણો માગવાં હતાં. તેમનો અભિપ્રાય ગમે તે હોય, અને તે લોકોને ખબર હતી કે વ્યવહારુ રાજકારણી તરીકે તેમણે પરિસ્થિતિનો તાગ લેવાનો હતો અને તે પરિસ્થિતિ એ હતી કે બંને કોમો એકતાની અવરોધક ન હતી પણ બંને પક્ષે કેટલાક તોફાન કરાવનારાઓ હતા."

અને માત્ર સન્નિષ્ઠ રાષ્ટ્રવાદીના અંતરમાંથી જ નીકળી શકે તેવી શક્ય તેટલી કઠોર વાણીમાં આ તોફાન કરાવનારાઓ પર આરોપ મૂકતાં તે સહેજ પણ ખચકાયા નહિ. ઈ.સ. ૧૯૨૪ના મેની ૨૪મી તારીખે લાહોરમાં યોજાયેલી લીગની બેઠકમાં અધ્યક્ષપદેથી તેમણે કહ્યું :[2]

'આપણે જો સ્વતંત્ર લોકો તરીકે જીવવા ઈચ્છતા હોઈએ તો આપણે એક થઈએ. પણ જો આપણે અમલદારશાહીના ગુલામ તરીકે જીવવાનું ચાલુ જ રાખવું

૧ 'ધ ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર', ૧૯૨૪, ગ્રંથ ૨. પૃ.૪૮૧.
૨ જુઓ, 'ધ ઈન્ડિય ક્વાર્ટલી રીવ્યૂ', ૧૯૨૪ ગ્રથ ૧, પૃ. ૬૫૮.

હોય તો ચાલો, આપણે અંદરોઅંદર ઝઘડીએ અને નાનીનાની વસ્તુઓ પર આપણું નાનું મિથ્યાભિમાન સંતોષીએ અને અંગ્રજો આપણા લવાદો છે.'

ઈ.સ. ૧૯૨૫ તથા ઈ.સ.૧૯૨૮માં ભરાયેલા બે સર્વપક્ષીય અધિવેશનોમાં સંયુક્ત મતદારમંડળોના આધાર પર હિંદુ-મુસ્લિમ પ્રશ્નની પતાવટ કરવા શ્રી જિન્નાહ તૈયાર હતા. ઈ.સ. ૧૯૨૭માં લીગના મંચ પરથી તેમણે જાહેરમાં કહ્યું:[1]

'હું અલગ મતદારમંડળોમાં માનતો નથી. જો કે, મારે કહેવું જોઈએ કે મુસલમાનોની પ્રચંડ બહુમતી દઢતાપૂર્વક તથા પ્રામાણિકતાપૂર્વક એમ માને છે કે એક જ એવી રીત છે કે જેનાથી તે નિશ્ચિત થઈ શકે.'

ઈ.સ. ૧૯૨૮માં જ્યારે સાઈમન કમિશનના બહિષ્કારમાં શ્રી જિન્નાહ કોંગ્રેસ સાથે જોડાયા. ત્યારે હિંદુઓ તથા મુસ્લિમો કોઈ સમજૂતી પર આવ્યા ન હતા અને લીગના બે ભાગલા પડે તેવું જોખમ ખેડીનેય તેમણે આમ કર્યું.

ગોળમેજી પરિષદનું નાવ કોમી ખડક સાથે અથડાઈને તૂટવાની તૈયારીમાં હતું ત્યારે પણ શ્રી જિન્નાહે આ પરિણામ માટે જવાબદાર એક કોમવાદી તરીકે ઓળખાવાનો પ્રતિકાર કર્યો અને કહ્યું કે અંગ્રેજ સરકાર લવાદ બનીને કોમી પ્રશ્નનો સર્વસંમત ઉકેલ લાવે તેવું તે પસંદ કરતા હતા. ઈ.સ. ૧૯૩૧ની ૮મી ઑગસ્ટે અલ્હાબાદમાં ભરાયેલા સંયુક્ત પ્રાંતોના મુસ્લિમ અધિવેશનને સંબોધતા તેમણે કહ્યું :[2]

'પહેલી વાત હું તમને તે કહેવા ઈચ્છું છું કે મુસ્લિમોએ એક થઈ ઊભા રહેવું જોઈએ તે હવે ચોક્કસપણે મહત્ત્વનું તથા અગત્યનું છે. ખુદાને ખાતર તમારા આ જુદાં જુદાં જૂથો છોડી દો અને સંહારક લડાઈઓ બંધ કરો. મેં અતિ આગ્રહપૂર્વક આના પર ભાર મૂક્યો હતો અને ડૉ. અનસારી, શ્રી ટી.એ.કે. શેરવાની, મૌલાના અબુકલામ આઝાદ અને ડૉ. સૈયદ મહમદ સામે મેં મારી શક્તિપ્રમાણે આ રજૂઆત કરી હતી. હું આશા રાખું કે હું હિંદનો કિનારો છોડું તે પહેલાં તે સારા સમાચાર સાંભળું કે આપણા મતભેદો ગમે તે હોય, આપણી વચ્ચે ગમે તેવી માન્યતા હોય પણ અંદરોઅંદર ઝઘડવાની આ ક્ષણ નથી."

૧ જુઓ, 'ધ ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર', ૧૯૨૭, ગ્રંથ ૧, પૃ.૩૭.
૨ 'ધ ઈન્ડિયન એન્યુઅલ રજિસ્ટર', ૧૯૩૧, ગ્રંથ ૧,પ-.૨૩૦-૨૩૧.

'અને જે બીજી વાત હું તમને કહેવા માગું છું તે આ છે. છાપાઓમાં તથા હિંદુઓમાં કેટલાક એવા છે કે જેઓ મારા વિશે જુદી જુદી જાતની ગેરસમજ ફેલાવે છે. આજે સવારે જ હું માત્ર શ્રી ગાંધીનું ભાષણ વાંચતો હતો અને શ્રી ગાંધીએ કહ્યું હતું કે તેઓ હિંદુઓ તથા મુસ્લિમોને એક સરખા ચાહે છે. આ મંચ પર ઊભો રહી - હું ફરીવાર કહું છું કે હું તેવો દાવો નહિ કરી શકું, પણ સન્નિષ્ઠાથી અને પ્રામાણિકતાથી હું એટલી તો રજૂઆત કરું છું કે બંને કોમો વચ્ચે સારા સંબંધો હોય તેમ હું ઈચ્છું છું.

શ્રી જિન્નાહે આગળ બોલતાં કહ્યું :'મારા મનમાં જે પ્રશ્ન છે તે ખૂબ મહત્ત્વનો છે અને તે છે હિંદુ-મુસ્લિમ સમજૂતીનો. તમને હું એટલું જ કહી શકું કે હું પ્રામાણિકપણે માનું છું કે પંજાબ તથા બંગાળમાં મુસ્લિમ બહુમતીને હિંદુઓએ સ્વીકારવી જોઈએ અને તે જો સ્વીકારાય તો હું માનું છું કે થોડા જ સમયમાં સમજૂતી સધાય.

"બીજો પ્રશ્ન જે ઉદ્‌ભવે છે તે છે અલગ વિરુદ્ધ સંયુક્ત મતદારમંડળોનો. તમે સૌ જાણો છો તેમ જો પંજાબ તથા બંગાળમાં બહુમતી સ્વીકારાય તો હું અંગત રીતે સંયુક્ત મતદારમંડળ આધારિત સમજૂતીને પસંદ કરીશ. (તાળીઓ) પણ હું તે પણ જાણું છું કે મુસ્લિમોની વિશાળ સંખ્યા - અને હું માનું છું કે બહુમતી મુસ્લિમો - અલગ મતદારમંડળોમાં માને છે. મારી સ્થિતિ એવી છે કે અલગ મતદારમંડળના આધારે પણ હું સમજૂતી સાધવા તૈયાર થાઉં, અને તે આશાએ તથા શ્રદ્ધાએ કે જ્યારે આપણે આપણું નવું બંધારણ ઘડીશું અને જ્યારે હિંદુઓ તથા મુસ્લિમો બંનેમાંથી અવિશ્વાસ, શંકા તથા ભય દૂર થઈ ગયાં હશે અને જ્યારે તેમને સ્વતંત્રતા મળશે ત્યારે આપણે તે પ્રસંગે ઊભા થઈ જઈશું, અને કદાચ આપણે ધારીએ છીએ તે કરતાં પણ વહેલાં અલગ મતદારમંડળો દૂર થઈ જશે.

'તેથી જ, સૌ પહેલાં તો મુસ્લિમોમાં અંદરોઅંદર સમજૂતી તથા શાંતિ સધાય તેમ હું ઈચ્છું છું. હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે સમજૂતી, શાંતિ સધાય તેનો હું હિમાયતી છું. અત્યારે બે કોમો વચ્ચે દલીલ કરવાનો સમય નથી, સામસામે પ્રચાર કરવાનો સમય નથી, બંને વચ્ચે કટુતા પેદા કરવાનો સમય નથી, કારણ

દુશ્મન આપણા બંનેના દરવાજે ઊભો છે અને જરાય ખચકાટ વિના હું કહું છું કે જો હિંદુ-મુસ્લિમ પ્રશ્નની પતાવટ નહિ થાય તો મને ખાતરી છે કે અંગ્રેજોને લવાદી કરવી પડશે અને જે લવાદી કરે છે તે પોતાની પાસે સત્તા અને શક્તિનો મોટોભાગ રાખશે. આથી, હું આશા રાખું છું કે તેઓ મારી નિંદા નહીં કરે. છેવટે તો, શ્રી ગાંધી ખુદ કહે છે કે મુસ્લિમો જે માગે તે આપવા તે તૈયાર છે અને મારું પાપ એ છે કે હું હિંદુઓને એમ કહું છું કે મુસ્લિમોને તેમના ચૌદ મુદ્દાઓ જ માત્ર આપો. શ્રી ગાંધી તો 'કોરો ચેક' આપવા તૈયાર છે. તેના કરતાં તો તે ખૂબ ઓછા મૂલ્યના છે. હું કોરો ચેક નથી માગતો. શા માટે ૧૪ મુદ્દાઓ નથી સ્વીકારતા ? જ્યારે પંડિત જવાહરલાલ નહેરુ કહે છે, અમને કોરો ચેક આપો, જ્યારે શ્રી પટેલ કહે છે, અમને કોરો ચેક આપો અને અમે સ્વદેશી કાગળ પર સ્વદેશી પેનથી સહી કરીશું ત્યારે તેઓ કોમવાદી નથી અને હું કોમવાદી છું. દરેક માટે ખોટું ન માની લેવા હું હિંદુઓને કહું છું. મને આશા તથા વિશ્વાસ છે કે આપણે હજુ પણ તે પ્રશ્ન અંગે સમજૂતી સાધવાની પરિસ્થિતિમાં છીએ, જે સમજૂતી આપણા દેશના કરોડોને શાંતિ તથા સુખ આપશે.

'મારે તમને એક વધુ વાત કહેવી છે અને પછી હું પૂરું કરીશ. ગોળમેજી પરિષદના સમય દરમિયાન - તે હવે ખુલ્લી કિતાબ છે અને જેને તે વાંચવી હોય તે પોતે વાંચી શકે છે. મેં એક અને એક માત્ર સિદ્ધાંતનું જ પાલન કર્યું. મેં મુંબઈનો દરિયા કિનારો છોડયો ત્યારે મેં લોકોને કહ્યું હતું કે અને તે એ કે હું હિંદનાં હિતોને પવિત્ર માનીશ. અને મને માનશો - તમે જો તે પરિષદની કાર્યવાહી વાંચવાની તકલીફ લેશો તો તમને જણાશે કે હું ડંફાસ નથી મારતો, મેં તો મારી ફરજ બજાવી છે - કે મેં પ્રામાણિકતાથી તથા નિષ્ઠાથી મારું વચન સંપૂર્ણપણે પૂરું કર્યું છે અને હું તે કહેવાનું સાહસ કરું છું કે હું જે માટે લડયો તેના કરતાં કૉંગ્રેસ કે શ્રી ગાંધી કશું પણ વધુ મેળવી શકે તો હું તેમને અભિનંદન આપીશ.'

'સમાપન કરતાં શ્રી જિન્નાહે કહ્યું કે તેમણે સમજૂતી પર આવવું જોઈએ, છેવટે તેમણે મિત્રો બનવું જોઈએ અને તેથી તેમણે શક્ય હોય તો પરિષદમાં

જે ચર્ચા થાય અને જે ઠરાવ પસાર થાય તે અંગે મુસ્લિમોને વિનય, ડહાપણ અને શાંતિ જાળવવા વિનંતી કરી.'

મુસ્લિમ સિધ્ધાંતના રૂપાંતરના અન્ય ઉદાહરણ તરીકે શ્રી જિન્નાહના અનુયાયી અને પાકિસ્તાનના ચુસ્ત હિમાયતી એવા શ્રી બરકતઅલી જે વિચારો ધરાવતા હતા તે હું ટાંકવા માગું છું.

સાઈમન કમિશનને સહકાર આપવાના પ્રશ્ન પર મુસ્લિમ લીગ બે જૂથમાં વહેંચાઈ ગઈ ત્યારે શ્રી મહમદશફીના નેતૃત્વવાળું જૂથ સહકારનું સમર્થન કરતું હતું અને શ્રી જિન્નાહના નેતૃત્વવાળું જૂથ કોંગ્રેસની બહિષ્કારની યોજનાને સમર્થન આપતું હતું. શ્રી બરકતઅલી શ્રી જિન્નાહના જૂથના હતા. લીગનાં આ બંને જૂથોએ, ઈ.સ.૧૯૨૮માં, ભિન્નભિન્ન સ્થળે તેમના વાર્ષિક અધિવેશનો ભર્યાં. શફી જૂથ લાહોરમાં મળ્યું અને જિન્નાહ જૂથ કલકત્તામાં. પંજાબ મુસ્લિમ લીગના મંત્રી શ્રી બરકતઅલીએ લીગના જિન્નાહ જૂથના કલકત્તા અધિવેશનમાં હાજરી આપી અને કોમી સમજૂતી અંગે ઠરાવ રજૂ કર્યો. ઠરાવ રજૂ કરતાં શ્રી બરકતઅલીએ કહ્યું :[1]

"પહેલીજ વાર લીગના ઇતિહાસમાં તેના દૃષ્ટિકોણમાં પરિવર્તન આવ્યું છે. આ પરિવર્તન દ્વારા જેમણે અલગ મતદારમંડળોના સિધ્ધાંતનો વિરોધ કર્યો હતો તે આપણા હિંદુ દેશબાંધવો ભણી ભાઈચારાનો વફાદાર હાથ લંબાવીએ છીએ.'

ઈ.સ. ૧૯૨૮માં ડૉ. અન્સારીના નેતૃત્વ નીચે રાષ્ટ્રવાદી પક્ષની સ્થાપના થઈ[2] તે રાષ્ટ્રવાદી મુસ્લિમ પક્ષ મુસ્લિમ લીગના જિન્નાહ જૂથ કરતાં એક ડગલું આગળ હતો અને શ્રી જિન્નાહ જેનો આગ્રહ રાખતા હતા તે સુધારાઓ વગર પણ - નહેરું અહેવાલ સ્વીકારવા તૈયાર હતો. ઈ.સ. ૧૯૨૭માં જિન્નાહ જૂથ સાથે રહેલા શ્રી બરકતઅલીએ તો જૂથને પૂરતું રાષ્ટ્રવાદી ન માનીને તે જૂથ છોડયું અને ડો. અન્સારીના રાષ્ટ્રવાદી મુસ્લિમ પક્ષમાં જોડાયા. ત્યારે શ્રી બરકતઅલી કેટલા મહાન રાષ્ટ્રવાદી હતા તે તેમણે સર મહમદ ઈકબાલ પર - જેમણે ઈ.સ. ૧૯૩૦માં અલ્હાબાદમાં ભરાયેલા ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગના

૧ 'ધ ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર, ૧૯૨૭, ગ્રંથ ૨, પૃ. ૪૪૮.
૨ 'ધ ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર, ૧૯૨૯, ગ્રંથ ૨, પૃ.૩૫૦.

વાર્ષિક અધિવેશનમાં પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં[1] હિંદના ભાગલાની યોજના રજૂ કરી હતી - કરેલા જોરદાર અને ઉગ્ર પહાર પરથી જોઈ શકાય છે. તે યોજના હવે શ્રી જિન્નાહ અને શ્રી બરકતઅલીએ ઉપાડી લીધી છે અને તે પાકિસ્તાનના નામે ઓળખાય છે. ઈ.સ. ૧૯૩૧માં, લાહોરમાં પંજાબ રાષ્ટ્રવાદી મુસ્લિમ અધિવેશન ભરાયું અને શ્રી બરકતઅલી સ્વાગત સમિતિના અધ્યક્ષ હતા. પાકિસ્તાન અંગે તેમણે જે વિચારો પ્રગટ કર્યા તે નોંધપાત્ર છે.[2] તેમના પક્ષની માન્યતા તથા રાજકીય નીતિને ઠુકરાવીને દઢતાથી અધિવેશનની સ્વાગત સમિતના અધ્યક્ષ શ્રી મલિક બરકતઅલીએ કહ્યું :

"સહુ પહેલાં તો અમે અગ્રતાક્રમે હિંદના સ્વાતંત્ર્ય અને ગૌરવમાં જ માનીએ છીએ. અમારી જન્મભૂમિ તથા જયાં અમારા અમૂલ્ય તથા મમતાભર્યા સંબંધો ગૂંથાયા છે તે તે સ્થળનું અમારા પ્રેમમાં તથા અમારી અભિલાષાઓમાં સૌ પ્રથમ સ્થાન હોવું જોઈએ. અમે સહુ પ્રથમ મુસ્લિમો છીએ અને પછી હિંદીઓ છે તેવો પ્રચાર કરીને અજ્ઞાન લાગણીઓને સ્પર્શવા પ્રયત્ન કરતા ભયંકર પ્રચારના ભાગીદાર બનવાનો અમે ઈનકાર કરીએ છીએ. અમારે મને આ પ્રકારનું સૂત્ર તે માત્ર ખુલ્લાં, અર્થહીન દંભ જ નહીં પરંતુ સંપૂર્ણપણે નુકસાનકારક અડપલું છે. ઈસ્લામ, પોતાના શ્રેષ્ઠ અને અંતિમ હિતમાં, હિંદના શ્રેષ્ઠ અને કાયમી હિતોનું દુશ્મન ન હોઈ શકે કે તેની સાથે સંઘર્ષમાં ન ઊતરી શકે. હિંદ તથા હિંદમાં ઈસ્લામ તદ્દન અભિન્ન છે; હિંદને નુકસાન હોય, તે સ્વાભાવિક રીતે જ ઈસ્લામને પણ નુકસાનકારક હોય, ભલે પછી તે આર્થિક, રાજકીય સામાજિક કે નૈતિક નુકસાન હોય. જે રાજકારણીઓ ઈસ્લામ તથા હિંદના કલ્યાણ વચ્ચે મૂળભૂત સંઘર્ષની વાત કરે છે તે જૂઠા પયગંબરો છે અને ઊંડે ઊંડે ઈસ્લામના દુશ્મનો છે. વળી, હિંદ બહારના તુર્કો, ઈજિપ્તવાસીઓ અને આરબો જેવા અમારા મુસ્લિમ બાંધવો પ્રત્યે અમારી ગમે તેટલી સહાનુભૂતિ હોય - અને તેવી લાગણી ઉદ્દાત્ત તથા સ્વસ્થ પણ છે - પણ હિંદના મહત્ત્વના હિતના નુકસાન માટે તે સહાનુભૂતિનો ઉપયોગ અમે ક્યારેય નહિ કરવા દઈએ. હકીકતમાં તો, જો હિંદ

૧ તેમના ભાષણ માટે જુઓ, 'ધ ઈન્ડિયન એન્યુઅલ રજિસ્ટર', ૧૯૩૦, ગ્રંથ ૨, પૃ.૩૩૮-૩૪૫.
૨ ઈન્ડિયન એન્યુઅલ રજિસ્ટર, ૧૯૩૧, ગ્રંથ ૨, પૃ. ૨૩૪-૨૩૫.

તે સહાનુભૂતિનો સ્રોત, સંવર્ધન તથા ઉદ્‌ગમસ્થાન હોય તો જ અમારી તે સહાનુભૂતિ ખરેખર મહાન હોય અને ખુદા ન કરે પણ જો એક એવો સમય આવે જ્યારે સરહદ બહારની કોઈ પણ મુસ્લિમ સત્તા હિંદને ગુલામ બનાવવા તથા લોકોની સ્વાતંત્ર્યતા છીનવી લેવાની ઈચ્છા કરે તો, અખિલ ઈસ્લામી લાગણી ગમે તેવી હોય તે છતાં તેનો અર્થ ગમે તે હોય તો પણ તે લાગણી સ્વતંત્ર્યના રક્ષણ માટે હિંદના બિનમુસ્લિમો ખભેખભા મિલાવીને હિંદના મુસ્લિમોને લડતા નહિ રોકી શકે.

'આથી, બિનમુસ્લિમોમાં આ અંગે કોઈ પણ પ્રકારની ગેરસમજણ ન હોવી જોઈએ. હું સભાન છું કે સંકુચિત માનસ ધરાવતા હિંદુ નેતાઓનો કેટલોક વર્ગ વાયવ્ય સરહદી ખીણમાંથી આવનારા ઈસ્લામી ભયનો હાઉ વારંવાર ઊભો કર્યા કરે છે પણ હું ફરીવાર તે દોહરાવવા ઈચ્છું છું કે આવાં નિવેદનો તથા આવા ભય મૂળભૂત રીકે ખોટા છે, પાયા વિનાના છે. જો હુમલાખોર ઈસ્લામનો અનુયાયી હશે તોપણ હિંદના મુસ્લિમો હિંદના બિન-મુસ્લિમોની જેમ જ હિંદની સ્વતંત્રતાનું રક્ષણ કરશે.

'બીજું અમે માત્ર સ્વતંત્ર હિંદમાં જ માનતા નથી પણ અમે અખંડ હિંદમાં પણ માનીએ છીએ - મુસ્લિમોના હિંદમાં નહિ, હિંદુઓના હિંદમાં નહિ અથવા તો શીખોના હિંદમાં નહિ, આ કોમના કે તે કોમના હિંદમાં નહિ પણ સહુના હિંદમાં માનીએ છીએ અને આ અમારી અટલ શ્રદ્ધા હોવાથી ભાવિ હિંદનું હિંદુઓના હિંદ તથા મુસ્લિમોના કોઈ પણ પ્રકારના વિભાજનના પક્ષકાર થવાનો અમે ઈનકાર કરીએ છીએ. હિંદુઓનું હિંદ તથા મુસ્લિમોનું હિંદ તે કલ્પના ગમે તેવી આકર્ષક લાગે અને તેમના પક્ષના વિકૃત, રૂઢિચુસ્ત માનસમાં તે ઝનૂની તરંગો ભલે ઘુસાડાય પણ અમે તેનો સંપૂર્ણ વિરોધ કરીએ છીએ એટલા માટે નહિ કે તે સાવ અવ્યવહારુ છે અને તદ્દન ઘૃણાપાત્ર છે પણ એટલા માટે કે હિંદની વર્તમાન રાજકીય પ્રવૃત્તિમાં જે કંઈક ઉદ્દાત્ત અને શાશ્વત છે તેનો મૃત્યુઘંટ તે વગાડે છે, એટલું જ નહિ પણ હિંદની મુખ્ય ઐતિહાસિક પરંપરાનો તે વિરોધી છે.

'અશોક અને ચંદ્રગુપ્તના કાળમાં હિંદ એક હતું અને જ્યારે હિંદના હાથમાંથી રાજદંડ મોગલ અથવા મુસ્લિમ હાથોમાં સરકી ગયો ત્યારે પણ તે એક રહ્યું અને

જ્યારે આપણે આપણી ઈચ્છાઓનું ધ્યેય સિદ્ધ કરી સ્વરાજની ઉચ્ચભૂમિએ પહોંચીશું, જ્યારે આપણને ઝળહળાવતો પ્રકાશ ભવ્યતાનું જ નહિ પણ આપણા ચહેરાઓ પરથી સીધા પ્રગટતા તેજનું પ્રતિબિંબ પાડતો હશે ત્યારે પણ તે એક રહેશે.

'જ્યારે મુસ્લિમ લીગ સંસ્થા વાસ્તવિક રીતે ભુંસાઈ ગઈ છે અને મુક્ત ઈસ્લામનું પ્રતિનિધિત્વ કરતી મટી ગઈ છે ત્યારે સર મહંમદ ઈકબાલે તે લીગના મંચ પરથી પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં તાજેતરમાં રજૂ કરેલી ખંડિત હિંદની કલ્પના - મને કહેતાં આનંદ થાય છે કે તે વિચારણા તેમણે છોડી દીધી છે - જેથી ભ્રમિત થઈ કોઈએ એમ ન માનવું જોઈએ કે હિંદ અંગે તે ઈસ્લામની કલ્પના છે. જો ડૉ. સર મહંમદ ઈકબાલે તે છોડી ન દીધી હોત તો પણ કોઈ શાણો માણસ આવી યોજના ન મૂકી શકે. ઈસ્લામની ઊગતી પેઢીનાં બુદ્ધિ તથા ભાવના સાથે તે સાવ પરાઈ છે તેવો ઈનકાર મેં ભારપૂર્વક અને ખચકાટ વિના કર્યો હોત અને આજે તે જાહેર કરવાની મારી ગૌરવપૂર્ણ ફરજ છે કે હિંદનું કોમી પ્રાંતોમાં વિભાજન તો ન જ થવું જોઈએ પણ હિંદની સરહદોમાં ઈસ્લામ તથા હિંદુધર્મ બંને એક સરખા પ્રવર્તવા જોઈએ અને તે વધુ ટૂંકી સીમાઓમાં ન ગોંધાવા જોઈએ, ન પુરાઈ રખાવા જોઈએ કે ન સીમિત થવા જોઈએ. ડૉ. ઈકબાલે હિંદુઓનું હિંદ તથા મુસ્લિમોનું હિંદ એવી જે કલ્પના મૂકી તે જ કલ્પના જેવી કેટલાક શીખ કોમવાદીઓની પંજાબનું વિભાજન કરી તેના ભાગલા કરવાની ભયંકર કલ્પના છે.

'બધા જ લોકો સમાન હિસ્સે, કોઈ પણ - પ્રકારના ભેદ કે મુશ્કેલી વિના, સાચી લોકશાહીના શક્ય તેટલા વ્યાપને આધારે એટલે કે પુખ્ત મતાધિકાર તથા સંયુક્ત મતદારમંડળો દ્વારા ચૂંટાયેલા પસંદગીના લોકપ્રતિનિધિઓએ ઘડેલા કાયદાઓનું સંરક્ષણ ભોગવતા હોય તેવા સ્વતંત્ર અને અખંડ હિંદની આટલી વ્યાપક જ્યાં માન્યતા હોય, દૂર સુદૂરની પરદેશીઓની પાર્લામેન્ટને નહિ પણ આ દેશના ચૂંટાયેલા પ્રતિનિધિઓને તેમનાં કાર્ય માટે સંપૂર્ણ જવાબદાર તેવું, કાયદાના તટસ્થ અમલની ફરજથી સોંપાયેલું વહીવટી તંત્ર જ્યાં હોય - ત્યાં તમે મારી પાસેથી ઊંડી વિગતમાં ઊતરવાની તથા મારી કલ્પનાના તમામ રંગો છતા કરવાની અપેક્ષા નહિ રાખો. આજે કોઈ પણ જાહેર વ્યક્તિ જેની ઉપેક્ષા ન કરી શકે તેવા અલગ અથવા સંયુક્ત મતદારમંડળના અતિચર્ચિત પ્રશ્ને આટલું

પ્રમાણ ન ધારણ કર્યું હોત તો રાષ્ટ્રવાદી મુસ્લિમ પક્ષના ધ્યેયો અને હેતુઓ અંગેના મારા સામાન્ય અભિપ્રાયોનું સમાપન કરવાનું મને ગમ્યું હોત.

'જ્યારે કૃત્રિમ રીતે ઊભા કરેલા ઊંચા પ્રમાણના મતાધિકારનો પ્રાંતની વસ્તીના બહુમતી લોકોને મતદાર યાદીમાં લઘુમતીમાં ફેરવવાની અસર હોય અને જ્યારે ખાસ કરીને કોમી આવેશો અને લાગણીઓ તીવ્ર હોય, જ્યારે સામાન્ય અને બધે ફેલાતી ઝેરી વરાળની જેમ સાર્વત્રિક અવિશ્વાસ સમગ્ર વાતારવરણને ઝેરીલું કરતો હોય ત્યારે અલગ મતદારમંડળોનું જે કંઈ મૂલ્ય હોય, જે કંઈ ઉપયોગિતા હોય - અમને લાગે છે કે આજની પરિસ્થિતિમાં અને ભવિષ્યના હિંદમાં અલગ મતદારમંડળોને કોઈ પણ પ્રકારનું સ્થાન ન હોવું જોઈએ.'

શ્રી જિન્નાહ તથા શ્રી બરકતઅલી રાષ્ટ્રવાદ અંગે, અલગ મતદારમંડળ અંગે અને પાકિસ્તાન અંગે આવા વિચારો ધરાવતા હતા. અને આજે આ જ પ્રશ્નો પર કેવા સાવ વિરોધી વિચારો તેઓ ધરાવે છે. ?

અત્યારસુધી મેં હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવાના કરેલા પ્રયત્નોની સાવ નિષ્ફળતાનો અને મુસ્લિમ નેતાઓના માનસમાં ઊભી થતી નવી વિચારસરણીની હકીકતો દર્શાવવાનો પરિશ્રમ કર્યો. બીજી પણ એક વસ્તુ છે જેની ચર્ચા અત્યારના સંદર્ભમાં મારે, તેની પ્રસ્તુતતાની સાથેસાથે અહીંના વિચારણા હેઠળના મુદ્દા પરના તેના પ્રભાવના કારણે એટલે કે મુસ્લિમોની આ વિચારસરણી પાછળ એવું કોઈ વાજબીપણું છે કે જે રાજકીય ચિંતકો સ્વીકારી શકે તે વિચારવા માટે અહીં કરવી જોઈએ.

ઘણા હિંદુઓ એમ માને છે કે પાકિસ્તાનની માગણી વાજબી નથી. આપણે જો પાકિસ્તાનના સિદ્ધાંત પૂરતી આપણી જાતને સીમિત રાખીએ તો તેમાં શંકા જ નથી કે આ મોટો ભ્રામક ખ્યાલ છે. પાકિસ્તાનનું તાત્ત્વિક વાજબીપણું કોમ અને રાષ્ટ્રની અલગતા પર નિર્ભર છે. સૌપ્રથમ તો તેં તાત્ત્વિકતા હજી હમણાં જ સ્વીકારાયેલી છે. લાંબા સમયથી રાજકીય ચિંતકો બે પ્રશ્નોમાં સારાંશ રૂપે આપેલા વિવાદથી ચિંતિત હતા. - સરકારના તર્કસંગત આધાર તરીકે લઘુમતી ઉપર શાસન કરવાનો માત્ર બહુમતીનો અધિકાર કેવી રીતે સ્વીકારી શકાય અને શાસિતોની સંમતિ પર સરકારની કાયદેસરતા નિર્ભર કરી શકાય. સરકારની

કાયદેસરતા શાસિતોની સંમતિ પર નિર્ભર છે તેવો આગ્રહ રાખનારાઓ પણ પોતાના વિધાનના વિજયથી સંતુષ્ટ રહ્યા અને તેમાં વધુ તપાસ કરવાની તેમણે પરવા ન કરી. 'શાસિતો'ના પ્રકારમાં અલગતા તારવવાની તેમને અનિવાર્યતા ન લાગી. તેમણે સ્પષ્ટ વિચાર્યું કે જેઓનો સમાવેશ શાસિતોમાં થયો છે તે કોમ છે કે રાષ્ટ્ર તેનું કોઈ મહત્ત્વ નથી. પણ પરિસ્થિતિના દબાણે રાજકીય ચિંતકોને પણ આ અલગતા સ્વીકારવાની ફરજ પાડી. બીજું, આ અલગતા માત્ર ભેદ વિનાની નહોતી. આ અલગતા મહત્ત્વની હતી અને એટલે જ ભેદ પણ મૂળભૂત હતો. કોમ અને રાષ્ટ્ર વચ્ચેની આ અલગતા મૂળભૂત છે તે રાજકીય ચિંતકો જે રાજકીય અધિકારો કોમને આપવા તૈયાર છે અને જે રાજકીય અધિકારો તેઓ કાયદેસર સ્થપાયેલી સરકાર વિરુદ્ધ રાષ્ટ્રને આપવા તૈયાર છે તેના પરથી સ્પષ્ટ થાય છે. તેઓ કોમને માત્રને બળવો કરવાના અધિકારની જ છૂટ આપવા તૈયાર છે પરંતુ રાષ્ટ્ર માટે તેઓ છૂટા પાડવાનો અધિકાર સ્વીકારવા પણ તે સંમત છે. બંને વચ્ચેનો ભેદ જેટલો મૂળભૂત છે તેટલો જ સ્પષ્ટ છે. સરકારના પ્રકાર અને રીતના પરિવર્તન માટેના આગ્રહ પૂરતો જ બળવાનો અધિકાર સીમિત છે. છૂટા પડવાનો અધિકાર તે બળવાના અધિકારથી વધુ મોટો છે અને તે રાજ્યના સભ્ય જૂથને તે રાજ્યના કબજામાંના પ્રદેશના ભાગ સાથે છૂટા પડવાના અધિકાર સુધી તે વિસ્તરે છે. કદાચ કોઈને આશ્ચર્ય થશે કે આ ભેદનો આધાર શો હશે!. જેમણે આ વિષયની ચર્ચાઓ કરી છે તે રાજકીય ચિંતનના લેખકોએ કોમના બળવાના અધિકાર[૧] તથા રાષ્ટ્રના છૂટા પડવાના અધિકાર[૨] ના વાજબીપણા માટે

૧ સિડવિક તેને આ શબ્દોમાં વાજબી ઠેરવે છે... "જ્યારે સામેનો પ્રશ્ન તે ખૂબ મહત્ત્વનો હોય ત્યારે બળવાનાં દૂષણો કરતાં શરણાગતિનાં દૂષણો ચઢી જાય છે તેવું તાર્કિક રીતે કદાચ વિચારી શકાય... બળવાખોરો શારીરિક બળમાં સ્પષ્ટપણે નબળા હોય તો પણ બળવો ક્યારેક ફરિયાદો દૂર કરવા પ્રેરે કેમકે તે બહુમતીને તેમણે કરેલાં કાર્યોએ પહોંચાડેલી હાનિની તીવ્રતાનું ભાન કરે. તે જ કારણોસર વળી ભવિષ્યનો સંઘર્ષ અપેક્ષિત સમાધાનમાં પરિણમે. ટૂંકમાં, લોકશાહીમાં અને સરકારનાં અન્ય સ્વરૂપોમાં બંધારણીય રીતે સર્વોપરી સત્તા પામેલી વ્યક્તિઓ પર અવ્યવસ્થા ઊભી કરવાનો ભય તે લાભદાયક નિયંત્રણ બને.... એટલે હું તો માનું છું કે અત્યંત લોક શાસિત સમાજમાં બળવાનો નૈતિક અધિકાર અસ્તિત્વ ધરાવતો જ હોવો જોઈએ..એલિમેન્ટસ ઓફ પોલિટિક્સ (૧૯૨૯) પૃ. ૬૪૬-૪૭.

૨ છૂટા પડવાના અધિકાર અંગે સિડવિકને આમ કહેવું છે:... જે કેટલાક એમ માને છે કે કાયદેસરની સરકાર હોવા માટે શાસિતોની તેને સંમતિ હોવી જરૂરી છે તેઓ આ તારણ પરથી વિચલિત થતા નથી : રાજ્યના બહુમતી સભ્યોનો શાસન કરવાનો અધિકાર તે સ્વીકારે છે પણ જે આ અધિકારથી વંચિત રહી છે તે લઘુમતીને છૂટા પડવાના અને નવું રાષ્ટ્ર ઘડવાના દાવાને છૂટ આપીને, જ્યારે તે તેના જૂના રાજ્યના

તેનાં કારણો આપ્યાં છે. ભેદ આ પ્રમાણે પાડયા છે. કોમને સંરક્ષણનો અધિકાર છે, રાષ્ટ્રને છૂટા પડવાની માગણીનો અધિકાર છે. આ ભેદ સ્પષ્ટ અને નિર્ણયાત્મક છે. પણ એકનો અધિકાર બળવો કરવા પૂરતો જ કેમ સીમિત છે અને બીજાનો છૂટા પડવા સુધી કેમ વિસ્તરે છે તેનાં કારણો તેમણે નથી આપ્યાં. આવો પ્રશ્ન પણ તેમણે ઊભો નથી કર્યો. બહારથી જોતાં કોઈ દેખીતાં કારણ પણ નથી. પણ આ ભેદ કેમ પાડયો છે તે નોંધવું રસપ્રદ અને જ્ઞાનપ્રદ છે. મારે મન આ ભેદને અંતિમ નિયતિ સાથે સંબંધ છે. રાજયમાં કાં તો અનેક કોમો હોય અથવા તો તેમાં અનેક રાષ્ટ્રો હોય. જે રાજ્યમાં કોમોની શ્રેણીઓ હોય ત્યાં એક કોમને બીજી કોમ સામે ઊભી રખાય અને તે બંને પરસ્પરની વિરોધી પણ હોય. પરંતુ તેમની અંતિમ નિયતિની બાબતમાં તેમને લાગે કે તે એક છે. પણ જે રાજય અનેક રાષ્ટ્રો ધરાવતું હોય ત્યાં જો એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર વિરુદ્ધ ઊભું થાય તો પ્રશ્ન ઊભો થાય છે અંતિમ નિયતિ અંગેના ભેદનો. કોમો અને રાષ્ટ્રો વચ્ચે આ ભેદ છે અને તે જ ભેદ તેમના રાજકીય અધિકારોનું સ્પષ્ટીકરણ કરે છે. આ સ્પષ્ટીકરણમાં કશું નવું કે મૌલિક નથી. કોમને કેમ એક પ્રકારનો હક છે અને રાષ્ટ્રને કેમ સાવ જુદા પ્રકારનો તે કહેવાની જ તે માત્ર અલગ રીત છે. કોમને બળવાનો અધિકાર છે કારણ કે તેનાથી તે સંતુષ્ટ છે. તે માત્ર સરકારના પ્રકાર અને સ્વરૂપમાં પરિવર્તન માગે છે. અંતિમ નિયતિ અંગેના ભેદ અંગે તેને કોઈ ઝઘડો નથી. રાષ્ટ્રને છૂટા પડવાનો અધિકાર એટલા માટે આપવામાં આવ્યો છે કે તેને માત્ર સરકારના સ્વરૂપ પરિવર્તનથી સંતોષ નથી. તેનો ઝઘડો છે. અંતિમ નિયતિ અંગેનો તેમને બાંધતા કૃત્રિમ બંધનો દૂર કરવામાં

પ્રદેશના અખંડ ભાગમાં તેની બહુમતીમાં હોય.. અને હું તો માનું છું કે એવા પણ કિસ્સાઓ છે કે જ્યાં છૂટા પડવાથી સમગ્રના હિતને પ્રોત્સાહન મળ્યું હોય. ઉદાહરણ તરીકે રાજ્યના પ્રદેશના બે ખંડો લાંબાં સામુદ્રિક અંતરને કારણે કે અન્ય ભૌતિક અવરોધને કારણે અતિસક્રિય આંતરસંપર્ક વ્યવહારથી અલગ પડયા હોય અને જ્યારે જાતિ કે ધર્મના, ભૂતકાળના ઈતિહાસના અથવા વર્તમાન સામાજિક પરિસ્થિતને કારણે અલગ પડયા હોય ત્યારે તે તે રાષ્ટ્રોના નિવાસીઓની કાયદા પૂરતી અને અન્ય સરકારી દરમિયાનગીરી પૂરતી અલગ અલગ જરૂરિયાતો હોય છે. ત્યારે તેમના આંતરિક વ્યવહાર માટે તેમની સહિયારી સરકાર હોય તે અતિજરૂરી છે. પણ જો તેજ સમયે, તેમનો સંઘ હોવા છતાંય તેમના બાહ્ય સંબંધો અલગ હશે તો શક્ય છે કે પ્રત્યેક એલિમેન્ટસ ઓફ પોલિટિક્સ (૧૯૨૯) પૃ. ૬૪૮-૪૯ બાજાના ઝઘડાની અસરોને જોખમે લશ્કરી દળની સહાયથી મળતા લાભ કરતાં વધુ ખોવું પડે. આના જેવી પરિસ્થિતિમાં ઐતિહાસકિ રાષ્ટ્રભકિત અથવા બાહ્ય પ્રદેશની રાષ્ટ્રીય માલિકીનું કોઈ ગૌરવ આ અખંડ પ્રદેશને તેના સ્વાભાવિક ખંડોમાં શાંતિમય રીતે અલગ પડતાં કાયમી અટકાવે તે ઈચ્છનીય નથી.

નહિ આવે ત્યાં સુધી જો તે સંતોષ ન પામે તો બંધનો દૂર કરવામાં જ શાણપણ અને નીતિમત્તા રહેલાં છે અને તેમની પોતાની નિયતિ ઘડવા માટે તે સર્વ મુક્ત હશે.

૫

હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવાના પ્રયત્નો નિષ્ફળ ગયા છે અને મુસ્લિમોની વિચારસરણીમાં સંપૂર્ણ ક્રાંતિ આવી છે તેવું કબૂલવું અનિવાર્ય બને છે ત્યારે આવાં પરિણામો ઊભાં થવાનાં સ્પષ્ટ કારણો કયાં છે તે જાણવું પણ અનિવાર્ય બની જાય છે. હિંદુઓ કહે છે કે અંગ્રેજોની ભાગલા પાડી રાજ કરવાની નીતિ જ આ નિષ્ફળતા તથા આ વૈચારિક ક્રાંતિ માટે જવાબદાર છે. આમાં કશું નવાઈ પામવા જેવું નથી. હિંદુઓએ આયર્લેન્ડના લોકો જેવું, હંમેશાં સરકારની વિરુદ્ધની નીતિ સિવાયની કોઈ બીજી નીતિ નહિ અપનાવવાનું માનસ કેળવ્યું છે અને તેઓ બધા માટે, અરે, ખરાબ હવામાન માટે પણ સરકારને દોષિત ઠરાવવા તૈયાર છે.પણ હિંદુઓને આટલા બધા પ્રિય એવા સરળ સ્પષ્ટીકરણનો ત્યાગ કરવાનો સમય હવે આવી ચૂક્યો છે. કારણ કે બે મહત્ત્વની પરિસ્થિતિઓની નોંધ લેવામાં તે નિષ્ફળ ગયેલ છે. સૌપ્રથમ તો, માની લઈએ કે અંગ્રેજો ભાગલા પાડીને રાજ્ય કરવાની નીતિ અપનાવે છે તો પણ તે નીતિ ભાગલાને શક્ય બનાવે તેવા તત્ત્વોની હાજરી વિના સફળ ન થઈ શકે તે હકીકત તે ભૂલી જાય છે અને વધુ તો એ કે જો આટલા લાંબા સમયથી તે નીતિ સફળ થઈ હોય તો તેનો અર્થ એ કે જે તત્ત્વો આ ભાગલા પાડે છે તે વત્તેઓછે અંશે કાયમી છે અને પરસ્પર વિરોધી છે. તે ક્ષણિક અને ઉપરછલ્લાં નથી. બીજું, તે એ પણ ભૂલી જાય છે કે વૈચારિક ક્રાંતિના પ્રતીકસમા શ્રી જિન્નાહ અંગ્રેજોના હાથનું રમકડું બને તેવું તો તેમના ખરાબમાંથી ખરાબ દુશ્મનો પણ ન કલ્પી શકે. તે અતિ સ્વમતાગ્રહી, અહંકારી છે અને તેને તે ક્યારેય છુપાવતા નથી કદાચ તેમનામાં કંઈક અંશે અહં પણ રહેલો છે અને કોઈ અસામાન્ય બુદ્ધિ કે સજજતા તેનું સ્થાન લઈ શકે તેમ નથી કદાચ, આ જ કારણે તે બીજા સ્થાનથી સંતોષ પામી શકે તેમ નથી. અને તે રીતે જાહેર હિત માટે અન્ય સાથે કામ કરવા અસમર્થ છે. તે કદાચ નવાનવા વિચારોથી નહિ ઊભરાતા હોય, જો કે તેમના

ટીકાકારો માને છે તેમ બીજાના વિચારો પર આધાર રાખનાર બુદ્ધિહીન વરણાગિયા નથી. એવું હોઈ શકે કે તેમની ખ્યાતિ કલા પર વધુ અને યથાર્થ પર ઓછી ઊભી થઈ હોય. સાથેસાથે હિંદમાં ભાગ્યે જ એવી કોઈ રાજકીય વ્યક્તિ હશે કે જેને તેમના જેટલી અભ્રષ્ટ કહી શકાય. અંગ્રેજ સરકાર સાથેના તેમના સંબંધો જે જાણે છે તે કબૂલ કરશે કે તે હંમેશાં તેમના ટીકાકાર રહ્યા છે જ. જો કે તે તેમના વિરોધી નથી. કોઈ તેમને ખરીદી શકે તેમ નથી. કારણ કે તે સત્તાના લાલચુ નથી બન્યા તેટલું તો તેમને યશ આપવા પૂરતું કહેવું પડશે. એટલે શ્રી જિન્નાહની વૈચારિક ક્રાંતિ માટે હિંદુઓનો પરંપરાગત ખુલાસો સ્વીકારી શકાય તેમ નથી.

તો પછી આ કરુણ પરિસ્થિતિનું, એકતાના પ્રયત્નોની નિષ્ફળતાનું, મુસ્લિમોમાં આવેલી વૈચારિક ક્રાંતિનું સાચું કારણ શું ?

હિંદુ-મુસ્લિમ એકતા સ્થાપવામાં નિષ્ફળતાનું સાચું કારણ તો હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે જે કાંઈ છે તે માત્ર મતભેદ નથી તે સમજવાની નિષ્ફળતા છે. અને વિરોધ માત્ર ભૌતિક કારણસર છે તેવું નહિ કહી શકાય. ઐતિહાસિક, ધાર્મિક, સાંસ્કૃતિક અને સામાજિક વિદ્વેષના મૂળમાં જ આનાં કારણો રહેલાં છે અને રાજકીય વિરોધ તો તેનું પ્રતિબિંબમાત્ર છે. આનાથી અસંતોષની એક ઊંડી નદી સર્જાય છે અને નિયમિત રીતે એમાં આ સ્રોત મળે છે. આ કારણોથી પ્રેરાઈને તે સતત આગળ ધપતી રહે છે અને તેના સામાન્ય વહેણને બાજુએ મૂકી છલકાય છે. અન્ય સ્રોતમાં વહેતો કોઈ પણ પ્રવાહ ગમે તેટલો વિશુદ્ધ હોય પણ જ્યારે તેનું અનુસંધાન તે મૂળ પ્રવાહ સાથે થાય છે ત્યારે તે તેનો રંગ બદલવાને બદલે કે તેની શક્તિ ઓછી કરવાને બદલે તે મુખ્ય પ્રવાહમાં ગુમ થઈ છે. આ પ્રવાહે આ શત્રુતાનો જે કાદવ જમા કર્યો છે તે સ્થાયી અને ઊંડો બની ગયો છે. જ્યાં સુધી આ કાદવ એકઠો થતો જશે અને જ્યાં સુધી આ શત્રુતા રહેશે ત્યાં સુધી હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેનો વિરોધ, એકતા થવા દેશે તેવી અપેક્ષા રાખવી ખોટી છે.

તુર્ક સામ્રાજ્યના ખ્રિસ્તીઓ તથા મુસ્લિમોની જેમ. હિંદના હિંદુઓ અને મુસ્લિમો અનેક ક્ષેત્રે શત્રુ તરીકે જ મળ્યા થયા છે અને આ સંઘર્ષના પરિણામે

ઘણીયે વાર તેમની વચ્ચે વિજેતા અને પરાજિતના જ સંબંધો બંધાયા છે. ગમે તે પક્ષ વિજયી બન્યો હોય પણ તે બંનેની વચ્ચે એક મોટી ખાઈ પડેલી રહી જ છે અને તેમના પર મોગલો કે અંગ્રેજો દ્વારા લદાયેલી રાજકીય એકતા, બીજા કિસ્સાઓમાં જેમ બન્યું તેમ સુદૃઢ એકતામાં પરિણમવાને બદલે તેમના પરસ્પરના વિરોધમાં અતિ તીવ્રરૂપે પરિણમી છે. સામાજિક કે ધાર્મિક કાયદો આ ખાઈ ઓછી કરી શક્યો નથી. આ બંને ધર્મો પરસ્પરથી સાવ આત્યંતિક છે અને સારા સામાજિક વ્યવહાર માટે જે કંઈ પણ સંવાદિતાઓ રચવામાં આવે તે સહુ મૂળભૂત રીતે પરસ્પર વિરોધી જ છે. આ બંને વચ્ચે જન્મજાત શત્રુતા હોય તેમ લાગે છે અને અનેક સૈકાઓ સુધી તે ઓછી થઈ શકી નથી. અકબર તથા કબીર જેવા સુધારકોએ આ બંને સંપ્રદાયોને ભેગા કરવા પ્રયત્નો કર્યાં છતાં બંનેની પાછળ રહેલી નૈતિક વાસ્તવિકાઓ હજી પણ ચાલુ રહી જ છે. ગણિતની ભાષા વાપરીએ તો તેને સમાન છેદમાં લાવે તેવા પૂર્ણાંકમાં કશું જ ફેરવી શકાયું નથી કે તેવું તેને બનાવી શકાયું નથી. હિંદુ હિંદુધર્મમાંથી ખ્રિસ્તીધર્મમાં પ્રક્ષોભ કે આઘાત વિના ધર્માંતર કરી શકે છે પણ કોમી રમખાણ ઊભું કર્યા વિના, ડર અનુભવ્યા વિના તે હિંદુધર્મમાંથી ઈસ્લામમાં ધર્માંતર કરી શકતો નથી. આ જ દર્શાવે છે કે હિંદુઓને મુસ્લિમોથી અલગ પાડતી શત્રુતાનું ઊંડાણ કેટલું છે.

જો ઈસ્લામ અને હિંદુ ધર્મ, હિંદુઓ તથા મુસ્લિમોને ધાર્મિક બાબતોમાં અલગ રાખતા હોય તો તે તેમના સામાજિક સમન્વયને પણ રોકે છે. હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના આંતરજાતીય લગ્નો પર હિંદુ ધર્મનો પ્રતિબંધ છે તે તો જાણીતું જ છે. આ સંકુચિતતા તે માત્ર હિંદુધર્મનો જ દોષ નથી. સામાજિક આચારમાં ઈસ્લામ પણ તેટલો જ સંકુચિત છે. તે પણ મુસ્લિમો તથા હિંદુઓનાં આંતરજાતીય લગ્નો પર પ્રતિબંધ મૂકે છે. જ્યાં આવા સામાજિક કાયદાઓ હોય ત્યાં ક્યારેય સામાજિક સમન્વય ન સંભવી શકે અને પરિણામે રીતો, વ્યવહારો અને દૃષ્ટિકોણોનું સામાજીકરણ ન થઈ શકે, ધારો બુઠ્ઠો ન થઈ શકે, જૂના ખ્યાલોમાં ફેરફાર ન થઈ શકે.

હિંદુધર્મમાં તથા ઈસ્લામમાં બીજી પણ ખામીઓ છે, જે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના ઘા ખુલ્લા રાખે છે અને એમાંથી પ્રવાહી વહેતું રહે છે. એમ

કહેવાય છે કે હિંદુધર્મ લોકોનું વિભાજન કરે છે અને તેનાથી ઊલટું ઈસ્લામ લોકોને એક સાથે જોડે છે. આ અર્ધસત્ય જ પણ ઈસ્લામ જેમ સાથે જોડે છે તેમ તેટલી જ કઠોરતાથી છૂટા પણ પાડે છે. ઈસ્લામ એક સંકુચિત જમાત છે અને મુસ્લિમો તથા બિનમુસ્લિમો વચ્ચે તે જે ભેદ પાડે છે તે ખૂબ સાચો છે, ખૂબ નક્કર છે અને ખૂબ વિચ્છેદક ભેદ છે. પણ ઈસ્લામનું બંધુત્વ તે માનવીનું સાર્વત્રિક બંધુત્વ નથી. તેમાં બંધુત્વ છે, પણ જેના લાભ માત્ર તે જમાતમાં રહેવા પૂરતા સીમિત છે. કેમ કે જે તે જમાતની બહાર છે તેમને માટે ધૃણા અને શત્રુતા સિવાય બીજું કંઈ નથી. ઈસ્લામનો બીજો દોષ એ છે કે તે સામાજિક સ્વશાસન પ્રથા છે અને સ્થાનિક સ્વશાસન સાથે તે અસંગત છે કેમ કે મુસ્લિમ જે દેશમાં વસતો હોય તે દેશ પ્રત્યે તેની વફાદારી રહેલી નથી પણ તેના ધર્મ પ્રત્યે તેની વફાદારી છે. મુસ્લિમો પાસેથી જે દેશમાં વસતો હોય તે દેશ પ્રત્યેની રાષ્ટ્રભક્તિ કલ્પવી પણ અશક્ય છે. જ્યાં ઈસ્લામનું શાસન હોય ત્યાં તેનો પોતાનો દેશ છે. બીજા શબ્દોમાં કહીએ તો, હિંદને તેની માતૃભૂમિ તરીકે સ્વીકારવાના અને હિંદુઓને તેના બાંધવો તરીકે સ્વીકારવાની છૂટ ઈસ્લામ કોઈ પણ સાચા મુસ્લિમને નહિ આપે. તેથી જ કદાચ, મહાન હિંદી છતાંય મુસ્લિમ મૌલાના મહમદઅલીએ હિંદમાં દફનાવા કરતા યેરૂશેલમમાં દફનાવવાનું વધુ પંસદ કર્યું.

મુસ્લિમ નેતાઓના આ વૈચારિક રૂપાંતરનું કારણ તેમના અભિપ્રાયમાં આવેલા કોઈ અપ્રામાણિક, ફેરફારને નહિ ગણાવી શકાય. તે પાકિસ્તાનના નવા નામે પ્રતીકરૂપ બનેલા નવા ધ્યેયનો નિર્દેશ કરતી નૂતન દૃષ્ટિનું પરોઢ લાગે છે. સૌ પ્રથમ મુસ્લિમોએ આ નવા ભવિષ્યની ભક્તિ શરૂ કરી હોય તેવું લાગે છે. પણ ખરેખર તેવું નથી. આ ભક્તિ નવી છે. કારણ કે તેમના નવા ધ્યેયનો સૂરજ જે વાદળોમાં ક્યારનોય સંતાઈ રહ્યો હતો તે હવે પૂરા તેજે હજી હમણાં જ પ્રકાશ્યો છે.આ નવા ધ્યેયનું આકર્ષણ મુસ્લિમોને તેના પ્રત્યે આકર્ષશે જ. તે ખેંચાણ એટલું તો પ્રબળ છે કે શ્રી જિન્નાહ જેવા લોકો પણ તે ઉગ્રતાથી કંપી ગયા છે અને તેના બળનો પ્રતિકાર કરી શક્યા નથી. આ ધ્યેય હિંદના નકશા

પર નક્કર સ્વરૂપે તેનો પ્રસાર કરે છે. જે કોઈને નકશા પર નજર નાખે છે તે તેને ટાળી નહિ શકે.

જાણે કે મુસ્લિમો માટેના અલગ રાષ્ટ્રીય રાજ્ય તરીકે વિધાતાએ એને વિચારપૂર્વક યોજ્યું હોય તે રીતે તે ત્યાં પડયું છે. આ નવું ભાગ્ય સહેલાઈથી તૈયાર થવા અને મૂર્ત સ્વરૂપમાં મુકાવા સમર્થ છે એટલું જ નહિ બલ્કે આકર્ષક પણ છે કારણ કે તમામ મુસ્લિમ બિરાદરીને એક ઇસ્લામી રાજ્યમાં જોડવાનો મુસ્લિમ ખ્યાલ સાકાર કરવાની સંભાવનાઓ તે ખુલ્લી કરે છે અને આમ જ દેશના તેઓ હોય તેની રાષ્ટ્રીયતા અપનાવીને જુદા જુદા દેશોમાં મુસ્લિમ ભયને ટાળે છે અને તે દ્વારા ઇસ્લામી ભાઈચારાને વેરવિખેર કરે છે.[1] હિંદુસ્તાનથી પાકિસ્તાન અલગ પડતાં, ઈરાન, ઈરાક, અરેબિયા, તુર્કસ્તાન તથા ઈજિપ્ત મુસ્લિમ દેશોનું કોન્સ્ટેન્ટિનોપલથી ઇલ્લામી રાજ્યમાં લાહોર સુધીના એક ઈસ્લામી રાજયનું સમવાયતંત્ર રચે છે. આ નવા ભાગ્યના ઝળહળાટથી આકર્ષાઈને હિંદી વિશ્વમાં મુસ્લિમોના સ્થાન અંગેના તે પોતાના વિચાર બાબત જે મુસલમાન ફેરફાર ન કરે તે ખરેખર મૂર્ખ હોવો જોઈએ.

આ ભાગ્ય એટલું તો સ્પષ્ટ છે કે એને પોનાનું બનાવવામાં મુસ્લિમોએ આટલો લાંબો સમય કેમ લીધો તે જ એક આશ્ચર્યકારક ઘટના છે. એવાય પુરાવા છે કે તેમાંના કેટલાક તો ખૂબ વહેલા એટલે કે ઈ.સ. ૧૯૨૩થી જાણતા હતા કે આ જ મુસ્લિમોનું અંતિમ ભાગ્ય છે. આના સમર્થનમાં, વાયવ્ય સરહદી પ્રાંતના નક્કી કરેલા જિલ્લાઓ અને ફિરકાઓના વિસ્તારો વચ્ચેના વહીવટી સંબંધોનો તથા આ નક્કી કરેલા જિલ્લાઓને પંજાબ સાથે જોડવા અંગેનો અહેવાલ આપવા સર ડેનિસ બ્રેની અધ્યક્ષતામાં તેજ વર્ષે હિંદ સરકારે નીમેલી વાયવ્ય સરહદી પ્રાંત સમિતિ સમક્ષ સાક્ષી તરીકે ઊભા રહેલા ખાનસાહેબ સરદાર એમ. ગુલખાનની જુબાની જોઈ શકાય છે. તેમની જુબાનીનું મહત્ત્વ શ્રી એન. એમ. સમર્થ સિવાય સમિતિના કોઈ સભ્યને સમજાયું નહોતું અને શ્રી સમર્થ એક જ એવા સભ્ય હતા જેમણે તેમના લઘુમતી અહેવાલમાં આ પ્રત્યે ધ્યાન ખેચ્યું

૧ સર મહમ્મદ ઈકબાલે હિંદના મુસલમાનો સહિત સહુ કોઈ મુસ્લિમોમાં બિનમુસ્લિમ દેશ પ્રત્યેની, માતૃભૂમિ જેવા બંધન જેવી રાષ્ટ્રીયતા દઢતાથી વખોડી કાઢી હતી.

હતું. તેમના અહેવાલનું નીચેનું અવતરણ આ નવા ભાગ્યની ઉત્ક્રાંતિના ઇતિહાસની કાળી બાજુ પ્રગટ કરે છે.[1] સમર્થ કહે છે :

"આ સમિતિ સામે સાક્ષી તરીકે એવી બીજી કોઈ વ્યક્તિ નહોતી કે જે પોતાની જાણકારી તથા પોતાના અનુભવે વાયવ્ય સરહદી પ્રાંત અને સ્વતંત્ર કબીલાઓ પર જ નહિ પરંતુ બલુચિસ્તાન, પર્શિયા તથા અફઘાનિસ્તાન વિશે અધિકાર સાથે બોલવાનો દાવો કરી શકે. સાક્ષી તરીકે એવો દાવો તેમણે એકલાએ જ કર્યો. નોંધપાત્ર ઘટના તો એ છે કે ઈસ્લામી અંજુમન, ડેરા ઈસ્માઈલખાનના પ્રમુખ સાક્ષી તરીકે સમિતિ સમક્ષ તેઓ હાજર રહ્યા, આ સાક્ષી (ખાનસાહેબ સરદાર મહમ્મદ ગુલખાન)ને મેં પૂછ્યું : ધારો કે જો સરહદી, પ્રાંતની સરકાર સિંધની સરકારના ધોરણે રચાય તો સિંધ જેમ મુંબઈ પ્રાંતનો ભાગ છે તેમ આ પ્રાંત પંજાબનો ભાગ બની જાય તે અંગે તમારે શું કહેવું છે ?' તેમણે મને, તેમના જવાબ દરમિયાન આવો જવાબ આપ્યો: 'ઈસ્લામને તથા રાષ્ટ્રસંઘના મુસ્લિમોના ખ્યાલને જયાં સુધી સંબંધ છે ત્યાં સુધી હું તેનો વિરોધી છું.' તેમનો આવો જવાબ સાંભળી મેં તેમને કેટલાક વધુ પ્રશ્નો પૂછ્યા. તેમણે તેના નિખાલસ કશાય ડોળ-દંભ વિના, સ્પષ્ટ ઉત્તરો આપ્યા. તેનો પ્રસ્તુત ભાગ હું નીચે ટાંકું છું :

'પ્રશ્ન : તમારા અંજુમનના ખ્યાલ પાછળ અખિલ ઈસ્લામવાદનો ખ્યાલ રહ્યો છે અને તે ખ્યાલ એવો છે કે ઈસ્લામ તે રાષ્ટ્રસંઘ છે અને આથી જ આ પ્રાંતનું પંજાબ સાથે જોડાણ તે ખ્યાલને હાનિકારક, પૂર્વગ્રહયુક્ત બને. તમારા વિચાર સાથે સંમત થતા બધા જ આવું ભારપૂર્વક વિચારે છે ને ? ખરું ને ?'

'ઉત્તર : હા, પણ મારે કંઈક વિશેષ કહેવું છે. તેમનું માનવું એવું છે કે હિંદુ-મુસ્લિમ એકતા તે ક્યારેય વાસ્તવિક હકીકત નહિ બને, તે ક્યારેય સિદ્ધ નહિ થાય અને તેઓ એમ માને છે કે આ પ્રાંત અલગ તથા ઈસ્લામ અને બ્રિટિશ રાષ્ટ્રસંઘ વચ્ચે કડીરૂપ રહેવો જોઈએ. ખરેખર તો, જયારે મને પૂછવામાં આવ્યું કે મારો અભિપ્રાય શો છે - અંજુમનના એક સભ્ય તરીકે હું મારો આ અભિપ્રાય આપું છું - ત્યારે કહું છું કે અમે હિંદુઓ તથા મુસ્લિમોની અલગતાને,

૧ વાયવ્ય સરહદી પ્રાંત તપાસ સમિતિનો અહેવાલ, ૧૯૨૪, પૃ. ૧૨૨-૨૩.

૨૩ કરોડ હિંદુઓ દક્ષિણમાં વસે અને ૮ કરોડ મુસ્લિમો ઉત્તરમાં વસે તેને અમે વધુ પસંદ કરીશું. રાસ્કુમારીથી[1] આગ્રા સુધીનો આખો પ્રદેશ હિંદુઓને આપો અને આગ્રાથી પેશાવર સુધીનો આખો પ્રદેશ મુસ્લિમોને આપો. મારો કહેવાનો મતલબ છે એક સ્થળેથી બીજે સ્થળે સ્થળાંતર. આ ફેરબદલીનો ખ્યાલ છે. આ સંદતર નાબૂદીનો ખ્યાલ નથી. અત્યારે બોલ્શેવિઝમ અંગત મિલકતના સ્વામીત્વનો નાશ કરી રહ્યો છે. તે બધાનું જ રાષ્ટ્રીયકરણ કરે છે. પણ આ ખ્યાલ તો માત્ર ફેરબદલી સાથે જ સંબંધિત છે. જો કે, આ અવ્યવહારુ છે પણ જો તેને વ્યવહારુ બનાવવામાં આવે તો બીજા કશાક કરતાં અમે આ માગીશું.'

'પ્રશ્ન : આજ ખ્યાલ સર્વોપરી હોવાને કારણે પંજાબ સાથે જોડાણ ન ઈચ્છવાની તમને ફરજ પડે છે ?'

'ઉત્તર : ચોક્કસ.'

* * *

'પ્રશ્ન : જ્યારે તમે ઈસ્લામી રાષ્ટ્રસંઘનો ઉલ્લેખ કર્યો ત્યારે તમારા મનમાં તેનું ધાર્મિક પાસું તેના રાજકીય પાસા કરતાં વધુ મહત્ત્વનું હતું ને ?'

'ઉત્તર : અલબત્ત, રાજકીય પાસું. અંજુમન તે રાજકીય સંસ્થા છે. અલબત્ત, આમ તો જે કંઈ મુસ્લિમ છે તે ધાર્મિક છે પણ અંજુમન રાજકીય સંસ્થા છે.'

'પ્રશ્ન : હું તમારા અંજુમનની વાત નથી કરતો પણ હું મુસ્લિમોની વાત કરું છું. હું તે જાણવા માગું છું કે ઈસ્લામી રાષ્ટ્રસંઘ વિશે મુસ્લિમો શું માને છે, તેમના મનમાં મુખ્ય શો ખ્યાલ છે. તે ધાર્મિક પાસા અંગે છે કે રાજકીય પાસા અંગે ?'

'ઉત્તર : તમે જાણો છો તેમ ઈસ્લામ રાજકીય પણ છે અને ધાર્મિક પણ છે.'

'પ્રશ્ન : એટલે જ રાજકારણ તથા ધર્મ એકબીજા સાથે સંકળાયેલાં છે.'

'ઉત્તર : હાસ્તો, ચોક્કસ.'

* * *

૧ આ મૂળમાં છે કદાચ તે 'કન્યાકુમારી'નો મુદ્રણદોષ હશે.

વાયવ્ય સરહદી પ્રાંતને પંજાબ સાથે જોડવાનો ઈનકાર કરી પઠાણોનો એક અંલગ પ્રાંત રચવો તે પઠાણોનું અફઘાનિસ્તાન તથા હિંદ બહારના દેશો સાથે જોડાણ જોતાં કેટલું ખતરનાક હતું તે દર્શાવવાના મર્યાદિત હેતુના સમર્થનમાં જ શ્રી સમર્થે આ જુબાનીનો ઉપયોગ કર્યો હતો. પણ આ જુબાની એવો નિર્દેશ કરી જાય છે કે પાકિસ્તાનની યોજના નીચે જે ખ્યાલ છે તેણે ઈ.સ. ૧૯૨૩ પહેલાં જ જન્મ લઈ લીધો હતો.

ઈ.સ. ૧૯૨૪માં, મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓનો અમલ વાયવ્ય સરહદી પ્રાંતમાં કરવા અંગે તે જ વર્ષે મુંબઈમાં યોજાયેલા મુસ્લિમ લીગના અધિવેશનમાં રજૂ થયેલા ઠરાવ પર બોલતાં શ્રી મહમદઅલીએ એમ કહેવાય છે કે તેવું સૂચવ્યું હતું કે હિંદ સાથે જોડાવું કે કાબુલ સાથે જોડાવું તે સરહદી પ્રાંતના મુસ્લિમોનો આત્મનિર્ણયનો અધિકાર છે.[૧] તેમણે એક અંગ્રેજના કથનને પણ ટાંક્યું હતું. તે અંગ્રેજે એમ કહ્યું હતું કે જો કોન્સ્ટેન્ટિનોપલથી દિલ્હી સુધી એક સીધી રેખા દોરાય તો તે શહરાનપુર સુધીના મુસ્લિમ પ્રદેશનો નિર્દેશ કરશે. શક્ય છે કે શ્રી સમર્થે જે જુબાનીનો ઉલ્લેખ કર્યો તેમાં ઉદ્‌ભવેલી પાકિસ્તાનની યોજના શ્રી મહમદઅલી જાણતા હોય અને પાકિસ્તાનના અફઘાનિસ્તાન સાથેના અંતિમ જોડાણની જે વાત તે સાક્ષીએ નહોતી કરી તે તેમણે અજાણપણે પ્રગટ કરી દીધી હોય !

ઈ.સ. ૧૯૨૪ તથા ઈ.સ ૧૯૩૦ના સમયગાળામાં મુસ્લિમોએ આ યોજના અંગે કશું ન કહ્યું કે ન કશું કર્યું. મુસ્લિમોએ તે દફનાવી દીધી અને એક રાષ્ટ્રના પરંપરાગત સિદ્ધાંત પર ભાગલાને બદલે રક્ષણો અંગે હિંદુઓ સાથે વાટાઘાટો કરી. પણ ઈ.સ. ૧૯૩૦માં, જ્યારે ગોળમેજી પરિષદની કાર્યવાહી ચાલતી હતી ત્યારે કેટલાક મુસ્લિમોએ પાકિસ્તાન ગોળમેજી પરિષદ સ્વીકારે તે હેતુ માટે લંડનને વડું મથક બનાવી તેમની પોતાની સમિતિ બનાવી. આ સમિતિએ પાકિસ્તાનના સમર્થનમાં પત્રિકાઓ તથા પરિપત્રો પ્રસિદ્ધ કર્યાં અને ગોળમેજી પરિષદના સભ્યોને મોકલી આપ્યાં. ત્યારે પણ કોઈએ પણ તેમાં કોઈ

૧ આના સંદર્ભ માટે ૧૯૨૫ની ૧૧મી એપ્રિલે કલકત્તામાં યોજાયેલા હિંદુ મહાસભાના અધિવેશનમાં લાલા લજપતરાયે આપેલું અધ્યક્ષીય પ્રવચન જુઓ. તે પ્રગટ થયું છે. ઈન્ડિયન ક્વાર્ટલી રજિસ્ટર, ૧૯૨૫, ગ્રંથ ૧, પૃ. ૩૭૯-૫૨૧.

રસ ન લીધો અને ગોળમેજી પરિષદના મુસ્લિમ સભ્યોએ પણ તેને કોઈ રીતે સમર્થન ન આપ્યું.[૧]

સંભવ છે કે પ્રારંભમાં મુસ્લિમોને એવું લાગ્યું હોય કે આ ભાગ્ય સાકાર ન કરી શકાય તેવું એક માત્ર સ્વપ્ન હતું. સંભવ છે કે પાછળથી જ્યારે તેમને એમ લાગ્યું હોય કે તે સાકાર કરી શકાશે ત્યારે પણ અંગ્રેજો તથા હિંદુઓને તે અંગે સંમત કરવા જેટલા તે વ્યવસ્થિત રીતે સંગઠિત નહોતા એટલે તેમણે તે પ્રશ્ન ન ઉઠાવ્યો હોય. ગોળમેજી પરિષદમાં મુસ્લિમોએ પાકિસ્તાન માટે કેમ દબાણ ન કર્યું તે સમજાવવું મુશ્કેલ છે. કદાચ તે જાણતા હતા કે આ યોજના અંગ્રેજોને દુભવશે[૨] અને તેમના અને હિંદુઓ વચ્ચેના ચૌદ મુદ્દા પરના વિવાદમાં તેમને અંગ્રેજો પર આધાર રાખવાનો હતો અને તેથી પૂરા મુત્સદ્દી હોવાથી અને બિસ્માર્કના કથન પ્રમાણે રાજકારણ તે હંમેશ શક્યતાની રમત હોય તેવું તે જાણતા હોવાથી તેમણે રાહ જોવાનું અને ચૌદ મુદ્દાના વિવાદ પર પોતાના પક્ષમાં અંગ્રેજોનો નિર્ણય આવે ત્યાં સુધી દાંતિયા ન કરવાનું પસંદ કર્યું.

પાકિસ્તાનની યોજના રજૂ કરવાના વિલંબ અંગે એક બીજો પણ ખુલાસો છે. તે વધુ શક્ય છે કે હજી હમણાં સુધી મુસ્લિમ નેતાઓ પાકિસ્તાનનું તાત્ત્વિક વાજબીપણું જાણતા નહોતા. આખરે તો હિંદની રાજકીય શેતરંજ પર પાકિસ્તાન નાનીસૂની ચાલ નહોતી. અત્યાર સુધીમાં ચાલવામાં આવેલી ચાલમાં તે મોટામાં મોટી ચાલ હતી. કારણ કે તે દેશને છિન્નભિન્ન કરતી હતી. જો કોઈ મુસલમાન તેની હિમાયત કરવા બહાર આવવાનું સાહસ કરે તો તેને જરૂર પૂછવામાં આવે કે આવી હિંસક યોજનાને સમર્થન આપતાં માટે તેની પાસે નૈતિક અને તાત્ત્વિક વાજબીપણું શું ? તે રીતે પાકિસ્તાનનું તાત્ત્વિકપણું હજી સુધી તે કેમ ન શોધી શક્યા તેનું કારણ પણ સમજી શકાય તેવું નથી. આથી જ, હિંદના મુસ્લિમો

૧ જો એક સમાન કેન્દ્રીય સરકાર સામેના વિરોધને જ પાકિસ્તાનની યોજનાનું મહત્ત્વનું લક્ષણ ગણીએ તો ગોળમેજી પરિષદના એકમાત્ર સભ્ય સર મહમ્મદ ઈકબાલે જ નામ દીધા વિના તેનો ઉલ્લેખ કર્યો હતો તેવું કહી શકાય. ગોળમેજી પરિષદની ત્રીજે બેઠકમાં તેમણે કહ્યું હતું કે હિંદમાં કેન્દ્ર સરકાર ન હોવી જોઈએ અને હિંદી વજીર સાથે સીધો સંપર્ક ધરાવતા પ્રાંતો સ્વાયત્ત તથા સ્વતંત્ર પ્રદેશો હોવા જોઈએ.

૨ એમ કહેવાય છે કે જેઓ તેના પક્ષમાં નહોતા તેવા અંગ્રેજ અધિકારીઓ સાથે તેની ખાનગીમાં ચર્ચા થઈ હતી. તેમની નાખુશી વહોરવી પડશે તેવા ભયે મુસ્લિમોએ તેનો આગ્રહ ન રાખ્યો હોય તેવી સંભાવના ખરી.

વિશે બોલતા મુસ્લિમ નેતાઓ તેમને કોમ કે લઘુમતી તરીકે ઓળખાવતા હતા. મુસ્લિમ રાષ્ટ્ર એવું તેમણે ક્યારેય નહોતું કહ્યું. કોમ અને રાષ્ટ્ર વચ્ચેનો ભેદ પાતળો છે અને તેમ ન હોય તો પણ બધા જ કિસ્સાઓમાં તે એટલો બહાર આવતો નથી. પ્રત્યેક રાજય વત્તેઓછે અંશે એક સંમિશ્ર રાજય હોય છે અને મોટા ભાગના તેવાં રાજયોમાં જુદી જુદી ભાષાઓ, ધાર્મિક આચારો અને જુદી જુદી સામાજિક પરંપરાઓ સાથે વસ્તીની ભારે વિવિધતા હોય છે, જે મુક્ત રીતે જોડાયેલાં જૂથોનો સમુદાય હોય છે. કોઈ રાજય એક અંખડ સમાજ, વિચાર તથા કાર્યોને સમાવતી વ્યાપક સંસ્થા નથી. આવી પરિસ્થિતિ હોવાથી કોઈ એક સમૂહ, પોતાનામાં રાષ્ટ્ર હોવાના તત્ત્વો હોવા છતાંય પોતાને ભૂલથી કોમ તરીકે ઓળખાવે. બીજું, અગાઉ ઉલ્લેખ્યું તેમ, તેમનામાં રાષ્ટ્ર બનવાનાં બધાં તત્ત્વો હોવા છતાં રાષ્ટ્રીય ચેતના ન ધરાવતા હોય.

વળી, લઘુમતીના અધિકારો તથા સંરક્ષણોની દૃષ્ટિએ આ ભેદ મહત્ત્વનો નથી. કોઈ પણ લઘુમતી ભલે પછી તે કોમ હોય કે રાષ્ટ્ર, તે લઘુમતી જ છે અને લઘુમતી રાષ્ટ્રના અધિકારો તથા રક્ષણો, લઘુમતી કોમના અધિકારો કે રક્ષણોથી ઝાઝાં જુદાં નથી. જે રક્ષણ માગવામાં આવે છે તે લઘુમતી પરની બહુમતીની ક્રૂરતા સામેનું છે અને એકવાર લઘુમતી પર બહુમતીની ક્રૂરતાની શક્યતા પુરવાર થઈ જાય તો પછી રક્ષણ માગવા પ્રેરાતી તે લઘુમતી રાષ્ટ્ર છે કે કોમ તેનું ઝાઝું મહત્ત્વ નથી. કોમ તથા રાષ્ટ્રમાં તફાવત નથી તેવું નથી. તફાવત ખરેખર ખૂબ મોટો છે. ટૂંકમાં કહીએ તો, એક બહુમતી કે લઘુમતી કોમ બીજી કોમોથી ગમે તેટલી જુદી હોય, ગમે તેટલી વિરોધી હોય તોપણ તે સહુના અંતિમ ભાગ્ય અંગે તો બીજા બધાની સાથે જ હોય છે. જ્યારે રાષ્ટ્ર તો રાજયના અન્ય ઘટકોથી માત્ર જુદું જ નથી પણ રાજયના અન્ય ઘટકો જે ભાગ્ય ધરાવતા હોય છે તેનાથી સાવ જુદા જ ભાગ્યમાં માને છે અને તેને વળગી રહે છે. મને તો આ તફાવત એટલો ઊંડો લાગે છે કે કોમને રાષ્ટ્રથી અલગ તારવવાની કસોટી કરવા માટે તેને અપનાવતાં હું ખચકાટ ન અનુભવું. જે લોકો મતભેદો છતાંય પોતાને માટે તથા પોતાના વિરોધીઓ માટે સમાન ભાગ્ય સ્વીકારે છે તે કોમ છે. પણ જે લોકો બીજાથી માત્ર ભિન્ન છે એટલું

જ નહિ પણ પોતાને માટે બીજાઓએ સ્વીકારેલા ભાગ્યને સ્વીકારવાનો ઈનકાર કરે છે તે લોકો એક રાષ્ટ્ર છે. આ સમાન ભાગ્યનો સ્વીકાર કે અસ્વીકાર તે જ માત્ર સમજાવી શકે કે અસ્પૃશ્યો, ખ્રિસ્તીઓ અને પારસીઓ હિંદુઓ સાથેના સંબંધમાં કેમ કોમો જ છે અને મુસ્લિમો હિંદુઓ સાથેના સંબધમાં કેમ રાષ્ટ્ર છે. આમ, રાજકારણમાં ભાગ્યની દષ્ટિએ અંતિમ ભાગ્ય અંગેના ભેદ જેટલો જ આ ભેદ અત્યંત મહત્ત્વનો છે. આ ભેદનું ગતિશીલ સ્વરૂપ નકારી શકાશે નહિ. જો તે ભેદ ચાલુ રહે તો તે રાજ્યના ટુકડાઓમાં જ પરિણમે. પણ જ્યાં રક્ષાણોનો પ્રશ્ન છે ત્યાં કોમ કે રાષ્ટ્ર વચ્ચે કોઈ ભેદ ન હોઈ શકે. રાષ્ટ્ર જેટલાં રક્ષાણો માગી શકે તેટલાં જ રક્ષાણોનો કોમને અધિકાર છે.

પાકિસ્તાનનું તાત્ત્વિક વાજબીપણું શોધવામાં વિલંબનું કારણ એ છે કે મુસ્લિમ નેતાઓ મુસ્લિમોને કોમ અને લઘુમતી તરીકે ઓળખાવવા ટેવાઈ ગયા હતા. આ શબ્દોના ઉપયોગે તેમને ખોટે માર્ગે દોર્યા અને તેમનો કરુણ રકાસ થયો. તેમણે પોતાની જાતને લઘુમતી તરીકે ઓળખાવી એટલે રક્ષાણો માગ્યા સિવાયનો બીજો કોઈ માર્ગ તેમને માટે ખુલ્લો નથી એવું તેમને લાગ્યું અને તે માટે જ તેઓ લગભગ અર્ધી સદી સુધી ઝઝૂમ્યા. જો તેમને સૂઝ્યું હોત તો પોતાની જાતને લઘુમતી તરીકે ઓળખાવીને ન બેસી રહેત પણ લઘુમતી કોમ તથા લઘુમતી રાષ્ટ્ર વચ્ચેના ભેદ તારવવા તે આગળ વધ્યા હોત અને તો તેઓ પાકિસ્તાનના તાત્ત્વિક વાજબીપણાનો માર્ગ શોધવા આગળ વધ્યા હોત. તેવું જો બન્યું હોત તો મહદંશે પાકિસ્તાન અત્યારે આવ્યું તે પહેલાં ઘણું પહેલું આવ્યું હોત.

ગમે તે હોય પણ હકીકત એ રહે છે જ કે મુસ્લિમોમાં સંપૂર્ણ પરિવર્તન આવ્યું છે અને આ પરિવર્તન કોઈ ગુનાપ્રેરિત પ્રલોભનને કારણે નહિ પરંતુ તેમના સાચા અને અંતિમ ધ્યેય ભાગ્યના જ્ઞાનને કારણે આવી છે. પણ છેલ્લા વીસ વર્ષના હિંદુ-મુસ્લિમ રાજકારણનો જેમણે અભ્યાસ કર્યો છે તે એ તો કબૂલશે જ કે આ પરિવર્તન, આ બંનેનું અલગ થવાનું આગળ વધતું જ હતું કારણ કે હિંદુ-મુસ્લિમ રાજકારણનો પથ કરુણ તથા અશુભ સમાંતરતાથી અંકિત હતો. હિંદુઓ તથા મુસ્લિમોએ સમાંતર પંથો કંડાર્યા હતા. નિ:શંક, તેઓ એક

જ દિશામાં આગળ વધ્યા હતા પરંતુ એક જ માર્ગે તેમણે ક્યારેય પ્રવાસ કર્યો નહોતો. ઈ.સ. ૧૮૮૫માં હિંદીઓના રાજકીય અધિકારોને સમર્થન આપવા હિંદુઓએ કૉંગ્રેસની શરૂઆત કરી. કૉંગ્રેસમાં જોડાવાના હિંદુઓના પ્રલોભનો મુસ્લિમોએ નકારી કાઢ્યાં. ઈ.સ. ૧૮૮૫થી ઈ.સ. ૧૯૦૬ વચ્ચેના ગાળામાં મુસ્લિમો હિંદુ રાજકારણના પ્રવાહથી અલિપ્ત રહ્યા. ઈ.સ. ૧૯૦૬માં મુસ્લિમોએ રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેવો જોઈએ તેવી તેમને જરૂરિયાત લાગી. ત્યારે પણ મુસ્લિમોના રાજકીય જીવનનો પ્રવાહ વહેતો રાખવા માટે તેમણે તેમની અલગ નહેર ખોદી. આ પ્રવાહ પર મુસ્લિમ લીગ નામની અલગ રાજકીય સંસ્થાનું નિયંત્રણ રહેવાનું હતું. મુસ્લિમ લીગની સ્થાપના પછી, મુસ્લિમ રાજકારણનાં નીર આ અલગ નહેરમાં વહ્યાં છે. માત્ર વિરલ પ્રસંગો સિવાય, કૉંગ્રેસ તથા મુસ્લિમ લીગ બંને અલગ રહ્યાં છે, બંનેએ અલગ કામ કર્યું છે. તેમનાં ધ્યેયો અને હેતુઓ હંમેશાં એકસરખા રહ્યાં નથી. તેમનાં વાર્ષિક અધિવેશનો એક જ સ્થળે યોજવાનું તેમણે ટાળ્યું છે. - રખેને એકનો પડછાયો બીજા પર પડી જાય. એવું નથી કે કૉંગ્રેસ અને લીગ મળ્યાં નથી. બંને મળ્યાં છે પણ માત્ર વાટાઘાટો માટે. ક્યારેક તે વાટાઘાટો સફળ થઈ છે પણ મોટેભાગે તે નિષ્ફળ ગઈ છે. ઈસ. ૧૯૧૬માં લખનૌમાં તે બંને મળ્યાં હતાં અને તેમના પ્રયત્નોને સફળતા મળી હતી. ઈસ. ૧૯૨૫માં મળ્યાં પણ સફળ ન થયાં. ઈ.સ. ૧૯૨૮માં, મુસ્લિમોનું એક જૂથ કૉંગ્રેસને મળવા તૈયાર હતું પણ બીજા જૂથે ના પાડી. અંગ્રેજો પર આધાર રાખવાનું તેણે પસંદ કર્યું. માત્ર ખિલાફતની ચળવળ વખતે બંને નહેરોના પ્રવાહે તેમનો નિયત માર્ગ છોડયો અને એક નહેરમાં એક પ્રવાહરૂપે વહ્યાં. ઈશ્વર જેમને એકઠા કરવા માગતો હતો. તેવાં નીરને કોઈ છૂટું પાડી નહિ શકે તેવું મનાતું હતું. પણ તેય આશા ઠગારી નીવડી. એવું જણાયું કે આ બંને પાણીના દ્રવ્યોમાં જ એવું કંઈક હતું જે તેમને અલગ પડવા ફરજ પાડશે. તેમના સંગમના થોડાક જ વર્ષોમાં અને જેવું ખિલાફતના હેતુનું મહત્ત્વ ઘટી ગયું કે તરત જ એક પ્રવાહના પાણીએ, દેહમાં પ્રવેશતા રોગ પ્રત્યે વ્યક્તિ પ્રતિકાર કરે તેમ બીજા પ્રવાહના અસ્તિત્વનો ઉગ્ર પ્રતિકાર કર્યો. પ્રત્યેક પ્રવાહે બીજાને ફેંકી દેવાની અને અલગ પડવાની વૃત્તિ દેખાડવાની શરૂઆત કરી. પરિણામ એ આવ્યું

કે જયારે તે પ્રવાહો અલગ પડયા ત્યારે અધીર વેગ તથા એકબીજા પ્રત્યેની એટલી જોરદાર ઉગ્રતાથી અલગ પડયા - જો પાણી વિશે આ શબ્દોનો પ્રયોગ થઈ શકે તો - કે ત્યાર પછી પહેલાં કરતાંય વધુ ઊંડી તથા પરસ્પરથી વધુ દૂર રહેલી નહેરોમાં તે વહેવા લાગ્યાં. જે ઝરામાં તે કામચલાઉ સમય માટે એકત્રિત થયાં હતાં તેમાંથી તે એટલી ઝડપથી તથા એટલી ઉગ્રતાથી અલગ પડયાં કે તેમણે તેમના પ્રવાહની દિશા પણ બદલી. એકવાર દિશા સમાંતર હતી. હવે તે પ્રવાહો પરસ્પરના વિરોધી છે. એક પ્રવાહ પહેલાંની જેમ પૂર્વમાં વહે છે. તો બીજા પ્રવાહોએ વિરોધી દિશા-પશ્ચિમમાં વહેવાનું શરૂ કર્યું છે. આ ખાસ અલંકાર પ્રત્યે કોઈ પણ પ્રકારનો સંભવિત વિરોધ બાજુએ રાખીએ તોપણ, મને ચોકકસ ખાતરી છે કે હિંદુ-મુસ્લિમ રાજનીતિના ઈતિહાસનું આ ખોટું અધ્યયન છે તેવું કહી શકાશે નહિ. જો કોઈ આ સમાંતરતાને મનમાં રાખશે તો તેને જણાશે કે આ પરિવર્તન કંઈક અચાનક થયું નથી. કેમકે જો પરિવર્તન એ જ ક્રાંતિ હોય તો હિંદુ-મુસ્લિમ રાજકારણમાં સમાંતરતા તે ઉત્ક્રાંતિ દર્શાવે છે. મુસ્લિમ રાજકારણ સમાંતર પ્રવાહમાં જ વહ્યું હોય અને તે હિંદુ રાજકારણના પ્રવાહમાં ક્યારેય ન ભળ્યું હોય તે હિંદના આધુનિક ઈતિહાસની વિચિત્ર હકીકત છે. આમ પોતાને છૂટા પાડવામાં મુસ્લિમો જેનું કારણ પોતે પણ નથી જણાવી શકતા તેવી કોઈ ગૂઢ ભાવનાથી પ્રભાવિત થયા હતા અને મૂળ તે નિર્ધારિત કરી શકયા ન હતા. છતાં જે તેમને હિંદુઓથી અલગ રહેવા દોરતો હતો તેવા અદશ્ય હાથથી દોરાતા હતા. આ ગૂઢભાવના, આ અદશ્ય હાથ તે બીજું કંઈ જ નહિ પણ તેમના પૂર્વનિયત ભાગ્યનું પ્રતીક બનેલું પાકિસ્તાન હતું. જે જેને તેઓ જાણતા ન હતા પણ જે તેમની અંદર તો કામ કરતું જ હતું. આ રીતે જોતાં, પાકિસ્તાનના ખ્યાલમાં કશું જ નવું નથી, કશું જ આકસ્મિક નથી. માત્ર એક જ ઘટના બની છે અને તે એ કે પહેલાં જે અસ્પષ્ટ હતું તે હવે પૂર્ણ તેજે પ્રગટ થયું છે અને જે નામવિનાનું હતું તેણે નામ ધારણ કર્યું છે.

૬

આખી ચર્ચાનું સમાપન કરતાં એમ દેખાય છે કે સ્વતંત્ર હિંદ સાથે કે તે સાંસ્થાનિક હિંદ સાથે પણ અખંડ હિંદની શકયતા જ અસંગત લાગે છે. હિંદ

એક અને અખંડ રહેશે તે આધાર પર તો તેના ભવિષ્ય પર વિશાળ રીતે અંકિત થયેલી સ્વાતંત્ર્યની તેની સઘળી આશાઓ વિફળ બનશે. જો રાષ્ટ્રીય ભાગ્ય તરીકે સ્વાતંત્ર્યનો વિચાર કરાશે તોય હતાશા જ છે. કારણ કે હિંદુઓ તે માર્ગ નહિ અપનાવે. તેમ કરવા માટે તેમની પાસે કારણ છે. તેમને ડર છે કે તે માર્ગે હિંદુઓ પર મુસ્લિમોનું પ્રભુત્વ રહેલું છે. હિંદુઓ જુએ છે કે સ્વાતંત્ર્ય માટેની મુસ્લિમ હિલચાલ નિર્દોષ નથી. તે તો હિંદુઓને અંગ્રેજોના રક્ષાકવચમાંથી બહાર કાઢી ખુલ્લામાં લાવવાની અને પછી પડોશી મુસ્લિમ રાષ્ટ્રો સાથે મૈત્રી કરી તેમની સહાયથી તેમને ગુલામ બનાવવા માટેની હિલચાલ છે. સ્વતંત્રતા તે મુસ્લિમોનું સાધ્ય નથી પણ તે તો માત્ર મુસ્લિમરાજ સ્થાપવાનું સાધન છે. જો રાષ્ટ્રીય ભાગ્ય તરીકે સાંસ્થાનિક દરજ્જાનો વિચાર કરાશે તોય હતાશા જ છે કારણ કે મુસ્લિમો તેને સ્વીકારવા સંમત નહિ થાય. તેમને ડર છે કે સાંસ્થાનિક દરજ્જામાં હિંદુઓ એક વ્યક્તિ, એક મત તથા એક મત, એક મૂલ્યના સિદ્ધાંતનો લાભ લઈ તેમના પર હિંદુરાજ સ્થાપશે અને મુસ્લિમોને મહત્ત્વ આપીને તે સિદ્ધાંતના લાભને ગમે તેટલો ઘટાડવામાં આવે તોય પરિણામે હિંદુઓ દ્વારા ચાલતી, હિંદુઓ માટેની, હિંદુઓની જ સરકાર આવશે તે નકકી. એટલે જો હિંદ એક અને અખંડ રહેશે તેવો જ આગ્રહ રખાય તો તેના ભાગ્યની સંપૂર્ણ હતાશા જ હિંદના નસીબમાં લખાયેલી લાગે છે.

તે પણ એક વિચારવા જેવો પ્રશ્ન છે કે અખંડ હિંદ તે લડવાયોગ્ય આદર્શ છે કે કેમ. સૌપ્રથમ તો એ કે હિંદ એક અને અખંડ રહે તોપણ તે કયારેય સુગ્રથિત અખંડ દેશ નહિ હોય. એક અખંડ દેશ તરીકે કદાચ હિંદ નામનું જ ઓળખાય પણ હકીકતમાં તો તે બે અલગ દેશો - પાકિસ્તાન તથા હિંદુસ્તાન - ને ફરજિયાત તથા કૃત્રિમ રીતે એક સાથે જોડેલો દેશ હશે. બે રાષ્ટ્રના સિદ્ધાંતના દબાણ નીચે તો ખાસ કરીને આવું જ બનશે. આમેય તે, હકીકત અને વાસ્તવિકતાના વિશ્વમાં જીવતા હિંદી પર એકતાના ખ્યાલનો પ્રભાવ ઓછો જ હતો, જે ખાઈમાં તે જીવે છે તેનાથી ઘેરાઈ ગયેલા સામાન્ય હિંદીને - હિંદુને કે મુસ્લિમને - તેનું ઓછું આકર્ષણ હતું. પણ તે બંને પક્ષના કાલ્પનિક તથા ભોળા મનોને સ્પર્શી ગયો. એકતા માટેની લાગણીશીલ ઈચ્છાના વિકાસ માટે

પણ બે રાષ્ટ્રનો સિદ્ધાંત પીછો નહીં છોડે. રાજકારણમાં આ દ્વૈતના ચેપનો પ્રસાર એક દિવસ એવું માનસ સર્જશે કે જે આ બળજબરીપૂર્વકની એકતાના વિઘટન માટે ચોક્કસ જીવન-મૃત્યુનો સંઘર્ષ ઊભો કરશે. જો કોઈ સર્વોપરી બળને કારણે આવું વિઘટન ન થાય તો પણ હિંદમાં એક પરિસ્થિતિ ચોક્કસ ઊભી થશે - એટલે કે આ ચાલુ રહેલ એકતા તેની પ્રાણશક્તિ શોષતી જ રહેશે, એકતા શિથિલ બનાવશે, પોતાના લોકોના પ્રેમ અને શ્રદ્ધા પરની પોતાની પકડ ઢીલી કરશે અને તેનાં નૈતિક તથા ભૌતિક સાધનોનો વિકાસ નહિ અવરોધે તો તેનો ઉપયોગ થતો તો અટકાવશે જ. હિંદ નબળું અને માંદલું રાષ્ટ્ર બનશે. - નિષ્ક્રિય, જીવતા મડદા જેવું, મરેલું નહિ દફનાવેલું રાષ્ટ્ર બનશે.

આ બળજબરીપૂર્વકની એકતાનો બીજો ગેરલાભ એ હશે કે હિંદુ-મુસ્લિમ સમાધાન માટેનો આધાર શોધવાની અનિવાર્યતા ઊભી થશે. આવું સમાધાન સાધવું કેટલું દુષ્કર હશે તે કહેવાની કોઈને જરૂર નથી. હિંદનું હિંદુસ્તાન તથા પાકિસ્તાનમાં વિભાજન ન કરવાના બદલામાં દેશનાં અન્ય હિતોને હાનિ ન પહોંચે તે માટે, સમાધાન સાધવા અત્યારસુધી જે સ્વીકારી લીધું તેનાથી વધુ શું આપી શકાય તે કલ્પવું મુશ્કેલ છે. પણ ગમે તેટલી મુશ્કેલીઓ હોય તેમ છતાં જો આ બળજબરીપૂર્વકની એકતા ચાલુ રહે તો, એ જો તેમાં કોમી સમાધાન ન સધાય તો હિંદનો રાજકીય વિકાસ થઈ શકશે નહિ. સાચે જ, કોમી સમાધાન - કદાચ હવે અને હવે પછી હિંદુઓ તથા મુસ્લિમો સાથે બે અલગ રાષ્ટ્રો જેવો વ્યવહાર થાય તેવું આંતરરાષ્ટ્રીય સમાધાન - આ બળજબરીપૂર્વકની એકતા યોજના નીચે રાજકીય પ્રગતિના પ્રત્યેક પગલાં માટે પૂર્વશરત જ બની રહેશે.

આ બળજબરીપૂર્વકની રાજકીય એકતાનો ત્રીજો ગેરલાભ પણ હશે અને તે એ કે તે ત્રીજા પક્ષની ઉપસ્થિતિને દૂર નહિ કરી શકે. એક તો બંધારણ - જો તે અસ્તિત્વમાં આવે તો - પરસ્પર શંકાશીલ અને શત્રુતા ધરાવતાં રાજ્યોનું સમવાયતંત્ર હશે અને તેઓ આપમેળે જ તેમના વિવાદના કિસ્સાઓમાં અરજી કરવા માટે ત્રીજા પક્ષની ઉપસ્થિતિ માગશે. કારણ કે તેમના એકમેક પ્રત્યેના શંકાશીલ અને શત્રુતાભર્યા સંબંધો બે રાષ્ટ્રોના વાટાઘાટો દ્વારા સમાધાન પર પહોંચવાના માર્ગની આડે આવશે. ભૂતકાળમાં અનેક હૃદયોને આનંદિત કરતી

અંગ્રેજો પ્રત્યેના વિરોધની એકતા પણ ભવિષ્યમાં હિંદ પાસે નહિ હોય. કારણ કે બંને રાષ્ટ્રો હતાં તેના કરતાંય એકબીજાનાં વિશેષ વિરોધી હશે અને અંગ્રેજો સામેય એક નહિ બની શકે. બીજી વાત એ કે બંધારણનો આધાર હિંદુઓ અને મુસ્લિમો વચ્ચેના સમાધાન હશે અને આવા બંધારણના સફળ અમલ માટે તે પણ નોંધવું જોઈએ કે આ સમાધાન ન તૂટે તેટલા ખાતર શસ્ત્રસજ્જ ત્રીજા પક્ષની ઉપસ્થિતિ અનિવાર્ય બનશે.

અલબત્ત, આ બધાનો અર્થ છે હિંદુઓ તથા મુસ્લિમો બંને જે રાજકીય ભાગ્યને વળગી રહેવાની વાત કરે છે અને જેને વહેલું સિધ્ધ કરવા તે નિષ્ઠાપૂર્વક ઈચ્છા રાખે છે તે રાજકીય ધ્યેયની હતાશા. બે ઝઘડતાં રાષ્ટ્રોને એક દેશ તથા એક બંધારણના આવરણ નીચે કેદ કરવામાં આવે તો પછી બીજી અપેક્ષા પણ શી રખાય ?

આ અંધારમય દશ્યની તુલનામાં હિંદમાં જે દશ્ય ઊભું થનાર છે તે છે હિંદનું હિંદુસ્તાન અને-પાકિસ્તાનમાં વિભાજન. આ ભાગલાથી બંને પોતાને માટે જે ધ્યેય નક્કી કરે તે પરિપૂર્ણ કરવાનો માર્ગ ખૂલે છે. પોતાને પાકિસ્તાન માટે સ્વાતંત્ર્ય કે સાંસ્થાનિક દરજ્જો - બેમાંથી જે તેમને માટે સારું લાગે - તે પસંદ કરવા મુસ્લિમો સ્વતંત્ર હશે. હિંદુઓ પણ પોતાની પરિસ્થિતિ મુજબ જે ડહાપણભર્યું લાગશે તે, સ્વાતંત્ર્ય કે સાંસ્થાનિક દરજ્જો પસંદ કરવા સ્વતંત્ર હશે. મુસ્લિમો હિંદુરાજના ઓથારમાંથી મુક્ત બનશે. આમ, બંને માટે રાજકીય પ્રગતિનો માર્ગ સરળ બનશે અને ધ્યેય સિધ્ધિમાં હતાશ બનવાના ભયને બદલે તેનું સ્થાન પરિપૂર્ણતાની આશા લેશે. અખંડ હિંદ કોઈ રાજકીય પ્રગતિની ઈચ્છા રાખતું હોય તો તેને માટે કોમી સમાધાન અનિવાર્ય પૂર્વશરત બની રહેશે. પણ પાકિસ્તાન અને હિંદુસ્તાન આવી પૂર્વશરતના ચુસ્ત અંતરાયોથી મુકત હશે અને લઘુમતીઓ સાથે કોમી સમાધાન પૂર્વશરત બની રહેશે તો પણ તે પૂરી કરવી દુષ્કર નહિ હોય. પ્રત્યેકનો માર્ગ આ અવરોધ વિનાનો હશે. પાકિસ્તાનનો એક બીજોય લાભ છે જેનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. સામાન્ય રીતે એમ સ્વીકારાય છે કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે એક પ્રકારની શત્રુતા રહેલી છે અને તેને જો શમાવવામાં નહિ આવે તો તે હિંદની શાંતિ તથા પ્રગતિ માટે વિનાશકારક

નીવડશે. પણ તે સમજાતું નથી કે પરસ્પર પ્રત્યેની શત્રુતાના અસ્તિત્વથી એટલું બધું તોફાન સર્જાતું નથી જેટલું તેના પ્રદર્શનના સમાન મંચના અસ્તિત્વથી સર્જાય છે. આ સમાન મંચ જ આ શત્રુતાને કાર્યાન્વિત કરે છે અને આવું જ બની શકે. જયારે બંનેને સમાન હિતમાં ભાગીદાર થવા બોલાવવામાં આવે ત્યારે તેમનામાં મૂળગત રહેલી શત્રુતાના પ્રદર્શન સિવાય બીજું સંભવે શું ? હવે પાકિસ્તાનની યોજનાનો એક લાભ એ છે કે જે સામાજિક શત્રુતા હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે અસંતોષનું કારણ બને છે તે સામાજિક શત્રુતાના પ્રદર્શન માટે કોઈ મંચ રહેવા દેતી જ નથી. આટલાં બધાં વર્ષો સુધી જેણે હિંદને છિન્નભિન્ન કરી નાખ્યું છે તે શાંતિ અને સ્વસ્થતાનો ઉપદ્રવ સહન કરવાનો ભય હિંદુસ્તાન તથા પાકિસ્તાનથી ઊભો થતો જ નથી અને અંતિમ પણ સાવ અનુપયોગી નહિ એવો લાભ તો એ છે કે આથી શાંતિ જાળવવા ત્રીજા પક્ષની અનિવાર્યતા દૂર થઈ જાય છે. આ બળજબરીપૂર્વકની એકતાને કારણે એક પક્ષ દ્વારા બીજા પક્ષ પર લદાતા અંતરાયોમાંથી મુક્તિ મળતાં જ હિંદુસ્તાન અને પાકિસ્તાન બંને સશક્ત, સ્થિર, અને અંદરથી તૂટી પડવાના કોઈ ભય વિનાનાં રાજયો તરીકે વિકાસ સાધી શકશે. બે અલગ અસ્તિત્વો તરીકે તે બંને તેમના પોતપોતાનાં ભાગ્ય સુધી પહોંચી શકશે. જે તે એક અને અખંડ રાષ્ટ્ર તરીકે તે ક્યારેય સિધ્ધ ન કરી શક્યા હોત.

જેઓ એક અને અંખડ હિંદ જ માગે છે તેમણે ઈ.સ. ૧૯૨૩માં કૉંગ્રેસના અધ્યક્ષ તરીકે શ્રી મહમદ અલીએ જે કહ્યું હતું તે નોંધવું જોઈએ. હિંદીઓ વચ્ચે એકતાની વાત કરતાં શ્રી મહંમદ અલીએ કહ્યું :

"વિરોધની ભ્રામક એકતા સિવાય કોઈ નવું બળ જયાં સુધી હિંદ જેવા વિશાળ દેશમાં સંપ નહીં સાધે ત્યાં સુધી તે ભૌગોલિક રીતે ખોટું નામ જ રહેવાની."

હવે કોઈ નવા બળનો ઉપયોગ કરવાનો બાકી રહે છે ? બધાં જ બળો નિષ્ફળ ગયા પછી, કૉંગ્રેસે, આજે તે સરકાર બન્યા પછી, લોકસંપર્કની યોજનામાં એક નવું બળ દીઠું. મુસ્લિમ નેતાઓને બાજુએ રાખીને, અથવા છક્કડ ખવડાવીને હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે રાજકીય એકતા સ્થાપવા માટે યોજના હાથ ધરાઈ

હતી. તાત્ત્વિક રૂપે તો તે બ્રિટિશ રૂઢિચુસ્ત પક્ષની મજૂર પક્ષોના સભ્યને 'ટોરી પક્ષના સોનાથી' ખરીદવાની નીતિ હતી. તે યોજના જેટલી તોફાની હતી તેટલી જ વાંઝણી હતી. કૉંગ્રેસ ભૂલી ગઈ કે કેટલીક વસ્તુઓ એવી તો અમૂલ્ય હોય છે કે તેનું મૂલ્ય જાણનાર તેનો માલિક ક્યારેય તેને નહિ છોડે અને તેને છોડવવા માટે તેને છેતરવાનો કોઈ પણ પ્રયાસ પ્રતિકાર તથા કટુતા જન્માવશે. કોમના જીવનમાં રાજકીય સત્તા અતિમૂલ્યવાન વસ્તુ છે, ખાસ કરીને, તેની સ્થિતિ જાળવવા સામે તેને સતત પડકાર થાય અને પડકારનો સામનો કરીને તેને જાળવવી પડે ત્યારે રાજકીય સત્તા જ એક એવું સાધન છે જેના દ્વારા પોતાની સ્થિતિ જાળવી શકાય. ખોટા પ્રચાર દ્વારા, ગેરસમજ દ્વારા, અથવા તો સત્તા કે નાણાંના પ્રલોભન દ્વારા તેને છોડાવવાનો પ્રયત્ન કરવો તે કોમને શસ્ત્રહીન કરવાનો, તેની બંદૂકો શાંત પાડી દેવાનો અને તેને બિનઅસરકારક તથા ગુલામ બનાવવાનો પ્રયત્ન છે. તે એકતા સ્થાપવાનો માર્ગ હશે પણ તે માર્ગ અધમ છે કારણ કે તે વિરોધીઓનું જૂઠી અને અન્યાયી રીતોથી દમન કરવા માગે છે. તે કોઈ એકતા સ્થાપી ન શકે. તે માત્ર કટુતા, રોષ અને દ્વેષ જન્માવે.[૧] કૉંગ્રેસની લોકસંપર્ક યોજનાએ આ જ કર્યું અને તેમાં કોઈ શંકા નથી કે લોકસંપર્કની આ પાગલ યોજનાનો પાકિસ્તાનના ઉદ્‌ભવમાં મોટો ફાળો છે.

એમ પણ કહી શકાય કે આ લોકસંપર્કનો ઉપયોગ વધુ સફળતાપૂર્વક સામાજિક એકતા સ્થાપવાના બળ તરીકે થવો જોઈતો હતો પણ તેને બદલે તે

---

૧ ઈ.સ. ૧૯૨૫ની ૩૦મી ડિસેમ્બરે અલીગઢમાં યોજાયેલા મુસ્લિમ લીગના અધિવેશનમાં તેમના અધ્યક્ષીય પ્રવચનમાં સર અબ્દુલ રહીમ જેવી ગંભીર વ્યક્તિએ પણ હિંદુઓની આ યુક્તિઓ દ્વારા જન્માવેલી કટુતાને વાચા આપી. 'શુદ્ધિ, સંગઠન તથા હિંદુ મહાસભા અને લાલા લજપતરાય તથા સ્વામી શ્રદ્ધાનંદ જેવા રાજકારણીઓની પ્રવૃત્તિઓ દ્વારા મુસ્લિમ કોમ પર થતાં આક્રમણોને તેમણે વખોડી કાઢ્યા અને કહ્યું, 'સ્પેનના લોકોએ સ્પેનમાંથી જેમ મૂર લોકોને હાંકી કાઢ્યા તેમ મુસ્લિમોને હિંદમાથી હાંકી કાઢવાનો પ્રયત્ન કેટલાક હિંદુ નેતાઓ કરે છે. પણ તેમના હિંદુ મિત્રો માટે મુસ્લિમો ન ગળી શકાય તેટલો મોટો કોળિયો બનશે. જે કૃત્રિમ પરિસ્થિતિ નીચે તેઓ રહે છે તેમને કબૂલવું પડે છે કે હિંદુઓને ખૂબ મોટા લાભો મળે છે અને અંગ્રેજ પણ તેમના ઝેરીલા પ્રચારથી ડરવા લાગ્યો છે. જે મુસ્લિમો હિંદુઓની રાજકીય નીતિઓમાં માનતા થયા છે તેમના સિવાયના શ્રેષ્ઠ મુસ્લિમોને જાહેરમાં, સઘળી વાતે નીચે પાડવાની કળામાં પણ હિંદુઓ તેટલા જ કુશળ છે. હકીકતમાં તો, તેમના ઉત્તેજક અને આક્રમક વર્તનથી તેમણે મુસ્લિમોને પહેલાં કરતાંય વધુ સ્પષ્ટતાથી ભાન કરાવ્યું છે કે મુસ્લિમો હિંદુઓ ઉપર તેમનું ભાગ્ય ન છોડી દઈ શકે અને તેમણે આત્મરક્ષણનું એકેએક પગલું ભરવું જોઈએ' - 'ઓલ ઈન્ડિયા રજિસ્ટર', ૧૯૨૫, ગ્રંથ ૨, પૃ. ૩૫૬.

રાજકીય ઉચ્ચાલક તરીકે વિચારાયો અને અમલમાં મુકાયો તે એક દુર્ભાગ્ય હતું. પણ હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે આડખીલી બનતી સામાજિક દીવાલને તોડવા તે સફળ થયો હોત ? પ્રત્યેક હિંદી માટે તે ઊંડા દુઃખનો વિષય છે કે તેમને એકસાથે જોડતું કોઈ સામાજિક બંધન જ નથી. બંને વચ્ચે આંતરભોજન કે આંતરલગ્ન છે જ નહિ. તે શરૂ કરી શકાય ? તેમના ઉત્સવો પણ અલગ છે. તેમને અપનાવવા માટે કે તેમાં સામેલ થવા માટે હિંદુઓને સમજાવી શકાય ? તેમના ધાર્મિક ખ્યાલો એકબીજાના ખ્યાલોથી વિરુદ્ધ છે એટલું જ નહિ પણ વિસંગત પણ છે. એટલે રાજકીય મંચ પર એકનું આગમન એટલે બીજાનું પ્રસ્થાન. તેમની સંસ્કૃતિઓ અલગ છે. તેમનું સાહિત્ય અલગ છે તથા તેમનો ઈતિહાસ પણ અલગ છે. તે બંને માત્ર પરસ્પરથી અલગ છે એટલું જ નહિ બંનેને એકબીજા પ્રત્યે ધૃણા છે. પરિણામે તેઓ અણગમો અને ચીડ ચોક્કસ ઊપજાવશે. જીવનના આ કાયમી સ્રોતોનાં એક જ ઝરણામાંથી કોઈ તેમને પાણી પીતાં કરી શકશે ? કોઈ સમાન મિલનમંચ નથી અને ઊભો કરી શકાય તેમ પણ નથી. સમાન સાંસ્કૃતિક અને ભાવનાશીલ જીવન જીવવામાં સહભાગી થવાની વાત તો બાજુએ મૂકીએ પણ બંનેની વચ્ચે ભૌતિક સંપર્ક પણ નથી. તે બંને સાથે જીવતા જ નથી. હિંદુઓ અને મુસ્લિમો તેમના પોતપોતાના અલગ વિશ્વમાં જીવે છે. હિંદુઓ જયાં બહુમતીમાં છે, તે પ્રાંતોમાં હિંદુઓ ગામડાઓમાં રહે છે અને મુસ્લિમો નગરોમાં અને જયાં મુસ્લિમો બહુમતીમાં છે તે પ્રાંતોમાં મુસ્લિમો ગામડાઓમાં રહે છે અને હિંદુઓ નગરોમાં. જયાં તેઓ રહે તે ત્યાં જ છૂટા જ રહે છે. પ્રત્યેક નગર અને પ્રત્યેક ગામડામાં હિંદુઓના વાસ હોય છે અને મુસ્લિમોના પણ વાસ હોય છે, જે બંને એકબીજાથી અલગ હોય છે. સહમિલનનો કોઈ સતત સમાન વ્યવહાર નથી. તેઓ કાં તો વેપાર કરવા અથવા તો ખૂન કરવા જ મળે છે. તેઓ એકબાજાની મૈત્રી કેળવવા નથી માગતા. જયારે વેપારનો સાદ નથી પડતો કે ખૂનની હાકલ નથી આવતી ત્યારે તે મળવાનું બંધ કરે છે. જયારે શાંતિ હોય છે ત્યારે હિંદુઓના વાસ અને મુસ્લિમોના વાસ અલગ વસાહત જેવા લાગે છે. જે ક્ષણે યુદ્ધ જાહેર થાય છે ત્યારે આ વાસો શસ્ત્રસજજ છાવણીઓ બની જાય છે. શાંતિના તથા યુદ્ધના ગાળાઓ ટૂંકા હોય છે. પણ

વચ્ચેનો ગાળો તે સતત તનાવનો ગાળો છે. આવા અવરોધો સામે લોક સંપર્ક શું કરી શકે ? અરે, તે સુગ્રથિત એકતા તો ઉત્પન્ન ન જ કરી શકે પણ આ અવરોધની પેલી પાર પણ ન જઈ શકે.

## ખંડ ૫

પાકિસ્તાનના પ્રશ્ન અંગે અગાઉનાં પાનાંઓ પર જે કંઈક કહેવાયું તે અંગે ભિન્નભિન્ન લોકોએ ભિન્નભિન્ન રીતે વિચાર્યું છે. લોકોનું એક જૂથ એવો આરોપ મૂકે છે કે મેં માત્ર પ્રશ્નના બંને પાસાંઓની અને તેમાંથી ઊભી થતી સમસ્યાઓની જ વાત કરી છે. પણ તે બેમાંથી એક પર પણ મેં મારો અંગત અભિપ્રાય વ્યક્ત કર્યો નથી. આ સાચું નથી. અગાઉના ખંડો જેણે વાંચ્યા છે તેને કબૂલવું જ પડશે કે બધા જ પ્રશ્નો પર નહિ પણ કેટલાક પ્રશ્નો પર તો મેં મારા અભિપ્રાયો નક્કર શબ્દોમાં વ્યક્ત કર્યા છે. ખાસ કરીને વિવાદમાંના બે ખૂબ મહત્ત્વના પ્રશ્નો પર, એટલે કે શું મુસ્લિમો રાષ્ટ્ર છે ? અને પાકિસ્તાન માટે તેમની પાસે કોઈ દાવો છે ? તે પ્રશ્નો પર. બીજાઓની ટીકાની દિશા જ જુદી છે. મેં મારો અંગત અભિપ્રાય નથી આપ્યો તેવી તેમની ફરિયાદ નથી. તેમની ફરિયાદ એ છે કે મારાં તારણો પર આવતાં, સિદ્ધાંતો તેના અમલ પૂરતાં જાણે કે પરિપૂર્ણ હોય તેવો મેં વિશ્વાસ રાખ્યો છે અને કોઈ અપવાદને સ્વીકાર્યો જ નથી. મને કહેવામાં આવ્યું, 'તમે તમારાં તારણો અત્યંત સામાન્ય શબ્દોમાં નથી ઉચ્ચાર્યાં ? સામાન્ય સિદ્ધાંત પણ પરિસ્થિતિઓ અને મર્યાદાઓને અધીન નથી શું ? કેટલાંક ગૂંચવાયેલા પ્રશ્નોને શું તમે સંક્ષિપ્તમાં અને અવિવેકી રીતે ટાળ્યા નથી ? ન્યાય તથા શાંતિમય માર્ગે પાકિસ્તાન કેવી રીતે અસ્તિવમાં આવે તે તમે બતાવ્યું છે ?' આ ટીકાપણ સાવ સાચી નથી. મેં આ મુદ્દાઓ ચર્ચવાનું ટાળ્યું છે તેમ કહેવું તે સાચું નથી. એવું હશે કે કદાચ મેં સંક્ષિપ્તમાં અને છૂટીછવાઈ રીતે તેમની ચર્ચા કરી હશે. છતાંય, હું તે કબૂલવા તૈયાર છું કે આ ટીકાઓ મૂળ બળ છે અને મારી ઊણપ મારે પૂરી કરી આપવી જ જોઈએ તે મારું કર્તવ્ય છે. આથી, આ ખંડ નીચેના વિષયોની વિચારણા માટે રખાયો છે, તેમને જ સમર્પિત થયો છે :-

૧. પાકિસ્તાન માટેના મુસ્લિમોના દાવાને સ્પર્શતી મર્યાદિત કરતી વિચારણાઓ કઈ ?

૨. પાકિસ્તાનના પ્રશ્નો ક્યા ? અને તેમનો ઉકેલ શો ?

૩. પાકિસ્તાનના પ્રશ્ન અંગે નિર્ણય લેવાની સત્તા કોની ?

## પ્રકરણ ૧૩

# પાકિસ્તાન હોવું જ જોઈએ ?

૧

અગાઉની આટલી બધી ચર્ચા પછી શંકાશીલ, રાષ્ટ્રવાદી, રૂઢિચુસ્ત અને જૂનવાણી હિંદી એટલું તો પૂછવાનો જ, પાકિસ્તાન હોવું જ જોઈએ ? આવા વલણ પર કોઈ પ્રકાશ નહિ ફેંકી શકે કારણ કે પાકિસ્તાનનો પ્રશ્ન ખરેખર ગંભીર છે અને તે કબૂલવું જોઈએ કે મુસ્લિમો કે તેના હિમાયતીઓ સામે જ તે મૂકવો તે જ પ્રસ્તુત અને ન્યાયી નથી પણ તે મહત્ત્વનો પણ છે. તેનું મહત્ત્વ એ છે કે પાકિસ્તાનના દાવાની મર્યાદાઓની શક્તિઓ એવી તો વિચારવા યોગ્ય છે કે તેમને ક્યારેય સરળતાથી પડતી મૂકી નહિ શકાય. આ મર્યાદાઓનું માત્ર નિવેદન જ તે કેટલી શક્તિશાળી છે તેનો કોઈને પણ અનુભવ કરાવવા પૂરતું છે. તેમના ચહેરા પર જ તે વ્યાપકરૂપે અંકિત થઈ છે. આમ હોવાથી, પાકિસ્તાનના પક્ષે નિશ્ચયાત્મક અનિવાર્યતા સ્થાપિત કરવાને પુરાવો પૂરો પાડવાની જવાબદારીનો મોટો ભાર મુસ્લિમોને શિરે છે. સાચે જ, પાકિસ્તાનનો પ્રશ્ન અથવા તો તેને સ્પષ્ટપણે મૂકીએ તો હિંદના ભાગલા પાડવાનો પ્રશ્ન એટલો તો ગંભીર સ્વરૂપનો છે કે મુસ્લિમોએ આ પુરાવાનો ભાર માત્ર હળવો કરવાનો જ નથી પણ તેમણે એવા પ્રકારનો પુરાવો ટાંકવો પડશે કે જેથી તેઓ પોતાનો કેસ જીતે તે પહેલાં આંતરરાષ્ટ્રીય ન્યાયપંચના અંતરાત્માને સંતોષી શકે. આ મર્યાદાઓના પ્રકાશમાં પાકિસ્તાનનો દાવો કેવી રીતે ટકે છે તે આપણે હવે જોઈએ.

૨

હિંદની મુસ્લિમ વસ્તીનો મોટો ભાગ શેષ હિંદથી સરળ રીતે છૂટો પાડી શકાય તેવા કેટલાંક ચોક્કસ વિસ્તારોમાં એકત્રિત થઈ વસે છે. એટલા જ કારણસર શું પાકિસ્તાન હોવું જોઈએ ? કેટલાક નિશ્ચિત વિસ્તારોમાં મુસ્લિમ વસ્તી એકત્રિત થઈને વસી છે ને કબૂલવું જોઈએ અને તે પણ સાચું હોય કે આ વિસ્તારો છૂટા પાડી શકાય તેવા હોય. પણ તેથી શું ? આ પ્રશ્નની વિચારણા કરતાં કોઈએ તે મૂળભૂત હકીકત ન ભૂલવી જોઈએ કે પ્રકૃતિએ હિંદની એક ભૌગોલિક એકમ રૂપે

રચના કરી છે. અલબત્ત, હિંદીઓ ઝઘડે છે અને તે ક્યારે ઝઘડતા અટકશે તે કોઈ ન ભાખી શકે. પણ આ હકીકત સ્વીકારીએ તો તે શું પ્રસ્થાપિત કરે છે ? માત્ર એટલું જ કે હિંદીઓ ઝઘડાળુ લોકો છે. હિંદ એક ભૌગોલિક એકમ છે તેનાથી હકીકતનો તો નાશ થતો નથી. તેની એકતા પ્રકૃતિ જેટલી જ જૂની છે. અનંતકાળથી આ ભૌગોલિક એકમની અંદર, સર્વવ્યાપી સાંસ્કૃતિક એકતા રહી છે. આ સાંસ્કૃતિક એકતાએ રાજકીય અને જાતિવિષયક વિભાજનોને પડકાર્યાં છે અને ગમે તેમ પણ છેલ્લાં દોઢસો વર્ષથી બધી જ સંસ્થાઓ - સાંસ્કૃત્તિક, રાજકીય, આર્થિક, કાનૂની અને વહીવટી કાર્યના એક તથા એકરૂપ ઉદ્દેશથી જ કામ કરતી રહી છે.પાકિસ્તાનની કોઈ પણ ચર્ચામાં તે હકીકત ભૂલાવી ન જોઈએ કે હિંદની મૂળભૂત એકતાને તે નિયંત્રિત કરતો ઘટક ભલે ન હોય પણ પ્રારંભ બિંદુ તો છે જ. કારણ કે તે હકીકત સમજી લેવી જરૂરી છે કે ખરેખર તો ભાગલાના બે પ્રકારો છે, જેને સ્પષ્ટરૂપે અલગ તારવવા જોઈએ. એક પ્રકાર એ છે કે જેમાં અલગતાની પૂર્વસ્થિતિ જ પ્રારંભબિંદુ હતું આથી ભાગલા એટલે તો માત્ર એકવાર અલગ કરેલા પણ પાછળથી સાથે જોડેલા ખંડોનું વિસર્જન. આ પ્રકાર બીજા પ્રકાર કરતાં તદ્દન જુદો છે કે જેમાં સર્વકાળે પ્રારંભબિંદુ તે એકતાની પરિસ્થિતિ છે. પરિણામે, આવા પ્રકારમાં ભાગલા પાડવા એટલે એક, અખંડ પ્રદેશને અલગ ખંડોમાં છૂટો પાડવો. ત્યાં પ્રદેશની એકતા તે પ્રારંભબિંદુ નથી એટલે કે જયાં એકતા પહેલાં ભાગલા હતા ત્યાં ભાગલા - જે મૂળ પ્રત્યેનું પુનરાગમન જ છે - કોઈ માનસિક આઘાત નહિ આપે. પણ હિંદમાં તો પ્રારંભબિંદુ જ એકતા છે. તો પછી શા માટે તેની એકતાનો અત્યારે નાશ કરવો ? માત્ર કેટલાક મુસ્લિમોને અસંતોષ છે એટલા જ કારણે ? ઐતિહાસિક કાળથી જે એક-અંખડ એકમ છે તેને છિન્નભિન્ન શા માટે કરવો ?

૩

હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે કોમી વેર છે એટલા માટે પાકિસ્તાન હોવું જોઈએ ? કોમી વેર છે તે બાબત કોઈ નકારી નહિ શકે. છતાં પ્રશ્ન તો એ છે કે આ વેર એવું છે કે એક દેશમાં, એક બંધારણ નીચે એક સાથે રહેવાની ઈચ્છા જ નથી ? સાચે જ, ઈ.સ. ૧૯૩૭ સુધી સાથે રહેવાની તેવી ઈચ્છા ન હતી. હિંદ સરકારના ૧૯૩૫ના ધારાની જોગવાઈઓ ઘડતી વખતે હિંદુઓ તથા મુસ્લિમો બંનેએ તે ખ્યાલ સ્વીકાર્યો હતો કે તેમણે એક દેશમાં, એક બંધારણ નીચે જીવવું

જોઈએ અને તેથી તે કાયદો પસાર થાય તે પૂર્વની ચર્ચાઓમાં તેમણે ભાગ લીધેલો અને હિંદમાં ઈ.સ. ૧૯૨૦ અને ઈ.સ. ૧૯૩૫ના ગાળા વચ્ચે કોમી લાગણીની સ્થિતિ શી હતી ? આગળનાં પાનાંમાં નોંધ્યું છે તેમ, ઈ.સ. ૧૯૨૦ અને ઈ.સ.૧૯૩૫ના ગાળા વચ્ચેનો હિંદનો ઈતિહાસ જેમાં જાનમાલનું નુકસાન તેની લજ્જાસ્પદ સીમાએ પહોંચ્યું તે કોમી સંઘર્ષની લાંબી કથા છે. હિંદ સરકારનો ૧૯૩૫નો આ ધારો પસાર થયો તે પૂર્વેના પંદર વર્ષના ગાળા દરમિયાન કોમી પરિસ્થિતિ જેટલી ઉગ્ર હતી તેવી તો ક્યારેય નહોતી અને છતાંય વેરની આ લાંબી કથાએ હિંદુઓ તથા મુસ્લિમોને એક દેશમાં, એક બંધારણ નીચે જીવવા સંમત થતા ન રોકયા. તો અત્યારે કોમીવેરની આટલી બધી વાત કરવાનો શો અર્થ છે ?

શું હિંદ એક એવો દેશ છે જ્યાં કોમી વેર છે ? તો કેનેડાનું શું ? શ્રી એલેક્ઝાન્ડર બ્રેડીએ[1] કેનેડામાં અંગ્રેજો તથા ફ્રેન્ચોના સંબંધો વિશે જે કાંઈ કહેવું છે તે વિચારો :

"મૂળ ચાર પ્રાંતોમાંથી નોવાસ્કોટિયા, ન્યુબ્રન્સવિક તથા ઓન્ટેરિયો તે ત્રણ પ્રાંતોમાં મુખ્યત્વે તો એક જ એંગ્લો-સેકશન જૂથ તથા પરંપરાવાળી વસ્તી છે. મૂળ તો, અમેરિકી ક્રાંતિની આડપેદાશ હતી. આ સંસ્થાનોના સંયુક્ત સામ્રાજ્યના ૫૦,૦૦૦ નિષ્ઠાવાન લોકોએ જુલમથી બચવા ઉત્તરમાં હિજરત કરી, વેરાનમાં વસાહતો ઊભી કરી હતી. અમેરિકી ક્રાંતિ પહેલાં, નોવાસ્કોટિયામાં સ્કોટલેન્ડવાસીઓ તથા અમેરિકી વસાહતીઓ સારી સંખ્યામાં આવ્યા હતા. અને ક્રાંતિ પછી ત્રણે સંસ્થાનોમાં ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડમાંથી આવેલા નિષ્ઠાવાનોની વસાહતો સ્થાપી હતી."

* * *

કવેલેક પ્રાંત અતિ ભિન્ન હતો. ઈ.સ. ૧૯૬૭માં ફ્રેંચ કેનેડા તે જાતિ, ભાષા અને ધર્મના અવરોધોથી અંગ્રેજ જાતિઓથી છૂટું પડેલું સ્વયં એક સાંસ્કૃતિક એકમ હતું. મધ્યકાલીન યુગમાં કેથોલિક ધર્મથી ઉત્તેજિત થઈને તેણે ભળી ગયેલા પ્યુરિટન

[1] કેનેડા - પ્રકરણ ૧.

ધર્મ તથા મોટે ભાગે પૂર્વનિયતિવાદમાં માનતા પ્રોટેસ્ટન્ટ ધર્મના પરલોકવાદને થોડીક સહાનુભૂતિથી નિહાળ્યો. બંને જાતિઓની ધાર્મિક શ્રદ્ધાઓ વચ્ચે બે ધ્રુવ જેટલું અંતર હતું. હંમેશાં ધાર્મિક નહિ પણ સામાજિક દષ્ટિકોણમાં અંગ્રેજોનો પ્રોટેસ્ટન્ટવાદ લોકશાહી, વાસ્તવવાદી અને આધુનિકતા પ્રત્યે ઝુકતો હતો : ફ્રેંચોનો કેથોલિકવાદ પૈતૃકશાસન, આદર્શવાદ અને અતીત પ્રત્યેના આદરનું વલણ ધરાવતો હતો.

* * *

ફ્રેંચ કેનેડા ઈ.સ. ૧૮૬૭માં જેવું હતું તેવું જ મોટે ભાગે આજે છે. અંગ્રેજ પ્રાંતોમાંથી અદૃશ્ય થતી જતી માન્યતાઓ, પરંપરાઓ અને સંસ્થાઓને હજી તે વળગી રહ્યું છે જેની પાસે પોતાના વિચારો, ઉત્સાહ અને મહત્ત્વનાં મૂલ્યો છે. તેનું વલણ દા.ત.તેનું લગ્ન અને છૂટાછેડા પ્રત્યેનું વલણ માત્ર શેષ કેનેડાના જ નહિ પરંતુ ઍંગ્લો-સેકશન ઉત્તર અમેરિકાના બાકી રહેલા પ્રદેશના મહત્ત્વના દષ્ટિકોણ સાથે સંઘર્ષ ધરાવે છે.

* * *

કેનેડાના મોટામાં મોટા શહેર મોન્ટ્રિયલમાં બે જાતિ વચ્ચેનું આદાનપ્રદાન ભાગ્યે જ જોવા મળે છે. વસ્તીના લગભગ ૬૩ ટકા ફ્રેંચ છે અને ૨૪ ટકા અંગ્રેજો. અન્ય સ્થળની જેમ અહીં પણ સંગઠનનો પૂરો અવકાશ છે. પણ હકીકતમાં જયાં વ્યાપાર કે રાજકારણ તેમને સાથે આવવાની ફરજ ન પાડે તે સિવાય તે અલગ અને અળગા રહે છે. તેમને તેમના પોતાના નિવાસ વિસ્તારો છે. તેમનાં પોતાનાં ખરીદી કેન્દ્રો છે અને જાતિગત રૂઢિચુસ્તતા માટે જો કોઈ વધુ નોંધપાત્ર હોય તો તે અંગ્રેજ લોકો છે.

* * *

મોન્ટ્રિયલના અંગ્રેજીભાષી નિવાસીઓએ સાર્વત્રિકરૂપે તેમના ફ્રેંચભાષી નગર બંધુઓને જાણવાનો, તેમની ભાષા જાણવાનો, તેમની પરંપરાઓ અને તેમની મહેચ્છાઓ જાણવાનો તથા તેમના ગુણો અને મર્યાદાઓને બારીક દષ્ટિ અને સહાનુભૂતિપૂર્વક નિહાળવાનો કોઈ પ્રયત્ન કર્યો નથી. ભાષાના અવરોધ દ્વારા આ

બંને જાતિના લોકોની અલગતાને પ્રોત્સાહન મળ્યું છે. ઈ.સ. ૧૯૨૧ની વસ્તીગણતરીએ જે હકીકત પ્રગટ કરી તે મહત્ત્વપૂર્ણ છે અને તે એ કે મૂળ ફ્રેંચ એવા લગભગ ૫૦ ટકા કેનેડાવાસીઓ અંગ્રેજી બોલવા અસમર્થ હતા અને મૂળ અંગ્રેજ એવા લગભગ ૯૫ ટકા લોકો ફ્રેન્ચ બોલવા અસમર્થ હતા. અરે, મોન્ટ્રિયલમાં પણ ૭૦ ટકા અંગ્રેજો ફ્રેન્ચ બોલી શકતા નહોતા અને ૩૪ ટકા ફ્રેન્ચો અંગ્રેજી બોલી શકતા નહોતા. સમાન ભાષાનો અભાવ બંને રાષ્ટ્રીયતાઓ વચ્ચેની ખાઈ જાળવી રાખે છે અને તેમનાં જોડાણને અટકાવે છે.

"રાજ્યોના કાયમી સંઘનું મહત્ત્વ એ છે કે તેણે એક એવી સરકારનું નિમિત્ત પૂરું પાડયું જેણે ફ્રેંચ લોકોને તેમનું અલગ રાષ્ટ્રીય જીવન જીવવાનું જાળવી રાખી અંગ્રેજોના સુખમાં સહભાગી બનવા તથા કેનેડાની સર્વોપરી રાષ્ટ્રીયતા પ્રાપ્ત કરવા અને તેમના સમૂહની બહાર સમગ્ર સંસ્થાન પ્રત્યે નિષ્ઠા વિસ્તારવા સમર્થ બનાવ્યા."

* * *

"જયારે આ સમવાયી પ્રથાએ કેનેડામાં સફળતાપૂર્વક વ્યાપક રાષ્ટ્રીયતાનો માર્ગ ખુલ્લો કર્યો ત્યારે તે પ્રાયોજિત કરેલો સહકાર ક્યારેક ક્યારેક ફ્રેંચ તથા અંગ્રેજો વચ્ચેના ઉગ્ર મતભેદથી સખત આઘાત પામ્યો છે. સર્વોપરી રાષ્ટ્રીયતા ઘણીયેવાર ઘટીને માત્ર પડછાયો બની ગઈ છે."

દક્ષિણ આફ્રિકાનું શું ? જેઓ બોઅર લોકો તથા અંગ્રેજો વચ્ચેના સંબંધો અંગે જાણતા નથી. તેમને શ્રી ઈ. એચ. બ્રુક્સના કથન પર મનન કરવા દો. શ્રી બ્રુક્સ કહે છે:[૧]

"દક્ષિણ આફ્રિકાનો રાષ્ટ્રવાદ દક્ષિણ આફ્રિકાની બંને જાતિઓ માટે કેટલી હદ સુધી સમાન છે ? અલબત્ત અતિવાસ્તવિક અને સઘન દક્ષિણ આફ્રિકી રાષ્ટ્રવાદ છે, પણ સામાન્ય રીતે કહીએ તો તે એક જ શ્વેત જાતિ પૂરતી સીમિત છે અને બોઅર લોકોની ભાષા મૂળ હોલેન્ડથી આવેલા વસાહતીઓની ભાષા છે. જે ફ્રેંચ પ્રોટેસ્ટન્ટ તથા જર્મન પ્રભાવથી અને મોટેભાગે સમયના પ્રવાહથી લગીર

૧ ધ પોલિટિકલ ફ્યુચર ઓફ સાઉથ આફ્રિકા, ૧૯૨૭.

સુધરેલી ભાષા પ્રત્યેના પ્રેમથી પૂરતી મહત્ત્વપૂર્ણ લાક્ષણિકતા ધરાવે છે. આફ્રિકી બોઅર રાષ્ટ્રવાદનું લક્ષણ છે. પ્રતિબંધકતા અને જે દક્ષિણ આફ્રિકાનો દરેક રીતે વફાદાર પુત્ર હોય અને છતાંય જે સમગ્રતયા કે મુખ્યત્વે અંગ્રેજભાષી હોય તેને તેમાં અલ્પસ્થાન છે."

* * *

'આજે દક્ષિણ આફ્રિકાનું રાષ્ટ્ર છે ખરું ?'

* * *

દક્ષિણ આફ્રિકામાં જીવનમાં કેટલાંક પરિબળ છે. જે હકારાત્મક ઉત્તર સામે થાય છે.

'દક્ષિણ આફ્રિકાના અંગ્રેજીભાષી લોકોમાં ઘણાં વલણ જોવા મળે છે. જે રાષ્ટ્રીય એકતાને અવરોધવા મથતા હોય છે. આ જાતિના બધાજ મહાન ગુણો સાથે તેમનામાં એક મૂળભૂત દોષ રહેલો છે. - કલ્પનાના અભાવનો, પોતાને અન્યની જગ્યાએ મૂકવાની મુસીબતનો, ભાષાના પ્રશ્નમાં આ જેટલો સ્પષ્ટતાથી દેખાઈ આવે છે તેટલો બીજે ક્યાં દેખાતો નથી. અત્યારસુધી સરખામણીમાં બહુ ઓછા અંગ્રેજીભાષી દક્ષિણ આફ્રિકાવાસીઓએ બોઅર લોકોની ભાષાનો અભ્યાસ કર્યો છે. માત્ર વ્યાપારી લખાણમાં (સનદી નોકરીની જેમ) વત્તેઓછે અંશે ફરજિયાત કરવો પડે ને તેટલો જ ઉપયોગ કર્યો છે. તેનાથી પણ અનેક ગણા ઓછા લોકો વાતચીતમાં તેનો ઉપયોગ કરે છે. ઘણાએ તો તેના પ્રત્યે ખુલ્લી ઘૃણા દર્શાવી છે - તેમના તેના જ્ઞાનના ઊલટા પ્રમાણમાં ને ઘૃણા છે અને બહુમતી લોકો માત્ર સહિષ્ણુતાથી સ્વભાવ પ્રમાણે ચિડાય છે કે રીઝે છે.'

આજ મુદ્દા પર બીજા સાક્ષીને પણ સાંભળીએ, તે છે શ્રી મેન્ફ્રેક નાથન[1]

દક્ષિણ આફ્રિકાના બોઅર તથા અંગ્રેજોના સંબંધો વિશે તેમનું કહેવું છે.

'મુખ્યત્વે તો તે બંને પ્રોટેસ્ટન્ટ લોકો છે - જો કે, આજે જયારે ધર્મના ભેદો ગણતરીમાં લેવાતા નથી ત્યારે આ મહત્ત્વનું નથી. તેઓ એકબીજા સાથે વ્યાપારી સંબંધોમાં મુક્ત રીતે રોકાયેલા રહે છે.'

૧ ધ સાઉથ આફ્રિકન કોમનવેલ્થ, પૃ.૩૬૫.

* * *

"છતાંય, અહીં એવું પૂર્ણ સત્ય સાથે નહિ કહી શકાય કે શ્વેત વસ્તીના આ બંને મહાન વિભાગો વચ્ચે સાવ મુક્ત સામાજિક આદાનપ્રદાન છે. એવું સૂચવાયું હતું કે મોટાં શહેરી કેન્દ્રોમાં મોટાભાગની વસ્તી અંગ્રેજોની છે અને શહેરના લોકો ગ્રામીણ પ્રદેશના લોકો અને તેમની રીતભાતથી અલ્પ પરિચિત છે. તે હકીકતને કારણે અંશતઃ આમ બન્યું છે. શહેરોમાં પણ નિયમ તરીકે અતિશય મૈત્રી પ્રવર્તે છે અને બોઅર લોકો અતિથિઓનો ઝાઝો આતિથ્ય સત્કાર કરે છે. છતાં પણ અનિવાર્ય વ્યાપારી કે ધંધાકીય સંબંધો કે પરસ્પરનો સહકાર માગી લે તેવા સામાજિક, સખાવતી કે જાહેર પ્રસંગો સિવાય આ બે વિભાગો વચ્ચે વધુ સામાજિક આદાનપ્રદાન નથી."

આમ સ્પષ્ટ થાય છે કે હિંદ જ એક એવો દેશ નથી જ્યાં કોમી વેર રહેલું છે. જો કેનેડાના ફ્રેંચ લોકોને અંગ્રેજ લોકો સાથે રાજકીય એકતા સાધી જીવવામાં, દક્ષિણ આફ્રિકાના અંગ્રેજને ડચ સાથે રાજકીય એકતા સાધી જીવવામાં, સ્વિટ્ઝરલેન્ડના ફ્રેંચો તથા ઈટાલિયનોને જર્મનો સાથે રાજકીય એકતા સાધી જીવવામાં કોમી વેર અવરોધરૂપ ન બનતું હોય તો પછી હિંદુઓ તથા મુસ્લિમો માટે હિંદમાં, એક બંધારણ નીચે એક સાથે જીવવાનું અશક્ય કેમ બને ?

૪

કૉંગ્રેસની બહુમતીમાં મુસ્લિમોએ વિશ્વાસ ખોયો છે એટલે પાકિસ્તાન હોવું જોઈએ ? આ વિશ્વાસ ખોવાના કારણો તરીકે મુસ્લિમો કૉંગ્રેસનાં બે વર્ષ અને ત્રણ મહિનાનાં શાસન દરમિયાનાં હિંદુઓએ આચરેલાં ક્રૂરતા અને દમનના કેટલાંક ઉદાહરણો અને તેના પ્રત્યે કૉંગ્રેસી પ્રધાનમંડળોએ કરેલાં આંખમીચામણાંને ટાંકે છે. કમભાગ્યે આ ફરિયાદોની તપાસ કરવા સરકારી પંચ નીમવાનો પોતાનો આગ્રહ શ્રી જિન્નાહે ચાલુ ન રાખ્યો. જો તેમણે તે ચાલુ રાખ્યો હોત તો આ ફરિયાદોમાં શું સત્ય છે તે આપણે જાણી શકત. મુસ્લિમ લીગના અહેવાલમાં[૧] આપેલી આ

૧ આ મુદ્દા અંગે કૉંગ્રેસી પ્રાંતોમાંના મુસ્લિમોની ફરિયાદોની તપાસ માટે ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગે નિયુક્ત કરેલી તપાસ સમિતિનો અહેવાલ, જે પીરપુર અહેવાલ તરીકે ઓળખાય છે તે અહેવાલ જુઓ. વળી, બિહારના મુસ્લિમોની કેટલીક ફરિયાદોની તપાસ કરનારી બિહાર પ્રાંતીય મુસ્લિમ લીગનો અહેવાલ તથા બિહાર સરકારના માહિતી અધિકારીએ, તા. ૧૩-૩-૩૯ના 'અમૃત બઝાર પત્રિકા'માં પ્રસિદ્ધ થયેલા

ઘટનાઓ પર નજર નાખતા વાચકો પર એવી અસર પડશે કે, આ આક્ષેપોમાં થોડુંક સત્ય રહેલું છે, છતાં પણ તેમાં એવું ઘણું બધું છે જેમાં નરી અતિશયોક્તિ છે. આ આક્ષેપોને નકારતાં નિવેદનો સંબંધિત કૉંગ્રેસી પ્રધાનમંડળોએ પ્રગટ કર્યાં છે. એવું પણ હોય કે બે વર્ષ અને ત્રણ મહિનના શાસનકાળ દરમિયાન કૉંગ્રેસે મુત્સદ્દીગીરી ન દેખાડી, લઘુમતીઓમાં ન તો વિશ્વાસ ઉત્પન્ન કર્યા, કે ન તેમને ડામવાનો પ્રયત્ન કર્યો. પણ તે શું હિંદના ભાગલા પડાવવાનું કારણ છે ? તેવું શું શક્ય નથી કે જે મતદારોએ ગઈ વખતે કૉંગ્રેસને સમર્થન આપ્યું હતું તે શાણા બનશે અને કૉંગ્રેસને પોતાનું સમર્થન નહિ આપે ? અથવા એવું ન બને કે જો કૉંગ્રેસ ફરી સત્તારૂઢ થાય તો તેને તેણે કરેલી ભૂલો પરથી પદાર્થપાઠ મળે અને તેની ઉપદ્રવી નીતિનું પુનરાવલોકન કરે અને તેમ કરી તેના ભૂતકાળના વર્તનથી સર્જાયેલો ભય શમાવે ?

૫

મુસલમાનો એક રાષ્ટ્ર છે તેટલા માટે પાકિસ્તાન હોવું જોઈએ ? તે એક દુઃખદ વાત છે કે જયારે સમગ્ર વિશ્વ રાષ્ટ્રવાદનાં દૂષણોને વખોડતું હતું અને કોઈ પણ પ્રકારની આંતરરાષ્ટ્રીય સંસ્થાનો આશ્રય શોધતું હતું તે સમયે શ્રી જિન્નાહ મુસ્લિમ રાષ્ટ્રવાદના ચુસ્ત અનુયાયી તથા હિમાયતી બન્યા. મુસ્લિમ રાષ્ટ્રવાદમાં તેમની નવી ઊભી થયેલી શ્રધ્ધાએ તેમના મનને એવું તો ઘેરી લીધું હતું કે જેનાં અંગ વિઘટિત થયાં છે તે સમાજ અને જેનાં અંગો માત્ર શિથિલ બની ગયાં છે તે સમાજ વચ્ચે રહેલી અલગતાની ઉપેક્ષા કોઈ શાણો માણસ ન કરી શકે અને તે અલગતા જોવા તે તૈયાર નહોતા. જયારે સમાજ વિઘટિત થતો હોય - અને બે રાષ્ટ્રનો સિધ્ધાંત સાચે જ સમાજ તથા દેશનું વિધિસર વિઘટન હોય, ત્યારે તે તે હકીકતની સાબિતી છે કે કાર્લાઈલ જેને 'આંગિક તંતુઓ' કહે છે - એટલે કે કકડે કકડા થઈ ગયેલાં અંગોને સાથે જોડવા મથતાં શક્તિશાળી બળોનું અસ્તિત્વ હોતું જ નથી. આવા કિસ્સાઓમાં વિઘટનનો માત્ર અફસોસ કરી શકાય. તે અટકાવી ન શકાય. છતાંય, જયાં આવા સુઘટ્ટ તંતુઓનું અસ્તિવ હોય ત્યાં તેમની ઉપેક્ષા કરવી અને મુસ્લિમો કરી રહ્યા છે તેમ જાણી

આ અહેવાલમાંના કેટલાક આક્ષેપોનો પ્રત્યુત્તર આપતી બહાર પાડેલી અખબારી યાદી પણ જુઓ.

જોઈને સમાજ તથા દેશને વિઘટિત થવા દેવો તે એક ગુનો છે. જો મુસ્લિમો જુદું રાષ્ટ્ર થવા માગતા હોય તો તેનું કારણ તે નથી કે તેઓ જુદું રાષ્ટ્ર છે પણ તેનું કારણ એ છે કે તે જુદું રાષ્ટ્ર બનવા માગે છે. મુસલમાનોમાં એવું ઘણું છે કે જો તે ઈચ્છે તો તે તેમને રાષ્ટ્રમાં વાળી શકે. પણ શું હિંદુ અને મુસલમાનો બંનેમાં એવી પર્યાપ્ત સમાનતા નથી કે જો તેને વિકસાવાય તો તે તેનું એક રાષ્ટ્રમાં ઘડતર કરી શકે ? તે વાતને કોઈ નકારી નહિ શકે કે બંનેમાં અનેક સમાન વ્યવહારો, વર્તનો, વિધિઓ તથા પરંપરાઓ છે. કોઈ તે પણ નહિ નકારી શકે કે, ધર્મના પાયાપર રચાયેલી એવી પણ વિધિઓ, પરંપરાઓ છે, એવા વ્યવહારો છે કે જે હિંદુઓ તથા મુસ્લિમોનું વિભાજન કરે છે. પ્રશ્ન તો એ છે કે આ બેમાંથી કોના પર ભાર મૂકવો. જો સમાન વસ્તુઓ પર ભાર મુકાય તો હિંદમાં બે રાષ્ટ્રોની જરૂર નથી. જો, જેના પર મતભેદો છે. તે વસ્તુઓ પર ભાર મુકાય તો તે નિ:શંક બે રાષ્ટ્રોને ઊભાં કરશે જ. શ્રી જિન્નાહને દોરતો દૃષ્ટિકોણ તો એ લાગે છે કે હિંદુઓ માત્ર લોકો છે અને તેઓ ક્યારેય રાષ્ટ્ર ન બની શકે. અંગ્રેજ લેખકોએ હિંદીઓ વિશે બોલતા તેમને હિંદી રાષ્ટ્ર કહેવાને બદલે હિંદના લોકો કહેવાનો જે નિર્ણય કર્યો છે તે જ માર્ગને આ અનુસરે છે. માની લઈએ કે હિંદીઓ રાષ્ટ્ર નથી અને તેઓ માત્ર લોકો જ છે. પણ તેથી શું ? ઇતિહાસ સાક્ષી છે કે મહાન સામૂહિક વ્યક્તિત્વ તરીકે રાષ્ટ્રના ઊગમ પહેલાં તે સહુ લોકો જ હતા. હિંદીઓ લોકો કરતાં સવિશેષ કશું ન હોય તો તેમાં શરમાવાની જરૂર નથી અને એવી નિરાશા સેવવાની પણ જરૂર નથી કે હિંદના લોકો જો તે ઈચ્છતા હશે તો, એક રાષ્ટ્ર નહિ બની શકે કારણ કે ડિઝરાઈલીએ કહ્યું હતું તેમ રાષ્ટ્ર તે કલાનું કાર્ય છે, સમયનું કાર્ય છે. જો હિંદુઓ તથા મુસલમાનો તેમને જોડતી વસ્તુઓ પર ભાર મૂકવા અને તેમને અલગ પાડતી વસ્તુઓને ભૂલવા સંમત થાય તો એવું કોઈ કારણ નથી કે કાળક્રમે તેઓ એક રાષ્ટ્ર ન બની શકે. એવું બને કે તેમનો રાષ્ટ્રવાદ ફ્રેંચો અને જર્મનો જેવો એ સંગઠિત રાષ્ટ્રવાદ ન હોય. પણ સમાન પ્રશ્નો પર તેઓ સમાન મન:સ્થિતિ સરળતાથી ઊભી કરી શકે કે જે ઉત્પન્ન કરવામાં રાષ્ટ્રવાદની ભાવના સહાય કરે છે જ અને એટલા ખાતર જ તે આટલી મહામૂલી ગણાય છે. માત્ર

મતભેદો પર જ ભાર મૂકવો અને જોડતાં બળોની ઉપેક્ષા કરવી તે શું મુસ્લિમ લીગનો અધિકાર છે ? તે ભુલાવું ન જોઈએ કે જો બે રાષ્ટ્રો અસ્તિત્વમાં આવશે તો તે પૂર્વનિયત હોવાને કારણે અસ્તિત્વમાં નહિ આવે. તે સહેતુક યોજનાનું જ પરિણામ હશે.

મેં કહ્યું તેમ હિંદના મુસ્લિમો હજી કાયદેસર કે હકીકતમાં રાષ્ટ્ર નથી. માત્ર એટલું જ કહી શકાય કે રાષ્ટ્ર બનાવવા અનિવાર્ય એવાં તત્ત્વો તેમનામાં છે. પણ માની લઈએ કે હિંદના મુસલમાનો રાષ્ટ્ર છે તો શું હિંદ એક જ એવો દેશ છે કે જ્યાં બે રાષ્ટ્ર થવાનાં છે ? તો કેનેડાનું શું ? બધાં જ જાણે છે કે કેનેડામાં બે રાષ્ટ્રો છે. - અંગ્રેજ અને ફ્રેંચ. દક્ષિણ આફ્રિકામાં પણ અંગ્રેજ અને ડચ એવાં બે રાષ્ટ્રો નથી ? અને સ્વિટ્ઝરલેન્ડનું શું ? કોણ નથી જાણતું કે સ્વિટ્ઝર્લેન્ડમાં જર્મનો, ફ્રેન્ચ અને ઈટાલિયનો એવાં ત્રણ રાષ્ટ્રો વસે છે ? પોતે અલગ રાષ્ટ્ર હોવાને કારણે કેનેડામાં શું ફ્રેંચોએ ભાગલા માગ્યા ? બોઅરોથી પોતે અલગ રાષ્ટ્ર હોવાને કારણેં દક્ષિણ આફ્રિકામાં શું અંગ્રેજોએ ભાગનો દાવો કર્યો ? કોઈએ ક્યારેય એવું સાંભળ્યું ખરું કે જર્મનોએ, ફ્રેંચોએ તથા ઈટાલિયનોએ, તેઓ જુદાં રાષ્ટ્રો હોવાને કારણે ક્યારેય સ્વિટ્ઝરલેન્ડને વિઘટિત કરવા ઉશ્કેરાટ કર્યો ? તેઓ જો એક દેશમાં, એક બંધારણ નીચે જીવશે તો તેઓ તેમની અલગ તરી આવતી સંસ્કૃતિ ખોઈ દેશે તેવું ક્યારેય જર્મન, ફ્રેંચો તથા ઈટાલિયનોએ અનુભવ્યું ખરું ? ઊલટું, આ બધાં જ અલગ પડતાં રાષ્ટ્રોએ તેમની રાષ્ટ્રીયતા કે તેમની અલગ સંસ્કૃતિઓ ખોઈ દેવાના ભય વિના એક દેશમાં, એક બંધારણ નીચે સાથે જીવવાનો સંતોષ મેળવ્યો છે. નથી કેનેડામાં અંગ્રેજ સાથે જીવતો ફ્રેંચ, ફ્રેંચ મટી ગયો કે નથી દક્ષિણ આફ્રિકામાં બોઅરો સાથે જીવતો અંગ્રેજ અંગ્રેજ મટી ગયો. સમાન દેશ અને સમાન બંધારણ સાથે પોતાનાં જોડાણ છતાંય જર્મનો, ફ્રેંચો અને ઈટાલિયનો અલગ રાષ્ટ્ર રહ્યાં છે. સ્વિટ્ઝર્લેન્ડનો દાખલો નોંધવા યોગ્ય છે. તે એવાં રાષ્ટ્રથી ઘેરાયેલું છે કે જેમની રાષ્ટ્રીયતાઓને સ્વિટ્ઝર્લેન્ડની રાષ્ટ્રીયતાઓ સાથે ઘનિષ્ટ ધાર્મિક તથા જાતિગત સાદૃશ્યતા છે. આ સાદશ્યતા હોવા છતાંય સ્વિટ્ઝર્લેન્ડની રાષ્ટ્રીયતા સૌપ્રથમ

સ્વિસ રહી છે અને પછી જ જર્મનોની, ઈટાલિયનોની અને ફ્રેંચોની રાષ્ટ્રીયતા બની છે.

કેનેડામાં ફ્રેન્ચોનો, દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજોનો અને સ્વિટ્ઝર્લેન્ડમાં ફ્રેંચો તથા ઈટાલિયનોનો અનુભવ જણાવ્યા પછી પ્રશ્ન તો એ ઊઠે છે કે હિંદમાં તેનાથી ઊલટું કેમ ? ધારી લઈએ કે હિંદુઓ તથા મુસ્લિમોનું બે રાષ્ટ્રોમાં વિભાજન થાય તો પણ તેઓ એક દેશમાં, એક બંધારણ નીચે કેમ ન જીવી શકે ? શા માટે બે રાષ્ટ્રોના બહાર આવેલા સિદ્ધાંતે ભાગલા અનિવાર્ય બનાવવા જોઈએ ? હિંદુઓ સાથે રહીને તેમની રાષ્ટ્રીયતા તથા તેમની રાષ્ટ્રીય સંસ્કૃતિ ખોવાનો ભય મુસ્લિમોએ શા માટે રાખવો જોઈએ ? જો મુસ્લિમો અલગતાનો આગ્રહ રાખે તો કોઈ ચિંતક સુપેરે એવા તારણ પર આવે કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે એવું ઘણું બધું સમાન છે કે મુસ્લિમ નેતાઓને ભય છે કે જો ભાગલા નહિ પડે તો મુસ્લિમો પાસે ઈસ્લામી સંસ્કૃતિની જે કંઈક થોડી ઘણી પણ અલગ વિશિષ્ટતા રહી છે તે છેવટે તો હિંદુઓ સાથે સતત સંપર્કને કારણે નાશ પામશે. પરિણામે, અંતે હિંદમાં બે રાષ્ટ્રોને બદલે એક રાષ્ટ્ર ઊભું થશે. જો મુસ્લિમ રાષ્ટ્રવાદ આટલો સંકુચિત હોય તો ભાગલાનો હેતુ કૃત્રિમ છે અને પાકિસ્તાનનો દાવો તેનો મૂળ આધાર જ ખોઈ દે છે.

૬

પાકિસ્તાન નહિ હોય તો સ્વરાજ તે હિંદુરાજ બની જશે તે કારણે શું પાકિસ્તાન હોવું જોઈએ ? મુસલમાનો આવી બૂમોમાં એટલી સરળતાથી ખેંચાઈ જાય છે કે તેની પાછળ રહેલી ભ્રામકતાને ખુલ્લી પાડવી અનિવાર્ય છે.

સૌપ્રથમ તો, હિંદુરાજ પ્રત્યેનો મુસ્લિમોનો વાંધો નૈતિક વાંધો છે કે પછી રાજકીય વાંધો છે ? જો તે નૈતિક વાંધો હોય તો તે એટલું જ કહી શકાય કે તે ખૂબ વિચિત્ર પ્રકારની નૈતિકતા છે. ખરેખર, હિંદમાં એવા લાખો મુસ્લિમો છે જે હિંદુ રાજવીઓના નિરંકુશ તથા અનિયંત્રિત હિંદુરાજમાં જીવે છે અને મુસ્લિમોએ કે મુસ્લિમ લીગે તેની સામે કોઈ વાંધો ઉઠાવ્યો નથી. મુસ્લિમોને એકવાર બ્રિટિશરાજ સામે પ્રામાણિક વાંધો હતો. આજે તેમને તેની સામે માત્ર વાંધો જ નથી પણ તેઓ તેના મોટામાં મોટા સમર્થકો છે. અંગ્રેજોના રાજ સામે

કે હિંદુ રાજવીઓના સશકત હિંદુરાજે સામે વાંધો નથી. પણ બ્રિટિશ હિંદને સ્વરાજ મળે તે સામે વાંધો છે. તે હિંદુરાજ છે. જાણે કે તેને નિયંત્રણો તથા સમતુલા નથી. તેવું તેમનું વલણ છે જેનો તર્ક સમજી શકવો મુશ્કેલ છે.

હિંદુરાજ સામેનો રાજકીય વાંધો અનેક કારણો પર આધાર રાખે છે. પહેલું કારણ તો એ છે કે હિંદુ સમાજ લોકશાહી સમાજ નથી. સાચી વાત છે. તે નથી. કદાચ તે પૂછવું યોગ્ય નહિ લાગે કે મુસ્લિમોએ હિંદુઓને વટાળાવ્યા સિવાય હિંદુ સમાજ સુધારણાની વિવિધ ચળવળોમાં કોઈ ભાગ લીધો છે કે કેમ? પણ તે પૂછવું તો યોગ્ય જ હશે કે હિંદુ સમાજના બિનલોકશાહી સ્વરૂપથી દેખીતાં પરિણામસ્વરૂપ દૂષણોથી શું એકલા મુસ્લિમોને જ વેઠવું પડયું છે ? શું લાખો શૂદ્રો અને અબ્રાહ્મણો કે લાખો અસ્પૃશ્યો હિંદુ સમાજના બિન-લોકશાહી સ્વરૂપનાં કનિષ્ઠ પરિણામો સહન નથી કરતા ? ઉચ્ચવર્ણના હિંદુઓના બનેલા હિંદુ શાસક વર્ગ સિવાય શિક્ષણનો, જાહેર નોકરીઓનો અને રાજકીય સુધારણાનો લાભ કોણ મેળવે છે ? આ વર્ગ કુલ હિંદુ વસ્તીના ૧૦ ટકા પણ નથી. હિંદુઓની રાજનીતિ પર અંકુશ ધરાવતા હિંદુઓના શાસક વર્ગે શૂદ્રો અને અસ્પૃશ્યોનાં હિતો તથા અધિકારોનાં રક્ષણો કરતાં મુસલમાનોનાં હિતો તથા અધિકારોનાં રક્ષણો માટે વધુ આદર દેખાડયો નથી શું ? અસ્પૃશ્યોને રાજકીય સવલતો આપવાનો વિરોધ કરવા કૃતસંકલ્પ બનેલા શ્રી ગાંધી મુસ્લિમો માટે કોરા ચેક પર સહી કરવા તૈયાર નથી શું ? સાચે જ, શૂદ્રો તથા અસ્પૃશ્યો સાથે સત્તાની ભાગીદારી કરવાને બદલે હિંદુઓનો શાસક વર્ગ મુસ્લિમો સાથે સત્તાની ભાગીદારી કરવા ઘણો ઘણો તત્પર હોય તેમ લાગે છે. હિંદુ સમાજના બિનલોકશાહી સ્વરૂપ અંગે ફરિયાદ કરવાનું મુસ્લિમો પાસે ઓછામાં ઓછું કારણ છે તે નક્કી.

હિંદુરાજ સામેના મુસ્લિમોના વિરોધનું બીજું કારણ તો એ છે કે હિંદુઓ બહુમતી કોમ છે અને મુસ્લિમો લઘુમતી કોમ છે. સાચું પણ શું હિંદ એક જ એવો દેશ છે કે જયાં આવી પરિસ્થિતિ છે ? ચાલો, આપણે હિંદની પરિસ્થિતિની કેનેડા, દક્ષિણ આફ્રિકા અને સ્વિટ્ઝર્લેન્ડની પરિસ્થિતિ સાથે તુલના કરીએ. સૌ પ્રથમ વસ્તીની વહેંચણી લઈએ. કેનેડામાં[1] ૧૦,૩૭૬,૭૮૬ની કુલ વસ્તીમાં

ફ્રેંચો માત્ર ૨,૯૨૭,૯૯૦ છે. દક્ષિણ આફ્રિકામાં[1] ડચ લોકોની સંખ્યા ૧,૧૨૦,૭૭૦ છે અને અંગ્રેજોની સંખ્યા માત્ર ૭૮૩,૦૭૧ છે. સ્વિટ્ઝર્લૅન્ડમાં[2] કુલ ૪,૦૬૬,૪૦૦ની વસ્તીમાં જર્મનોની સંખ્યા ૨,૯૨૪,૩૧૩ છે, ફ્રેંચોની સંખ્યા ૮૩૧,૦૯૭ છે અને ઈટાલિયોની સંખ્યા ૨૪૨,૦૩૪ છે.

આ દર્શાવે છે કે બહુમતી કોમના રાજ નીચે મુકાયાનો ભય લઘુતમ રાષ્ટ્રીયતાઓને નથી હોતો.આવો ખ્યાલ તો તેમને સાવ પરાયો લાગે છે. આમ કેમ ? તે એ કારણે હશે કે સત્તા અને શાસનના તે કેન્દ્રો પર એટલે કે ધારાસભા અને વહીવટી તંત્ર પર બહુમતી રાષ્ટ્રીયતા સર્વોપરીતા સ્થાપી શકે તેવી કોઈ શક્યતા નથી ? તેનાથી સાવ ઊલટું છે કમભાગ્યે, સ્વિટ્ઝર્લૅન્ડ, કેનેડા અને દક્ષિણ આફ્રિકામાં જુદી જુદી બહુમતી તથા લઘુમતી રાષ્ટ્રીયતાઓનું કેટલું ચોક્કસ પ્રતિનિધિત્વ છે તે દર્શાવવા આંકડાઓ ઉપલબ્ધ નથી. તેનું કારણ એ છે કે હિંદમાં જોવામાં આવે છે. તેમ ત્યાં કોમી દૃષ્ટિએ બેઠકો અનામત નથી. પ્રત્યેક કોમને સામાન્ય સ્પર્ધામાં જેટલી બેઠકો તે જીતી શકે તેટલી બેઠકો જીતવાની છૂટ છે. પણ ધારાસભાની કુલ બેઠકોમાં પ્રત્યેક રાષ્ટ્રીયતા તેની વસ્તીના પ્રમાણમાં કેટલી બેઠકો મેળવી શકે તેની ગણતરી કરવી તદ્દન સરળ છે. આ આધાર પર આગળ વધતાં આપણે શું જાણીએ છીએ ? સ્વિટ્ઝર્લૅન્ડમાં નીચલા ગૃહમાં કુલ ૧૮૭ પ્રતિનિધિઓ છે. તેમાંથી જર્મનોને ૧૩૮ બેઠકો, ફ્રેંચોને ૪૨ અને ઈટાલિયનોને માત્ર ૭ બેઠકો જીતવાની શક્યતા છે. દક્ષિણ આફ્રિકામાં કુલ ૧૫૬ બેઠકોમાંથી અંગ્રેજોને ૬૨ અને ડચોને ૯૪ બેઠકો જીતવાની શક્યતા છે. કેનેડામાં કુલ ૨૪૫ બેઠકો છે. આમાંથી ફ્રેંચોને માત્ર ૬૫ બેઠકો મળી છે.[3] આ આધારે એટલું તો સ્પષ્ટ છે કે આ બધા જ દેશોમાં બહુમતી રાષ્ટ્રીયતા લઘુમતી રાષ્ટ્રીયતા પર તેની સર્વોપરીતા સ્થાપે તેવી પૂરેપૂરી શક્યતા રહેલી છે. ખરેખર કોઈ એમ પણ કહી શકે તે કાયદેસર જોતાં અને માત્ર સ્વરૂપ દૃષ્ટિએ જોતાં કેનેડામાં ફ્રેંચો બ્રિટિશરાજ નીચે જીવે છે, દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજો ડચરાજ

૭ કેનેડા ઈયર બુક, ૧૯૩૬.
૧ સાઉથ આફ્રિકા ઈયર બુક, ૧૯૪૧.
૨ સ્ટેટમેન્ટસ ઈયર બુક, ૧૯૪૧.
૩ આ સંખ્યા ક્વેબેક પ્રાંતની છે.

નીચે જીવે છે. અને સ્વિટ્ઝર્લૅન્ડમાં ઈટાલિયનો અને ફ્રૅંચો જર્મનરાજ નીચે જીવે છે. પણ હકીકતની દૃષ્ટિએ શી પરિસ્થિતિ છે ? કેનેડાના ફ્રૅંચોએ એવી બૂમ પાડી કે તેઓ બ્રિટિશરાજ નીચે નહીં જીવે ? દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજોએ એવો પોકાર કર્યો કે તેઓ ડચરાજ નીચે નહિ જીવે ? સ્વિટ્ઝર્લૅન્ડમાં ફ્રૅંચો અને ઈટાલિયનોએ જર્મનરાજ નીચે જીવવા સામે વાંધો ઉઠાવ્યો ? તો પછી શા માટે મુસ્લિમોએ હિંદુરાજની બૂમો પાડવી જોઈએ ?

એવું સૂચવાયું છે કે હિંદુરાજ ખુલ્લી કોમી બહુમતીનું જ હોવું જોઈએ ? હિંદુ બહુમતીની સંભવિત ક્રૂરતા સામે મુસ્લિમોને રક્ષણ નથી અપાયાં ? કેનેડામાં ફ્રેન્ચોને અપાયાં છે, દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજોને અપાયાં છે અને સ્વિટ્ઝર્લૅન્ડમાં ફ્રૅંચો તથા ઈટાલિયનોને અપાયાં છે તેના કરતાં વધુ વ્યાપક અને વધુ સારાં રક્ષણો હિંદના મુસ્લિમોને નથી અપાયા ? રક્ષણોની યાદીમાંથી માત્ર એક જ વિગત જોઈએ. મુસ્લિમોને ધારાસભાના પ્રતિનિધિત્વમાં પ્રચંડ પ્રમાણમાં મહત્ત્વ નથી મળ્યું ? કેનેડા, દક્ષિણ આફ્રિકા કે સ્વિટ્ઝર્લૅન્ડમાં મહત્ત્વ જેવું કંઈક છે ખરું ? અને મુસ્લિમોને અપાયેલા આ મહત્ત્વની અસર શી ? તે ધારાસભામાં હિંદુ બહુમતી ઘટાડવા માટે નથી ? અને આ ઘટાડાનું પ્રમાણ કેટલું ? બ્રિટિશ હિંદ પૂરતી જ આપણી જાતને સીમિત કરીએ તો હિંદ સરકારના ૧૯૩૫ના ધારા નીચે કેન્દ્રીય ધારાસભાના નીચલા ગૃહમાં પ્રાદેશિક હિંદુ તથા મુસ્લિમ મતદારમંડળોમાં અપાયેલા પ્રતિનિધિત્વને જ ખ્યાલમાં રાખીએ તો તે સ્પષ્ટ છે કે કુલ ૧૮૭ બેઠકોમાંથી હિંદુઓને ૧૦૫ બેઠકો અપાઈ છે અને મુસ્લિમોને ૮૨ બેઠક અપાઈ છે. આ આંકડાઓ આપ્યા પછી કોઈને ફરજિયાત પૂછવાનું મન થાય કે હિંદુરાજનો ભય ક્યાં છે ?

જો હિંદુરાજ હકીકત બને તો નિ:શંક તે આ દેશની મોટામાં મોટી આપત્તિ હશે. હિંદુઓ ગમે તે કહે પણ હિંદુ ધર્મ સ્વાતંત્ર્ય, સમાનતા તથા બંધુત્વ માટે જોખમકારક છે. તેથી જ તે લોકશાહી સાથે વિસંગત છે. કોઈ પણ હિસાબે હિંદુરાજ રોકવું જોઈએ. પણ શું પાકિસ્તાન તેની સામેનો સાચો ઉપાય છે. ? એક દેશમાં રહેલી વિવિધ કોમોના તુલનાત્મક બળમાં પ્રમાણનો અભાવ કોમી રાજને શક્ય બનાવે છે. ઉપર દર્શાવ્યું તેમ, કેનેડા, દક્ષિણ આફ્રિકા તથા સ્વિટ્ઝર્લૅન્ડ

કરતાં હિંદમાં આ પ્રમાણનો અભાવ વધુ પ્રમાણમાં દેખાતો નથી. છતાંય કેનેડામાં બ્રિટિશરાજ નથી, દક્ષિણ આફ્રિકામાં ડચરાજ નથી અને સ્વિટ્ઝર્લૅન્ડમાં જર્મનરાજ નથી. તેમના દેશમાં બહુમતી કોમનું રાજ સ્થપાતું રોકવા ફ્રેન્ચો, અંગ્રેજો અને ઈટાલિયનો કેવી રીતે સફળ થયા ? ભાગલાથી તો નહિ જ. તો તેમની રીત કઈ? તેમની રીત છે રાજકારણમાં કોમી પક્ષો પર પ્રતિબંધ મૂકવાની. કેનેડા, દક્ષિણ આફ્રિકા કે સ્વિટ્ઝર્લૅન્ડમાં કોઈ કોમ અલગ કોમી પક્ષ સ્થાપવાનું ક્યારેય વિચારતો નથી. નોંધવાપાત્ર મહત્ત્વની વાત તો એ છે કે લઘુમતી રાષ્ટ્રો બે જ કોમી પક્ષની રચનાના વિરોધનું નેતૃત્વ લીધું છે. કારણ કે તેઓ જાણે છે કે જો તેઓ કોમી રાજકીય પક્ષની રચના કરશે તો બહુમતી કોમ પણ કોમી પક્ષ સ્થાપશે અને એ રીતે બહુમતી કોમ તેનું કોમી રાજ સહેલાઈથી સ્થાપી શકશે. આ સ્વરક્ષણની દ્રૃષીલી નીતિ છે. લઘુમતી રાષ્ટ્રો પૂરતા સભાન છે કે તેમને તેમના પોતાના જ દારૂખાનાથી ઉડાડી દેવામાં આવશે ને કારણે જ તેમણે કોમી રાજકીય પક્ષોની સ્થાપનાનો વિરોધ કર્યો છે.

હિંદુરાજને ટાળવાની આ રીત મુસ્લિમોએ વિચારી છે ખરી ? તેને ટાળવા માટે તે કેટલી સરળ છે ? તેમણે વિચાર્યું છે ખરું કે લીગની વર્તમાન નીતિ કેટલી વંધ્ય અને હાનિકારક છે ? મુસ્લિમો હિંદુ મહાસભા અને હિંદુવિશ્વ અને હિંદુરાજના તેના સૂત્ર સામે બૂમો પાડે છે. પણ આને માટે કોણ જવાબદાર છે ? હિંદુ મહાસભા તથા હિંદુરાજ એ છટકી શકાય તેવા બદલો લેનારા દેવતાઓ છે જેમને મુસ્લિમોએ પોતે જ મુસ્લિમ લીગ સ્થાપીને ઊભા કર્યા છે. તે ક્રિયા અને પ્રતિક્રિયા છે. એકબીજાનું ઉદ્ભવ નિમિત્ત બને છે. ભાગલા નહિ પણ મુસ્લિમ લીગની નાબૂદી અને હિંદુઓ તથા મુસ્લિમોના મિશ્રપક્ષની રચના એજ હિંદુરાજના ભૂતને દફનાવવાનો એકમાત્ર અસરકારક માર્ગ છે. અલબત્ત, મુસ્લિમો અને અન્ય લઘુમતીઓ માટે જ્યાં સુધી બંધારણીય રક્ષણોનો પ્રશ્ન ચાલુ રહે ત્યાં સુધી કોંગ્રેસ કે હિંદુ મહાસભામાં જોડાવાનું શક્ય નથી. પણ તે પ્રશ્નપર પણ સમાધાન થશે, સમાધાન થવું જ જોઈએ અને એવી આશા છે કે આ સમાધાન મુસ્લિમો અને અન્ય લઘુમતીઓને જરૂરી એવાં રક્ષણો મેળવવામાં જ પરિણમશે. આપણે જેની સન્નિષ્ઠ ઈચ્છા સેવી છે તે આ પરિપૂર્ણતા એકવાર

સિધ્ધ થઈ જાય પછી પક્ષના પુનઃજોડાણમાં, કૉંગ્રેસ અને હિંદુ મહાસભા તૂટી પડવામાં અને હિંદુરાજ કે મુસ્લિમરાજને હકીકત બનતી ટાળવા સામાજિક તથા આર્થિક પુનરુત્થાનના સંમત કાર્યક્રમના આધારે હિંદુઓ તથા મુસલમાનોનો મિશ્ર રાજકીય પક્ષ રચવામાં કશું આડે નહિ આવે અને હિંદમાં હિંદુઓ તથા મુસ્લિમોના મિશ્રપક્ષની રચના મુશ્કેલ નથી. હિંદુ સમાજમાં અનેક નીચલા સ્તરના લોકો છે જેમની આર્થિક, રાજકીય અને સામાજિક જરૂરિયાતો મુસ્લિમોના બહુમતી લોકો જેવી જ છે અને તે લોકો જેમણે સદીઓથી તેમને સામાન્ય માનવ અધિકારોથી વંચિત રાખ્યા છે અને તે આપવાનો ઈનકાર કર્યો છે તે ઉચ્ચ વર્ણના હિંદુઓ સાથે જોડાવા તૈયાર થવા કરતાં સમાન ધ્યેયો સિધ્ધ કરવા માટે મુસ્લિમો સાથે સમાન નિમિત્ત રચવા સવિશેષ તૈયાર થશે. આવો માર્ગ અપનાવવો તેને સાહસ કહી શકાય નહિ. તે દિશાનો પથ તે સારી રીતે ખેડાયેલો પથ છે. ઈસ. ૧૯૨૦થી ૧૯૩૭ સુધી મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાઓ હેઠળ બધા જ નહિ તો મોટાભાગના પ્રાંતોમાં મુસ્લિમો, અ-બ્રાહ્મણો તથા દલિત વર્ગોએ એક થઈ, એક જૂથના સભ્યો તરીકે સુધારા અમલમાં મૂક્યા હતા તે એક હકીકત નથી શું ? આ જ હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે કોમી એકતા સિધ્ધ કરવાની અને હિંદુરાજનો ભય નાશ કરવાની અત્યંત ફળદાયક રીત છે. શ્રી જિન્નાહ સરળતાથી આ દિશાને અનુસર્યા હોત. શ્રી જિન્નાહ માટે તેમાં સફળ થવું મુશ્કેલ પણ નહોતું. જો તેમણે આવો સંયુક્ત બિનકોમી પક્ષ રચવા પ્રયત્ન કર્યો હોત તો શ્રી જિન્નાહ એક જ એવી વ્યક્તિ હતા કે જેમને સફળતા મળવાની સઘળી તકો હતી. તેમનામાં સગંઠનની શક્તિ પણ છે. રાષ્ટ્રવાદી તરીકે તેમની પ્રતિષ્ઠા છે. સમાન માનસ ધરાવતા હિંદુઓ તથા મુસ્લિમોનો સંયુક્ત પક્ષ રચવાની તેમણે હાકલ કરી હોત તો કૉંગ્રેસ વિરોધી હિંદુઓ પણ તેમની પાસે દોડીને એકઠા થયા હોત. પણ શ્રી જિન્નાહે શું કર્યું ? ઈ.સ.૧૯૩૭માં શ્રી જિન્નાહે મુસ્લિમ રાજકારણમાં પ્રવેશ કર્યો અને વિચિત્રતા તો એ છે જે મુસ્લિમ લીગ મૃતઃપ્રાય બની ગઈ હતી અને થોડાં જ વર્ષો પહેલાં કદાચ તેનું મૃત્યુ જોઈને તે પ્રસન્ન થયા હોત તે મુસ્લિમ લીગને તેમણે પુનર્જીવિત કરી. આવા કોમી રાજકીય પક્ષનો પ્રારંભ ભલે ગમે તેટલો દુઃખદ હોય પણ તેમાં એક આશ્વાસન હતું અને તે

શ્રી જિન્નાહનું નેતૃત્વ. પ્રત્યેકને લાગતું હતું કે શ્રી જિન્નાહના નેતૃત્વ નીચે લીગ માત્ર કોમી પક્ષ નહિ બને. તેની નવી કારકિર્દીના પ્રથમ બે વર્ષમાં લીગે જે પ્રસ્તાવો પસાર કર્યા તેના પરથી તો લાગતું હતું કે તે હિંદુઓ તથા મુસ્લિમોનો મિશ્ર રાજકીય પક્ષ બનશે. ઈ.સ. ૧૯૩૭ના ઓક્ટોબરમાં લખનૌમાં યોજાયેલા તેના વાર્ષિક અધિવેશનમાં બધા મળીને લીગે ૧૫ પ્રસ્તાવો પસાર કર્યા. આ સંદર્ભમાં નીચેના બે પ્રસ્તાવો ખાસ ધ્યાનાકર્ષક છે.

### પ્રસ્તાવ ક્રમાંક ૭ :

"ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગની આ સભા કૉંગ્રેસ પક્ષે હિંદ સરકારના ૧૯૩૫ના ધારાના શબ્દો તથા ભાવનાનો અને સૂચનાપત્રોનો હડહડતો ભંગ કરીને કેટલાંક પ્રાંતોમાં જે પ્રધાનમંડળો રચ્યાં છે તેને વખોડી કાઢે છે, તેનો વિરોધ કરે છે અને મુસલમાનો તથા અન્ય મહત્ત્વની લઘુમતીઓનાં હિતના રક્ષણ માટે તેમને સોંપાયેલા વિશિષ્ટ અધિકારોને અમલમાં મૂકવાની તેમની નિષ્ફળતા બદલ ગવર્નરોને પણ વખોડે છે."

### પ્રસ્તાવ ક્રમાંક ૮ :

"આથી ઠરાવવામાં આવે છે કે ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગનું ધ્યેય હિંદમાં સ્વતંત્ર લોકશાહી રાજયોના સમવાયતંત્રના સ્વરૂપના પૂર્ણ સ્વાતંત્ર્યની સ્થાપનાનું હશે જેમાં મુસલમાનો તથા અન્ય લઘુમતીઓનાં અધિકારો તથા હિતો બંધારણમાં પૂરતા પ્રમાણમાં તથા અસરકારક રીતે સલામત બનાવાયેલાં હશે."

ઈ.સ. ૧૯૩૮ના ડિસેમ્બરમાં પટનામાં યોજાયેલા લીગના અધિવેશનમાં પણ તેટલી જ સંખ્યામાં પ્રસ્તાવો પસાર થયા હતા. પ્રસ્તાવ ક્રમાંક ૧૦ નોંધપાત્ર છે. તે નીચે પ્રમાણે છે :

"ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગ તેના તે અભિપ્રાયનું પુનરાવર્તન કરે છે કે હિંદ સરકારના ૧૯૩૫ના ધારામાં સમાવાયેલી સમવાયતંત્રની યોજના સ્વીકાર્ય નથી પણ જે કંઈક વધુ પ્રગતિ થઈ છે અથવા વખતોવખત થાય તે ખ્યાલમાં રાખીને તે ઓલ ઈન્ડિયા મુસ્લિમ લીગના પ્રમુખને મુસ્લિમો તથા અન્ય

લઘુમતીઓનાં હિતોનું રક્ષણ કરી શકે તેવા યોગ્ય વિકલ્પની શકયતા શોધવા માટે અનિવાર્ય હોય તેવો માર્ગ અપનાવવાની સત્તા આપે છે."

આ પ્રસ્તાવો દ્વારા શ્રી જિન્નાહે દર્શાવ્યું કે તે મુસ્લિમો અને અન્ય બિન-મુસ્લિમ લઘુમતીઓના સમાન મંચના હિમાયતી હતી. કમભાગ્યે, આ પ્રસ્તાવોમાં કહેલાં ઉદારતા તથા મુત્સદ્દીગીરી ઝાઝો સમય ટક્યાં નહિ. ઈ.સ. ૧૯૩૯માં શ્રી જિન્નાહે ગુલાંટ ખાધી અને પાકિસ્તાન માટેનો બદનામ પ્રસ્તાવ પસાર કરીને મુસલમાનોને અલગ રાખવાની ખતરનાક અને વિનાશક નીતિ અખત્યાર કરી. આમ અલગ પડવાનું કારણ શું ? બીજું કંઈ નહિ, પણ તે દષ્ટિકોણમાં આવેલું પરિવર્તન કે મુસલમાનો કોમ નહિ પણ રાષ્ટ્ર હતા ! મુસ્લિમો રાષ્ટ્ર છે કે કોમ તે પ્રશ્ન પર ઝઘડો કરવાની જરૂર નથી. પણ તે સમજવું મુશ્કેલ છે કે મુસ્લિમો રાષ્ટ્ર છે તે જ માત્ર હકીકત રાજકીય અલગતાને સલામત અને નકકર નીતિ કેવી રીતે બનાવે છે ? કમનસીબે આ નીતિ અપનાવીને શ્રી જિન્નાહે મુસ્લિમોની કેટલી કુસેવા કરી છે તે મુસ્લિમો સમજતા નથી. પણ મુસ્લિમ લીગને મુસલમાનોની એકમાત્ર સંસ્થા બનાવીને શ્રી જિન્નાહે શું પ્રાપ્ત કર્યું તે મુસ્લિમોને વિચારવા દો. હોઈ શકે કે બીજું સ્થાન પ્રાપ્ત કરવાની શકયતાને ટાળવામાં તેમને સહાય કરી હોય કારણ કે મુસ્લિમ છાવણીમાં તો પોતાના પ્રથમ સ્થાન અંગે તે હંમેશાં નિશ્ચિત રહી શકે. આ યોજનાથી હિંદુરાજથી મુસ્લિમોને અલગ રાખવાની આશા કેવી રીતે રાખે છે? જે પ્રાંતોમાં મુસ્લિમો લઘુમતીમાં છે તે પ્રાંતોમાં હિંદુરાજની સ્થાપનાને પાકિસ્તાન ટાળી શકશે ? તે તેમ નહિ કરી શકે તે દેખીતું જ છે. જો પાકિસ્તાન અસ્તિત્વમાં આવશે તો મુસ્લિમ લઘુમતી ધરાવતા પ્રાંતોમાં આવું જ બનશે. હવે સમગ્ર હિંદની દષ્ટિએ વિચાર કરો. હિંદુસ્તાનમાં જે મુસ્લિમ લઘુમતીઓ રહેશે તેમના પર કેન્દ્રમાં સ્થપાનારા હિંદુરાજને પાકિસ્તાન અટકાવી શકશે ? તે સ્પષ્ટ છે કે તે તેમ નહિ કરી શકે. તો પછી પાકિસ્તાનનો અર્થ શો ? માત્ર જે પ્રાંતોમાં મુસ્લિમો બહુમતીમાં છે અને હિંદુરાજ કયારેય સ્થપાવાનું નથી તે અટકાવવાનો ! જુદી રીતે કહીએ તો, જ્યાં મુસ્લિમો બહુમતીમાં છે ત્યાં મુસ્લિમો માટે પાકિસ્તાન બિનજરૂરી છે. કારણ કે ત્યાં હિંદુરાજનો કોઈ ભય નથી અને જ્યાં મુસ્લિમો લઘુમતીમાં છે

ત્યાં તે ઉપયોગી તો નથી જ પણ તેમને માટે તો તે નકામું છે. કારણ કે પાકિસ્તાન સ્થપાય કે ન સ્થપાય તેમણે તો હિંદુરાજનો સામનો કરવાનો જ છે. મુસ્લિમ લીગના રાજકરણ કરતાં વધુ વંધ્ય બીજું કોઈ રાજકારણ હોઈ શકે ? મુસ્લિમ લીગ લઘુમતી મુસ્લિમોને સહાય કરવા શરૂ થઈ અને બહુમતી મુસ્લિમોના દાવાના સમર્થનમાં તેનો અંત આવ્યો. મુસ્લિમ લીગના મૂળ ધ્યેયમાં કેવી વિકૃતિ! ઉદ્દાત્તમાંથી વિચિત્રતામાં કેવું અધ:પતન ! હિંદુરાજ સામેના ઉપાય તરીકે ભાગલા બિનઉપયોગી તો છે પણ તેથી વધુ તો તે કનિષ્ઠ છે.

૭

મુસ્લિમોના પાકિસ્તાનના દાવામાં આવી કેટલીક નબળાઈઓ મને દેખાઈ છે. બીજી પણ નબળાઈઓ હશે જેની કલ્પના મને નહિ આવી હોય. પણ જે યાદી છે તે ખૂબ મોટી છે. મુસ્લિમો કેવી રીતે તેને પહોંચી વળવા માગે છે? તે પ્રશ્ન મુસ્લિમોનો છે, મારો નહિ. આ પ્રશ્નના અભ્યાસી તરીકે તો મારું કર્તવ્ય આ નબળાઈઓ રજૂ કરવાનું છે. તે મેં કર્યું. મારે તેનો બીજો કોઈ જવાબ આપવો નથી.

જો કે, બીજા પણ બે એવા જ મહત્ત્વના પ્રશ્નો છે જેનો ઉલ્લેખ કર્યા વિના આ ચર્ચા પૂરી થયેલી ન ગણાય. મારી અને મારા ટીકાકારો વચ્ચે સ્પષ્ટતા કરવાનો હેતુ જ આ પ્રશ્નોનો છે. આ બે પ્રશ્નોમાંથી એક પ્રશ્ન મારા ટીકાકારોને પૂછવાનો મને અધિકાર છે અને બીજો પ્રશ્ન મને પૂછવાનો મારા ટીકાકારોને છે.

પહેલા પ્રશ્નની શરૂઆત કરીએ. મારે મારા ટીકાકારોને તે પૂછવું છે કે આ નબળાઈઓની રજૂઆત પછી તેઓ બીજું વધુ શું ઈચ્છે છે ? જો તેઓ પાકિસ્તાનના લાભ પરના વિવાદમાં હારી જાય તો મુસલમાનોએ પાકિસ્તાનનો પક્ષ છોડી દેવો જોઈએ એવું તે ઈચ્છે છે ? અલબત્ત, તે તો વિવાદના ઉકેલ માટે અપનાવાતી રીત પર નિર્ભર છે. હિંદુઓમાંથી ધર્માંતર કરી ગયેલાઓને સલામત રાખવા માટે ખ્રિસ્તી ધર્મપ્રચારકોએ શરૂઆતમાં અપનાવેલી કાર્યવાહી હિંદુઓ તથા મુસ્લિમો અપનાવી શકે. આ કાર્યવાહી પ્રમાણે ખ્રિસ્તીધર્મનું પ્રતિનિધિત્વ કરતા ખ્રિસ્તી ધર્મપ્રચારક અને પોતાની જાતને હિંદુ ધર્મના હિમાયતી ગણાવતા બ્રાહ્મણ વચ્ચે જાહેરમાં વિવાદ માટે એક દિવસ નક્કી થયો હતો. તેમાં

એક શરત એ હતી કે જે પોતાના ધર્મ માટેનો દાવો પ્રસ્થાપિત કરવામાં નિષ્ફળ જાય તે બીજાનો ધર્મ સ્વીકારે. જો પાકિસ્તાનના પ્રશ્ન અંગે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેનો વિવાદ ઉકેલવા આવી રીત અનાવવાની સંમતિ સધાય તો આ નબળાઈઓનો દોર નિર્દિષ્ટ કરવામાં કંઈક ઉપયોગી નીવડે. પણ તેય ભુલાવું ન જોઈએ કે આ વિવાદ ઉકેલવાની બીજી પણ રીત છે. ડૉ. જહોનસને બિશપ બર્કલેની દલીલોનો જવાબ આપવા તે રીત વાપરી હતી. તેથી તેને જહોનસનિયન રીત કહી શકાય. બોઝવેલે તેવું નોંધ્યું છે કે જ્યારે તેણે ડૉ. જહોનસનને કહ્યું કે વસ્તુનું અસ્તિત્વ જ નહોતું અને વિશ્વમાં પ્રત્યેક વસ્તુ માત્ર એક આદર્શ જ હતો તેવો બિશપ બર્કલેનો સિદ્ધાંત માત્ર યુક્તિપૂર્વક વિતંડાવાદ છે, પણ તેનું ખંડન કરવું અશક્ય છે, ત્યારે ડૉ. જહોનસને એક મોટા પથ્થર પર પોતાનો પગ ખૂબ જોરથી ઠોકીને તેનો અતિ તત્પરતાથી ઉત્તર આપ્યો, "હું આમ તેનું ખંડન કરું છું." સંભવ છે કે મોટા ભાગના વિવેકી લોકો સંમત થાય છે તેમ, પાકિસ્તાનના તેમના દાવાનો નિર્ણય કારણ અને દલીલની કસોટી પર કરવા સંમત થાય. પણ જો મુસ્લિમો ડૉ. જહોનસનની રીત અપનાવે અને કહે, 'જહન્નમમાં જાય તમારી દલીલો ! અમારે તો પાકિસ્તાન જોઈએ જ છીએ.' તેવું કહે તો મને જરાય આશ્ચર્ય નહિ થાય. ટીકાકારોએ તે સમજી લેવું જોઈએ કે જો આમ બને તો પાકિસ્તાન માટેના દાવાનો નાશ કરવા માટે તેની મર્યાદાઓ પર જે વિશ્વાસ મુકાય તે કશો જ કામ નહિ લાગે. આથી, પાકિસ્તાન સામેના આ વાંધાઓના તર્કથી આનંદ પામવા જેવું કંઇ નથી.

હવે બીજો પ્રશ્ન. મેં કહ્યું હતું તેમ મારા ટીકાકારોને જે પૂછવાનો મને અધિકાર છે તે. મેં જે વાંધાઓ રજૂ કર્યા તેના પ્રકાશમાં પાકિસ્તાનના પ્રશ્ન અંગે મારું વલણ શું છે ? મારા વલણ વિશે મને કોઈ શંકા જ નથી. હું દૃઢપણે માનું છું કે હવે પછીના પ્રકરણોમાં જેની વિગતે ચર્ચા થઈ છે તેવી કેટલીક ચોક્કસ શરતોને અધીન રહી, જો મુસ્લિમો પાકિસ્તાન મેળવવા માગતા હોય તો તે તેમને આપવું જોઈએ. હું જાણું છું કે મારા ટીકાકારો સત્વરે જ મારા પર વિસંગતતાનો આક્ષેપ મૂકશે અને આવા અસામાન્ય તારણ - અસામાન્ય એટલા માટે કે આ પ્રકરણની શરૂઆતના ભાગમાં મેં એવો મત પ્રદર્શિત કર્યો છે કે

પાકિસ્તાન અંગેના મુસ્લિમોના દાવામાં એવું કશું જ નથી કે જેને કઠોર નિયતિના આદેશના ફરજિયાત બળ જેવું કહી શકાય - મારી પાસે કારણો માગશે. મુસ્લિમોના પાકિસ્તાનના દાવામાં જે નબળાઈઓ રહેલી છે તે અંગે મેં જે કંઈ કહ્યું તેમાંથી હું કશું જ પાછું ખેંચતો નથી. છતાંય હું માનું છું કે મુસ્લિમોને પાકિસ્તાન જોઈતું જ હોય ત્ર્ તે તેમને આપવામાંથી છટકી શકાય તેમ નથી. હું આ તારણ પર આવ્યો છું તેનાં કારણો અંગે એમ કહેતાં હું જરાય ખચકાટ નહિ અનુભવું કે પાકિસ્તાનની તાર્કિકતાના બળ તથા નબળાઈઓ તેમાંનું એક કારણ નથી. મારે મતે તો આ પ્રશ્નનો નિર્ણય કરનારા તે પ્રભાવક પરિબળો છે. એક છે હિંદનું સંરક્ષણ અને બીજું છે મુસ્લિમોની લાગણી. હું શા માટે તેમને નિર્ણાયક ગણું છું અને મારે મતે તે કેમ પાકિસ્તાનના પક્ષમાં છે તે હું જણાવીશ.

પહેલાની વાતથી શરૂઆત કરીએ. કોઈ તે વાતની ઉપેક્ષા નહિ કરી શકે કે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવું તે જ નહિ પણ પ્રાપ્ત કર્યા પછી તેને જાળવી રાખવાના સાધનોની ખાતરી હોવી તે વાત મહત્ત્વની છે. દેશના સ્વાતંત્ર્યની આખરી ખાતરી તો છે તેનું સલામત લશ્કર-એવું લશ્કર કે જે દરેક વખતે અને સંભાવ્ય ઘટનાના પ્રસંગે પણ દેશ માટે લડશે તેવો વિશ્વાસ તેના પર તમે રાખી શકો. હિંદમાં લશ્કર અનિવાર્ય પણે હિંદુઓ તથા મુસ્લિમોનું બનેલું મિશ્ર લશ્કર હોવાનું. જો હિંદ પર વિદેશી સત્તાનું આક્રમણ થાય તો લશ્કરમાંના મુસ્લિમો હિંદનું રક્ષણ કરશે તેવો વિશ્વાસ રાખી શકાય ? ધારો કે હુમલાખોરો તેમના સહધર્મીઓ હોય તો મુસ્લિમો હુમલાખોરોનો પક્ષ લેશે કે તેમની સામે લડશે અને હિંદને બચાવશે? આ ખૂબ નિર્ણાયક છે. દેખીતી રીતે જ પાકિસ્તાનના આધારરૂપ બનેલા બે રાષ્ટ્રોના સિદ્ધાંતનો ચેપ લશ્કરમાંના મુસ્લિમોને કેટલી હદ સુધી લાગ્યો છે તેના પર જ તેનો ઉત્તર નિર્ભર છે. જો તેમને ચેપ લાગ્યો જ હોય તો તો હિંદનું લશ્કર સલામત નથી. સ્વાતંત્ર્યનું રક્ષક બનવાને બદલે તે સ્વાતંત્ર્ય માટે જોખમ બનશે, શક્તિશાળી ભય બનશે. હું કબૂલ કરું છું કે જયારે કેટલાક અંગ્રેજો એમ દલીલ કરે છે કે હિંદના સંરક્ષણ માટેય તેમણે પાકિસ્તાનનો અસ્વીકાર કરવો જોઈએ ત્યારે હું હેબતાઈ જાઉં છું. કેટલાંક હિંદુઓ પણ તે જ ગાણું ગાય છે. મને ચોકકસ એમ લાગે છે કે હિંદના સ્વાતંત્ર્યના રક્ષણ માટેનું મહત્ત્વનું પરિબળ

કર્યું તે વાતથી કાં તો તે અજાણ છે અથવા તો તેઓ હિંદના સંરક્ષણની વાત પોતાના સંરક્ષણ માટે જવાબદાર એવા સ્વતંત્ર હિંદના સંદર્ભમાં કરતા નથી પણ આક્રમક સામે સંરક્ષિત કરતાં અંગ્રેજોના પ્રભુત્વ હેઠળના હિંદના સંદર્ભમાં કરે છે. આ તદ્દન ખોટો દષ્ટિકોણ છે. હિંદના જો ભાગલા ન પડે તો અંગ્રેજો હિંદનું વધુ સારું રક્ષણ કરી શકશે તે પ્રશ્ન નથી.પણ પ્રશ્ન તો એ છે કે હિંદીઓ સ્વતંત્ર હિંદનુ સંરક્ષણ કરી શકવા સમર્થ બનશે કે કેમ. તેના ઉત્તરમાં હું મારા તે જ ઉત્તરનું પુનરાવર્તન કરું છું કે-એક અને માત્ર એક જ શરતે હિંદીઓ સ્વતંત્ર હિંદનુ રક્ષણ કરી શકશે અને તે શરત એ છે કે જો હિંદનું લશ્કર બિનરાજકીય હશે, પાકિસ્તાનના વિષથી અસર નહિ પામ્યું હોય તો. એ દેશમાં એક મૂર્ખ આદત પ્રવર્તી રહી છે અને તે છે લશ્કરનો વિચાર કર્યા વિના સ્વતંત્રતાનો પ્રશ્ન ચર્ચવાની અને તેની સામે હું હિંદીઓને ચેતવણી આપવા માગુ છું. રાજકીય લશ્કર તે હિંદની સ્વતંત્રતા માટે મોટામાં મોટું જોખમ હશે તે વાત ન સમજવાની નિષ્ફળતા કરતાં બીજું કંઈક વધુ ઘાતક નહિ હોય. તે તો લશ્કર ન હોવા કરતાંય સૌથી ખરાબ છે.

વિદ્રોહી કે હઠીલા તત્ત્વો સરકારને પડકાર કરે ત્યારે સરકારને પોતાની આંતરિક સત્તાનો અમલ કરવા માટે પણ લશ્કર જ અંતે તો મહત્ત્વનું બળ બને છે. જો તત્કાલીન સરકાર એક નીતિ નક્કી કરે અને કેટલાક મુસ્લિમો દ્વારા તેનો સખત વિરોધ થાય અને ધારો કે સરકારને તે નીતિના અમલ માટે લશ્કરનો ઉપયોગ કરવાની જરૂર પડે તો પોતાના હુકમો પાળવા અને વિદ્રોહી મુસ્લિમોને ગોળીએ વીંધવા, તત્કાલીન સરકાર લશ્કરમાંના મુસ્લિમો પર આધાર રાખી શકશે ? લશ્કરમાંના મુસ્લિમોને બે રાષ્ટ્રોના સિદ્ધાંતનો ચેપ કેટલો લાગ્યો છે તેના પર જ આનો પણ આધાર છે. જો તેમને તે ચેપ લાગ્યો હોય તો હિંદને સ્થિર અને સલામત સરકાર ન મળી શકે.

હવે બીજા પ્રભાવક પરિબળની વાત કરીએ, તે જોતાં મને એમ લાગે છે કે હિંદુઓ રાજકારણમાં લાગણીને કશું મહત્ત્વ આપતા નથી: મુસ્લિમોને જીતવા માટે હિંદુઓ પાસે માત્ર બે જ આધારો છે. પહેલો તો એકે જો હિંદુઓ તથા મુસ્લિમો બે રાષ્ટ્રો હોય પણ તેઓ એક દેશમાં રહી શકે અને બીજો એ કે

પાકિસ્તાન અંગેનો મુસ્લિમોનો દાવો સ્પષ્ટ દલીલ કરતાં માત્ર તીવ્ર લાગણી પર જ રચાયેલો છે.મને ખબર નથી કે હિંદુઓ કયાં સુધી પોતાને આવી દલીલોથી મૂર્ખ બનાવ્યા કરશે ? તે સાચું છે કે તેમની પહેલી દલીલની પૂર્વપરંપરા વિનાની નથી. પણ સાથેસાથે તેનું મૂલ્ય અતિ મર્યાદિત છે તે સમજવા માટે વધુ બુદ્ધિ જરૂર નથી. બે રાષ્ટ્રો અને એક રાજય તે અતિ નાની દલીલ છે. ધર્મોપદેશોનું જે આકર્ષણ છે એ જ તેનું છે અને કદાચ તે મુસ્લિમ નેતાઓના મતનું પરિવર્તન કરી શકે. પણ ધર્મોપદેશ તરીકે જ માત્ર તેનું ઉચ્ચારણ કરવાને બદલે તેને વટહુકમ સ્વરૂપે બહાર પાડવાની અને મુસ્લિમો પાસે તે પળાવવાની ઈચ્છા હોય તો તે કોઈ પણ શાણી વ્યક્તિ સંમત ન થાય તેવી ગાંડી યોજના હશે. મને ચોકકસ ખાતરી છે કે તેનાથી સ્વરાજનો મૂળ હેતુ જ માર્યો જશે. બીજી દલીલ પણ તેટલી જ અવિચારી છે. પાકિસ્તાન અંગેનો મુસ્લિમોનો દાવો માત્ર લાગણી પર જ રચાયેલો છે. તે નબળાઈ તો નથી જ પરંતુ તે તેનો નકકર મુદ્દો છે. બંધારણને અમલી બનાવવું તે માત્ર સિદ્ધાંતનો જ સવાલ નથી તે સમજવા માટે રાજકારણની ઊંડી સૂઝની જરૂર નથી. તે લાગણીની વાત છે. વસ્ત્રોની જેમ બંધારણ પણ બંધબેસતું હોવું જોઈએ, રાજી કરતું હોવું જોઈએ. જો બંધારણ રાજી ન કરે તો તે ગમે તેટલું સંપૂર્ણ હોય પણ તે અમલી નહિ બને. પ્રજાના નિશ્ચિત વિભાગની દઢ લાગણીઓ વિરુદ્ધનું જે બંધારણ હોય છે તે ભલે વિદ્રોહને ન આમંત્રણ ન આપતું હોય પણ તે આપત્તિ તો વહોરી જ લે છે.

હિંદુઓ તે પણ સમજતા નથી કે માની લઈએ કે લશ્કર સલામત છે તો પણ લોકો પર લશ્કર દ્વારા શાસન કરવાની પ્રથા તે સ્વાભાવિક પ્રથા નથી.તે વાતનો ઈનકાર નહિ કરી શકાય કે બળ તે રાજનીતિનો ઈલાજ છે અને જયારે રાજનીતિ માંદી બને ત્યારે જ તેનો ઉપયોગ કરવો જોઈએ.પણ બળ તે રાજનીતિનો ઈલાજ છે એ જ માત્ર કારણે તેનો ઉપયોગ તેની રોજિંદી નીતિ ન બનવી જોઈએ. રોજબરોજની રાજનીતિ તો સ્વાભાવિક કાર્યો પ્રમાણે જ ચાલવી જોઈએ. આ ત્યારે જ શકય બને જયારે રાજનીતિમાં સામેલ થયેલા જુદા જુદા ઘટકોમાં સાથે કામ કરવાની અને યોગ્ય રીતે ઘડાયેલા કાયદા તથા હુકમો પાળવાની

ઈચ્છા હોય. ધારો કે અખંડ હિંદ માટે ઘડાયેલું નવું બંધારણ મુસ્લિમોનાં હિતો માટેની બધી જ સલામતીઓ ધરાવે છે, પણ ધારો કે મુસ્લિમો કહે, "તમે આપેલી સલામતીઓ બદલ તમારો આભાર." પણ અમે તમારું શાસન સ્વીકારવા તૈયાર નથી અને ધારો કે તે ધારાસભાઓનો બહિષ્કાર કરે, કાયદા પાળવાનો ઈનકાર કરે, કરવેરા ભરવાનો વિરોધ કરે તો શું થાય ? હિંદુ સંગીનો ભોકીને મુસ્લિમો પાસે આજ્ઞાપાલન કરાવવા હિંદુઓ તૈયાર છે ? સ્વરાજ શું લોકસેવાની તક માટે કે પછી તે હિંદુઓએ મુસ્લિમોને જીતવાની અથવા તો મુસ્લિમોએ હિંદુઓએ જીતવાની તક આપવા માટે છે ? સ્વરાજ એટલે લોકો માટેની, લોકોની, લોકો દ્વારા ચાલતી સરકાર. આ જ સ્વરાજનું મૂળભૂત કારણ છે અને એ જ સ્વરાજ માટેનું એકમાત્ર વાજબીપણું છે. જો સ્વરાજથી એવા યુગનું આગમન થતું હોય કે જેમાં હિંદુઓ તથા મુસ્લિમો પરસ્પરવિરોધી યોજના ઘડવામાં જ ખૂંપેલા હોય, એક પોતાના દુશ્મનને જીતવાની યોજના ઘડતો હોય તો શા માટે આપણે સ્વરાજ મેળવવું જોઈએ અને શા માટે લોકશાહી રાષ્ટ્રોએ આવા સ્વરાજને અસ્તિત્વમાં આવવા દેવું જોઈએ ? તેવું સ્વરાજ તો હશે એક ફાંસો, એક ભ્રમ, એક વિકૃતિ જ હશે.

બિન-મુસ્લિમો તે વાતથી સભાન હોય તેમ જણાતું નથી કે તેમની સામે એક એવી પરિસ્થિતિ ઊભી થઈ છે જેમાં વિવિધ વિકલ્પો વચ્ચે પસંદગી કરવાનું તેમને માટે ફરજિયાત છે. મને સૌ પ્રથમ તો તેમણે હિંદના સ્વાતંત્ર્ય તથા હિંદની એકતા વચ્ચે પસંદગી કરવાની છે. જો બિન-મુસ્લિમો હિંદની એકતા પસંદ કરવાનો આગ્રહ રાખશે તો તેઓ હિંદની સ્વાતંત્ર્યની પ્રાપ્તિની ઝડપ માટે જોખમ ઊભું કરશે. બીજી પસંદગી છે હિંદના સંરક્ષણની ખાતરીપૂર્વકની રીત અંગેની. સ્વતંત્ર અને અખંડ હિંદમાં, બંનેની સમાન સ્વતંત્રતાના રક્ષણ માટે અનિવાર્ય તેવો બિનમુસ્લિમો સાથેનો સંકલ્પ મુસ્લિમોમાં ઉદ્‌ભવશે અને જળવાઈ રહેશે તેવો વિશ્વાસ શું મુસ્લિમો પર રાખી શકશે ? કે પછી હિંદના ભાગલા પાડી મુસ્લિમ હિંદની સલામતી માટે તેનું સંરક્ષણ કરવાની જવાબદારી મુસ્લિમો પર છોડી દેવી અને બિન-મુસ્લિમ હિંદની સલામતી માટે તેના રક્ષણની જવાબદારી બિન-મુસ્લિમ પર છોડી દેવી તે વધુ સારું છે ?

પહેલા મુદ્દાની વાત કરું તો હું હિંદની એકતા કરતાં હિંદની સ્વતંત્રતાને પસંદ કરું. આયર્લૅન્ડના ક્રાંતિકારી મંડળના સિન્ન ફિન્નો વિશ્વના કોઈ પણ રાષ્ટ્રવાદીઓ કરતાં ચુસ્તમાં ચુસ્ત રાષ્ટ્રવાદીઓ હતા અને તેમની સમક્ષ હિંદીઓ સામે રજૂ થયેલા વિકલ્પો જેવા જ વિકલ્પો રજૂ થયા હતા. તેમણે પણ આયર્લૅન્ડની એકતા કરતાં આયર્લૅન્ડની સ્વતંત્રતા વધુ પસંદ કરી. જેઓ ભાગલાના વિરોધી છે તેવા બિન-મુસ્લિમોને, એકવારના ફિન્નોના ઉપાધ્યક્ષ રેવ. માઈકેલ ઓ ફ્લેનગને આયર્લૅન્ડના ભાગલાના પ્રશ્ને આયરિશ રાષ્ટ્રવાદીઓને આપેલી સલાહથી વધુ લાભદાયી નીવડશે.[૧] રેવ. ફાધરે કહ્યું હતું :-

"અલસ્ટરના જોડાણના પુરસ્કર્તા પ્રદેશોને બાકાત રાખવા કરતાં જો આપણે સ્વરાજનો અસ્વીકાર કરીએ તો આપણે વિશ્વ સમક્ષ કયો દાવો મૂકવાનો છે ? આપણે કહી શકીએ કે આયર્લૅન્ડ નિશ્ચિત ભૌગોલિક સીમાવાળો એક ટાપુ છે. જેમને પોતાની નિશ્ચિત ભૌગોલિક સીમાઓ છે, તેવી અસંખ્ય દ્વીપ રાષ્ટ્રીયતાઓને આપણે જો વિનંતી કરતા રહીએ તો તે દલીલ કદાચ યોગ્ય હોય. પણ સરહદો જેમની ખસતી રહે છે તેવા ખંડના રાષ્ટ્રોને જયારે આપણે વિનંતી કરીએ છીએ ત્યારે આ દલીલમાં કશું જ બળ રહેતું નથી. રાષ્ટ્રીય અને ભૌગોલિક સીમાઓ ક્યારેય એક બીજા સાથે મળતી નથી. ભૂગોળ સ્પેઈન તથા પોર્ટુગલનું કદાચ એક રાષ્ટ્ર રચશે પણ ઈતિહાસે બે રાષ્ટ્રો બનાવ્યાં છે. નોર્વે તથા સ્વિડનનું એક રાષ્ટ્ર રચવા ભૂગોળે તેનાથી બનતું બધું કર્યું. પણ તેમને બે રાષ્ટ્રો બનાવવામાં ઈતિહાસને સફળતા મળી. ઉત્તર એમિરિકા ખંડમાં આવેલાં અસંખ્ય રાષ્ટ્રો અંગે ભૂગોળને ભાગ્યે જ કંઈ કહેવાનું છે. ઈતિહાસે જ બધું કર્યું છે. જો તેના ભૌતિક નકશામાંથી કોઈ યુરોપનો રાજકીય નકશો રચવાનો પ્રયત્ન કરે તો તે અંધારામાં ફાંફાં જ મારશે. આયર્લૅન્ડનું એક રાષ્ટ્ર રચવા ભૂગોળે સખત પરિશ્રમ કર્યો પણ ઈતિહાસે તેની વિરુદ્ધ કાર્ય કર્યું. આયર્લૅન્ડનો દ્વીપ અને આયર્લૅન્ડનું રાષ્ટ્રીય ઘટક ખરેખર તો એક સાથે મળી શકતા જ નથી. રાષ્ટ્રીયતાની અંતિમ કસોટી લોકોની ઈચ્છામાં રહેલી છે."

૧ 'હિસ્ટ્રી ઓફ આયર્લેન્ડ', ગ્રંથ ૨, પૃ.૨૫૭-સર જેમ્સ ઓ કોનોટ દ્વારા ઉદ્ધૃત.

વાસ્તવિકતાની ઊંડી ભાવનામાંથી શબ્દો સર્યા છે. આપણા હિંદીઓમાં એનો દુ:ખદ અભાવ છે.

બીજા મુદ્દા અંગે, બંનેને સંરક્ષણ પૂરું પાડવા માટેની શ્રેષ્ઠતાપૂર્વકની ચોક્કસ તથા સલામત પદ્ધતિ હું હિંદના મુસ્લિમ હિંદ તથા બિન-મુસ્લિમ હિંદ એવા ભાગલા પાડવાનું પસંદ કરું. બે વિકલ્પોમાંથી તે વધુ સલામત છે. હું જાણું છું કે એમ માનવામાં આવશે કે સ્વતંત્ર અને અખંડ હિંદના લશ્કરમાં, બે રાષ્ટ્રોના ચેપમાંથી ઉદ્ભવેલી મુસ્લિમોની નિષ્ઠા અંગેનો મારો ભય તે માત્ર કાલ્પનિક ભય છે. નિ:શંક, તે સત્ય છે. પણ તેથી મેં જે પસંદગી કરી છે તેની નક્કરતા સામેની તે દલીલ નથી. હું કદાચ ખોટો હઈશ. પણ વિરોધના કોઈ પણ પ્રકારના ભય વિના, બર્કના જ શબ્દોમાં હું કહી શકીશ કે સલામતીની ભાવના અંગેના ખૂબ વિશ્વાસથી નાશ પામવા કરતાં અત્યંત નિખાલસતાને કારણે હાસ્યાસ્પદ બનવું વધુ સારું. હું વસ્તુઓને નસીબ પર છોડવા નથી માગતો. હિંદના સંરક્ષણ જેવા અતિ મહત્ત્વના પ્રશ્નને નસીબ પર છોડી દેવો તે ભયંકરમાં ભયંકર ગુનાના દોષિત બનવા જેવું છે.

જ્યાં સુધી દબાણ કરવામાં નહિ આવે ત્યાં સુધી મુસ્લિમોની પાકિસ્તાનની માગણીનો કોઈ સ્વીકાર નહિ કરે. સાથેસાથે, અનિવાર્ય છે તેનો સામનો ન કરવો અને હિંમત તથા વ્યવહારુના સૂઝથી તેનો સામનો ન કરવો તે મુર્ખામી ગણાશે. અખંડિતના જાળવી રાખવાના વ્યર્થ પ્રયત્નમાં જાળવી શકાય તેવો ભાગ પણ ખોવો તે પણ તેવી જ ને તેટલી જ મૂર્ખામી હશે.

આટલાં જ કારણોસર હું માનું છું કે પાકિસ્તાનના પ્રશ્ન અંગે મુસ્લિમો નમતું નહિ જોખે તો પાકિસ્તાન આવવાનું જ. મને લાગતો વળગતો મહત્ત્વનો પ્રશ્ન તો આ છે : પાકિસ્તાન મેળવવા મુસ્લિમો કૃતસંકલ્પ છે ? કે પછી પાકિસ્તાન તે માત્ર બૂમ છે ? તે માત્ર ક્ષણિક આવેગ છે ? કે પછી તે તેમની કાયમી મહેચ્છા છે ? આના પર મતભેદ હોઈ શકે. પણ જો એકવાર નક્કી થઈ જાય કે મુસ્લિમો પાકિસ્તાન માગે જ છે તો તેના સિદ્ધાંતને સ્વીકારવામાં જ ડહાપણ રહ્યું છે તે અંગે કોઈ શંકા ન હોઈ શકે.

## પ્રકરણ ૧૪

# પાકિસ્તાન અંગે સમસ્યાઓ

હિંદના હિંદુસ્તાન અને પાકિસ્તાન એવા બે ભાગલા પાડવાથી જે અનેક સમસ્યાઓ ઊભી થશે તેમાં નીચેની ત્રણ સમસ્યાઓ હશે :

(૧) વર્તમાન હિંદ સરકારની નાણાકીય અસ્કયામતો તથા જવાબદારીઓની ફાળવણીની સમસ્યા,

(૨) વિસ્તારોની સીમાઓ નક્કી કરવાની સમસ્યા, અને

(૩) પાકિસ્તાનથી હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનથી પાકિસ્તાનમાં વસ્તીની ફેરબદલીની સમસ્યા.

આ સમસ્યાઓ પહેલી સમસ્યા તો પરિણામ આધારિત સમસ્યા છે એટલે કે સંબંધિત પક્ષો વચ્ચે જો હિંદના ભાગલા અંગે સંમતિ સધાય તો જ માત્ર તે વિચારવા યોગ્ય છે. જયારે બીજી બે સમસ્યાઓની પરિસ્થિતિ જુદી છે. તે બંને પાકિસ્તાન થાય તે પહેલાંની પૂર્વશરતો છે અને તે તે અર્થમાં કે જયાં સુધી આ સમસ્યાઓનો યોગ્ય અને ન્યાયી ઉકેલ શકય છે તેવો સંતોષ લોકોને નહિ થાય ત્યાં સુધી એવાય કેટલાક લોકો છે જે પાકિસ્તાન અંગે કશો નિર્ણય નહિ લે. આથી, હું પાકિસ્તાન અંગેની આ છેલ્લી બે સમસ્યાઓ પૂરતી જ મારી વિચારણા સીમિત રાખીશ.

૨

પાકિસ્તાનની સીમાઓના પ્રશ્ન અંગે અત્યારસુધી મુસ્લિમ લીગના નેતાઓ પાસેથી કોઈ સ્પષ્ટ અને અધિકૃત નિવેદન થયું નથી. હકીકતમાં તો, હિંદુઓની તે જ એક ફરિયાદ છે કે એક બાજુ શ્રી જિન્નાહ વંટોળની જેમ પાકિસ્તાનનો આટલો બધો પ્રસાર કરે છે જેને પરિણામે દેશનું રાજકીય વાતાવરણ પ્રદૂષિત થયું છે પણ શ્રી જિન્નાહ તેમના ટીકાકારોને તેમના સૂચિત પાકિસ્તાનની સીમાઓ અંગે કોઈ માહિતી આપવાનું યોગ્ય વિચારતા જ નથી. શ્રી જિન્નાહની હંમેશની દલીલ એવી છે કે પાકિસ્તાનની સીમાઓ અંગેની ચર્ચા અત્યારે ઉતાવળી છે અને પાકિસ્તાનનો સિદ્ધાંત સ્વીકારાય ત્યારે જ પાકિસ્તાનની સીમાઓ વિષે ચર્ચા

થઈ શકશે. આ સરસ વાક્ચાતુર્યભર્યો ઉત્તર છે. પણ જે લોકો તટસ્થાપૂર્વક આ પ્રશ્નનો શાંતિમય ઉકેલ લાવવા માટે પોતાની શક્ય સહાય કરવા ઈચ્છે છે તેમને તે સહાયરૂપ બનતો નથી. શ્રી જિન્નાહ એવું માનતા લાગે છે કે જો વ્યક્તિ પાકિસ્તાનનો સિદ્ધાંત સ્વીકારવા પ્રતિબદ્ધ થશે તો તે શ્રી જિન્નાહની પાકિસ્તાનની યોજના સ્વીકારવા બંધાયેલી જ છે. આનાથી વધુ મોટી ભૂલ બીજી કોઈ ન હોઈ શકે. વ્યક્તિ કદાચ પાકિસ્તાનની યોજના એટલે કે હિંદના ભાગલાની યોજના સ્વીકારે. પણ આ સિદ્ધાંતનો સ્વીકાર એટલે તેને શ્રી જિન્નાહની પાકિસ્તાનની યોજના સ્વીકારવા કેમ પ્રતિબદ્ધ કરે તે સમજવું મુશ્કેલ છે. ખરેખર, જો પાકિસ્તાનની કોઈ યોજના તેને સંતોષ ન આપે તો તે પાકિસ્તાનના સિદ્ધાંતના પક્ષમાં હોય તે છતાંય પાકિસ્તાનના કોઈ પણ સ્વરૂપનો વિરોધ કરવા તે સ્વતંત્ર છે. આથી પાકિસ્તાનનો સિદ્ધાંત અને પાકિસ્તાનની યોજના તે બંને સાવ અલગ વિધાનો છે અને આ દષ્ટિકોણોમાં કંઈ જ ખોટું નથી. ઉદાહરણ તરીકે એમ કહી શકાય કે આત્મનિર્ણયનો સિદ્ધાંત તે સ્ફોટક પદાર્થ જેવો છે. જ્યારે પ્રસંગની તાકીદ અને ઉપયોગિતા પુરવાર થાય ત્યારે કોઈ તેના ઉપયોગને સિદ્ધાંત તરીકે સ્વીકારે. પણ કયો વિસ્તાર ઉડાડી દેવાનો છે તે સૌ પ્રથમ જાણ્યા વિના કોઈ આ સુરંગનો ઉપયોગ કરવા દેવામાં સંમત ન થાય. જો તે સુરંગ આખા ઢાંચાને ઉડાડી દેવાની હોય અથવા તો નિશ્ચિત ભાગ પર તેના ઉપયોગને મર્યાદિત કરવો શક્ય ન હોય તો તે સુરંગના ઉપયોગનો ઈનકાર કરે અને સમસ્યા ઉકેલવાના અન્ય કોઈ માર્ગોનો ઉપયોગ પસંદ કરે. આથી, પાકિસ્તાનના સિદ્ધાંતને નક્કર સ્વરૂપ આપવા માટે સીમાઓનું વિગતવાર વર્ણન તે મહત્ત્વની પૂર્વ તૈયારી લાગે છે. એ જ રીતે, પાકિસ્તાનના હિમાયતીઓ પાકિસ્તાનની યોજનાની જરૂરી વિગતો લોકોથી ન છુપાવે તે પણ તેટલું જ મહત્ત્વનું છે. પોતાના પાકિસ્તાનની સીમાઓ જાહેર નહિ કરવા શ્રી જિન્નાહે દર્શાવેલા દુરાગ્રહ કે જિદ કોઈ પણ મુત્સદ્દી માટે અક્ષમ્ય છે. છતાં પણ પાકિસ્તાન અંગેની સમસ્યાઓ ઉકેલવામાં જેમને રસ છે તેમણે શ્રી જિન્નાહ પૂરી વિગતો આપવાની મહેરબાની ન કરે ત્યાં સુધી પાકિસ્તાનની સમસ્યાઓ ઉકેલવા રોકાવાની જરૂર નથી, માત્ર વ્યક્તિએ કેટલાંક અનુમાનો પર દલીલો કરવી પડે. આ ચર્ચામાં હું એવું ધારીશ કે મુસ્લિમ

લીગની એવી ઈચ્છા છે કે પશ્ચિમ પાકિસ્તાનની સીમાઓમાં વાયવ્ય સરહદી પ્રાંત, પંજાબ, સિંધ અને બલુચિસ્તાનની વર્તમાન સીમાઓનો સમાવેશ થવો જ જોઈએ અને પૂર્વ પાકિસ્તાનની સીમાઓમાં આસામના કેટલાંક જિલ્લાઓ સહિત બંગાળ પ્રાંતની વર્તમાન સીમાનો સમાવેશ થવો જ જોઈએ.

૩

એટલે વિચારવા યોગ્ય પ્રશ્ન આ છે : આ ન્યાયી દાવો છે ? આ દાવો આત્મનિર્ણયના સિદ્ધાંત પર રચાયેલો છે એમ કહેવામાં આવે છે. આ દાવાના ન્યાયીપણાના મૂલ્યાંકન માટે આત્મનિર્ણયના સિદ્ધાંતનો અવકાશ તથા તેની મર્યાદાઓની સ્પષ્ટ સમજ હોવી અનિવાર્ય છે. કમભાગ્યે, આવી સમજનો સંપૂર્ણ અભાવ દેખાય છે. આથી, આ પ્રશ્નથી જ પ્રારંભ કરવાની અનિવાર્યતા છે. હકીકતની રૂએ અને કાયદેસર આત્મનિર્ણયના સિદ્ધાંતનો સૂચિત અર્થ શો છે ? છેલ્લાં કેટલાંક વર્ષોથી આત્મનિર્ણય શબ્દ પ્રચલિત બન્યો છે.પણ તે જે વર્ણવે છે તે તો અતિપુરાણું છે. આત્મનિર્ણય પાછળ રહેલો ખ્યાલ બે જુદી જુદી દિશાઓમાં વિકસ્યો છે. ૧૯મી સદીમાં, લોકોની ઈચ્છાઓ સાથે સુસંગત રહી સરકાર રચવી તેવો અર્થ આત્મનિર્ણયનો થતો હતો. સરકારના સ્વરૂપનો ખ્યાલ રાખ્યા વિના બીજા દેશની જાતિના શાસનમાંથી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો અધિકાર તેવો બીજો અર્થ આત્મનિર્ણયનો થતો હતો. પાકિસ્તાન માટેની ચળવળને આત્મનિર્ણયના બીજા અર્થ સાથે સંદર્ભ છે.

પાકિસ્તાનના આ પાસા પૂરતી ચર્ચા સીમિત રાખતાં આત્મનિર્ણયના પ્રશ્ન અંગે નીચેના મુદ્દાઓ મને મહત્ત્વના લાગે છે.

સૌપ્રથમ તો આત્મનિર્ણય લોકો દ્વારા જ થવો જોઈએ. આ મુદ્દો એટલો સરળ છે કે તેની જરૂરિયાત ઉલ્લેખવાનીય જરૂર નથી. પણ તેના પર ભાર મૂકવાનું અનિવાર્ય બની ગયું છે. મુસ્લિમ લીગ તથા હિંદુ મહાસભા બંને આત્મનિર્ણયના ખ્યાલ અંગે જવાબદારીપૂર્વક વર્તતાં નથી. મુસ્લિમ લીગ એક વિસ્તારનો પાકિસ્તાનમાં સમાવેશ કરવાનો દાવો એટલા માટે કરે છે કે તે વિસ્તારના લોકો મુસ્લિમો છે. વળી બીજા એક વિસ્તારને પાકિસ્તાનમાં સમાવવાનો દાવો પણ એટલા માટે કરવામાં આવે છે કે તે વિસ્તારનો શાસક મુસ્લિમ છે.

જો કે, તે વિસ્તારના બહુમતી લોકો બિન-મુસ્લિમો છે. હિંદમાં આત્મનિર્ણયનો લાભ મેળવવાનો દાવો મુસ્લિમ લીગ કરે છે અને સાથેસાથે જ પેલેસ્ટાઈનમાં આ આત્મનિર્ણયનો અમલ થાય તેનો લીગ વિરોધ કરે છે. લીગ દાવો કરે છે કે કાશ્મીર મુસ્લિમ રાજ્ય છે કારણ કે ત્યાંના બહુમતી લોકો મુસ્લિમો છે અને સાથેસાથે એવો પણ દાવો કરે છે કે હૈદરાબાદ પણ મુસ્લિમ રાજ્ય છે કારણ કે તેનો રાજા મુસ્લિમ છે. તેજ રીતે હિંદુ મહાસભા પણ એક વિસ્તારને હિંદુસ્તાનમાં સમાવવાનો દાવો કરે છે, કારણ કે તે વિસ્તારના લોકો બિન-મુસ્લિમો છે. વળી બીજા એક વિસ્તારને હિંદુસ્તાનમાં સમાવવાનો દાવો આગળ ધરે છે કારણ કે ત્યાંની બહુમતી પ્રજા મુસ્લિમ હોવા છતાંય તે વિસ્તારનો રાજા હિંદુ છે. આવા વિચિત્ર અને સંઘર્ષમય દાવાઓ પૂર્ણતયા તે હકીકતને કારણ છે કે પાકિસ્તાન સંબંધિત પક્ષો - હિંદુઓ તથા મુસ્લિમો-માંથી કોઈને ખબર નથી કે આત્મનિર્ણય એટલે શું અથવા તો અત્યારે વ્યવસ્થિત પ્રાદેશિક લૂંટ કરવાની જે પ્રવૃત્તિમાં તે રોકાયેલા છે. આત્મનિર્ણય એટલે તેને ન્યાય્રી ઠરાવવા સમર્થ બનવા તેઓ આત્મનિર્ણયના સિધ્ધાંતને અવળે માર્ગે દોરવામાં પ્રવૃત્ત બન્યા છે. તેનો ચોક્કસ ખ્યાલ લોકોને નહિ હોય અને તે સિધ્ધાંત પાળવાની પ્રામાણિકતા તેમનામાં નહીં હોય અને તેનાં જે કંઈ પરિણામો આવે તે ભોગવવાની તૈયારી તેમનામાં નહિ હોય તો જયારે તેના પ્રદેશોની પુનર્રચના કરવાનો પ્રશ્ન આવશે ત્યારે હિંદ સંપૂર્ણ ગૂંચવાડાની પરિસ્થિતિમાં ધકેલાઈ જશે. આથી, જેનો ઉલ્લેખ ન કરવો જોઈએ તેટલી જે સરળ છે તે વાત પર ભાર મૂકવો જ જોઈએ કે આત્મનિર્ણય તે લોકો દ્વારા લેવાયેલો નિર્ણય છે, અન્ય કોઈ દ્વારા નહિ.

આત્મનિર્ણયના સિધ્ધાંતમાં અનુલ્લંઘનીય તત્ત્વ કેટલે અંશે રહેલું હોય છે તે બીજો મુદ્દો પણ નોંધપાત્ર છે. શ્રી ઓ.કોનોરે કહ્યું છે તેમ[1]

'આત્મનિર્ણયનો સિધ્ધાંત સાર્વત્રિક સિધ્ધાંત નથી. વધુમાં વધુ તે અંગે એમ કહી શકાય કે તે નક્કર રીતે અમલી બનતો અને ન્યાય પર આધારિત હોય છે. લોકો તેમની પોતાની ઢબે - સામાન્ય રીતે જે ઉત્તમ ઢબ હોય - પ્રગતિ કરી શકે અને શાંતિ તથા સંવાદિતા સાધી શકે તે માટેનો આ સિધ્ધાંત છે. પણ

૧ 'હિસ્ટ્રી ઓફ આયર્લેન્ડ', ગ્રંથ ૨.

તેણે પરિસ્થિતિની શરણાગતિ સ્વીકારવી જોઈએ, જેમાં કદ અને ભૌગોલિક સ્થિતિ કંઈક મહત્ત્વનાં છે. આ નિયમે પરિસ્થિતિ પર પ્રભુત્વ મેળવવું જોઈએ અથવા પરિસ્થિતિએ આ નિયમ પર પ્રભુત્વ મેળવવું જોઈએ. તેનો નિર્ણય માત્ર સામાન્ય બુદ્ધિ કે ન્યાયબુદ્ધિનો ઉપયોગ કરીને અથવા તો બેન્થામવાદીઓએ જે શબ્દો પંસદ કર્યા હોત તે શબ્દોમાં મૂકીએ તો બહુજનનાં બહુહિતના સંદર્ભને લક્ષ્યમાં લઈને જ કરી શકાય. આ ત્રણેને જો યોગ્ય રીતે સમજવામાં આવે તો તે ત્રણે એક જ વસ્તુને અભિવ્યક્ત કરવાની જુદી જુદી રીતો છે. કોઈ એક ખાસ કિસ્સો ઉકેલવામાં અતિ ભારે મુશ્કેલી ઊભી થાય. એક બાજુ પણ હકીકતો હોય છે અને બીજી બાજુ પણ. એક પ્રકારની હકીકતો કેટલાક મનને વિશિષ્ટ રીતે સ્પર્શી જાય અને અન્યને તે ઓછી સ્પર્શે કે ન પણ સ્પર્શે. પ્રશ્ન એવો હોય કે જે ગણનાપાત્ર ન લેખાય તેવો કહી શકાય એટલે કે સામાન્ય માનવજાત દ્વારા સ્વીકાર્ય તેવું કોઈ ચોકક્સ તારણ તેનું ન આવે. એવાં ઉદાહરણો છે, જ્યાં રાષ્ટ્ર આમ કરવામાં સાવ ખોટું હતું એમ કહેવાને બદલે અન્ય રાષ્ટ્રના આત્મનિર્ણયની બાબતમાં દખલ કરવાના પોતાના હકદાવામાં રાષ્ટ્ર સાચું છે એમ કહેવું વિશેષ શક્ય નથી એમ કહી શકાય. આ અભિપ્રાયનો પ્રશ્ન છે અને તેના પર પ્રામાણિક તથા તટસ્થ માનસ મતભેદ ધરાવવાનાં જ.

આવું કેમ હોય છે તેનાં બે કારણો છે. સૌપ્રથમ તો, રાષ્ટ્રીયતા તે એટલો પવિત્ર અને સર્વસંપૂર્ણ સિદ્ધાંત નથી કે તેને અન્ય વિચારણાઓ કરતાં સ્પષ્ટપણે ફરજિયાત બનાવાય કે તેને અગ્રતા અપાય. બીજું, અલગ તરી આવતી રાષ્ટ્રીયતા જાળવવા કે જતન કરવા અલગ થવું અતિ મહત્ત્વનું નથી.

આત્મનિર્ણયના પ્રશ્ન અંગે ત્રીજો એક મુદ્દો પણ ખ્યાલમાં રાખવા જેવો છે. રાષ્ટ્રીયતા માટે આત્મનિર્ણય સાંસ્કૃતિક સ્વાતંત્ર્યનું સ્વરૂપ લે કે પછી પ્રાદેશિક સ્વાતંત્ર્યનું સ્વરૂપ લે. તે કયું સ્વરૂપ લઈ શકે તે તેની વસ્તીની પ્રાદેશિક ગોઠવણી પર નિર્ભર હોવું જોઈએ. જો રાષ્ટ્રીયતા સરળતાથી છૂટા પડી શકે તેવા અને પાસેના વિસ્તારોમાં વસતી હોય અને બીજી બધી વસ્તુઓ સરખી હોય તો પ્રાદેશિક સ્વાતંત્ર્ય માટે પણ દાવો ઊભો કરી શકાય. પણ જટિલ રીતે પરસ્પરમાં ભળી ગયેલી રાષ્ટ્રીયતાઓ એવી હોય કે તેમના કબજામાંના વિસ્તારો સરળતાથી

છૂટા પાડી શકાય તેવા ન હોય. તો પછી માત્ર સાંસ્કૃતિક સ્વાતંત્ર્યનો જ તેમને અધિકાર રહે છે. આવા કિસ્સાઓમાં પ્રાદેશિક સ્વાતંત્ર્ય અશક્ય છે. તેમના ભાગ્યમાં સાથે રહેવાનું જ લખાયેલું છે. તેમની પાસે બીજો વિકલ્પ માત્ર એક જ છે અને તે હિજરત કરવાનો.

આત્મનિર્ણયના ખ્યાલનો વ્યાપ તથા મર્યાદાઓ નક્કી કર્યા પછી આપણે પાકિસ્તાનની સીમાઓના પ્રશ્નની ચર્ચા પર આગળ વધી શકીએ. આ વિચારણાઓના પ્રકાશમાં વર્તમાન પાકિસ્તાનની સીમાઓ હોવી જોઈએ. તેવો મુસ્લિમ લીગનો દાવો કેટલો ટકી શકે તેમ છે ? આ પ્રશ્નનો ઉત્તર મને તો સ્પષ્ટ દેખાય છે. ભૌગોલિક ગોઠવણી પ્રશ્નનો નિર્ણય કરતી લાગે છે. કોઈ પણ પ્રકારની વિશેષ દલીલની જરૂર નથી. વાયવ્ય સરહદી પ્રાંત, બલુચિસ્તાન અને સિંધમાં હિંદુઓ તથા મુસ્લિમો સેળભેળ છે. આ પ્રાંતોમાં હિંદુઓનો પ્રાદેશિક સ્વાતંત્ર્યનો દાવો અશક્ય લાગે છે. તેમણે માત્ર સાંસ્કૃતિક સ્વાતંત્ર્યથી અને તેમની સલામતી માટે યોજાય તે રાજકીય સંરક્ષણોથી જ સંતોષ પામવો રહ્યો. પંજાબ તથા બંગાળના દાવાનો આધાર જ જુદો છે. નકશા પર નજર નાખીએ તો દેખાશે કે આ બે પ્રાંતોમાં હિંદુઓ અને મુસ્લિમોની વસ્તીની ગોઠવણી બીજા ત્રણ પ્રાંતો કરતાં તદ્દન ભિન્ન છે. પંજાબ અને બંગાળના બિન-મુસ્લિમો વાયવ્ય સરહદી પ્રાંત, બલુચિસ્તાન અને સિંધની જેમ આખા પ્રદેશ પર છવાયેલી વિશાળ મુસ્લિમ વસ્તીથી ઘેરાયેલા નાના ટાપુઓમાં રહેતા હોય તેવું દેખાતું નથી, બંગાળ અને પંજાબમાં હિંદુઓ પાસેપાસેના અને છૂટા પડી શકે તેવા બે જુદા જુદા વિસ્તારોનો કબજો ધરાવે છે. આવી પરિસ્થિતિમાં, મુસ્લિમ લીગની માગણીને એટલે કે પંજાબ તથા બંગાળની વર્તમાન સીમાઓ પશ્ચિમ પાકિસ્તાન અને પૂર્વ પાકિસ્તાનની સીમાઓ તરીકે રહેશે તે માગણીને સ્વીકારવાનું કોઈ કારણ નથી.

ઉપરની ચર્ચા પરથી બે તારણો પર અનિવાર્યપણે અવાય છે. એક તો એ કે પંજાબ અને બંગાળના બિન-મુસ્લિમો પાસે તેમના કબજાના વિસ્તારોના પ્રાદેશિક સ્વાતંત્ર્ય દ્વારા પાકિસ્તાનથી છૂટા પડવા માટે દાવો છે જ. બીજું એ કે વાયવ્ય સરહદી પ્રાંત, બલુચિસ્તાન અને સિંધના બિનમુસ્લિમો પાસે છૂટા પડવા માટે કોઈ દાવો નથી અને તે માત્ર સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય અને રાજકીય

રક્ષણોના જ અધિકારી છે. આ વાતને બીજા શબ્દોમાં મૂકીએ તો એમ કહી શકાય કે સિંધ વાયવ્ય સરહદી પ્રાંત અને બલુચિસ્તાનની સીમાઓ જેવી છે તેવી જ રહેશે તેવા મુસ્લિમ લીગના દાવાનો વિરોધ નહિ થઈ શકે. પણ પંજાબ તથા બંગાળના કિસ્સામાં આવો દાવો ટકી શકે તેમ નથી અને આ પ્રાંતોના બિન-મુસ્લિમો, જો ઈચ્છે તો, એવો દાવો કરી શકે છે કે આ બે પ્રાંતોની સીમાઓ ફરી આંકીને તેમના કબજાના પ્રદેશો છૂટા પાડવા જોઈએ.

૫

કોઈએ કદાચ વિચાર્યું હશે કે પંજાબ તથા બંગાળની બિનમુસ્લિમ લઘુમતીઓનો સીમાઓ ફરી આંકવાનો આવો દાવો યોગ્ય અને ન્યાયી છે. તેવું મુસ્લિમ લીગ દ્વારા માન્ય રાખવામાં આવશે. સીમાઓ ફરી આંકવાની શકયતા ઈ.સ. ૧૯૪૦ના માર્ચમાં પસાર થયેલા મુસ્લિમ લીગના લાહોર ઠરાવમાં સ્વીકારાઈ હતી. આ ઠરાવ[૧] આવો હતો :

'ભૌગોલિક રીતે પાસેપાસે આવેલા એકમોની સીમાઓ આંકીને **ત્યાં અનિવાર્ય હોય તેવી પ્રાદેશિક પુનર્વ્યવસ્થા સાથે** તે તે પ્રદેશોમાં સંપૂર્ણપણે સ્વતંત્ર રાજ્યોની સ્થાપના કરવી કે જેથી હિંદના વાયવ્ય તથા પૂર્વીય વિભાગોમાં જ્યાં મુસલમાનો સંખ્યાની દૃષ્ટિએ બહુમતીમાં છે તે વિસ્તારો સ્વતંત્ર મુસ્લિમ રાષ્ટ્રવાદી વતન જેવા સ્વતંત્ર રાજ્યો બની શકે, જેમાં રચાયેલા એકમો સ્વાયત્ત અને સાર્વભૌમ હોય.'

ક્રિપ્સ દરખાસ્તો પર મુસ્લિમ લીગે પસાર કરેલા ઠરાવ પરથી મુસ્લિમ લીગનું આવું વલણ ચાલુ જ રહ્યું તેવું જે કોઈ તે ઠરાવ વાચવાની કાળજી લેશે તેને દેખાશે. પણ શ્રી જિન્નાહે પોતાનું વલણ બદલ્યું છે તેવા એંધાણ પણ જોવા મળે છે. ઈ.સ. ૧૯૪૨ની ૧૬મી નવેમ્બરે જલંધરમાં યોજાયેલી એક જાહેરસભામાં શ્રી જિન્નાહે નીચેનું વકતવ્ય પ્રસ્તુત કર્યું હતું તેવા અહેવાલ મળી આવે છે :

'અજ્ઞાન જનસમૂહને સહેતુક ગૂંચવવાની અને ગેરમાર્ગે દોરવાની છેલ્લી યુક્તિ - હું તેને યુક્તિ સિવાય બીજું કશું જ નહિ કહું અને જે તે રમત રમે છે તે

૧ કાળા અક્ષરો મારા છે.

જાણે છે - એ છે કે આત્મનિર્ણયનો અધિકાર માત્ર મુસ્લિમો પૂરતો સીમિત શા માટે ? અન્ય કોમોને તે કેમ ન આપવો ? સૌને આત્મનિર્ણયનો અધિકાર છે તેમ કહ્યા પછી તે લોકો કહે છે પંજાબનું અનેક ટુકડાઓમાં વિભાજન થવું જોઈએ. તે જ રીતે વાયવ્ય સરહદી પ્રાંત અને સિંધનું. આમ સો સો પાકિસ્તાનો રચાશે.

## ઉપરાષ્ટ્રીય સમૂહો

સમગ્ર હિંદમાં, પ્રત્યેક કોમને આત્મનિર્ણયનો અધિકાર છે તેવી આ નવી યોજનાનો ઘડનાર કોણ છે ? કાં તો તે પ્રચંડ અજ્ઞાન છે અથવા તો તોફાન અને યુક્તિ. મને તેમને ઉત્તર આપવા દો કે, મુસલમાનો આત્મનિર્ણયના અધિકારનો દાવો કરે છે કારણ કે જે તેમનું વતન છે તેવા અમુક પ્રદેશમાં અને જ્યાં તેઓ બહુમતીમાં છે તેવા વિભાગોમાં તેઓ રાષ્ટ્રીય સમૂહ છે. તમે ઈતિહાસમાં ક્યાંય એવું વાંચ્યું છે કે સર્વત્ર વેરાયેલા રાષ્ટ્રીય સમૂહોને રાજ્યનો દરજ્જો અપાયો છે ? તેમને માટે તમે રાજ્ય ક્યાંથી લાવશો ? તેવા કિસ્સામાં તો સંયુક્ત પ્રાંતોમાં તમારી પાસે ૧૪ ટકા મુસ્લિમો છે. તો તેમને માટે રાજ્ય કેમ નહિ ? સંયુક્ત પ્રાંતોમાં મુસ્લિમો રાષ્ટ્રીય સમૂહ નથી. તે વેરાયેલા પડયા છે. આથી, બંધારણીય ભાષામાં તેમને ઉપરાષ્ટ્રીય સમૂહ તરીકે ઓળખવામાં આવે છે અને તે લઘુમતીને સભ્ય સરકારે જે યોગ્ય આપવું જોઈએ તેનાથી સહેજ પણ વધુની અપેક્ષા ન રાખી શકે. મને લાગે છે કે મેં પરિસ્થિતિ સ્પષ્ટ કરી છે. મુસ્લિમો ઉપરાષ્ટ્રીય સમૂહ નથી. આત્મનિર્ણયના અધિકારનો દાવો કરવાનો, તેનો અમલ કરવાનો તેમનો તે જન્મસિધ્ધ અધિકાર છે.'

શ્રી જિન્નાહ મુદ્દો જ વિસરી ગયા છે. તેમના ટીકાકારોએ જે મુદ્દો ઊભો કર્યો હતો તે સર્વસામાન્ય બિનમુસ્લિમ લઘુમતીઓ માટે નહોતો. તેનો ઉલ્લેખ હતો પંજાબ તથા બંગાળની બિનમુસ્લિમ લઘુમતીઓ સાથેનો. શું શ્રી જિન્નાહ પોતાના ઉપરાષ્ટ્રના સિધ્ધાંત દ્વારા સુવ્યવસ્થિત અને સરળતાથી છૂટા પડી શકે તેવો પ્રદેશ ધરાવતી બિનમુસ્લિમ લઘુમતીઓના દાવાનો છેદ ઉડાવવા માગે છે? જો તેમ હોય તો કોઈ પણ તેમ કહેવાનો જ કે તેમના અપરિપકવ વિધાનથી બીજું વધુ અપરિપકવ વિધાન કોઈ પણ રાજકીય સાહિત્યમાં જડવું મુશ્કેલ છે.

ઉપરાષ્ટ્રનો ખ્યાલ જ વણસાંભળેલો છે. તે માત્ર યુક્તિપૂર્વકનો ખ્યાલ જ નથી પણ મૂર્ખામીભર્યો ખ્યાલ પણ છે. આ ઉપરાષ્ટ્રનો સિદ્ધાંત શું સૂચવે છે ? જો હું તેની અસરને સારી રીતે સમજતો હોઉં તો તેનો અર્થ એ થાય કે છૂટા પડવાની શક્યતા હોવા છતાંય ઉપરાષ્ટ્ર તેના રાષ્ટ્રથી છૂટું ન પડી શકે, તેનો અર્થ એ થાય કે રાષ્ટ્ર અને ઉપરાષ્ટ્ર વચ્ચેના સંબંધો માણસ અને તેની મિલકત વચ્ચેના સંબંધ કરતાં અથવા તો મિલકત અને તેની આનુષંગિક ઘટનાઓના સંબંધ કરતાં વધુ ઊંચા નથી. મિલકત માલિક સાથે જાય છે, આનુષંગિક ઘટના મિલકત સાથે જાય છે અને તે જ રીતે ઉપરાષ્ટ્ર રાષ્ટ્ર સાથે જાય છે. શ્રી જિન્નાહની દલીલમાં આજ તર્કક્રમ રહેલો છે. પણ શું શ્રી જિન્નાહ ગંભીરતાપૂર્વક એવી દલીલ કરવા ઈચ્છે છે કે પંજાબ અને બંગાળના હિંદુઓ માત્ર મિલકત જ છે અને જ્યાં પંજાબ અને બંગાળમાં તેમને લઈ જવા ઈચ્છે ત્યાં તેમણે હંમેશાં જવું જ જોઈએ ? કોઈ પણ બુદ્ધિશાળી માણસ આવી વાહિયાત દલીલને ટેકો નહિ આપે અને આ દલીલ અતિશય અતાર્કિક દલીલ છે અને શ્રી જિન્નાહ જેવા આટલા પુખ્ત વકીલને તેની અતાર્કિકતા જોવામાં મુશ્કેલી ન પડવી જોઈએ. સાંખ્યિક વિશાળતા ધરાવતા રાષ્ટ્રના પ્રમાણમાં સંખ્યાની દષ્ટિએ નાનું રાષ્ટ્ર જો ઉપરાષ્ટ્ર હોય અને તેને પ્રાદેશિક અલગતાનો અધિકાર ન હોય તો પછી એમ કેમ ન કહેવાય કે સમગ્ર હિંદની દષ્ટિએ જોતાં હિંદુઓ એક રાષ્ટ્ર છે અને મુસ્લિમો ઉપરાષ્ટ્ર છે અને ઉપરાષ્ટ્ર તરીકે તેમને આત્મનિર્ણયનો કે પ્રાદેશિક અલગતાનો અધિકાર નથી ?

આમેય પાકિસ્તાનની શુભદાનત વિશે કેટલીક શંકાઓ છે જ. સાચું કે ખોટું મોટાભાગના લોકો એમ માને છે કે પાકિસ્તાનની પાછળ બદઈરાદો રહેલો છે. તેઓ એમ માને છે કે તેની પાછળ બે હેતુઓ છે - એક તત્કાલનો અને બીજો અંતિમ. તત્કાલનો હેતુ એ છે કે પડોશી મુસ્લિમ રાષ્ટ્રો સાથે જોડાઇને મુસ્લિમ સમવાય તંત્ર રચવું અને મુસ્લિમ સમવાયતંત્ર રચવા પાછળનો અંતિમ હેતુ હિંદુઓ પર વિજય મેળવીને કે પુનઃવિજય મેળવીને હિંદમાં ફરી મુસ્લિમ સામ્રાજ્ય સ્થાપવું. કેટલાક એવું માને છે કે પાકિસ્તાન એ બાનની યોજનાની પરાકાષ્ટા છે, જે શ્રી જિન્નાહે રજૂ કરેલા ચૌદ મુદ્દાઓની માગણી પાછળ રહેલા

અલગ મુસ્લિમ પ્રાંતોના સર્જન માટે, ઘડાઈ છે. કોઈ મુસ્લિમોના મનનો તાગ મેળવી શકતું નથી અને પાકિસ્તાનની તેમની માગણી પાછળનો હેતુ સમજી શકતું નથી. પાકિસ્તાન વિરોધી હિંદુઓને જો એવી શંકા હોય કે પાકિસ્તાન પાછળના દેખીતા હેતુઓ કરતાં સાચો હેતુ જુદો છે તો તેઓ તેની નોંધ લે અને તે પ્રમાણે આયોજન કરે. તેની પાછળના હેતુઓ ખરાબ છે એટલા ખાતર તે પાકિસ્તાનનો વિરોધ ન કરી શકે. પણ શ્રી જિન્નાહને પૂછવાનો તેમને અધિકાર છે કે પાકિસ્તાન સાથે તે કોમી પ્રશ્નને કેમ સાંકળવા માગે છે ? પાકિસ્તાન પાછળ રહેલા હેતુઓ ગમે તેટલા દ્વેષીલા હોય પરંતુ તેમાં એક સદ્‌ગુણ રહેલો હોવો જ જોઈએ. પાકિસ્તાનના આદર્શની અંદર કોમી સમસ્યા તો ન જ રહેવી જોઈએ. પાકિસ્તાન પાસેથી ઓછામાં ઓછા આ એક ગુણની કોઈ પણ અપેક્ષા રાખે. હિંદને લાગ્યો છે તેમ પાકિસ્તાનને પણ કોમી પ્રશ્નનો ચેપ લાગવાનો હોય તો પાકિસ્તાનની જરૂર શી છે ? જો તે કોમી પ્રશ્નમાંથી છટકી શકતું હોય તો જ તે આવકારણીય છે. તેને ટાળવાની રીત તો એક જ છે અને એ કે તેની સીમાઓ એવી રીતે નક્કી કરવી જોઈએ કે તે એક માનવવંશીય રાજ્ય બને, જેમાં બહુમતી કે લઘુમતી એકબીજા સાથે ટકરાતી ન હોય. સદ્‌ભાગ્યે, શ્રી જિન્નાહ છૂટ આપે તો એક માનવવંશીય રાજય બની શકે તેમ છે. પણ કમભાગ્યે, શ્રી જિન્નાહ તેની સામે વાંધો લે છે અને ત્યાં જ શંકાનું મૂળ કારણ રહેલું છે અને તેને દૂર કરવાને બદલે રાષ્ટ્રો અને ઉપરાષ્ટ્રોના વિચિત્ર, અતાર્કિક અને કૃત્રિમ ભેદ પાડીને તેને ઊંડું બનાવી રહ્યા છે.

આવાં વિચિત્ર અને અતાર્કિક વિધાનોને વળગી રહેવાને બદલે અને જેનો બચાવ થઈ શકે તેમ નથી તેનો બચાવ કરીને તથા જે ન્યાયી છે તેનો વિરોધ કરીને અલસ્ટરની સીમાઓ આંકવાની બાબતમાં સર એડવર્ડ કાર્સને જે કર્યું તે શ્રી જિન્નાહે કરે તે બહેતર નથી શું ? આયરિશ સ્વરાજના પ્રશ્નો તે જે ચડાવ - ઉતારમાંથી પસાર થયું તે જેઓ જાણે છે તે બધા જ જાણે છે કે ઈ.સ. ૧૯૧૧ના સપ્ટેમ્બરની ૨૩મીએ ક્રેગેવોન બેઠક ખાતે સર એર્ડવર્ડ કાર્સને તેમની એવી નીતિ ઘડી કે અલસ્ટરમાં શાહી પાર્લામેન્ટની સરકાર હશે કે અલસ્ટરની સરકાર હશે પણ સ્વરાજની સરકાર તો નહિ જ હોય. શાહી પાર્લામેન્ટ તેની

સરકાર પાછી ખેંચી લેવાનો ઈરાદો રાખતી હોવાથી અલ્સ્ટરની કામચલાઉ સરકારની સ્થાપના એવો અર્થ આ નીતિનો થયો. આ નીતિ ઈ.સ. ૧૯૧૧ની ૨૫મી સપ્ટેમ્બરે બેલ્ફાસ્ટમાં ભરાયેલા અલ્સ્ટર યુનિઅનાસ્ટિ કાઉન્સિલ, ૫ કાઉન્ટી ગ્રાન્ડ ઓરેન્જ લોજિસ તથા યુનિયનિસ્ટ કલબનું પ્રતિનિધિત્વ કરતા પ્રતિનિધિઓની સભાએ પસાર કરેલા પ્રસ્તાવમાં સમાવિષ્ટ થઈ. સ્વરાજ્યનો ખરડો પસાર થવાનો હતો તે જ દિવસે અલ્સ્ટરની કામચલાઉ સરકાર અમલમાં આવવાની હતી. આ નીતિનું મહત્ત્વનું લક્ષણ એ હતું કે જેમના પર અલ્સ્ટરવાસીઓ નિયંત્રણ ધરાવી શકે, તે બધા જ જિલ્લાઓ પર કામચલાઉ સરકારનો કાર્યાધિકાર સ્થાપતી હતી.

'તે જિલ્લાઓ જેમના પર તે નિયંત્રણ ધરાવી શકે' તે વાક્યમાં અલ્સ્ટરના સમગ્ર વહીવટી વિભાગોને સમાવવાનો અર્થ હતો તે નક્કી. હવે અલ્સ્ટરના આ વહીવટી વિભોગોમાં નવ દેશોનો સમાવેશ થતો હતો. એમાંથી ત્રણમાં કેથોલિકોની પ્રચંડ બહુમતી હતી. તેનો અર્થ એ કે તે ત્રણે કેથોલિક દેશોને, તેમની ઈચ્છા વિરુદ્ધ અલ્સ્ટરના વહીવટ નીચે ફરજિયાત રાખવા, પણ અંતે સર એડવર્ડ કાર્સને શું કર્યું ? સર એડવર્ડ કાર્સનને તે સમજતાં ઝાઝી વાર ન લાગી કે પ્રચંડ કેથોલિક બહુમતી ધરાવતા આ ત્રણે દેશો અલ્સ્ટરની એક જવાબદારી બની જશે અને સાચા નેતાની સઘળી હિંમત સહિત તે એક જાહેરાત સાથે બહાર આવ્યા અને જાહેર કર્યું કે તે તેમનું નુકસાન ઘટાડીને અલ્સ્ટરને સલામત બનાવવા માગે છે. ઈ.સ. ૧૯૨૦ની ૧૮મી મેએ આમસભાના તેમના પ્રવચનમાં તેમણે જાહેર કર્યું કે તે પ્રસંગે, માત્ર છ જ દેશોથી તેમને કેમ સંતોષ છે તેનાં કારણો આપતું જે પ્રવચન તેમણે કર્યું તે ટાંકવા યોગ્ય છે. તેમણે આમ કહ્યું :[1]

'સત્ય તો એ છે કે આ સમગ્ર વિષય પર ગામડેગામડે, નગરેનગરે, અનેક ઘણા ચિંતાપૂર્ણ કલાકો, ચિંતાપૂર્ણ દિવસો સુધી વિચાર કરતાં આપણે તે તારણ પર આવ્યા છીએ કે **જો પાર્લામેન્ટ ડોનેગલ, કેવન અને મોનાગનની સરકાર માટે જવાબદાર હશે તો બેલ્ફાસ્ટમાં પાર્લામેન્ટનો સફળતાપૂર્વક પ્રારંભ કરવાની આપણને** તક નહિ મળે. આપણું અહીં

૧ હેન્સાર્ડ (હાઉસ ઓફ કોમન્સ). ૧૯૨૦. ગ્રંથ ૧૨૯.પૃ.૧૩૧૫.

આવવું અને આપણે તેમ કરી શકીશું તેવો દંભ કરવો સાવ વ્યર્થ છે. વધુમાં વધુ વિશાળ વિસ્તારો આપણને મળે તે આપણને ગમે. ઊભી કરેલી વિવિધ સરકારોની હકૂમત વિસ્તારવા બધા જ દેશોમાં ભૂમિ પડાવવાની આવી પ્રથા છે. પણ જો આપણા પર આ ત્રણે દેશોનો ભાર લદાયો હશે તો જે સરકાર નિષ્ફળ જશે તે સરકારની જવાબદારી આપણે લેવાનો કોઈ અર્થ નથી.'

આ શાણા, વિચક્ષણ તથા અતિ હિંમતભર્યા શબ્દો છે. જે પરિસ્થિતમાં તે ઉચ્ચારાયા હતા તેનામાં અને પાકિસ્તાનનો સિધ્ધાંત પંજાબ તથા બંગાળમાં લાગુ પાડવાથી ઊભી થનારી પરિસ્થિતિમાં ઘણી સમાંતરતા છે. મુસ્લિમ લીગ તથા શ્રી જિન્નાહ શાંત પાકિસ્તાન માગતા હોય તો તેમની નોંધ લેવાનું ન ટાળવું જોઈએ. પંજાબ તથા બંગાળના બિન-મુસ્લિમોને સલામતીઓથી સંતોષ પામવાનું કહેવાનો કોઈ અર્થ નથી. જો હિંદુ બહુમતીની ક્રૂરતા સામે અપાયેલી સલામતીઓથી મુસલમાનો સંતોષ પામવા તૈયાર નથી તો પછી મુસ્લિમ બહુમતીની ક્રૂરતા સામેની સલામતીઓથી હિંદુઓને સંતોષ પામવાનું કહેવાનો અર્થ શો? જો મુસ્લિમો હિંદુઓને એમ કહી શકે, 'જહન્નમમાં જાય તમારી સલામતીઓ, અમે તમારું શાસન નથી ઈચ્છતા' આવી જ દલીલ કાર્સને રેડમોન્ડ સામે કરી હતી. તો તેવી જ દલીલ સલામતીઓથી સંતોષ પામવાનું કહેતા મુસ્લિમો સામે પંજાબ અને બંગાળાના મુસ્લિમો કરી શકે.

મુદ્દો તો એ છે કે પાકિસ્તાનની સમસ્યાનો શાંતિમય ઉકેલ લાવવા માટે આ વલણ અખત્યાર કરાયું જ નથી. ધમકીઓ અથવા બળનું પ્રદર્શન નહીં ચાલે. સૌ પ્રથમ તો આ એવી રમત છે કે જે બંને રમી શકે. બીજું તો એ કે, શસ્ત્રો બળનો ભાગ બની શકે પણ શસ્ત્રો હોવાં તે જ પૂરતું નથી. રુસોએ કહ્યું છે તેમ; જ્યાં સુધી તે તેના બળનું અધિકારમાં અને આજ્ઞાપાલનનું કર્તવ્યમાં રૂપાંતર કરતી નથી ત્યાં સુધી બળવાનમાં બળવાન વ્યક્તિ પણ હંમેશાં પ્રભુત્વ ધરાવવા જેવી સશક્ત ક્યારેય બની શકતી નથી. બળને અધિકારમાં તથા આજ્ઞાપાલનને કર્તવ્યમાં માત્ર નીતિશાસ્ત્ર ફેરવી શકે. લીગે જોવું જ જોઈએ કે પાકિસ્તાનનો તેનો દાવો નીતિશાસ્ત્ર પર આધારિત છે.

૬

સીમાઓની સમસ્યા અંગે આટલું જ. સીમાઓને ફરી દોરવામાં આવે તે પછી પણ જે લઘુમતીઓએ પાકિસ્તાનમાં રહેવાનું જ છે તેમની સમસ્યાની હવે હું ચર્ચા કરીશ. તેમનાં હિતોના રક્ષણની બે રીતો છે.

પહેલી રીત છે લઘુમતીઓનાં રાજકીય તથા સાંસ્કૃતિક હિતોનાં રક્ષણ માટે બંધારણમાં સલામતીઓની જોગવાઈ કરવાની. હિંદીઓ આ રીતથી સુપરિચિત છે એટલે તેની ઝાઝી ચર્ચા કરવી જરૂરી નથી.

બીજી રીત છે, તેમને પાકિસ્તાનમાંથી હિંદુસ્તાનમાં સ્થળાંતર કરવાની. અનેક લોકો આ રીત પસંદ કરે છે અને વસ્તીનું સ્થળાંતર શક્ય છે તેવું જો બતાવી શકાય તો આ માટે પાકિસ્તાન સાથે સ્વેચ્છાએ સંમત થવા તે તત્પર થશે. પણ તે લોકો આને આઘાતજનક અને જટિલ સમસ્યા માને છે. એ નિ:શંક છે કે આ ભયત્રસ્ત માનસની નિશાની છે. આ સમસ્યાનો શાંત અને સ્વસ્થ મનથી વિચાર કરવામાં આવે તો જણાશે કે તે પ્રશ્ન આઘાતજનક નથી અને ગૂંચવણભર્યો પણ નથી.

પ્રારંભમાં આ સમસ્યાના પરિમાણોનો વિચાર કરીએ. કયા પ્રમાણમાં આવું સ્થળાંતર થવાનું છે ? પ્રમાણ નક્કી કરવામાં ત્રણ વિચારણાઓને ધ્યાનમાં લેવી પડે. સૌપ્રથમ તો, જો પંજાબ અને બંગાળની સીમાઓ ફરી અંકિત થાય તો પછી આ બંને પ્રાંતોમાંથી વસ્તીનું સ્થળાંતર કરવાનો કોઈ પ્રશ્ન ઊભો થતો જ નથી. બીજું, હિંદમાં રહેતા મુસલમાનો પાકિસ્તાનમાં જવા ઈચ્છતા નથી અને લીગ પણ તેમનું સ્થળાંતર ઈચ્છતી નથી. ત્રીજું, વાયવ્ય સરહદી પ્રાંત, સિંધ અને બલુચિસ્તાનના હિંદુઓ પણ સ્થળાંતર કરવા ઈચ્છતા નથી. જો આ અનુમાનો સાચાં હોય તો વસ્તીના સ્થળાંતરની સમસ્યા આઘાતનજક સમસ્યા બનવાની જ નથી. ખરેખર, તે એટલી નાની છે કે તેને સહેજ પણ સમસ્યા લેખવાની જરૂર નથી.

ધારી લઈએ કે તે સમસ્યા બને તો શું તે જટિલ સમસ્યા બનશે ? અનુભવ તો એમ દર્શાવે છે કે તે સમસ્યા એવી નથી કે જેનો ઉકેલ અશક્ય છે. આવી

સમસ્યાનો ઉકેલ શોધવા માટે સૌપ્રથમ તો રાજકીય પરિવર્તનોને કારણે એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં સ્થળાંતર કરતી વ્યક્તિને પડનારી સંભવિત મુસીબતો શી છે તે વિચારવું યોગ્ય છે અને તેવી દેખીતી મુસીબતો આ પ્રકારની છે : (૧) વસ્તીનું સ્થળાંતર કરાવવા અને સરળ બનાવવા માટેનું તંત્ર (૨) સ્થળાંતર સામે સરકારનો પ્રતિબંધ (૩) સ્થળાંતર કરતા કુટુંબ પર માલસામાનની ફેરબદલી પર સરકાર દ્વારા નખાતા ભારે કરવેરાની ફરજિયાત વસૂલાત (૪) સ્થળાંતર કરતા કુટુંબને તેના નવા વતનમાં પોતાની સ્થાવર મિલકત લઈ જવામાં પડતી મુશ્કેલી. (૫) સ્થળાંતર કરતા કુટુંબની મિલકતની કિંમતને અયોગ્ય રીતે ઘટાડવાના માટેના અન્યાયી વ્યવહારોને દૂર કરવામાં પડતી મુશ્કેલી. (૬) બજારમાં વેચવા કાઢેલી મિલકતની પૂરી કિંમત નહિ મળવાથી પડનારી ખોટને ભરપાઈ કરવાનો ભય (૭) જે દેશ છોડવાનો છે તે દેશમાંથી નિવૃત્તિ વેતન તથા બીજા તેવા અધિકારો મેળવવામાં સ્થળાંતર કરનાર કુટુંબને પડતી મુશ્કેલી (૮) કયા ચલણમાં ચુકવણી કરવાની છે તે નક્કી કરવામાં પડતી મુશ્કેલી. જો આ મુશ્કેલીઓ દૂર કરાય તો વસ્તીના સ્થળાંતરનો માર્ગ સ્પષ્ટ બની જાય.

પહેલી ત્રણ મુશ્કેલીઓ તો પાકિસ્તાન અને હિંદુસ્તાનના બે રાજ્યો વચ્ચેના કરારની કલમમાં નીચેની શરતોનો સમાવેશ કરી સરળતાથી દૂર કરી શકાય :

'પાકિસ્તાન અને હિંદુસ્તાનની સરકારો બંનેની સરખી સંખ્યા ધરાવતું પંચ નીમવા સંમત થાય છે. તેના અધ્યક્ષપદે બંનેને સ્વીકાર્ય એવી વ્યક્તિ હશે જે બેમાંથી કોઈ પણ દેશની રાષ્ટ્રીયતા નહિ ધરાવતી હોય.'

'તેમના નિભાવ તથા કાર્ય માટે પંચ તથા તેની સમિતિઓ બંને પાછળ થનારો ખર્ચ બંને સરકારો સરખે હિસ્સે ભોગવશે.'

'આથી પાકિસ્તાનની સરકાર તથા હિંદુસ્તાનની સરકાર તેમના પ્રદેશોની અંદર વસતા, માનવવંશીય લઘુમતી ધરાવતા, બધા જ લોકોને વિદેશમાં જવાની તેમની ઈચ્છા મંજૂર રાખવા સંમત થાય છે.

'ઉપર ઉલ્લેખેલાં બંને રાષ્ટ્રો તેમના અધિકારને સરળ બનાવવાની તથા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વિદેશગમનના તેમના સ્વાતંત્ર્યમાં કોઈ પણ અવરોધ ઊભો

ન કરવાની જવાબદારી લે છે. વિદેશગમનના સ્વાતંત્ર્યની આડે આવતા બધા જ કાયદાઓ તથા નિયમો રદબાતલ ગણાશે ;

કરારની કલમોમાં નીચેની શરતોનો સમાવેશ કરીને મિલકતની તબદીલી અંગેની ચોથી તથા પાંચમી મુશ્કેલીને પણ અસરકારક રીતે પહોંચી વળી શકાય :

"આ કલમો પ્રમાણે જેઓ સ્થળાંતરના અધિકારનો લાભ લેવા કૃતસંકલ્પ હોય તેમને કોઈ પણ પ્રકારની જંગમ મિલકત તેમની સાથે લઈ જવાનો અથવા વાહનો દ્વારા મોકલવાનો અધિકાર રહેશે અને આ માટે તેમના પર કોઈ પણ પ્રકારના કરવેરા લાદવામાં નહિ આવે."

"સ્થાવર મિલકત સંબંધમાં નીચેની જોગવાઈઓ સાથે સુસંગત રહી પંચ દ્વારા તેનો નિકાલ લવાશે :

(૧) સ્થળાંતર કરનારની સ્થાવર મિલકતની કિંમત અંદાજવા આ પંચ નિષ્ણાતોની એક સમિતિ નીમશે. આ સમિતિમાં સ્વદેશ છોડી પરદેશ વસવા જનાર વ્યક્તિની પસંદગીનો એક પ્રતિનિધિ પણ રહેશે.

(૨) સ્થળાંતર કરનારની સ્થાવર મિલકત વેચવા માટે પંચ જરૂરી પગલાં લેશે."

નુકસાન ભરપાઈ કરવું, પેન્શન સંબંધી તથા અન્ય તેવા હક મેળવવા તથા ચૂકવવા માટેનું ચલણ નક્કી કરવા માટેની બીજી બધી મુશ્કેલીઓને પહોંચી વળવા માટે કરારમાં નીચેની કલમોનો સમાવેશ થશે :

"(૧) સ્થળાંતર કરનાર વ્યક્તિની સ્થાવર મિલકતની અંદાજી કિંમત અને વેચાણ કિંમત વચ્ચેના તફાવતને કારણે પડેલી ખોટની જાણ તે વ્યક્તિ કરશે કે તરત જ જે દેશ તે છોડે છે તે દેશની સરકાર પંચને તે ભરી દેશે. આનો ૧/૪ ભાગ રોકડમાં ચુકવાશે અને ૩/૪ ભાગ સોનામાં કે ટૂંકી મુદતના સોનાના બોંડમાં ચુકવાશે."

(૨) પંચ ઉપર મુજબ નક્કી કરેલી પોતાની સ્થાવર મિલકતની કિંમત સ્થળાંતર કરનારને અગાઉથી આપશે.

"(૩) જે તારીખે વર્તમાન કરાર પર સહી થાય તે તારીખે સ્થળાંતર કરનારને

મળવાપાત્ર તમામ નાગરિક કે લશ્કરી પેન્શન તે તે દેવાયુક્ત સરકારને ખાતે ઉધારાશે અને તે સરકારે તેના માલિકોના હિસાબ પેટે પંચને આપવા જ પડશે."

"(૪) સ્થળાંતરને સરળ બનાવવા જરૂરી ફાળો પંચમાં રસ ધરાવતાં રાજ્યો દ્વારા અગાઉથી આપવામાં આવશે."

વસ્તીના સ્થળાંતર અંગેની મુશ્કેલીઓ નિવારવા શું આ જોગવાઈઓ પૂરતી નથી ? અલબત્ત, બીજી મુશ્કેલીઓ પણ છે. પણ તે બધી પણ કંઈ અનુલ્લંઘનીય નથી. તેમાં નીતિનો પ્રશ્ન સંકળાયેલો છે. પહેલો પ્રશ્ન છે કે વસ્તીનું સ્થળાંતર ફરજિયાત હોવું જોઈએ કે મરજિયાત ? બીજો પ્રશ્ન છે : આ રાજ્ય સહાયિત સ્થળાંતરનો અધિકાર સહુ માટે ખુલ્લો છે કે ચોક્કસ વર્ગની વ્યક્તિઓ પૂરતો મર્યાદિત છે ? ત્રીજો પ્રશ્ન છે: આ જોગવાઈઓને,ખાસ કરીને સ્થાવર મિલકતના વેચાણ દ્વારા થતી ખોટને ભરપાઈ કરવાની જવાબદારી પાળવા સરકારે કેટલા સમય સુધી બંધાયેલા રહેવું જોઈએ ? આ જોગવાઈઓને સમયમર્યાદાને અધીન બનાવવી જોઈએ કે પછી આ જવાબદારી અનંતકાળ સુધી ચાલુ રહેવી જોઈએ ?

પ્રથમ મુદ્દાની વાત કરીએ તો બંને શક્ય છે અને બંને અમલમાં મુકાઈ હોય તેવાં ઉદાહરણો પણ છે. ગ્રીસ અને બલ્ગેરિયા વચ્ચે વસ્તીનું સ્થળાંતર મરજિયાત ધોરણે થયું હતું અને ગ્રીસ તથા તુર્કસ્તાન વચ્ચે તે ફરજિયાત ધોરણે થયું હતું. ફરજિયાત સ્થળાંતર કોઈનેય પ્રથમ દષ્ટિએ ખરાબ લાગે. જો વ્યક્તિ સ્થળાંતર કરવા ન ઈચ્છતી ન હોય અને જ્યાં તે રહેતી હોય ત્યાં જ રહેવાનું ચાલુ રાખે તો રાજ્યની શાંતિ તથા સ્વસ્થતાને કોઈ જોખમ ઊભું ન થતું હોય અથવા તો આવું સ્થળાંતર તેના પોતાના હિતમાં અનિવાર્ય ન બનતું હોય ત્યાં સુધી વ્યક્તિને પોતાના પૂર્વજોનું વતન બદલવાની ફરજ પાડવી તે ઉચિત નથી. જે વ્યક્તિઓ સ્થળાંતર કરવા માગે છે તેઓ કોઈ અંતરાય કે કંઈ પણ નુકસાન વિના સ્થળાંતર કરી શકે તે અનિવાર્ય છે. એથી જ, હું તે મતનો છું કે સ્થળાંતર ફરજિયાત ન હોવું જોઈએ પણ જે સ્થળાંતર કરવાનો પોતાનો ઈરાદો જાહેર કરે તેમને તેમ કરવાની છૂટ હોવી જોઈએ.

હવે બીજો પ્રશ્ન. રાજ્ય સહાયિત સ્થળાંતરનો લાભ માત્ર લઘુમતી કોમના સભ્યોને મળે તે દેખીતું જ છે. પણ આ નિયંત્રણ પણ જેમને આ યોજનાનો

લાભ ન મળવો જોઈએ તે સહુને બાકાત નહિ રાખી શકે. જે વિશિષ્ટ માનવવંશીય અથવા તો ધાર્મિક મતભેદોને કારણે ભેદભાવ કે કિન્નાખોરીનો ભોગ બનવાની છે તે સુનિશ્ચિત લઘુમતીઓ પૂરતી જ આ યોજના સીમિત હોવી જોઈએ.

ત્રીજો મુદ્દો મહત્ત્વનો છે અને તે ગંભીર મતભેદ ઊભો કરે તેવી શક્યતા છે. પરિસ્થિતિનું ન્યાયી નિરીક્ષણ કરીએ તો એમ કહી શકાય કે સરકારને ખર્ચે સ્થળાંતર કરવાનો વિકલ્પ અનંતકાળ સુધી ખુલ્લો રાખવા સરકારને ફરજ પાડવી તે તદ્દન અયોગ્ય છે. આગળની કલમોની અંદર રહેલી સ્થળાંતર કરવાની રાજ્ય સહાયિત જોગવાઈઓનો લાભ જો તે લેવા માગતી હોય તો તેણે નિશ્ચિત સમયગાળાની અંદર જ સ્થળાંતરના પોતાના વિકલ્પનો અમલ કરવો જોઈએ અને તે સમયગાળો વીતી ગયા પછી તે સ્થળાંતરનો નિર્ણય લે તો તે સ્થળાંતર કરવા મુક્ત હશે, પણ તે રાજ્યની કોઈ પણ પ્રકારની સહાય વિના તેને પોતાને ખર્ચે કરવું પડશે તેવું વ્યક્તિને કહેવામાં કશું ખોટું નથી. રાજ્યની સહાયને આમ મર્યાદિત કરવામાં કશી અસમાનતા નથી. રાજ્યની સહાય આ યોજનાનો એક અનિવાર્ય ભાગ બને છે કારણ કે સ્થળાંતર એ જેના પર વ્યક્તિઓનું નિયંત્રણ નથી તેવા રાજકીય પરિવર્તનોને પરિણામે નીપજતાં બળોમાંનું એક બળ છે અને સ્થળાંતર રાજકીય પરિવર્તનનું પરિણામ ન પણ હોય. તે અન્ય કારણોસર પણ હોય અને જ્યારે તે અન્ય કારણોસર હોય ત્યારે સ્થળાંતર કરનારને સહાય તે રાજ્યની ફરજ બનતી નથી. સ્થળાંતર રાજકીય કારણોસર છે કે અન્ય કારણોસર તે નિશ્ચિત કરવાનો એકમાત્ર માર્ગ છે અને તે છે નિશ્ચિત સમય. રાજકીય પરિવર્તન થયા પછીના ચોક્કસ સમયગાળામાં જો તે કરાય તો તેને રાજકીય માની શકાય. પણ જો તે સમયગાળો વીતી ગયા પછી તે કરાય તો તે અન્ય કારણોસર થયેલ છે તેમ માની શકાય. આમાં કશું અન્યાયી નથી. અનુમાનનો આજ નિયમ સનદી નોકરોને પણ લાગુ પડે છે. રાજકીય પરિવર્તન થાય ત્યારે નિશ્ચિત ગાળામાં જે સનદી નોકરો નિવૃત્ત થાય તેમને પ્રમાણસર નિવૃત્તિ વેતન મેળવીને નિવૃત્ત થવાની છૂટ છે. પણ જો તે સમયગાળો વીતી ગયા પછી નિવૃત્ત થાય તો તેમને તેમ કરવાની છૂટ નથી.

આ બાબતોમાં મેં જે સૂચવી છે તેવી જ નીતિ હોય તો કરારમાં નીચેની કલમોનો સમાવેશ કરી તેનો અમલ કરી શકાય :-

'આ કરાર હેઠળ સ્વૈચ્છિક સ્થળાંતરના અધિકાર વિશિષ્ટ માનવવંશીય લઘુમતી કોમની, ૧૮ વર્ષની વયની ઉપરની કોઈ પણ વ્યક્તિ ભોગવી શકે છે.'

'પંચ સમક્ષ કરેલો એકરાર તે આ અધિકાર ભોગવવાની ઈચ્છાનો પૂરતો પુરાવો છે.'

'પતિની પસંદગીમાં જ પત્નીની પસંદગીનો સમાવેશ થઈ જ જાય છે અને માતાપિતા કે પાલકે સ્વીકારેલા વિકલ્પમાં જ ૧૮ વર્ષની વય નીચેના સંતાનો કે પાલ્યોનો વિકલ્પ સમાઈ જાય છે.'

'આ કરાર પર સહી કર્યાની તારીખથી પાંચ વર્ષના સમયગાળામાં જો સ્થળાંતર કરવાના વિકલ્પનો અમલ નહિ કરાય તો આ કરારમાં જેની જોગવાઈ કરી છે તે લાભનો અધિકાર રદબાતલ થયેલો ગણાશે.'

'પંચ પોતાના કાર્યનો પ્રારંભ કરે તે તારીખથી પાંચ વર્ષનો સમયગાળો વીતી ગયા પછીના છ મહિનામાં જ પંચની ફરજો સમાપ્ત થશે.'

ખર્ચનું શું ? જો સ્થળાંતર ફરજિયાત હોય તો જ ખર્ચનો પ્રશ્ન મહત્ત્વનો બનશે. સ્વૈચ્છિક સ્થળાંતરની યોજનામાં રાજ્ય પર ભારે ખર્ચનો બોજ ન પડે. માણસ સ્વતંત્રતા કરતાં મિલકતને વધુ ચાહે છે. જ્યાં પોતાનાં મૂળ ઊંડા નખાયેલાં છે તેવું નિવાસસ્થાન છોડવા કરતાં અનેક લોકો તેમના રાજકીય સ્વામીઓને હાથે આચરાતી ક્રૂરતા સહેવાનું વધુ પસંદ કરશે. આદમ સ્મિથે કહ્યું હતું તેમ બીજા બધા જ માલસામાન કરતાં માણસને અન્ય સ્થળે લઈ જવો તે અતિશય દુષ્કર કાર્ય છે. આથી ખર્ચની બાબતમાં કોઈએ ડરવાની જરૂર નથી.

તેની વ્યવહારક્ષમતાનું શું ? આ યોજના નવી નથી. તેનો પ્રયત્ન થયો છે અને તે વ્યવહારુ જણાઈ છે. છેલ્લા યુરોપીય યુદ્ધ પછી, ગ્રીસ અને બલ્ગેરિયા તથા તુર્કસ્તાન અને ગ્રીસ વચ્ચે વસ્તીની ફેરબદલી કરવા તેનો અમલ થયો હતો.[1] તેનો પ્રયત્ન થયો હતો અને તે વ્યવહારુ જણાઈ હતી તેનો કોઈ ઈનકાર

[1] જેમને વસ્તીની ફેરબદલીના પ્રશ્ન અંગે વધુ માહિતી મેળવવી હોય તે સ્ટીફન પી. લાડાસ (મેકમિલન)કૃત

નહિ કરી શકે. જે યોજના મેં આપી છે તે તે જ યોજનાની નકલ છે. ગ્રીસ તથા બલ્ગેરિયા અને તુર્કસ્તાન તથા ગ્રીસ વચ્ચે વસ્તીની ફેરબદલી કરવામાં તે ફળદાયક નીવડી હતી. તે સંપૂર્ણ સફળતા પામી હતી. તેની કોઈ ના નહિ પાડી શકે. જે અન્ય સ્થળે સફળ થઈ તે હિંદમાં પણ સફળ થશે તેવી આશા સારી રીતે રાખી શકાય.

પાકિસ્તાનનો પ્રશ્ન ધારીએ છીએ તેટલો સરળ નથી. પણ જો તેનો સિદ્ધાંત અને નીતિમત્તા સ્વીકારાય તો તે દેખાય છે તેટલો મુશ્કેલ પણ નથી. જો તે મુશ્કેલ લાગતો હોય તો તે દુઃખદ હોવાને કારણે. વળી કોઈ તેની સમસ્યાઓ અને તેના ઉકેલો વિચારવા ઈચ્છતું નથી. કારણ કે તે વિચાર જ ખૂબ દુઃખદાયક છે. પણ એકવાર લાગણીને દેશવટો અપાય અને એવું નક્કી થાય કે પાકિસ્તાન હશે જ તો તેમાંથી ઉદ્ભવતી સમસ્યાઓ નથી આઘાતજનક કે નથી મૂંઝવણમાં મૂકનાર.

ધ એક્ષચેંજ ઓફ માઈનોટિરીઝ, બલ્ગેરિયા, ગ્રીસ, એન્ડ તર્કી જોઈ લે. તેનાથી તેને વધુ લાભ થશે. તેમાં ગ્રીસ અને બલ્ગેરિયા તથા ગ્રીસ અને તુર્કસ્તાન વચ્ચે વસ્તીની ફેરબદલીની સંપૂર્ણ યોજના આપી છે.

## પ્રકરણ ૧૫

# નિર્ણય કોણ લઈ શકે ?

પાકિસ્તાનના પ્રશ્નના બે પક્ષ છે : એક હિંદુઓનો પક્ષ અને બીજો મુસ્લિમોનો પક્ષ અને આ સ્થિતિ ટાળી શકાય તેમ નથી. તોય, કમભાગ્યે બંનેનું વલણ તર્કસંગત નથી. બંને લાગણીઓથી ખૂબ ભરેલા છે. આ લાગણીના સ્તરો એટલા તો ગાઢ છે કે અત્યારે તો તેમને ભેદવાનું બુદ્ધિને પણ મુશ્કેલ પડે છે. આ વિરોધી લાગણીઓ અદૃશ્ય થશે કે ગાઢ બનશે તે તો માત્ર સમય અને સંજોગો જ કહી શકે. હિંદીઓએ આ હિમ પીગળે તેની કેટલી પ્રતીક્ષા કરવી પડશે તે કોઈ ભાખી શકશે નહિ પણ એક વાત નક્કી કે જ્યાં સુધી આ હિમ નહિ પીગળે ત્યાં સુધી સ્વાતંત્ર્યને શીતાગારમાં મૂકી રાખવું પડશે. મને ચોક્કસ ખાતરી છે કે લાખો ચિંતક હિંદીઓ છે જે પાકિસ્તાનનો આદર્શ અને સ્થાયી ઉકેલ ન શોધાય ત્યાં સુધી હિંદના સ્વાતંત્ર્યને અનંતકાળ સુધી મોકૂફ રાખવાના વિરોધી છે. હું તેઓમાંનો એક છું. હું માનું છું કે જો પાકિસ્તાન એક ડોળ નહિ પણ સમસ્યા હોય તો તેમાંથી કોઈ છટકબારી છે જ નહિ અને તેનો ઉકેલ શોધવો જ જોઈએ. હું તેઓમાંનો એક છું જે માને છે કે જે અવશ્યંભાવિ છે તેનો સામનો કરવો જ રહ્યો. રેતીમાં માથું સંતાડીને આસપાસ શું બની રહ્યું છે તેનો ખ્યાલ ન રાખવો કારણ કે તેનો અવાજ જ વ્યક્તિની લાગણીઓને દુભાવે છે તો તેમ કરવાનો કશો અર્થ નથી. હું તેઓમાંનો એક છું, જે માને છે કે નિર્ણયની ઘડી આવે તે પહેલાં વ્યક્તિએ શક્ય હોય તો, તેના ઉકેલ માટે તૈયાર રહેવું જોઈએ. જો વ્યક્તિ જાણતી હોય કે નદી ઓળંગવાની ફરજ પડશે તો પુલ બાંધી લેવામાં શાણપણ છે.

પાકિસ્તાનની મુખ્ય સમસ્યા આ છે : પાકિસ્તાન થશે કે નહિ તેનો નિર્ણય કોણ કરશે ? છેલ્લાં ત્રણ વર્ષથી મેં આ વિષય પર વિચાર કર્યો છે અને આ પ્રશ્નના યોગ્ય ઉત્તર તરીકે હું કેટલાંક તારણો પર આવ્યો છું. જેમને આ સમસ્યાના ઉકેલમાં રસ છે તેમની સાથે હું આ તારણોની વહેંચણી કરું કે જેથી તેની વધુ સમીક્ષા થઈ શકે. મારાં તારણોને સ્પષ્ટ કરવા ખાતર મેં એમ વિચાર્યું

છે કે જો હું તેમને પાર્લામેન્ટના ધારાના સ્વરૂપમાં મૂકું તો હેતુ બહેતર રીતે સરશે. મારાં તારણોને સમાવતા ધારાનો મુસદ્દો નીચે પ્રમાણે છે :

## હિંદ સરકાર (પ્રારંભિક જોગવાઈઓ)નો ધારો

પરમ શ્રેષ્ઠ નામદાર સમ્રાટ દ્વારા આધ્યાત્મિક અને લૌકિક ઉમરાવોની તથા આમસભાના સભ્યોની સલાહ અને તેમની સંમતિથી. અત્યારે ભરાયેલી પાર્લામેન્ટમાં અને તેની સત્તાથી નીચે પ્રમાણેનો હુકમ બહાર પાડવામાં આવે છે કે :

૧. (૧) આ અંગે નક્કી કરેલી તારીખથી છ મહિનાના ગાળામાં જો વાયવ્ય સરહદી પ્રાંત, પંજાબ, સિંધ અને બંગાળની ધારાસભાઓના બહુમતી મુસ્લિમ સભ્યો એવો ઠરાવ પસાર કરે કે મુસ્લિમમોનું પ્રાધાન્ય ધરાવતા પ્રાંતોને બ્રિટિશ હિંદથી અલગ પાડવામાં આવે. તો નામદાર સમ્રાટ આ ધારાની જોગવાઈઓ અન્વયે આ પ્રાંતો તથા બલુચિસ્તાનના મુસ્લિમો બિનમુસ્લિમ મતદારોનો મત લેવાનો પ્રબંધ કરશે.

(૨) આ પ્રાંતોના મતદારો સમક્ષ આ પ્રશ્ન નીચેના સ્વરૂપે રજૂ થશે :

(અ) શું તમે બ્રિટિશ હિંદથી અલગ થવાના પક્ષમાં છો ?

(બ) શું તમે અલગ થવાની વિરુદ્ધમાં છો ?

(ક) મુસ્લિમ અને બિનમુસ્લિમ મતદારોના અલગઅલગ મત લેવાશે.

૨. (૧) જો આ મતદાનને પરિણામે એમ જણાશે કે બહુમતી મુસ્લિમ મતદારો અલગ થવાના પક્ષમાં છે અને બહુમતી બિનમુસ્લિમ મતદારો અલગ થવાના વિરોધી છે, તો નામદાર સમ્રાટ એક નિવેદન દ્વારા આ પ્રાંતોમાં, જ્યાં બહુમતી મુસ્લિમોની વસ્તી છે તેવા જિલ્લાઓ અને વિસ્તારોની યાદી તૈયાર કરવાના હેતુસર સીમાપંચ નિયુક્ત કરશે. આવા જિલ્લાઓ તથા વિસ્તારો અનુસૂચિત જિલ્લાઓ કહેવાશે. (૨) આ અનુસૂચિત જિલ્લાઓ બધા મળીને પાકિસ્તાન તરીકે ઓળખાશે અને શેષ હિંદ હિંદુસ્તાન તરીકે. વાયવ્યમાં આવેલા અનુસૂચિત જિલ્લાઓ પશ્ચિમ પાકિસ્તાન કહેવાશે અને ઈશાન દિશામાં આવેલા પૂર્વ પાકિસ્તાન કહેવાશે.

૩. (૧) સીમાપંચના તારણો કાં તો સંમતિથી અથવા લવાદના ચુકાદા તરીકે આખરી અને તે પછી નામદાર સમ્રાટ અનુસૂચિત જિલ્લાઓના મતદારોનો બીજો લોકમત લેવાનો પ્રબંધ કરશે.

(૨) આ મતદારો સમક્ષ રજૂ થયેલા પ્રશ્નોનું સ્વરૂપ નીચે પ્રમાણે હશે :

(અ) તમે તત્કાલ અલગ થવાના પક્ષમાં છો ?

(બ) તમે તત્કાલ અલગ થવાના વિરોધી છો ?

૪. (૧) જો બહુમતી તત્કાલ અલગ થવાના પક્ષની હશે તો બે અલગ બંધારણો - એક પાકિસ્તાન માટે, બીજું હિંદુસ્તાન માટે - ઘડવાની વ્યવસ્થા કરવાનું નામદાર સમ્રાટનું પગલું કાયદેસરનું ગણાશે.

(૨) પાકિસ્તાન અને હિંદુસ્તાનનાં નવાં રાજ્યો, નામદાર સમ્રાટે તે અંગે બહાર પાડેલા ઢંઢેરા દ્વારા નિયત કરેલા દિવસથી અલગ રાજ્યો તરીકે કામ કરતાં થશે.

(૩) જો બહુમતી તત્કાલ અલગ થવાની વિરુદ્ધમાં હશે તો સમગ્ર બ્રિટિશ હિંદ માટે એક બંધારણ ઘડવાની વ્યવસ્થા કરવાનું નામદાર સમ્રાટનું પગલું કાયદેસરનું ગણાશે.

૫. નામદાર સમ્રાટે બ્રિટિશ હિંદ માટેનું નવું બંધારણ અથવા પાકિસ્તાન તથા હિંદુસ્તાન માટેનાં બે અલગ બંધારણો અમલમાં મૂકવાની જે તારીખ નિયત કરી હોય તે તારીખથી દસ વર્ષ પૂરાં ન થાય ત્યાં સુધી,જો અગાઉની છેલ્લી કલમ પ્રમાણે મતદાન તત્કાલ અલગ થવાની વિરુદ્ધ હોય તો પાકિસ્તાન અલગ કરવાની કોઈ નવી દરખાસ્ત પર અને જો અગાઉની છેલ્લી કલમ પ્રમાણે મતદાન તત્કાલ અલગ થવાના પક્ષમાં હોય તો પાકિસ્તાનને હિંદુસ્તાનમાં સમાવવાની કોઈ નવી દરખાસ્ત પર વિચાર કરવામાં નહિ આવે.

૬. (૧) કલમ ચાર પ્રમાણે બે અલગ બંધારણો અસ્તિત્વમાં આવે તો નિયત દિવસ પછી જેમ બને તેમ જલદી, સમગ્ર બ્રિટિશ હિંદ માટે આખરી બંધારણ ઘડવાની તથા પાકિસ્તાન અને હિંદુસ્તાનની ધારાસભાઓ તથા સરકારો વચ્ચે સુસંવાદી કાર્ય સ્થાપવાની, અને સમગ્ર હિંદને સ્પર્શતી બાબતોના સંદર્ભે પરસ્પર

આદાનપ્રદાન તથા એકરૂપતાને ઉત્તેજન આપવાની અને સમગ્ર બ્રિટિશ હિંદમાં એકરૂપ કારભાર ચાલે તેવી બંને પાર્લામેન્ટની સંમતિથી અથવા તો આ કાયદા પ્રમાણે તેવો જ કારભાર ચાલે તે સેવાઓ માટે વહીવટી શાસન પૂરું પાડવાની દષ્ટિએ કાઉન્સિલ ઓફ ઈન્ડિયા રચવાનું નામદાર સમ્રાટનું પગલું કાયદેસરનું ગણાશે.

(૨) અહીં જોગવાઈ કર્યા પ્રમાણેની કાઉન્સિલ ઓફ ઈન્ડિયામાં નામદાર સમ્રાટ પાસેથી મળેલી સૂચનાઓ સાથે સુસંગત રહીને નિયુક્ત કરેલા એક અધ્યક્ષ હશે અને બીજી ચાલીસ વ્યક્તિઓ જેમાંથી પાકિસ્તાનનું પ્રતિનિધિત્વ કરતી વીસ વ્યકિતઓ અને હિંદુસ્તાનનું પ્રતિનિધિત્વ કરતી વીસ વ્યકિતઓ સભ્ય તરીકે હશે.

(૩) કાઉન્સિલ ઓફ ઈન્ડિયાના સભ્યો, દરેક કિસ્સામાં, પાકિસ્તાન અથવા હિંદુસ્તાનની પાર્લામેન્ટમાં નીચલાં ગૃહોના સભ્યો દ્વારા ચૂંટાયેલા હશે.

(૪) કાઉન્સિલ ઓફ ઈન્ડિયાના સભ્યોની ચૂંટણી તે પાકિસ્તાન તથા હિંદુસ્તાનની ધારાસભાઓનું સૌપ્રથમ કાર્ય હશે.

(૫) જો કાઉન્સિલનો સભ્ય, પાકિસ્તાન અથવા હિંદુસ્તાનની ધારાસભાના જે ગૃહમાંથી તે કાઉન્સિલના સભ્ય તરીકે ચૂંટાયો છે તે ગૃહના સભ્ય તરીકે ન રહે તો તે કાઉન્સિલના સભ્ય તરીકે રહેતો નથી. સિવાય કે, પાકિસ્તાન અથવા હિંદુસ્તાનની ધારાસભાનું વિસર્જન થાય તો નવી ચૂંટણી થાય ત્યાં સુધી કાઉન્સિલના જે સભ્યો છે તે વ્યકિતઓ કાઉન્સિલના સભ્યપદ પર ચાલુ રહેશે અને ત્યાર પછી તે જો ફરીવાર ચુંટાય નહીં તો નિવૃત્ત થશે.

(૬) કાઉન્સિલના અધ્યક્ષ કાઉન્સિલની જે સભામાં તે ઉપસ્થિત છે તે સભાનું અધ્યક્ષસ્થાન સંભાળશે અને જો સરખા મત પડે તો તેમને મત આપવાનો અધિકાર હશે અન્યથા નહિ.

(૭) અધ્યક્ષ નક્કી કરે તે સમયે અને સ્થળે કાઉન્સિલની પ્રથમ બેઠક ભરાશે.

(૮) સભ્યોની સંખ્યા ઓછી હોય તોપણ કાઉન્સિલ તેનું કામ કરશે અને કાઉન્સિલ માટે, કોરમ માટેની સંખ્યા પંદરની રહેશે.

(૯) ઉપર્યુક્ત શરતોને અધીન રહી, કાઉન્સિલ તેની પોતાની કાર્યવાહી યોગ્ય રીતે ચલાવશે. આ કાર્યવાહીમાં સમિતિઓને સત્તા સોંપવાનો પણ સમાવેશ થઈ જાય છે.

(૧૦) પાકિસ્તાન અને હિંદની ધારાસભાઓએ પસાર કરેલા એકસરખા કાયદાઓ દ્વારા કાઉન્સિલ ઓફ ઈન્ડિયાનું બંધારણ વખતોવખત બદલી શકાશે. આ કાયદાઓ કાઉન્સિલ ઓફ ઇન્ડિયાના બધા જ કે કોઈ પણ સભ્યને પાર્લામેન્ટે પસાર કરેલા કાયદાનુસાર મતદારો દ્વારા ચૂંટાઈ આવે તેવી જોગવાઈ કરી શકશે અને ચુંટાઈને આવતા કેટલાક સભ્યો માટેના તેમને ચુંટાઈ આવવા માટેના મતદારમંડળો નક્કી કરશે અને કેટલાક મતદારમંડળો એ ચુંટાવાના સભ્યોની સંખ્યા તથા ચૂંટણીની પ્રથા પણ નક્કી કરશે.

૭. (૧) પાકિસ્તાન અને હિંદુસ્તાનની ધારાસભાઓ, એકસરખા કાયદા દ્વારા હિંદની કાઉન્સિલને ધારાસભાઓ તથા પાકિસ્તાન અને હિંદુસ્તાનની સરકારોને કોઈપણ સત્તાઓ સોંપી શકશે અને આવા કાયદાઓ આવી સોંપેલી સત્તાઓનો અમલ કાઉન્સિલે કઈ રીતે કરવો તે રીત પણ નક્કી કરી શકશે.

(૨) નવા બંધારણનો અમલ કરવાનો દિવસ નક્કી થાય તે દિવસથી રેલવે તથા જળમાર્ગો સંબંધી કાયદાઓ ઘડવાની સત્તા કાઉન્સિલ ઓફ ઈન્ડિયાની સત્તાઓ બને છે અને પાકિસ્તાન કે હિંદુસ્તાનની નહીં : સિવાય કે આ પેટાકલમમાં એવું કશું હોય કે જે સંપૂર્ણપણે પાકિસ્તાન કે હિંદુસ્તાનમાં, જે તે વિસ્તારમાં આવેલા રેલવે તથા જળમાર્ગની રચના, વિસ્તાર અથવા સુધારણાઓ અંગેના કાયદાઓ ઘડવાની સત્તાઓ પાકિસ્તાન કે હિંદુસ્તાનની ધારાસભાઓને આપતાં રોકી શકાશે નહિ.

(૩) પાકિસ્તાન કે હિંદુસ્તાન બંનેના કલ્યાણને કોઈ પણ રીતે અસર કરતા કોઈ પણ પ્રશ્નપર કાઉન્સિલ વિચારણા કરી શકશે. અને કાયદો ઘડી તેમને

યોગ્ય લાગે તે રીતે તેના પર સૂચનો કરી શકશે. પણ આ રીતે કરેલાં સૂચનોનો કોઈ કાનૂની પ્રભાવ રહેશે નહિ.

(૪) પાકિસ્તાન તથા હિંદુસ્તાનને, અખિલ હિંદને સ્પર્શતી કોઈ પણ બાબતનો વહીવટ કાઉન્સિલ ઓફ ઈન્ડિયાને સોંપવાના એકસરખા કાયદા ઘડવાની કાઉન્સિલ ઓફ ઈન્ડિયાની સલાહ કાનૂની ગણાશે કે જેથી પાકિસ્તાન તથા હિંદુસ્તાનમાં તેમનો અલગઅલગ વહીવટ કરવાની અનિવાર્યતા ટાળી શકાય.

(૫) ઉપર જણાવ્યા પ્રમાણે એકસરખા કાયદાઓ અનુસાર, કાઉન્સિલ ઓફ ઈન્ડિયાને તત્કાલ પૂરતી સોંપેલી સત્તાઓમાંથી કાઉન્સિલ ઓફ ઈન્ડિયાને સોંપેલી કોઈ પણ બાબતની સત્તાની સોંપણી, કોઈ પણ સમયે ઘટાડવાનું કોઈ પણ ધારાસભાનું પગલું કાયદેસરનું ગણાશે અને આમ થતાં તે બાબત અંગેની સત્તાઓનો અમલ કાઉન્સિલ ઓફ ઈન્ડિયા દ્વારા થતો બંધ થશે અને બ્રિટિશ હિંદના ભાગોમાં તેમની જે તે હૂકમતોમાં તેનો અમલ પાકિસ્તાન તથા હિંદુસ્તાનની ધારાસભાઓ તથા સરકારો દ્વારા થશે અને પોતાના હાથમાં રહેલી સત્તાઓ તથા કોઈ પણ ભંડોળની વ્યવસ્થાઓ તબદીલ કરવા માટે કાઉન્સિલને અનિવાર્ય જણાય તેવાં પગલાં લેશે.

૮. (૧) કલમ ૪-(૩) માં સૂચવ્યા અને પ્રમાણે બ્રિટિશ હિંદ માટેનું બંધારણ અમલી બન્યા પછી દસ વર્ષને અંતે જો સૂચિત જિલ્લાઓની પ્રાંતીય તથા કેન્દ્રીય ધારાસભામાં પ્રતિનિધિત્વ ધરાવતા બહુમતી મુસ્લિમ સભ્યો પાકિસ્તાનને હિંદુસ્તાનથી અલગ પાડવા માટે લોકમત લેવાની નામદાર સમ્રાટને અરજી કરે તો નામદાર સમ્રાટ લોકમત લેવાનો પ્રબંધ કરશે.

(૨) મતદારોને પુછાયેલા પ્રશ્નોનું સ્વરૂપ નીચે પ્રમાણેનું હશે :

(અ) શું તમે પાકિસ્તાનને હિંદુસ્તાનથી અલગ પાડવાના પક્ષમાં છો ?

(બ) શું તમે પાકિસ્તાનને હિંદુસ્તાનથી અલગ પાડવાની વિરુદ્ધ છો ?

૯. જો આ લોકમતનું પરિણામ અલગ પાડવાના પક્ષમાં આવે તો તે અંગે નિયત કરેલા દિવસથી પાકિસ્તાન બ્રિટિશ હિંદનો ભાગ રહેશે નહિ તેવી જાહેરાત

કાઉન્સિલના હુકમ દ્વારા કરવાનું નામદાર સમ્રાટનું પગલું કાનૂની ગણાશે અને તેઓ કાઉન્સિલ ઓફ ઈન્ડિયાનું વિસર્જન કરશે.

(૧) કલમ ચારમાં જણાવેલી પરિસ્થિતિમાં જો બે બંધારણો અસ્તિત્વમાં આવી જ ગયાં હોય તો પાકિસ્તાન અલગ રાજય મટી જશે અને હિંદુસ્તાનનો ભાગ બનશે. તેવી જાહેરાત કાઉન્સિલના હુકમ દ્વારા કરવાનું નામદાર સમ્રાટનું પગલું કાનૂની ગણાશે સિવાય કે પાકિસ્તાન મળે અલગ બંધારણ શરૂ થયા પછી દસ વર્ષ વીતી ન જાય ત્યાં સુધી આવો હુકમ બહાર પાડવામાં ન આવે.

પરંતુ પાકિસ્તાન અને હિંદુસ્તાનની પ્રજાકીય પ્રતિનિધિત્વ ધરાવતી ધારાસભાઓ કલમ ૧૦(૨) માં કરેલી જોગવાઈ મુજબ બંધારણીય ધારાઓ પસાર કરે નહિ ત્યાં સુધી આવી જાહેરાત કરવામાં આવશે નહિ.

(૨) પાકિસ્તાન તથા હિંદુસ્તાનની પ્રજાકીય પ્રતિનિધિ ધરાવતી ધારાસભાઓ એકસરખા કાયદાઓના (હવે પછી જે બંધારણીય ધારાઓ તરીકે ઉલ્લેખાયેલા) ત્રીજા વાચનમાં સંપૂર્ણ બહુમતીથી સંમત થઈ કાઉન્સિલ ઓફ ઈન્ડિયાને બદલે સંયુક્ત હિંદની ધારાસભા રચવાનું નક્કી કરી શકે, અને તેના સભ્યોની સંખ્યા અને તે સભ્યો નિયુક્ત કરવા કે ચૂંટવાની રીત અને ચૂંટણી દ્વારા ભરાના સભ્યોની ચૂંટણી માટે મતદારમંડળો રચવા અને જુદા જુદા મતદારમંડળો દ્વારા ચૂંટેલા સભ્યોની સંખ્યા નક્કી કરવા તથા નિયુક્તિ કે ચૂંટણીની પદ્ધતિ નક્કી કરવા અને જો બે ગૃહોની જોગવાઈ કરી હોય તો બંનેના પરસ્પર પ્રત્યેના સંબંધો અંગેનાં પગલાંનો નિર્ણય લઈ શકે.

૧૧. (૧) પાકિસ્તાન તથા હિંદુસ્તાન એક થયાની તારીખે જ કાઉન્સિલ ઓફ ઈન્ડિયાનું અસ્તિત્વ રહેશે નહિ અને કાઉન્સિલ ઓફ ઈન્ડિયા દ્વારા ત્યારે અમલમાં મુકાતી સર્વસત્તાઓ હિંદની ધારાસભાને તથા હિંદ સરકારને તબદીલ કરાશે.

(૨) તદુપરાંત પાકિસ્તાન તથા હિંદુસ્તાનની ધારાસભાઓ તથા સરકારોની બધી જ સત્તાઓ તથા ફરજો બ્રિટિશ હિંદની ધારાસભા તથા સરકારને તબદીલ

કરાશે - કરવેરા નાખવાની સત્તા સહિતની તમામ સત્તાઓ અને તે ધારાસભાઓ તથા સરકારોનું અસ્તિત્વ રહેશે નહિ.

૧૨. (૧) આ કાયદા અન્વયે, ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાવા માટેની ચૂંટણીમાં મતદારોનો લોકમત લેવા ગુપ્ત મતદાનની જે પ્રથા અપનાવાય છે તે શક્ય હશે તો ગુપ્ત મતદાનની એવી જ પ્રથા દ્વારા લોકમત લેવાશે અને લોકમત લેવા માટે ચૂંટણી કાયદા ઘડવાના નિયમો નામદાર સમ્રાટ બનાવી શકશે.

(૨) લોકમત વખતે મતદારનું નામ એકથી વધુ જગ્યાએ નોંધાયું હોય તો પણ તે એકથી વધુ મત આપી શકશે નહિ.

(૩) મતદાર એટલે વાયવ્ય સરહદી પ્રાંત, પંજાબ, સિંધ અને બંગાળ તથા બલુચિસ્તાન પ્રાંતોમાં વસતો પ્રત્યેક પુખ્ત વયનો દરેક પુરુષ અને તે પ્રાંતોમાં વસતી પુખ્ત વયની દરેક સ્ત્રી.

૧૩. આ કાયદો હિંદના બંધારણ (પ્રારંભિક જોગવાઈઓ)ના ૧૯૪-ના ધારા તરીકે ઓળખાશે.

આ ધારાના માળખામાં જે તારણો સમાવવાનો મેં પ્રયત્ન કર્યો છે તે વાચકોને સમજાવવા તથા બુદ્ધિગ્રાહ્ય કરાવવા માટે વિગતપૂર્ણ સ્પષ્ટતાની અનિવાર્યતા હું જોતો નથી. તે કરતાં તો જો હું પાર્લામેન્ટનો ઘડેલો કાયદો જે દરખાસ્તો પર અમલમાં મૂકવા ધાર્યો છે તે દરખાસ્તોની કેટલીક મહત્ત્વની લાક્ષણિકતાઓને ક્રિપ્સ દરખાસ્તો સાથે તુલના કરીને બહાર લાવું તે કદાચ લાભકર્તા બનશે.

મારે મતે, પાકિસ્તાનનો પ્રશ્ન સૌ પહેલાં ઉકેલ્યા વગર સાંસ્થાનિક દરજ્જા કે સ્વાતંત્ર્ય હિંદીઓએ માગવું અને તે આપવા માટેનો કાયદો તત્કાલ ઘડવા માટે આગળ વધવા પાર્લામેન્ટે સંમત થવું તેનો કશો જ અર્થ નથી. પાકિસ્તાનના પ્રશ્નને પ્રારંભિક પ્રશ્ન ગણવો જોઈએ અને એક યા બીજી રીતે તેનો ઉકેલ લાવવો જોઈએ. આથી જ મેં આ કાયદાને "હિંદ સરકાર (પ્રારંભિક જોગવાઈઓ)નો ધારો" કહ્યો છે. પાકિસ્તાનનો પ્રશ્ન આત્મનિર્ણયનો પ્રશ્ન હોવાથી લોકોની ઈચ્છાઓ દ્વારા જ તેનો ઉકેલ લાવવો જોઈએ. એટલા માટે હું મુસ્લિમ બહુમતી ધરાવતા પ્રાંતોમાં મુસ્લિમો અને બિનમુસ્લિમોનો લોકમત લેવાનો પ્રસ્તાવ મૂકું છું. જો

બહુમતી મુસ્લિમો અલગ થવાના પક્ષમાં હોય અને જો બહુમતી બિનમુસ્લિમો અલગ થવાની વિરુદ્ધમાં હોય તો જ્યાં શક્ય હોય ત્યાં, વિશિષ્ટ માનવવંશીય તથા સાંસ્કૃતિક ધોરણો પર પ્રાંતીય સીમાઓનું સીમાંકન કરી, મુસ્લિમ બહુમતી ધરાવતા જિલ્લાઓને બિનમુસ્લિમ બહુમતી ધરાવતા જિલ્લાઓથી અલગ પાડી, વિસ્તારોની હદ નક્કી કરવાનાં પગલાં લેવાવાં જોઈએ. આ માટે સીમાપંચ અનિવાર્ય છે. જો સીમાપંચની રચના આંતરરાષ્ટ્રીય સ્વરૂપે થઈ શકે તો તે વધુ યોગ્ય ગણાશે.

મુસ્લિમો અને બિન-મુસ્લિમોના અલગ લોકમતોની યોજના હું જેને મૂળભૂત માનું છું તે બે સિદ્ધાંતો પર આધારિત છે. પ્રથમ સિદ્ધાંત એ છે કે બહુમતીની ક્રૂરતા સામેના પોતાના રક્ષણ તરીકે લઘુમતી સંરક્ષણો માગી શકે. પૂર્વશરત તરીકે તે તેની માગણી કરી શકે, પણ અંતિમ નિયતિના પ્રશ્નો અંગેનો નિર્ણય કરવાના બહુમતીના અધિકાર પર વીટો વાપરવાનો લઘુમતીઓને કોઈ અધિકાર નથી. આ જ કારણે પાકિસ્તાનની રચના અંગેનો લોકમત મેં માત્ર મુસ્લિમો પૂરતો સીમિત કર્યો છે. બીજો સિદ્ધાંત એ છે કે કોમી બહુમતી કોમી લઘુમતી પાસે પોતાના આદેશોની શરણાગતિ સ્વીકારે એવો દાવો ન કરી શકે. માત્ર રાજકીય બહુમતીને રાજકીય લઘુમતી પર શાસન કરવાની છૂટ આપી શકાય છે. આ સિદ્ધાંત હિંદમાં હળવો કરવામાં આવ્યો છે. હિંદમાં કેટલીક સલામતીઓને અધીન રહી, કોમી લઘુમતીને કોમી બહુમતીની નીચે મૂકવામાં આવી છે. પણ આ તો સામાજિક, આર્થિક તથા રાજકીય મહત્ત્વના કેટલાક સામાન્ય પ્રશ્નના સંદર્ભમાં છે. એવું ક્યારેય સ્વીકારાયું નથી અને ક્યારેય સ્વીકારાશે પણ નહિ કે બંધારણીય સ્વરૂપના પ્રશ્ન પર કોમી લઘુમતી પર હુકમ ચલાવાનો કોમી બહુમતીનો અધિકાર છે. આ જ કારણે મેં માત્ર બિનમુસ્લિમોના અલગ લોકમતની જોગવાઈ કરી છે કે જેથી તે પાકિસ્તાન જવાનું કે હિંદુસ્તાન આવવાનું પસંદ કરે છે કે કેમ તે અંગે નિર્ણય લઈ શકાય.

સીમા પંચે વિસ્તારોની હદ નક્કી કરવાનું કામ પૂરું કર્યા પછી અનેક શક્યતાઓ ઊભી થઈ શકે. મુસલમાનો પાકિસ્તાનની સીમાઓની હદ નક્કી થઈ ગયા પછી અટકી જાય. તેમને કદાચ એવો સંતોષ પણ થાય કે છેવટે તો

પાકિસ્તાનનો સિદ્ધાંત સ્વીકારાયો ખરો - આ જ હદ નક્કી કરવાનો અર્થ થાય છે. ધારી લઈએ કે માત્ર હદ નક્કી કરવાથી મુસલમાનોને સંતોષ ન થાય પણ તેઓ પાકિસ્તાન સ્થાપવાની દિશામાં આગળ વધવા માગતા હોય તો તેમને માટે બે માર્ગ ખુલ્લા છે. કાં તો તે તત્કાલ પાકિસ્તાન સ્થાપવા માગે અથવા તો એક સમાન કેન્દ્ર સરકાર નીચે દસ વર્ષ જેટલો સમય સાથે રહેવા તૈયાર થાય અને હિંદુઓની કસોટી કરે. લઘુમતીઓ તેમના પર વિશ્વાસ મૂકે છે તે દર્શાવવાની હિંદુઓને તક મળશે અને અનુભવે મુસ્લિમોને સમજાશે કે હિંદુરાજનો તેમનો ભય કેટલી હદ સુધી વાજબી છે. બીજી પણ શક્યતા છે. પાકિસ્તાનના મુસ્લિમોએ તત્કાલ અલગ થવાનો નિર્ણય લીધા પછી, થોડા સમય પછી તે પાકિસ્તાનથી એવા કંટાળી જશે કે તે કદાચ પાછા ફરવાની અને હિંદુસ્તાનમાં સમાવાની તથા એક બંધારણ નીચે સમાન રીતે જીવવાની ઈચ્છા સેવશે.

આવી કંઈક શક્યતાઓ મને દેખાય છે. સમય તથા સંજોગોની અસર તેમના પર થાય તેટલા ખાતર આ શક્યતાઓને ખુલ્લી રાખવી જોઈએ. જો તમે હિંદના એક અંગ તરીકે રહેવા માગતા હો તો તમે ક્યારેય બહાર નહિ જઈ શકો અથવા જો તમે જવા જ માગતા હો તો તમે ક્યારેય પાછા નહિ ફરી શકો તેવું મુસલમાનોને કહેવું તે મારે મન ખોટું છે. મેં મારી યોજનામાં દ્વાર ખુલ્લાં રાખ્યાં છે અને કાયદામાં આ બંને શક્યતાઓની જોગવાઈ કરી છે. (૧) દસ વર્ષની અલગતા પછીની એકતા માટેની (૨) દસ વર્ષે અલગ થવાની અને ત્યાર પછી ફરી એક થવાની. કોઈ પણ પક્ષે હું રૂઢ મત ધરાવતો નથી પણ અંગત રીતે હું બીજો વિકલ્પ પસંદ કરું. પાકિસ્તાનના અનુભવ પછીની એકતા તે સ્થિર અને સ્થાયી હોવાની જ. જો પાકિસ્તાન તત્કાલ અમલમાં આવે તો મને તે જરૂરી લાગે છે કે આ અલગતા સાવ વિભાજિત, ઝડપી તથા સંપૂર્ણ ન હોવી જોઈએ. પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે જીવંત સંપર્ક જાળવવો અનિવાર્ય છે કે જેથી વધતા જતા કોઈ મનદુઃખને તથા પુનઃ એકતાને રોકતી તકો ટકાવી શકાય. આ જ હિસાબે કાયદામાં કાઉન્સિલ ઓફ ઈન્ડિયાની જોગવાઈ કરી છે. તેને કોઈ સમવાયતંત્ર ગણી લેવાની ભૂલ ન કરી બેસે. અરે, તે સંયુક્ત રાષ્ટ્રોનું સમવાયતંત્ર પણ નથી. જ્યાં સુધી પાકિસ્તાન અને હિંદુસ્તાન એક બંધારણ

નીચે જોડાયલાં છે ત્યાં સુધી કડીરૂપ જોડાણ તરીકે કામ કરવાનો જ તેનો હેતુ છે. તેનાથી સવિશેષ બીજો કોઈ નહિ.

આવી મારી યોજના છે. કોમવાર લોકમત પર તે આધારિત છે. આ યોજનામાં ફેરફાર થઈ શકે તેમ છે. હિંદુઓની લાગણી તેનો વિરોધ કરે છે તે હકીકતની તે નોંધ લે છે. તે એમ પણ સમજે છે કે મુસ્લિમોની પાકિસ્તાનની માગણી તે કદાચ ક્ષણિક આવેશ હોય. આ યોજના વિચ્છેદ નથી પણ તે ન્યાયિક અલગતા છે. તે હિંદુઓને સમય આપે છે. ન્યાયપુરઃસર શાસન કરવાની સત્તા તેમને આપી શકાય તે દર્શાવવા તેઓ તેનો ઉપયોગ કરી શકે છે. તે મુસ્લિમોને પાકિસ્તાનને ચકાસી જોવાનો પણ સમય આપે છે.

મારી દરખાસ્તોની તુલના સર સ્ટેફર્ડ ક્રિપ્સની દરખાસ્તો સાથે થાય તે કદાચ ઈચ્છનીય હશે. તે દરખાસ્તો પ્રકરણોમાં પ્રગટ થતી ધારાવાહી નવલકથા જેવી હતી. ઈ.સ. ૧૯૪૩ની ૨૯મી માર્ચે પ્રગટ કરાયેલો જાહેરાતનો મુસદ્દો માત્ર નીચેની વસ્તુનો જ સમાવેશ કરે છે :

'નામદાર સમ્રાટની સરકાર આથી નીચેની શરતો મૂકે છે' :

(અ) આ શત્રુતા શમી જાય કે સત્વરે જ હિંદમાં, હવે પછી વર્ણવાયેલી રીતે હિંદ માટેનું નવું બંધારણ ઘડવાના કાર્યની જવાબદારી સહિતની એક ચૂંટાયેલી સંસ્થા રચવા પગલાં લેવાશે.

(બ) નીચે દર્શાવ્યા પ્રમાણે, દેશી રાજ્યો પણ આ બંધારણ ઘડનારી સંસ્થામાં ભાગ લે તેવી જોગવાઈ કરાશે.

(ક) નામદાર સમ્રાટની સરકાર માત્ર નીચેની શરતોને અધીન રહી તત્કાલ તે બંધારણ સ્વીકારવાની અને અમલમાં મૂકવાની જવાબદારી લે છે :

(૧) બ્રિટિશ હિંદનો કોઈ પ્રાંત આ નવું બંધારણ સ્વીકારવા તૈયાર ન હોય તો તેને તેની વર્તમાન બંધારણીય સ્થિતિ જાળવી રાખવાનો અધિકાર છે. પછી તે તે સ્વીકરવાની ઈચ્છા ધરાવે તો તેના પાછળથી જોડાણની જોગવાઈ કરવામાં આવી છે.

આવા નહિ જોડાતા પ્રાંતો જો તેઓ ઈચ્છતા હોય તો, નામદાર સમ્રાટની

સરકાર તેમની સાથે, તેમને હિંદી સંઘ જેવો જ સંપૂર્ણ દરજ્જો આપતા અને અહીં રજૂ થયેલી કાર્યવાહી જેવી સમાંતર કાર્યવાહી દ્વારા ઘડાયેલા નવા બંધારણ સાથે સંમત થવા તૈયાર છે."

તેમના વાયુપ્રવચનમાં જોડાણ તથા છૂટા પડવાની વિગતો અપાઈ હતી. તે નીચેના શબ્દોમાં હતી :

"બંધારણ ઘડનારી સંસ્થાનો હેતુ હશે સમગ્ર હિંદ - એટલે કે બ્રિટિશ હિંદ અને તેમાં સાથે જોડાવા નિર્ણય લે તેવાં દેશી રાજ્યો માટે એક જ બંધારણ ઘડવાનો."

"પણ અમે આ અતિ સરળ હકીકત સમજીએ છીએ. જો તમે એ જ ખંડમાં પ્રવેશવા પરત્વે વિરોધી વલણ ધરાવતા અસંખ્ય લોકોને એમ કહો કે એકવાર તેઓ અંદર જાય પછી બહાર નીકળવાનો માર્ગ નથી, હંમેશ માટે તેમણે એક સાથે જ તાળામાં પુરાઈ રહેવું પડશે તો તે શાણપણભર્યું નથી."

"તેના કરતાં તેમ કહેવું વધુ શાણપણભર્યું છે કે તેઓ અંદર જઈ શકે છે અને જો તેમને લાગે કે તેઓ સમાન નિર્ણય પર આવી શકે તેમ નથી તો જેઓ ઈચ્છતા હોય તેમને બીજે બારણેથી ફરી બહાર નીકળી જતાં અટકાવનારું કશું જ નથી. જો તેમને જ્ઞાન હોય કે તેઓ સંમત નહિ થઈ શકે તો સ્વેચ્છાએ તે ફરી બહાર નીકળી શકશે તો એવી વિશેષ સંભાવના છે કે બધા જ અંદર જાય."

"અમે હિંદના પ્રાંતોને આ જ વાત કહીએ છીએ. સમાન બંધારણ ઘડવા સાથે આવો - અને પછી જો તમને એમ લાગે કે તમારી બધી જ ચર્ચાઓ અને બંધારણ ઘડનારી સભાનાં બધાં જ આદાનપ્રદાન પછી તમે તમારા મતભેદો ટાળી શકતા નથી અને કેટલાક પ્રાંતોને બંધારણથી હજી સંતોષ નથી તો આવા પ્રાંતો, જો તેમની ઈચ્છા હોય, બહાર નીકળી શકે છે અને બહાર રહી શકે અને સંઘને જેટલું સ્વરાજ્ય અને જેટલી સ્વતંત્રતા મળશે તેટલું જ સ્વરાજ્ય, તેટલી જ સ્વતંત્રતા તેમને મળશે. એટલે કે સંપૂર્ણ સ્વરાજ્ય."

આ ચિત્રને પૂરું કરવા પત્રકાર પરિષદમાં વધુ વિગતો ઉમેરાઈ. પ્રાંતોનાં જોડાણ તથા છૂટા પડવાની યોજના સમજાવતાં સર સ્ટેફર્ડ ક્રિપ્સે કહ્યું : -

"અંધારણ સભાની કાર્યવાહીને અંતે જો કોઈ પ્રાંત કે પ્રાંતો નવું બંધારણ સ્વીકારવા અને સંઘમાં જોડાવા તૈયાર ન હોય તો બહાર રહેવા સ્વતંત્ર છે સિવાય કે તે પ્રાંતની પ્રાંતીય ધારાસભા મહત્ત્વના મતો એટલે કે ઓછામાં ઓછા ૬૦ ટકા મતોથી આ જોડાણ વિરુદ્ધનો નિર્ણય લે. જો તે સાઈઠ ટકાથી ઓછા હોય તો લઘુમતી આ અંગે લોકોની ઈચ્છા જાણવા સમગ્ર પ્રાંતમાં લોકમત લેવાનો દાવો કરશે. લોકમત લેવાય તો સાદી બહુમતી પણ પૂરતી છે. સર સ્ટેફર્ડે ક્રિપ્સે સમજાવ્યું કે આ જોડાણને સંપૂર્ણ બનાવવા સંબંધિત પ્રાંતીય ધારાસભાના અસંદિગ્ધ મતો હોવા જરૂરી છે. આમાં ન જોડાતા પ્રાંતો, જો તે ઈચ્છતા હોય તો, અલગ બંધારણ સભા દ્વારા અલગ સંઘ રચી શકે છે. પણ આવા સંઘને વ્યવહારુ બનાવવા તે પ્રાંતો ભૌગોલિક રીતે પાસેપાસે આવેલા હોવા જોઈએ.'

મારી યોજના અને સર સ્ટેફર્ડ ક્રિપ્સની યોજના વચ્ચેનો મુખ્ય ભેદ સ્પષ્ટ છે. આ જોડાણ અથવા છૂટા પડવાના નિર્ણયની વાત દ્વારા પાકિસ્તાન થશે કે તે નહિ થાય તે વાતને બીજી રીતે મુકાઈ છે અને સર સ્ટેફર્ડ ક્રિપ્સ પ્રાંતોને નિર્ણયાત્મક ઘટક તરીકે સ્વીકારે છે જ્યારે હું કોમને ઘટકતત્ત્વ તરીકે જાણાવું છું. મને તે વાતમાં શંકા નથી કે સર સ્ટેફર્ડ ક્રિપ્સે ખોટો આધાર લીધો છે. જો વિવાદનો મુદ્દો આંતરપ્રાંતીય હોય તો પ્રાંત યોગ્ય ઘટક બની શકે. ઉદાહરણ તરીકે, કરવેરાની, પાણીની વગેરેની વહેંચણીના પ્રશ્ન અંગે જો વિવાદનો મુદ્દો હોય તો સમજી શકાય કે સમગ્ર પ્રાંતને અથવા તો તે પ્રાંતની કોઈ એક નિશ્ચિત બહુમતીને તેનો નિર્ણય કરવાનો અધિકાર છે. પણ પાકિસ્તાનનો પ્રશ્ન કોમકોમ વચ્ચેનો પ્રશ્ન છે. જેમાં એક જ પ્રાંતની બે કોમો સંડોવાઈ છે. વળી, સમાન રાજકીય જીવનમાં કઈ શરતો પર આ બંને કોમો એક સાથે મળશે તે પણ વિવાદનો મુદ્દો નથી. વિવાદ ઊંડો છે અને આ બંને કોમો સમાન રાજકીય જીવનમાં એક સાથે મળવા તૈયાર છે કે કેમ તે પ્રશ્ન ઊભો કરે છે. મૂળમાં જ તે કોમી મતભેદ છે અને કોમવાદ લોકમત દ્વારા જ તેનો નિર્ણય થઈ શકે.

૪

મારા સૂચવેલા ઉકેલ માટે મૌલિકતાનો મારો દાવો નથી. તેમાં જે વિચારો સમાયા છે તે ત્રણ સ્થળેથી લેવાયા છે - કે જેનું અધ્યક્ષ સ્થાન હોરેસ પ્લન્કેટે લીધું હતું તે આઇરિશ યુનિટી કોન્ફરન્સમાંથી શ્રી એસક્વિથના હોમરૂલ એમેન્ડીંગ બિલમાંથી અને ઈ.સ.૧૯૨૦ના આયર્લેન્ડ સરકારના ધારામાંથી. તે જોઈ શકાશે કે પાકિસ્તાન અંગેની સમસ્યાનો મારો ઉકેલ તે એકંદર બુદ્ધિમત્તાનું પરિણામ છે. તે સ્વીકારાશે ? પાકિસ્તાનની સમસ્યાની આસપાસ ભમતા સંઘર્ષને ઉકેલવાના ચાર માર્ગો છે. પહેલો માર્ગ તો એ છે કે અંગ્રેજ સરકારે નિર્ણયાત્મક સત્તા તરીકે વર્તવું જોઈએ. હિંદુઓ તથા મુસ્લિમોએ સંમત થવું જોઈએ તે બીજો માર્ગ છે. ત્રીજો માર્ગ છે તે પ્રશ્ન આંતરરાષ્ટ્રીય લવાદી બોર્ડને સોંપવાનો અને ચોથો માર્ગ છે આંતરવિગ્રહ દ્વારા તે માટે લડી લેવાનો.

જો કે આજે હિંદ રાજકીય પાગલખાનું છે પણ મને આશા છે કે હજી પણ દેશમાં પૂરતા શાણા માણસો છે જે આ બાબતને આંતરવિગ્રહના તબક્કા સુધી નહિ પહોંચવા દે. નિકટના ભવિષ્યમાં રાજકીય નેતાઓ વચ્ચે સંમતિ સધાવાની કોઈ આશા નથી. ઈ.સ.૧૯૪૨ના એપ્રિલમાં અલ્હાબાદમાં યોજાયેલી હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસની અખિલ હિંદ કોંગ્રેસ કારોબારીએ શ્રી જગત નારાયણ લાલની દરખાસ્ત પર, પાકિસ્તાનની દરખાસ્ત પર વિચાર નહિ કરવાનો પ્રસ્તાવ પસાર કર્યો.[૧] પ્રશ્ન ઉકેલવાના બે જ માર્ગો બાકી રહ્યા છે. એક તો સંબંધિત લોકો દ્વારા તેનો ઉકેલ લવાય તે છે અને બીજો છે આંતરરાષ્ટ્રીય લવાદીનો. આ માર્ગ મેં જ સૂચવ્યો છે પણ હું પહેલો માર્ગ પસંદ કરું છું. વિવિધ કારણોસર આજ એકમાત્ર યોગ્ય માર્ગ જણાય છે. જયારે નેતાઓ આ પ્રશ્ન ઉકેલવામાં નિષ્ફળ ગયા છે ત્યારે તેના ઉકેલ માટે લોકોએ તે હાથમાં લેવો જોઈએ તેવો સમય હવે આવી પહોંચ્યો છે. ખરેખર, દેશના ભાગલા પાડવા જેવો અને એક સરકાર પ્રત્યેની

૧ ઠરાવ નીચે પ્રમાણે છે :
'અખિલ હિંદ કોંગ્રેસ એવા અભિપ્રાયની છે કે કોઈ પણ અંગભૂત રાજ્ય કે પ્રાદેશિક એકમને હિંદી સંઘ અથવા સમવાયતંત્રથી છૂટા પડવાની સ્વતંત્રતા આપવી તે રાજયો અને પ્રાંતોનાં, સમગ્ર દેશનાં અને કોંગ્રેસના શ્રેષ્ઠ હિતોને ખૂબ જોખમકારક નીવડશે. આથી તે આવી કોઈ દરખાસ્ત સાથે સંમત થઈ શકે નહિ.'

લોકોની વફાદારી બીજી સરકારને તબદીલ કરવા જેવો પ્રશ્ન રાજકીય નેતાઓ કેવી રીતે ઉકેલી શકે તે જ કલ્પવું મુશ્કેલ છે. નિ:શંક, આવું વિજેતાઓ દ્વારા થાય છે જેમને માટે યુદ્ધમાં પ્રાપ્ત થયેલો વિજય એટલે પરાજિત પ્રજા સાથે મન ફાવે તેમ વર્તવાની પૂરતી સત્તા. પણ આપણે આવી અરાજક સ્થિતિમાં નથી જીવતા. સામાન્ય પરિસ્થિતિમાં જ્યારે બંધારણીય કાર્યવાહીને નેવે ન મૂકી દીધી હોય ત્યારે સરમુખ્યારોના ફતવાઓની જેવી અસર પડે છે તેવી નેતાઓના ભાષણોની અસર પડતી નથી. આ લોકશાહીના નિયમની વિરુદ્ધ બને. નેતાઓના વિચારોને કાર્યવાહી પર મૂકવા જેટલા ઈષ્ટ ગણવા તે જ તે વિચારોનું ઊંચામાં ઊંચું મૂલ્ય છે. લોકો કોઈ પણ બાબતનો નિર્ણય લે તે હકીકતની અનિવાર્યતાનું સ્થાન તે લઈ શકતા નથી કે તે અનિવાર્યતાને રદબાતલ કરી શકવા નથી. સર સ્ટેફર્ડ ક્રિપ્સે લીધેલું વલણ આવું છે. મુસ્લિમ લીગનું વલણ એવું છે કે પાકિસ્તાન થવા દો કારણ કે મુસ્લિમ લીગે તે મેળવવાનો નિર્ણય કર્યો છે. ક્રિપ્સ દરખાસ્તોએ આ વલણને યોગ્ય રીતે જ નકારી કાઢ્યું છે. પાકિસ્તાન એ વિચારવા યોગ્ય પ્રસ્તાવ છે તેવી રજૂઆત કરવાનો અધિકાર હોવાની હદ સુધી જ ક્રિપ્સ દરખાસ્તોએ મુસ્લિમ લીગને માન્ય કરી છે. તેને તેનો નિર્ણય લેવાનો અધિકાર અપાયો નથી. વળી તે તે વાતનો સ્વીકાર પણ કરતી જણાતી નથી કે પાકિસ્તાન અંગેની સમસ્યાથી સત્વરે અસર પામતી, બહુમતી લોકોની સંમતિ ન ધરાવતી કોંગ્રેસ જેવી અખિલ હિંદ સંસ્થાનો નિર્ણય પણ આ પ્રશ્નનો ઉકેલ લાવી શકશે નહિ. શ્રી ગાંધી કે શ્રી રાજગોપાલાચારી સંમત થાય અથવા અખિલ હિંદ કોંગ્રેસ સમિતિ પાકિસ્તાન સ્વીકારવાનો ઠરાવ કરે પણ પંજાબ કે બંગાળના હિંદુઓ તેનો વિરોધ કરે તો તેનો શો અર્થ સરવાનો ? પાકિસ્તાન થવા દો. તેવું કહેવાનું કામ મુંબઈ કે મદ્રાસના લોકોનું નથી, પણ જે લોકો તે વિસ્તારોમાં રહે છે અને જેમને આટલાં બધાં વર્ષો સુધી પોતાનાં જીવન અને ભાગ્ય જેની સાથે જોડાયેલાં રહ્યાં છે, તે રાજકીય અને આર્થિક પ્રથામાં આવતા આટલા ઉગ્ર, આટલા ક્રાંતિકારી અને આટલા મૂળભૂત ફેરફારનાં પરિણામો વેઠવાં પડશે તે લોકોને જ આનો નિર્ણય લેવા દેવો જોઈએ. પાકિસ્તાની પ્રાંતોના લોકો દ્વારા લોકમત એ જ મને

તો પાકિસ્તાનની સમસ્યા ઉકેલવા માટે અતિશય સલામત અને ખૂબ બંધારણીય રીત લાગે છે.

પણ મને ભય છે કે લોકોના લોકમત દ્વારા પાકિસ્તાનના પ્રશ્નનો ઉકેલ ગમે તેટલો આકર્ષક લાગતો હોય પણ જે ગણતરી કરે છે તેમને તે નહિ ગમે. અરે, મુસ્લિમ લીગ પણ તે અંગે ઝાઝી ઉત્સાહી નહિ હોય. તેનું કારણ એ નથી કે તે દરખાસ્ત બોદી છે પણ, તેનાથી તદ્દન ઊલટું છે. હકીકત તો એ છે કે બીજો પણ એક ઉકેલ છે જેને પોતાનાં આગવાં આકર્ષણ છે. તે બ્રિટિશ સત્તાને તેની સાર્વભૌમ સત્તાનો ઉપયોગ કરી પાકિસ્તાન સ્થાપવાનું કહે છે. લોકોની સંમતિ પર આધાર રાખતા ઉકેલ કરતાં આ ઉકેલ પર પસંદગી કદાચ ઊતરે કારણ કે તે સરળ છે અને લોકોના લોકમત જેવી જટિલ પ્રથા તેમાં નથી અને લોકમતમાં રહેલી અનિશ્ચિતતાઓ જેવું પણ કંઈ તેમાં નથી. પણ આની પાછળની પસંદગીનું બીજું પણ એક કારણ છે એટલે કે તેની પાછળ એક પરંપરા રહેલી છે અને તે પરંપરા છે આયર્લેન્ડની. એવી દલીલ કરવામાં આવે છે કે જો બ્રિટિશ સરકારે તેની સાર્વભૌમ સત્તાને આધારે આયર્લેન્ડનું વિભાજન કર્યું અને અલ્સ્ટર સ્થાપ્યું તો પછી બ્રિટિશ સરકાર શા માટે હિંદનું વિભાજન કરી પાકિસ્તાનની સ્થાપના ન કરી શકે ?

આખાય વિશ્વમાં બ્રિટિશ પાર્લામેન્ટ વધુમાં વધુ સાર્વભૌમ વૈધાનિક સંસ્થા છે. ઈંગ્લેન્ડના બંધારણ વિશે લખનાર ફ્રેંચ લેખક દ લહોમનું અવલોકન એવું છે કે સ્ત્રીને પુરુષ અને પુરુષને સ્ત્રી બનાવવા સિવાય એવું બીજું કશું નથી કે જે બ્રિટિશ પાર્લામેન્ટ કરી ન શકે. જો કે, વેસ્ટમિનસ્ટરના કાયદા દ્વારા સંસ્થાનોના વ્યવહારો પર બ્રિટિશ પાર્લામેન્ટનું સાર્વભૌમત્વ મર્યાદિત છે. છતાં હજી પણ તે હિંદ પૂરતું તો અમર્યાદિત છે. જેમ આયર્લેન્ડનું વિભાજન કર્યું તેમ હિંદનું વિભાજન કરતાં બ્રિટિશ પાર્લામેન્ટને અટકાવે તેવો કોઈ કાયદો નથી. તે તેમ કરી શકે પણ તે તેમ કરશે ? આ પ્રશ્ન સત્તાનો નથી પણ સંકલ્પનો છે.

જેઓ આયર્લેન્ડની પરંપરાને અનુસરવાનો બ્રિટિશ સરકારને આગ્રહ કરે છે, તેમણે પૂછવું જોઈએ કે આયર્લેન્ડના ભાગલા કરવા બ્રિટિશ સરકારને કોણે પ્રેરી? આ માર્ગ લેવા માટે બ્રિટિશ સરકારને તેના અંતરાત્માએ પ્રેરી હતી ? કે પછી

જેને વશ થવું પડયું તે પરિસ્થિતિઓએ તેને ફરજ પાડી હતી ? આયર્લૅન્ડના સ્વરાજના ઇતિહાસના અભ્યાસીએ તે કબૂલ કરવું જ પડશે કે આયર્લૅન્ડના ભાગલા અંતરાત્માથી પ્રેરાયા નહોતા પણ પરિસ્થિતિઓના દબાણથી થયા હતા. ઘણીવાર તે સ્પષ્ટ સમજાયું નહોતું કે આયર્લૅન્ડના વિવાદ સાથે સંકળાયેલો કોઈ પક્ષ આયર્લૅન્ડના ભાગલા પડે તેમ ઈચ્છતો નહોતો. અરે, અલસ્ટરનો નેતા કાર્સન પણ નહિ. કાર્સન સ્વરાજનો વિરોધી હતો. પણ આયર્લૅન્ડના ભાગલાના પક્ષમાં નહોતો. તેનું મુખ્ય વલણ હતું સ્વરાજનો વિરોધ કરવાનું અને આયર્લૅન્ડની અખંડિતતા જાળવવાનું. સ્વરાજ લાદવામાં આવે તેની સામેના રક્ષણના બીજા માર્ગ તરીકે જ તેણે વિભાજન પર ભાર મૂકયો હતો. આ આમસભાની અંદર તથા બહાર તેમણે આપેલાં પ્રવચનો પરથી સ્પષ્ટ થાય છે. બીજે પક્ષે એસ્કિવની સરકાર પણ ભાગલાની તેટલી જ વિરોધી હતી. આ બાબત ઈ.સ. ૧૯૧૨ના આયરિશ હોમરૂલ બિલ પરની આમસભાની કાર્યવાહી પરથી જોઈ શકાય છે. ખરડાની જોગવાઈઓમાંથી અલ્સ્ટરને બાકાત રાખવા માટે બેવાર સુધારા રજૂ થયા હતા. એકવાર સમિતિના તબક્કે શ્રી એંગર-રોબર્ટસ દ્વારા અને ફરીવાર તેના ત્રીજીવારના વાચન વખતે ખુદ કાર્સન દ્વારા. બંને વખતે સરકારે તેનો વિરોધ કર્યો અને સુધારાઓ રદ થયા.

ઈ.સ. ૧૯૨૦માં, લોયડ જ્યોર્જે આયર્લૅન્ડ સરકારના ધારામાં આયર્લૅન્ડના કાયમી ભાગલા પાડયા. ઘણા માણસો માને છે કે આ પહેલી જ વાર આયર્લૅન્ડના ભાગલા વિચારાયા હતા અને તે રૂઢિચુસ્ત-સંઘવાદીઓના આદેશથી થયા હતા - શ્રી લોયડ જ્યોર્જ, જે રૂઢિચુસ્ત-સંઘવાદી મિશ્ર સરકારના નામના જ નેતા હતા. તે સાચું છે કે શ્રી લોયડ જ્યોર્જે તેમની મિશ્ર સરકારમાંના વર્ચસ્વ ધરાવતા પક્ષના પ્રભાવ હેઠળ શરણાગતિ સ્વીકારી હતી. પણ ઈ.સ. ૧૯૨૦માં પહેલી જ વાર ભાગલા વિચારાયા હતા તે વાત સાચી નથી અને તે વાત પણ સાચી નથી કે ઉદારમતવાદી પક્ષમાં પરિવર્તન થયું ન હતું. અને તેણે શક્ય ઉકેલ તરીકે ભાગલાનો પક્ષ લેવાની તત્પરતા દર્શાવી હતી. હકીકતમાં તો ઉકેલ તરીકે ભાગલા ઈ.સ.૧૯૧૪માં - શ્રી લોયડ જ્યોર્જના કાયદાના છ વર્ષ પહેલાં, જ્યારે શ્રી એસ્કિવથની ઉદારમતવાદી સરકાર સત્તા પર હતી ત્યારે અમલમાં આવી

ચૂક્યા હતા. આયર્લૅન્ડના ભાગલા માટેનું સાચું કારણ તો જે તત્ત્વોએ શ્રી એસ્કિવથની સરકારને માનસ પરિવર્તન માટે પ્રેરી તે તત્ત્વોને તપાસવાથી જ માત્ર સમજી શકાય. હું ચોકકસપણે માનું છું કે ઉદારમતવાદી સરકારના દૃષ્ટિકોણમાં જે તત્ત્વે પરિવર્તન કર્યું તે તત્ત્વ હતું લશ્કરી કટોકટી, આ લશ્કરી કટોકટી ઈ.સ. ૧૯૧૪ના માર્ચમાં ઊભી થઈ અને સામાન્ય રીતે કે 'કુર્રઘ ઘટના' તરીકે ઓળખાય છે. આ 'કુર્રઘ ઘટના' શી હતી અને એસ્કિવથ સરકારની નીતિમાં પરિવર્તન લાવવામાં તેણે કેવો નિર્ણયાત્મક ભાગ ભજવ્યો તે સમજાવવા થોડીક હકીકતો પર્યાપ્ત છે.

અનુકૂળ મુદ્દાથી પ્રાંરભ કરીએ તો ઈ.સ. ૧૯૧૩ના અંત સુધીમાં આયરિશ હોમરુલ બિલ તેના બધા તબકકાઓમાંથી પસાર થઈ ચૂક્યું હતું. શ્રી એસ્કિવથને પડકાર કરવામાં આવ્યો હતો કે તેઓ જનાદેશ લીધા વિના આગળ વધી રહ્યા છે. છતાંય તેમણે બાંયધરી આપી હતી બીજી સામાન્ય ચૂંટણી નહિ થાય ત્યાં સુધી ખરડાનો અમલ નહિ થાય. સામાન્ય ક્રમમાં ઈ.સ. ૧૯૧૫માં સામાન્ય ચૂંટણી થઈ હોત - જો વિઘ્નરૂપે યુદ્ધ ન આવ્યું હોત તો. પણ અલ્સ્ટરવાસીઓ સામાન્ય ચૂંટણીમાં તક લેવા માગતા નહોતા. તેમણે હોમરૂલનો વિરોધ કરવા સક્રિય પગલાં લેવા માંડયાં. તેમના સાધનો અને તેમની રીતોની પસંદગીમાં તેમની શુધ્ધ દાનત વરતાતી નહોતી અને તેમને રાજાની વફાદાર પ્રજા તરીકે રહેતા અટકાવતી સરકાર સામે તે લડી રહ્યા છે તેવા મોહક વલણના બહાના નીચે તેમણે એવાં સાધનોનો આશ્રય લીધો કે જેમને કોઈ પણ વ્યકિત નિર્લજ્જ અને દુષ્ટ કહેતાં ન ખચકાય. એ મેગિનોટ [1] ચીંધ્યો માર્ગ હતો, જેના પર આ અલ્સ્ટવાસીઓ હંમેશાં હોમરૂલને પરાજિત કરવા આધાર રાખતા હતા અને તે હતી ઉમરાવસભા. પણ ઈ.સ. ૧૯૧૧ના પાર્લામેન્ટના કાયદાથી ઉમરાવ સભા એક આક્રંદ કરવા માટેની દીવાલ બની ગઈ હતી જે નહોતી સશકત કે નહોતી ઊંચી. ઉમરાવસભા તેને ફગાવી દેશે છતાંય ખરડો પસાર થશે અને આવતી ચૂંટણીમાં એસ્કિવથ જીતશે તેવી જાણ થતાં જ અલ્સ્ટરવાસીઓ હતાશ બની ગયા હતા અને સંરક્ષણની અન્ય હરોળ શોધતા હતા. તે તેમને લશ્કરમાં મળી.

૧ ફ્રાંસનો યુધ્ધ પ્રધાન.

તેમની યોજના બેધારી હતી. અલ્સ્ટર સામે ઉપયોગમાં લેવા લશ્કરનું અસ્તિત્વ જ ન હોય તેની ચોક્કસ ખાતરી કરી લેવા ઉમરાવસભા વાર્ષિક લશ્કરી કાયદો અટકાવી રાખે તે યોજનાનો સમાવેશ પણ તેમાં થતો હતો. બીજી યોજના હતી હોમરૂલ તે હોમરૂલ જ હશે - એવો પ્રચાર લશ્કરમાં કરવાની આયર્લૅન્ડ પર હોમરૂલ લાદવા જો સરકાર લશ્કરનો ઉપયોગ કરવાનો નિર્ણય લે તો લશ્કરને સરકારની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા તૈયાર કરવાની જ દષ્ટિ આની પાછળ હતી. પ્રથમ યોજના બિન-જરૂરી બની કારણ કે બીજી યોજનાને અમલમાં મૂકવામાં તેમને સહેલાઈથી સફળતા મળી. ઈ.સ. ૧૯૧૪માં જયારે 'કુર્રઘ ઘટના' બની ત્યારે આ સ્પષ્ટરૂપે છતી થઈ. આયર્લૅન્ડમાં કેટલીક લશ્કરી ટુકડીઓ પર સંઘવાદી સ્વયંસેવકોનો હુમલો થવાની સંભવિતતા છે તેવી શંકા સેવવા સરકાર પાસે પૂરતાં કારણો હતાં. વીસમી માર્ચે આયર્લૅન્ડના લશ્કરના સરસેનાપતિ સર આર્થર પેગેટને આ ટુકડીઓનું રક્ષણ કરવા પગલાં લેવાના હુકમો મોકલાયા. તેમણે તાર દ્વારા એવો ઉત્તર આપ્યો કે અધિકારીઓ હુકમ માનવા તૈયાર નહોતા અને પોતાની સનદોનાં રાજીનામાં આપતા હતા. અને માણસો આગળ વધવાનો ઈનકાર કરે તેવો ભય સેવાતો હતો.

જનરલ સર હ્યુબર્ટ ગોધે અલ્સ્ટરના સંઘવાદીઓની વિરુદ્ધ જઈ નોકરી કરવાનો ઈનકાર કર્યો હતો અને બીજાઓ તેમનું અનુકરણ કરતા હતા. સરકારને સમજાઈ ગયું કે લશ્કર રાજકારણને રંગે રંગાઈ ચૂકયું હતું[૧] એટલું જ નહિ પણ પક્ષાપાતી બન્યુ હતું. તે ડરી ગઈ અને 'શાણપણ તે બહાદુરીનો બહેતર અંશ છે' તે જાણીતા સૂત્રને પગલે ચાલીને તેણે ભાગલાની તરફેણમાં નિર્ણય લીધો. અંતરાત્માએ એસ્કિવથને તેનું વલણ બદલવાની ફરજ નહોતી પાડી પણ લશ્કર બળવો કરશે તે ભયે ફરજ પાડી હતી. આ ડર એટલો તો મોટો હતો કે

૧ આ મુદ્દા અંગે જૂઓ 'લાઈફ ઓપ ફિલ્ડ માર્શલ સર હેન્રિ વિલ્સન,' લે. મેજર જનરલ સર સી. ઈ. કાલ્વેલ. ગ્રંથ ૧, પ્રકરણ ૯, તદુપરાંત જુઓ 'પાર્લામેન્ટરી ડિબેટ્સ (હાઉસ ઓફ લૉર્ડસ), ૧૯૧૪, ગ્રંથ ૧૫, પૃ.૯૯૮-૧૦૧૭ - અલ્સ્ટર અને લશ્કર વિશે. આ દર્શાવે છે કે કુર્રઘ ઘટના પહેલાં કયારનુંય અલ્સ્ટરવાસીઓએ લશ્કરને જીતી લીધું હતું. શક્ય છે કે હોમરૂલમાંથી અલ્સ્ટરને છ વર્ષ માટે બાકાત રાખતો સુધારા ખરડો લાવવાનો નિર્ણય શ્રી એસ્કિવથે ૧૯૧૩માં કર્યો હતો કારણ કે તેમને જાણ હતી કે લશ્કર અલ્સ્ટરનું બની ગયું છે અને તે હોમરૂલનો અમલ કરાવવાના ઉપયોગમાં નહિ લઈ શકાય.

ત્યારપછી કોઈએ લશ્કરને પડકારવાની અને ભાગલા વિના હોમરૂલ અમલમાં મૂકવાની હિંમત ન કરી.

આયર્લૅન્ડમાં તેણે જે કર્યું તેનું હિંદમાં પુનરાવર્તન કરવા પર નામદાર સમ્રાટ્ની સરકાર આધાર રાખી શકે ? આ પ્રશ્નનો ઉત્તર આપવા હું અસમર્થ છું, પણ બે વાત હું કહીશ. પહેલી વાત તો એ છે કે આયર્લૅન્ડના ભાગલાનાં શાં પરિણામ આવ્યાં તેનાથી નામદાર સમ્રાટની સરકાર સંપૂર્ણ સભાન છે. આયર્લૅન્ડનું સ્વતંત્ર રાજ્ય ગ્રેટબ્રિટનનું ભારે કટ્ટર દુશ્મન બન્યું છે. આ દુશ્મનને કોઈ સીમા નથી. જ્યાં સુધી આ ભાગલા એક નિશ્ચિત હકીકત રહેશે ત્યાં સુધી આ ભાગલાને કારણે પડેલા જખમ ક્યારેય રૂઝાવાના નથી. આયર્લૅન્ડના ભાગલાને નૈતિક રીતે ગેરવાજબી જ કહી શકાય કારણ કે તે લોકોની સંમતિનું પરિણામ નહોતું. સર્વોચ્ચ દબાણનું પરિણામ હતું. મેકબેથ ડંકને કરેલી હત્યા જેટલું જ તે ખરાબ હતું. લેડી મેકબેથ પર જે ડાઘા રહ્યા હતા અને જે અંગે લેડી મેકબેથે કહ્યું હતું કે 'અરેબિયાના બધાં જ અત્તરો "તે ડાઘ ભૂંસવા નિષ્ફળ ગયાં હતાં તેવા જ લોહીના ડાઘ નામદાર સમ્રાટની સરકાર પર પણ રહી ગયા હતા. ભાગલાના બીજા કૃત્યના અમલ માટે નામદાર સમ્રાટની સરકાર જવાબદારી લેવા નથી ઈચ્છતી. તે તો પેલેસ્ટાઈનના યહૂદી-આરબ પ્રશ્ન અંગેની તેની નીતિ પરથી સાવ સ્પષ્ટ થાય છે. તેણે તપાસ કરવા માટે પીલ પંચ નીમ્યું. પંચે પેલેસ્ટાઈનના ભાગલાનું સૂચન કર્યું. સરકારે આ મડાગાંઠ ઉકેલવાના ખૂબ આશાજનક માર્ગ તરીકે તેનો સૈદ્ધાંતિક સ્વીકાર કર્યો.[1] અચાનક જ સરકારને આરબો પર આવો ઉકેલ લાદવાની ગંભીરતા સમજાઈ અને તેણે વુડહેડ પંચ નામનું બીજું પંચ નીમ્યું. તેણે ભાગલાને વખોડયા અને ભયંકર પરિસ્થિતિમાંથી જે સરકાર છૂટવા તત્પર હતી તેને માટે સરળ રસ્તો ખુલ્લો કર્યો. આયર્લૅન્ડના ભાગલા તે અનુકરણ કરવા યોગ્ય પરંપરા નથી. તે એક કુરૂપ ઘટના છે અને તે ટાળવી જોઈએ. તે ચેતવણી છે ઉદાહરણ નહિ. મુસ્લિમ લીગના કહેવાથી પોતાની સત્તાના આધારે નામદાર સમ્રાટની સરકાર હિંદના ભાગલા પાડશે કે કેમ તે અંગે મને શંકા છે.

૧ જુઓ 'પાર્લામેન્ટરી ડિબેટ્સ (હાઉસ ઓફ કોમન્સ), ૧૯૩૮-૩૯, ગ્રંથ ૩૪૧,પૃ.૧૯૮૭-૨૧૦૭. તદુપરાંત જુઓ પાર્લામેન્ટરી ડિબેટ્સ (હાઉસ ઓફ લૉર્ડસ) ૧૯૩૬-૩૭, ગ્રંથ ૧૦૬, પૃ.૫૯૯-૬૭૪.

અને શા માટે નામદાર સમ્રાટની સરકારે લીગ પર કૃપા કરવી જોઈએ ? અલ્સ્ટરના કિસ્સામાં તો લોહીની સગાઈ હતી. જેણે બ્રિટિશ રાજકારણીઓના એક શક્તિશાળી વિભાગને અલ્સ્ટરનો પક્ષ લેવા પ્રેર્યા હતા. આ લોહીની સગાઈએ જ લોર્ડ કર્ઝનને કહેવા પ્રેર્યા હતા, 'તમે અલ્સ્ટરને તેના વર્તમાન પતિથી છૂટાછેડા લેવાની ફરજ પાડો છો જેને તે વફાદાર નથી તેવું નથી અને તેને તમે એવી વ્યક્તિ સાથે લગ્ન કરવાની ફરજ પાડો છો જે તેને સાચા દિલથી ગમતી તો નથી જ પણ જેની સાથે તે રહેવા પણ ઈચ્છતું નથી.' નામદાર સમ્રાટની સરકાર અને લીગ વચ્ચે આવું કોઈ સગપણ નથી અને નામદાર સમ્રાટની સરકાર તેનો પક્ષ લે તેવી લીગ આશા રાખે તો તે નિષ્ફળ આશા છે.

બીજું મારે જે કહેવું છે તે એ છે કે હિંદના ભાગલા પાડવા માટે નામદાર સમ્રાટની સરકારને વિનંતી કરી પોતાનો હેતુ સિધ્ધ કરવો તે મુસ્લિમ લીગના હિતમાં નથી. ભાગલા પછી પાકિસ્તાન અને હિંદુસ્તાન બંને મિત્ર રાજ્યો તરીકે ચાલુ રહેવાં જોઈએ અને પરસ્પર વચ્ચે કોઈ દ્વેષ ન હોવો જોઈએ એ જ જો હેતુ હોય તો પાકિસ્તાન મેળવવા કરતાં પાકિસ્તાનની સ્થાપના માટે કઈ રીત અપનાવવી તે મારે મન વધુ મહત્ત્વની છે.

આ હેતુ સિધ્ધ કરવા કઈ શ્રેષ્ઠ રીત યોગ્ય છે ? એકેએક જણ સંમત થશે કે એવી રીત હોવી જોઈએ કે જેમાં એક પક્ષ વિજય ન અનુભવે અને બીજો પક્ષ અપમાન ન અનુભવે. બંને પક્ષે શાંતિની સાથે ગૌરવ જળવાઈ રહે તેવી રીત હોવી જોઈએ. આ હેતુ સિધ્ધ કરવા લોકોના લોકમતના નિર્ણય કરતાં બીજો કોઈ ઉકેલ બહેતર મનાયો છે કે નહિ તે હું નથી જાણતો. કયો માર્ગ શ્રેષ્ઠ છે તે અંગે મેં મારાં સૂચનો કર્યાં છે. બીજાઓ પણ તેમનાં સૂચનો સાથે બહાર આવશે. મારું જ સૂચન શ્રેષ્ઠ છે એવું હું નથી કહી શકતો. પણ આ પ્રશ્નના ઉકેલમાં વિવેક તથા જવાબદારીની ભાવના નહિ રહી હોય તો તે ઉકેલ પરુ ભરાયેલું ગૂમડું બની રહેશે.

# ઉપસંહાર

અહીં હું અટકવા માગું છું કારણ કે મને લાગે છે કે આ વિષય પર જેટલું હું કહી શકું તે બધું જ મેં કહ્યું છે કાયદાની ભાષાનો ઉપયોગ કરીએ તો મેં વકીલાત કરી પૂરતા લંબાણપૂર્વક મેં આમ કર્યું છે તેવો દાવોય હું કરી શકું. જેમાં બંને પક્ષો એક બીજા પર દલીલ અને તેના ઉત્તર, પ્રત્યુત્તર અને રદિયો પ્રતિપુનરુત્તર, પ્રત્યુત્તરોનો પ્રત્યુત્તર વગેરેનો ઢગ કરે છે તેવી વિક્ટોરિયન યુગના વકીલોને અતિપ્રિય એવી કંટાળાજનક પ્રથા મેં અપનાવી છે. પાકિસ્તાન માટે અને પાકિસ્તાન વિરુદ્ધના દાવા અંગે સંપૂર્ણ ફેફિયત રજૂ થઈ શકે તેવા હેતુથી મેં જાણીજોઈને આમ કર્યું છે. અગાઉનાં પાનાંઓમાં દલીલો રહેલી છે. તેમાં રહેલી હકીકતો મારા સંપૂર્ણ જ્ઞાન તથા માન્યતા મુજબ સાચી છે. મેં મારા નિર્ણયો પણ આપ્યા છે. હવે હિંદુઓ તથા મુસ્લિમોએ પોતાના નિર્ણયો આપવાના છે.

તેમને તેમના કાર્યમાં સહાય કરવા માટે પ્રશ્નો તારવી લેવા તે સારું રહેશે. તકરારોમાં નીચેના પ્રશ્નો અનિવાર્ય પ્રશ્નો લાગે છે. :

(૧) હિંદની રાજકીય પ્રગતિ માટે હિંદુ-મસ્લિમ એકતા અનિવાર્ય લાગે છે? અને જો તેમ હોય તો, હિંદુઓ તથા મુસ્લિમોમાં બંને અલગ રાષ્ટ્રો છે તેવી નવી રાજકીય વિચારસરણીની જાગૃતિ છતાંય તે સાધી શકાય તેવી શક્યતા છે ખરી ?

(૨) જો હિંદુ-મુસ્લિમ એકતા શક્ય હોય તો તે તુષ્ટીકરણ દ્વારા કે સમજૂતી દ્વારા સિદ્ધ કરવી જોઈએ ?

(૩) જો તે તુષ્ટીકરણ દ્વારા સિદ્ધ કરવાની હોય તો મુસ્લિમોનો સ્વૈચ્છિક સહકાર પ્રાપ્ત કરવા માટે તેમને, અન્ય હિતોને નુકસાન ન પહોંચે તે રીતે કઈ નવી સવલતો આપવી જોઈએ ?

(૪) જો તે સમાધાનથી સિદ્ધ કરવાની હોય તો તે સમજૂતીની શરતો કઈ? જો માત્ર બેજ વિકલ્પો હોય : (૧) હિંદનું પાકિસ્તાન તથા હિંદુસ્તાનમાં વિભાજન,

અથવા (૨) ધારાસભા, વહીવટી તંત્ર અને જાહેર સેવાઓમાં અડધો અડધ હિસ્સો તો કયો વિકલ્પ પસંદગી યોગ્ય ?

(૫) જો હિંદ એક અને અખંડ રહેવાનું હોય તો તે તેના સ્વાતંત્ર્યનું - ધારી લઈએ કે તે અંગ્રેજો પાસેથી તે મેળવી લેવાયું છે - રક્ષણ હિંદુઓ અને મુસ્લિમો બંને કરશે તેવો ભરોસો રાખી શકે ?

(૬) હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે અત્યારે પ્રવર્તતી શત્રુતાને લક્ષમાં રાખીને અને તેમને બે અલગ રાષ્ટ્રો તરીકે છૂટા પાડતી જાગેલી નવી વિચારસરણીને પણ લક્ષમાં રાખીને અને તેમનાં અંતિમ ભાગ્યોમાં વિરોધ રહેલો છે તે સ્વીકારી લઈને, આ બંને એક બંધારણ ઘડવા માટેની અને તેને નહિ અટકાવવા માટેની ઈચ્છા ધરાવશે તે આશાએ આ બે રાષ્ટ્રો માટેનું એક બંધારણ ઘડી શકાશે ?

(૭) બે રાષ્ટ્રોનો સિદ્ધાંત ચાલુ જ રહેશે તેવું અનુમાન કરીએ તો હિંદ એક અખંડ ઘટક તરીકે સંગઠિત એકતા વિનાનો, સમાન ધ્યેયમાં સમાન શ્રદ્ધા બદ્ધ મજબૂત અખંડ રાષ્ટ્ર સ્વરૂપ વિકસવા અશક્ત અને તે રીતે અંગ્રેજ સત્તા કે અન્ય કોઈ વિદેશી સત્તાની શાશ્વત ગુલામીમાં સહેલાઈથી રખાય એવો રહેતો નબળો, માંદલો દેશ નહિ બને ?

(૮) જો હિંદ અખંડ રાષ્ટ્ર ન બની શકે તો હિંદીઓએ આ અસંગત અખંડ દેશનું તેના સ્વાભાવિક અંગોમાં એટલે કે પાકિસ્તાન અને હિંદુસ્તાનમાં વિભાજન કરી તેનો શાંતિમય ઉકેલ લાવવામાં સહાય ન કરવી જોઈએ ?

(૯) હિંદુઓ તથા મુસ્લિમો એક દિવસ એક બનશે અને તેને એક દેશના સભ્ય તથા એક માતૃભૂમિના પુત્રો તરીકે સ્વીકારશે તેવી જૂઠી આશામાં હિંદને એક અખંડ રાષ્ટ્ર રાખવાના પ્રયત્નો કર્યા કરવાને બદલે મુસ્લિમ રાષ્ટ્ર પાકિસ્તાનમાં વસતું હોય અને હિંદુ રાષ્ટ્ર હિંદુસ્તાનમાં વસતું હોય તે રીતે બે સ્વતંત્ર રાષ્ટ્રોના વિકાસની જોગવાઈ કરવી બહેતર નથી શું ?

ત્રણ વસ્તુઓ - (૧) ઐતિહાસિક દેશભક્તિની ખોટી ભાવના (૨) પ્રદેશના એકમાત્ર અનન્ય સ્વામીત્વનો ખોટો ખ્યાલ અને (૩) અને પોતાને માટે વિચાર કરવાની ઈચ્છાનો અભાવ - અગાઉના પાનાઓમાં આપેલી માહિતીની સહાયથી

આ પ્રશ્નોને સંપૂર્ણપણે સમજવામાં અને તે અંગે પોતાના નિર્ણયો લેવામાં કશું જ કોઈ હિંદીની આડે આવતું નથી. આ અવરોધોમાં છેલ્લો અવરોધ નિવારવો મુશ્કેલ છે. કમભાગ્યે હિંદમાં વિચારશક્તિ ભાગ્યે જ જોવા મળે છે અને મુક્ત વિચારશક્તિ તો જોવા મળતી જ નથી. આ વિધાન ખાસ કરીને હિંદુઓ માટે સાવ સાચું છે. આથી જ, આ આ પુસ્તકની દલીલોનો મોટો ભાગ તેમને સંબોધાયેલો છે. હિંદુઓની બહુમતી છે અને તેમની બહુમતી હોવાથી તેમનો દૃષ્ટિકોણ મહત્ત્વનો છે. તેમના વિરોધને વિવેક કે લાગણીથી પહોંચી વળવાનો કોઈ પ્રયત્ન કર્યા સિવાય શાંતિમય ઉકેલની ઝાઝી શક્યતા નથી. પણ આ દલીલોનો મોટો ભાગ તેમને સંબોધવા માટે મને પ્રેરવાનાં કેટલાંક વિશિષ્ટ કારણો છે જે કદાચ અન્ય કોઈને એટલાં સ્પષ્ટ નહિ દેખાય. મને લાગે છે કે જે હિંદુઓ તેમના બાંધવોના ભાગ્યને દોરે છે તેમણે કાર્લાઈલ જેને 'જોનાર દૃષ્ટિ' કહે છે તે ખોઈ છે અને કેટલાક વ્યર્થ ભ્રમોમાં અંજાઈને ચાલે છે અને મને ભય છે કે તેનાં પરિણામો હિંદુઓ માટે ભયંકર હશે. હિંદુઓ કૉંગ્રેસની પકડમાં છે અને કૉંગ્રેસ શ્રી ગાંધીની પકડમાં છે. શ્રી ગાંધીએ કૉંગ્રેસને સાચું નેતૃત્વ આપ્યું છે એમ નહિ કહી શકાય. સૌ પ્રથમતો બે વસ્તુઓનો આશ્રય લઈને શ્રી ગાંધીએ આ પ્રશ્નનો સામનો કરવાનું ટાળવાનો પ્રયત્ન કર્યો. તેમણે તેમ કહેવું શરૂ કર્યું કે હિંદના ભાગલા કરવા તે નૈતિક રીતે ખોટું કાર્ય છે તથા પાપ છે જેના ભાગીદાર તે નહિ બને. આ વિચિત્ર દલીલ છે. હિંદ એ જ માત્ર એવો દેશ નથી કે જે ભાગલાના અથવા તો રાષ્ટ્રીય કારણો પર આધારિત સીમાઓને બદલે પોતાની પ્રાકૃતિક તથા ઐતિહાસિક સીમાઓમાં બદલવાના પ્રશ્નનો સામનો કરતો દેશ હોય. ત્રણવાર પોલેન્ડનું વિભાજન થયું હતું અને હજી પણ પોલેન્ડનું વિભાજન નહિ થાય તેવી કોઈને ખાતરી નથી. છેલ્લાં દોઢસો વર્ષોમાં ભાગલા ન પડયા હોય તેવા રાષ્ટ્રો યુરોપમાં ખૂબ ઓછાં છે. આ જ બતાવે છે કે દેશના ભાગલા નથી નૈતિક કે નથી અનૈતિક. તે નીતિવિહીન છે. તે સામાજિક, રાજકીય અને લશ્કરી પ્રશ્ન છે. તેમાં પાપને કોઈ સ્થાન નથી.

બીજા આશ્રય તરીકે શ્રી ગાંધીએ તેવો વિરોધ શરૂ કર્યો કે મુસ્લિમ લીગ મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવતી નથી અને પાકિસ્તાન તો શ્રી જિન્નાહનો તરંગ

છે. તે જ સમજવું મુશ્કેલ છે કે શ્રી જિન્નાહના મુસ્લિમ જનસમૂહ પર દિવસે દિવસે વધતા જતા પ્રભાવને અને તેમણે તેમની સઘળી શક્તિઓ યુદ્ધ માટે ગતિશીલ કરી છે તેને શ્રી ગાંધી કેમ જોઈ શકતા નથી. આજ પહેલાં શ્રી જિન્નાહ જનસમૂહના માણસ નહોતા. તે સામાન્ય લોકોનો અવિશ્વાસ કરતા હતા.[1] તેમને રાજકીય સત્તામાંથી બાકાત રાખવા તે હંમેશાં મતાધિકારના ઊંચા ધોરણના હિમાયતી હતા. શ્રી જિન્નાહ ક્યારેય અતિચુસ્ત, અતિપવિત્ર, ખુલ્લે ખુલ્લા મુસ્લિમ તરીકે જાણીતા નહોતા. જ્યારે ધારાસભ્ય તરીકે તેમની શપથવિધિ થઈ ત્યારે પવિત્ર કુરાનને ચૂમી ભર્યા સિવાય તેમણે તેમાં રહેલા વિષય કે તેના ખાસ સિદ્ધાંતોને જાણવાની ઝાઝી ચિંતા કરી હોય તેમ લાગતું નથી. કાં તો તો કૌતુકથી અથવા ધર્મોત્સાહથી મસ્જિદમાં ગયા હોય તે પણ શંકાસ્પદ છે. મુસ્લિમોના રાજકીય - ધાર્મિક સમુદાયની વચ્ચે શ્રી જિન્નાહ ક્યારેય જોવા મળતા નહોતા. આજે શ્રી જિન્નાહમાં સંપૂર્ણ પરિવર્તન આવ્યું હોય તેમ દેખાય છે. તે આમ જનતાના આદમી બની ગયા છે. તે હવે તેમનાથી ઊંચા નથી. તે તેમની વચ્ચે જ છે. હવે તેમણે તેમને પોતાનાથી ઊંચા ગણ્યા છે અને તેમને કાયદે આઝમ તરીકે બિરદાવ્યા છે. હવે તે માત્ર ઈસ્લામમાં માનનારા જ નથી રહ્યા પણ હવે તે ઈસ્લામ માટે મરવા પણ તૈયાર છે. આજે તે માત્ર કલમા જાણવા કરતાં ઈસ્લામ વિશે વધુ જાણે છે. આજે તે કુત્બા સાંભળવા મસ્જિદમાં જાય છે અને ઈદની નમાજમાં જોડાઈને આનંદ અનુભવે છે. એકવાર ડોંગરી અને નળ બજાર શ્રી જિન્નાહને નામથી ઓળખતા હતા. આજે તે તેમને તેમની હાજરીથી ઓળખે છે. મુંબઈમાં એક પણ મુસ્લિમ જાહેર સભા અલ્લાહો અકબરના પોકારો વિના શરૂ થતી નથી અને કાયદેઆઝમ ઝિંદાબાદના પોકારો વિના વિખેરાતી નથી. આ બાબતમાં શ્રી જિન્નાહે ફ્રાંસના રાજા ચોથા હેન્રીનું - ઈંગ્લેંડના રાજા ચાર્લ્સ પહેલાના દુ:ખી સસરાનું જ માત્ર અનુકરણ કર્યું છે. હેન્રી ચોથો પ્રોટેસ્ટન્ટ ધર્મનો હતો પણ પેરિસમાં, કેથોલિક દેવળમાં થતી કેથોલિક ઉપાસના વિધિમાં હાજરી આપતાં તે ખચકાતો નહોતો, તે માનતો હતો કે તેનો

૧ પંડિત જવાહરલાલ નેહરુ તેમની આત્મકથામાં કહે છે કે શ્રી જિન્નાહની ઈચ્છા એવી હતી કે કોંગ્રેસે તેનું સભ્યપદ મેટ્રિક થયેલી વ્યક્તિ પૂરતું મર્યાદિત રાખવું જોઈએ.

પ્રોટેસ્ટન્ટ ધર્મ બદલી ઉપાસના વિધિમાં જવું તે પેરિસનો સમર્થ ટેકો મેળવવા માટે ચૂકવવાની સરળ કિંમત હતી. હેન્રી ચોથા માટે પેરિસની ઉપાસના વિધિ મૂલ્યવાન બની તેમ શ્રી જિન્નાહ માટે ડોંગરી તથા નળ બજારની ઉપાસના વિધિ પણ મૂલ્યવાન બની અને તેવાં જ કારણોસર તે એક પ્રયુક્તિ હતી, એક ભાવપલટો હતો. શ્રી જિન્નાહ વિવેકબુદ્ધિમાંથી વહેમમાં નીચે ઊતરી ગયા છે તે દૃષ્ટિએ જોતાં પણ તે પોતાની વિચારસરણી સાથે નીચે ઊતરતા હતા, જે વિચારસરણી તેમના આમ નીચે ઊતરવાથી મુસ્લિમ સમાજના બધા વિભિન્ન સ્તરોમાં પ્રસરતી હતી અને તેના માનસઘડતરનું અંગ બનતી હતી. બીજી બધી જ વસ્તુઓ જેવું આ સાવ સ્પષ્ટ છે. શ્રી ગાંધીના અનન્ય અભિપ્રાયોનો એક માત્ર આધાર છે, રાષ્ટ્રવાદી મુસલમાનો કહેવાતા મુસલમાનોનું અસ્તિત્વ. જેની મુસ્લિમ લીગ બને છે તે કોમવાદી મુસ્લિમો અને રાષ્ટ્રવાદી મુસ્લિમો વચ્ચે વાસ્તવિક ભેદ જોવાનું મુશ્કેલ છે. રાષ્ટ્રવાદી મુસ્લિમોને લીગથી અલગ પાડતાં કોઈ લાગણી, ધ્યેય કે નીતિના સંબંધો કોંગ્રેસ સાથે છે કે નહિ તે પણ અત્યંત શંકાસ્પદ છે. જો કે, કેટલાક કોંગ્રેસીઓ એવો મત ધરાવે છે કે બંનેમાં કોઈ ભેદ નથી અને કોંગ્રેસમાંના રાષ્ટ્રવાદી મુસલમાનો માત્ર કોમવાદી મુસ્લિમોની છાવણીમાંથી થોડેક દૂર રખાયેલી ટુકડી છે. જ્યારે તે યાદ કરીએ છીએ કે રાષ્ટ્રવાદી મુસલમાનોના નેતા સ્વ. ડૉ. અન્સારીએ કોમી ચુકાદાનો, જે ચુકાદાઓ કૉંગ્રેસ તથા રાષ્ટ્રવાદી મુસલમાનોએ પસાર કરેલા ઠરાવ સામે મુસ્લિમોને અલગ મતદારમંડળો આપ્યાં હતાં તે ચુકાદાનો વિરોધ કરવાનો ઈનકાર કર્યો હતો તે જોતાં આ મત સત્યથી વેગળો જણાતો નથી. એટલું જ નહિ મુસલમાનોમાં લીગનો પ્રભાવ એટલો તો વધી ગયો હતો કે જે મુસ્લિમો લીગનો વિરોધ કરતા હતા તેમને લીગમાં સ્થાન મેળવવા પ્રયત્ન કરવાની અથવા તેની સાથે સમાધાન કરવાની ફરજ પડી હતી. જે કોઈ સ્વ. સિકંદર હયાતખાન અને બંગાળના સ્વ. પ્રતંપ્રધાન શ્રી ફઝલુલ હકના પલટાઓ તથા કુદકાઓને ખ્યાલમાં લેશે તેણે આ હકીકતનું સત્ય સ્વીકારવું પડશે. ઈ.સ. ૧૯૩૭માં જ્યારે શ્રી જિન્નાહે લીગને ફરી જીવતી કરી ત્યારે સર સિકંદર હયાતખાન તથા શ્રી ફઝલુલ હક બંને મુસ્લિમ લીગની શાખાઓ તેમના પ્રાંતોમાં સ્થપાય તેના વિરોધીઓ હતા. તેમના

વિરોધ છતાં એક જ વર્ષમાં પંજાબ અને બંગાળમાં મુસ્લિમ લીગની શાખાઓ સ્થપાઈ ત્યારે બંનેને તેમાં જોડાવા ફરજ પડી. જેઓ ઉપહાસ કરવા આવે છે તે જ કાકલૂદી કરવા રોકાઈ જાય છે તેનું આ ઉદાહરણ છે. લીગનો વિજય પુરવાર કરવા વધારે જોરદાર પુરાવાની કોઈ જરૂર લાગતી નથી.

આવી પરિસ્થિતિ હોવા છતાં શ્રી જિન્નાહ તથા મુસ્લિમ લીગ સાથે સમજૂતી સાધવા વાટાઘાટ કરવાને બદલે શ્રી ગાંધીએ જુદો જ માર્ગ લીધો. તેમણે કૉંગ્રેસ પાસે ૧૯૪૨ની ૮ ઑગસ્ટનો પ્રસિદ્ધ 'હિંદ છોડો' ઠરાવ પસાર કરાવ્યો. આ 'હિંદ છોડો' ઠરાવ મુખ્યત્વે તો અંગ્રેજ સરકારને પડકાર હતો. પણ સાથેસાથે લઘુમતીના પ્રશ્ન ઉપરની ચર્ચામાં બ્રિટિશ દખલગીરી દૂર કરવાનો અને તેમ કરી તે પ્રશ્નની પતાવટ પોતાની શરતે અને પોતાની રીતે કૉંગ્રેસ કરી શકે તેવો માર્ગ કૉંગ્રેસ માટે નિશ્ચિત કરી આપવાનો પણ તે પ્રયત્ન હતો. મુસ્લિમો તથા અન્ય લઘુમતીઓને બાજુએ મૂકી સ્વરાજ પ્રાપ્ત કરવાનો તે પ્રયત્ન હતો. ભલે તેનો હેતુ તેવો નહીં હોય પણ તેનો અમલ તો તે રીતે જ થયો હતો. હિંદ છોડો ઝુંબેશ સંપૂર્ણપણે નિષ્ફળ ગઈ. તે એક પાગલ સાહસ હતું અને તેણે રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું. તે ધીકતી ધરાની ઝુંબેશ હતી જેમાં લૂટ, આગ અને હત્યાનો ભોગ હિંદીઓ બન્યા અને તે માટે કૉંગ્રેસીઓ ગુનેગાર હતા. પરાજિત થઈને તેમણે ૧૯૪૩ના માર્ચમાં કારાવાસમાં એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા. તેમનો હેતુ હતો કારાવાસમાંથી મુક્તિ મેળવવાનો. પણ તેમાં તે નિષ્ફળ ગયા. ત્યારપછી તે માંદા પડયા. તેમની તબિયત સાવ કથળતી જતી હતી એવો અહેવાલ મળતા અંગ્રેજ સરકારે તેમને મુક્ત કર્યા. સરકારને ભય લાગ્યો કે રખેને તે તેમને હાથે જ મૃત્યુ પામે અને સરકારને બદનામ કરે. કારાવાસમાંથી બહાર આવતાં જ શ્રી ગાંધીને લાગ્યું કે તે તથા કૉંગ્રેસ ગાડીને ઊંધે પાટે જ હંકારી નથી પણ તે રસ્તોય ભૂલી ગયા છે. પરિસ્થિતિ સુધારવા અને દેશમાં કૉંગ્રેસ જ મુખ્ય પક્ષ છે તેવું અંગ્રેજ સરકાર આદરપૂર્વક માનતી હતી અને જે આદર કૉંગ્રેસે 'હિંદ છોડો' ઠરાવને પરિણામે શરૂ થયેલા આંદોલનને મળેલી નિષ્ફળતાને કારણે અને તેની સાથેની હિંસાને કારણે ખોયો હતો તે પાછો મેળવવા તેમણે વાઈસરોય સાથે વાટાઘાટો શરૂ કરી. તે પ્રયત્નમાં નિષ્ફળ જતાં

શ્રી ગાંધી શ્રી જિન્નાહ ભણી વળ્યા. ૧૯૪૪ની ૧૭મી જુલાઈએ શ્રી ગાંધીએ શ્રી જિન્નાહને પત્ર લખ્યો. તેમાં તેમણે તેમને મળવાની અને કોમી પ્રશ્ન ચર્ચવાની તેમની ઈચ્છા વ્યક્ત કરી. મુંબઈના પોતાના નિવાસસ્થાને શ્રી ગાંધીને આવકારવા શ્રી જિન્નાહ સંમત થયા. ઈ.સ. ૧૯૪૪ની ૯મી સપ્ટેમ્બરે તે બંને મળ્યા. છેવટે, લાંબા સમય પછી શ્રી ગાંધીને ડહાપણ આવ્યું તે સારું થયું અને તેમની સામે જ પડેલા પ્રકાશને, જેને જોવાનો આજ સુધી તેમણે ઈનકાર કર્યો હતો તે પ્રકાશને જોવા તે સંમત થયા.

તેમની વાટાઘાટોના મૂળમાં, શ્રી રાજગોપાલાચારીએ ઈ.સ. ૧૯૪૪ના એપ્રિલમાં શ્રી જિન્નાહ સામે મૂકેલી દરખાસ્ત હતી. શ્રી રાજગોપાલાચારીએ આપેલા કંઈક અંશે વિશ્વસનીય એવા અહેવાલ[1] મુજબ, ઈ.સ. ૧૯૪૩ના માર્ચમાં, શ્રી ગાંધી જયારે કારાવાસમાં ઉપવાસ પર ઊતર્યા હતા ત્યારે તેમણે તેની ચર્ચા શ્રી ગાંધી સાથે કરી હતી અને શ્રી ગાંધીએ તેને તેમની પૂર્ણ સંમતિ આપી હતી. જે સામાન્ય લોકોમાં સી.આર. દરખાસ્ત તરીકે પ્રચલિત છે, તે શ્રી રાજગોપાલાચારીની દરખાસ્તનો મૂળ પાઠ નીચે પ્રમાણે છે :

(૧) સ્વતંત્ર હિંદના બંધારણ સંબંધમાં, નીચેની શરતોને અધીન રહીને મુસ્લિમ લીગ હિંદની સ્વતંત્રતા માટેની માગણીને ટેકો આપે છે અને સંક્રાંતિ કાળ પૂરતી કામચલાઉ વચગાળાની સરકારની રચનામાં તે કૉંગ્રેસને સહકાર આપશે.

(૨) યુદ્ધનો અંત આવ્યા પછી, જયાં મુસ્લિમોની વસ્તી સંપૂર્ણ બહુમતી ધરાવે છે. તેવા હિંદના પાસપાસે આવેલા વાયવ્ય અને પૂર્વીય જિલ્લાઓનું સીમાંકન કરવા એક પંચ નીમવામાં આવશે. આવા સીમાંકન કરેલા જિલ્લાઓમાં પુખ્ત મતાધિકાર અથવા તો અન્ય વ્યવહારુ મતાધિકાર દ્વારા લેવાયેલો તે જિલ્લાઓમાં વસતા સહુ લોકોનો લોકમત હિંદુસ્તાનથી અલગ થવાના પ્રશ્નનો છેવટનો નિર્ણય લેશે. જો બહુમતી હિંદુસ્તાનથી અલગ તેવા સાર્વભૌમ રાજય

૧ ઈ.સ. ૧૯૪૩ના માર્ચમાં આ દરખાસ્તો શ્રી ગાંધી સાથે ચર્ચાઈ હતી પણ ઈ.સ. ૧૯૪૪ના એપ્રિલ સુધી શ્રી જિન્નાહને તેની માહિતી અપાઈ નહોતી.

સ્થાપવાના પક્ષમાં નિર્ણય લે તો તે નિર્ણયને, જે તે રાજ્યોમાં જોડાવાના સરહદી જિલ્લાઓના અધિકાર સામે કોઈ પણ પૂર્વગ્રહ વિના અમલી બનાવાશે.

(૩) લોકમત લેવાય તે પહેલાં સહુપક્ષો પોતાના દૃષ્ટિકોણનું સમર્થન કરી શકશે.

(૪) જો અલગ પડવાનું નક્કી થાય તો તે સ્થિતિમાં સંરક્ષણ અને વ્યાપાર તથા સંચાર-વ્યવહાર અને અન્ય મહત્ત્વની બાબતોની વ્યવસ્થા માટે પરસ્પર કરાર કરાશે.

(૫) વસ્તીનું કોઈ પણ પ્રકારનું સ્થળાંતર માત્ર સંપૂર્ણ સ્વૈચ્છિક ધોરણે જ થશે.

(૬) હિંદના શાસન માટેની સંપૂર્ણ સત્તા તથા જવાબદારી અંગ્રેજો તબદીલ કરે ત્યાર પછી જ આ શરતો બંધનકર્તા બનશે.

જે વાટાઘાટો નવમી સપ્ટેમ્બરે શરૂ થઈ હતી તે અઢાર દિવસો સુધી એટલે કે સત્તાવીસમી સપ્ટેમ્બર સુધી ચાલી અને સત્તાવીસમી સપ્ટેમ્બરે જાહેર કરાયું કે વાટાઘાટો નિષ્ફળ ગઈ છે. આ વાટાઘાટો નિષ્ફળ જવાથી જુદાજુદા લોકોનાં મનમાં જુદાજુદા પ્રત્યાઘાતો ઉત્પન્ન થયા. કેટલાક ખુશ થયા તો કેટલાક નાખુશ. પણ તેમની વાટાઘાટો પૂર્વે, તેમના વિરોધીઓના પોતાની સર્વોપરીતા મેળવવાના સંઘર્ષ દ્વારા - ગાંધીને અંગ્રેજો દ્વારા તથા જિન્નાહને પંજાબના યુનિયનિસ્ટ પક્ષ દ્વારા - બંનેને નુકસાન પહોંચ્યું અને તે બંને કશોક રચનાત્મક ઉકેલ લાવશે તેવી અપેક્ષા રાખતા મોટા ભાગના લોકોમાં તેમની પ્રતિષ્ઠાને સારી એવી હાનિ પહોંચી. આ નિષ્ફળતા કદાચ વ્યક્તિત્વ ઊણપોને લીધે પણ હોય. પરંતુ એમ કહી શકાય કે સી.આર. દરખાસ્તમાં રહેલા કેટલાક મૂળભૂત દોષોને કારણે આ નિષ્ફળતા અવશ્યંભાવિ હતી. પ્રથમ તો તે દરખાસ્તે ન ઉકેલી શકાય તેવી ગાંઠ દ્વારા કોમી પ્રશ્નને રાજકીય પ્રશ્ન સાથે બાંધ્યો હતો. કોઈ કોમી સમજૂતી નહીં, કોમી રાજકીય સમજૂતી નહીં તે વ્યૂહ પર જ આ યોજના આગળ વધતી હતી. તે યોજના કોઈ ઉકેલ નહોતો સૂચવતી. તેણે શ્રી જિન્નાહને સોદો કરવા નિમંત્ર્યા હતા. તે એક પ્રકારનો સોદો જ હતો - 'જો તમે અમને આઝાદી મેળવવામાં

મદદ કરો તો અમે ખુશીથી પાકિસ્તાનની તમારી દરખાસ્ત વિચારીશું.' મને ખબર નથી કે શ્રી રાજગોપાલાચારીને ક્યાંથી આવો ખ્યાલ આવ્યો કે આઝાદી મેળવવા માટેનું આ શ્રેષ્ઠ સાધન હતું. શક્ય છે કે વિદેશી દુશ્મનોથી પોતાનું સ્વાતંત્ર્ય રક્ષવા પડોશી રાજવીઓને તેમની દીકરીઓ આપીને મૈત્રી બાંધતા પુરાણા હિંદુ રાજવીઓ પાસેથી તેમણે આ ખ્યાલ ઊછીનો લીધો હોય. શ્રી રાજગોપાલાચારી ભૂલી ગયા કે આવી મૈત્રીથી નથી સારો પતિ મળતો કે નથી કાયમી સંબંધ બંધાતો. કોમી સમજૂતી આઝાદી મેળવવા આપેલી સહાય પર જ નિર્ભર હોય તે આ પ્રકારની બાબતમાં આગળ વધવાનો ડાહ્યો માર્ગ નથી. આ તો એક પક્ષનો બીજા પક્ષને કોમી વિશેષાધિકારો ગલ તરીકે આપીને પોતાની જાળમાં ફસાવવાનો માર્ગ છે. સી.આર. યોજનાએ કોમી સમજૂતીને વેચાણની વસ્તુ બનાવી.

સી.આર. યોજનાનો બીજો દોષ જો કોઈ પણ પ્રકારની સંમતિ સધાય તો તેને અમલમાં મૂકવાના તંત્ર સાથે સી.આર. યોજના સંબંધિત છે. જે સંસ્થા સૂચવાઈ છે તે છે કામચલાઉ સરકાર. આમ સૂચવવામાં શ્રી રાજગોપાલાચારીએ બે મુશ્કેલીઓનો ખ્યાલ કર્યો જ નથી. જે પહેલી વાતનો તેમણે ખ્યાલ ન કર્યો તે એ કે એકવાર કામચલાઉ સરકાર સ્થપાઈ જાય તો કરાર કરતા પક્ષોનાં વચનો, જો કાયદાના શબ્દોમાં કહીએ તો, એક સાથે સંમત થનાર વચનો રહેતાં નથી. કાર્યકારી વચનની સામે કાર્ય કરી મરી પરવારી ચૂકેલા વચનનો કિસ્સો ઊભો થાય છે. કામચલાઉ સરકારની સ્થાપનાને સંમતિ આપીને લીગે આઝાદી મેળવવામાં કૉંગ્રેસને સહાય કરવાનું વચન પાળ્યું હોત, પણ પાકિસ્તાન અસ્તિત્વમાં લાવવાનું કૉંગ્રેસનું વચન કાર્યકારી જ રહ્યું હોત. શ્રી જિન્નાહ, જે યોગ્ય રીતે આગ્રહ રાખે છે કે વચનો તો એક સાથે સંમત થતાં હોવાં જોઈએ તે પોતાને આવી પરિસ્થિતિમાં મૂકે તેવી અપેક્ષા ન રાખી શકાય. જે બીજી વાતનો શ્રી રાજગોપાલાચારીએ ખ્યાલ ન રાખ્યો તે એ કે જો કામચલાઉ સરકાર કરારમાં રહેલા કૉંગ્રેસના વચનોને અમલમાં મૂકવા નિષ્ફળ જાય તો ? કોણ તેનો અમલ કરે ? કામચલાઉ સરકાર સાર્વભૌમ સરકાર થવાની, કોઈ સર્વોપરી સત્તાને તે અધીન નહિ રહેવાની. જો તે કરારને અમલમાં મૂકવાની અનિચ્છા દર્શાવે તો

બળવો તે જ મુસ્લિમો માટે બદલો લેવાનો એક માત્ર ખુલ્લો માર્ગ હશે. નવું બંધારણ ઘડવા, પાકિસ્તાનનું ઊભું કરવા કારભાર કરનાર સંસ્થા તરીકે કામચલાઉ સરકારનો કોઈ સ્વીકાર ન કરે. તે એક ફાંદો છે, ઉકલે નહિ. બ્રિટિશ હિંદના રાષ્ટ્રીયજીવનના મહત્ત્વના ઘટક તત્ત્વો દ્વારા સંમત થયેલી જોગવાઈઓને પાર્લામેન્ટના કાયદા મારફત સમાવેશ કરીને બંધારણીય પરિવર્તનો લાવવાનો તે જ માત્ર એક માર્ગ હશે. બીજો કોઈ માર્ગ નથી.

સી.આર. યોજનામાં ત્રીજો પણ દોષ છે. તેને પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે સંરક્ષણ, વિદેશ વ્યવહાર, જકાત વગેરે જેવી કહેવાતી સમાન હિતોની બાબતોનાં રક્ષણ અંગે થનાર કરાર સાથે સંબંધ છે. અહીં પણ શ્રી રાજગોપાલાચારી સ્પષ્ટ દેખાતી મુશ્કેલીઓથી સભાન હોય તેવું લાગતું નથી. સમાન હિતની બાબતોનું રક્ષણ કેવી રીતે કરવાનું ? મને માત્ર બે જ માર્ગ દેખાય છે. એક તો આ બાબતો અંગે વહીવટી તથા ધારાકીય સત્તા ધરાવતી કેન્દ્ર સરકાર હોવી જોઈએ. તેનો અર્થ એ કે પાકિસ્તાન અને હિંદુસ્તાન સાર્વભૌમ રાજ્યો નહિ બને. શ્રી જિન્નાહ આ સાથે સંમત થશે ? દેખીતું છે કે તે નહિ થાય. બીજો માર્ગ છે પાકિસ્તાન અને હિંદુસ્તાનને સાર્વભૌમ રાજ્યો બનાવી સમાન હિતોની બાબતો અંગેના કરાર દ્વારા બંનેને બાંધવાનો. પણ આ કરારની શરતોનું પાલન થશે તેની ખાતરી શી ? સાર્વભૌમ રાજ્ય તરીકે તે સંસ્થાન હોય તોપણ પાકિસ્તાન હંમેશાં તેનો ઈનકાર કરી શકે. આ કલમનો ખરડો તૈયાર કરવામાં શ્રી રાજગોપાલાચારીએ અંગ્રેજો તથા આયર્લેન્ડવાસીઓ વચ્ચેના ઈ.સ. ૧૯૨૨ના કરારમાંથી પ્રેરણા મેળવી છે તે દેખીતું છે. પણ તે ભૂલી ગયા કે જ્યાં સુધી આયર્લેન્ડ સંસ્થાન નહોતું ત્યાંસુધી આ કરાર ટક્યો. જેવું તે સંસ્થાન બન્યું કે તેણે તે કરારની અવગણના કરી અને બ્રિટિશ પાર્લામેન્ટ દાંતિયા કાઢીને શાંત બેસી રહી, કારણ કે તે જાણતી હતી કે તે કશું કરી શકતી નહોતી.

વાટાઘાટો નિષ્ફળ ગઈ તેની કોઈને ઝાઝી ચિંતા નથી. પણ દુ:ખ તો એ વાતનું છે કે શ્રી જિન્નાહ કેટલાક પ્રશ્નો અંગે તેમના જાહેર ઉદ્‌ગારોમાં સાવધ રહીને મૌન પાળતા હતા, તે પ્રશ્નો અંગે આપણને સ્પષ્ટ ખ્યાલ આપવામાં આ વાટાઘાટો નિષ્ફળ ગઈ. જો કે તેમની ખાનગી વાતચીતમાં તે આ અંગે તદ્દન

સ્પષ્ટ વક્તા રહ્યા છે. આ પ્રશ્નો છે - (૧) મુસ્લિમ લીગે ઠરાવ કર્યો તે કારણે પાકિસ્તાન સ્વીકારાવું જોઈએ ? (૨) મુસ્લિમ લીગથી અલગ રીતે મુસ્લિમોને આ બાબત અંગે કંઈક કહેવાનું નથી ? (૩) પાકિસ્તાનની સીમાઓ કઈ હશે? શું આ સીમાઓ પંજાબ તથા બંગાળની વર્તમાન સીમાઓ હશે કે પછી પાકિસ્તાનની સીમાઓ વિશિષ્ટ માનવવંશીય સીમાઓ હશે ? (૪) લાહોર પ્રસ્તાવમાં આવેલ 'અનિવાર્ય લાગે તેવી પ્રાદેશિક વ્યવસ્થાને અધીન રહીને' શબ્દોનો અર્થ શો ? લીગના મનમાં પ્રાદેશિક વ્યવસ્થાઓ કેવી હતી ? (૫) લાહોર પ્રસ્તાવના છેલ્લા ભાગમાં આવતા 'અંતે' શબ્દનો અર્થ શો ? જેમાં પાકિસ્તાન સ્વતંત્ર અને સાર્વભૌમ રાજ્ય નહિ હોય એવા સંક્રાંતિકાળનો લીગે વિચાર કર્યો હતો ? (૬) પૂર્વ અને પશ્ચિમ પાકિસ્તાનની સીમાઓ વર્તમાન વહીવટી સીમાઓ જ હોવી જોઈએ તેવી જો શ્રી જિન્નાહની દરખાસ્ત હોય તો શું તે પંજાબ તથા બંગાળમાં અનુસૂચિત જાતિઓ અથવા જો હું એમ કહું કે બિન-મુસ્લિમોને તેઓ શ્રી જિન્નાહના પાકિસ્તાનમાં રહેવું કે નહિ તેનો લોકમત દ્વારા નિર્ણય કરવાની છૂટ આપશે ? અને પંજાબ તથા બંગાળના બિનમુસ્લિમ ઘટકોના લોકમતના પરિણામને બંધનકર્તા કહેવા શું જિન્નાહ તૈયાર થશે ? (૭) શું પૂર્વ પાકિસ્તાન અને પશ્ચિમ પાકિસ્તાનને જોડવા માટે સંયુક્તપ્રાંતો તથા બિહારમાં થઈને જતો રસ્તો શ્રી જિન્નાહ માગે છે ? જો શ્રી જિન્નાહને આ પ્રશ્નો સીધા જ પુછાયા હોત અને તેના સ્પષ્ટ ઉત્તરો જ મેળવાયા હોત તો ઘણો મોટો લાભ થાત. પણ આ પ્રશ્નો પર શ્રી જિન્નાહને પકડમાં લેવાને બદલે શ્રી ગાંધીએ બધો જ સમય સી.આર. દરખાસ્તો અને લીગનો લાહોર ઠરાવ બંને એકસરખા જ છે તે પુરવાર કરવામાં ગાળ્યો. આ મૂર્ખામીભર્યું નહિ તો યુક્તિબાજ હતું અને આમ તેમણે આ પ્રશ્નોની સ્પષ્ટતા મેળવવા મળેલી શ્રેષ્ઠ તક ખોઈ.

રમત પૂરી થતાં ક્રિકેટના ખેલાડીઓ પોતાના શામિયાનામાં પાછા ફરે છે તેમ શ્રી ગાંધી અને શ્રી જિન્નાહ પોતાના શામિયાનામાં પાછા ફર્યા - જાણે કે આગળ કશું જ કરવાનું ન હોય તેમ. તેઓ ફરી પાછા મળશે અને જો મળશે તો ક્યારે મળશે તેનાં કોઈ એંધાણ નથી. હવે પછી શું ? તે પ્રશ્ન તેમને ચિંતા કરાવતો હોય તેમ જણાતું નથી. પણ કોઈ વ્યક્તિ જે પ્રશ્નની ચર્ચા કરવાની ના

પાડે તે પ્રશ્નના ઉકેલ વિના હિંદ કેવી રીતે રાજકીય પ્રગતિ સાધી શકશે તે સમજવું મુશ્કેલ છે. એવા પ્રશ્નમાંનો તે પ્રશ્ન નથી કે જેના પર છૂટા પડવા લોકો સંમત થાય. તે એવો પ્રશ્ન છે કે જેનો ઉકેલ લાવવો જ રહ્યો. કેવી રીતે? તે ઉકેલ પછી સમજૂતીથી લવાય કે લવાદીથી લવાય. તે જો સમજૂતી દ્વારા થવાનો હોય તો વાટાઘાટો થવી જોઈએ - એક બીજાની આપલેની વાટાઘાટો, નહિ કે એક પક્ષ બીજા પક્ષને શરણે થાય તેવી વાટાઘાટો. તે સમજૂતી નથી, તે આદેશ છે. અંતે કદાચ શાણપણ આવે અને પક્ષો કદાચ સમજૂતી પર આવે. પણ આવી સમજૂતી ધીમી ગતિએ - લાંબા સમયે આવે. કેટલો લાંબો ગાળો તે કોઈ કહી ન શકે. હિંદની રાજકીય આઝાદી તે તાકીદની અનિવાર્યતા છે તેને મોકૂફ ન રાખી શકાય અને છતાંય કોમી પ્રશ્નના ઉકેલ વિના તેની ઉતાવળ પણ ન કરી શકાય. સમજૂતી પર તેને નિર્ભર કરવી એટલે તેના ઉકેલને અનંતકાળ સુધી પડતો મૂકવો. બીજી ઝડપી રીત શોધી કાઢવી જોઈએ. મને લાગે છે કે આંતરરાષ્ટ્રીય બોર્ડ દ્વારા લવાદી તે શ્રેષ્ઠ માર્ગ છે. પાકિસ્તાન સહિતના લઘુમતીઓના વિવાદાસ્પદ મુદ્દાઓ આવા બોર્ડને સોંપી દેવા જોઈએ. બ્રિટિશ સામ્રાજ્યમાં ન હોય તેવા દેશોમાંથી વ્યક્તિઓ પસંદ કરીને આ બોર્ડ રચાવું જોઈએ. હિંદમાંની પ્રત્યેક કાયદેસરની લઘુમતીઓ - મુસ્લિમો, અનુસૂચિત જાતિઓ, શીખો,ભારતીય ખ્રિસ્તીઓ - ને આ લવાદી બોર્ડમાં પોતાની વ્યક્તિ મૂકવા કહેવું જોઈએ. આ લઘુમતીઓ તેમજ હિંદુઓએ પણ આ બોર્ડ સમક્ષ પોતાની માગણીઓના સંદર્ભમાં હાજર રહેવું જોઈએ અને બોર્ડના નિર્ણયથી બંધાવા સંમત થવું જોઈએ અંગ્રેજોએ નીચેની બાંયધરી આપવી જોઈએ :-

(૧) કે તેમને કોમી સમજૂતી સાથે કશું જ લાગતું વળગતું નથી. તેને સમજૂતી કે લવાદી બોર્ડ પર છોડી દેવાશે.

(૨) કોમી પ્રશ્ન અંગે લવાદી બોર્ડના નિર્ણયનો હિંદ સરકારના ધારામાં સમાવેશ કરી તેઓ નિર્ણયનો અમલ કરશે.

(૩) આંતરરાષ્ટ્રીય લવાદી બોર્ડનો ચુકાદો હિંદની લઘુમતીઓ પ્રત્યે તેમણે પૂરતી બજાવેલી ફરજો ગણાશે. અને તે હિંદને સાંસ્થાનિક દરજ્જો આપવા સંમત થશે.

આ કાર્યવાહીના અનેક લાભો છે. કોમી પ્રશ્ન ઉકેલવા માટેની પોતાની અશક્તિના બહાના તરીકે કોમી સમજૂતીમાં અંગ્રેજોની જે દરમિયાનગીરી કૉંગ્રેસે જણાવી છે તે દરમિયાગીરીનો ભય તે દૂર કરે છે. એવો આક્ષેપ મુકાયો છે કે કૉંગ્રેસ લઘુમતીઓને જે આપવાનું યોગ્ય ધારે છે તેના કરતાં કંઈક વધુ લઘુમતીઓને મેળવવાની શક્યતા હંમેશાં રહેતી હોવાથી લઘુમતીઓ કૉંગ્રેસ સાથે સમાધાન નથી કરતી. આ દરખાસ્તનો બીજો પણ લાભ છે. બંધારણને લઘુમતીઓની સંમતિને અધીન બનાવીને અંગ્રેજ સરકારે હિંદની બંધારણીય પ્રગતિ પર લઘુમતીઓના હાથમાં મનાઈ ફરમાવવાનો હક મૂકી દીધો છે તેવા કૉંગ્રેસના વાંધાને પણ તે દૂર કરે છે. એવી ફરિયાદ કરવામાં આવે છે કે લઘુમતીઓ વિના કારણે તેમની સંમતિ અટકાવી શકે અથવા તો સંમતિ અટકાવી રાખવા માટે અંગ્રેજ સરકાર તેમને સમજાવી શકે, કારણ કે કૉંગ્રેસને શંકા છે કે લઘુમતીઓ અંગ્રેજ સરકારના હાથમાં રમતાં માત્ર પ્યાદાં છે. આ અંગેની ફરિયાદનું પ્રત્યેક કારણ આ આંતરરાષ્ટ્રીય લવાદી સંપૂર્ણપણે દૂર કરે છે. લઘુમતીઓને પક્ષે તો કોઈ વાંધો ન હોવો જોઈએ. જો તેમની માગણીઓ સાચી અને ન્યાયી હોય તો કોઈ પણ લઘુમતીને આંતરરાષ્ટ્રીય લવાદી બોર્ડનો કોઈ ભય રાખવાની જરૂર નથી. લવાદીને રજૂઆત કરવાની જરૂરિયાતમાં કશું જ અયોગ્ય નથી. તે કાયદાના પ્રખ્યાત નિયમને અનુસરે છે અને તે નિયમ એવો છે કે કોઈ પણ વ્યક્તિને તેના પોતાના દાવામાં ન્યાયાધીશ ન બનાવવો જોઈએ. લઘુમતીઓના કિસ્સામાં પણ અપવાદ કરવાનું કશું કારણ નથી. વ્યક્તિની જેમ તે પણ પોતાના દાવામાં ચુકાદો આપવા માટે બેસવાનો દાવો ન કરી શકે. અંગ્રેજ સરકારનું શું ? અંગ્રેજ સરકારે આ યોજનાના કોઈ પણ અંશ સામે શા માટે વાંધો ઉઠાવવો જોઈએ તે જ મને સમજાતું નથી. કોમી ચુકાદાએ અંગ્રેજ સરકાર પર ખૂબ ફિટકાર વરસાવ્યો છે. આ નકામું કાર્ય છે અને તેનાથી છૂટવા બદલ અંગ્રેજોએ ખુશ થવું જોઈએ. કેટલીક કોમો કે જેમના સંદર્ભમાં, તેમણે પોતાની જાતને ટ્રસ્ટી તરીકે લેખી હતી તેમની સલામતી અને રક્ષણની પૂરતી જોગવાઈઓની જવાબદારીઓ તેઓ તેમનું સાર્વભૌમત્વ છોડી દે તે પહેલાં પૂરી કરે તે પ્રશ્ન અંગે તેમની સલામતી તરીકે આંતરરાષ્ટ્રીય લવાદી બોર્ડનો ચુકાદો બંધારણમાં

અમલી બનાવે તેનાથી વધુ આ કોમો શું માગી શકે ? એક આકસ્મિકતા છે કે જે લવાદી બોર્ડના ચુકાદાને અમલી બનાવવાની બાબતમાં અંગ્રેજ સરકાર માટે થોડીક મુશ્કેલી ઊભી કરે તેમ જણાય છે. જો આ વિવાદ સાથે સંકળાયેલો કોઈ એક પક્ષ તેનો દાવો આ લવાદી સમક્ષ રજૂ કરવા તૈયાર ન થાય તો આવી આકસ્મિકતા ઊભી થઈ શકે. તેવા કિસ્સામાં આવો પ્રશ્ન ઊભો થશે. આ પક્ષ વિરુદ્ધ થઈ આ ચુકાદાનો અમલ કરાવવામાં અંગ્રેજ સરકાર ન્યાયી હશે ? એમ કહેવામાં મને કોઈ મુશ્કેલી નથી કે અંગ્રેજ સરકાર સંપૂર્ણ ન્યાય સાથે આવા પક્ષ વિરુદ્ધ થઈ ચુકાદાનો અમલ કરાવે. જે પક્ષ પોતાનો દાવો લવાદી સમક્ષ રજૂ કરવાનો ઈનકાર કરે તે પક્ષનો મોભો શો ? તેનો ઉત્તર એ છે કે આવો પક્ષ આક્રમણ કરનાર છે. આક્રમણ કરનાર સાથે કેવો વ્યવહાર થાય છે? તેને સજા ફરમાવીને જે પક્ષ લવાદી સમક્ષ જવાનો ઈનકાર કરતો હોય તેની વિરુદ્ધ થઈને લવાદી બોર્ડના ચુકાદાનો બંધારણમાં અમલ કરવો તે આક્રમણ કરનારને સજા ફરમાવવાની પ્રક્રિયાનું બીજું નામ છે. જો આકસ્મિકતા જાગે તો આવી પ્રક્રિયાને અનુસરતા અંગ્રેજ સરકારે મૂંઝાવાની જરૂર નથી. કારણ કે તે આવા કિસ્સાઓ સાથે વ્યવહાર કરવાની સુવ્યવસ્થિત પ્રક્રિયા છે અને જયારે મુસોલિનીએ એબેસિનિયા સાથેનો તેનો વિવાદ લવાદી સમક્ષ રજૂ કરવાનો ઈનકાર કર્યો હતો ત્યારે જેણે આવી યોજના ઘડી તે રાષ્ટ્રસંઘનો તેને પરવાનો છે. જે મેં સૂચવ્યું છે તે કદાચ આ પ્રશ્નનો - હવે પછી શું - નો ઉત્તર ન હોય. બીજું શું હોઈ શકે તેની મને ખબર નથી. હું તો એટલું જ જાણું છું કે તેના ઉત્તર વિના હિંદને આઝાદી નહિ મળે. તે ઉત્તર નિર્ણયાત્મક હોવો જોઈએ, ત્વરિત હવો જોઈએ, સંબંધિત પક્ષોને તે સંતોષજનક હોવો જ જોઈએ.

# પરિશિષ્ટોની યાદી

તથા ઉપલા ગૃહમાં હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે દેશી રાજ્યો માટે બેઠકોની ફાળવણી.

૧૮. કોમી ચુકાદો.

૧૯. પૂરક કોમી ચુકાદો.

૨૦. પૂના કરાર.

૨૧. હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે પ્રાંતીય ધારાસભામાં લઘુમતીઓના પ્રતિનિધિત્વનું તુલનાત્મક પત્રક.

૨૨. હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે કેન્દ્રીય ધારાસભામાં લઘુમતીઓના પ્રતિનિધિત્વ.

૨૩. નોકરીઓમાં કોમવાર પ્રતિનિધિત્વ અંગે ઈ.સ.૧૯૩૪નો હિંદ સરકારનો ઠરાવ.

૨૪. નોકરીઓમાં અનુસૂચિત જાતિઓના પ્રતિનિધિત્વ અંગે ઈ.સ. ૧૯૪૩નો હિંદ સરકારનો ઠરાવ.

૨૫. ક્રિપ્સ દરખાસ્તો.

## નકશાઓ

૧. પંજાબમાં અને હિંદુ અને મુસ્લિમ વિસ્તારો.

૨. બંગાળ અને આસામમાં હિંદુ અને મુસ્લિમ વિસ્તારો.

૩. પાકિસ્તાન અને હિંદુસ્તાનમાં વિભાજિત બ્રિટિશ હિંદ.

પરિશિષ્ટ ૧

# હિંદની કોમવાર વસ્તી

| કોમો | બ્રિટિશ હિંદમાં | દેશી રાજ્યો તથા એજન્સીઓ | કુલ |
|---|---|---|---|
| ૧ હિંદુઓ | ૧૫૦,૮૯૦,૧૭૬ | ૫૫,૨૨૭,૧૮૦ | ૨૦૬,૧૧૭,૩૨૬ |
| ૨ મુસ્લિમો | ૭૯,૩૯૮,૫૦૩ | ૧૨,૬૫૯,૫૯૩ | ૯૨,૦૫૮,૦૯૬ |
| ૩ અનુસૂચિત જાતિઓ[1] | ૩૯,૯૨૦,૮૦૭ | ૮૮,૯૨,૩૭૩ | ૪૮,૮૧૩,૧૮૦ |
| ૪ આદિવાસી | ૧૬,૭૧૩,૨૫ | ૬,૮,૭૨૮,૨૩૩ | ૨૫,૪૪૧,૪૮૯ |
| ૫ શીખો | ૪,૧૬૫,૦૯૭ | ૧,૫૨૬,૩૫૦ | ૫,૬૯૧,૪૪૭ |
| ૬ ખ્રિસ્તીઓ | | | |
| ૧ દેશી ખ્રિસ્તીઓ | ૧,૬૫૫,૯૮૨ | ૧,૪૧૩,૮૦૮ | ૩,૦૬૯,૭૯૦ |
| ૨ ઍંગ્લો-ઈન્ડિયનો | ૧૧૩,૯૩૬ | ૨૬,૪૮૬ | ૧૪૦,૪૨૨ |
| ૩ અન્ય | ૭૫,૭૫૧ | ૭,૭૦૮ | ૮૩,૪૫૯ |
| ૭ જૈનો | ૫૭૮,૩૭૨ | ૮૭૦,૯૧૪ | ૧,૪૪૯,૨૮૬ |
| ૮ બૌદ્ધો | ૧૬૭,૪૧૩ | ૬૪,૫૯૦, | ૨૩૨,૦૦૩ |
| ૯ પારસીઓ | ૧૦૧,૯૬૮ | ૧૨,૯૨૨ | ૧૧૪,૮૯૦ |
| ૧૦ યહૂદીઓ | ૧૯,૩૨૭ | ૩,૧૫૩ | ૨૨,૪૮૦ |
| ૧૧ અન્ય | ૩૭૧,૪૦૩ | ૩૮,૪૭૪ | ૪૦૯,૮૭૭ |
| કુલ...... | ૨૯૪,૧૭૧,૯૬૧ | ૮૯,૪૭૧,૭૮૪ | ૩૮૩,૬૪૩,૭૪૫ |

નોંધ : બ્રિટિશ હિંદ તથા દેશી રાજ્યો બંને માટે આપેલા અનુસૂચિત જાતિઓના આંકડાઓ સાચો સરવાળો આપતા નથી. આ કુલ સંખ્યામાં બ્રિટિશ હિંદમાં અજમેર-મારવાડના આંકડાઓ તથા ગ્વાલિયર રાજ્યના આંકડાઓનો સમાવેશ થતો નથી. ૧૯૪૦ની વસ્તીગણતરીના અહેવાલો આ આંકડાઓ દર્શાવતા નથી.

૧ ૧૯૩૫ના હિંદ સરકારના ધારા દ્વારા અસ્પૃશ્યોને આ કાયદેસરની સંજ્ઞા અપાઈ છે.

## પરિશિષ્ટ ૨

# બ્રિટિશ હિંદના પ્રાંતોમાં લઘુમતીઓનું કોમવાર વિભાજન

| પ્રાંત | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧. અજમેર-મારવાડ | ૫૮૩,૬૯૩ | ૮૯,૮૯૯ | ૧૫.૪ | શૂન્ય (?) | - | ૩,૮૯૫ | .૮ | ૮૬૭ | .૧૫ |
| ૨. આંદામાન નિકોબાર | ૩૩,૭૬૮ | ૮,૦૦૫ | ૨૩.૭ | શૂન્ય | - | ૭૭૯ | ૨.૩ | ૭૪૪ | ૨.૨ |
| ૩. આસામ | ૧૦,૨૦૪,૭૩૩ | ૩,૪૪૨,૪૭૯ | ૩૩.૭ | ૬૭૬,૨૯૧ | ૬.૬ | ૩૭,૭૫૦ | .૪ | ૩,૪૬૪ | .૦૩ |
| ૪. બ્રિટિશ બલુચિસ્તાન | ૫૦૧,૬૩૧ | ૪૩૮,૯૩૦ | ૮૭.૫ | ૫,૧૦૨ | ૧.૦ | ૨ ,૬૩૩ | .૫ | ૧૧,૯૧૮ | ૨.૩ |
| ૫. બંગાળ | ૬૦,૩૦૬,૫૨૫ | ૩૩,૦૦૫,૪૩૪ | ૫૪.૭ | ૭,૮૭૮,૯૭૦ | ૧૩.૦ | ૧,૧૦, ૯૨૩ | .૨ | ૧૬,૨૮૧ | .૦૩ |
| ૬. બિહાર* | ૩૬,૩૪૦,૧૫૧ | ૪,૭૧૬,૩૧૪ | ૧૨.૯ | ૪,૮૪૦,૩૭૯ | ૧૩.૩ | ૨૪,૬૯૩ | .૦૭ | ૧૩,૨૧૩ | .૦૪ |
| ૭. મુંબઈ | ૨૦,૮૪૯,૮૪૦ | ૧,૯૨૦,૩૬૮ | ૯.૨ | ૧,૮૫૫,૧૪૮ | ૮.૯ | ૩,૩૮, ૮૧૨ | ૧.૬ | ૮,૦૦૧ | .૦૪ |
| ૮. મધ્યપ્રાંતો અને વિરાર | ૧૬,૮૧૩,૫૮૪ | ૭૮૩,૬૯૭ | ૪.૭ | ૩,૦૫૧,૪૧૩ | ૧૮.૧ | ૪૮,૨૬૦ | . ૩ | ૧૪,૯૮૬ | .૦૯ |
| ૯. કુર્ગ | ૧૬૮,૭૨૬ | ૧૪,૭૮૦ | ૮.૮ | ૨૫,૭૪૦ | ૧૫.૩ | ૩,૩૦૯ | ૨. ૦ | શૂન્ય | - |
| ૧૦. દિલ્હી | ૯૧૭,૯૩૯ | ૩૦૪,૯૭૧ | ૩૩.૨ | ૧૨૧,૬૯૩ | ૧૩.૩ | ૧૦,૪૯૪ | ૧ .૧ | ૧૬,૧૫૭ | ૧.૮ |
| ૧૧. મદ્રાસ | ૪૯,૩૪૧,૮૧૦ | ૩,૮૯૬,૪૫૨ | ૭.૯ | ૮,૦૬૮,૪૯૨ | ૧૬.૪ | ૨,૦૦૧ ,૦૮૨ | ૪.૦૬ | ૪૧૮ | .૦૦૧ |

| પ્રાંત | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧૨. વાયવ્ય સરહદી પ્રાંત | ૩,૦૩૮,૦૬૭ | ૨,૭૮૮,૭૯૭ | ૯૧.૮ | શૂન્ય | - | ૫,૪૨૬ | .૨ | ૫૭,૯૮૯ | ૧.૯ |
| ૧૩. ઓરિસ્સા | ૮,૭૨૮,૫૪૪ | ૧૪૬,૩૦૧ | ૧.૭ | ૧,૨૩૮,૧૭૧ | ૧૪.૨ | ૨૬, ૫૮૪ | .૩ | ૨૩૨ | .૦૦૩ |
| ૧૪. પંજાબ | ૨૮,૪૧૮,૮૧૯ | ૧૬,૨૧૭,૨૪૨ | ૫૭.૦ | ૧,૨૪૮,૬૩૫ | ૪.૪ | ૪૮૬, ૦૩૮ | ૧.૭ | ૩,૭૫૭,૪૦૧ | ૧૩.૨ |
| ૧૫. પંથ પિપ્લોદા | ૫,૨૬૭ | ૨૫૧ | ૪.૮ | ૯૧૮ | ૧૭.૪ | ૨૧૬ | ૪.૧ | શૂન્ય | - |
| ૧૬. સિંધ | ૪,૨૨૯,૨૨૧ | ૩,૦૫૪,૬૩૫ | ૭૨.૨ | ૧૯૧,૬૩૪ | ૪.૫ | ૧૩,૨૩૨ | . ૩ | ૩૧,૦૧૧ | .૭ |
| ૧૭. સંયુક્ત@ પ્રાંતો | ૫૫,૦૨૦,૬૧૭ | ૮,૪૧૬,૩૦૮ | ૧૫.૩ | ૧૧,૭૧૭,૧૫૮ | ૨૧. ૩ | ૧૩૧,૩૨૭ | .૨ | ૨૩૨,૪૪૫ | .૪ |
| કુલ.... | ૨૯૫,૫૦૨,૯૩૫ | ૭૯,૩૪૪,૮૬૩ | ૨૬.૯ | ૪૦,૯૧૯,૭૪૪ | ૧૩.૯ | ૩,૨૪૫, ૪૫૩ | ૧.૦ | ૪,૧૫૫,૧૪૭ | ૧.૦ |
| * બિહાર | ૨૮,૮૨૩,૮૦૨ | ૪,૧૬૮,૪૭૦ | ૧૪.૪ | ૩,૯૧૯,૬૧૯ | ૧૩. ૬ | ૧૨,૬૫૧ | .૦૪ | ૩,૨૦૪ | .૦૧ |
| છોટા નાગપુર | ૭,૫૧૬,૩૪૯ | ૫૪૭,૮૪૪ | ૭.૩ | ૪૨૦,૭૬૦ | ૫.૬ | ૧૨,૦૪૨ | . ૨ | ૧૦,૦૦૯ | .૧ |
| + મધ્યપ્રાન્તો | ૧૩,૨૦૮,૭૧૮ | ૪૪૮ ,૫૨૮ | ૩.૪ | ૨,૩૫૯,૮૩૬ | ૧૭.૯ | ૪૨,૧૩૫ | .૩ | ૧૨,૭૬૬ | .૧ |
| વિરાર | ૩,૬૦૪,૮૬૬ | ૩૩૫,૧૬૯ | ૯.૩ | ૬૯૧,૫૭૭ | ૧૯.૨ | ૬,૧૨૫ | .૨ | ૨, ૨૩૦ | .૦૫ |
| @આગ્રા | ૪૦,૯૦૬,૧૪૭ | ૬,૨૩૧, ૦૬૨ | ૧૫.૨ | ૮,૦૧૮,૮૦૩ | ૧૯.૬ | ૧૨૦,૫૪૯ | .૩ | ૨૨૬,૦૯૬ | .૫ |
| ઔધ | ૧૪,૧૧૪,૪૭૦ | ૨,૧૮૫,૨૪૬ | ૧૫.૫ | ૩,૬૯૮,૩૫૫ | ૨૬.૨ | ૧૦,૭૭૮ | . ૦૮ | ૬,૩૪૯ | .૦૫ |

## પરિશિષ્ટ ૩

## દેશી રાજ્યોમાં લઘુમતીઓનું કોમવાર વિભાજન

| દેશી રાજ્યો તથા એજન્સીઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧. આસામ | ૭૨૫,૬૫૫ | ૩૧,૬૬૨ | ૪.૪ | ૨૬૫ | ૦.૦૪ | ૨૫,૯૧૩ | ૩.૬ | ૩૮૧ | .૦૫ |
| ૨. બલુચિસ્તાન | ૩૫૬,૨૦૪ | ૩૪૬,૨૫૧ | ૯૭.૨ | ૬૫ | ૦.૦૨ | ૪૦ | .૦૧ | ૧૨૬ | .૦૪ |
| ૩. વડોદરા | ૨,૮૫૫,૦૧૦ | ૨૨૩,૬૧૦ | ૭.૮ | ૨૩૦,૭૯૪ | ૮.૧ | ૯,૧૮૨ | . ૩ | ૫૬૬ | .૦૨ |
| ૪. બંગાળ | ૨,૧૪૪,૮૨૯ | ૩૭૨,૧૧૩ | ૧૭.૩ | ૨૬૯,૭૨૯ | ૧૨.૬ | ૫૬૪ | . ૦૩ | ૨૮ | .૦૦૧ |
| ૫. મધ્યહિંદ | ૭,૫૦૬,૪૨૭ | ૪૩૯,૮૫૦ | ૫.૯ | ૧,૦૨૭,૦૦૯ | ૧૩.૭ | ૭,૫૮૨ | .૧ | ૨,૭૩૧ | .૦૪ |
| ૬. છત્તીસગઢ | ૪,૦૫૦,૦૦૦ | ૨૮,૭૭૩ | ૦.૭ | ૪૮૩,૧૩૨ | ૧૧.૯ | ૧૧,૮૨૦ | . ૩ | ૫૦૭ | .૦૧ |
| ૭. કોચીન | ૧,૪૨૨,૮૭૫ | ૧૦૯,૧૮૮ | ૭.૭ | ૧૪૧,૧૫૪ | ૯.૯ | ૩૯૯,૩૯૪ | ૨૮.૧ | ૯ | - |
| ૮. દક્ષિણ અને કોલ્હાપુર | ૨,૭૮૫,૪૨૮ | ૧૮૨,૦૩૬ | ૬.૫ | ૩૦૬, ૮૯૮ | ૧૧.૦ | ૧૭,૨૩૬ | .૬ | ૨૨ | .૦૦૧ |
| ૯. ગુજરાત | ૧,૪૫૮,૭૦૨ | ૫૮,૦૦૦ | ૩.૯ | ૫૫,૨૦૪ | ૩.૮ | ૪,૨૧૫ | .૩ | ૧૮૨ | . ૦૧ |
| ૧૦. ગ્વાલિયર | ૪,૦૦૬,૧૫૯ | ૨૪૦,૯૦૩ | ૬.૦ | - | - | ૧,૩૫૨ | .૦૩ | ૨,૩૪૨ | . ૦૬ |
| ૧૧. હૈદરાબાદ | ૧૬,૩૩૮,૫૩૪ | ૨,૦૯૭,૪૭૫ | ૧૨.૮ | ૨,૯૨૮,૦૪૮ | ૧૭. ૯ | ૨૧૫,૯૮૯ | ૧.૩ | ૫,૩૩૦ | .૦૩ |
| ૧૨. કાશ્મીર અને ગરાસદારો | ૪,૦૨૧,૬૧૬ | ૩,૦૭૩, ૫૪૦ | ૭૬.૪ | ૧૧૩,૪૬૪ | ૨.૮ | ૩,૦૭૯ | .૦૮ | ૬૫,૯૦૩ | ૧.૬ |

| દેશી રાજ્યો તથા એજન્સીઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧૩. મદ્રાસ | ૪૯૮,૭૫૪ | ૩૦,૨૬૩ | ૬.૦ | ૮૩,૭૩૪ | ૧૬.૮ | ૨૦,૮૦૬ | ૪.૨ | ૫ | - |
| ૧૪. મૈસૂર | ૭,૩૨૯,૧૪૦ | ૪૮૫,૨૩૦ | ૬.૬ | ૧,૪૦૫,૦૬૭ | ૧૯.૨ | ૯૮,૫૮૦ | ૧. ૩ | ૨૬૯ | .૦૦૪ |
| ૧૫. વાયવ્ય સરહદી પ્રાંત | ૪૬,૨૬૭ | ૨૨,૦૬૮ | ૪૭.૭ | શૂન્ય | - | ૫૭૧ | ૧ .૨ | ૪,૪૭૨ | ૯.૧ |
| ૧૬. ઓરિસ્સા | ૩,૦૨૩,૭૩૧ | ૧૪,૩૫૫ | ૦.૪૭ | ૩૫૨,૦૮૮ | ૧૧.૬ | ૨,૨૪૯ | . ૦૭ | ૧૫૧ | .૦૦૫ |
| ૧૭. પંજાબ | ૫,૫૦૩,૫૫૪ | ૨,૨૫૦.૪૫ | ૪૦.૯ | ૩૪૯,૯૬૨ | ૬.૪ | ૬,૯૫૨ | . ૧ | ૧,૩૪૨,૬૮૫ | ૨૪.૪ |
| ૧૮. પંજાબ હિલ | ૧,૦૯૦,૬૪૪ | ૪૬,૬૩૮ | ૪.૩ | ૨૩૮,૭૭૪ | ૨૧.૯ | ૧૮૮ | . ૦૨ | ૧૭,૭૩૯ | ૧.૬ |
| ૧૯. રાજપુતાના | ૧૩,૬૭૦,૨૦૮ | ૧,૨૯૭,૮૪૧ | ૯.૫ | - | - | ૪,૩૪૯ | .૦૩ | ૮૧, ૮૯૬ | .૬ |
| ૨૦. સિક્કિમ | ૧૨૧,૫૨૦ | ૮૩ | ૦.૦૭ | ૭૬ | .૦૬ | ૩૪ | .૦૩ | ૧ | - |
| ૨૧. ત્રાવણકોર | ૬,૦૭૦,૦૧૮ | ૪૩૪,૧૫૦ | ૭.૨ | ૩૯૫,૯૫૨ | ૬.૫ | ૧૯૫,૪૯૧ | ૩૨.૩ | ૩૧ | - |
| ૨૨. સંયુક્તપ્રાંત | ૯૨૮,૪૭૦ | ૨૭૩,૬૨૫ | ૨૯.૫ | ૧૫૨,૯૨૭ | ૧૬.૫ | ૧, ૨૮૧ | .૧ | ૭૩૧ | .૦૮ |
| ૨૩. પશ્ચિમ હિંદ | ૪,૯૦૪,૧૫૬ | ૬૦૦,૪૪૦ | ૧૨.૨ | ૩૫૮,૦૩૮ | ૭.૩ | ૩૦,૧૫૫ | .૦૬ | ૨૩૯ | .૦૦૫ |
| કુલ | ૯૧,૮૧૦,૫૭૧ | ૧૫,૭૩૩,૧૩૩ | ૧૬.૫૯ | ૮,૮૯૨,૩૭૩ | ૯.૭ | ૨,૭૯૪, ૯૫૯ | ૩.૧ | ૧,૫૨૬,૩૫૦ | ૧.૭ |

પરિશિષ્ટ ૪

# પંજાબમાં જિલ્લાવાર વસ્તીનું કોમવાર વિભાજન

| જિલ્લાઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | | હિંદુઓ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧. હિસ્સાર | ૧,૦૦૬,૭૦૯ | ૨૮૫,૨૦૮ | ૨૮.૩ | ૧૨૮,૨૪૦ | ૧૨.૭ | ૧,૨૩૫ | .૧ | ૬૦,૭૩૧ | ૬.૪ | ૫૨૪,૬૦૨ | ૫૨.૧ |
| ૨. રોહતક | ૯૫૬,૩૯૯ | ૧૬૬,૫૬૯ | ૧૭.૪ | ૧૩૫,૧૦૩ | ૧૪.૧ | ૧,૦૨૬ | .૧ | ૧, ૪૬૬ | .૨ | ૬૪૫,૭૭૧ | ૫૭.૫ |
| ૩. ગુરગાંવ | ૮૫૧,૪૫૮ | ૨૮૫,૯૯૨ | ૩૩.૬ | ૧૧૯,૨૫૦ | ૧૪.૦ | ૧,૪૫૭ | . ૨ | ૬૩૭ | .૦૭ | ૪૪૧,૨૮૭ | ૫૧.૮ |
| ૪. કર્નલ | ૯૯૪,૫૭૫ | ૩૦૪,૩૪૬ | ૩૦.૬ | ૧૩૬,૭૧૩ | ૧૩.૭ | ૧,૨૨૩ | .૧ | ૧૯, ૮૮૭ | ૨.૦ | ૫૨૯,૫૮૮ | ૫૩.૨ |
| ૫. અંબાલા | ૮૪૭,૭૪૫ | ૨૬૮,૯૯૯ | ૩૧.૭ | ૧૨૪,૦૦૬ | ૧૪.૬ | ૪,૮૯૨ | . ૬ | ૧૫૩,૫૪૩ | ૧૮.૧ | ૨૮૮,૬૫૨ | ૩૪.૦ |
| ૬. સિમલા | ૩૮,૫૭૬ | ૭,૦૨૨ | ૧૮.૨ | ૭,૦૯૨ | ૧૮.૪ | ૫૦૮ | ૧.૩ | ૧,૦૩૨ | ૨. ૭ | ૨૨,૩૭૪ | ૫૮.૦ |
| ૭. કાંગરા | ૮૯૯,૩૭૭ | ૪૩,૨૪૯ | ૪.૮ | ૧૨૧,૬૨૨ | ૧૩.૫ | ૫૯૦ | .૦૭ | ૪,૮૦૯ | .૫ | ૭૨૫,૯૦૯ | ૮૦.૭ |
| ૮. હોશિયારપુર | ૧,૧૭૦,૩૨૩ | ૩૮૦,૭૫૯ | ૩૨.૫ | ૧૭૦,૮૫૫ | ૧૪.૬ | ૬,૦૬૦ | .૫ | ૧૯૮,૧૯૪ | ૧૬.૯ | ૪૧૩,૮૩૭ | ૩૫.૪ |
| ૯. જલંદર | ૧,૧૨૭,૧૯૦ | ૫૦૯,૮૦૪ | ૪૫.૨ | ૧૫૪,૪૩૧ | ૧૩.૭ | ૫,૯૭૧ | . ૫ | ૨૯૮,૭૪૪ | ૨૬.૫ | ૧૫૬,૫૭૯ | ૧૩.૯ |
| ૧૦. લુધિયાના | ૮૧૮,૬૧૫ | ૩૦૨,૪૮૨ | ૩૬.૯ | ૬૮,૪૬૯ | ૮.૪ | ૧,૬૩૨ | . ૨ | ૩૪૧,૧૭૫ | ૪૧.૭ | ૧૦૬,૨૪૬ | ૧૨.૯ |
| ૧૧. ફિરોઝપુર | ૧,૪૨૩,૦૭૬ | ૬૪૧,૪૪૮ | ૪૫.૧ | ૭૩,૫૦૪ | ૫.૧ | ૧૧,૦૩૧ | . ૮ | ૪૭૯,૪૮૬ | ૩૩.૭ | ૨૧૬,૨૨૯ | ૧૫.૨ |
| ૧૨. લાહોર | ૧,૬૯૫,૩૭૫ | ૧,૦૨૭,૭૭૨ | ૬૦.૬ | ૩૨,૭૩૫ | ૧.૯ | ૬૭,૬૮૬ | ૪. ૦ | ૩૧૦,૬૪૮ | ૧૮.૩ | ૨૫૨,૦૦૪ | ૧૪.૯ |
| ૧૩. અમૃતસર | ૧,૪૧૩,૮૭૬ | ૬૫૭,૬૯૫ | ૪૬.૫ | ૨૨,૭૫૦ | ૧.૬ | ૨૫,૩૩૦ | ૧. ૮ | ૫૧૦,૮૪૫ | ૩૬.૧ | ૧૯૪,૭૨૭ | ૧૩.૮ |
| ૧૪. ગુરદાસપુર | ૧,૧૫૩,૫૧૧ | ૫૮૯,૯૨૩ | ૫૧.૧ | ૪૫,૮૩૯ | ૪.૦ | ૪૦,૨૬૨ | ૪ .૪ | ૨૨૧,૨૫૧ | ૧૯.૨ | ૨૪૪,૯૩૫ | ૨૧.૨ |
| ૧૫. સિયાલકોટ | ૧,૧૯૦,૪૯૭ | ૭૩૯,૨૧૮ | ૬૨.૧ | ૬૫,૩૫૪ | ૫.૫ | ૭૩,૮૪૬ | ૬. ૨ | ૧૩૯,૪૦૯ | ૧૧.૭ | ૧૬૫,૯૬૫ | ૧૩.૯ |

| જિલ્લાઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | | હિંદુઓ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧૬. ગુજરાનવાલા | ૯૧૨,૨૩૫ | ૬૪૨,૭૦૬ | ૭૦.૫ | ૭,૪૮૫ | .૮ | ૬૦,૩૮૦ | ૬.૬ | ૯૯,૧૩૯ | ૧૦.૯ | ૧૦૦,૬૩૦ | ૧૧.૦ |
| ૧૭. શખુપુરા | ૮૫૨,૫૦૮ | ૫૪૨,૩૪૪ | ૬૩.૬ | ૨૨,૪૩૮ | ૨.૬ | ૫૯,૯૮૫ | ૭.૦ | ૧૬૦,૭૦૬ | ૧૮.૯ | ૬૬,૭૪૪ | ૭.૮ |
| ૧૮. ગુજરાત | ૧,૧૦૪,૯૫૨ | ૯૪૫,૬૦૯ | ૮૫.૬ | ૪,૬૨૧ | .૪ | ૪,૩૯૧ | .૪ | ૭૦, ૨૩૩ | ૬.૩ | ૮૦,૦૨૨ | ૭.૨ |
| ૧૯. શાહપુર | ૯૯૮,૯૨૧ | ૮૩૫,૯૧૮ | ૮૩.૭ | ૯,૬૯૩ | ૧.૦ | ૧૨,૬૯૦ | ૧.૩ | ૪૮, ૦૪૬ | ૪.૮ | ૯૨,૪૭૯ | ૯.૨ |
| ૨૦. ઝેલમ | ૬૨૯,૬૫૮ | ૫૬૩,૦૩૩ | ૮૯.૪ | ૭૭૧ | .૧ | ૭૩૦ | .૧ | ૨૪,૬૮૦ | ૩.૯ | ૪૦,૧૧૭ | ૬.૪ |
| ૨૧. રાવલપિંડી | ૭૮૫,૨૩૧ | ૬૨૮,૧૯૩ | ૮૦.૦ | ૪,૨૩૩ | .૫ | ૪,૨૧૨ | .૫ | ૬૪, ૧૨૭ | ૮.૨ | ૭૮,૨૪૫ | ૧૦.૦ |
| ૨૨. આટ્રોક | ૬૭૫,૮૭૫ | ૬૧૧,૧૨૮ | ૯૦.૪ | ૧,૦૧૫ | .૧ | ૫૦૪ | .૦૯ | ૨૦,૧૦૨ | ૩.૦ | ૪૨,૧૯૪ | ૬.૨ |
| ૨૩. મિઆનવાલી | ૫૦૬,૩૨૧ | ૪૩૬,૨૬૦ | ૮૬.૨ | ૧,૦૦૮ | .૨ | ૩૨૪ | .૦૬ | ૬, ૮૬૫ | ૧.૩ | ૬૧,૮૦૬ | ૧૨.૨ |
| ૨૪. મોન્ટગોમેરી | ૧,૩૨૯,૧૦૩ | ૯૧૮,૫૬૪ | ૬૯.૧ | ૪૩,૪૫૬ | ૩.૨ | ૨૪, ૧૦૧ | ૧.૯ | ૧૭૫,૦૬૪ | ૧૩.૨ | ૧૬૭,૫૧૦ | ૧૨.૬ |
| ૨૫. લ્યાલપોર | ૧,૩૯૬,૩૦૫ | ૮૭૭,૫૧૮ | ૬૨.૮ | ૬૮,૨૨૨ | ૪.૯ | ૫૧,૬૯૪ | ૩.૭ | ૨૬૨,૭૩૭ | ૧૮.૮ | ૧૩૫,૬૩૭ | ૯.૭ |
| ૨૬. ઝંગ | ૮૨૧,૬૩૧ | ૬૭૮,૭૩૬ | ૮૨.૬ | ૧,૯૪૩ | .૨ | ૭૪૪ | .૧ | ૧૨,૨૩૮ | ૧.૫ | ૧૨૭,૯૪૬ | ૧૫.૬ |
| ૨૭. મુલતાન | ૧,૪૮૪,૩૩૩ | ૧,૧૫૭,૯૧૧ | ૭૮.૦ | ૨૪,૫૩૦ | ૧.૭ | ૧૩,૨૭૦ | .૯ | ૬૧,૬૨૮ | ૪.૧ | ૨૨૫,૩૪૨ | ૧૫.૨ |
| ૨૮. મુઝફ્ફરગઢ | ૭૧૨,૮૪૯ | ૬૧૬,૦૭૪ | ૮૬.૪ | ૨,૬૯૧ | .૪ | ૨૧૮ | .૦૩ | ૫, ૮૮૨ | .૮ | ૮૭,૯૫૨ | ૧૨.૩ |
| ૨૯. ડેરાગાઝીખાન | ૫૮૧,૩૫૦ | ૫૧૨,૬૭૮ | ૮૮.૧ | ૧,૦૫૯ | .૨ | ૪૬ | .૦૧ | ૧, ૦૭૨ | .૨ | ૬૬,૩૪૮ | ૧૧.૪ |
| ૩૦. સરહદ પારના પ્રદેશો | ૪૦,૨૪૬ | ૪૦,૦૮૪ | ૯૯.૬ | શૂન્ય | - | શૂન્ય | - | ૨ | - | ૧૬૦ | .૪ |
| કુલ | ૨૮,૪૧૮,૮૨૦ | ૧૬,૨૧૭,૨૪૨ | ૫૭.૧ | ૧,૫૯૨,૩૨૦ | ૫.૬ | ૪૮૬,૦૩૮ | ૧.૭ | ૩,૭૫૭,૪૦૧ | ૧૩.૨ | ૬,૩૦૧,૭૩૭ | ૨૨.૨ |

પરિશિષ્ટ ૫

## બંગાળમાં જિલ્લાવાર વસ્તીનું કોમવાર વિભાજન

| જિલ્લાઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | હિંદુઓ | | દેશી ખ્રિસ્તીઓ | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| ૧. બર્દવાન | ૧,૮૯૦,૭૩૨ | ૩૩૬,૬૬૫ | ૧૭.૮ | ૪૩૦,૩૦૦ | ૨૨.૮ | ૯૬૩, ૫૨૦ | ૫૧.૦ | ૩,૨૮૦ | .૨ |
| ૨. બિરભૂમ | ૧,૦૪૮,૩૧૭ | ૨૮૭,૩૧૦ | ૨૭.૪ | ૨૮૦,૨૫૪ | ૨૬.૭ | ૪૦૬,૧૮૨ | ૩૮.૮ | ૩૪.૪ | .૦૩ |
| ૩. બાંકુરા | ૧,૨૮૯,૬૪૦ | ૫૫,૫૬૪ | ૪.૩ | ૩૫૫,૨૯૦ | ૨૭.૫ | ૭૨૩,૨૬૯ | ૫૬.૧ | ૧,૨૧૬ | .૧ |
| ૪. મિદનાપોર | ૩,૧૯૦,૬૪૭ | ૨૪૬,૫૫૯ | ૭.૭ | ૩૩૯,૦૬૬ | ૧૦.૬ | ૨,૩૪૨,૮૯૭ | ૭૩.૪ | ૩,૮૩૪ | .૧ |
| ૫. હુગલી | ૧,૩૭૭,૭૨૯ | ૨૦૭,૦૭૭ | ૧૫.૦ | ૨૪૫,૮૧૦ | ૧૭.૮ | ૮૫૩,૭૩૪ | ૬૧.૯ | ૫૪૩ | .૦૪ |
| ૬. હાવરા | ૧,૪૯૦,૩૦૪ | ૨૯૬,૩૨૫ | ૧૯.૯ | ૧૮૪,૩૧૮ | ૧૨.૪ | ૧,૦૦૦,૫૪૮ | ૬૭.૧ | ૯૯૪ | .૦૬ |
| ૭. ૨૪-પરગણાં | ૬૩,૫૩૬,૩૮૬ | ૧,૧૪૮,૧૮૦ | ૩૨.૫ | ૭૪૩,૩૯૭ | ૨૧.૦ | ૧, ૫૬૬,૫૯૯ | ૪૪.૩ | ૨૦,૮૨૩ | .૬ |
| ૮. કલકત્તા | ૨,૧૦૮,૮૯૧ | ૪૯૭,૫૩૫ | ૨૩.૬ | ૫૫,૨૨૮ | ૨.૬ | ૧,૪૭૬,૨૮૪ | ૭૭.૦ | ૧૬,૪૩૧ | .૮ |
| ૯. નડિયા | ૧,૭૫૯,૮૪૬ | ૧,૦૭૮,૦૦૭ | ૬૧.૩ | ૧૪૩,૬૮૨ | ૮.૨ | ૫૧૪, ૨૬૮ | ૨૯.૨ | ૧૦,૭૪૯ | .૬ |
| ૧૦. મુર્શિદાબાદ | ૧,૬૪૦,૫૩૦ | ૯૨૭,૭૪૭ | ૫૬.૬ | ૧૬૭,૧૮૪ | ૧૦.૨ | ૫૧૭, ૮૦૩ | ૩૧.૬ | ૩૯૪ | .૦૨ |
| ૧૧. ખુલના | ૧,૯૪૩,૨૧૮ | ૯૫૯,૧૭૨ | ૪૯.૪ | ૪૭૦,૫૫૦ | ૨૪.૨ | ૫૦૭, ૧૪૩ | ૨૬.૧ | ૩,૫૩૮ | .૨ |
| ૧૨. રાજાશાહી | ૧,૫૭૧,૭૫૦ | ૧,૧૭૩,૨૮૫ | ૭૪.૬ | ૭૫,૬૫૦ | ૪.૮ | ૨૫૩, ૫૮૦ | ૧૬.૧ | ૧,૧૬૬ | .૦૭ |
| ૧૩. દિનાજપુર | ૧,૯૨૬,૮૩૩ | ૯૬૭,૨૪૬ | ૫૦.૨ | ૩૯૯,૪૧૦ | ૨૦.૭ | ૩૭૫, ૨૧૨ | ૧૯.૫ | ૧,૪૪૮ | .૦૭ |
| ૧૪. જલપાઈગુરી | ૧,૦૮૯,૫૧૩ | ૨૫૧,૪૬૦ | ૨૩.૧ | ૩૨૫,૫૦૪ | ૨૯.૯ | ૨૨૬, ૧૪૩ | ૨૦.૮ | ૨,૫૮૯ | .૨ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫. દાર્જિલિંગ | ૩૩૬,૩૬૯ | ૯,૧૨૫ | ૨.૪ | ૨૮,૯૨૨ | ૭.૭ | ૧૪૯,૫૭૪ | ૩૯. ૭ | ૨,૫૯૯ | .૭ |
| ૧૬. રંગપુર | ૨,૮૭૭,૮૪૭ | ૨,૦૫૫,૧૮૬ | ૭૧.૪ | ૪૯૫,૪૬૨ | ૧૭.૨ | ૩૦૭, ૩૮૭ | ૧૦.૭ | ૩૮૯ | .૦૧ |
| ૧૭. બોગ્રા | ૧,૨૬૦,૪૬૩ | ૧,૦૫૭,૯૦૨ | ૮૩.૯ | ૬૧,૩૦૩ | ૪.૯ | ૧૨૬, ૨૨૯ | ૧૦.૦ | ૨૮૬ | .૦૨ |
| ૧૮. પબના | ૧,૭૦૫,૦૭૨ | ૧,૩૧૩,૯૬૮ | ૭૭.૧ | ૧૧૪,૭૩૮ | ૬.૭ | ૨૬૯, ૦૧૭ | ૧૫.૮ | ૨૮૫ | .૦૨ |
| ૧૯. માલ્દા | ૧,૨૩૨,૬૧૮ | ૬૯૯,૯૪૫ | ૫૬.૭ | ૭૫,૫૩૫ | ૬.૧ | ૩૯૦,૧૪૩ | ૩૧. ૬ | ૪૬૬ | .૦૪ |
| ૨૦. ઢાકા | ૪,૨૨૨,૧૪૩ | ૨,૮૪૧,૨૬૧ | ૬૭.૩ | ૪૦૯,૯૦૫ | ૯.૭ | ૯૫૦,૨૨૭ | ૨૨ .૫ | ૧૫,૮૪૬ | .૪ |
| ૨૧. મૈમનસિંઘ | ૬,૦૨૩,૭૫૮ | ૪,૬૬૪,૫૪૮ | ૭૭.૪ | ૩૪૦,૬૭૬ | ૫.૭ | ૯૫૫, ૯૬૨ | ૧૫.૯ | ૨,૩૨૨ | .૦૪ |
| ૨૨. ફરિદપુર | ૨,૮૮૮,૮૦૩ | ૧,૮૭૧,૩૩૬ | ૬૪.૪ | ૫૨૭,૪૯૬ | ૧૮.૩ | ૪૭૮, ૭૪૨ | ૧૬.૬ | ૯,૫૪૯ | .૩ |
| ૨૩. બકરગંજ | ૩,૫૪૯,૦૧૦ | ૨,૫૬૭,૦૨૭ | ૭૨.૩ | ૪૨૭,૬૬૭ | ૧૨.૧ | ૪૮૦, ૯૬૨ | ૧૩.૬ | ૯,૩૫૭ | .૨ |
| ૨૪. ત્રિપુરા | ૩,૮૬૦,૧૩૯ | ૨,૯૭૫,૯૦૧ | ૭૭.૧ | ૨૨૭,૬૪૩ | ૫.૯ | ૬૫૨, ૩૧૮ | ૧૬.૯ | ૪૨૮ | .૦૧ |
| ૨૫. નોઆખલી | ૨,૨૧૭,૪૦૨ | ૧,૮૦૩,૯૩૭ | ૮૧.૩ | ૮૧,૮૧૭ | ૩.૭ | ૩૩૦, ૪૯૪ | ૧૪.૯ | ૫૩૫ | .૦૨ |
| ૨૬ ચિત્તાગોંગ | ૨,૧૫૩,૨૯૬ | ૧,૬૦૫,૧૮૩ | ૭૪.૫ | ૫૭,૦૨૪ | ૨.૬ | ૪૦૧,૦૫૦ | ૧૮.૬ | ૩૯૫ | .૦૨ |
| ૨૭. ચિત્તાગોંગ પહાડી પ્રદેશ | ૨૪૭,૦૫૩ | ૭,૨૭૦ | ૨.૯ | ૨૮૩ | .૧ | ૪,૫૯૮ | ૧.૯ | ૬૦ | .૦૨ |
| ૨૮. જેસોર | ૧,૮૨૮,૨૧૬ | ૧,૧૦૦,૭૧૩ | ૬૦.૨ | ૩૧૪,૮૫૬ | ૧૭.૨ | ૪૦૬,૨૨૩ | ૨૨.૨ | ૧,૦૫૭ | .૦૬ |
| કુલ.... | ૬૦,૩૦૬,૫૨૫ | ૩૩,૦૦૫,૪૩૪ | ૫૪.૭ | ૭,૩૭૮,૯૭૦ | ૧૨.૨ | ૧૭,૬૩૦,૦૫૪ | ૨૯.૩ | ૧૧૦,૯૨૩ | .૨ |

## પરિશિષ્ટ ૬

# આસામમાં જિલ્લાવાર વસ્તીનું કોમવાર વિભાજન

| જિલ્લાઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જાતિઓ | | દેશી ખ્રિસ્તીઓ | | શીખો | | હિંદુઓ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| **સુરમા ખીણ-પ્રદેશ** | | | | | | | | | | | |
| ૧. કાચાર | ૬૪૧,૧૮૧ | ૨૩૨,૯૫૦ | ૩૬.૩ | ૫૧,૯૬૧ | ૮.૧ | ૩,૭૪૪ | .૬ | - | - | ૧૩૩,૮૫૫ | ૨૭.૧ |
| ૨. સિલ્હટ | ૩,૧૧૬,૬૦૨ | ૧,૮૯૨,૧૧૭ | ૬૦.૭ | ૩૬૪,૫૧૦ | ૧૧.૭ | ૨,૫૯૦ | .૦૮ | - | - | ૭૮૫,૦૦૪ | ૨૫.૨ |
| ૩. ખાસી અને જન્તિયા હિલ્સ | ૧૧૮,૬૬૫ | ૧,૫૫૫ | ૧.૩ | ૬૩ | .૦૫ | ૧૨૦ | .૧ | - | - | ૧૨,૬૭૬ | ૧૦.૭ |
| ૪. નાગા હિલ્સ | ૧૮૯,૬૪૧ | ૫૩૧ | .૨ | ૪૫ | .૦૨ | ૯ | - | - | - | ૪.૧૫૩ | ૨.૨ |
| ૫. લુશાઈ હિલ્સ | ૧૫૨,૭૮૬ | ૧૦૧ | .૦૬ | ૨૨ | .૦૧ | શૂન્ય | - | - | - | ૨, ૨૫૫ | ૧.૬ |
| **આસામ ખીણ-પ્રદેશ** | | | | | | | | | | | |
| ૬. ગોલપડા | ૧,૦૧૪,૨૮૫ | ૪૬૮,૯૨૪ | ૪૬.૨ | ૨૩,૪૩૪ | ૨.૩ | ૨૬૯ | .૦૩ | - | - | ૨૮૨,૭૮૯ | ૨૭.૯ |
| ૭. કામરૂપ | ૧,૨૬૪,૨૦૦ | ૩૬૧,૫૨૨ | ૩૯.૧ | ૫૯,૦૯૨ | ૪.૭ | ૧,૦૩૮ | .૦૮ | - | - | ૬૩૭,૪૫૭ | ૫૦.૪ |
| ૮. દારન્ગ | ૭૩૬,૭૯૧ | ૧૨૦,૯૯૫ | ૧૬.૪ | ૧૯,૪૭૫ | ૨.૬ | ૬,૩૬૭ | .૮ | - | - | ૩૨૮,૨૮૩ | ૪૪.૬ |
| ૯. નૌગોન્ગ | ૭૧૦,૮૦૦ | ૨૫૦,૧૧૩ | ૩૫.૨ | ૫૯,૨૧૪ | ૮.૩ | ૪,૦૪૯ | .૬ | - | - | ૨૨૯,૧૩૭ | ૩૨.૨ |
| ૧૦. શિવસાગર | ૧,૦૭૪,૭૪૧ | ૫૧,૭૬૯ | ૪.૮ | ૫૦,૧૮૪ | ૪.૭ | ૧૫,૨૬૮ | ૧.૪ | - | - | ૫૯૩,૦૦૭ | ૫૫.૨ |
| ૧૧. લક્ષ્મીપુર | ૮૯૪,૮૪૨ | ૪૪,૫૭૯ | ૫.૦ | ૪૩,૫૨૭ | ૪.૯ | ૩,૭૮૬ | .૪ | - | - | ૪૫૭,૫૦૯ | ૫૧.૧ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨. ગારો હિલ્સ | ૨૩૩,૫૬૯ | ૧૦,૩૯૮ | ૪.૫ | ૭૮૯ | .૩ | ૧ | - | - | - | ૧૩, ૫૧૮ | ૫.૮ |
| ૧૩. સદિયાનો સરહદી પ્રદેશ | ૬૦,૧૧૮ | ૮૬૪ | ૧.૪ | ૩,૯૯૧ | ૬.૬ | ૪૮૬ | .૮ | - | - | ૧૪,૬૦૫ | ૨૪.૩ |
| ૧૪. બાલીપારાનો સરહદી પ્રદેશ | ૬,૫૧૨ | ૬૧ | .૯ | ૭૪ | ૧.૧ | ૨૩ | .૪ | - | - | ૨,૫૧૪ | ૩૮.૬ |
| કુલ... | ૧૦,૨૦૪,૭૩૩ | ૩,૪૪૨,૪૭૯ | ૩૩.૭ | ૬૭૬,૨૯૧ | ૬.૬ | ૩૭,૭૫૦ | .૪ | ૩, ૪૬૪ | .૦૩ | ૩,૫૩૬,૯૩૨ | ૩૪.૬ |

## પરિશિષ્ટ ૭

# વાયવ્ય સરહદી પ્રાંતમાં

## જિલ્લાવાર મુસ્લિમ વસ્તીનું પ્રમાણ

| જિલ્લાઓ | કુલ વસ્તી | કુલ મુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમ વસ્તીની ટકાવારી | કુલ બિનમુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં બિનમુસ્લિમ વસ્તીની ટકાવારી |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| હઝારા | ૭૯૬,૨૩૦ | ૭૫૬,૦૦૪ | ૯૪.૯ | ૪૦,૨૨૬ | ૫.૧ |
| મર્દન | ૫૦૬,૫૩૯ | ૪૮૩,૫૭૫ | ૯૬.૫ | ૨૨,૯૬૪ | ૪.૫ |
| પેશાવર | ૮૫૧,૮૩૩ | ૭૬૯,૫૮૯ | ૯૦.૪ | ૮૨,૨૪૪ | ૯.૬ |
| કોહત | ૨૮૯,૪૦૪ | ૨૬૬,૨૨૪ | ૯૨.૦ | ૨૩,૧૮૦ | ૮.૦ |
| બન્નુ | ૨૯૫,૯૩૦ | ૨૫૭,૬૪૮ | ૮૭.૧ | ૩૮,૨૮૨ | ૧૨.૯ |
| ડેરાઈસ્માઈલ ખાન | ૨૯૮,૧૩૧ | ૨૫૫,૭૫૭ | ૮૫.૮ | ૪૨,૩૭૪ | ૧૪.૨ |

## પરિશિષ્ટ ૮

# વાયવ્ય સરહદી પ્રાંત

શહેરમાં બિનમુસ્લિમ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમોનું પ્રમાણ

છા = લશ્કરી છાવણી, મ્યુ. = મ્યુનિસિપાલિટી, નિ. વિ. = નિર્દિષ્ટ વિસ્તાર

| જિલ્લાવાર શહેરો | કુલ વસ્તી | કુલ મુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમોની ટકાવારી | કુલ બિનમુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં બિન મુસ્લિમોની ટકાવારી |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| હઝારા | | | | | |
| ૧. એબોત્તાબાદ - છા. | ૧૩,૮૬૬ | ૩,૩૩૧ | ૨૪ | ૧૦,૫૩૫ | ૭.૬ |
| ૨. એબોત્તાબાદ - મ્યુ. | ૧૩,૫૫૮ | ૮,૮૬૧ | ૬૬.૧ | ૪,૬૯૭ | ૩૩.૯ |
| ૩. હરિપુર - મ્યુ. | ૯,૩૨૨ | ૫,૧૭૪ | ૫૫.૫ | ૪,૧૪૮ | ૪૪.૫ |
| ૪. બફ્ફા - નિ. વિ. | ૩,૯૮૮ | ૩,૧૬૬ | ૮૯.૭ | ૮૨૨ | ૧૦.૩ |
| ૫. નવાશહેર - નિ. વિ. | ૬,૪૧૪ | ૫,૦૭૫ | ૭૯.૧ | ૧,૩૩૯ | ૨૦.૯ |
| ૬. કોટ નજીબુલ્લા.... | ૫,૩૧૫ | ૪,૨૨૮ | ૭૯.૫ | ૧,૦૮૭ | ૨૦.૫ |
| ૭. માનસેહરા..... | ૧૦,૨૧૩ | ૮,૧૪૧ | ૭૯.૭ | ૨,૦૭૨ | ૨૦.૩ |
| મર્દાન | | | | | |
| ૮. મર્દાન - મ્યુ. | ૩૯,૨૦૦ | ૨૮,૯૯૪ | ૭૩.૯ | ૧૦,૨૦૬ | ૨૬.૧ |
| ૯. મર્દન - છા. | ૩,૨૯૪ | ૧,૩૦૭ | ૩૯.૭ | ૧,૯૮૭ | ૬૦.૩ |
| પેશાવર | | | | | |
| ૧૦. પેશાવર - મ્યુ. | ૧,૩૦,૯૬૭ | ૧,૦૪,૬૫૦ | ૭૯.૯ | ૨૬,૩૧૭ | ૨૦.૧ |
| ૧૧. પેશાવર - છા. | ૪૨,૪૫૩ | ૧૮,૩૨૨ | ૪૩.૨ | ૨૪,૧૩૧ | ૫૬.૮ |
| ૧૨. નૌશહેરા - નિ. વિ. | ૧૭,૪૯૧ | ૧૬,૯૭૬ | ૯૭ | ૫૧૫ | ૩ |
| ૧૩. નૌશહેરા - છા. | ૨૬,૫૩૧ | ૧૧,૨૫૬ | ૪૨.૪ | ૧૫,૨૭૫ | ૫૭.૬ |
| ૧૪. રિસાલપુર - છા. | ૯,૦૦૯ | ૩,૫૦૬ | ૩૮.૯ | ૫,૫૦૩ | ૬૧.૧ |
| ૧૫. ચેરટ - છા. | ૩૩૩ | ૨૭૦ | ૮૦.૧ | ૬૩ | ૧૯.૯ |
| ૧૬. ચારસડા.... | ૧૬,૯૪૫ | ૧૫.૭૪૭ | ૯૨.૯ | ૧,૧૯૮ | ૭.૧ |
| ૧૭. ઉતમાનઝાઈ... | ૧૦,૧૨૯ | ૯,૭૬૮ | ૯૬.૪ | ૩૬૧ | ૩.૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮. તાંગી.... | ૧૨,૯૦૬ | ૧૨,૪૫૬ | ૯૬.૫ | ૪૫૦ | ૩.૫ |
| ૧૯. પરંગ.... | ૧૩,૪૯૬ | ૧૩,૪૯૪ | ૯૯.૯ | ૨ | - |
| કોહત | | | | | |
| ૨૦. કોહત - મ્યુ. | ૩૪,૩૧૬ | ૨૭,૮૬૮ | ૮૧.૨ | ૬,૪૪૮ | ૧૮.૮ |
| ૨૧. કોહત - છા. | ૧૦,૬૬૧ | ૪,૨૪૩ | ૩૯.૮ | ૬,૪૧૮ | ૬૦.૨ |
| બન્નુ | | | | | |
| ૨૨. બન્નુ - મ્યુ. | ૩૩,૨૧૦ | ૮,૫૦૭ | ૨૫.૬ | ૨૪,૭૦૩ | ૭૪.૪ |
| ૨૩. બન્નુ - છા. | ૫,૨૯૪ | ૨,૧૮૯ | ૪૧.૪ | ૩,૧૦૫ | ૫૮.૬ |
| ૨૪. લાક્કી - નિ. વિ. | ૧૦,૧૪૧ | ૫,૮૮૩ | ૫૮ | ૪,૨૫૮ | ૪૨ |
| ડેરા ઈસ્માઈલખાન | | | | | |
| ૨૫. ડેરા ઈસ્માઈલખાન મ્યુ. | ૪૯,૨૩૮ | ૨૫,૪૪૩ | ૫૧.૭ | ૨૩,૭૯૫ | ૪૮.૩ |
| ૨૬. ડેરા ઈસ્માઈલખાન-છા. | ૨,૦૬૮ | ૯૮૧ | ૪૭.૪ | ૧,૦૮૭ | ૫૨.૬ |
| ૨૭. કુલચી - નિ. વિ.... | ૮,૮૪૦ | ૬,૬૧૦ | ૭૪.૮ | ૨,૨૩૦ | ૨૫.૨ |
| ૨૮. તૌક - નિ. વિ..... | ૯,૦૮૯ | ૫,૫૩૧ | ૬૦.૮ | ૩,૫૫૮ | ૩૯.૨ |

## પરિશિષ્ટ ૯

# સિંધ

## જિલ્લાવાર મુસ્લિમ વસ્તીનું વિભાજન

| જિલ્લાઓ | કુલ વસ્તી | કુલ મુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમોની ટકાવારી | કુલ બિનમુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં બિન મુસ્લિમોની ટકાવારી |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧. દાદુ | ૩૮૯,૩૮૦ | ૩૨૯,૯૯૧ | ૮૪.૭ | ૫૯,૩૮૯ | ૧૫.૩ |
| ૨. હૈદરાબાદ | ૭૫૮,૭૪૮ | ૫૦૭,૬૨૦ | ૬૬.૯ | ૨૫૧.૧૨૮ | ૩૩.૧ |
| ૩. કરાચી | ૭૧૩,૯૦૦ | ૪૫૭,૦૩૫ | ૬૪.૦ | ૨૫૬,૮૬૫ | ૩૬.૦ |
| ૪. લારખાના | ૫૧૧,૨૦૮ | ૪૧૮,૫૪૩ | ૮૧.૯ | ૯૨,૬૬૫ | ૧૮.૧ |
| ૫. નવાબશાહ | ૫૮૪,૧૭૮ | ૪૩૬,૪૧૪ | ૭૪.૭ | ૧૪૭,૭૬૪ | ૨૫.૩ |
| ૬. સુક્કુર | ૬૯૨,૫૫૬ | ૪૯૧,૬૩૪ | ૭૧.૦ | ૨૦૦,૯૨૨ | ૨૯.૦ |
| ૭. થરપારકર | ૫૮૧,૦૦૪ | ૨૯૨,૦૨૫ | ૫૦.૩ | ૨૮૮,૯૭૯ | ૪૯.૭ |
| ૮. સિંધનો ઉપલો સરહદી પ્રદેશ | ૩૦૪,૦૩૪ | ૨૭૫,૦૬૩ | ૯૦.૫ | ૨૮, ૯૭૧ | ૯.૫ |
| કુલ[1] | ૪, ૫૫૩,૦૦૮ | ૩,૨૦૮,૩૨૫ | ૭૦.૩ | ૧,૩૨૬,૬૮૩ | ૨૯.૩ |

૧ આમાં ખૈરપુરની રાજ્યની વસ્તીનો સમાવેશ કર્યો નથી.

પરિશિષ્ટ ૧૦

# સિંધ

શહેરોમાં બિનમુસ્લિમ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમોનું પ્રમાણ
ના. છા. = નાગરિક છાવણી, મ્યુ. = મ્યુનિસિપાલિટી, લ. છા = લશ્કરી છાવણી

| જિલ્લાવાર શહેરો | કુલ વસ્તી | કુલ મુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં મુસ્લિમોની ટકાવારી | કુલ બિનમુસ્લિમ વસ્તી | કુલ વસ્તીના પ્રમાણમાં બિન મુસ્લિમોની ટકાવારી |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| દાદુ | | | | | |
| ૧. દાદુ - મ્યુ. | ૧૦,૯૮૬ | ૫,૨૭૯ | ૪૮ | ૫,૭૧૭ | ૫૨.૦ |
| ૨. કોટરી - મ્યુ. | ૯,૯૭૯ | ૫,૧૩૭ | ૫૧.૫ | ૪,૮૪૨ | ૪૮.૫ |
| ૩. માનઝંદ - મ્યુ. | ૩,૦૨૫ | ૧,૦૫૩ | ૩૪.૮ | ૧,૯૭૨ | ૬૫.૨ |
| ૪. શેહવાન - મ્યુ. | ૪,૩૬૪ | ૨,૨૧૮ | ૫૦.૮ | ૨,૧૪૬ | ૪૯.૨ |
| હૈદરાબાદ | | | | | |
| ૫. હાલા - મ્યુ. | ૭,૯૬૦ | ૫,૦૪૨ | ૬૩.૩ | ૨,૯૧૮ | ૩૬.૭ |
| ૬. હૈદરાબાદ - મ્યુ. | ૧,૨૭,૫૨૧ | ૩૧,૯૮૩ | ૨૫.૧ | ૯૫,૫૩૮ | ૭૪.૯ |
| ૭. હૈદરાબાદ - ના. છા. | ૫,૨૫૫ | ૨,૬૬૭ | ૫૦.૭ | ૨,૫૮૮ | ૪૯.૩ |
| ૮. હૈદરાબાદ - લ. છા. | ૧,૯૧૭ | ૧,૪૧૯ | ૭૪ | ૪૯૮ | ૨૬ |
| ૯. મરિયારી - મ્યુ. | ૫,૯૧૦ | ૪,૩૩૯ | ૭૩.૪ | ૧,૫૭૧ | ૨૬.૬ |
| ૧૦. નાસરપુર - મ્યુ. | ૩,૮૧૦ | ૨,૩૩૧ | ૬૧.૨ | ૧,૪૭૯ | ૩૮.૮ |
| ૧૧. તાંદો અલ્લાહયર - મ્યુ. | ૮,૪૦૬ | ૧,૬૯૦ | ૨૦.૧ | ૬,૭૧૬ | ૭૯.૯ |
| ૧૨. તાંદો મોહમદખાન - મ્યુ. | ૮,૭૧૮ | ૨,૯૦૨ | ૩૩.૩ | ૫,૮૧૬ | ૬૬.૭ |
| કરાચી | | | | | |
| ૧૩. કરાચી - મ્યુ. | ૩,૫૮,૪૯૨ | ૧,૫૨,૩૬૫ | ૪૨.૫ | ૨,૦૬,૧૨૭ | ૫૭.૫ |
| ૧૪. કરાચી - ના. છા. | ૫,૮૫૪ | ૮૯૫ | ૧૫.૩ | ૪,૯૫૯ | ૮૪.૭ |
| ૧૫. દૈધરોડ - ના. છા. | ૨,૮૮૧ | ૧,૧૭૨ | ૪૦.૭ | ૧,૭૦૯ | ૫૯.૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬. મનોરા - ના. છા. | ૨,૫૩૩ | ૯૩૨ | ૩૬.૮ | ૧,૬૦૧ | ૬૩.૨ |
| ૧૭. કરાચી - લ. છા. | ૧૫,૮૯૫ | ૭,૦૬૩ | ૪૪.૪ | ૮,૮૩૨ | ૫.૫૬ |
| ૧૮. ટાટ્ટા - મ્યુ. | ૮,૨૬૨ | ૪,૧૯૮ | ૫૦.૮ | ૪,૦૬૪ | ૪૯.૨ |
| લારખાના | | | | | |
| ૧૯. કંબર - મ્યુ. | ૧૧,૬૮૧ | ૬,૨૯૭ | ૫૩.૧ | ૫,૩૮૪ | ૪૬.૯ |
| ૨૦. લારખાના - મ્યુ. | ૨૦,૩૯૦ | ૭,૮૩૪ | ૩૮.૪ | ૧૨,૫૫૬ | ૬૧.૬ |
| ૨૧. રાતેડેરો - મ્યુ. | ૯,૯૨૫ | ૨,૩૯૩ | ૨૪.૧ | ૭,૫૩૨ | ૭૫.૯ |
| નવાબશાહ | | | | | |
| ૨૨. નવાબશાહ - મ્યુ. | ૧૭,૫૦૯ | ૪,૪૨૦ | ૨૫.૩ | ૧૩,૦૮૯ | ૭૪.૭ |
| ૨૩. શાહબાદપુર - મ્યુ. | ૧૧,૭૮૬ | ૧,૮૯૮ | ૧૬.૧ | ૯,૮૮૮ | ૮૩.૯ |
| ૨૪. તાંદો આદમ - મ્યુ. | ૧૭,૨૩૩ | ૨,૯૯૪ | ૧૭.૪ | ૧૪,૨૩૯ | ૮૨.૬ |
| સુક્કુર | | | | | |
| ૨૫. ધારીયાસિન - મ્યુ. | ૮,૩૯૭ | ૨,૮૯૫ | .૩૪.૫ | ૫,૫૦૨ | ૬૫.૫ |
| ૨૬. ધોટકી - મ્યુ. | ૫,૨૩૬ | ૧,૫૩૩ | ૨૯.૩ | ૩,૭૦૩ | ૭૦.૭ |
| ૨૭. રોહરી - મ્યુ. | ૧૪,૭૨૧ | ૪,૧૩૨ | ૨૮.૭ | ૧૦,૫૮૯ | ૭૧.૯ |
| ૨૮. શિકારપુર - મ્યુ. | ૬૭,૭૪૬ | ૨૧,૭૭૫ | ૩૨.૧ | ૪૫,૯૭૧ | ૬૭.૯ |
| ૨૯. સુક્કુર - મ્યુ. | ૬૬,૪૬૬ | ૧૮,૧૫૨ | ૨૭.૩ | ૪૮,૩૧૪ | ૭૨.૭ |
| થરપારકર | | | | | |
| ૩૦. મિરપુરખાસ - મ્યુ. | ૧૯,૫૯૧ | ૫,૦૮૬ | ૨૫.૯ | ૧૪,૫૦૫ | ૭૪.૧ |
| ૩૧. ઉમરકોટ - મ્યુ. | ૪,૨૭૫ | ૯૮૬ | ૨૨.૯ | ૩,૨૮૯ | ૭૭.૧ |
| સિંધનો ઉપલો સરહદી પ્રદેશ | | | | | |
| ૩૨. જેકોબાબાદ - મ્યુ. | ૨૧,૫૮૮ | ૯,૭૭૪ | ૪૫.૩ | ૧૧,૮૧૪ | ૫૪.૭ |

પરિશિષ્ટ ૧૧

## મહત્ત્વના ક્રમાનુસાર મુસ્લિમો દ્વારા બોલાતી ભાષાઓ

(ઈ.સ. ૧૯૨૧ની વસ્તીગણતરી પ્રમાણે)

| | |
|---|---|
| ઉર્દૂ (પશ્ચિમી હિંદી) | ૨૦,૭૯૧,૦૦૦ |
| બંગાળી | ૨૩,૯૯૫,૦૦૦ |
| પંજાબી | ૭,૭૦૦,૦૦૦ |
| સિંધી | ૨,૯૧૨,૦૦૦ |
| કાશ્મીરી (અને ભગિની ભાષાઓ) | ૧,૫૦૦,૦૦૦ |
| પુશ્તુ | ૧,૪૬૦,૦૦૦ |
| ગુજરાતી | ૧,૪૦૦,૦૦૦ |
| તામિલ | ૧,૨૫૦,૦૦૦ |
| મલાયલમ | ૧,૧૦૭,૦૦૦ |
| તેલુગુ | ૭૫૦,૦૦૦ |
| ઉડિયા | ૪૦૦,૦૦૦ |
| બલુચી | ૨૨૪,૦૦૦ |
| બ્રાહ્મી | ૧૨૨,૦૦૦ |
| અરબી | ૪૨,૦૦૦ |
| ફારસી | ૨૨,૦૦૦ |
| અન્ય ભાષાઓ | ૫,૦૬૦,૦૦૦ |
| કુલ | ૬૮,૭૩૫,૦૦૦ |

પરિશિષ્ટ ૧૨

# હિંદના મુસ્લિમ પ્રતિનિધિમંડળે ઈ.સ. ૧૯૦૬ની.. પહેલી ઓક્ટોબરે સિમલામાં હિંદના વાઈસરોય તથા ગવર્નર-જનરલ નામદાર લોર્ડ મિન્ટોને આપેલું માનપત્ર[1] :

## માનપત્ર

"આપ નામદારને જણાવતાં આનંદ થાય છે કે અમને અપાયેલી પરવાનગી મુજબ અમે નીચે સહી કરનારા કુલીનો, જાગીરદારો, તાલુકદારો, વકીલો, જમીનદારો, વેપારીઓ અને જુદાજુદા ભાગોમાં વસતી નામદાર સમ્રાટની વિશાળ મુસ્લિમ પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનારા બીજાઓ આપની સાનુકૂળ વિચારણા માટે નીચેના લિખિત માનપત્ર સહિત આપ નામદારને અત્યંત આદર સહિત મળવાની રજા લઈએ છીએ."

અમે, હિંદના વિશાળ ખંડની વસ્તીનો ભાગ બનેલા, જુદા જુદા ધર્મો પાળતા,

૧ હિંદના ઈતિહાસમાં આ દસ્તાવેજનું અત્યંત મહત્ત્વ અને મૂલ્ય છે. મુસ્લિમો સાથે હિંદના વહીવટમાં અનુકૂળ વ્યવહાર દાખવવાની અને તે રીતે તેમને કોંગ્રેસથી અળગા કરી હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે કુસંપ સર્જવાની અંગ્રેજ સરકારની નીતિનો પ્રારંભ તેનાથી થાય છે તેવો આક્ષેપ મુકાયો છે. સ્વ. મૌલાના મહમદઅલીએ કોંગ્રેસના તેમના અધ્યક્ષીય પ્રવચનમાં જે વિધાન કર્યું હતું તે અંગે પણ હિંદુઓના મનમાં કેટલોક ઉશ્કેરાટ પેદા થયો થયો હતો. તેમણે કહ્યું હતું કે "તે ફરમાયશી પ્રદર્શન હતું" એટલે કે આ માનપત્ર બ્રિટિશ સરકાર દ્વારા યોજાયું હતું. આથી, અનેક હિંદીઓનાં મનમાં તે માનપત્રની વાચના તથા લોર્ડ મિન્ટોએ આપેલો તેનો પ્રત્યુત્તર જાણવાની ઘણી મોટી ઉત્સુકતા જાગી હતી. મેં તે મેળવવા ભારે શોધખોળ આદરી. તે સમયે અગ્રણી ગણાતા પ્રૌઢ મુસ્લિમ રાજકારણીઓને પણ હું મળ્યો હતો પણ તેમની કોઈની પાસે નકલ નહોતી અને કોઈ જાણતું પણ નહોતું કે તે ઉપલબ્ધ છે કે નહિ. તે સમયના અખબારોએ આ માનપત્ર તથા તેના પ્રત્યુત્તરને પ્રગટ કર્યા હોય તેમ જણાતું નહોતું. છતાંય હું સદ્‌ભાગી હતો કે મને તેની નકલ મારા મિત્ર સર રઝા અલી, ધારાસભ્ય (કેન્દ્ર) પાસેથી મળી જેમણે લખનૌથી પ્રસિદ્ધ થતા વર્તમાનપત્ર ઈન્ડિયન ડેઈલી ટેલિગ્રાફમાં છપાયેલી તેની કાપલી સંઘરી રાખી હતી. વર્ષોથી કાળગ્રસ્ત બનેલા આ અખબારમાં આ નિવેદન અને સાથેસાથે તેનો પ્રત્યુત્તર પ્રસિદ્ધ થયા હતા. હિંદમાંના બ્રિટિશ વહીવટના રાજકીય ઈતિહાસનો તે મહત્ત્વનો દસ્તાવેજ હોવાથી 'ઈન્ડિયન ડેઈલી ટેલિગ્રાફ'ના સિમલાના ખબરપત્રીએ ઈ.સ. ૧૯૦૬ની ત્રીજી ઓક્ટોબરના અંકમાં તે કાર્યક્રમની જે વિગતો પ્રસિદ્ધ કરી તે સહુ અહીં પુનર્મુદ્રિત કરવી રસપ્રદ બનશે. ખબરપત્રી જણાવે છે:

"આપ નામદાર વાઈસરોયને તેમના નિવાસસ્થાને આ માનપત્ર આપવા હાજર રહેનારા મુસ્લિમ કોમના પ્રતિનિધિઓ આજે સવારે અગિયાર વાગ્યે વિશાળ નૃત્યખંડમાં એકઠા થયા હતા. તેમની સંખ્યા પાંત્રીસની હતી અને વાઈસરોયની ખુરશી તરફ ગંભીર ચહેરો ધારણ કરી તે બેઠા હતા. બરાબર અગિયાર વાગ્યે, તેમના આગળ ચાલતા કર્મચારીઓ સહિત વાઈસરોય તે ખંડમાં પ્રવેશ્યા. બધા તેમને આવકારવા

જુદી જુદી જાતિના લાખો લોકોના સમુદાયને અંગ્રેજ સરકારે જે અગણિત લાભો આપ્યા છે તેનું મૂલ્ય સમજીએ છીએ અને તેની પ્રશંસા કરીએ છીએ અને અત્યારે અમે જે શાંતિ, સલામતી, અંગત સ્વાતંત્ર્ય અને ધર્મ સ્વાતંત્ર્ય ભોગવીએ છીએ તે માટે આભારી થવાનું અમારી પાસે કારણ પણ છે. વળી, સરકારના આવા શાણપણભર્યાં અને વિશાળ હિત ધરાવતાં પગલાંને કારણે અમને એવી અપેક્ષા રાખવાનું પણ પૂરતું કારણ છે કે આ લાભો પ્રગતિકારક હશે અને ભવિષ્યમાં, માન્યતા ધરાવતાં રાષ્ટ્રોમાં હિંદ અત્યંત મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરશે.

હિંદમાંની બ્રિટિશ નીતિની તે એક મહત્ત્વની લાક્ષણિકતા રહી છે અને તે એ કે હિંદના લોકોના હિતના સંદર્ભમાં, હિંદની સઘળી પ્રગતિનું જે મહત્ત્વનું અંગ છે તે જાતિ અને ધર્મના વૈવિધ્ય પ્રત્યે હંમેશાં યોગ્ય આદર દાખવી તેણે લોકોની ઈચ્છાઓ તથા લોકોના અભિપ્રાયોને પહેલેથી જ શક્ય હોય તેટલા વધુ સન્માનવાનો પ્રયત્ન કર્યો છે.

## કોમના દાવાઓ

દેશના જુદાજુદા ભાગોની મહત્ત્વની કોમોના પ્રભાવશીલ સભ્યો સાથે ચર્ચા-વિચારણા કરવાની વિશ્વસનીય તથા વિનમ્ર રીતથી શરૂ કરીને ક્રમશઃ જાહેર હિતનાં મહત્ત્વનાં પગલાં પર રાજકીય અથવા વ્યાપારી સંસ્થાઓને તેમની ટીકાઓ

ઊભા થયા. આગાખાન નામદાર વાઈસરોયને પ્રત્યેક સભ્ય પાસે લઈ ગયા અને તેમને પ્રત્યેકનો પરિચય કરાવ્યો. ત્યાર પછી, પતિયાલાના ખલિફાએ તે માનપત્ર રજૂ કરવાની પરવાનગી માગી અને આગાખાને આગળ વધી, નામદાર વાઈસરોય સમક્ષ મોં રાખી આપેલી અરજી વાંચી. ત્યારે બધા જ પ્રતિનિધિઓ ઊભા રહ્યા હતા.'

પ્રતિનિધિ મંડળમાં જેમનો સમાવેશ થતો હતો તે વ્યક્તિઓ આ પ્રમાણે હતી : હિઝ હાઈનેસ આગા સર સુલતાન મહંમદશાહ આગાખાન, કલકત્તા, જી. સી. આઈ. ઈ. (મુંબઈ); શાહજાદા બખ્તિયાર શાહ, ઓ. આઈ. ઈ., મૈસૂર પરિવારના વડા; નામદાર મલિક ઉમર હયાતખાન, સી. આઈ. ઈ., પ્રિન્સ ઑફ વેલ્સની તિવાના લાન્સર્સની ૧૭મી પલટણના લેફ્ટનન્ટ, તિવાના, શાહપુર (પંજાબ), આદરણીય ખાન બહાદુર મિયાં મોહમદ શાહ દીન, બેરિસ્ટર, લાહોર, આદરણીય મૌલવી શરફુદ્દીન, બેરિસ્ટર, પટના, ખાનબહાદુર સૈયદ નવાબઅલી ચૌધરી, મૈમનસિંઘ (પૂર્વ બંગાળ), નવાબ બહાદુર સૈયદ અમીર હુસેનખાન, સી. આઈ. ઈ., કલકત્તા, નાસીર હુસેનખાન ખયાલ, કલકત્તા, ખાન બહાદુર મિરઝા સુજ્જતઅલી બેગ, પર્શિયાના એલચી, મુર્શિદાબાદ, કલકત્તા (બંગાળ), સૈયદ અલી ઈમામ, બેરિસ્ટર પટના (બિહાર), નવાબ સરફરાઝ હુસેનખાન, પટણા (બિહાર), ખાનબહાદુર અહમદ મોહિયુદ્દિનખાન, કર્ણાટક કુટુંબના વૃત્તિકાગ્રાહી (મદ્રાસ), મૌલવી રફિયુદ્દીન અહમદ, બેરિસ્ટર (મુંબઈ), ઈબ્રાહીમભાઈ આદમજી પીરભાઈ, જનરલ મરચન્ટ (મુંબઈ), શ્રી અબદુલરહીમ, બેરિસ્ટર, કલકત્તા, સૈયદ અલ્લાહદાદ

તથા તેમનાં દૃષ્ટિબિંદુઓ સત્તાધીશોને જણાવવાનો અધિકાર આપવા પૂરતી તે વિસ્તરી અને અંતે તેણે મ્યુનિસિપાલિટીઓમાં, જિલ્લા બોર્ડોમાં અને સૌથી વધુ તો દેશની ધારાસભાઓમાં લોકોના પ્રતિનિધિઓની નિયુક્તિ કે ચૂંટણીનો અધિકાર પણ સ્વીકાર્યો. આ છેલ્લો મુદ્દો તેને વધુ વિસ્તારવાના દૃષ્ટિબિંદુથી આપ નામદાર દ્વારા નિયુક્ત કરેલી સમિતિ દ્વારા વિચારણા માટે હાથ ધરાય તેવું અમે માનીએ છીએ અને મુખ્યત્વે તો આ વિસ્તૃત પ્રતિનિધિત્વમાં તથા અમારી કોમને સ્પર્શતાં હિતોને લગતી કેટલીક બાબતોમાં અમને યોગ્ય હિસ્સો મળે તે હેતુસર આ પ્રસંગે આપ નામદારને મળવાનું અમે સાહસ કર્યું છે.

## ભૂતકાળની પરંપરાઓ

ઈ.સ. ૧૯૦૧માં લેવાયેલી વસ્તીગણતરીને આધારે હિંદના મુસ્લિમોની વસ્તી છ કરોડ અને વીસ લાખ જેટલી છે. અથવા તો આપ નામદારના કબજાના હિંદના સંસ્થાનોની વસ્તીના ૧/૪ કે ૧/૫ ભાગની વચ્ચે થાય તેટલી છે. અને જો જીવવાદ અને અન્ય ગૌણ ધર્મોના વિભાગમાં નોંધાયેલી અસંસ્કૃત વ્યક્તિઓ તેમજ સામાન્ય રીતે હિંદુઓ તરીકે ઓળખાવાયેલી પણ યોગ્ય રીતે કહીએ તો જે વ્યક્તિઓ હિંદુઓ જ નથી તેમને બાદ કરીએ તો હિંદુઓની વસ્તીના મુકાબલે મુસલમાનોનું પ્રમાણ ઘણું મોટું થાય. આથી, અમે એવી રજૂઆત કરવા ઈચ્છીએ

શાહ, ખાસ મેજિસ્ટ્રેટ અને જમીનદાર મંડળના ઉપપ્રમુખ, ખૈરપોર (સિંધ); મૌલાના એચ.એમ. મલેક, મહેદી બાઝ વહોરાના વડા, નાગપુર (મધ્યપ્રાંતો); મુશિર ઉદ-દૌલા મુમતાઝ ઉલ મુલ્કખાન બહાદુર ખલિફા સૈયદ મોહમદ હુસેન, પતિયાલા સ્ટેટ કાઉન્સિલના સભ્ય (પંજાબ); ખાનબહાદુર કર્નલ અબ્દુલ મજિદખાન, વિદેશ પ્રધાન, પતિયાલા (પંજાબ), ખાન બહાદુર ખ્વાજા યુસુફ શાહ, માનદ્ મેજિસ્ટ્રેટ, અમૃતસર (પંજાબ), મિયાં મોહમદ શફી, બેરિસ્ટર, લાહોર (પંજાબ), શેખ ગુલામ સાદિક અમૃતસર (પંજાબ), હકીમ મહમદ અજવલ ખાન, દિલ્હી (પંજાબ), મુનશી ઇહતિશામ અલી, જમીનદાર અને રઈસ, કાકોરી (ઔધ), સૈયદ નબી ઉલ્લાહ, બેરિસ્ટર, રઈસ કારા જિલ્લો, અલ્લાહાબાદ, મૌલવી સૈયદ કરામત હુસેન, બેરિસ્ટર, અલ્હાબાદ, સૈયદ અબ્દુલ રઉફ, બેરિસ્ટર, અલ્હાબાદ, મુનશી અબ્દુર સલામખાન, નિવૃત્ત ઉપ ન્યાયાધીશ, રામપુર, ખાન બહાદુર મોહમ્મદ મુઝમ્મીલ ઉલ્લાહ ખાન, જમીનદાર તથા જમીનદાર મંડળના મંત્રી, સંયુક્ત પ્રાંતો અને એમ.એ.ઓ. કોલેજના ટ્રસ્ટના સંયુક્ત મંત્રી, અલીગઢ, હાજી મહમદ ઈસ્માઈલ ખાન, શાહબઝાદા અફતાબ અહમદ ખાન, બેરિસ્ટર, જમીનદાર અલીગઢ, મૌલવી મુસ્તાક હુસેન, રઈસ, અમરોહા, સંયુક્ત પ્રાંતો, મૌલવી હબીબુલ રહેમાનખાન, જમીનદાર, (ભીખાનપુર), સંયુક્ત પ્રાંતો. નવાબ સૈયદ સરદાર અલીખાન, સ્વ. નવાબ સરદાર દિલેર-ઉલ-મુલ્ક બહાદુર, સી.આઈ.ઈ. ના પુત્ર, હૈદરાબાદ (દક્ષિણ), મૌલવી સૈયદ મેંહદી અલીખાન (મુહસિન-ઉલ-મુલ્ક), માનદ મંત્રી, એમ.એ.ઓ. કૉલેજ, અલીગઢ, ઈટાવા સંયુક્ત પ્રાંતો.

છીએ કે વિસ્તૃત કે મર્યાદિત કરાયેલી કોઈ પણ પ્રતિનિધિત્વ પ્રથામાં રશિયા સિવાયની કોઈ પણ પ્રથમ વર્ગની યુરોપીય સત્તાની કુલ વસ્તી કરતાં વધુ સંખ્યા ધરાવતી આ કોમ રાજ્યમાંના મહત્ત્વના ઘટક તરીકે તેનો પૂરતો સ્વીકાર થાય તેવો દાવો કરે તે વાજબી જ હોય.

આપ નામદારની પરવાનગી સાથે અમે એક ડગલું આગળ જવાનું સાહસ પણ કરીએ છીએ અને ભારપૂર્વક જણાવીએ છીએ કે મુસ્લિમોને અપાતાં પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ પણ પ્રકારના પ્રતિનિધિત્વમાં તથા તેમના દરજ્જા તથા પ્રભાવને સ્પર્શતી બધી જ બાબતોમાં મુસ્લિમોને અપાતી સ્થિતિ સપ્રમાણ હોવી જોઈએ. માત્ર તેમની સંખ્યા પૂરતી જ તે સપ્રમાણ ન હોય પણ તેમના રાજકીય મહત્ત્વ અને સામ્રાજ્યના સંરક્ષણમાં એમણે આપેલા પ્રદાનના પ્રમાણમાં પણ તે સપ્રમાણ હોવાં જોઈએ અને અમે તેવી આશા પણ રાખીએ છીએ કે સો વર્ષ કે તેથી થોડાં વર્ષો પહેલાં હિંદમાં જે સ્થાન તેઓ ભોગવતા હતા અને સ્વાભાવિક છે કે જેની પરંપરાઓ જેમના માનસમાંથી હજી નહિ ભુંસાઈ હોય તેના અનુસંધાનમાં પણ આપ, ભારપૂર્વક વિચારણા કરશો.

હિંદના મુસ્લિમોએ પોતાના શાસકોમાં વિશિષ્ટરૂપે રહેલી નિષ્કપટ વ્યવહાર પ્રત્યેની ન્યાય અને પ્રેમની ભાવના ઉપર સદૈવ સ્પષ્ટ વિશ્વાસ મૂક્યો છે.

વાઈસરોયને માનપત્ર રજૂ કરવાના સમયે નીચેની વ્યક્તિઓ ઉપસ્થિત રહેવાની હતી પરંતુ માંદગી અથવા અન્ય કારણોસર તે ઉપસ્થિત ન રહી શકી. નામદાર નવાબ ખ્વાજા સલિમુલ્લા, ઢાકાના નવાબ; નામદાર નવાબ હાઝી મોહમદ ફત્તેહ અલીખાન, કવાઝેલબાશ, લાહોર; નામદાર સૈયદ ઝૈનુલ - એડ્રોસ, સૂરત, ખાનબહાદુર કાસિમ મીર ગ્યાસુદ્દીન, ભરુચના પીરઝાદા; હઝારાના ખાનબહાદુર રાજા જહાનદાદ અને લખનૌના શેખ શહીદ હુસેન.

'ટેલિગ્રાફ'નો ખબરપત્રી ઉમેરે છે કે :

આ પ્રસંગે લેડી મિન્ટો, લેડિઝ ઈલિયર તથા માનનીય શ્રીમતી હેનેટ્ર પણ ઉપસ્થિત રહ્યાં હતાં.

આજે, માનપત્ર રજૂ કરતી વખતે મોટા ભાગના પ્રતિનિધિઓએ યુરોપીય પોશાક ધારણ કર્યો હતો. માત્ર માથા પર અલગ તરી આવતી ફેઝ ટોપી પહેરી હતી. પણ લેફ. માન. મલિક ઉમર હયાતખાન, ખાન બહાદુર અલી ચૌધરી, ખાનબહાદુર અહમદ મોહિયુદ્દીનખાન અને થોડાકે ભારતીય પોષાક ધારણ કર્યો હતો. જ્યારે બીજા થોડાકે સોનેરી ફીત પહેરી હતી. નામદાર વાઈસરોયે સવારનો પોશાક ધારણ કર્યો હતો અને તેમના ફ્રોક કોટ પર 'સ્ટાર ઓફ ઈન્ડિયા'નું ચિહ્ન લગાડ્યું હતું.

**વાઈસરોયના નિવાસસ્થાને ઉદ્યાન સમારંભ**

આજે સાંજે વાઈસરોયના નિવાસસ્થાનના પ્રાંગણમાં ઉદ્યાન સમારંભ યોજાયો હતો. ત્યારે મુસ્લિમ પ્રતિનિધિઓને વાઈસરોયે આવકાર્યા હતા. તેમણે દરેક ડેપ્યુટી સાથે વ્યક્તિગત વાતો કરી. માનનીય

પરિણામે, ખરેખર મૂંઝવણમાં મૂકે તેવી રીતોથી પોતાના દાવાઓ માટે દબાણ કરવાના માર્ગથી તે દૂર રહ્યા છે. પણ અમે ઉત્કંઠાપૂર્વક ઈચ્છીએ છીએ કે ભવિષ્યમાં હિંદના મુસલમાનોને તે ભવ્ય અને ચિર સન્માનિત પરંપરાથી છૂટા પડવું ન પડે. અત્યારની ઘટનાએ ખાસ કરીને મુસ્લિમ યુવા પેઢીમાં એવી લાગણી પેદા કરી છે કે જે કેટલીક પરિસ્થિતિઓમાં તથા કેટલીક આકસ્મિકતાઓમાં સરળતાથી સંયત સલાહ તથા સ્વસ્થ માર્ગદર્શનના નિયંત્રણમાં ન રહે.

આથી, અમે અરજ કરીએ છીએ કે હિંદના સઘળા ભાગોમાં રહેલા અમારા મોટા ભાગના સહધર્મીઓની ઈચ્છા તથા તેમના અભિપ્રાયો પર કાળજીપૂર્વક વિચારણા કર્યા પછી અમે અહીં જે રજૂઆત કરવાનું સાહસ કરીએ છીએ તે પર આપ નામદાર ગંભીરતાપૂર્વક ધ્યાન આપવાની કૃપા કરો.

## યુરોપની પ્રતિનિધિ સંસ્થાઓ

યુરોપીય પ્રકારની પ્રતિનિધિ સંસ્થાઓ હિંદના લોકો માટે નવી છે તેવું અમે પ્રારંભમાં કહીએ તો આપ નામદાર અમને માફ કરશો તેવી અમે આશા રાખીએ છીએ. હકીકતમાં અમારી કોમના અનેક મહાન વિચારકો માને છે કે જો હિંદમાં રહેલી સામાજિક, ધાર્મિક તથા રાજકીય પરિસ્થિતિઓમાં તેને સફળતાપૂર્વક અનુકૂળ બનાવવી હશે તો ખૂબ કાળજી, પૂર્વવિચારણા તથા સતર્કતા અનિવાર્ય બની રહશે. અને જો આવી સાવચેતી તથા સાવધાની વિના તેમને અપનાવવામાં આવશે તો સંભવ છે કે અન્ય દૂષણો તો પ્રવર્તશે પણ તેની સાથેસાથે અમારાં રાષ્ટ્રીય હિતો પણ અસહાનુભૂતિવાળી બહુમતીની દયા પર જીવે તેવોય સંભવ ખરો અને છતાંય જયારે અમારાં શાસકોને પોતાની પ્રાચીન અંતઃપ્રેરણા તથા પરંપરાઓને અનુલક્ષીને આ દેશની સરકારમાં તે સંસ્થાઓને વધુ મહત્ત્વનું સ્થાન આપવાનું પ્રસંગોચિત જણાયું છે. ત્યારે અમે મુસલમાનો, હવે અમારા રાષ્ટ્રીય હિતોના ન્યાયમાં તેમની નીતિએ ઊભી કરેલી પરિસ્થિતિઓમાં ભાગ લેતા અળગા રહી શકીએ નહિ. આથી,

નાણા સેક્રેટરી શ્રી બેકરે નીચેના મુસ્લિમ પ્રતિનિધિઓને આવતી કાલે ભોજન માટે નિમંત્ર્યા છે :
નવાબ અમીર હુસેન, મિરઝા સુજાત અલી, નવાબ નાસર હુસેન, માનનીય શુરફુદ્દીન અને અલી ઈમામ.

હિંદના મુસ્લિમો અત્યારે જે પ્રતિનિધિત્વ ભોગવે છે તે આપ નામદારની અને હોદ્દાઓ પરના આપના યશસ્વી પુરોગામીઓની તથા જેમના દ્વારા જરાય અપવાદ વિના ધારાસભાઓમાં મુસ્લિમ સભ્યોની નામ નિયુક્તિ થાય છે ને સ્થાનિક સરકારના વડાઓની ન્યાય તથા વિવેકની ભાવનાને કારણે જ છે તે બદલ અમારે આભાર માનવો જ જોઈએ અને છતાંય અમારે માનવું જ પડે છે કે અમને આમ અપાયેલું પ્રતિનિધિત્વ ખરેખર અમારી જરૂરિયાતો માટે પૂરતું નથી અને જેમનું પ્રતિનિધિત્વ કરવા આ નામનિયુક્ત વ્યક્તિઓની પસંદગી થાય છે તેમાં તેમની સંમતિ હંમેશાં હોતી જ નથી. કદાચ આ પરિસ્થિતિ અત્યારના અનિવાર્ય સંજોગોને કારણે હશે કારણ કે એક બાજુ વાઈસરોય અને સ્થાનિક સરકારો માટે અનામત રાખેલ નામ નિયુક્તિની સંખ્યા મર્યાદિત છે તો બીજી બાજુ, લોક પસંદગીની કોઈ પણ વિશ્વસનીય રીત ન હોવાથી સાચા પ્રતિનિધિઓની પસંદગી સરળ બનતી નથી.

## ચૂંટણીનાં પરિણામો

ચૂંટણીના સંદર્ભમાં તો એટલું જ કહેવાનું કે અત્યારે રચાયેલા મતદાર મંડળો દ્વારા,જો કોઈ મુસ્લિમ બહુમતી સાથે મહત્ત્વની સઘળી બાબતે સંમત હોય તે સિવાય કોઈ પણ મુસ્લિમનું નામ સરકાર સમક્ષ રજૂ થવાનું નથી.વળી, અમારા સાથી હિંદુ પ્રજાજનો તેમની શક્તિ તથા તેમના મતનો લાભ તેમની કોમના સભ્યો માટે અથવા એવી બિનહિંદુ વ્યક્તિઓ કે જેમના પર તેમની પુનઃચૂંટણીનું ભાવિ નિર્ભર છે તેવા સભ્યો માટે લે તો તેમાં અમે સવિવેક તેમનો કશો દોષ કાઢી શકીએ નહિ. તે સાચું છે કે અમારા સાથી હિંદુ પ્રજાજનોનાં અને અમારાં કેટલાંક સમાન હિતો છે અને આપણી ધારાસભાઓમાં તેમની રાષ્ટ્રીયતાને લક્ષમાં લીધા વિના આવાં હિતોનું સમર્થન કરનારાઓની ઉપસ્થિતિ દ્વારા આવાં હિતોનું સરંક્ષણ થતું અમે જોઈશું તો તે અમારે માટે અત્યંત સંતોષની વાત હશે.

## અલગ કોમ

છતાં, અમે મુસલમાનો અલગ કોમ છીએ, જે હિતોમાં બીજી કોઈ કોમો ભાગ પડાવી ન શકે તેવાં અમારાં વધારાનાં હિતો છે તેનો ઈનકાર નહિ થઈ શકે. અને તેમનું અત્યારસુધી રક્ષણ નથી થયું તેનું કારણ એ છે કે તેમની યોગ્ય રજૂઆત નથી થઈ. અરે, જે પ્રાંતોમાં મુસ્લિમ વસ્તીની વિશિષ્ટ બહુમતી

છે ત્યાં પણ ઘણીવાર તે જાણે કે અન્યાય વિના ઉપેક્ષા કરી શકાય તેવા, ગણનાપાત્ર ન હોય તેવા નાના રાજકીય પ્રશ્નો હોય તે રીતે તેમની સાથે વ્યવહાર થાય છે. આવી જ પરિસ્થિતિ કંઈક અંશે પંજાબમાં છે પણ સિંધ તથા પૂર્વ બંગાળમાં તે વધુ પ્રમાણમાં જોઈ શકાય છે.

પ્રતિનિધિઓની ચૂંટણી અંગે અમારા વિચારો સ્પષ્ટપણે રજૂ કરીએ તે પહેલાં અમે એમ કહેવાની રજા લઈએ છીએ કે કોઈ પણ કોમનું રાજકીય મહત્ત્વ, તે કોમના સભ્યોની રાજ્યની નોકરીઓમાં શી પરિસ્થિતિ છે તે પ્રમાણે નોંધપાત્ર રીતે વધે છે અથવા તો સારા પ્રમાણમાં ઘટે છે. કમભાગ્યે, મુસલમાનોના કિસ્સામાં જો આ બાબતમાં તેમને પૂરતું પ્રતિનિધિત્વ નહિ મળે તો જેના તે અધિકારી છે તે પ્રભાવ અને પ્રતિષ્ઠા બંને તે ખોશે.

## સરકારી નોકરીઓમાં રોજગાર

આથી, અમે સરકારને અરજ કરીએ છીએ કે બધા જ હિંદી પ્રાંતોમાં ગેઝેટમાં જાહેર કરાયેલી અને તાબાની નોકરીઓ એમ બંનેમાં તેમજ સરકારી નોકરીઓમાં મુસ્લિમોને યોગ્ય પ્રમાણમાં સ્થાન મળે તેવી જોગવાઈ ઉદારતાપૂર્વક કરવાની કૃપા કરશે. આવી રીતે ભરતી કરવાના હુકમો કેટલાક પ્રાંતોમાં ત્યાંની સ્થાનિક સરકારોએ બહાર પાડયા છે. પણ કમભાગ્યે, યોગ્યતા ધરાવતા મુસ્લિમો મળતા નથી તેવું કારણ આગળ ધરીને બધા જ કિસ્સાઓમાં તે પળાતા નથી. જોકે, એકવાર કદાચ આવો આક્ષેપ સાચો હશે પણ હવે તે ટકી શકે તેમ નથી અને આપ નામદારને ખાતરી આપતાં અમે આનંદ અનુભવીએ છીએ કે જયાં તેમને નોકરી આપવાની અનિચ્છા નહિ હોય ત્યાં યોગ્યતા ધરાવતા મુસ્લિમો માગના પ્રમાણમાં મળી આવશે.

## સ્પર્ધાત્મક તત્ત્વ

આમ છતાં, જયારથી યોગ્યતા ધરાવતા મુસ્લિમોની સંખ્યા વધી છે ત્યારથી કમભાગ્યે, તુલનામાં તેમનાથી વધુ યોગ્યતા ધરાવનારને અગ્રતા આપવી જોઈએ તેવા કારણે તેમને અમાન્ય કરવાનું વલણ જોવામાં આવે છે. સ્પર્ધાત્મક તત્ત્વને તેના કનિષ્ટ સ્વરૂપે દાખલ કરવાનું આ વલણ હોય તેવું લાગે છે. બધા જ હોદ્દા પરના એક જ વર્ગના પ્રભાવના રાજકીય મહત્ત્વ પરત્વે આપ નામદારનું

ધ્યાન દોરવાની અમને પરવાનગી આપવામાં આવે. અમે, આ સંદર્ભમાં એમ પણ દર્શાવી શકીએ કે મુસ્લિમોમાં શિક્ષણની ચળવળના પ્રારંભથી જ ચારિત્ર્યના વિકાસ પરત્વે મુસ્લિમ કેળવણીકારોના ઉત્સાહપૂર્વકના પ્રયત્ન રહ્યા છે અને જાહેર નોકરીમાં સારા સેવકો બનાવવા માટે માત્ર માનસિક જાગરૂકતા કરતાં આનું વિશેષ મહત્ત્વ છે તેવું માનવાનું અમે સાહસ કરીએ છીએ.

## ન્યાયપીઠ પર મુસલમાનો

અમે એમ રજૂ કરવાનું સાહસ કરીએ છીએ કે સામાન્ય રીતે હિંદના બધા જ ભાગોના મુસ્લિમો એવી અન્યાયની લાગણી અનુભવે છે કે ન્યાયતંત્રની મુખ્ય અદાલતો તથા વડી અદાલતોમાં મુસ્લિમ ન્યાયાધીશોની નિમણૂક સારા એવા પ્રમાણમાં થતી નથી. આવી અદાલતોની રચના થયા પછી માત્ર ત્રણ જ મુસ્લિમ વકીલો આવી આદરણીય નિયુક્તિ ધરાવે છે. અને તે ત્રણેએ આ ન્યાયપીઠ પર પોતાની બઢતીને સંપૂર્ણતયા ન્યાયી ઠરાવી છે. આજની ક્ષણે એક પણ એવો મુસ્લિમ ન્યાયાધીશ નથી જે આ અદાલતોની ન્યાયપીઠ પર બેઠો હોય, જ્યારે જ્યાં મુસ્લિમોની વસ્તી અતિ વિશાળ છે ને કલકત્તાની વડી અદાલતમાં ત્રણ હિંદુ ન્યાયાધીશો છે અને જ્યાં મુસ્લિમો બહુમતી વસ્તી ધરાવે છે તે પંજાબમાંની મુખ્ય અદાલતોમાં બે હિંદુ ન્યાયાધીશો છે. એટલે અમારી તે માગણી વધુ પડતી નથી કે મુસ્લિમોને પ્રત્યેક વડી અદાલત અને મુખ્ય અદાલતની ન્યાયપીઠ પર સ્થાન મળવું જોઈએ. એક પ્રાંતમાં નહિ તો બીજા પ્રાંતમાં, આવી નિમણૂકો માટે યોગ્યતા ધરાવતા મુસલમાનો હંમેશાં મળી શકવાના જ. અમે વધુ એ રજૂઆત કરવાની પરવાનગી માગીએ છીએ કે આવી અદાલતોની ન્યાયપીઠ પર મુસ્લિમ કાયદામાં વિદ્વાન એવા ન્યાયાધીશની નિયુક્તિ ન્યાયના અમલને મહાન બળ પૂરું પાડશે.

## મ્યુનિસિપલ પ્રતિનિધિત્વ

મ્યુનિસિપાલિટીઓ તથા જિલ્લા બોર્ડોને સ્વાસ્થ્ય, સવલત, શૈક્ષણિક જરૂરિયાતો અને રહેવાસીઓની અંગત ધાર્મિક બાબતો જેવી વ્યાપક સ્વરૂપે સ્પર્શતી મહત્ત્વની સ્થાનિક બાબતો સાથે સંબંધ હોઈ, અન્ય મોટી બાબતો પર જતાં પહેલાં તેમાં રહેલી મુસ્લિમોની પરિસ્થિતિ પ્રત્યે એક ક્ષણ માટે આપ નામદારનું ધ્યાન દોરીએ

તો અમને માફ કરવામાં આવશે તેવી અમને આશા છે. આમ પણ, આ સંસ્થાઓ સ્થાનિક સ્વરાજયની નિસરણીનાં પગથિયાં બને છે અને અહીં જ પ્રતિનિધિત્વનો પ્રશ્ન લોકોની બુદ્ધિને નજીકથી સ્પર્શે છે અને છતાંય અત્યારે આવાં બોર્ડો પર મુસ્લિમોની સ્થિતિ સામાન્યપણે અમલમાં મુકાવા સમર્થ એવા કોઈ માર્ગદર્શક સિદ્ધાંતથી નિયંત્રિત નથી અને આથી, જુદા જુદા વિસ્તારોમાં નીતિઓનો અમલ જુદો જુદો છે. ઉદાહરણ તરીકે અલીગઢ મ્યુનિસિપાલિટી છ વોર્ડોમાં વહેચાયેલી છે. અને દરેક વોર્ડમાંથી એક હિંદુ અને એક મુસ્લિમ કમિશનર ચૂંટાય છે અને અમે જાણીએ છીએ ત્યાં સુધી પંજાબ તથા અન્યત્ર અસંખ્ય મ્યુનિસિપાલિટીમાં આજ સિદ્ધાંત અપનાવાયો છે. પણ એવાં અનેક સ્થળો છે. જયાં કર ભરનારા મુસ્લિમોને પૂરતું પ્રતિનિધિત્વ મળ્યું નથી. આથી, અમે સાદર સૂચવીએ છીએ કે દરેક સ્થળે સ્થાનિક સત્તાવાળાઓને મ્યુનિસિપાલિટી તથા જિલ્લા બોર્ડોમાં હિંદુઓ તથા મુસ્લિમો કેટલી બેઠકો મેળવવાના અધિકારી છે તે જાહેર કરવાની ફરજ પાડવામાં આવે અને આવું પ્રમાણ સાંખ્યિક બળ, સામાજિક દરજજો, સ્થાનિક પ્રભાવ અને પ્રત્યેક કોમની વિશિષ્ટ જરૂરિયાતો સાથે સુસંગત રહીને નક્કી થવું જોઈએ. એકવાર, તેમનું પરસ્પર સાથે સંબંધ ધરાવતું પ્રમાણ સત્તાવાર નક્કી થઈ જાય તો અમે એમ સૂચવીશું કે પંજાબનાં અનેક શહેરોમાં જે નીતિ પ્રવર્તે છે તે રીતે પ્રત્યેક કોમને તેમના પોતાના પ્રતિનિધિઓ અલગ રીતે ચૂંટી મોકલવાની છૂટ અપાવી જોઈએ.

## યુનિવર્સિટીઓના સભ્યો

અમે એમ પણ સૂચવીએ છીએ કે હિંદની યુનિવર્સિટીઓની સેનેટો તથા સિન્ડિકેટોમાં પણ આવું વલણ અખ્ત્યાર કરવું જોઈએ. એટલે કે શકય હોય ત્યાં સુધી આ બેમાંથી કોઈ પણ સંસ્થામાં મુસ્લિમોના પ્રતિનિધિઓ કેટલા પ્રમાણમાં હશે તેની પણ સત્તાવાર જાહેરાત થઈ જવી જોઈએ.

## પ્રાંતીય ધારાસભાઓમાં નામનિયુક્તિ

હવે, અમે દેશની ધારાસભાઓમાં અમારા પ્રતિનિધિત્વના પ્રશ્નની વિચારણા પર આગળ વધીએ છીએ. પ્રાંતીય ધારાસભાઓથી શરૂઆત કરતાં અમે મોટો આધાર સહિત એમ સૂચવીએ છીએ કે જેમ મ્યુનિસિપાલિટીઓ તથા જિલ્લા

બોર્ડોમાં બેઠકોના અધિકારી મુસ્લિમ પ્રતિનિધિઓનું પ્રમાણ આ માનપત્રના ફકરા પાંચમાં જે નિર્દેશવાનું અમે સાહસ કર્યું છે તે મહત્ત્વની વિચારણાઓને યોગ્ય આદર આપીને નક્કી થવું જોઈએ તથા જાહેર કરાવું જોઈએ અને મહત્ત્વના મુસ્લિમ જમીનદારો, વકીલો, વ્યાપારીઓ અને અન્ય મહત્ત્વનાં મુસ્લિમ હિતો, જિલ્લા બોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓના મુસ્લિમ સભ્યો અને કેટલાંક વર્ષોનો, એમ કહોકે પાંચ વર્ષોનો અનુભવ ધરાવતા યુનિવર્સિટીઓના મુસ્લિમ સ્નાતકોનું મતદારમંડળ રચવું જોઈએ અને તે મંડળને આપ નામદારની સરકારને તે અંગે નક્કી કરવા યોગ્ય લાગે તેવી કાર્યવાહીના જે તે પેટાનિયમો સાથે સુસંગત રહીને હકદાર જાહેર થાય તેવા સભ્યોની સંખ્યા ચૂંટી મોકલવાની સત્તા અપાવી જોઈએ.

## વાઈસરોયની ધારાસભામાં નામનિયુક્તિ

જ્યાં મુસલમાનોનાં હિતોનું યોગ્ય પ્રતિનિધિત્વ આવશ્યક મહત્ત્વની બાબત છે તે શાહી ધારાસભામાં આવું સૂચવવાની અમારી તીવ્ર ઈચ્છા છે (૧) ધારાસભાની આ કક્ષામાં મુસ્લિમ પ્રતિનિધિઓનું પ્રમાણ તે કોમના સાંખ્યિક બળને આધારે નક્કી ન થવું જોઈએ અને કોઈ પણ કિસ્સામાં મુસ્લિમ પ્રતિનિધિઓ ક્યારેય નિષ્ક્રિય લઘુમતીમાં ન મુકાવા જોઈએ, (૨) શક્ય હોય ત્યાં સુધી નિયુક્તિને બદલે ચૂંટણી દ્વારા આ પ્રતિનિધિત્વને પસંદગી અપાવી જોઈએ, (૩) મુસ્લિમ સભ્યો પસંદ કરવાના હેતુથી મુસ્લિમ જમીનદારો, વકીલો, વ્યાપારીઓ અને આપ નામદારની સરકાર દ્વારા પાછળથી નક્કી થાય તેવો મોભો ધરાવતા અન્ય મહત્ત્વનાં હિતોના પ્રતિનિધિઓ, પ્રાંતીય ધારાસભાઓના મુસ્લિમ સભ્યો અને યુનિવર્સિટીઓના મુસ્લિમ સભ્યોને આપ નામદારની સત્તા તે અંગે જે કાર્યવાહી સૂચવે તેવી કાર્યવાહી સાથે સુસંગત રહીને અમલ કરવાની મતાધિકારની સત્તા સોંપાવી જોઈએ.

## કારોબારી

હમણાં હમણાં એક એવી માન્યતા ઊભી થતી જાય છે કે વાઈસરોયની કારોબારીમાં એક કે વધુ હિંદી સભ્યોની નિમણૂક થવી જોઈએ. જો આવી નિમણૂક કરવામાં આવે તો અમારી વિનંતી છે કે તે સંદર્ભમાં મુસલમાનોના દાવાની

ઉપેક્ષા ન થાય. અમે એટલું કહેવાનું સાહસ કરીએ છીએ કે તે મહાન સભામાં ઉત્તમ સેવા આપવા યોગ્ય એકથી વધુ મુસ્લિમો આ દેશમાં મળી આવશે.

## મુસ્લિમ યુનિવર્સિટી

અમારા રાષ્ટ્રીય કલ્યાણને ખૂબ અસર કરનારા વિષય અંગે આપ નામદાર સમક્ષ આવવાની અમે રજા લઈએ છીએ. અમને ખાતરી થઈ ચૂકી છે કે કોમ તરીકેની અમારી મહત્ત્વાકાંક્ષાઓ તથા અમારી ભાવિ પ્રગતિ અમારા ધાર્મિક તથા બૌદ્ધિક જીવનનું કેન્દ્ર બનનાર મુસ્લિમ યુનિવર્સિટીની સ્થાપના પર નિર્ભર છે. આથી અમે અત્યંત આદર સહિત પ્રાર્થના કરીએ છીએ કે અમારી કોમ જેમાં ઊંડો રસ લઈ રહી છે તે જવાબદારીમાં અમને સામેલ કરવા આપ નામદાર પગલાં લેશો.

અંતે, અમે આપ નામદારને ખાતરી આપવા માગીએ છીએ કે આ માનપત્રમાં સૂચવ્યા પ્રમાણેની દિશામાં હિંદની પ્રગતિમાં આ તબક્કે નામદાર સમ્રાટની મુસ્લિમ પ્રજાને સહાય કરીને આપ નામદાર તાજ પ્રત્યેની આપની દૃઢ સન્નિષ્ઠાનો પાયો મજબૂત કરશો અને આપની રાજકીય પ્રગતિ અને રાષ્ટ્રીય સમૃદ્ધિની આધાર-શિલા નાખશો અને આવનારી અનેક પેઢીઓ આભાર સહિત આપ નામદારનું નામ સ્મૃતિમાં સંઘરી રાખશે અને અમને વિશ્વાસ છે કે આપ નામદાર અમારી વિનંતીઓ પર યોગ્ય વિચાર કરવા જેટલા ઉદાર બનશો. અમે, આમ નામદારના અત્યંત આજ્ઞાંકિત અને નમ્ર સેવકો જાતે સહીઓ કરીએ છીએ.

## લોર્ડ મિન્ટોનો પ્રત્યુત્તર
## મુસ્લિમ આકાંક્ષાઓની પ્રશંસા

આ માનપત્ર પછી જ નામદાર વાઈસરોય ઊભા થયા અને તેમણે ખૂબ સહાનુભૂતિભર્યો પ્રત્યુત્તર આપ્યો. જ્યારે નામદાર વાઈસરોયે જાહેર કર્યું કે કોઈ પણ મતદાન પ્રથાએ આ મહાન સામ્રાજ્યની ભિન્નભિન્ન ધાર્મિક માન્યતાઓને ધ્યાનમાં લેવી જોઈએ તેવા પ્રતિનિધિમંડળના અભિપ્રાય સાથે તે સંમત છે અને ભૂતકાળની જેમ ભવિષ્યમાં પણ અંગ્રેજ સરકાર તેમને હવાલે સોંપાયેલી ભિન્ન ભિન્ન કોમોના રાજકીય અધિકારોનું હંમેશા રક્ષણ કરશે. ત્યારે પ્રતિનિધિ મંડળના સભ્યોના હર્ષનાદો તથા વાહવાહના પોકારોને લીધે એમણે વારંવાર અટકવું પડયું.

આટલા પ્રતિનિધિઓને મળવાની અનન્ય તક તેમને આપવા બદલ પ્રતિનિધિ મંડળનો આભાર માનીને વાઈસરોયે સમાપન કર્યું.

વાઈસરોયે કહ્યું :

રાજવીઓ તથા સજ્જનો, તમારા માનપત્રમાં સમાવિષ્ટ અનેક બાબતોનો હું પ્રત્યુત્તર આપું તે પહેલાં સિમલામાં તમને અંતઃકરણપૂર્વક આવકારવાની હું રજા લઉં છું. અહીં આજની તમારી ઉપસ્થિતિ અતિ અર્થપૂર્ણ છે. જે દસ્તાવેજ તમે મને આપ્યો તેના પર, નામદાર સમ્રાટની પ્રજાના પ્રતિષ્ઠિત સજ્જનોની, જુદા જુદા રાજ્યોના પ્રધાનોની, મહાન જમીનદારોની, વકીલોની, વ્યાપારીઓની અને અન્ય અનેક વ્યક્તિઓની સહીઓ છે. હિંદની બુદ્ધિશાળી મુસ્લિમ કોમના અભિપ્રાયો તથા તેની મહત્ત્વાકાંક્ષાઓની અભિવ્યક્તિના પ્રતિનિધિરૂપ તમારા પ્રતિનિધિ મંડળનું હું સ્વાગત કરું છું. હું માનું છું કે તમે જે કંઈ કહ્યું તે વેરવિખેર વિસ્તારોની નાનીનાની અંગત કે રાજકીય સહાનુભૂતિઓ કે તેમના દ્વેષોથી સાવ અલગ રહીને હિંદની વર્તમાન રાજકીય પરિસ્થિતિઓની પુખ્ત વિચારણા પર તેનો અભિપ્રાય બાંધતી પ્રતિનિધિ સંસ્થા દ્વારા પ્રગટ થયું છે અને ઈસ્લામના અનુયાયીઓના ન્યાયી ધ્યેયો અને અમારા સામ્રાજ્યના રાજકીય ઈતિહાસમાં ફાળો આપવાના તેમના દઢ નિર્ણયની પ્રશંસા વ્યકત કરવાની તમે મને જે તક આપો છો તે બદલ હું તમારો આભારી છું.

વાઈસરોય તરીકે, આ વિશાળ ખંડની વસ્તીરૂપ બનેલી અનેક સંપ્રદાયોની વિવિધ જાતિઓને બ્રિટિશ શાસને આપેલા લાભોનો તમે જે સ્વીકાર કર્યો તે બદલ હું ગૌરવ અનુભવું છું. તમે પોતે જ, વિજેતા અને શાસક જાતિના વંશજોએ જ, બ્રિટિશ વહીવટે હિંદમાં સુરક્ષિત કરેલા વ્યક્તિગત ધર્મ સ્વાતંત્ર્ય, સામાન્ય શાંતિ અને આશાજનક ભાવિ અંગેની તમારી કૃતજ્ઞતા મારી સમક્ષ વ્યકત કરી.

## ભૂતકાળમાં સહાય

જાહેર સેવાઓ માટે તેમને યોગ્ય બનાવવા, મુસ્લિમ પ્રજાને સહાય કરવાના અંગ્રેજોના પ્રારંભના પ્રયત્નો તરફ એક નજર નાખી લેવી રસપ્રદ બનશે. ઈ.સ. ૧૭૮૨માં વોરન હેસ્ટિંગ્સે કલકત્તામાં મદ્રેસાની સ્થાપના કરી હતી. સરકારી નોકરી માટે હિંદુઓ સાથે વધુ સમાન શરતોએ સ્પર્ધા કરી શકે તે માટે તેના

વિદ્યાર્થીઓને સમર્થ બનાવવા તે તેનો હેતુ હતો. ઈસ. ૧૮૧૧માં મારા પુરોગામી લોર્ડ મિન્ટોએ તે મદ્રેસામાં સુધારાઓની અને હિંદમાં બીજાં સ્થળોએ મુસ્લિમ કૉલેજો સ્થાપવાની હિમાયત કરી હતી. પછીનાં વર્ષોમાં મુસ્લિમ મંડળના પ્રયાસોએ મુસ્લિમ કોમની શૈક્ષણિક સ્થિતિ તથા જાહેર સેવાઓમાં તેમને નોકરી અંગે સરકારનો ૧૮૮૫નો ધારો પસાર કરાવ્યો હતો અને મુસ્લિમોના શૈક્ષણિક પ્રયાસો અલીગઢ કૉલેજના અસ્તિત્વથી પરાકાષ્ઠાએ પહોંચ્યા. સર સૈયદ અહમદખાનની ઉમદા અને ઉદાર નિષ્ઠાએ તે મહાન સંસ્થા તેમના સહધર્મીઓને સમર્પિત કરી.

## અલીગઢ કૉલેજ

ઈ.સ. ૧૮૭૭માં લોર્ડ લિટને જ્યારે અલીગઢ કોલેજનો પાયો નાખ્યો ત્યારે સર સૈયદ અહમદખાને આ સંસ્મરણીય શબ્દોથી વાઈસરોયને સંબોધ્યા હતા. "આપે મારું જે આ અંગત બહુમાન કર્યું છે તે મને એક મહાન હકીકતની ખાતરી આપે છે. અને માત્ર અંગત આભાર કરતાં પણ વિશેષ સ્વરૂપની લાગણીનો અનુભવ કરાવે છે. મને ખાતરી થઈ છે કે આ પ્રસંગે, બ્રિટિશ શાસનનું પ્રતિનિધિત્વ કરો છો તેવા આપ, અમારા પરિશ્રમ પ્રત્યે સહાનુભૂતિ ધરાવો છો અને આ ખાતરી અમૂલ્ય છે. મહાન સુખની પ્રેરણા છે. મારા આ આયુષ્ય કાળે તેવું અનુભવતાં મને આશ્વાસન મળે છે કે જે જવાબદારી અનેક વર્ષો સુધી મારી જિંદગીનું ધ્યેય હતું અને હવે મારી જિંદગીનું શેષમાત્ર ધ્યેય રહ્યું છે તેણે એક પક્ષે મારા ખુદના બાંધવોની શક્તિઓ જગાડી છે અને બીજે પક્ષે આપણા બ્રિટિશ સાથી પ્રજાજનોની સહાનુભૂતિ પ્રાપ્ત કરી છે અને આપણા શાસકોનો પ્રભાવ પણ પ્રાપ્ત કર્યો છે. એટલે હવે પછીનાં જીવવાનાં મારાં થોડાં વર્ષ પૂરાં થશે અને જ્યારે મારી હયાતી તમારી વચ્ચે નહિ હોય ત્યારે પણ કોલેજ સમૃદ્ધ થશે અને મારા દેશ બાંધવોને તેમના દેશ પ્રત્યે આજના જેવો જ સ્નેહ રાખતાં, બ્રિટિશ શાસન પ્રત્યે આજના જેવી જ નિષ્ઠાની લાગણી રાખતાં, તેના આશીર્વાદની આજ જેટલી જ કદર કરતાં, આપણા બ્રિટિશ સાથી પ્રજાજનો સાથે મૈત્રીની સન્નિષ્ઠા જે મારી જિંદગી પર પ્રભુત્વ ધરાવતી એક માત્ર લાગણી હતી તેવી આજના જેવી જ મૈત્રીની સન્નિષ્ઠાની લાગણી કેળવશે."

## સર સૈયદનો પ્રભાવ

અલીગઢે તેનો વિજય પ્રાપ્ત કર્યો છે. તેના વિદ્યાર્થીઓ તેમના ખુદના ધર્મના સિદ્ધાંતોમાં અડગ રહીને, નિષ્ઠા અને દેશભક્તિના તેમના મજબૂત ખ્યાલો સાથે જિંદગીનું યુદ્ધ લડવા આગળ આવ્યા છે અને આજે જ્યારે હિંદના રાજકીય ભાવિમાં નિર્ણયાત્મક એવું કશું ઊભું થયું છે ત્યારે સર અહમદખાન અને અલીગઢની કેળવણી, મુસ્લિમ ઇતિહાસનાં ગૌરવમાં, નિષ્ઠામાં, કોઠાસૂઝમાં અને સઘન તર્કસંગતતામાં ઝળહળે. તમારા માનપત્રમાં અતિ વાકચાતુર્યથી તેનો ઉલ્લેખ તમે કર્યો છે. પણ સજ્જનો, તમે મને કહ્યા જ કરો છો કે તમારા શાસકોના ન્યાય અને ન્યાય્ય વ્યવહાર ઉપર તમારો સન્નિષ્ઠ વિશ્વાસ હોવા છતાં, તમે સભાન થયા વિના રહી શકતા નથી. 'અત્યારની ઘટનાઓ'એ મુસ્લિમોની યુવા પેઢીમાં જે લાગણી પેદા કરી છે તે 'સંમત સલાહ તથા સૌમ્ય માર્ગદર્શનના નિયંત્રણમાં ન રહે.'

## પૂર્વ બંગાળમાંની નીતિ

અત્યારે, પૂર્વ બંગાળ તથા આસામના બનાવો અંગે કશી પણ ચર્ચામાં ઊતરવાની મારી ઇચ્છા નથી અને છતાંય મને આશા છે કે કોઈને પણ દુભવ્યા વિના આ નવા પ્રાંતની મુસ્લિમ કોમનો, નવી પરિસ્થિતિમાં અને જે પરિસ્થિતિ અંગે અનિવાર્યપણે ગેરસમજ ઊભી થઈ છે તે પરિસ્થિતિમાં જે ઉદારતા તથા આત્મસંયમ તેમણે દાખવ્યા છે તે બદલ મારે તેમનો આભાર માનવો જ પડે અને સાથેસાથે બંગાળની લાગણીઓમાં જે કાંઈ સન્નિષ્ઠ છે તેના પ્રત્યે મારે સહાનુભૂતિ દાખવવી જ પડે, પણ સૌથી વધુ તો મારે તમને તે માનવા જણાવવું છે કે આ નવા પ્રાંતના સંદર્ભમાં - જે પ્રાંતનું ભાવિ હવે સુનિશ્ચિત થઈ ગયું છે તેવી મને આશા છે - વાઈસરોય તથા હિંદ સરકારે જે માર્ગ અપનાવ્યો છે તે જાતિ કે સંપ્રદાયનો ભેદ રાખ્યા વિના તેની સમગ્ર વર્તમાન તથા ભાવિ વસ્તી માટે જે શ્રેષ્ઠ લાગ્યું તેનો જ માત્ર ખ્યાલ કરીને અપનાવ્યો છે અને પૂર્વ બંગાળ તથા આસામની મુસ્લિમ કોમ તેની નિષ્ઠાની કદર માટે તથા તેનાં હિતોનાં રક્ષણ માટે અંગ્રજોની ન્યાયભાવના તથા સદ્‌વ્યવહાર પર પહેલાં જેટલો જ વિશ્વાસ રાખી શકશે.

## હિંદમાં અજંપો

સજ્જનો, તમે મને એક એવા સમયે માનપત્ર આપ્યું છે કે જ્યારે રાજકીય વાતાવરણ ઉત્તેજક છે. તેનું અસ્તિત્વ, તેની આશાઓ તથા મહત્ત્વાકાંક્ષાઓ હિંદ માટે નવાં હોવાથી તેને તે સ્પર્શશે નહિ તેવો ઈનકાર કરવાનો પ્રયત્ન કરવો તે મૂર્ખામી હશે તેવું આપણે સહુ અનુભવીએ છીએ. આપણે તેની ઉપેક્ષા ન કરી શકીએ - એવી ઈચ્છા રાખવી તે પણ આપણે માટે ખોટી હોવી જોઈએ - પણ આ સઘળો અજંપો કયા કારણસર છે ? લાખો ગેરશાસિત લોકોના અસંતોષને કારણે નહિ - જે કોઈ તેવું પ્રસ્થાપિત કરવા પ્રયત્ન કરશે તેને હું પડકારીશ અને અસંતુષ્ટ રહેલા લોકોના બળવાને કારણે નહિ.

## પશ્ચિમની કેળવણીનાં ફળો

જે શૈક્ષણિક વિકાસમાં વસ્તીના અતિ અલ્પ અંશે હજી સુધી ભાગ લીધો છે, તે શૈક્ષણિક વિકાસને કારણે તે છે, જેનાં બી સૌ પ્રથમ અંગ્રેજ શાસને રોપ્યાં હતાં અને જેનાં ફળોના સંવર્ધન તથા વ્યવસ્થા માટે અંગ્રેજ સરકાર બનતું બધું જ કરી રહી છે. અમે અત્યારે જે વાવીએ છીએ તે ફસલમાં નકામાં ખડ પણ હોઈ શકે. અમે વાવેલા પશ્ચિમી દાણા હિંદના લોકોની જરૂરિયાતને સંપૂર્ણપણે અનુકૂળ ન પણ હોય. પણ વર્ષો જતાં આ શૈક્ષણિક ફસલ વધશે અને જે પોષણનું સ્વાસ્થ્ય તે આપે છે તે તેનાં ઉત્પાદનોના કાળજીભર્યા વહીવટ અને વહેંચણી પર નિર્ભર રહેશે. સજ્જનો, 'યુરોપીય પ્રકારની પ્રતિનિધિ સંસ્થાઓ હિંદના લોકો માટે નવી છે.' અથવા તો તેમનો અહીં પ્રવેશ ગંભીર વિચારણા અને કાળજી માગી લે છે. એવું કહેતા તમારે મારી ક્ષમા યાચવાની જરૂર નથી. પૂર્વીય જાતિઓની આનુવંશિક વૃત્તિઓ તથા પરંપરાઓ વચ્ચે પાશ્ચાત્ય વિશ્વનાં બધાં જ રાજકીય તંત્રોને આવકારવામાં હું ખૂબ માનતો નથી. પાશ્ચાત્ય વિચાર વિશાળતા, પાશ્ચાત્ય સંસ્કારનો બોધ, અંગ્રેજ વ્યક્તિત્વનું સ્વાતંત્ર્ય હિંદના લોકો માટે ઘણું કરી શકે તેમ છે. પણ હું તમારી સાથે તે વાતનો સ્વીકાર કરું છે કે તેમણે તેમની સાથે રાજકીય રીતોના સ્વીકારનો વ્યવહારુ આગ્રહ ન રાખવો જોઈએ.

## મુસલમાનોનું રાજકીય ભાવિ

સજ્જનો, રાજકીય ભાવિના સંદર્ભમાં તમારી ખુદની પરિસ્થિતિ પર, જે મુસ્લિમ કોમ વતી તમે બોલો છો તે કોમની પરિસ્થિતિ પર હું આવું છું. મને ચોક્કસ ખાતરી છે કે તમે તે સ્વીકારશો કે જાહેર વ્યવહારના વહીવટમાં તમારી કોમના પ્રદાનની અને તેમાં તેના હિસ્સાના અધિકારની તમે રજૂ કરેલી વિગતોની ઊંડી વિચારણામાં જવું મારે માટે અશક્ય છે. હું અત્યારે તેનો સામાન્ય વિચાર કરી શકું. જે મુદ્દાઓ તમે ઊભા કર્યા છે તે સમિતિ સમક્ષ છે અને તમે જાણો જ છો કે પ્રતિનિધિત્વના મુદ્દા અંગે વિચાર કરવા તે મેં હજી હમણાં જ નીમી છે અને હું કાળજી રાખીશ કે તમારું માનપત્ર તેમની પાસે રજૂ થાય. પણ સાથેસાથે હું આશા રાખું છું કે સમિતિના અહેવાલ પર કોઈ પણ રીતે અગાઉથી પ્રભાવ પાડયા વિના હું તમારી ટીકાના સામાન્ય ભાવાર્થનો ઉત્તર આપી શકીશ.

## પ્રતિનિધિત્વનો પ્રશ્ન

હું જે રીતે તે સમજ્યો છું તેમ તમારાં માનપત્રના સારરૂપ એક એવો દાવો છે કે મ્યુનિસિપાલિટી, જિલ્લા બોર્ડ કે ધારાસભાને સ્પર્શતી કોઈ પણ પ્રતિનિધિત્વ પ્રથામાં એવી મતદાર સંસ્થાઓ દાખલ કરવી જોઈએ કે વધારવી જોઈએ કે જેથી મુસ્લિમ કોમ કોમ તરીકે પ્રતિનિધિત્વ પામે. તમે એમ પણ નિર્દેશ કર્યો છે કે અત્યારે રચાયેલા મતદારમંડળોના એવા ઘણા કિસ્સાઓમાં મુસ્લિમ ઉમેદવાર ચુંટાવાની અપેક્ષા રાખી જ ન શકાય અને જો નસીબજોગે તે મતદારમંડળો તેવું કરે તો જે તેની કોમનું કોઈ પણ રીતે પ્રતિનિધિત્વ કરતો નથી અને જેના વિચારોનો વિરોધ તેની કોમની બહુમતી કરે છે તેવા ઉમેદવારને ભોગે કરે છે અને તમારો તે દાવો વાજબી છે કે તમારી કોમના રાજકીય મહત્ત્વની દષ્ટિએ તથા સામ્રાજ્યની જે સેવા તેણે કરી છે તે દષ્ટિએ, બંને દષ્ટિએ તેનું સાંખ્યિક બળ જોતાં તેની પુનર્વિચારણા માગવાના તમને અધિકાર સાથે હું સાથે સર્વ રીતે સંમત છું. કૃપા કરી મારા વિશે કશી ગેરસમજ ન રાખશો. કોમોનું પ્રતિનિધિત્વ કઈ રીતે પ્રાપ્ત થઈ શકે તે દર્શાવવાનો કોઈ પ્રયત્ન હું નથી કરતો. પણ મને દઢપણે તેવી ખાતરી થઈ કે આ ખંડની વસ્તીના ભાગરૂપ કોમોની માન્યતાઓ તથા પરંપરાઓનો અનાદર કરી અંગત મતાધિકારના ધ્યેયને મંજૂર રાખતા,

મતાધિકાર દ્વારા પ્રાપ્ત થયેલું કોઈ પણ પ્રતિનિધિત્વ અંતે તો નુકસાનકારક નિષ્ફળતામાં જ વિનાશ પામશે. હિંદના લોકોના બહુજનસમાજને પ્રતિનિધિ સંસ્થાઓનું જ્ઞાન નથી. સજ્જનો, હું તમારી સાથે સંમત થાઉં છું કે સ્વરાજની નિસરણીનાં પ્રારંભિક પગથિયાં મ્યુનિસિપાલિટીઓ તથા જિલ્લા બોર્ડોમાં જ જોવા મળશે અને તે જ દિશામાં આપણે લોકોની ક્રમશ: રાજકીય કેળવણી માટે નજર માંડવી પડશે.

## ખાતરી

તે દરમ્યાન હું તમને એટલું જ કહી શકું કે મુસ્લિમ કોમ તે બાબતે નિશ્ચિંત રહે કે જેની સાથે મને લાગેવળગે છે તેવી કોઈ પણ વહીવટી પુનર્વ્યવસ્થામાં કોમ તરીકેના તેમના રાજકીય અધિકારો અને હિતો સલામત રહેશે અને તમે તથા હિંદના લોકો એવો વિશ્વાસ રાખી શકો કે બ્રિટિશરાજ, નામદાર સમ્રાટના હિંદના સામ્રાજ્યની વસ્તીના ઘટકરૂપ અસંખ્ય લોકોની ધાર્મિક માન્યતાઓ તથા રાષ્ટ્રીય પરંપરાઓનો આદર કરશે. આ આદર કરવાની ભાવના તે જ તેનું આજ સુધીનું ગૌરવ રહ્યું છે.

રાજવીઓ અને સજ્જનો, આટલા બધા પ્રતિષ્ઠિત અને પ્રતિનિધિક મુસલમાનોને મળવાની અનન્ય તક તમારા પ્રતિનિધિમંડળે મને આપી તે બદલ હું અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું. જાહેર કામોમાં તમે શક્તિનો જે ઉપયોગ કરો છો, તેમાં તમે આટલો બધો જે રસ દાખવો છો અને એટલે જ દૂર દૂરથી પણ તમે અહીં આવ્યા છો તે તમારાં શક્તિ તથા રસને હું બિરદાવું છું. મને દુઃખ માત્ર એટલું જ છે કે સિમલાની તમારી મુલાકાત ખરેખર આટલી ટૂંકી રહી.

## પરિશિષ્ટ ૧૩

# પ્રત્યેક પ્રાંતીય ધારાસભાના નીચલા ગૃહમાં હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે બેઠકોની ફાળવણી

| પ્રાંતો | કુલ બેઠકો | સામાન્ય બેઠકો | | પછાત વિસ્તારો તથા આદિવાસીઓના પ્રતિનિધિઓ માટે અનામત બેઠકો | શીખો માટે બેઠકો | મુસ્લિમ માટે બેઠકો | એંગ્લો-ઈન્ડિયનો માટે બેઠકો | યુરોપીઅનો માટે બેઠકો | દેશી ખ્રિસ્તીઓ માટે બેઠકો | વ્યાપાર-ઉદ્યોગ, ખાણકામ અને બગીચાના પ્રતિનિધિઓ માટે બેઠકો | જમીનદારો માટે બેઠકો | યુનિવર્સિટીઓ માટે બેઠકો | કામદારોના પ્રતિનિધિઓ માટે બેઠકો | સ્ત્રીઓ માટે બેઠકો | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સામાન્ય બેઠકોની સરવાળો | અનુસૂચિત જાતિઓ માટે અનામત સામાન્ય બેઠકો | | | | | | | | | | | સામાન્ય | શીખ | મુસ્લિમ | એંગ્લો-ઈન્ડિયન | દેશી-ખ્રિસ્તીઓ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| મદ્રાસ | ૨૧૫ | ૧૪૬ | ૩૦ | ૧ | - | ૨૮ | ૨ | ૩ | ૮ | ૬ | ૬ | ૧ | ૬ | ૬ | - | ૧ | - | ૧ |
| મુંબઈ | ૧૭૫ | ૧૧૪ | ૧૫ | ૧ | - | ૨૯ | ૨ | ૩ | ૩ | ૭ | ૨ | ૧ | ૭ | ૫ | - | ૧ | - | - |
| બંગાળ | ૨૫૦ | ૭૮ | ૩૦ | - | - | ૧૧૭ | ૩ | ૧૧ | ૨ | ૧૯ | ૫ | ૨ | ૮ | ૨ | - | ૨ | ૧ | - |
| સંયુક્તપ્રાંતો | ૨૨૮ | ૧૪૦ | ૨૦ | - | - | ૬૪ | ૧ | ૨ | ૨ | ૩ | ૬ | ૧ | ૩ | ૪ | - | ૨ | - | - |
| પંજાબ | ૧૭૫ | ૪૨ | ૮ | - | ૩૧ | ૮૪ | ૧ | ૧ | ૨ | ૨ | ૫ | ૧ | ૩ | ૧ | ૧ | ૨ | - | - |
| બિહાર | ૧૫૨ | ૮૬ | ૧૫ | ૭ | - | ૩૯ | ૧ | ૨ | ૧ | ૪ | ૪ | ૧ | ૩ | ૩ | - | ૧ | - | - |

| | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મધ્યપ્રાંતો અને બિહાર | ૧૧૨ | ૮૪ | ૨૦ | ૧ | - | ૧૪ | ૧ | ૧ | - | ૨ | ૩ | ૧ | ૨ | ૩ | - | - | - | - |
| આસામ | ૧૦૮ | ૪૭ | ૭ | ૯ | - | ૩૪ | - | ૧ | ૧ | ૧૧ | - | - | ૪ | ૧ | - | - | - | - |
| વાયવ્ય સરહદી પ્રાંત | ૫૦ | ૯ | - | - | ૩ | ૩૬ | - | - | - | - | ૨ | - | - | - | - | - | - | - |
| ઓરિસ્સા | ૬૦ | ૪૪ | ૬ | ૫ | - | ૪ | - | - | ૧ | ૧ | ૨ | - | ૧ | ૨ | - | - | - | - |
| સિંધ | ૬૦ | ૧૮ | - | - | - | ૩૩ | - | ૨ | - | ૨ | ૨ | - | ૧ | ૧ | - | ૧ | - | - |

મુંબઈમાં અનામત બેઠકોમાંથી સાત બેઠકો મરાઠાઓ માટે અનામત રખાશે. પંજાબમાં જમીનદારોની બેઠકોમાંથી એક બેઠક તુમાનદારે પૂરવાની રહેશે. આસામ અને ઓરિસ્સામાં સ્ત્રીઓ માટેની અનામત બેઠકો બિન-કોમી બેઠકો હશે.

## પરિશિષ્ટ ૧૪

# પ્રત્યેક પ્રાંતીય ધારાસભાના ઉપલા ગૃહમાં હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે બેઠકોની ફાળવણી

| પ્રાંતો | બેઠકોનો સરવાળો | સામાન્ય બેઠકો | મુસ્લિમ બેઠકો | યુરોપિયન બેઠકો | ભારતીય ખ્રિસ્તીઓની બેઠકો | ધારાસભાએ ભરવાની બેઠકો | ગવર્નરે ભરવાની બેઠકો |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મદ્રાસ | (૧૪થી ઓછી નહિ ૫૬થી વધુ નહિ) | ૩૫ | ૭ | ૧ | ૫ | - | ૮થી ઓછી નહિ (૧૦થી વધુ નહિ) |
| મુંબઈ | (૨૯થી ઓછી નહિ ૩૦થી વધુ નહિ) | ૨૦ | ૫ | ૧ | - | - | (૩થી ઓછી નહિ ૪થી વધુ નહિ) |
| બંગાળ | (૬૩થી ઓછી નહિ ૬૫થી વધુ નહિ) | ૧૦ | ૧૭ | ૩ | - | ૨૭ | (૬થી ઓછી નહિ ૮થી વધુ નહિ) |
| સંયુક્ત પ્રાંતો | (૫૮થી ઓછી નહિ ૬૦થી વધુ નહિ) | ૩૪ | ૧૭ | ૧ | - | - | (૬થી ઓછી નહિ ૮થી વધુ નહિ) |
| બિહાર | (૨૯થી ઓછી નહિ ૩૦થી વધુ નહિ) | ૯ | ૪ | ૧ | - | ૧૨ | (૩થી ઓછી નહિ ૪થી વધુ નહિ) |
| આસામ | (૨૧થી ઓછી નહી ૨૨થી વધુ નહિ) | ૧૦ | ૬ | ૨ | - | - | (૩થી ઓછી નહિ ૪થી વધુ નહિ) |

## પરિશિષ્ટ ૧૫

# બ્રિટિશ હિંદની સમવાય ધારાસભાના નીચલા ગૃહમાં હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે બેઠકોની વહેંચણી

| પ્રાંત | કુલ બેઠકો | સામાન્ય બેઠકો | | શીખોની બેઠકો | મુસ્લિમોની બેઠકો | ઍંગ્લો-ઈન્ડિયનોની બેઠકો | યુરોપીઅનોની બેઠકો | દેશી ખ્રિસ્તીઓની બેઠકો | ઉદ્યોગ અને વાણિજ્ય પ્રતિનિધિઓની બેઠકો | જમીન દારોની બેઠકો | શ્રમદારોના પ્રતિનિધિઓની બેઠકો | સ્ત્રીઓની બેઠકો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | કુલ સામાન્ય બેઠકો | અજા માટે અનામત | | | | | | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| મદ્રાસ | ૩૭ | ૧૯ | ૪ | - | ૮ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ |
| મુંબઈ | ૩૦ | ૧૩ | ૨ | - | ૬ | ૧ | ૧ | ૧ | ૩ | ૧ | ૨ | ૨ |
| બંગાળ | ૩૭ | ૧૦ | ૩ | - | ૧૭ | ૧ | ૧ | ૧ | ૩ | ૧ | ૨ | ૧ |
| સંયુક્ત પ્રાંતો | ૩૭ | ૧૯ | ૩ | - | ૧૨ | ૧ | ૧ | ૧ | - | ૧ | ૧ | ૧ |
| પંજાબ | ૩૦ | ૬ | ૧ | ૬ | ૧૪ | - | ૧ | ૧ | - | ૧ | - | ૧ |
| બિહાર | ૩૦ | ૧૬ | ૨ | - | ૯ | - | ૧ | ૧ | - | ૧ | ૧ | ૧ |
| મધ્યપ્રાંતો અને વરાર | ૧૫ | ૨ | ૨ | - | ૩ | - | - | - | - | ૧ | ૧ | ૧ |
| આસામ | ૧૦ | ૪ | ૧ | - | ૩ | - | ૧ | ૧ | - | - | ૧ | - |
| વાયવ્ય સરહદી પ્રાંત | ૫ | ૧ | - | - | ૪ | - | - | - | - | - | - | - |
| ઓરિસ્સા | ૫ | ૪ | ૧ | - | ૧ | - | - | - | - | - | - | - |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સિંધ | ૫ | ૧ | - | - | ૩ | - | ૧ | - | - | - | - | - |
| બ્રિટિશ બલુચિસ્તાન | ૧ | - | - | - | ૧ | - | - | - | - | - | - | - |
| દિલ્હી | ૨ | ૧ | - | - | ૧ | - | - | - | - | - | - | - |
| અજમેર-મારવાડ | ૧ | ૧ | - | - | - | - | - | - | - | - | - | - |
| કુર્ગ | ૧ | ૧ | - | - | - | - | - | - | - | - | - | - |
| બિનપ્રાંતીય બેઠકો | ૪ | - | - | - | - | - | - | - | ૩ | - | ૧ | - |
| કુલ | ૨૫૦ | ૧૦૫ | ૧૯ | ૬ | ૮૨ | ૪ | ૮ | ૮ | ૧૧ | ૭ | ૧૦ | ૯ |

પરિશિષ્ટ ૧૬

# બ્રિટિશ હિંદની સમવાયી ધારાસભાના ઉપલા ગૃહમાં હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે બેઠકોની ફાળવણી

| પ્રાંત અથવા કોમ | કુલ બેઠકો | સામાન્ય બેઠકો | અનુસૂચિત જાતિઓ માટે બેઠકો | શીખોની બેઠકો | મુસ્લિમોની બેઠકો | મહિલાઓની બેઠકો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| મદ્રાસ | ૨૦ | ૧૪ | ૧ | - | ૪ | ૧ |
| મુંબઈ | ૧૬ | ૧૦ | ૧ | - | ૪ | ૧ |
| બંગાળ | ૨૦ | ૮ | ૧ | - | ૧૦ | ૧ |
| સંયુક્ત પ્રાંતો | ૨૦ | ૧૧ | ૧ | - | ૭ | ૧ |
| પંજાબ | ૧૬ | ૩ | - | ૪ | ૮ | ૧ |
| બિહાર | ૧૬ | ૧૦ | ૧ | - | ૪ | ૧ |
| મધ્યપ્રાંતો અને વિરાર | ૮ | ૬ | ૧ | - | ૧ | - |
| આસામ | ૫ | ૩ | - | - | ૨ | - |
| વાયવ્ય સરહદી પ્રાંત | ૫ | ૧ | - | - | ૪ | - |
| ઓરિસ્સા | ૫ | ૪ | - | - | ૧ | - |
| સિંધ | ૫ | ૨ | - | - | ૩ | - |
| બ્રિટિશ બલુચિસ્તાન | ૧ | - | - | - | ૧ | - |
| દિલ્હી | ૧ | ૧ | - | - | - | - |
| અજમેર-મારવાડ | ૧ | ૧ | - | - | - | - |
| કુર્ગ૧ | ૧ | - | - | - | - | |
| એંગ્લો-ઈન્ડિયનો | ૧ | - | - | - | - | - |
| યુરોપિયનો | ૭ | - | - | - | - | - |
| દેશી ખ્રિસ્તીઓ | ૨ | - | - | - | - | - |
| **કુલ** | **૧૫૦** | **૭૫** | **૬** | **૪** | **૪૯** | **૬** |

પરિશિષ્ટ ૧૭

# બ્રિટિશ સરકારની સમવાયી ધારાસભામાં નીચલા ગૃહમાં તથા ઉપલા ગૃહમાં હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે દેશી રાજ્યો માટે બેઠકોની ફાળવણી

| દેશી રાજ્યો તથા રાજ્યના સમૂહ | કાઉન્સિલ ઓફ સ્ટેટમાં બેઠકોની સંખ્યા | દેશી રાજ્યો તથા રાજ્યના સમૂહ | સમવાયી ધારાસભામાં બેઠકોની સંખ્યા | વસ્તી |
|---|---|---|---|---|
| વિભાગ-૧ | | વિભાગ-૧ | | |
| હૈદરાબાદ | ૫ | હૈદરાબાદ | ૧૬ | ૧૪,૪૩૬,૧૪૨ |
| વિભાગ-૨ | | વિભાગ-૨ | | |
| મૈસૂર | ૩ | મૈસૂર | ૭ | ૬,૫૫૭,૩૦૨ |
| વિભાગ-૩ | | વિભાગ-૩ | | |
| કાશ્મીર | ૩ | કાશ્મીર | ૪ | ૩,૬૪૬,૨૪૮ |
| વિભાગ-૪ | | વિભાગ-૪ | | |
| ગ્વાલિયર | ૩ | ગ્વાલિયર | ૪ | ૩,૫૨૩,૦૭૦ |
| વિભાગ-૫ | | વિભાગ-૫ | | |
| વડોદરા | ૩ | વડોદરા | ૩ | ૨,૪૪૩,૦૦૭ |
| વિભાગ-૬ | | વિભાગ-૬ | | |
| કલાટ | ૨ | કલાટ | ૧ | ૩૪૨,૧૦૧ |
| વિભાગ-૭ | | વિભાગ-૭ | | |
| સિક્કિમ | ૧ | સિક્કિમ | - | ૧૦૯,૮૦૮ |
| વિભાગ-૮ | | વિભાગ-૮ | | |
| ૧. રામપુર | ૧ | ૧ રામપુર | ૧ | ૪૬૫,૨૨૫ |
| ૨. બનારસ | ૧ | ૨ બનારસ | ૧ | ૩૯૧,૨૭૨ |
| વિભાગ-૯ | | વિભાગ-૯ | | |
| ૧. ત્રાવણકોર | ૨ | ૧ ત્રાવણકોર | ૫ | ૫૦,૯૫,૯૭૩ |
| ૨. કોચીન | ૨ | ૨ કોચીન | ૧ | ૧,૨૦૫,૦૧૬ |
| ૩. પુડુકોટલ | | ૩ પુડુકોટલ | | ૪૦૦,૬૯૪ |
| બંગનાપલ્લે | ૧ | બંગનાપલ્લે | ૧ | ૩૯,૨૧૮ |
| સંદૂર | | સંદૂર | | ૧૩,૫૮૩ |
| વિભાગ-૧૦ | | વિભાગ-૧૦ | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧. ઉદેપુર | ૨ | ૧. ઉદેપુર | ૨ | ૧,૫૬૬,૯૧૦ |
| ૨. જયપુર | ૨ | ૨. જયપુર | ૩ | ૨,૬૩૧,૭૭૫ |
| ૩. જોધપુર | ૨ | ૩. જોધપુર | ૨ | ૨,૧૨૫,૯૮૨ |
| ૪. બિકાનેર | ૨ | ૪. બિકાનેર | ૧ | ૯૩૬,૨૧૮ |
| ૫. અલ્વર | ૧ | ૫. અલ્વર | ૧ | ૭૪૯,૭૫૧ |
| ૬. કોટા | ૧ | ૬. કોટા | ૧ | ૬૮૫,૮૦૪ |
| ૭. ભરતપુર | ૧ | ૭. ભરતપુર | ૧ | ૪૮૬,૯૫૪ |
| ૮. ટોંક | ૧ | ૮. ટોંક | ૧ | ૩૧૭,૩૬૦ |
| ૯. ધોલપુર | ૧ | ૯. ધોલપુર | ૧ | ૨૫૪,૯૮૬ |
| ૧૦. કરૌલી | ૧ | ૯. કરૌલી | | ૧૪૦,૫૨૫ |
| ૧૧. બુંદી | ૧ | ૧૦. બુંદી | ૧ | ૨૧૬,૭૨૨ |
| | | શિરોહી | | ૨૧૬,૫૨૮ |
| ૧૨. સિરોહી | ૧ | ૧૧.ડુંગરપુર | ૧ | ૨૨૭,૫૪૪ |
| ૧૩. ડુંગરપુર | ૧ | બાંસવાડા | ૧ | ૨૬૦,૬૭૦ |
| ૧૪. બાંસવાડા | ૧ | ૧૨. પરતાપગઢ | ૧ | ૭૬,૫૩૯ |
| | ૧ | ઝાલાવાડ | | ૧૦૭,૮૯૦ |
| ૧૫. પરતાપગઢ | ૧ | ૧૩. જેસલમેર | | ૭૬,૨૫૫ |
| ઝાલાવાડ | ૧ | | ૧ | |
| ૧૬. જેસલમેર | ૧ | કિશનગઢ | | ૮૫,૭૪૪ |
| કિશનગઢ | | | | |
| વિભાગ-૧૧ | | વિભાગ-૧૧ | | |
| ૧. ઈંદોર | ૨ | ૧. ઈંદોર | ૨ | ૧,૮૨૫,૦૮૯ |
| ૨. ભોપાલ | ૨ | ૨. ભોપાલ | ૧ | ૭૨૯,૯૫૫ |
| ૩. રેવા | ૨ | ૩. રેવા | ૨ | ૧,૫૮૭,૪૪૫ |
| ૪. દાતિયા | ૧ | ૪. દાતિયા | | ૧૫૮,૮૩૪ |
| ૫. ઓરછા | | ઓરછા | | ૩૧૪,૬૬૧ |
| ૬. ધાર | ૧ | ૫. ધાર | | ૨૪૩,૪૩૦ |
| ૭. દેવાસ (મોટું) | ૧ | દેવાસ (મોટું) | ૧ | ૮૩,૩૨૧ |
| દેવાસ (નાનું) | | દેવાસ (નાનું) | | ૭૦,૫૧૩ |
| ૮. જાઓરા | ૧ | ૬. જાઓરા | ૧ | ૧૦૦,૧૬૬ |
| રતલામ | ૧ | રતલામ | | ૧૦૭,૩૨૧ |
| ૯. પન્ના | | ૭. પન્ના | | ૨૧૨,૧૩૦ |
| સમથર | ૧ | સમથર | ૧ | ૩૩,૩૦૭ |
| અજયગઢ | | અજયગઢ | | ૮૫,૮૮૫ |
| ૧૦. બિજાવર | | ૮. બિજાવર | | ૧૧૫,૮૫૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ચરખારી | ૧ | ચરખારી | ૧ | ૧૨૦,૩૫૧ |
| છત્તરપુર | | છત્તરપુર | | ૧૬૧,૨૬૭ |
| ૧૧. આઓની | | ૯. આઓની | | ૧૯,૧૩૨ |
| નાગોડ | ૧ | નાગોડ | ૧ | ૭૪,૫૮૯ |
| મઈહર | | મઈહર | | ૬૮,૯૯૧ |
| બરૌંધા | | બરૌંધા | | ૧૬,૦૭૧ |
| ૧૨. બરવાની | | ૧૦. બરવાની | ૧ | ૧૪૧,૧૧૦ |
| અલીરાજપુર | ૧ | અલીરાજપુર | ૧ | ૧૦૧,૯૬૩ |
| શાહપુર | | શાહપુર | | ૫૪,૨૩૩ |
| ૧૩. ઝાબુઆ | ૧ | ૧૧. ઝાબુઆ | ૧ | ૧૪૫,૫૨૨ |
| સૈલાના | ૧ | સૈલાના | ૧ | ૩૫,૨૨૩ |
| સિતામાઉ | ૧ | સિતામાઉ | ૧ | ૨૮,૪૨૨ |
| ૧૪. રાજગઢ | | ૧૨. રાજગઢ | | ૧૩૪,૮૯૧ |
| નરસિંહગઢ | ૧ | નરસિંહગઢ | ૧ | ૧૧૩,૮૭૩ |
| ખિલચીપુર | | ખિલચીપુર | | ૪૫,૫૮૩ |
| વિભાગ-૧૨ | | | | |
| ૧. કચ્છ | ૧ | ૧. કચ્છ | ૧ | ૫૧૪,૩૦૭ |
| ૨. ઈડર | ૧ | ૨. ઈડર | ૧ | ૨૬૨,૬૬૦ |
| ૩. નવાનગર | ૧ | ૩. નવાનગર | ૧ | ૪૦૦,૧૯૨ |
| ૪. ભાવનગર | ૧ | ૪. ભાવનગર | ૧ | ૫૦૦,૨૭૪ |
| ૫. જૂનાગઢ | ૧ | ૫. જૂનાગઢ | ૧ | ૫૪૫,૧૫૨ |
| ૬. રાજપીપળા | ૧ | ૬. રાજપીપળા | ૧ | ૨૦૬,૧૧૪ |
| પાલનપુર | | પાલનપુર | | ૨૬૪,૧૭૯ |
| ૭. ધ્રાંગધ્રા | ૧ | ૭. ધ્રાંગધ્રા | ૧ | ૮૮,૯૬૧ |
| ગોંડલ | | ગોંડલ | | ૨૦૫,૮૪૬ |
| ૮. પોરબંદર | ૧ | ૮. પોરબંદર | ૧ | ૧૧૫,૬૭૬ |
| મોરબી | | મોરબી | | ૧૧૩,૦૨૩ |
| ૯. રાધનપુર | | ૯. રાધનપુર | | ૭૦,૫૮૦ |
| વાંકાનેર | ૧ | વાંકાનેર | ૧ | ૪૪,૨૫૯ |
| પાલિતાણા | | પાલિતાણા | | ૬૨૪,૧૫૦ |
| ૧૦. ખંભાત | | ૧૦. ખંભાત | | ૮૭,૭૦૧ |
| ધરમપુર | ૧ | ધરમપુર | ૧ | ૧૧૨૧,૦૭૧ |
| બાલાસિનોર | | બાલાસિનોર | | ૫૨,૨૫૭ |
| ૧૧. બારિયા | | ૧૧. બારિયા | | ૧૫૯,૪૨૯ |
| છોટાઉદેપુર | ૧ | છોટાઉદેપુર | ૧ | ૧૪૪,૬૪૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | સંત | | | સંત | | ૮૩,૫૩૧ |
| | લુણાવાડા | | | લુણાવાડા | | ૯૫,૧૬૨ |
| ૧૨. | વાંસદા | ૧ | ૧૨. | વાસદા | ૧ | ૪૮,૮૩૯ |
| | સચીન | ૧ | | સચીન | | ૨૨,૧૦૭ |
| | જવહર | | | જવહર | | ૫૭,૨૬૧ |
| | દાંતા | | | દાંતા | | ૨૬,૧૯૬ |
| | ધ્રોળ | | | ધ્રોળ | ૧ | ૨૭,૬૩૯ |
| | લીંબડી | | | લીંબડી | | ૪૦,૦૮૯ |
| | વઢવાણ | ૧ | | વઢવાણ | | ૪૨,૬૦૨ |
| | રાજકોટ | | | રાજકોટ | | ૭૫,૫૪૦ |
| | વિભાગ-૧૩ | | | વિભાગ-૧૩ | | |
| ૧. | કોલ્હાપુર | ૨ | ૧. | કોલ્હાપુર | ૧ | ૯૫૭,૧૩૭ |
| ૨. | સાંગલી | | ૨. | સાંગલી | ૧ | ૨૫૮,૪૪૨ |
| | સાવંતવાડી | ૧ | | સાંવતવાડી | | ૨૩૦,૫૮૯ |
| ૩. | જંજિરા | | ૩. | જંજિરા | | ૧૧૦,૩૭૯ |
| | મુધોલ | ૧ | | મુધોલ | ૧ | ૬૨,૮૩૨ |
| | ભોર | | | ભોર | | ૧૪૧,૫૪૬ |
| ૪. | જામખંડી | | ૪. | જામખંડી | | ૧૧૪,૨૭૦ |
| | મિરજ (મોટું) | ૧ | | મિરજ (મોટું) | ૧ | ૯૩,૯૩૮ |
| | મિરજ (નાનું) | | | મિરજ (નાનું) | ૧ | ૪૦,૬૮૪ |
| | કુંદવાડ (મોટું) | | | કુંદવાડ (મોટું) | | ૪૪,૨૦૪ |
| | કુંદવાડ (નાનું) | ૧ | | કુંદવાડ (નાનું) | | ૭૫,૫૪૦ |
| ૫. | અકલકોટ | | ૫. | અકલકોટ | | ૯૨,૬૦૫ |
| | ફલટણ | | | ફલટણ | | ૫૮,૭૬૧ |
| | જાથ | ૧ | | જાથ | ૧ | ૯૧,૦૯૯ |
| | ઔંધ | | | ઔંધ | | ૭૬,૫૦૭ |
| | રામદુર્ગ | | | રામદુર્ગ | | ૩૫,૪૫૪ |
| | વિભાગ-૧૪ | | | વિભાગ-૧૪ | | |
| ૧. | પતિયાલા | ૨ | ૧. | પતિયાલા | ૨ | ૧,૬૫૨,૫૨૦ |
| ૨. | ભાવલપુર | ૨ | ૨. | ભાવલપુર | ૧ | ૯૮૪,૬૧૨ |
| ૩. | ખૈરપુર | ૧ | | ખૈરપુર | ૧ | ૨૨૭,૧૮૩ |
| ૪. | કપુરથલા | ૧ | ૪. | કપુરથલા | ૧ | ૩૧૬,૭૫૭ |
| ૫. | જિંદ | ૧ | ૫. | જિંદ | ૧ | ૩૨૪,૬૭૬ |
| ૬. | નાભા | ૧ | ૬. | નાભા | ૧ | ૨૮૭,૫૭૪ |
| ૭. | મંડી | | ૭. | તેહરીગઢવાલ | ૧ | ૩૪૯,૫૭૩ |

| | | | | |
|---|---|---|---|---|
| વિલાસપુર | ૧ | મંડી | ૧ | ૨૦૭,૪૬૫ |
| વિલાસપુર | | વિલાસપુર | ૧ | ૧૦૦,૯૯૪ |
| ૮. તેહરી ગઢવાલ | | વિલાસપુર | ૧ | ૫૮,૪૦૮ |
| સિરમુર | ૧ | ૯. સિરમુર | ૧ | ૧૪૮,૫૬૮ |
| ચંબા | | ચંબા | | ૧૪૬,૮૭૦ |
| ૯. ફરિદકોટ | ૧ | ૧૦. ફરિદકોટ | ૧ | ૧૬૪,૩૦૪ |
| મલેરકોટા | | મલેરકોટા | | ૮૩,૦૭૨ |
| લોહરૂ | | લોહરૂ | | ૨૩,૩૩૮ |
| વિભાગ-૧૫ | | વિભાગ-૧૫ | | |
| ૧. કુચબિહાર | | ૧. કુચ બિહાર | ૧ | ૫૯૦,૮૮૬ |
| ૨. ત્રિપુરા | ૧. | ૨. ત્રિપુરા | ૧ | ૩૮૨,૪૫૦ |
| મણિપુર | | ૩. મણિપુર | | ૪૪૫,૬૦૬ |
| વિભાગ-૧૬ | | વિભાગ-૧૬ | | |
| ૧. મયૂરભંજ | | ૧. મયૂરભંજ | | ૮૮૯,૬૦૩ |
| સોનેપુર | ૧ | ૨. સોનેપુર | ૧ | ૨૩૭,૯૨૦ |
| ૨. પટણા | | ૩. પટણા | ૧ | ૫૬૬,૯૨૪ |
| કાલાહંડી | ૧ | ૪. કાલાહંડી | ૧ | ૫૧૩,૭૧૬ |
| ૩. કિઓંજહર | | ૫. કિઓંજહર | ૧ | ૪૬૦,૬૦૯ |
| છેનકનલ | | ૬. ગંગપુર | ૧ | ૩૫૬,૬૭૪ |
| નયાગઢ | ૧ | ૭. બસ્તર | ૧ | ૫૨૪,૭૨૧ |
| તાલચર, નિલગિરિ | | ૮. સુરગુજા | ૧ | ૫૦૧,૯૩૯ |
| ૪. ગંગપુર | | ૯. ઘેનકનલ | | ૨૮૪,૩૨૬ |
| બામરા | | નયાગઢ | ૩ | ૩૪૨,૪૦૬ |
| સેરાઈકેલા | ૧ | સેરાઈકેલા | | ૩૪૩,૫૨૫ |
| બોનાઇ | | બોનાઇ | | ૧૩૫,૨૪૩ |
| બોનાઈ | | તાલેચેર | | ૬૯,૭૦૨ |
| | | બોનાઈ | | ૮૦,૧૮૬ |
| | | નિલગિરિ | | ૬૮,૫૯૪ |
| | | બામરા | | ૧૫૧,૦૪૭ |
| ૫. બસ્તર | | ૧૦. રાયગઢ | | ૨૭૭,૫૬૯ |
| સુરગુજા | ૧ | ખૈરગઢ | | ૧૫૭,૪૦૦ |
| રાયગઢ | | જશપુર | | ૧૯૩,૬૯૮ |
| નંદગાંવ | | કાંકેર | ૩ | ૧૩૬,૧૦૧ |
| ૬. ખૈરગઢ | | સરણગઢ | | ૧૨૮,૯૬૭ |
| જશપુર | | કોરિયા | | ૯૦,૮૮૬ |

| | | | |
|---|---|---|---|
| કાંકેર<br>કોરિયા<br>શરણગઢ | નંદગામ | ૩ | ૧૮૨,૩૮૦ |
| વિભાગ-૧૭ | વિભાગ-૧૭ | | |
| ૭. અગાઉના કોઈપણ વિભાગમાં ન સમાવેલા, પણ આ અનુસૂચિના ૨ ભાગના ફકરા-૧૨માં વર્ણવેલ | અગાઉના કોઈ પણ વિભાગમાં ન સમાવેલા, પણ આ વિભાગની અનુસૂચિના ભાગના ફકરા-૧૨માં વર્ણવેલ | ૫ | ૩,૦૪૭,૧૨૧ |
| આ કોઠામાં રાજ્યોની કુલ વસ્તી | | | ૭૮,૯૯૬,૮૪૪ |

પરિશિષ્ટ ૧૮

# નામદાર સમ્રાટની સરકારે આપેલો કોમી ચુકાદો-૧૯૩૨[1]

નામદાર સમ્રાટની સરકાર વતી, ગોળમેજી પરિષદની બીજી બેઠક પૂરી થતી હતી તે સમયે, તારીખ પહેલી ડિસેમ્બરે, વડાપ્રધાને કરેલા નિવેદનમાં એવું સ્પષ્ટ કરાયું હતું કે જો હિંદની કોમો, પરિષદ જેને ઉકેલવામાં નિષ્ફળ ગઈ છે તે કોમી પ્રશ્ન પર બધા પક્ષોને સ્વીકાર્ય એવી સમજૂતી સાધવામાં નિષ્ફળ જશે તો નામદાર સમ્રાટની સરકાર તે અંગે કૃતસંકલ્પ છે કે તેને કારણે હિંદની બંધારણીય પ્રગતિ અટકવી ન જોઈએ અને તે કોઈ કામચલાઉ યોજના શોધી અને તેને અમલી બનાવી આવો અવરોધ દૂર કરશે. પાર્લામેન્ટના બંને ગૃહોએ પણ પાછળથી તેને સમર્થન આપ્યું હતું.[1]

૨. ગયા માર્ચ મહિનાની ઓગણીસમી તારીખે નામદાર સમ્રાટની સરકારે, સમાધાન સાધવામાં મળતી સતત નિષ્ફળતાને કારણે નવું બંધારણ ઘડવા માટેની યોજનાઓની પ્રગતિ રૂંધાય છે તેવી જાણ થતાં જાહેર કર્યું કે તે ઊભા થતા કેટલાક મુશ્કેલ તથા વિવાદસ્પદ પ્રશ્નોની કાળજીપૂર્વકની પુનઃ ચકાસણીમાં રોકાયેલી હતી. તેને હવે સંતોષ થયો છે કે નવા બંધારણ નીચે લઘુમતીઓની સ્થિતિ સાથે સંકળાયેલા પ્રશ્નોના ઓછામાં ઓછાં કેટલાંક પાસાંઓ અંગે નિર્ણય નહિ લેવાય તો બંધારણ ઘડવામાં કશી પ્રગતિ નહિ સાધી શકાય.

૩. તે પ્રમાણે, નામદાર સમ્રાટની સરકારે નિર્ણય કર્યો છે કે યોગ્ય સમયે પાર્લામેન્ટ સમક્ષ મૂકવા માટેની હિંદના બંધારણ સંબંધી, નીચેની દરખાસ્તોમાં, નીચે આપેલી યોજનાને અમલી બનાવવા તે જોગવાઈઓ કરશે. પ્રાંતીય ધારાસભાઓમાં બ્રિટિશ હિંદની કોમોના પ્રતિનિધિત્વ માટેની જે વ્યવસ્થાઓ કરવાની છે તે વ્યવસ્થાઓ પૂરતો જ આ યોજનાનો વ્યાપ હેતુપૂર્વક સીમિત રખાયો છે. કેન્દ્રની ધારાસભાઓમાં પ્રતિનિધિત્વની વિચારણા નીચે આપેલ વીસમા ફકરામાં આપેલાં કારણોસર મોકૂફ રાખવામાં આવી છે. આ યોજનાનો વ્યાપ

૧ પાર્લામેન્ટરી પેપર (કમાન્ડ ૪૧૪૭), ૧૯૩૨, અધિકૃત રીતે આને કોમી નિર્ણય કહેવામાં આવે છે.

મર્યાદિત રાખવાના નિર્ણયથી તેવું ફલિત થતું નથી કે બંધારણ ઘડતાં લઘુમતીઓના અતિમહત્ત્વના અસંખ્ય પ્રશ્નો અંગે નિર્ણય લેવાની આવશ્યકતા ઊભી થશે તે વાત સમજવામાં નિષ્ફળતા મળી છે. પણ આવો નિર્ણય એ આશાએ લેવાયો છે કે પ્રતિનિધિત્વની રીત અને પ્રમાણના મૂળભૂત પ્રશ્ન અંગે જો એકવાર જાહેરાત થઈ જાય તો જેમના અંગે હજી તે પ્રશ્નોની અનિવાર્ય એવી તપાસ થઈ નથી તેવા અન્ય કોમી પ્રશ્નો અંગે કામચલાઉ તડજોડ કરવાનું કદાચ કોમોને પોતાને માટે શક્ય બને જ.

૪. નામદાર સમ્રાટની સરકાર ઈચ્છે કે તેવું સ્પષ્ટપણે સમજાવું જોઈએ કે તે પોતે, તેમના નિર્ણયનું પુનરાવલોકન કરવાના આશયથી જો કોઈ વાટાઘાટોની પહેલ થાય તો તે તેમાં પક્ષકાર ન બની શકે અને સંબંધિત સર્વ પક્ષોએ સમર્થન નહિ આપેલા ફેરફારો આમાં કરાવવાના હેતુથી થયેલી કોઈ પણ રજૂઆત પર વિચારણા કરવા તે તૈયાર નહિ થાય. પણ સર્વમાન્ય સંમત સમજૂતી રાજીખુશીથી સધાય તો તેવી સર્વસંમત સમજૂતી માટે બારણા બંધ નહિ રાખવાની તેની ખૂબ ઈચ્છા છે. એટલે જો, હિંદ સરકારનો નવો ધારો કાયદા તરીકે પસાર થાય તે પહેલાં તેને સંતોષ થશે કે સંબંધિત કોમોએ ગવર્નર શાસિત એક કે વધુ પ્રાંતો માટે અથવા તો સમગ્ર બ્રિટિશ હિંદ માટે વ્યવહારુ વૈકલ્પિક યોજના પર પરસ્પર સંમતિ સાધી છે તો તે પાર્લામેન્ટને એમ સૂચવવા તૈયાર થશે કે અત્યારે આંકેલી યોજનાની જોગવાઈઓને બદલે તે વિકલ્પ રજૂ થવો જોઈએ.

૫. ગવર્નરના પ્રાંતામાં ધારાસભામાં બેઠકોની અથવા તો જો ઉપલું ગૃહ હોય તો નીચેના ગૃહમાં બેઠકોની આ સાથે જોડેલા કોઠા પ્રમાણે ફાળવણી થશે.[1]

૬. મુસલમાનો, યુરોપિયનો તથા શીખોના મતદાર મંડળોને ફાળવેલી બેઠકોની ચૂંટણી તેમને અને પ્રાંતના સમગ્ર વિસ્તારને આવરી લેતા અલગ કોમી મતદારમંડળોમાં મતદારોએ કરેલા મતદાનથી થશે. (મતદાર વિસ્તારમાંથી 'પછાત' તરીકે કોઈ ખાસ કિસ્સાઓમાં બાકાત રખાયેલા કોઈ ભાગ સિવાય).

ક્યાં યોગ્ય પગલાં યોજવાં જોઈએ તે નક્કી કરવા, સંબંધિત સર્વ પક્ષોની

૧ જુઓ પાનું ૩૭૦.

સંમતિથી દસ વર્ષ પછી આ ચૂંટણીને લગતી ગોઠવણનું (અને નીચે જણાવેલી તેવી અન્ય ગોઠવણીની પણ) સમીક્ષા કરવાની સત્તા આપતી જોગવાઈ પણ આ બંધારણમાં જ કરવામાં આવશે.

૭. યોગ્યતા ધરાવતા તમામ મતદારો કે જે મુસ્લિમો, શીખો, (દેશી ખ્રિસ્તીઓ, જુઓ નીચેનો ફકરો ૧૦) ઍંગ્લો ઇન્ડિયનો (જુઓ નીચેનો ફકરો ૧૧) અથવા યુરોપીય મતદારમંડળમાં નોંધાયેલા નથી તેમને સામાન્ય મતદાર મંડળમાં મત આપવાનો અધિકાર હશે.

૮. કેટલાક નક્કી કરેલા સામાન્ય મતદારોનાં બહુસભ્ય મતદારમંડળોમાંથી મરાઠાઓ માટે સાત બેઠકો અનામત રાખવામાં આવશે.

૯. યોગ્યતા ધરાવતા 'દલિત વર્ગો'ના મતદારો સામાન્ય મતદારમંડળોમાં મતદાન કરશે. સંભવ છે કે સારાએવા સમય સુધી આ વર્ગોને એક માત્ર આ જ સાધનથી ધારાસભામાં યોગ્ય પ્રતિનિધિત્વ પ્રાપ્ત ન પણ થાય તે હકીકતને ખ્યાલમાં રાખીને કોઠામાં બતાવ્યા પ્રમાણે વિશિષ્ટ બેઠકોની સંખ્યા તેમને અપાશે. આ બેઠકો ખાસ મતદારમંડળો દ્વારા ભરાશે અને તે મંડળોમાં મતદાર માટે યોગ્યતાપાત્ર માત્ર "દલિત વર્ગો"ના જ મતદારોને મતાધિકાર રહેશે. ઉપર કહ્યું તેમ, આવા વિશિષ્ટ મતદારમંડળોમાં મતદાન કરતી વ્યક્તિને સામાન્ય મતદાર મંડળોમાં પણ મતદાનનો અધિકાર રહેશે. એવું ધારવામાં આવે છે કે આ પ્રકારનાં મતદારમંડળો જયાં દલિત વર્ગોની સંખ્યા વધુ છે તેવા ખાસ વિસ્તારોમાં જ રચવો જોઈએ અને માત્ર મદ્રાસ સિવાય તે ને પ્રાંતના આખાયે વિસ્તારમાં ન રચવાં જોઈએ.

એમ લાગે છે કે બંગાળમાં કેટલાક સામાન્ય મતદારમંડળોમાં બહુમતી મતદારો દલિત વર્ગોના હોય. તદનુસાર, વિશેષ તપાસ ન થાય ત્યાંસુધી તે પ્રાંતના દલિત વર્ગોના ખાસ મતદારમંડળોમાંથી ચૂંટવાની કોઈ નિશ્ચિત સંખ્યા નક્કી કરવામાં આવી નથી. એવું માનવામાં આવ્યું છે કે બંગાળની ધારાસભામાં દલિત વર્ગોને દસ બેઠકોથી ઓછી બેઠકો ન મળવી જોઈએ.

પ્રત્યેક પ્રાંતમાં (જો તે મતાધિકાર ધરાવતા હોય) દલિત વર્ગોનાં આવાં ખાસ

મતદારમંડળો દ્વારા કેટલાક મતદારોને મતાધિકાર રહેશે તેની વ્યાખ્યા ચોક્કસપણે નક્કી કરવામાં આવી નથી. નિયમ તરીકે તે મતાધિકાર સમિતિના અહેવાલે હિમાયત કરેલા સામાન્ય સિદ્ધાંતોને આધારે હશે. ઉત્તર હિંદના કેટલાક ભાગોમાં કેટલાક ફેરફારો અનિવાર્ય બનશે જ્યાં અસ્પૃશ્યતાના સામાન્ય માપદંડનો અમલ તે પ્રાંતની વિશિષ્ટ પરિસ્થિતિઓના સંદર્ભમાં કંઈક અંશે પ્રતિકૂળ બને.

નામદાર સમ્રાટની સરકાર એવું નથી માનતી કે દલિત વર્ગોના આ વિશિષ્ટ મતદારમંડળોની જરૂર મર્યાદિત સમયથી વધુ સમય સુધી પડે. તેમની એવી ઈચ્છા છે કે ફકરા-૬માં દર્શાવેલ મતદાર અંગેની સુધારણાની સામાન્ય સત્તા નીચે તે અગાઉ રદ ન થયાં હોય તો બંધારણમાં એવી જોગવાઈ કરવી જોઈએ કે તે વીસ વર્ષ પછી નાબૂદ થશે.

૧૦. દેશી ખ્રિસ્તીઓને ફાળવાયેલી બેઠકોની ચૂંટણી ખાસ રચાયેલાં કોમવાર મતદારમંડળોમાં મતદાન કરતા મતદારો દ્વારા થશે. એટલું લગભગ નિશ્ચિત લાગે છે કે માત્ર કદાચ મદ્રાસ સિવાય એ આખા પ્રાંતને આવરી લેતાં દેશી ખ્રિસ્તીઓનાં મતદારમંડળો વ્યવહારુ મુશ્કેલીઓને કારણે રચી નહિ શકાય અને તદનુસાર ખાસ દેશી ભારતીય ખ્રિસ્તી મતદાર મંડળો માત્ર બે કે ત્રણ પસંદ કરેલા વિસ્તારોમાં જ રચવાં પડશે. આ વિસ્તારો બહારના દેશી ખ્રિસ્તી મતદારો સામાન્ય મતદારમંડળમાં મતદાન કરશે નહિ. બિહાર અને ઓરિસ્સાના વિસ્તારોમાં જ્યાં આદિમ જાતિના દેશી ખ્રિસ્તીઓ સારા પ્રમાણમાં વસે છે ત્યાં ખાસ વ્યવસ્થા કરવી પડશે.

૧૧. એંગ્લો - ઇન્ડિયનોને ફાળવાયેલી બેઠકોની ચૂંટણી, ખાસ રચાયેલાં કોમવાર મતદારઝમંડળો દ્વારા થશે. ઊભી થનાર વ્યવહારુ મુશ્કેલીઓની તપાસને અધીન રહીને અત્યારે તો એવું માનવામાં આવ્યું છે કે એંગ્લો ઇન્ડિયન મતદાર મંડળો પ્રત્યેક પ્રાંતના સમગ્ર પ્રદેશને આવરી લેશે. ટપાલ દ્વારા ગુપ્ત મતદાનની પ્રથા પણ અપનાવાઈ છે. પણ હજી આખરી નિર્ણય લેવાયો નથી.

૧૨. પછાત વિસ્તારોમાંથી આવતા પ્રતિનિધિઓને ફાળવાયેલી બેઠકો ભરવાની રીત અંગે હજી તપાસ ચાલે છે. અને આ રીતે ફાળવાયેલી બેઠકો, આવા

વિસ્તારો અંગે બંધારણીય વ્યવસ્થાઓ અંગેનો અંતિમ નિર્ણય ન આવે ત્યાં સુધી કામચલાઉ લેખાવી જોઈએ.

૧૩. નવી ધારાસભાઓમાં સ્ત્રી સભ્યોની પણ થોડીક સંખ્યા હોય તેવી પરિસ્થિતિને નામદાર સમ્રાટની સરકાર વધુ મહત્ત્વ આપે છે. તે માને છે કે, પ્રારંભમાં, સ્ત્રીઓને ચોક્કસ સંખ્યામાં બેઠકો ફાળવવાની વ્યવસ્થા કર્યા વિના આ હેતુ સિદ્ધ નહિ થઈ શકે. તેને એમ પણ લાગે છે કે સ્ત્રી સભ્યો એક જ કોમમાંથી અપ્રમાણસર ન ચૂંટાય તે પણ મહત્ત્વનું છે. આ જોખમ ટાળે અને સ્ત્રીઓ માટેની પ્રત્યેક ખાસ બેઠક માટે એક જ કોમના મતદારોનાં મતદારમંડળને મર્યાદિત કર્યા સિવાયની પ્રતિનિધિત્વ માટે અપનાવવી અનિવાર્ય હોય તેવી પ્રતિનિધિત્વની બાકીની યોજના સાથે સુસંગત હોય એવી કોઈ પ્રથા હજી સુધી તેઓ શોધી શક્યા નથી.[1] તદનુસાર, સ્ત્રીઓ માટેની ખાસ બેઠકો તે કોઠામાં બતાવ્યા પ્રમાણે વિવિધ કોમો વચ્ચે ચોક્કસ પ્રકારે વહેંચવામાં આવી છે. આ ખાસ મતદારમંડળોમાં કામમાં લેવાનું ચોક્કસ મતદાનતંત્ર હજી વિચારણા હેઠળ છે.

૧૪. 'કામદારોને' અપાયેલી બેઠક કોમવાર ન હોય એવા મતદારમંડળ દ્વારા ભરાશે. તેની મતદાન વિધિ હજી હવે નક્કી કરવાની છે પણ મોટા ભાગના પ્રાંતોમાં કામદાર મતદારમંડળો અંશતઃ કામદાર સંગઠનો હોવાનો અને અંશતઃ મતાધિકાર સમિતિએ સૂચવેલાં ખાસ મતદારમંડળો હોવાનો સંભવ છે.

૧૫. વ્યાપાર અને ઉદ્યોગને અને ખાણકામ અને ખેતી માટે ફાળવાયેલી ખાસ બેઠકો વ્યાપારી મંડળો તથા અન્ય મંડળો ચૂંટણી પ્રથા દ્વારા ભરશે. આ બેઠકો સંબંધી મતદાન વ્યવસ્થાની વિગતો માટે વધુ તપાસ ચાલી રહી છે.

૧૬. જમીનદારોની ફાળવાયેલી ખાસ બેઠકો જમીનદારોના ખાસ મતદાર મંડળ દ્વારા ચૂંટણી પ્રથાથી ભરાશે.

૧૭. યુનિવર્સિટીઓની બેઠકો અંગેની ચૂંટણી માટે જે પ્રથા અપનાવવાની છે તે હજી વિચારણા હેઠળ છે.

૧ માત્ર એક જ અપવાદ સિવાય, જુઓ પરિશિષ્ટ-૧૬ના કોઠા સાથે જોડેલી નોંધ (ચ).

૧૮. પ્રાંતીય ધારાસભાઓમાં પ્રતિનિધિત્વના આ પ્રશ્નોની મહત્ત્વની વિગતોમાં ઊતરવાનું નામદાર સમ્રાટની સરકાર માટે અશક્ય બન્યું છે. છતાં મતદાર મંડળો નક્કી કરવાનાં રહે છે. તે માને છે કે આ કાર્ય હિંદમાં શક્ય તેટલું વહેલું હાથ ધરાવું જોઈએ.

સંભવ છે કે કેટલાક કિસ્સાઓમાં અત્યારે અપાયેલી બેઠકોની સંખ્યામાં થોડો ફેરફાર કરવાથી મતદારમંડળો નક્કી કરવાના કામમાં મહત્ત્વનો સુધારો થશે. નામદાર સમ્રાટની સરકાર આવા હેતુઓ માટે આવા ફેરફારો કરવાનો અધિકાર અનામત રાખે છે, પરંતુ તે ફેરફારો જરૂરી કોમો વચ્ચેની જરૂરી સમતુલા પર મહત્ત્વની અસર પહોંચાડતા ન હોવા જોઈએ. છતાં, બંગાળ તથા પંજાબના કિસ્સામાં આવા ફેરફારો કરવામાં નહિ આવે.

૧૯. પ્રાંતોમાં બીજા ગૃહોની રચના કરવાના પ્રશ્ને બંધારણીય ચર્ચાઓમાં હજી સુધી પ્રમાણમાં ઓછું ધ્યાન ખેંચ્યું છે અને કયા પ્રાંતોમાં બીજાગૃહની રચના થવી જોઈએ અથવા તો તેમની રચના અંગે કોઈ યોજના ઘડાવી જોઈએ તેવો નિર્ણય લેતાં પહેલાં વધુ વિચારણા કરવાની જરૂર છે.

નામદાર સમ્રાટની સરકાર એવું વિચારે છે કે પ્રાંતમાં ઉપલા ગૃહની રચના નીચલા ગૃહની રચનાને પરિણામે કોમો વચ્ચેની સમતુલાને મહત્ત્વની રીતે ખલેલ પહોંચાડતી ન હોવી જોઈ.

૨૦. નામદાર સમ્રાટની સરકાર અત્યારે કેન્દ્રીય ધારાસભાનાં કદ તથા રચનાના પ્રશ્નમાં ઊતરવા માગતી નથી, કારણ કે બીજા અનેક પ્રશ્નોની સાથે તે દેશી રાજ્યોના પ્રતિનિધિત્વના પ્રશ્નનો પણ તેમાં સમાવેશ કરે છે. આ પ્રશ્નની હજી વધુ વિચારણા જરૂરી છે. અલબત્ત, તેની રચના કરતી વખતે તેમાં યોગ્ય પ્રતિનિધિત્વના બધી જ કોમોના દાવાઓને તે સંપૂર્ણ આદર આપશે.

૨૧. નામદાર સમ્રાટની સરકારે તે સિદ્ધાંતનો તો ક્યારનોય સ્વીકાર કરી લીધો છે કે જો તે સિંધ અર્થતંત્ર વ્યવસ્થાના સંતોષજનક સાધનો મેળવી શકે તો સિંધનો અલગ પ્રાંત રચવો જ. સમવાયી અર્થવ્યવસ્થાના અન્ય પ્રશ્નોના સંદર્ભમાં તેના આર્થિક પ્રશ્નોની પુનર્વિચારણા કરવાની હોઈ, અત્યારને તબક્કે,

મુંબઈ પ્રાંતની તથા સિંધની અલગ ધારાસભાઓની યોજના ઉપરાંત, વર્તમાન મુંબઈ પ્રાંતની ધારાસભામાં તેના પ્રતિનિધિઓની સંખ્યાનો સમાવેશ કરવાનું નામદાર સમ્રાટની સરકારને વધુ યોગ્ય લાગ્યું છે.

૨૨. બિહાર અને ઓરિસ્સાના આપેલા આંકડાઓ હાલના પ્રાંતના આંકડાઓ છે. ઓરિસ્સાનો અલગ પ્રાંત રચવાનો પ્રશ્ન હજી તપાસ હેઠળ છે.

૨૩. આંકડાઓના કોઠામાં, વિરાર સહિત મધ્યપ્રાંતોની ધારાસભાની સંખ્યાના સમાવેશથી એવું નથી સૂચવાતું કે વિરારની ભાવિ બંધારણીય સ્થતિ અંગે કોઈ નિર્ણય પર આવી શકાયું છે.

લંડન
૪, ઑગસ્ટ, ૧૯૩૨.

પરિશિષ્ટ-૧૮ (ચાલુ)

## પ્રાંતીય ધારાસભાઓમાં બેઠકોની ફાળવણી (માત્ર નીચલા ગૃહમાં)

| પ્રાંત | સામાન્ય | દલિત વર્ગો | પછાત વિસ્તારના પ્રતિનિધિઓ | શીખો | મુસ્લિમો | દેશી ખ્રિસ્તીઓ | એંગ્લો-ઈન્ડિયનો | યુરોપીઅનો | વ્યાપાર ઉદ્યોગો તથા ખાણકામ અને ખેતીના પ્રતિનિધિઓ માટે ખાસ બેઠકો (ઞ) | જમીન ખાતેદારો માટે ખાસ બેઠકો | યુનિવર્સિટી માટે ખાસ બેઠકો | કામદારો માટે ખાસ બેઠકો | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૧૩૪ (૬ મહિલાઓ સહિત) | ૧૮ | ૧ | ૦ | ૨૯ (એક મહિલા સહિત) | ૯ (એક મહિલા સહિત) | ૨ | ૩ | ૬ | ૬ | ૧ | ૬ | ૨૧૫ |
| મુંબઈ (સિંધ સહિત) | ૯૭(ખ) (પાંચ મહિલાઓ સહિત) | ૧૦ | ૧ | ૦ | ૬૩ (એક મહિલા સહિત) | ૩ | ૨ | ૪ | ૮ | ૩ | ૧ | ૮ | ૨૦૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બંગાળ | ૮૦(ગ) (બે મહિલાઓ સહિત) | ગ | ૦ | ૦ | ૧૧૯ (બે મહિલાઓ સહિત) | ૨ (એક મહિલા સ. | ૪ | ૧૧ | ૧૯ | ૫ | ૨ | ૮ | ૨૫૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૩૨ (ચાર મહિલાઓ સહિત) | ૧૨ | ૦ | ૦ | ૬૬ (બે મહિલાઓ સહિત) | ૨ | ૧ | ૨ | ૩ | ૫ | ૧ | ૩ | ૨૨૯ |
| પંજાબ | ૪૩ (એક મહિલા સહિત) | ૦ | ૦ | ૩૨ (એક મહિલાઓસહિત) | ૮૬ (બે મહિલાઓ સહિત) | ૨ | ૧ | ૧ | ૧ | ૫(ડી) | ૧ | ૩ | ૧૭૫ |
| બિહાર અને ઓરિસ્સા | ૯૯ (ત્રણ મહિલાઓ સહિત) | ૭ | ૮ | ૦ | ૪૨ (એક મહિલાઓ સહિત) | ૨ | ૧ | ૨ | ૪ | ૪ | ૧ | ૪ | ૧૭૪ |
| મધ્ય પ્રાંતો (વિરાર સહિત) | ૭૭ (૩ મહિલાઓ સહિત) | ૧૦ | ૧ | ૦ | ૧૪ | ૦ | ૧ | ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૧૧૨ |
| આસામ | ૪૪(ચ) (એક મહિલા સહિત) | ૪ | - | ૦ | ૩૪ | ૧ | ૦ | ૧ | ૧૧ | - | ૦ | ૪ | ૯૯ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વાયવ્ય સરહદી પ્રાંત | ૯ | ૦ | ૦ | ૩ | ૩૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૫૦ |
| મુંબઈ (સિંધ સિવાય) | ૧૦૦(ખ) (પાંચ મહિલા સહિત) | ૧૦ | ૧ | ૦ | ૩૦ (એક મહિલા સહિત) | ૩ | ૨ | ૩ | ૭ | ૨ | ૧ | ૭ | ૧૭૬ |
| સિંધ | ૧૯ (એક મહિલા સહિત) | ૦ | ૦ | ૦ | ૩૪ (એક મહિલા સહિત) | ૦ | ૦ | ૨ | ૨ | ૨ | ૦ | ૧ | ૬૦ |

(ક) જે સંસ્થા મારફત આ બેઠકોની ચૂંટણી કરવામાં આવશે તે સંસ્થાઓની રચના, જો કે મોટા ભાગના કેસોમાં મુખ્યત્વે યુરોપિયન કે મુખ્યત્વે હિંદીઓ ન હોય ત્યાં કાનૂની રીતે નક્કી કરવામાં આવશે નહિ. તે અનુસાર દરેક પ્રાંતમાં ક્રમશઃ કેટલા યુરોપિયનો અને હિંદીઓ ચૂંટાઈ આવશે તે ચોક્કસ જણાવવાનું શક્ય નથી. આમ છતાં, એવી અપેક્ષા રાખવામાં આવે છે કે શરૂઆતમાં સંખ્યા નીચે મુજબ રહેશે. મદ્રાસ, ૪ યુરોપિયનો, ૨ હિંદીઓ; મુંબઈ (સિંધ સહિત), ૫ યુરોપિયનો, ૩ હિંદીઓ; બંગાળ, ૧૪ યુરોપિયનો, ૫ હિંદીઓ; સંયુક્ત પ્રાંતો, ૨ યુરોપિયનો, ૧ હિંદી; પંજાબ, ૧ હિંદી, બિહાર અને ઓરિસ્સા, ૨ યુરોપિયનો, ૨ હિંદીઓ; વિરાર સહિત મધ્યપ્રાંતો, ૧ યુરોપિયન, ૧ હિંદી, આસામ, ૮ યુરોપિયનો, ૩ હિંદીઓ; સિંધ વિના મુંબઈ, ૪ યુરોપિયનો, ૩ હિંદીઓ; સિંધ, ૧ યુરોપિયન, ૧ હિંદી.

(ખ) આમાંથી સાત બેઠકો મરાઠાઓ માટે અનામત રાખવામાં આવશે.

(ગ) પત્રકના ફકરા-૯માં સમજાવ્યા મુજબ, બંગાળમાં ખાસ દલિત વર્ગની સંખ્યા - જે ૧૦થી વધશે નહિ - તે હજી નક્કી કરવામાં આવી નથી. સામાન્ય બેઠકોની સંખ્યા ૮૦ ઓછા ખાસ દલિત વર્ગની બેઠકો જેટલી રહેશે.

(ઘ) આ બેઠકોમાંની એક બેઠક તુમાનદાર છે. જમીન-ખાતેદારોની ચાર જગ્યાઓ સંયુક્ત મંતદારમંડળોવાળા ખાસ મતદાર વિભાગોમાંથી ભરવામાં આવશે. મતદાર મંડળોના વિભાજન પરથી એવો સંભવ છે કે ચૂંટાયેલા સભ્યોમાં એક હિંદુ, એક શીખ અને બે મુસલમાન હશે.

(ચ) મહિલાઓની આ બેઠક શિલોંગ ખાતેના બિન-કોમવાર મતદાર વિભાગમાંથી ભરવામાં આવશે.

પરિશિષ્ટ ૧૯

# પૂરક કોમી ચુકાદો[1]

"પછી કેન્દ્રમાં કોમોના પ્રતિનિધિત્વનો પ્રશ્ન ઊભો થયો, ખાસ કરીને મુસ્લિમ કોમના પ્રતિનિધિત્વનો, તે અંગે, હું ચોક્કસપણે કહી શકું - હું માનું છું કે આ અગાઉ પરોક્ષ રીતે મેં ઘણીવાર કહ્યું પણ હતું - કે સરકાર એમ માને છે કે સમાવાયી કેન્દ્રમાં મુસ્લિમ કોમને ૩૩.૧/૩ ટકા પ્રતિનિધિત્વ મળવું જોઈએ. જ્યાં સુધી દેશી રાજ્યોને સંબંધ છે ત્યાં સુધી તે અસરગ્રસ્ત કોમો અને રાજવીઓ વચ્ચેની વ્યવસ્થાનો પ્રશ્ન બને છે. પણ જ્યાં સુધી બ્રિટિશ સરકારને આ પ્રશ્નમાં કંઈક પણ ભાગ લેવાનો ત્યાં સુધી કોઈ પણ સમયે, બેઠકોની ભવિષ્યની ફાળવણી અંગેની વ્યવસ્થા શક્ય તેટલી સરળ બનાવવા માટે અમે શુભેચ્છાભર્યા પ્રયાસ કરીશું."[1]

૧ નામદાર સમ્રાટની સરકારના કોમી ચુકાદાએ (પરિશિષ્ટ ૧૮) કેન્દ્ર સરકારમાં ૩૩.૧/૫ ટકા પ્રતિનિધિત્વના મુસ્લિમ દાવા અંગે કોઈ નિર્ણય કર્યો નહોતો. આ દાવા અંગે નામદાર સમ્રાટની સરકારની જાહેરાત ઈ.સ. ૧૯૩૧ની ૨૪મી ડિસેમ્બરે, ત્રીજી ગોળમેજી પરિષદમાં તેમનું નિવેદન તે કરતા હતા ત્યારે હિંદી વજીર દ્વારા થઈ હતી.

પરિશિષ્ટ ૨૦

# પૂના કરાર

(૧) પ્રાંતીય ધારાસભાઓમાં સામાન્ય મતદાર બેઠકોમાંથી દલિત વર્ગો માટે નીચે પ્રમાણે બેઠકો અનામત રહેશે.[1]

મદ્રાસ ૩૦; સિંધ સહિતનું મુંબઈ ૧૫; પંજાબ ૮; બિહાર અને ઓરિસ્સા ૧૮; મધ્યપ્રાંતો ૨૦; આસામ ૭; બંગાળ ૩૦; સંયુક્ત પ્રાંતો ૨૦; કુલ ૧૪૮.

વડાપ્રધાનના નિર્ણયમાં પ્રાંતીય ધારાસભાઓની કુલ બેઠકોની જે સંખ્યા જાહેર કરાઈ છે તેના ઉપર આ સંખ્યા આધારિત છે.

(૨) આ બેઠકોની ચૂંટણી સંયુક્ત મતદારમંડળો દ્વારા થશે. જો કે તે નીચે આપેલી કાર્યવાહીને અધીન રહેશે :

મતદારમંડળમાંની સામાન્ય મતદાર યાદીમાં નોંધાયેલા દલિત વર્ગોના બધા જ સભ્યો પોતાનું એક મતદારમંડળ રચશે. આ મતદારમંડળ અનામત બેઠકોમાંની પ્રત્યેક બેઠક માટે એક ઉમેદવારને એક જ મત આપી શકાય તે પધ્ધતિ દ્વારા દલિત વર્ગોના ચાર ઉમેદવારોની પેનલ ચૂંટશે. આ પ્રાથમિક ચૂંટણીમાં વધુમાં વધુ મતો મેળવનાર આ ચાર સભ્યો સામાન્ય ચૂંટણીમાં ચૂંટણીના ઉમેદવારો હશે.

(૩) કેન્દ્રીય ધારાસભામાં પણ દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ આ જ રીતે પ્રાંતીય ધારાસભાઓમાં તેમના પ્રતિનિધિત્વ માટે ઉપરની કલમ બેમાં દર્શાવ્યા પ્રમાણે પ્રાથમિક ચૂંટણીની રીતથી સંયુક્ત મતદારમંડળો તથા અનામત બેઠકોના સિધ્ધાંતને આધારે થશે.

(૪) કેન્દ્રીય ધારાસભામાં, તે ધારાસભામાં બ્રિટિશ હિંદના સામાન્ય મતદાર મંડળને ફાળવાયેલી બેઠકોમાંથી અઢાર ટકા બેઠકો દલિત વર્ગો માટે અનામત રહેશે.

(૫) કેન્દ્રીય તથા પ્રાંતીય ધારાસભાઓની ચૂંટણી માટે પ્રાથમિક ચૂંટણી દ્વારા ઉમેદવારની સૂચિ તૈયાર કરવાની આ અગાઉ ઉલ્લેખાયેલી પ્રથાનો અંત પહેલાં

૧ ૧૯૩૨ની ૨૫મી સપ્ટેમ્બરે તેના પર સહીઓ થઈ.

દસ વર્ષને અંતે આવશે સિવાય કે નીચેની કલમ ૬માં દર્શાવેલી પરસ્પરની સમજૂતીની જોગવાઈથી તે પહેલાં તેનો અંત ન આવ્યો હોય તો.

(૬) પ્રાંતીય અને કેન્દ્રીય ધારાસભાઓમાં અનામત બેઠકો દ્વારા દલિત વર્ગોના પ્રતિનિધિત્વની પ્રથાની જે જોગવાઈ કલમ ૧ તથા કલમ ૪માં કરવામાં આવી છે તે, સંબંધિત કોમો વચ્ચેની પરસ્પરની સંમતિથી સમજૂતી દ્વારા નક્કી ન થાય ત્યાં સુધી ચાલુ રહેશે.

(૭) કેન્દ્રીય તથા પ્રાંતીય ધારાસભાઓ માટે દલિત વર્ગોનો મતાધિકાર લોધિઅન સમિતિના અહેવાલમાં સૂચવ્યા પ્રમાણેનો રહેશે.

(૮) તે વ્યક્તિ દલિત વર્ગોની વ્યક્તિ છે તે જ માત્ર કારણે કોઈ પણ વ્યક્તિને સ્થાનિક સંસ્થાઓની કોઈ પણ ચૂંટણીમાં અથવા તો જાહેર સેવાઓમાં ગેરલાયક નહિ ગણવામાં આવે. આ બાબતોમાં દલિત વર્ગોને વાજબી પ્રતિનિધિત્વ મળી રહે તેવો એકેએક પ્રયત્ન કરવામાં આવશે. અલબત્ત, જાહેર સેવાઓમાં નિમણૂક અંગે જે કંઈ શૈક્ષણિક લાયકાતો નક્કી કરવામાં આવી છે તે બંધનકર્તા રહેશે.

(૯) પ્રત્યેક પ્રાંતમાં, શૈક્ષણિક અનુદાનમાંથી દલિતવર્ગના સભ્યોને શૈક્ષણિક સવલતો પૂરી પાડવા પૂરતી રકમ અંકિત કરવામાં આવશે.

## પરિશિષ્ટ ૨૧

# હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે પ્રાંતીય ધારાસભાઓમાં લઘુમતીઓનું પ્રતિનિધિત્વ

## ૧. (નીચલું ગૃહ)

| પ્રાંત | કુલ બેઠકો | મુસ્લિમો | | | અનુસૂચિત જાતિઓ | | | દેશી ખ્રિસ્તીઓ | | | શીખો | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી પ્રમાણે મેળવવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો+ અથવા ઓછી બેઠકો- | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી હેઠળ મેળવવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો+ અથવા ઓછી બેઠકો- | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી હેઠળ મેળવવા જોગ બેઠકો | વધારે બેઠકો+ અથવા ઓછી બેઠકો- | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી હેઠળ મેળવવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો+ અથવા ઓછી બેઠકો- |
| મદ્રાસ | ૨૧૫ | ૨૯ | ૧૭ | +૧૨ | ૩૦ | ૩૫ | -૫ | ૯ | ૯ | - | ૦ | ૦ | - |
| મુંબઈ | ૧૭૫ | ૩૦ | ૧૬ | +૧૪ | ૧૫ | ૧૬ | -૧ | ૩ | ૩ | - | ૦ | ૦ | - |
| બંગાળ | ૨૫૦ | ૧૧૯ | ૧૩૭ | -૧૮ | ૩૦ | ૩૩ | -૩ | ૩ | ૦ | +૩ | ૦ | ૦ | - |
| સંયુક્ત પ્રાંતો | ૨૨૮ | ૬૬ | ૩૫ | +૩૧ | ૨૦ | ૪૯ | -૨૯ | ૨ | ૦ | +૨ | ૦ | ૧ | -૧ |
| પંજાબ | ૧૭૫ | ૮૬ | ૧૦૦ | -૧૪ | ૮ | ૮ | - | ૨ | ૩ | -૧ | ૩૨ | ૨૩ | +૯ |
| બિહાર | ૧૫૨ | ૪૦ | ૨૦ | +૨૦ | ૧૫ | ૨૦ | -૫ | ૧ | ૦ | +૧ | ૦ | ૦ | - |
| મધ્યપ્રાંત અને વિરાર | ૧૧૨ | ૧૪ | ૫ | +૯ | ૨૦ | ૨૦ | - | ૦ | ૦ | - | ૦ | ૦ | - |
| આસામ | ૧૦૮ | ૩૪ | ૩૬ | -૨ | ૭ | ૭ | - | ૧ | ૦ | +૧ | ૦ | ૦ | - |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વાયવ્ય સરહદી પ્રાંત | ૫૦ | ૩૬ | ૪૬ | -૧૦ | ૦ | - | - | ૦ | ૦ | - | ૩ | ૧ | +૨ |
| ઓરિસ્સા | ૬૦ | ૪ | ૧ | +૩ | ૬ | ૯ | -૧ | ૧ | ૦ | +૧ | ૦ | ૦ | - |
| સિંધ | ૬૦ | ૩૪ | ૪૩ | -૯ | ૦ | ૩ | -૩ | ૦ | ૦ | - | ૦ | ૦ | - |
| કુલ | ૧૫૮૫ | ૪૯૨ | ૪૫૬ | +૩૬ | ૧૫૧ | ૨૦૦ | -૪૯ | ૨૨ | ૧૫ | -૭ | ૩૫ | ૨૫ | +૧૦ |

## ઉપલું ગૃહ

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૫૬ | ૭ | ૪ | +૩ | ૦ | ૯ | -૯ | ૩ | ૨ | +૧ | ૦ | ૦ | |
| મુંબઈ | ૩૦ | ૫ | ૩ | +૨ | ૦ | ૩ | -૩ | ૦ | - | - | ૦ | ૦ | - |
| બંગાળ | ૬૫ | ૧૭ | ૩૬ | -૧૯ | ૦ | ૮ | -૮ | ૦ | - | - | ૦ | ૦ | - |
| સંયુક્ત પ્રાંતો | ૬૦ | ૧૭ | ૯ | +૮ | ૦ | ૧૩ | -૧૩ | ૦ | - | - | ૦ | ૦ | - |
| બિહાર | ૩૦ | ૪ | ૪ | - | ૦ | ૪ | -૪ | ૦ | - | - | ૦ | ૦ | - |
| આસામ | ૨૨ | ૧૦ | ૭ | +૩ | ૦ | ૧ | -૧ | ૦ | - | - | ૦ | ૦ | - |
| કુલ | ૨૬૩ | ૬૦ | ૬૩ | -૩ | ૦ | ૩૮ | -૩૮ | ૩ | ૨ | +૧ | ૦ | ૦ | - |

પરિશિષ્ટ ૨૨

## હિંદ સરકારના ૧૯૩૫ના ધારા પ્રમાણે કેન્દ્રીય ધારાસભામાં લઘુમતીઓનું પ્રતિનિધિત્વ

| ગૃહ | બ્રિટિશ હિંદ માટે બેઠકો | મુસ્લિમો | | | અનુસૂચિત જાતિઓ | | | દેશી ખ્રિસ્તીઓ | | | શીખો | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી પ્રમાણે મળવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો + અથવા ઓછી બેઠકો | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી પ્રમાણે મળવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો + અથવા ઓછી બેઠકો | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી પ્રમાણે મળવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો + અથવા ઓછી બેઠકો | ધારા હેઠળ ફાળવાયેલી બેઠકો | વસ્તી પ્રમાણે મળવા યોગ્ય બેઠકો | વધારે બેઠકો + અથવા ઓછી બેઠકો |
| ૧. નીચલું ગૃહ | ૨૫૦ | ૮૨ | ૬૭ | +૧૫ | ૧૯ | ૩૫ | -૧૬ | ૮ | ૩ | +૫ | ૬ | ૩ | +૩ |
| ૨. ઉપલું ગૃહ | ૧૫૦ | ૪૯ | ૪૦ | +૯ | ૬ | ૨૧ | -૧૫ | ૦ | ૨ | -૨ | ૨ | ૨ | +૨ |

પરિશિષ્ટ ૨૩

# નોકરીઓમાં કોમવાર પ્રતિનિધિત્વ

## હિંદ સરકારનો ઠરાવ[1]

## મહેકમ ૪થી જુલાઈ ૧૯૩૪

## વિભાગ-૧ - સામાન્ય

૧. ક્રમાંક એફ : ૧૪/૧૭-બી/૩૩ - ધારાસભામાં અપાયેલ બાંયધરી અનુસાર કોમી અસમાનતાઓ દૂર કરવા સરકારી નોકરીઓમાં સીધી નિમણૂકના કેટલાક ટકા અનામત રાખવાની ઈ.સ. ૧૯૨૫થી અનુસરાતી નીતિનાં પરિણામોની હિંદ સરકારે કાળજીપૂર્વક સમીક્ષા કરી છે. એવી રજૂઆત થઈ છે કે આમ તો આ નીતિ જાહેર નોકરીઓમાં મુસ્લિમોને વધુ પ્રતિનિધિત્વ મળે તે હેતુથી મુખ્યત્વે અપનાવાઈ હતી. પણ તે તેમને યોગ્ય નિમણૂકો અપાવવામાં પણ નિષ્ફળ ગઈ છે અને એવી દલીલ કરવામાં આવે છે કે ખાલી પડેલી જગ્યાઓ માટે મુસ્લિમોના ચોક્કસ ટકા અનામત નહિ રાખવામાં આવે તો આ સ્થિતિ દૂર કરી શકાશે નહિ. ખાસ કરીને, રેલવેની નોકરીઓમાં, જે વિસ્તારોમાં મુસ્લિમોની ટકાવારી કુલ વસ્તીના પ્રમાણમાં ઊંચી છે તે વિસ્તારોમાંથી પસાર થતી રેલવેમાં પણ મુસ્લિમોની સંખ્યા ઓછી છે. તે હકીકત પ્રત્યે ધ્યાન દોરવામાં આવ્યું છે.

આ પરિસ્થિતિની સમીક્ષાએ દર્શાવ્યું છે કે આ ફરિયાદો વાજબી છે અને નોકરીઓમાં મુસ્લિમોની સ્થિતિ સુધારવા માટે ભરતી માટેની સૂચનાઓ સુધારવી જોઈએ તેવી તેમણે કરેલી તપાસથી હિંદ સરકારને સંતોષ છે.

૨. આ સામાન્ય પ્રશ્ન વિચારતાં હિંદ સરકારે એંગ્લો-ઈન્ડિયનોના, હિંદ સ્થિત યુરોપિયનોના અને દલિત વર્ગોના દાવાઓ પણ ખ્યાલમાં રાખ્યા છે. જાહેર સેવાઓની કેટલીક શાખાઓમાં નિમણૂકોની મોટી ટકાવારી એંગ્લો-ઈન્ડિયનોની છે અને તે પણ સ્વીકારાયું છે કે આ કોમ જેટલે અંશે નોકરી પર અવલંબિત છે તે જોતાં, એંગ્લો- ઈન્ડિયનોને તેમની વર્તમાન સ્થિતિમાંથી ત્વરિત ખસેડવાનાં કોઈ પણ સ્વરૂપનાં પગલાં આ નવી પરિસ્થિતિમાં અટકાવવાં જોઈએ નહિતર

[1] ગેઝેટ ઓફ ઈન્ડિયા ભાગ-૧, ૭, જુલાઈ, ૧૯૩૪.

તેવાં પગલાંથી તે કોમનું આર્થિક માળખું ભયંકર રીતે તૂટી જાય તેવુંય બને. કેટલાક વિભાગોમાં ઍંગ્લો-ઈન્ડિયનો તથા હિંદ સ્થિત યુરોપિયનો માટે નોકરીના સંબંધમાં જે સૂચનાઓ અપાઈ છે તે આ નીતિને અમલમાં મૂકવા યોજાઈ છે.

૩. દલિતવર્ગોના સંબંધમાં, જાહેર નોકરીઓમાં તેમને વાજબી પ્રમાણમાં પ્રતિનિધિત્વ મળે તે માટે યોગ્ય પગલાં લેવાવાં જોઈએ તે પણ તેનો સમાન હેતુ છે. ઉચ્ચવર્ણના હિંદુઓની આ સંબંધી ઈચ્છા ઈ.સ. ૧૯૩૨માં થયેલા પૂના કરારમાં ઔપચારિક રીતે જાહેર કરાઈ હતી અને નામદાર સમ્રાટની સરકારે તે કરાર સ્વીકારતાં આ મુદ્દાની યોગ્ય નોંધ લીધી હતી. આ વર્ગોની સામાન્ય શિક્ષણની વર્તમાન સ્થિતિ જોતાં, હિંદ સરકાર એમ વિચારે છે કે એકંદર હિંદુઓ માટે ઉપલબ્ધ થતી સંખ્યામાંથી તેમને માટે જગ્યાઓની નિશ્ચિત ટકાવારી અનામત રાખવાથી કોઈ હેતુ નહિ સરે, પણ તે આશા રાખે છે કે દલિત વર્ગોના પૂરતી યોગ્યતા ધરાવતા ઉમેદવારો તેઓ ખુલ્લી સ્પર્ધામાં સફળ નહીં થઈ શકે તેટલા જ કારણસર નિમણૂકોની વાજબી તકોમાંથી તેઓ વંચિત ન રહે તેની તે ખાતરી કરી લેશે.

૪. હિંદ સરકારે ઉપર ઉલ્લેખેલી લઘુમતીઓ સિવાયની અન્ય લઘુમતીઓનો પણ વિચાર કર્યો છે અને આ નવા નિયમો હાલની જેમ જ તેમને નોકરીઓમાં યોગ્ય પ્રતિનિધિત્વ આપતા જ રહેશે તેવો તેને સંતોષ છે.

## વિભાગ-૨ - નિયમોનું વિષયક્ષેત્ર

૫. નીચે નિયત કરેલા નિયમોના પાલન પર નજર રાખવા સમર્થ બનાવવા માટે હિંદ સરકાર વાર્ષિક નિયતપત્રક કરવાનું વિચારે છે.

૬. આ હેતુઓ સિદ્ધ કરવા માટે હિંદી વજીરની મંજૂરીથી હિંદ સરકારે જે સમાન્ય નિયમો અપનાવ્યા છે તેની સ્પષ્ટતા નીચે કરી છે. આ નિયમો માત્ર સીધી ભરતી અંગેના છે અને બઢતી દ્વારા થતી ભરતી અંગેના નથી. તે તો માત્ર ગુણવત્તાની અત્યારની નીતિ પ્રમાણે જ ચાલુ રહેશે. તે હિંદી સનદી સેવા, વર્ગ-૧ તથા વર્ગ-૨ની કેન્દ્રીય નોકરીઓ અને જેમાં ઉચ્ચ ટેકનિકલ અથવા ખાસ લાયકાતો જરૂરી બને છે તેવી થોડીક નોકરીઓ અને જગ્યાઓના અપવાદ સિવાયની તાબાની નોકરીઓને લાગુ પડશે. પણ બ્રહ્મદેશમાં આવી નોકરીઓમાં

થતી ભરતીને તે લાગુ પડશે નહિ. રેલવેના સંબંધમાં, ચાર રાજ્યો દ્વારા સંચાલિત રેલવેના નાના નોકરો તથા કામદારોની જગ્યાઓ સિવાયની બધી જ જગ્યાઓને આ કાયદાઓ લાગુ પડે છે અને કંપની સંચાલિત રેલવેને પણ રેલવેની નોકરીઓ અંગે આવા જ કાયદાઓ અપનાવવાનું કહેવામાં આવશે.

## વિભાગ-૩ - અખિલ હિંદ ધોરણે જેમાં ભરતી થાય છે તે નોકરીઓ માટેના નિયમો

૭. (૧) અખિલ હિંદ ધોરણે જેમાં ભરતી થાય છે તે હિંદી સનદી સેવા અને કેન્દ્રની તથા તાબાની નોકરીઓ માટે નીચેના નિયમોનો અમલ થશે :

(૧) જે બધી ખાલી જગ્યાઓ હિંદીઓની સીધી ભરતી દ્વારા ભરવાની છે તેમાંથી ૨૫ ટકા મુસ્લિમો માટે અનામત રખવામાં આવશે અને ૮.૧/૩ ટકા અન્ય લઘુમતીઓ માટે અનામત રખાશે.

(૨) જો ખુલ્લી સ્પર્ધા દ્વારા આ ભરતી થાય અને જો મુસ્લિમો તથા અન્ય લઘુમતીઓને આટલા ટકાથી ઓછી જગ્યાઓ મળે તો તે ઓછી મળેલી જગ્યાઓ નિયુક્તિ દ્વારા તેમને આપવામાં આવશે. છતાં જો ખુલ્લી સ્પર્ધામાં મુસ્લિમો તેમને માટે અનામત રખાયેલા ટકાથી વધુ જગ્યાઓ પ્રાપ્ત કરે તો અન્ય લઘુમતીઓ માટે અનામત રાખેલા ટકામાં કોઈ પણ પ્રકારનો કાપ નહિ મુકાય અને જો અન્ય કોમો તેમને માટે અનામત રખાયેલા ટકાથી વધુ જગ્યાઓ ખુલ્લી સ્પર્ધામાં પ્રાપ્ત કરે તો મુસ્લિમો માટે અનામત રખાયેલા ટકામાં કોઈ પણ પ્રકારનો કાપ નહિ મુકાય.

(૩) જો અન્ય લઘુમતી કોમોના સભ્યો ખુલ્લી સ્પર્ધામાં એમના અનામત ટકાથી ઓછા ટકા મળે અને તેમાં નિયુક્તિ કરવા માટે યોગ્ય લાયકાત ધરાવતા ઉમેદવારો ન મળી આવે તો ૮.૧/૩ ટકામાંનો બાકી રહેલો ભાગ મુસ્લિમોને ઉપલબ્ધ થશે.

(૪) અન્ય લઘુમતીઓ માટે અનામત રખાયેલા ૮.૧/૩ ટકાને તેમની વચ્ચે નક્કી કરેલા કોઈ પણ પ્રમાણમાં વહેંચવામાં આવશે નહિ.

(૫) બધા જ કિસ્સાઓમાં લાયકાતનું ઓછામાં ઓછું ધોરણ તો રાખવામાં આવશે અને અનામતો આ શરતને આધીન છે.

(૬) દલિત વર્ગોને વાજબી પ્રતિનિધિત્વ મળી રહે તે માટે, આ વર્ગોના યોગ્ય લાયકાત ધરાવતા સભ્યોની જાહેર સેવાઓમાં નિયુક્તિ કરવામાં આવે, ભલે પછી તે સેવામાં ભરતી સ્પર્ધા દ્વારા કરવાની હોય. આ વર્ગોના સભ્યોની નિમણૂક જો નિયુક્તિ દ્વારા થાય તો તે નિમણૂક, ઉપરની કલમ (૧)ના અનુસંધાનમાં તેમને માટે અનામત રખાયેલા ટકામાં ગણવામાં નહિ આવે.

(૨) આ ઠરાવના બીજા ફકરામાં આપેલા કારણોસર જેની ભરતી અખિલ હિંદ ધોરણે થાય છે તેવી ગેઝેટમાં જાહેર થતી રેલવેમાંની જગ્યાઓ માટે હિંદ સરકારે એંગ્લો-ઈન્ડિયનો અને હિંદ સ્થિત યુરોપિયનોનો ખાસ ખ્યાલ રાખ્યો છે. આ જગ્યાઓમાં તેમનું અત્યારનું પ્રતિનિધિત્વ લગભગ જાળવી રાખવા માટે એંગ્લો-ઈન્ડિયનો તથા આદિવાસી યુરોપિયન કોમોને હિંદી કોમોના સભ્યોને ઉપલબ્ધ કુલ જગ્યાઓમાંથી લગભગ નવ ટકા મળશે. હિંદ સરકારને પોતાને ખાતરી થઈ છે કે બઢતી દ્વારા ભરાતી જગ્યાઓમાં તથા ભરતી દ્વારા ભરાતી જગ્યાઓમાં અત્યારે તે કોમો આ ખાલી જગ્યાઓમાં નવ ટકાથી વધુ ટકા મેળવે છે. આવી પરિસ્થિતિમાં એવું નક્કી કરાયું છે કે અત્યારે કોઈ ખાસ અનામત રાખવાની જરૂર નથી. જો અને જ્યારે એમ લાગશે કે આ કોમને નવ ટકાથી ઓછી જગ્યાઓ મળતી જણાય છે તો અને ત્યારે સીધી ભરતીમાં તેમનાં કાયદેસરના હિતોનું રક્ષણ કરવા કેવી વ્યવસ્થાઓ કરવી જરૂરી બને તે વિચારાશે.

## વિભાગ-૪ - સ્થાનિક ધોરણે જેમાં ભરતી થાય છે તે નોકરીઓ માટેના નિયમો

(૩) અખિલ હિંદ ધોરણે નહિ પણ જેમાં સ્થાનિક વિસ્તારો દ્વારા ભરતી થાય છે તે બધી જ નોકરીઓ માટે, ઉદાહરણ તરીકે રેલવે, તાર અને ટપાલ વિભાગ, જકાત ખાતાની નોકરી, આવકવેરા ખાતા માટે, નીચેના ફેરફારોને અધીન રહી ઉપર નક્કી કરેલા સામાન્ય નિયમો લાગુ પડશે :

(૧) સમગ્ર હિંદ માટે મુસ્લિમોના ૨૫ ટકા અને અન્ય લઘુમતીઓના ૮.૧/૩ ટકા કુલ અનામત જગ્યાઓ, તે વિસ્તારમાં મુસ્લિમો તથા અન્ય

લઘુમતીઓની વસ્તીના પ્રમાણ તથા સંબંધિત વિસ્તારની સ્થાનિક સરકારે અપનાવેલા ભરતીના નિયમોને અધીન રહી, રેલવે અથવા સ્થાનિક વિસ્તાર અથવા સર્કલ તે દરેક માટે ટકાવારી નક્કી કરીને મેળવવામાં આવશે.

(૨) રેલવે, તાર ટપાલ ખાતા, અને જકાત ખાતાની નોકરીના કિસ્સામાં કે જેમાં ઍંગ્લો-ઈન્ડિયન અને હિંદ સ્થિત યુરોપિયનો અત્યારે મોટે ભાગે નોકરીઓમાં રખાયા છે ત્યાં ઉપરના ફકરા-૨માં જાહેર કરેલી નીતિને અમલમાં મૂકવા માટે હવે પછીના ફકરામાં વર્ણવેલી ખાસ જોગવાઈઓ કરવી જરૂરી બને છે.

(૧) (અ) ઍંગ્લો-ઈન્ડિયન અને હિંદ સ્થિત યુરોપિયનો અત્યારે રેલવેની તાબાની જગ્યાઓમાં ૮.૮ ટકા જગ્યાઓ ધરાવે છે. આથી, (૧) રેલવેમાં આ કોમોના કેટલા સભ્યો અત્યારે નોકરીમાં છે તે સંખ્યાનો ખ્યાલ રાખીને (૨) રેલવેની નોકરીની દરેક શાખા કે વિભાગમાં, ઉદાહરણ તરીકે મિકેનિકલ એન્જિનિયરીંગ, સિવિલ એન્જિનિયરીંગ અને ટ્રાફિક વિભાગો, જેવાં ખાતાઓમાં કે જેમાં મુખ્યત્વે ઍંગ્લો-ઈન્ડિયનોને હાલમાં નોકરીમાં રાખ્યા છે તેમને નોકરીમાં રહેવા દઈને તે સહુ માટે અલગઅલગ ટકાવારી નક્કી કરીને તેમની આ પરિસ્થિતિનું રક્ષણ કરવા, સીધી ભરતીથી ભરાતી બધી જગ્યાઓ માટે આ કોમોના સભ્યો માટે ૮ ટકા જગ્યાઓ અનામત રખાશે. તાબાની નોકરીઓમાં ઊંચી કક્ષાઓની કોઈ પણ જગ્યાઓ અનામત રખાશે નહિ અને આ કક્ષાઓમાં બઢતી અત્યારની જેમ ગુણવત્તા પ્રમાણે જ રખાશે...

(બ) મુસ્લિમો માટે ૨૫ ટકા અનામત અને ઍંગ્લો-ઈન્ડિયન માટે ૮ ટકા અનામત રાખવાથી તે જરૂરી બને છે કે મુસ્લિમો અને ઍંગ્લો-ઈન્ડિયનો સિવાયની અન્ય બહુમતીઓના હિતોનું રક્ષણ કરવા તમામ લઘુમતી કોમો માટે અત્યાર સુધી અપનાવેલી ૩૩ ૧/૩ અનામતની નીતિમાં વધારો આવશ્યક છે. આથી, તેમને માટે સીધી ભરતીથી ભરાતી જગ્યાઓના ૬ ટકા અનામત રાખવા તેવો નિર્ણય લેવાયો છે. અત્યારે આ કોમોના સભ્યો જગ્યાઓની જે ટકાવારી ધરાવે છે તેટલી જ લગભગ આ ટકાવારી છે. આ ઠરાવના ૮ (૧) ફકરામાં વર્ણવેલી રીતથી આ કુલ અનામત પ્રાપ્ત થશે અને ત્યાર પછી લઘુમતી કોમો વચ્ચે તેનું વધુ વિભાજન નહિ થાય.

(૨) તાર અને ટપાલ ખાતામાં પણ, એંગ્લો-ઈન્ડિયનો તથા હિંદ સ્થિત યુરોપિયનોનાં હિતોનાં રક્ષણ માટે જે સિદ્ધાંતો રેલવેમાં અપનાવ્યા છે તે જ અપનાવાશે. તાબાની બધી જ જગ્યાઓમાં હાલમાં આ કોમોના ૨.૨ ટકા છે. તેવી ચોકસાઈપૂર્વક ખાતરી કરી લીધી છે કે આ શાખાઓ, ખાતા અને કક્ષાઓમાં આ કોમ માટે જગ્યાઓના ૫ ટકા અનામત રાખવામાં આવે - અને તેટલા અનામત મેળવવા આ કોમ વાજબીપણે અપેક્ષા રાખે, તેનાથી અત્યારે તેઓ તાબાની જગ્યાઓમાં જે ટકાવારી ધરાવે છે તેનાથી તેમને સહેજ જ ઓછી ટકાવારી પ્રાપ્ત થશે. જે વિભાગો કે શાખાઓમાં એંગ્લો-ઈન્ડિયનો માટે ખાસ અનામત રખાશે ત્યાં અન્ય લઘુમતીઓ માટે અનામત જગ્યાઓ એવી રીતે નક્કી કરાશે કે જે અત્યારે તેઓ તાબાની જગ્યાઓમાં જેટલી ટકાવારી ધરાવે છે તેની લગભગ સરખી ટકાવારી જેટલું જ હોય. મુસ્લિમો સિવાયની એંગ્લો-ઈન્ડિયન તથા અન્ય લઘુમતીઓ માટે કુલ અનામત કોઈ પણ રીતે ૮ ૧/૩ ટકાથી તો ઓછા હશે જ નહિ.

(૩) મૂલ્યાંકન ખાતાની જગ્યાઓમાં અને ઉપલી નિવારક નોકરીની મહત્ત્વની જગ્યાઓમાં અત્યારે એંગ્લો-ઈન્ડિયનો મોટી સંખ્યામાં નોકરીમાં રખાયા છે. મૂલ્યાંકન ખાતા માટે ખાસ ટેકનિકલ લાયકાતો જરૂરી છે અને આ ઠરાવના ૬ઠ્ઠા ફકરામાં સૂચવાયેલા સામાન્ય સિદ્ધાંતો સાથે સુસંગત રહી, આ નિયમોના અમલમાંથી તેને બાકાત રાખવામાં આવશે. નિવારક નોકરીમાં પણ ખાસ લાયકાતો જરૂરી છે અને એંગ્લો-ઈન્ડિયનો માટે અનામતની ભરતીની વર્તમાન નીતિ જાળવી રાખવામાં આવશે.

**હુકમ :** આથી હુકમ કરવામાં આવે છે કે આ ઠરાવની જાણ બધી જ સ્થાનિક સરકારોને અને વહીવટી તંત્રોને તથા હિંદ સરકારના જુદા જુદા વિભાગોને તેમની માહિતી માટે (અને માર્ગદર્શન માટે) કરવામાં આવે અને તેને 'ગેઝેટ ઓફ ઈન્ડિયા'માં પણ પ્રસિદ્ધ કરવામાં આવે.

**એમ. જી. હેલ્લેટ**
સેક્રેટરી, હિંદ સરકાર.

પરિશિષ્ટ ૨૪

# નોકરીઓમાં અનુસૂચિત જાતિઓના કોમવાર પ્રતિનિધિત્વ અંગે ઈ.સ. ૧૯૪૩નો હિંદ સરકારનો ઠરાવ

ગૃહવિભાગ

ઠરાવ

**નવી દિલ્હી, ૧૧, ઓગસ્ટ, ૧૯૪૩.**

ક્રમાંક ૨૪/૫/૪૨-એસ્ટા (એસ) કેન્દ્રીય ધારાસભામાં અપાયેલી બાંયધરીને અનુલક્ષીને દલિત વર્ગો જેમને હિંદ સરકારના ૧૯૩૫ના ધારામાં 'અનુસૂચિત જાતિઓ' તરીકે ઓળખવામાં આવ્યા છે તેમને પોતાના વહીવટી નિયંત્રણ હેઠળની નોકરીઓની ઈ.સ. ૧૯૩૪થી અનુસરાતી નીતિની હિંદ સરકારે કાળજીપૂર્વક સમીક્ષા કરી છે. હિંદ સરકારે તેના તારીખ ૪, જુલાઈ, ૧૯૩૪ના ઠરાવ ક્રમાંક એફ/૧૪/૭-બી/૩૩માં જાહેર કર્યું છે કે આ વર્ગોમાં સામાન્ય શિક્ષણની તત્કાલીન પ્રવર્તતી સ્થિતિ જોતાં એમ લાગતું નથી કે તેમને માટે જગ્યાઓના ચોક્કસ ટકા અનામત રાખવાથી કોઈ ચોક્કસ હેતુ સરે. છતાં અનુસૂચિત જાતિઓને વાજબી પ્રતિનિધિત્વ મળી રહે તેવી વ્યવસ્થા કરવા તેમણે હુકમ કર્યો હતો કે આ વર્ગોના યોગ્ય લાયકાત ધરાવતા સભ્યોને જાહેર નોકરીમાં નિયુક્ત કરાય, ભલે પછી તે નોકરીમાં સ્પર્ધા દ્વારા ભરતી થતી હોય. ત્યારથી અનુસૂચિત જાતિઓને વધુ પ્રતિનિધિત્વ મળી રહે તેવાં અનેક પગલાં લેવાયાં છે. છતાં અત્યાર સુધી પ્રાપ્ત થયેલાં પરિણામો એટલાં નક્કર નથી. જો કે, હિંદ સરકાર તેનો સ્વીકાર કરે છે કે આનું મુખ્ય કારણ તો યોગ્ય લાયકાત ધરાવતા ઉમેદવારો મળતા નથી તે છે. છતાં તે વિચારે છે કે જગ્યાઓના ચોક્કસ ટકા અનામત રાખવાથી આ જાતિઓના ઉમેદવારોને બહેતર યોગ્યતાઓ પ્રાપ્ત કરવાનું પ્રોત્સાહન આપશે અને આમ, તેમને વિવિધ સરકારી જગ્યાઓ અને નોકરીઓ માટે યોગ્ય બનાવશે. વળી, એમ પણ માનવામાં આવે છે કે વયમાં છૂટછાટ અને નિયત ફીમાં ઘટાડો પણ અનુસૂચિત જાતિઓમાંથી યોગ્યતા ધરાવનાર ઉમેદવારો

મેળવવામાં સહાય કરે. તદનુસાર, હિંદ સરકારે નીચેના ચાર ફકરાઓમાં આપેલા નિયમો બહાર પાડવાનું નક્કી કર્યું છે :

૨. હાલની બિન-અનામત ખાલી જગ્યાઓમાં હિસ્સો મેળવવા જે અન્ય કોમો હકદાર છે તેમની વસ્તીના પ્રમાણમાં અનુસૂચિત જાતિઓની જે વસ્તી છે તે આધારે આવી કુલ જગ્યાઓમાંથી અનુસૂચિત જાતિઓ ૧૨.૭૫ ટકા જગ્યાઓના માટે હકદાર રહેશે. છતાં વસ્તીને આધારે પોતે હકદાર હોય એવી જગ્યાઓ પૂરેપૂરી સંખ્યામાં ભરવા માટે અનુસૂચિત જાતિઓના ઉમેદવારો પૂરી સંખ્યામાં મળી આવે તે સંભવિત નથી. આથી, હિંદ સરકાર અત્યાર પૂરતા એવા તારણ પર આવી છે કે અત્યારે કંઈક અંશે થોડા ટકા એટલે કે ૮ ૧/૩ અનામત રાખવા પૂરતા બનશે. લાયકાત ધરાવનાર ઉમેદવારો આવા વર્ગોમાંથી મળી શકે છે તેવું લાગતાં તરત જ આ ટકાવારીમાં વધારો કરવાનો પ્રશ્ન વિચારવા તે ધારે છે.

૩. નીચે આપેલા નિયમો માત્ર સીધી ભરતીને જ લાગુ પડશે અને બઢતી દ્વારા થતી ભરતીને તે લાગુ પડતા નથી. તેવી ભરતી તો કોઈ પણ પ્રકારની કોમી વિચારણા વિના અત્યારે થાય છે તેમ જ થતી રહેશે. આ નિયમો કેન્દ્રીય નોકરીઓ (વર્ગ-૧ તથા વર્ગ-૨) અને હિંદ સરકારના વહીવટી નિયંત્રણ હેઠળની તાબાની નોકરીઓને લાગુ પડશે. માત્ર કેટલીક જગ્યાઓ અને કેટલીક નોકરીઓ કે જેને માટે ઉચ્ચ ટેકનિકલ અથવા તો ખાસ લાયકાતોની જરૂરિયાત પડે છે તે જગ્યાઓ અને નોકરીઓ કે જેમને તેના તારીખ ૪થી જુલાઈ, ૧૯૩૪ના ક્રમાંક એફ. ૧૪/૧૭-બી/૩૩ના ઠરાવમાં સમાવાયેલા કોમી પ્રતિનિધિત્વના હુકમોના કાર્યક્ષેત્રમાંથી બાકાત રાખવામાં આવી છે તેમને તે લાગુ પડશે નહિ. રેલવે સંબંધમાં આ નિયમો નાના નોકરો તથા કામદારોની જગ્યાઓ સિવાયની બધી જ જગ્યાઓને લાગુ પડશે. કંપની સંચાલિત રેલવેને પણ જે તે રેલવેની નોકરીઓ અંગે આવા જ નિયમો અપનાવવાનું કહેવામાં આવશે.

૪. અનુસૂચિત જાતિઓને જાહેર સેવાઓમાં વધુ સારું પ્રતિનિધિત્વ મળી રહે તે હેતુસર નીચેના નિયમો ભવિષ્યમાં અમલી બનશે :

(૧) અખિલ હિંદ ધોરણે જેમાં ભરતી થાય છે તે કેન્દ્રની તથા તાબાની

BENGAL & ASSAM


PUNJAB
AFGHANISTAN
N. W. F. PROVINCES
KASHMIR
BALUCHISTAN
SIND
RAJPUTANA
UNITED PROVINCES
RAWALPINDI
ATTOCK
JHELUM
GUJRAT
SHAHPURI
SIALKOT
GUJRANWALLA
GURUDASPUR
CHAMBA
KANGRA
SIMLA
HOSHIARPUR
JALLANDAR
AMRITSAR
SHEIKHPURA
MIANWALI
JHANG
LYALPUR
LAHORE
FIROZ PUR
LUDHIANA
AMBALA
MONTGOMERY
MULTAN
MUZAFFARGARH
DERAGAZIKHAN
PATIALA
KARNAL
HISSAR
ROHTAK
DELHI
GURGAON
BHAWALPUR
S U T L E J R I V E R
REFERENCE
HINDU ........ AREA
MUSLIM ........ AREA


INDIA.
REFERENCE
HINDU AREA
MUSLIM AREA
PERSIA
AFGHANISTAN
NWF PROVINCES
KASHMIR
PUNJAB
BALUCHISTAN
DELHI
NEPAL
BHUTAN
UNITED PROVINCES
RAJPUTANA
SIND
KARACHI
ASSAM
CHINA
BIHAR
BENGAL
CALCUTTA
BURMA
CENTRAL PROVINCES
ORISSA
ARABIAN SEA
BOMBAY
HYDRABAD
BAY OF BENGAL
SIAM
GOA
MADRAS
MYSORE
ANDAMAN ISLANDS
CEYLON

નોકરીઓમાં હિંદીઓની સીધી ભરતીથી ભરવાની બધી જ જગ્યાઓમાં ૮ ૧/૩ ટકા જગ્યાઓ અનુસૂચિત જાતિઓના ઉમેદવારો માટે અનામત રહેશે.

(૨) રેલવેના તાબાની નોકરીઓ, તાર ટપાલ ખાતા,જાકાત ખાતાની નોકરીઓ,આવકવેરા ખાતા વગેરે જેવી નોકરીઓના કિસ્સાઓમાં કે જેમાં અખિલ હિંદ ધોરણે નહિ પણ સ્થાનિક વિસ્તાર કે સર્કલ દ્વારા ભરતી થાય છે, સંબંધિત વિસ્તારમાં કે સર્કલમાં અનુસૂચિત જાતિઓની વસ્તી અને સંબંધિત વિસ્તાર કે સર્કલની પ્રાંતીય સરકારે ભરતી માટે અપનાવેલા નિયમોને લક્ષમાં લઈને મંડળ પ્રત્યેક સ્થાનિક વિસ્તાર અથવા સર્કલ માટે ટકાવારી નક્કી કરીને, સમગ્ર હિંદ માટેની જગ્યાઓમાંથી અનુસૂચિત જાતિઓ માટે ૮ ૧/૩ ટકા જગ્યાઓ મેળવવામાં આવશે.

(૩) જ્યારે ખુલ્લી સ્પર્ધા દ્વારા ભરતી થાય અને અનુસૂચિત જાતિઓને તેમને માટે અનામત રખાયેલી જગ્યાઓ કરતાં ખૂબ ઓછી જગ્યાઓ મળે ત્યારે શક્ય હોય તો તે જાતિઓના લાયકાત ધરાવતા ઉમેદવારોની નિયુક્તિ દ્વારા તે તફાવત સરભર કરવામાં આવશે.

(૪) અનુસૂચિત જાતિઓના ઉમેદવારો તેમને માટે ખુલ્લી સ્પર્ધામાં અનામત રખાયેલી જગ્યાઓ કરતાં ઓછી જગ્યા મેળવે અને નિયુક્તિ માટે આ જાતિઓના યોગ્ય લાયકાત ધરાવતા ઉમેદવારો મળી શકે નહિ અથવા પૂરતી સંખ્યામાં મળી શકે નહિ. આવા ઉમેદવારો માટે અનામત રખાયેલી જગ્યાઓને બિન-અનામત ગણવામાં આવશે. પણ તે વર્ષે તેમને માટે ઉપરની કલમ (૧) અથવા કલમ (૨) પ્રમાણે અનુરૂપ જગ્યાઓની સંખ્યા અનામત રખાશે.

(૫) જો કલમ (૪) પ્રમાણે આગલા વર્ષે આગળ ખેંચાયેલી જગ્યાઓ ભરવા માટે અનુસૂચિત જાતિઓના યોગ્ય લાયકાત ધરાવતા ઉમેદવારો ઉપલબ્ધ ન હોય તો તેમના દ્વારા ન ભરાયેલી જગ્યાઓ બિન-અનામત ગણવામાં આવશે.

(૬) બધા જ કિસ્સાઓમાં લાયકાતનું ઓછામાં ઓછું ધોરણ નક્કી કરાશે અને અનામત આ શરતને અધીન રહેશે.

(૭) નોકરી કે સ્થાનમાં નિમણૂક માટે નક્કી કરેલી વધુમાં વધુ વય મર્યાદા અનુસૂચિત જાતિઓના ઉમેદવારો માટે ત્રણ વર્ષ સુધી વધારવામાં આવશે.

(૮) કોઈ પણ પરીક્ષા કે પસંદગી માટે નક્કી કરેલી ફી અનુસૂચિત જાતિઓના ઉમેદવારો માટે ઘટાડીને ૧/૪ કરવામાં આવશે.

(૯) ઉપરના નિયમોમાંના હુકમો ત્રણ મહિના કે તેથી વધુ સમય સુધીની હંગામી જગ્યાઓ પૂરતા પણ લાગુ પડશે. આમાં સરકારી નોકરીમાં કાયમ માટે નહિ નિયુક્ત થયેલી વ્યક્તિઓ દ્વારા ભરાયેલી હંગામી જગ્યાઓનો પણ સમાવેશ થાય છે.

(૧૦) આ નિયમોના હેતુ માટે જો તે વ્યક્તિ ૧૯૩૬ના હિંદ સરકારના (અનુસૂચિત જાતિઓ) હુકમ પ્રમાણે જે વિસ્તારમાં તે અને તેનું કુટુંબ સામાન્ય રીતે વસે છે તે વિસ્તારની અનુસૂચિત જાતિઓમાંની જાતિની હોય તો જ તેને અનુસૂચિત જાતિઓના સભ્ય તરીકે ગણવામાં આવશે.

**હુકમ :** આથી હુકમ કરવામાં આવે છે કે આ ઠરાવની નકલ જુદા જુદા મુખ્ય કમિશનરોને, હિંદ સરકારના જુદા જુદા વિભાગોને, બાતમી કાર્યાલયના ડાયરેક્ટરને અને માહિતી તથા માર્ગદર્શન માટે સમવાયી જાહેર સેવા કમિશનને, અને રાજકીય વિભાગને, શાહી નાણા વિભાગને, ગવર્નર - જનરલના સચિવને (જાહેર) ગવર્નર-જનરલના સેક્રેટરીને (સુધારાઓ), ગવર્નર-જનરલના સેક્રેટરી (અંગત), ધારાસભા વિભાગને, સમવાયી અદાલતને, નામદાર વાઈસરોયના લશ્કરી સેક્રેટરીને તથા બધી જ પ્રાંતીય સરકારોને માહિતી માટે મોકલવી અને આ ઠરાવ ગેઝેટ ઓફ ઈન્ડિયામાં પણ પ્રસિદ્ધ કરવો.

**ઈ. કોનરન સ્મિથ,**
સેક્રેટરી

પરિશિષ્ટ ૨૫

# ક્રિપ્સ દરખાસ્તો

## ઈ.સ. ૧૯૪૧ની ૨૯મી માર્ચે પ્રસિદ્ધ થઈ હિંદી નેતાઓ સાથેની ચર્ચા માટેની જાહેરાતનો ખરડો

આ દેશમાં પ્રવર્તતા અજંપાની અને હિંદના ભવિષ્ય સંબંધી આપેલાં વચનો પૂરાં કરવાની વિચારણા કરીને નામદાર સમ્રાટની સરકારે વિચાર્યું છે કે, હિંદમાં વહેલામાં વહેલી તકે સ્વરાજ્યની સ્થાપના થાય તે માટે તે જે પગલાં લેવા ધારે છે તે સ્પષ્ટ અને ચોક્કસ શબ્દોમાં મૂકવાં. આનો હેતુ ઈંગ્લેંડ અને અન્ય સંસ્થાનો સાથે તાજ પ્રત્યેની સમાન નિષ્ઠાથી જોડાયેલું પણ પ્રત્યેક બાબતોમાં તેમની બરોબરીનું અને તેના આંતરિક તથા બાહ્ય વ્યવહારોની કોઈ પણ બાબતમાં અધીન નહિ તેવું સંસ્થાન રચવાનો છે.

આથી, નામદાર સમ્રાટની સરકાર નીચેની જાહેરાત કરે છે :

(અ) યુદ્ધ બંધ થાય કે તરત જ હિંદ માટેનું નવું બંધારણ ઘડવા હવે પછી વર્ણવેલી રીતે એક ચૂંટાયેલી સંસ્થા હિંદમાં સ્થાપવાનાં પગલાં લેવાશે.

(બ) બંધારણ ઘડનારી સંસ્થામાં દેશી રાજ્યો ભાગ લઈ શકે તે માટે નીચે દર્શાવ્યા પ્રમાણેની જોગવાઈ કરાશે.

(ક) નીચેનાંને અધીન રહીને નામદાર સમ્રાટની સરકાર હવે પછી ઘડાયેલું બંધારણ સ્વીકારવાની અને અમલમાં મૂકવાની જવાબદારી લે છે.

(૧) બ્રિટિશ હિંદનો જે પ્રાંત આ નવું બંધારણ ન સ્વીકારવા માગતો હોય; તેની વર્તમાન બંધારણીય સ્થિતિ જાળવી રાખવા માગતો હોય તે જો પાછળથી તેમાં જોડાવાની ઈચ્છા રાખે તો તેના અનુવર્તી જોડાણની જોગવાઈ તેમાં કરવી જોઈએ.

આવા ન જોડાનાર પ્રાંતો માટે, જો તે ઈચ્છે તો, નામદાર સમ્રાટની સરકાર અહીં રજૂ કરેલી સમાન કાર્યપદ્ધતિ દ્વારા સમજૂતી સાધીને નવા બંધારણ અંગે તથા હિંદી સંઘ જેવો સંપૂર્ણ દરજ્જો આપવા અંગે તૈયાર છે.

(૨) નામદાર સમ્રાટની સરકાર અને બંધારણ ઘડનારી સંસ્થા વચ્ચે કરાર

પર સહી કરવા અંગે વાટાઘાટો થશે. આ કરારમાં. અંગ્રેજોના હાથમાંથી લઈને તમામ જવાબદારીઓ હિંદીઓના હાથમાં સંપૂર્ણ તબદીલ કરવાથી ઊભી થતી બધી જ અનિવાર્ય બાબતોને આવરી લેવાશે. નામદાર સમ્રાટની સરકારે જાતિગત અને ધાર્મિક લઘુમતીઓના રક્ષણ માટે આપેલી બાંયધરી સાથે સુસંગત રહીને તે જોગવાઈ કરશે પણ બ્રિટિશ રાષ્ટ્રસંઘના અન્ય સભ્ય રાષ્ટ્રો સાથે ભવિષ્યના સંબંધોનો નિર્ણય લેવાની હિંદી સંઘની સત્તા પર તે કોઈ મર્યાદા નહિ લાદે.

કોઈ પણ દેશી રાજ્ય આ બંધારણમાં જોડાવાનું પસંદ કરે કે નહિ તો પણ આ નવી પરિસ્થિતિમાં જરૂરી પડે તે માટે કરાર વ્યવસ્થાના પુનરાવલોકનની વાટાઘાટો કરવી અનિવાર્ય બનશે.

(ડ) યુદ્ધના અંત પહેલાં હિંદની મુખ્ય કોમોના નેતાઓ કોઈ બીજા સ્વરૂપ અંગે સંમતિ પર ન આવે તો બંધારણ ઘડનારી સંસ્થા નીચે પ્રમાણે રચાશે :

યુદ્ધના અંતે જ પ્રાંતીય ચૂંટણીઓ અનિવાર્ય બનશે. તેનાં પરિણામો આવે કે સત્વરે જ, પ્રાંતીય ધારાસભાઓનાં નીચલાં ગૃહોના બધા જ સભ્યો એક મતદારમંડળ બનીને પ્રાંતીય પ્રતિનિધિત્વ પ્રથા દ્વારા બંધારણ ઘડનારી સભાની ચૂંટણી માટે કાર્યવાહી કરશે. આ નવી સંસ્થાની સંખ્યા મતદારમંડળની સંખ્યાના લગભગ ૧/૧૦ ભાગ જેટલી હશે.

સમગ્ર બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ જેટલા સરખા પ્રમાણમાં અને બ્રિટિશ હિંદના સભ્યો જેટલી જ સત્તા ધરાવીને દેશી રાજ્યોને તેમની કુલ વસ્તીના તેટલા જ પ્રમાણમાં પ્રતિનિધિઓ નિયુક્ત કરવા નિમંત્રણ આપવામાં આવશે.

(ઇ) અત્યારે જે કટોકટીનો સમય હિંદ સામે ઊભો છે અને નવું બંધારણ ઘડી શકાય તે પહેલાંના ગાળામાં નામદાર સમ્રાટની સરકારે તેમના વિશ્વયુદ્ધના પ્રયત્ન તરીકે હિંદની સંરક્ષણની જવાબદારી ઉઠાવવી અને તે સંરક્ષણનો અંકુશ તથા તે અંગેનું માર્ગદર્શન જાળવી રાખવું અનિવાર્ય છે. પણ હિંદના લશ્કરી, નૈતિક અને ભૌતિક સાધનસંપત્તિની પૂરેપૂરી વ્યવસ્થા હિંદના લોકોનો સહકાર લઈ કરવાની જવાબદારી હિંદ સરકારની છે. હિંદી પ્રજાના મુખ્ય વિભાગોના નેતાઓ તેમના દેશની, રાષ્ટ્ર સમૂહની અને સંયુક્ત રાષ્ટ્રોની સલાહ. મસલતમાં

તાત્કાલિક અને અસરકારક ભાગ લે તેવું નામદાર સમ્રાટની સરકાર ઈચ્છે છે અને તે માટે તે તેમને આમંત્રણ આપે છે. આ રીતે તેઓ, હિંદના ભાવિ સ્વાતંત્ર્ય માટે જે મહત્ત્વનું અને અનિવાર્ય છે તેવા કાર્યમાં પોતાની સક્રિય અને રચનાત્મક સહાય આપવા સમર્થ બનશે.

## શબ્દસૂચિ



**"પાકીસ્તાન અથવાહિંદના ભાગલા" પુસ્તક વિષે કેટલાક અભીપ્રાય**

એ વાતમાં બે મત નથી કે ડૉ. બાબાસાહેબના આ કાર્યમાં બુદ્ધિત્વ, ઊંડી સમજ અને નવીન વિચારસરણીના દર્શન થાય છે. અને આ બધુ ઉચ્ચક્રમમાં શકય છે. એક વિદ્રાન, નિર્ભિક રાજકરણીનું આ વિશિષ્ટ પુસ્તક વાંચનક્ષમ છે. **- કે. ટી. શાહ ભારતજયોતીમાંથી**

પાકિસ્તાન ના લેબલ નીચે એક વિધ્વાન ડોકટરે, (બાબાસાહેબે) ભારતના દરેક વિશિષ્ટ અને ગુંચવણભર્યા પ્રશ્નોની ચર્ચા કરી છે. મુશ્કેલ અને અટપટા મુદ્દઓમાં તેમની કાબેલીયત અને નિખાલસતા કોઈ નકારી શકતું નથી. **- ટાઈમ્સ ઓફ ઈન્ડીયા**

આ પુસ્તક તેની (પાકિસ્તાન) તરફેણ અને વિરુદ્ધમાં લખોયેલું છે આ માટે ડૉ. બાબાસાહેબે મહત્વનો ભાગ ભજવ્યો છે અને આ પુસ્તકમાં એવો કોઈપણ મુદ્દો અથવા પ્રશ્ન નથી કે જે વણસ્પર્શ્યો હોય અથવા જેની ચર્ચા થઈ ન હોય. **- ટી વી વેંકટરામન શાસ્ત્રી**

ડૉ. આંબેડકરનું હકીકત પર પ્રભુત્વ હતુ, તેમની તીવ્ર બુદ્ધિ અને સચોટ (બળવાન) દલીલો મુજબ મુદ્દા છે. **- ધી જર્નાલીસ્ટ**

એક ઉચ્ચકક્ષાનું પૂરક પૂસ્તક, સાંપ્રત રાજકારણના વિધાર્થીઓ એ આ પુસ્તક ગુમાવવુ પાલવે નહી. **- બોમ્બે ક્રોનીકલ**

ઘણું કીમતી પુસ્તક અને એવી દરેક વ્યકિત એ ફરજીયાત વાંચવુ જોઈએ કે જે વર્તમાન અને ભવિષ્યના ભારત પર ગહન વિચાર અને અભ્યાસ કરવા માંગતી હોય. **- ઈન્ડીયન નેશન**

આ પુસ્તક (થોટસ ઓન પાકિસ્તાન) કે જેનો હું ઘણો આભારી છું જે ખરેખર પાકિસ્તાન અથવા નૂતન ભારતના વિધાર્થીઓ માટે જરૂરી છે. **- બેવર્લી નિકોલ્સ વર્ડીક ઓન ઈન્ડીયામાં**